# નિવેદન

ગોવર્ધનરામની જન્મશતાબ્દીને પુનિત પ્રસંગે કંઈક સ્મારકગ્રંથ જેવું પ્રકટ કરવાની એન. એમ. ત્રિપાઠી લિ.ની ભાવના હતી. એક વિચાર એવો પણ હતો કે આ પ્રસંગે ગુજરાતના અભ્યાસનિષ્ઠ અને લબ્ધપ્રતિષ્ઠ લેખકોને સદ્ગતના જીવન અને સર્જન-ચિંતન વિશે લેખો મોકલવા વિનંતિ કરવી અને તેનો એક સંગ્રહ પ્રકટ કરવો. એ રીતે આ પ્રસંગે કેટલુંક નવું વિવેચન સાંપડી રહે એ મોટો લાભ હતો. પણ શતાબ્દી પ્રસંગે લખાયેલા લેખોમાં તટસ્થ અને તલસ્પર્શી અધ્યયન-મૂલ્યાંકનને બદલે અર્ઘ્ય કે અંજલિનું તત્ત્વ કદાચ વધી જાય, તેમ જ ક્યારેક એકની એક વાત વિવિધ લેખકો દ્વારા અજાણતાં બેવડાય એવો સંભવ લાગ્યો. વળી વિદેહ લેખકોને તો એમાં સ્થાન જ ન રહે! તે કરતાં આજ લગી આ મહાન લેખકના સર્જન-ચિંતન વિશે આપણા અનેક વિદ્વાનોએ જે કંઈ લખ્યું છે તેમાંથી જેટલું ઉત્તમ અને ઉપયોગી જણાય તે તારવી, સઘળું નહિ તો શક્ય તેટલું, સુસંકલિત ગ્રંથસ્વરૂપે રજૂ થાય તો સદ્ગતની બહુમુખી પ્રતિભાનો વિવિધ દૃષ્ટિકોણથી સમગ્રતયા અભ્યાસ કરવાનું સુગમ બને અને વિવિધ ગ્રંથોમાં પથરાયલી કે અનેક જૂનાં-નવાં સામયિકોમાં દટાયેલી વેરવિખેર સામગ્રી-કેટલેક અંશે-એક ગ્રંથરૂપે સુલભ થાય. તદુપરાંત નડિયાદથી શતાબ્દી પ્રસંગે ગોવર્ધનસ્મારકગ્રંથ પ્રગટ કરવાની યોજના હતી, એટલે પણ એ કાર્ય કોઈ રીતે નિરર્થક બેવડાય નહિ તે ખ્યાલમાં રાખી આ યોજના વિચારવામાં આવી. એના પરિણામે, સદ્ગત ગો. મા. ત્રિ. ની પુનિત શતાબ્દીસ્મૃતિમાં આ અધ્યયનગ્રંથ ગુજરાતને ચરણે ફૂલપાંખડી રૂપે આજે સાદર રજૂ થાય છે.

અલબત આ મહાન લેખકનું સર્જન અને ચિંતન આજે સ્વતંત્ર સમતોલ દૃષ્ટિબિન્દુથી નવું પરીક્ષણ માંગી રહ્યું છે. એમ તો હજી આપણા ઘણાય સર્જકો ને ચિંતકો મૂલગામી પરીક્ષણ-પર્યેષણની વાટ

જોના ઊભા છે. પણ છેલ્લાં થોડાં વર્ષોમાં અખો, પ્રેમાનંદ, રમણભાઈ નરસિંહરાવ, મણિલાલ, વગેરે પર સ્વાધ્યાયના પ્રતિબિંબરૂપ અભ્યાસગ્રંથો પ્રગટ થવા લાગ્યા છે તે જોતાં ગોવર્ધનરામ વિશે પણ એવો સાંગોપાંગ અભ્યાસ ભવિષ્યમાં થશે એવી આશા ને શ્રદ્ધા સાથે, અહીં તો મુખ્યત્વે 'સરસ્વતીચંદ્ર' ને ગૌણભાવે 'સરસ્વતીચંદ્ર'કારની ઇતર કૃતિઓને નજરમાં રાખીને આજ સુધી જે કાંઇ સંગીન આલોચન વિવેચન થયું છે, તેમાંથી કેટલુંક ગ્રંથસ્થ કરવાનો પ્રયત્ન કર્યો છે. અહીં જે કાંઇ લીધું છે તેથી ઘણું વધારે તો જતું કરવું પડયું છે ગોવર્ધનરામ વિશેનું સમગ્ર વિવેચન તોળીતપાસીને એકત્ર કરવામાં આવે તો તેનાં સહેજે હજાર ઉપર પાનાં થાય! સિંધુના જળરાશિમાંથી નાની અમથી અંજલિ ભરાય ને કૃતજ્ઞભાવે તે જ અંજલિ તેને પાછી અપાય–એવું આ ગ્રંથનું છે. જે અહીં લીધું છે ને જે અહીં છોડી દીધું છે તે અંગે રુચિભેદ ને દૃષ્ટિભેદ પણ રહે. છતાં આપણા અનેક વિદેહ અને વિદ્યમાન વિદ્વાનો ને અભ્યાસીઓના અધ્યયનના પરિપાકરૂપ ગ્રંથ જિજ્ઞાસુઓને કંઇક ઉપકારક ને ઉપયોગી નીવડે તો તેમાં જ આ પ્રયત્નની સાર્થકતા છે.

એમ તો હજી આવા મહાન ગ્રંથકારનું વિસ્તૃત જીવનચરિત્ર લખાવું રહ્યું છે. જે છે તે 'શ્રીયુત ગોવર્ધનરામ' આજે અપ્રાપ્ય છે ને 'સરસ્વતીચંદ્ર'કારની બીજી પ્રસિદ્ધ કૃતિઓ પણ અપ્રાપ્ય છે તે ઉપરાંત ગોવર્ધનરામનું અપ્રગટ સાહિત્ય પણ વર્ષોથી એમનું એમ પડ્યું છે. તેમાંથી 'અધ્યાત્મજીવન,' ગોવર્ધનરામની રોજનીશીઓ, એમની ઇતરકૃતિઓ ને લેખો યોગ્ય સંપાદન સાથે આપણી વિવિધ વિદ્યાસંસ્થાઓ દ્વારા વહેલી તકે પ્રગટ થાય તો આ ગ્રંથકારનું સાચું તર્પણ થયું ગણાય.

એવો દિવસ ક્યારે આવે કે એક એકથી ચઢિયાતી કૃતિઓ ગુજરાતમાં પ્રગટ થાય ને તેના તેજમાં 'સરસ્વતીચંદ્ર' વિલીન થાય!

એવી નમ્ર ગનીઓ સેવનાર ગોવર્ધનરામનો 'સરસ્વતીચંદ્ર' હજી સુધી તો ગુજરાતનો ગરવો ગ્રંથમણિ છે. આ ગ્રંથમણિથી ચઢિયાતું કે સમકક્ષ સર્જન તો ગુજરાતમાં જ્યારે થાય ત્યારે ખરું. પણ આપણે દૃષ્ટિએ 'ક वाङमे मनसि प्रतिष्ठिता, मनो मे वाचि प्रतिष्ठितम्–એવો ઉચ્ચ જેનો આદર્શ હતો, તેના સર્જન–ચિંતનને સમજવા મૂલવવામાં આપણું અધ્યયન મંદ ન હો!

આ સંપાદનમાં પોતાના લેખો લેવાની હાર્દિક અનુમતિ જે લેખકોએ ને તેમનાં કુટુંબીજનોએ આપી છે, તેમનો સૌનો પ્રકાશકો વતી હું અંતઃકરણથી આભાર માનું છું. આ ગ્રંથ માટે શ્રી. રમણીયરામભાઇ ત્રિપાઠીએ ગો. મા. ત્રિ. ની વિવિધકૃતિઓ તેની છબીઓ લેવા આપી હતી. આજે તેનો ઋણસ્વીકાર કરતી વેળા આ શતાબ્દી પ્રસંગે તે પણ નથી, એ વસવસો તો હવે હમેશનો રહી ગયો!

આ સ્મારકગ્રંથના વેચાણમાથી જે કાંઇ પ્રાપ્તિ થાય તેમાંથી સદ્ગત ગો મા. ત્રિ ની અપ્રાપ્ય ને અપ્રગટ કૃતિઓ યથાવકાશ પ્રગટ કરવાનું એન. એમ. ત્રિપાઠી લિમિટેડ ધાર્યું છે. એ સંકલ્પ સવેળા સિદ્ધ થાઓ!

રાજકોટ
તા. ૮–૧૦–૫૫

સંપાદક

● ● ●

અનેક કર્તવ્યોનો ભાર માથે હોવા છતાં, આ ગ્રંથના સંપાદનનો સ્નેહ–શ્રમ સદ્ગત પ્રત્યેના અનન્ય આદરભાવથી નિષ્ઠાપૂર્વક ને અપૂર્વ ઉત્સાહથી સહર્ષ અને સ્વેચ્છાએ ઉઠાવનાર પ્રા. ઉપેન્દ્ર પંડ્યાએ અમારી સાથે એટલી તો આત્મીયતા સાધી છે કે એમની આ મૂગી સાહિત્ય સેવાની સાભાર નોંધ લેતાં પણ અમને સંકોચ થાય છે.

મુંબઇ
વિજ્યા દશમી
સંવત ૨૦૧૧

પ્રકાશકો

●

બે સ્વ. ગો. મા. ત્રિ. ની તસ્વીરો અને સાત
તેમના હસ્તાક્ષરોની છબીઓ મળી કુલ નવ ચિત્રો
આ ગ્રંથમાં યથાસ્થાને મૂકવામાં આવ્યાં છે.

●

# અનુક્રમ

## ખંડ પહેલો



## ખંડ બીજો

"જિજ્ઞાસારસને દ્રવતો કરી મિષ્ટ વાર્તાઓ ઉપદેશ પાઇ દેવો; પરવશ થતાં જ કુમાર્ગે ચઢે એવાં પુરુષત્વહીન ચિત્તોને સન્મૂર્તિઓની ઉચ્ચ સુન્દરતાના મોહપાશમાં નાંખી સદ્વૃત્તના ઘેનમાં ગતિમાન થવાનો અવકાશ આપવો; કથાના વ્યસનીને સુકથાની મદિરા પાઇ સત્કર્મના વ્યસનમાં પડવાનો માર્ગ દેખાડવો; આળસુ વિદ્વાનોમાં સત્પ્રતિભા જગાડવી; સુચિત્રોના મિષ્ટ પરિપાકમાં શાસ્ત્રના સંસ્કારોનો મધુર મધુર સંભાર ભરવો; અવકાશવાળાના અવકાશરૂપ શુંગળામાં સન્મોહની ફુંક મારવી; અને નિરક્ષર જનને તેના ગજા પ્રમાણે અક્ષરલભ્ય જીવનના રસિક કરવા: આ અને એવા ઘણાક કાવ્ય-કથાના ઉદ્દેશ આર્ય કથાકારોથી અજાણ્યા નથી અને યુરોપમાં પણ પ્રશસ્ત વર્ગમાં પ્રશસ્ત ગણાય છે. આપણા શાસ્ત્રકારો તો કહે છે જ કે આવી કથાઓ મિત્રની પેઠે–સ્ત્રીની પેઠે–ઉપદેશ કરે છે."

—સરસ્વતીચંદ્ર ભાગ ૧લાની પ્રસ્તાવનામાંથી

પ્રિય વાંચનાર! પંદર વર્ષે આપણો સમાગમ હવે સમાપ્ત થાય છે. તું પુરુષ હો કે સ્ત્રી હો, સાક્ષર હો કે પ્રાકૃત જન હો, રાજા હો કે પ્રજા હો, શ્રીમાન હો કે રંક હો, ત્યાગી હો કે ભોગી હો, જૂના સંપ્રદાયનો હો કે નવા વિચારનો હો-હો તે હો-સર્વથા તું જે હો તેને માટે યથાશક્તિ યથામતિ થોડી થોડી સામગ્રી આ ગ્રંથનાં કોઈક કોઈક પાનાંમાં તને મળી આવે, કે કંઈ પણ ભાવતું ભોજન ન મળવાથી કેવળ નિરાહાર પાછું જવાનો વારો તારે ન આવે, તારે જોઈતા પદાર્થથી આવે સ્થાને બની શકે એટલી તૃપ્તિ અને એટલો બોધ અને બોધ નહિ તો સૂચના ને સૂચના નહિ તો અભિલાપસ્થાન પણ તને આ ચાર ગ્રંથોમાંથી મળી આવે, અને મનની જે જે વાતો પૂછવાને તારા મનને કોઈ અનુભવી, રસિક કે જ્ઞાની સન્મિત્રની અપેક્ષા હોય એ વાતોનાં સમાધાન કંઈક કરવાને તને આ ગ્રંથો કોઈ સ્થાને કંઈ અંશે મિત્ર જેવા નીવડ્યા હોય, તો આપણી મિત્રતા અને તારી સેવા કંઈક થઈ છે એમ સમજાશે; અને તેનું શુભ ફળ તારા આયુષ્યમાં કાંઈ પણ સુખનો અને કલ્યાણનો અંશ ભરશે તો આ લેખ સફળ થશે. એક નવલકથાનો લેખક તો કોઈનું એથી વધારે કલ્યાણ-શું કરી શકે?-અથવા કરવાનો અધિકારી હોઈ શકે?

......

Farewell! with HIM alone may rest the pain,
If such there were—with YOU, the moral of his strain.

નડિયાદ

ગો. મા. ત્રિ.

૨૩-૧૨-૧૯૦૦

('સરસ્વતીચંદ્ર'ની પૂર્ણાહુતિ-પ્રસંગે લખાયેલો છેલ્લો પરિચ્છેદ)

# જીવનરેખા

"They do not die who leave their thought
Imprinted on some deathless page,
Themselves may pass: the spell they wrought
Endures on earth from age to age."

*

સાક્ષરધામ ગણાતા નડિયાદમાં વિક્રમસંવત ૧૯૧૧માં વિજયાદશમીને દિવસે, ને અંગ્રેજી વર્ષ પ્રમાણે કહીએ તો ઇ. ૧૮૫૫ના ઑક્ટોબરની ૨૦મી તારીખે ગોવર્ધનરામનો જન્મ થયો. આશા અને ઉત્સાહનો, વિજય અને અભ્યુદયનો પવિત્ર ગણાતો વિજયાદશમીનો દિવસ, ગોવર્ધનરામના જન્મથી ગુજરાતને માટે વિશેષ અર્થમાં પવિત્ર પર્વરૂપ બન્યો છે, એમ કહીએ તો ખોટું નથી.

પણ એ ઓગણીસમી સદીનો જમાનો કેવો હતો? એ સમયનું ગુજરાત, એ વખતનું શિક્ષણ, સામાજિક ને ધાર્મિક વાતાવરણ, વગેરે આજ કરતાં સાવ જુદી જ તરેહનું હતું. મુંબઈ જવા માટે તે વખતે નડિયાદથી સુરત સુધી પગરસ્તે ગાડામાં બેસીને જવું પડતું. સુરતથી વહાણમાં બેસીને દરિયાવાટે કેટલેય દિવસે મુંબઈ પહોંચાતું. ને વહાણ પણ કેવાં? પવનના પ્રચંડ ઝપાટામાં ઘણીયે વાર કાગળની હોડી જેવી વહાણની ડોલંડોલ દશા થઈ જતી. પવનની લહેર ને ઇશ્વરની મહેર–પર જ દરિયાઈ મુસાફરી થતી! જ્યારે આજે તો અલ્લાદીનનું જાદુઈ કોડિયું ઘસ્યું ન હોય–તેમ ઊડીને આંખ ઉઘાડતામાં મુંબઈ પહોંચી જવાય છે.

ગોવર્ધનરામ પોતે જ તે વખતના ટપાલ-બંદોબસ્ત વિશે લખે છેઃ "ટપાલનો દર જાસ્તી હતો, અને નડિયાદથી મુંબઈ કાગળ

આવતાં ઓછામાં ઓછા ચાર આના બેસતા અને દશ પંદર દિવસ થતા. ટપાલના ઝીણા ચીનાઈ કાગળ લોકો લખતા અને એક લખોટામાં ઝીણી ઝીણી કાગળની કરચો પર જુદા જુદા મળી દશપંદર કાગળ બીડાતા."

અને સાદાઈ પણ કેવી ! માન્યામાં ન આવે એવી. રસોઇ દરેક માણસને કેટલી રોટલી જોઈશે તેનો હિસાબ ગણીને જ મુકાતી ને ચાર જણ વચ્ચે પાંચ રોટલી વધે તો દરેક જણ સવા સવા રોટલી લઈ લેતા ! રાત્રે જમવા વખતે દીવાની જરૂર ન રહે તો સૂવા માટે દીવાની જરૂર હોય જ શાની ? દીવાસળી સળગાવી દીવો કરવો તે પણ વૈભવનું લક્ષણ ગણાતું ને તેથી સંધ્યાકાળ પછી જ્યારે દીવો કરવા વખત થાય ત્યારે વડનગરા નાગર જ્ઞાતિનાં કેટલાંક કુટુંબો ગોવર્ધનરામને ઘેર જઈ દીવે દીવો સળગાવતાં—આ પણ ગોવર્ધનરામના કુટુંબની સમૃદ્ધિનું સૂચક હતું !

નડિયાદમાં આશરે સવાસો દોઢસો વરસ પહેલાં ધીરજરામ તરવાડીનું નામ જાણીતું હતું. ધીરજરામના પિતા—ગોવર્ધનરામના પ્રપિતામહ-મોહનરામ મોટા વેપારી હતા; સુરતથી માંડીને રતલામ અને મદ્રાસ સુધી, રેલવેનાં સાધનો શૂન્ય જેવાં હતાં ત્યારે પણ, મોટો વેપાર ખેડતા હતા. કાળે કરીને આ દુકાનો ભાંગી. તે જ અરસામાં મોહનરામનું મૃત્યુ થયું. બાપનું દેવું વાળવા ધીરજરામને એકાદ દિવસ કાચી જેલમાં પણ રહેવું પડ્યું ! થોડાં વર્ષ પછી ઈ. સ. ૧૮૧૫ના અરસામાં આજીવિકા માટે તે સાહસ કરીને મુંબઈ આવ્યા.

ઉપરના દૃષ્ટાંતો પરથી જણાશે તેમ ત્યારે કરકસરવાળા આ જમાનામાં, રાત્રે પણ કાકડો સળગાવી ઓરડીમાં સૂઈ રહેવામત છે કે નહિ તે ધીરજરામ જોઈ લેતા. ત્યારે આપદાઓ વેઠીને પણ મોટી પુંજી ભેગી કરવી—એ તે જમાનાની એક ખાસિયત થઈ પડી હતી. ધીરજરામે પણ એ રીતે પાંચ પૈસા ભેગા કર્યા હતા, પણ

'સમયના પ્રમાણમાં તેમની ઉદારતા વધારે હતી, વખણાતી અને ધોરણવાળી હતી.'' ધીમેધીમે એમણે મુંબઈ, સુરત, નડિયાદ ને ગોવા સુધી વેપાર જમાવ્યો ને પુષ્કળ પૈસો એકઠો કર્યો.

ગોવર્ધનરામના શબ્દોમાં કહીએ તો ધીરજરામ "યશસ્વી, દીર્ઘદૃષ્ટિવાળા અને ખબરદાર મરદ આદમીમાં ખપતા. ધારેલું કામ પાર ઉતારવું, કોઈની દરકાર કરવી નહિ, દરેક કામમાં ધોરણ બાંધી તે પ્રમાણે ચાલવું," વગેરે તેમની પ્રકૃતિમાં જ હતું. ધીરજરામ ટેકીલા હતા. સ્વભાવે કંઈક તામસી પણ હતા ને ધનનો કંઈક મદ પણ ખરો; એટલે કેટલીક જગ્યાએ એમના નામનો ત્રાસ પણ પડતો. છતાં તેમનું દિલ ભારે હેતાળ અને ઉદાર હતું. ઘડીકમાં તડફડ કરી વિવાહનું વર્ષી કરી નાખનાર આ ડોસા પોતે પણ પોતાનો સ્વભાવ સમજતા. પોતાને ભારે ક્રોધ થયાનું ભાન થતાં ડોસા એકદમ ઘરમાં દોડી જતા ને "મારા ઉપર ટાઢું પાણી નાખો", "મને નવરાવો" એમ બૂમો પાડતા. 'શું થયું?' એમ કોઈ પૂછે તો જવાબ દેતા "મને ચાંડાળ અભડાવ્યો છે." આમ ક્રોધને ચાંડાળ ગણનાર ડોસા ટાઢા પાણીના ધડેધડાથી નાહી લેતા!

આવા ધીરજરામે પાઈ પાઈ બચાવીને ભેગી કરેલી પુંજીમાંથી અરધો ભાગ લોકકલ્યાણ માટે આપી દીધો હતો. તેમના મરણ વેળા તેમના પુત્ર માધવરામની ઉંમર માત્ર બાર વર્ષની હતી. તેથી પોતાના જમાઈ નવલરામને દુકાનમાં ભાગ આપી 'નવલરામ માધવરામની પેઢી' એ નામથી પોતાની દુકાન ચાલે એવી એમણે ગોઠવણ કરી હતી. આ ધર્માત્મા ને 'વીર ડોસો'–ઇ. ૧૮૪૭માં અવસાન પામ્યા.

આ પછી કેટલાક મહિના બાદ નડિયાદના શ્રીહાટકેશ્વરના મંદિરમાં એક સંન્યાસી આવ્યા. તે કાશીના નાગર બ્રાહ્મણ હતા ને કુટુંબકલેશ કે એવા કોઈ કારણે કંટાળી નાસી આવ્યા હતા. મૌનવ્રત અખંડ પાળતા હોવાથી 'મુનિ મહારાજ'ના નામથી એ ઓળખાતા હતા. તે શરીરે ગોરા, દેખાવડા અને પ્રતાપી હતા.

તેમના પ્રભાવની અને ચમત્કારની કંઈ કંઈ વાતો લોકોમાં ચાલવા લાગી. વિધવા ઉમિયાકુંવરને પણ એમની પ્રતિ સદ્‌ભાવ થયો. ધીરજરામે મરતાં મરતાં કહેલું કે 'છોકરાંની સંભાળ ઈશ્વર કરશે' તે પરથી ભોળાં ડોસીએ જાણ્યું કે આ તો ઈશ્વર જ મુનિ થઈને આવ્યા ! તેથી એમણે મુનિ મહારાજને ઘરમાં નિવાસ આપ્યો. મુનિ મહારાજે શ્રીનાથજીની મૂર્તિની ઘરમાં સ્થાપના કરી; બાળક માધવરામને ઉછેરવાનું માથે લીધું અને વૈષ્ણવભક્તિનો રસ બાળકના શ્રદ્ધાળુ હૃદયમાં રેડવા માંડ્યો.[1] કેટલેક વર્ષે માધવરામના બનેવી નવલરામનું મૃત્યુ થતાં 'નવલરામ માધવરામ'નું નામ બદલી 'શ્રી કૃષ્ણ વાસુદેવજી'ની પેઢીના નામથી માધવરામે પેઢીનું કામ ચાલુ રાખ્યું

માધવરામનાં પત્નીનું નામ શિવકાશી હતું. પતિપત્નીના સ્વભાવ લગભગ બધી બાબતમાં એક બીજાથી જુદા હતા. માધવરામ સાચા ભક્ત હતા, ઊંડી ધાર્મિક વૃત્તિવાળા હતા. વળી મુનિ મહારાજના સમાગમથી તે ચુસ્ત વૈષ્ણવ બન્યા હતા. ઠાકોરજીની સેવા કરવી, ભજન ગાવાં ને એમ ભક્તિમાં આખું જીવન ગાળવું, એ જ એમની ઊંડામાં ઊંડી ઇચ્છા હતી.

બીજી બાજુ શિવકાશી જબરાં વ્યવહારકુશળ હતાં. માધવરામની રગેરગમાં સંન્યાસ હતો, તો શિવકાશી રગેરગમાં વ્યવહારુ ને સંસારી હતાં. અલબત્ત, પાઠપૂજા ને દેવદર્શનમાં તો એમને પણ એ જમાનાના રંગ પ્રમાણે શ્રદ્ધા હતી. પણ માધવરામનું ભક્ત-હૃદય હરિચરણે રમતું ને હરિપદમાં જ લીન થવા ઝંખતું; તેવું કશું શિવકાશીમાં ન હતું. અધિકાર ભોગવવાની, રાજ્ય ચલાવવાની, એમનામાં બહુ પ્રબળ વૃત્તિ હતી. જેવી આ વૃત્તિ હતી તેવી જ

૧ ગોવર્ધનરામના કુટુંબમાં સંન્યાસની વૃત્તિ કે જાણે વારસાગત હતી. ગોવર્ધનરામના પ્રપિતામહ મોહનરામના ભાઈ પ્રભુરામના પુત્ર બાલકૃષ્ણ કુટુંબનો ત્યાગ કરી ગિરનાર પર જઈને રહ્યા હતા. ગોવર્ધનરામના પ્રપિતામહ ધીરજરામના મોટાભાઈ શિવરામ પણ સંન્યાસી થયા હતા.

શક્તિ પણ હતી. કોઈથી ન ડરે, ન દબાય, જરી ગાંજ્યાં ન જાય, એવાં શિવકાશી હતાં. આમ માધવરામમાં જે અડગ દૃઢતા ને બુદ્ધિની તેજસ્વિતાનો અંશ ખૂટતો હતો તે શિવકાશીમાં પૂરેપૂરો આવી વસ્યો હતો.

ગોવર્ધનરામનાં માતાના તેજસ્વી વ્યક્તિત્વનું એક સચોટ દૃષ્ટાંત છે. શિવકાશીને સીમંત આવ્યું ત્યારે એમને આરાસુરી અંબામાતાનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા થઈ. ચોમાસામાં અંબાજીનો રસ્તો ઘણો વિકટ હોય છે ને તેથી એમની આવી અવસ્થામાં એ અંબાજી જાય તો ઘણું જોખમી હતું. બધાંએ એમને બહુ સમજાવ્યાં. પણ એકનાં બે થાય તો તો શિવકાશી નહિ ! છેવટે એમને યાત્રા માટે જવા દેવા પડ્યાં. પણ ઈશ્વરની કે અંબામાતાની કૃપાથી એમને કશું ન થયું. એ હેમખેમ પાછાં આવ્યાં ને સૌના જીવમાં જીવ આવ્યો.[2]

*આ યાત્રાએથી પાછાં ફર્યાં પછી થોડા દિવસે, વિજયાદશમીને* મંગલપ્રસંગે સંવત ૧૯૧૧માં શિવકાશીએ ગોવર્ધનરામને જન્મ આપ્યો.

ગોવર્ધનરામ જેવા તેજસ્વી પુત્રને જન્મ આપનાર માતાના તેજસ્વી વ્યક્તિત્વના દ્યોતક અનેક મધુર પ્રસંગો છે.

ગોવર્ધનરામનાં માતાને સુંદર છોકરાંઓનો ઘણો જ મોહ હતો. પોતાનાં સંતાનો પણ ખૂબ ગોરાં ને દેખાવડાં હોય એમ એ તીવ્રપણે ઝંખતાં. પણ આ તો 'પ્રથમ ગ્રાસે મક્ષિકા' જેવું થયું. ગોવર્ધનરામ જન્મથી જ ઢીલા ને માંદલા નીકળ્યા ! શિવકાશીનું મન આથી ઘણું નારાજ પણ થયું. તે એટલે સુધી કે ગોવર્ધનરામ વરસેકના થયા ત્યારે એજ વયના નાતના એક હૃષ્ટપુષ્ટ સુંદર બાળક સાથે ગોવર્ધનરામને બદલાવવાનો પ્રયત્ન પણ એમણે કર્યો ! પણ તે બાળકની માતાએ ના પાડતાં, શિવકાશી નાસીપાસ થયાં ! આ

---

૨. જે જમાનામાં સ્ત્રીઓ ઘરની બહાર પણ એકલી બહુ નીકળી શકતી નહિ, એવા એ સમયમાં પણ ગોવર્ધનરામનાં માતુશ્રી તરવાની કળામાં ખૂબ પાવરધાં હતાં. ઊંચા ઝાડ પરથી ભૂસકો મારી નડિયાદનું તળાવ આખું તરી જવું એમને મન રમત જેવું હતું. (જુઓ 'શ્રીયુત ગોવર્ધનરામ' પૃ. ૧૭૪)

નિરાશા ને નાસીપાસીમાં જ જીવનની વિરલ ધન્યતા વસેલી હતી તેનું ભાન તો એમને ભવિષ્યમાં જ થનાર હતું ને?

અલબત, આખરે તો માતાના મનમાંથી આ અસંતોષ ધીરેધીરે ઘસાઈ લગભગ જતો રહ્યો. વળી ગોવર્ધનરામે પોતે પણ જેમ તે મોટા થતા ગયા તેમ તેમ, પોતાના ઉમદા ગુણોથી માતાનું હૃદય સર્વ રીતે વશ કરી લીધું. પ્રસંગે પ્રસંગે પુત્રનાં સત્કાર્યોની અને સિદ્ધિઓની જાણ થતાં માતાનું સ્નેહાળ હૃદય વારંવાર પ્રસન્ન અને પુલકિત બની નાચી ઊઠતું. તેમ છતાં પ્રસંગ આવ્યે ગોવર્ધનરામ માતાની મીઠી મશ્કરી કરવાનું ચૂકતા નહિ ને પોતાના સ્વભાવ પ્રમાણે મધુર કટાક્ષ કરીને કહેતા—"પણ, બા, હું તો તારો દીકરો નથી ને? તારો દીકરો તો—છે." ઘેલી માતા આ મશ્કરીનો મર્મ સમજી જતી ને 'જે થયું તે સારું જ થયું' એમ સૂચવી ખડખડ હસી પડતી!

ગોવર્ધનરામની પછી શિવકાશીએ બે પુત્રીઓને જન્મ આપ્યો. મોટી પુત્રીનું નામ શણગારલક્ષ્મી હતું અને નાની પુત્રીનું નામ સમર્થલક્ષ્મી હતું આ નાની બેન ગોવર્ધનરામની અતિશેષ પ્રીતિને પાત્ર બની હતી.

ગોવર્ધનરામ લગભગ બે વર્ષના હતા તેવામાં એમનાં વૃદ્ધ પિતામહી ઉમિયાકુંવરનું મૃત્યુ થયું. મરતી વેળા ઉમિયાકુંવર પુત્રને તથા પુત્રવધૂને આજ્ઞા કરતાં ગયાં કે મુનિ મહારાજને બધી રીતે પ્રસન્ન રાખવા. પણ મુનિ મહારાજે ઘરમાં રહીને ઘણો વૈભવ વધારી મૂક્યો હતો. વૈષ્ણવ મહારાજનો ભારે હાક ઘરમાં ધાલ્યો હતો ને ધીરજરામનું ઘણું ધન આ માર્ગે વાવરી નાખ્યું હતું ઘણી બાબતમાં તો, શિવકાશીને પૂછ્યા ગાછ્યા વિના, કોઈની દરકાર રાખ્યા વિના, મનસ્વીપણે પોતાની જ રુચિ મુજબ વર્તતા. આ બધું શિવકાશીને તો કેમ પાલવે? પણ સાસુની ઇચ્છા એટલે કાંઈ બોલતાં નહિ. છેવટે જ્યારે હદ આવ્યા જેવું લાગ્યું ત્યારે લાગ જોઈને એમણે મુનિ મહારાજને જણાવ્યું–"મહારાજ, હાટ તો [illegible] છે, પણ વાણિયો અદ્દ્રાયો છે કો!" [illegible] મહારાજ [illegible] પામી ગયા ને

ઘરની બધી વ્યવસ્થા શિવકાશીને સોંપી પોતાનો બાકીનો કાળ ગોવર્ધનરામને અને નાની બેન શણગારલક્ષ્મીને ઉછેરવામાં ગાળવા લાગ્યા. કોઈ મોટા રાજપુરુષને શોભે એવી આ હોશિયારીભરી યુક્તિથી ઘરમાં મીઠાશ પણ જળવાઈ ને મુનિ મહારાજ પણ છેવટ સુધી ટકી રહ્યા. મુનિ મહારાજ પંચત્વ પામ્યા ત્યારે ગોવર્ધનરામની ઉંમર પાંચ કે સાત વર્ષની હશે.

ગોવર્ધનરામને નાનપણથી જ કથાઓ સાંભળવાનો ઘણો શોખ હતો. એમનાં મા સાથે ગોવર્ધનરામ રોજ માણભટ્ટની કથા સાંભળવા જતા ને ખૂબ ધ્યાનથી અને રસથી સાંભળતા. આમ બાળપણથી જ રામ, કૃષ્ણ, યુધિષ્ઠિર આદિનાં ઉત્તમ ચરિત્રો દ્વારા ઉચ્ચ સંસ્કાર ગોવર્ધનરામને સાંપડ્યા ને તે સાથે બુદ્ધિ કસાઈ તથા કલ્પનાશક્તિને વિકસવાનો પૂર્ણ અવકાશ મળ્યો. નાની વયે પણ ગોવર્ધનરામે આમ કથાશ્રવણ દ્વારા ઘણું જ્ઞાન મેળવ્યું હતું. કહેવાય છે કે પોતે આઠ નવ વર્ષના હતા ત્યારે મનઃસુખરામ સૂ. ત્રિપાઠીએ મહાભારતની કોઈ પણ એક વાત કહી જવાનું તેમને સૂચવ્યું. ત્યારે તેમણે નળદમયંતીની વાત એવી તો મનોરંજક રીતે કહી સંભળાવી કે મનઃસુખરામ પોતે પણ બાળકનું જ્ઞાન અને ચાતુર્ય જોઈ ચકિત થઈ ગયા.

ગોવર્ધનરામે પાંચમે વર્ષે મુંબઈમાં પગ મૂક્યો ને ત્યાંની બુદ્ધિવર્ધક શાળામાં ગુજરાતી અભ્યાસ કરવા માંડ્યો. આ સમયે બીજી ચોપડી ભણતાં ભણતાં 'સારી ચોપડીઓ શોભાય' વાળી કવિ દલપતરામની કવિતા એમના વાંચવામાં આવી આ કવિતા વાંચતાં વાર એવી રચના જાતે કરવા માટે ગોવર્ધનરામનું દિલ તલપી રહ્યું. આ ઉપરથી ૭ વર્ષની વયે પોતે કવિતા કરવા બેઠા ને પોતાનાં માતુશ્રીને જે પહેલો પત્ર લખ્યો તે ચોપાઈમાં લખ્યો! કવિતા પ્રત્યેનું આ આકર્ષણ વધતું ગયું ને માણભટ્ટની કવિતાનો રસિયો હવે 'કાવ્યદોહન,' વગેરેમાં તલ્લીન થવા લાગ્યો.

માત્ર કથાનું જ નહિ પણ કવિતાનું ઉચ્ચ આકર્ષણ પણ ગોવર્ધનરામને આમ બાલવયમાં જ થયું.

ઈ. ૧૮૬૧માં એક જીવન-વ્યાપી ઘટના બની. શ્રી. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી 'એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટ'માં અભ્યાસ કરવા મુંબઈ આવ્યા ને ગોવર્ધનરામને તેમનો અમૂલ્ય સહવાસ સાંપડ્યો. આ મહાન પુરુષની પૂર્વાવસ્થા તથા ઉત્તરાવસ્થા અસ્તોદયના મહાસિદ્ધાંતના ઉદાહરણરૂપ જ છે. મુશ્કેલીના કાળમાં તેમને મહિને અર્ધા રૂપિયાના જ પગારથી કમાવાની શરૂઆત કરવી પડી હતી! તે છતાં અતુલ મનોબળ અને પુરુષાર્થથી ગુજરાતી-અંગ્રેજીનું સારું જ્ઞાન તેમણે મેળવ્યું ને વિશેષ અભ્યાસ માટે એકવીસમે વર્ષે મુંબઈ આવ્યા. બે વર્ષ મુંબઈમાં ભણ્યા, ત્યાં આંખે ગરમી નીકળતાં એમને શાળાનો અભ્યાસ છોડી દેવો પડ્યો. પછી વેપારમાં જોડાઈ 'શ્રીકૃષ્ણ વાસુદેવ'ની પેઢીનું કેટલુંક કામ તેમણે કરવા માંડ્યું. મનઃસુખરામના દાદા શિવરામ અને માધવરામના પિતા ધીરજરામ બંને સગા ભાઈ થાય આમ પિતૃપક્ષના સંબંધથી મનઃસુખરામ ગોવર્ધનરામના મોટા ભાઈ થાય. પણ ગોવર્ધનરામને મનઃસુખરામ સાથે માતૃપક્ષથી બીજો સંબંધ પણ હતો. ગોવર્ધનરામનાં માતામહી અને મનઃસુખરામનાં માતુશ્રી એ બે મોળાઈ ફોઈઆઈ બેનો થતાં હતાં. તેથી માતૃપક્ષે મનઃસુખરામ કાકા પણ થાય. મનઃસુખરામ તેમના મામા (કિરપાદત્ત) ના ઘરમાં રહેતા તેથી ઘણાં વર્ષો સુધી 'ભાણા'ના નામથી ઓળખાતા; તે અનુસાર તેમને 'ભાણા કાકા' કહેવાની ટેવ ગોવર્ધનરામને પડી હતી.

ઈ. સ. ૧૮૬૫થી ઈ. ૧૮૬૮ સુધી ગોવર્ધનરામ નડિયાદમાં રહ્યા તેટલા વખતમાં બે અગત્યના બનાવો બન્યા. એક, જેમના નામથી એન એમ. ત્રિપાઠી કંપનીની સ્થાપના થઈ તે નરહરિરામ માધવરામ ત્રિપાઠીનો ઈ. ૧૮૬૮માં જન્મ, ને તે જ વર્ષમાં ગોવર્ધનરામનું પ્રથમ લગ્ન.

ગોવર્ધનરામનું પ્રથમ લગ્ન એમના જીવનમાં એક પ્રબળ ઘટના છે. આ લગ્નથી ગોવર્ધનરામના જીવનમાં પ્રીતિ અને માધુર્યના ઝરા વહેવા લાગ્યા. જીવનના અસાધારણ ઉલ્લાસની લીલાભૂમિ આ પ્રથમ લગ્ન બન્યું. પણ કુમળા વયે પત્નીના અવસાનથી આ લગ્નજીવન ખંડિત થતાં ગોવર્ધનરામના સુકુમાર રસિક હૃદયને મર્માઘાત થયો ને અંતર્ગૂઢ કરુણરસ આખા જીવન પર ફરી વળ્યો. ગોવર્ધનરામનાં પ્રથમ પત્નીનું નામ હરિલક્ષ્મી હતું.

તે વખતની આપણી સમાજરચના ને જ્ઞાતિપ્રથા પ્રમાણે વિચારીએ તો એમનો વિવાહ કેવા અસાધારણ સંજોગોમાં થયો હતો! વિચિત્રતા તો કેવી કે વિવાહ થયો તે વખતે વર કે વહુ બેમાંથી કોઈયે જન્મ્યું જ ન હોતું! શિવકાશી સગર્ભા હતાં તે વખતે હરિલક્ષ્મીનાં મા કાશીકારને પણ દિવસ હતા. કાશીકારને અને શિવકાશીને સારાં સહીપણાં હતાં, તેથી શિવકાશીએ આગળથી જ ચોકે કર્યું કે પોતાને પુત્ર થાય ને એમને પુત્રી થાય તો બેનો વિવાહ કરવો. બીજી વિચિત્રતા પણ જુઓ! પહેલો જન્મ હરિલક્ષ્મીનો થયો. જન્મથી જ એમનું સ્વરૂપ અત્યન્ત મનોહર હતું તેથી એમને જોઈને શિવકાશીની આંખ સારી પેઠે ઠરતી. સુંદર પુત્ર માટે ઝંખનાર માતા સુંદર પુત્રવધૂ માટે વિશેષ ઉત્સુક બને તો કાંઈ નવાઈ છે?

આમ ગોવર્ધનરામ જન્મ્યાયે ન હતા ત્યારે તેમનો વિવાહ થયેલો; તેમનાં પત્ની ઉપર કહ્યા પ્રમાણે કેટલાક મહિના મોટાં હતાં; છતાં બંને વચ્ચે કશો વિખવાદ કે વિસંવાદ ન થયો એટલું જ નહિ, લગ્ન અત્યંત મધુરતામાં પરિણમ્યું.

લગ્ન પછી ગોવર્ધનરામ મુંબઈ આવ્યા ત્યારે તેમની ઉંમર ૧૩ વર્ષની હતી. હવે અંગ્રેજી અભ્યાસ માટે એલ્ફિન્સ્ટન હાઈ-સ્કૂલમાં દાખલ થયા. અલબત્ત, ગોવર્ધનરામની વિદ્યાર્થી તરીકેની કારકિર્દી કોઈ રીતે તેજસ્વી ન હતી. એમણે પહેલો નંબર રાખી શિક્ષકોને પ્રસન્ન કર્યા હોય એવું ક્યારેય જણાતું નથી. જો કે

તેમની સુશીલતા, બુદ્ધિની ચંચળતા તથા ચારિત્ર્યના સદ્‌ગુણોથી ઘણા શિક્ષકો પર એમણે બહુ ઊંડી છાપ પાડી હતી.

એટલે જ બત્રીસ વર્ષ જેટલા લાંબા સમય પછી, ગોવર્ધનરામના પુત્ર રમણીયરામે એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં પ્રવેશ કર્યો ત્યારે પણ એ નિશાળના પુરાણા શિક્ષક પેસ્તનજી કાવસજી સંજાણાએ શ્રી. રમણીયરામની અટક ત્રિપાઠી છે એમ જાણી ઘણી જ આતુરતાથી પૂછ્યું હતું–"ત્યારે, મિ. ત્રિપાઠી, પેલા જુવાન પણ ડાહ્યા અને હુશિયાર ગોવર્ધન ત્રિપાઠીના તમે કાંઈ સગા થાઓ કે ?" રમણીયરામ તો ગોવર્ધનરામના પુત્ર થાય, તે જાણતાં જ આ માયાળુ શિક્ષક બોલ્યા–"મિ. ત્રિપાઠી, જ્યારે જ્યારે તમારા બાવા ઉપર તમે પત્ર લખો ત્યારે ત્યારે મારા જીગરની ખરી દુવા મારા વહાલા ગોવર્ધનને જરૂર લખજો." આવો શિષ્ય જેટલા ધન્યવાદને પાત્ર છે, તેટલા જ ધન્યવાદને પાત્ર આવા શિક્ષક પણ છે.

પોતાને વિશે વારંવાર વાત કરવાની ગોવર્ધનરામને ઘણી ટેવ હતી. ગોવર્ધનરામ પોતાના અભ્યાસ સંબંધી પણ આ રીતે વાતો કરતા ને કહેતા: "હું અંગ્રેજી નિશાળમાં હતો ત્યારે નિશાળના લેસન (પાઠ) ઉપર કદી ઝાઝું ધ્યાન આપતો નહિ. મારો ઘણો વખત તો બીજું બહારનું વાંચવામાં જતો અને પરીક્ષા પાસે આવતી ત્યારે જ બહારનું વાંચવાનું રહેવા દઈ પરીક્ષાની તૈયારી કરતો... પરીક્ષામાંયે સાધારણ સારી રીતે પાસ થવા ઉપરાંત વધારેનો લોભ હું રાખતો નહિ. તેથા કરીને પહેલે નંબરે તો હું ક્યાંથી જ આવું, પણ દરેક વર્ષે સારી રીતે પાસ થઈ જવામાં કાંઈ મહેનત પડતી નહિ"

આમ થવાથી ગોવર્ધનરામનો નંબર ઘણી વાર છેક ઊતરી જતો, ક્વચિત્ તો છેલ્લા પણ આવતા. પણ એમનામાં આત્મવિશ્વાસ હોવાથી મનમાં એમને કંઈ લાગતું નહિ. પણ તેમના એક શિક્ષક શ્રી ચન્દુલાલ મથુરાદાસ દૌલતઝાદા જાણતા હતા કે ગોવર્ધનરામ બુદ્ધિશાળી છે, તેથી તે એમને ઠપકો આપતા ને બરોબર

મહેનત કરવા શિખામણ આપતા. આની ચાનક ચડતાં ગોવર્ધનરામ બરોબર મહેનત કરતા ને એક બે દિવસમાં પહેલે નંબરે આવતા. પણ પેલો ઇતરવાચનનો શોખ વળી પાછો જાગ્રત થતો ને તેથી શ્રી. કાન્તિલાલ પંડ્યા 'શ્રીયુત ગોવર્ધનરામ'માં લખે છે તેમ, વળી પાછો 'નંબર ધીમે ધીમે ઊતરવા માંડતો અને પવનના જોરથી જ ઊંચે ચડેલા કાગળના કટકા જેમ પવન બંધ રહેતાં, પોતાની મેળે ધીમે ધીમે નીચે ઊતરી છેવટે જમીન ઉપર જ રહે, તેમ ગોવર્ધનરામ પણ આખરે છેક છેલ્લા બાંકડા ઉપર આવી રહેતા.'' આમ પૂછડિયા તારાની પેઠે નિશાળમાં ગોવર્ધનરામ ઝબૂકતા ને વળી પાછા અદૃશ્ય થતા. તેમનું ગણિત પણ બહુ કાચું હતું.

ગોવર્ધનરામને એ કાળમાં જે ગ્રન્થો શીખવાના હતા તેમાં મુખ્યત્વે નીચેના ગણાવી શકાય—વૉશિંગટન અર્વિંગની 'સ્કેચ બુક', સ્વીફ્ટની 'ગુલીવર્સ ટ્રાવેલ્સ', મિલ્ટનનું 'પેરેડાઈઝ લૉસ્ટ', ટૉમ્સનની 'સીઝન્સ', ગોલ્ડસ્મિથનું 'વિકાર ઑફ વેકફિલ્ડ', જોન્સનનો 'રાસેલાસ', ડિફોનું 'રૉબિન્સન ક્રૂઝો', રોમ, ગ્રીસ, ઇંગ્લૅંડ અને હિન્દુસ્તાન એમ ચારે દેશના ઇતિહાસ તથા ગુજરાતી ભાષા ફરજિયાત હોવાથી 'કાવ્યદોહન', 'નર્મગદ્ય' વગેરે. સંસ્કૃત અને ફારસી બીજી ભાષા તરીકે હાલ શિખવાય છે તે ગોવર્ધનરામના સમયમાં પહેલવહેલી દાખલ થઈ હતી.

તે વખતે, સોળથી ઓછી ઉંમરનો કોઈ પણ વિદ્યાર્થી મૅટ્રિકની પરીક્ષા આપી શકે નહિ એવો નિયમ હતો. ગોવર્ધનરામ સોળમે વર્ષે છઠ્ઠા ધોરણમાં હતા, પણ તેમનો અભ્યાસ સારો ને સંતોષકારક જણાવાથી તે એક ધોરણ કૂદીને મૅટ્રિકમાં બેઠા ને પાસ પણ થઈ ગયા.

તે વખતે મૅટ્રિકમાં લિખિત તથા મૌખિક બંને જાતની પરીક્ષા લેવાતી. તે અંગે એક વિનોદી રમણીય પ્રસંગ બન્યો જેનું ગોવર્ધનરામ પોતે પણ ઘણી વાર મીઠું સ્મરણ કરતા. ગોવર્ધનરામે સંસ્કૃત સાહિત્ય એમની ઉંમરના પ્રમાણમાં ઘણું સારું વાંચ્યું હતું.

પણ એમનું સંસ્કૃત વ્યાકરણ બહુ કાચું રહી ગયું હતું. તેથી લિખિત પરીક્ષામાં સંસ્કૃત વ્યાકરણના જવાબો એ સાચા લખી શક્યા નહિ. લિખિત પરીક્ષા પછી મૌખિક પરીક્ષા શરૂ થઈ, ને તેમાંય ગોવર્ધનરામનો વારો અટક પ્રમાણે મોડો–એક મહિને–આવ્યો. આ દરમિયાન ખૂબ મહેનત કરીને ગોવર્ધનરામે સંસ્કૃત વ્યાકરણ બરાબર કડરથ કરી લીધું. તેમની પહેલાંના વિદ્યાર્થીઓની મૌખિક પરીક્ષા ચાલતી હોવાથી ગોવર્ધનરામને ઓરડાની બહાર ઘણી વખત બેસી રહેવું પડ્યું. રાત-ઉજાગરા ખૂબ કર્યા હોવાને લીધે ગોવર્ધન-રામ અચાનક ત્યાં જ ઊંઘી ગયા. તે વખતે પ્રો. રામકૃષ્ણ ભાંડારકર પરીક્ષક હતા. ગોવર્ધનરામનો વારો આવ્યો એટલે "ત્રિપાઠી" કરીને એમણે બૂમ પાડી જવાબ તો શેનો મળે જ! કારણ તપાસવા તે જાતે બહાર આવ્યા ને જુએ છે તો બાંકડા ઉપર એક વિદ્યાર્થી ઘસઘસાટ ઊંઘે! પ્રો. ભાંડારકરે સહજ કોમળતા ને ઉત્સુકતાથી ગોવધર્નરામને ઢંઢોળ્યા, જગાડ્યા ને આમ થવાનું કારણ પૂછ્યું. અંતે એમણે વ્યાકરણના પ્રશ્નો પૂછ્યા ને ગોવર્ધનરામે જે જવાબો આપ્યા તેથી ભાંડારકર ખૂબ જ પ્રસન્ન થયા. લિખિત કરતાં મૌખિક પરીક્ષા વધારે અઘરી હોવા છતાં ગોવર્ધનરામે લિખિત કરતાંય મૌખિક પરીક્ષામાં આટલા સરસ ઉત્તરો આપ્યા તેથી આશ્ચર્ય અનુભવતાં ભાંડારકરે પૂછ્યુંઃ "તમે લિખિત પરીક્ષામાં વ્યાકરણના જવાબ લખવામાં ઘણી ભૂલો કરી છે અને મૌખિકમાં આવા સરસ ઉત્તર દ્યો છો, તેનું કારણ શું?" ગોવર્ધનરામે, પોતાને નવેસરથી તૈયારી કરવાની તક મળ્યાનો ખુલાસો કર્યો.

ગોવર્ધનરામના આ ઉત્તરમાં પ્રકટ થતી ઋજુતા, સત્યતા, કર્તવ્યભાવના અને હિંમત જોઈ પ્રો. ભાંડારકર ખુશખુશ થઈ ગયા. આ વૃદ્ધ પંડિત સાથે ગોવર્ધનરામને જે ગાઢ સંબંધ પાછળથી બંધાયો તેનું બીજ કદાચ આ પ્રસંગમાં પણ હોય!

આમ ગોવર્ધનરામ નિશાળના અભ્યાસમાં ભલે આગળ નંબર

રાખી ન શક્યા, પણ કૉલેજમાં ગયા પછી ગોવર્ધનરામે બુદ્ધિના જે ચમકારા બતાવ્યા, જે વિશાળ જ્ઞાન ને ઊંડી વિચારશક્તિ દ્વારા સૌને ચકિત કર્યા, તેની છાની છાની તૈયારી તો એલ્ફિન્સ્ટન હાઈ-સ્કૂલના છેલ્લા બાંકડા પર જ એમણે કરી હતી.

ગોવર્ધનરામ મેટ્રિકની પરીક્ષામાં પાસ થયા ત્યારે મનઃસુખરામે એમને સિવિલ સર્વિસ માટે ઇગ્લંડ મોકલવાનો વિચાર કર્યો ગોવર્ધન-રામની પહોંચતી ઉંમર, બુદ્ધિશક્તિ વગેરે જોઈને મનઃસુખરામને લાગ્યું કે, ગોવર્ધનરામ આ પદ પ્રાપ્ત કરી સરકારની તથા લોકોની સારી સેવા બજાવશે. પરંતુ ગોવર્ધનરામે–"મારે સ્વતંત્ર ધંધો કરવો છે, કોઈની નોકરી કરવી નથી" એમ કહી દૃઢતાથી ના પાડી. સોળ વર્ષની વયે જે આવો નિર્ણય કરી શકે તેની સંકલ્પ-શક્તિ ને ભાવનાવૃત્તિ કેટલી ઉચ્ચ હશે ? મનઃસુખરામે ગોવર્ધનરામને સિવિલ સર્વિસમાં સારું કમાવાની, ઊંચી પદવીની, કીર્તિની વગેરે હજાર લાલચો બતાવી પણ ગોવર્ધનરામ લગારે ડગ્યા નહિ. માધવરામનું મન પણ આ બાબતમાં મોળું હતું તેથી આ વિચાર આખરે મૂકી દેવો પડ્યો.

આ નિર્ણય આ પ્રમાણે કર્યા પછી, ઈ સ. ૧૮૭૨ની શરૂઆતમાં ગોવર્ધનરામ એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાયા.

ગોવર્ધનરામની કૉલેજની કારકિર્દી પણ કાંઈ બહુ તેજસ્વી ન હોતી જ; છતાં શાળાના કરતાં વિશેષ વિકાસ એમણે કૉલેજમાં સાધેલો દેખાતો હતો. કૉલેજના અભ્યાસ દરમિયાન એમને જુદી જુદી શિષ્યવૃત્તિ ત્રણે વર્ષ મળતી હતી. તે વખતે કૉલેજનું શિક્ષણ ચાર નહિ પણ ત્રણ વર્ષનું હતું. કૉલેજમાં વિદ્યાર્થીને બે જ પરીક્ષા દોઢ દોઢ વર્ષે આપવાની થતી. વળી તે વખતે વિદ્યાર્થીઓની શક્તિમત્તાની કક્ષા ત્રણ વર્ગમાં નહિ પણ બેમાં જ વહેંચાતી. આ પ્રથમ અને બીજા વર્ગમાંથી ગોવર્ધનરામ હંમેશાં બીજા વર્ગમાં ઊંચા નંબરે પાસ થતા. આ ઉપરાંત એલ્ફિન્સ્ટન કૉલેજમાં ઐચ્છિક રીતે ઇતરવાચનની

એક જુદી પરીક્ષા લેવાતી. ગોવર્ધનરામ આ પરીક્ષામાં સારે નંબરે પાસ થતા.

ગોવર્ધનરામના વિદ્યાર્થીજીવનની તુલના કરતાં એ ન ભૂલવું ઘટે કે ગોવર્ધનરામે પરીક્ષા ખાતર પરીક્ષાને કદી મહત્ત્વ આપ્યું નથી. અભ્યાસ ખાતર અભ્યાસ ન હોય, પણ તે જીવન અને હૃદયને દૃષ્ટિ આપી ઉન્નત કરે તેવો હોય, એ હંમેશાં એમની દૃષ્ટિ રહી છે. પરીક્ષામાં બતાવેલી પ્રવીણતા અને સંસારક્ષેત્રમાં બતાવવાની નિપુણતા એ વચ્ચે કશો કાર્યકારણભાવ નથી એમ ગોવર્ધનરામ, પહેલો નંબર મેળવનારની ગુણવત્તા સ્વીકારતા છતાં, વારંવાર કહેતા.

કૉલેજમાં ગોવર્ધનરામને નીચેનાં પુસ્તકો શીખવાનાં હતાં– જોન્સનની 'લાઈવ્ઝ ઓફ ધ પોએટ્સ', સર. વૉલ્ટર સ્કૉટની 'ટૅલિસ્માન', મિલ્ટનનું 'પેરેડાઈઝ લૅાસ્ટ' ભા. ૫-૬, ટૉમ્સનની 'સીઝન્સ', બેકનનું 'એડવાન્સમેન્ટ ઓફ લર્નિંગ', ઍડિસનના નિબંધો, સ્પેન્સરની 'ફેરી ક્વીન', શેક્સપીઅરનાં કેટલાંક નાટકો; તે ઉપરાંત સંસ્કૃતના અભ્યાસમાં–નાગાનન્દ, ભર્તૃહરિશતક, હિતોપદેશ, શાકુન્તલ, ઉત્તરરામચરિત, માલતીમાધવ, રામાયણ વગેરે ગ્રંથો હતા. બી.એ.-ના ઐચ્છિક વિષય તરીકે એમણે ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ન્યાય અને નીતિશાસ્ત્ર સ્વીકાર્યાં હતાં. ગણિતનો વિષય પણ તે વખતે ફરજિયાત હતો. એકંદરે તે વખતનો બી.એ.નો અભ્યાસક્રમ હાલના કરતાં વધારે લાંબો અને અઘરો હતો એમ ગોવર્ધનરામ પોતે કહેતા.

ગોવર્ધનરામે આ અરસામાં સાહિત્યનો તથા કવિતાનો સારો અભ્યાસ કર્યો. એમને ઇતિહાસ પર પણ સારી પ્રીતિ હતી ને તેથી રોમના ઇતિહાસનો તથા મરાઠી ઇતિહાસનો તે વખતે ઉપલબ્ધ જ્ઞાનની દૃષ્ટિએ એમણે ઘણો સારો અભ્યાસ કર્યો હતો.

આ શિક્ષણકાળમાં કેટલાક પ્રસિદ્ધ પુરુષો ગોવર્ધનરામની સાથે હતા અને કેટલાક તો કૉલેજમાંથી જ મિત્ર થયા હતા. રામચંદ્ર વિષ્ણુ ગોખલે, સંસ્કૃતના નિપુણ પંડિત હરિરામ ઉત્તમરામ ભટ્ટ,

ગણિતના વિખ્યાત અધ્યાપક પ્રો. દસ્તુર, દયારામ ગિડુમલ, માધવલાલ હરિલાલ દેસાઈ, ભીમરાવ ભોળાનાથ, સારાભાઈ દ્વિવેદીઆ વગેરે એમની સાથે કૉલેજમાં હતા.

ગોવર્ધનરામનું હૃદય ઘણું સ્નેહાળ હતું. મિત્રોથી છૂટા પડ્યા પછી પણ, મોટી ઉંમરેય અસંત આર્દ્રભાવે ગોવર્ધનરામ મિત્રોને યાદ કરતા. આ બધા મિત્રોમાં ગોવર્ધનરામનો ખરા હૃદયનો ઉમળકો રામચંદ્ર ગોખલે ને હરિરામ ભટ્ટ પર હતો.

ગોવર્ધનરામના અધ્યાપકોમાંથી પણ ઘણા જાણીતા વિદ્વાનો હતા. એમના વખતમાં એલ્ફિન્સ્ટન કૉલેજમાં પહેલાં ચેટફિલ્ડ ને પછીથી વર્ડ્ઝવર્થ પ્રિન્સિપાલ હતા. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર તથા ડૉક્ટર પીટર્સન સંસ્કૃતના પ્રોફેસર હતા. જાર્ડિન તથા ઑસ્ટ ઈતિહાસના પ્રોફેસર હતા. *ગુજરાતી વ્યાકરણ બનાવનાર ટેલર ન્યાય અને* તત્ત્વજ્ઞાનના પ્રોફેસર હતા. બેલર્સ અને કર્ક્હામ અંગ્રેજીના પ્રોફેસર હતા. ડૉ. વર્ડ્ઝવર્થ પણ અંગ્રેજી અને ઇતિહાસ શીખવતા. કાશીનાથ ત્ર્યંબક તેલંગ તે અરસામાં દક્ષિણા ફેલો હતા અને સંસ્કૃત શીખવતા.

આ સર્વ અધ્યાપકોમાં, ગોવર્ધનરામને ઊંડો આદરભાવ-પૂજ્યતાભાવ-ભાંડારકર તરફ હતો. સંસ્કૃત નાટક શીખવવાની એમની પદ્ધતિ ગોવર્ધનરામને ઘણી ગમતી. એ શીખવતા તો થોડું, આખા વર્ષમાં નાટકના બે કે ત્રણ અંકથી વધારે કદી શિખવાતું નહિ, પણ એક નાટક શીખવતાં બીજી અનેક વસ્તુ આંતરિયાળ શીખવી દેનાર આ અધ્યાપક જે સંસ્કારો પાડતા તે વજ્રલેપ બની જતા. 'The best teacher is he who teaches how to do without a teacher'—એ કોટિના ભાંડારકર હતા.

તેલંગને માટે પણ ગોવર્ધનરામને ઘણું માન હતું એમની શીખવવાની પદ્ધતિ એકંદરે સારી હતી ને ગોવર્ધનરામ તથા ગોખલે માટે તેલંગને પણ સારો ભાવ હતો. તે વખતે તેલંગ ભર્તૃહરિનું 'નીતિશતક' પોતાની ટીકા વગેરે સાથે પ્રકટ કરવાની તૈયારી કરતા

હતા. તેમાં મદદ લેવાના હેતુથી પુસ્તકમાં જે જે શંકાસ્થાનો હોય તે નોંધવાનું તેમણે ગોવર્ધનરામને અને ગોખલેને સોંપ્યું. બંનેએ પોતપોતાની દૃષ્ટિએ ક્લિષ્ટ ગણાય તેવાં સ્થાનો નોંધ્યાં ને તેમની બંનેની શંકા એવી વ્યાજબી હતી કે તેલંગને કહેવું પડ્યું "પ્રો. ત્રિપાઠી અને પ્રો. ગોખલે બેનાં માંથાં એકઠાં થયાં એટલે સંદેહો સામસામા ઊડી જવાને બદલે ઊલટા વધી પડ્યા!"

પ્રો. જાઈલ્સ ઇતિહાસના અધ્યાપનમાં માત્ર નોંધ ઊતરાવતા, ને તેમાં પણ કશું વિત્ત ન હોતું. તેથી ગોવર્ધનરામ એમના વર્ગમાં જતા નહિ. આથી આ પ્રોફેસરે પ્રિન્સિપાલને ફરિયાદ કરી. પણ ગોવર્ધનરામે પોતાની વાત એવી સરસ રીતે રજૂ કરી કે ઠપકો મળવાને બદલે ખુદ પ્રિન્સિપાલ તરફથી પ્રો. જાઈલ્સના પીરિયડમાં ગેરહાજર રહેવાની એમને રજા મળી!

ગોવર્ધનરામની લેખનપ્રવૃત્તિનો અંકુરકાળ પણ આ જ હતો એમ કહી શકાય. કવિતાનું ઝરણું તો ગુપ્તપણે વહેતું જ હતું. વિશેષમાં ગોવર્ધનરામને નાનપણથી જ પોતાના વિચારો નોંધી રાખવાની ટેવ પડી હતી. આમ લેખનપ્રવૃત્તિનાં મૂળિયાં તો ક્યારનાંયે નંખાઈ ગયાં હતાં. ગોવર્ધનરામ ગુજરાતીમાં તો કવિતા રચતા હતા; પણ સંસ્કૃતમાં ફાવટ આવતી ગઈ તેમ તેમ સંસ્કૃત શ્લોકો પણ તે રચવા લાગ્યા. કૉલેજમાં પ્રથમ વર્ષમાં પાસ થયા બાદ, સુરત ગોકુળજી ઝાલાને ત્યાં લગ્ન પ્રસંગે મનઃસુખરામની સાથે જૂનાગઢ જવાનું થયું ત્યારે એમણે ગિરનારનું વર્ણન સંસ્કૃતમાં જ લખ્યું હતું. વળી તે જ વર્ષમાં કાલિદાસના 'મેઘદૂત'ના અનુકરણમાં એમણે 'મનોદૂત' સંસ્કૃતમાં લખવા માંડયું હતું. તે ઉપરાંત વીશ વર્ષની વયે એટલે ઈ. સ. ૧૮૭૫માં 'હૃદયરુદિતશતક' તથા 'વિધિકુંઠિત' નામની બે મહત્ત્વની રચનાઓ એમણે સંસ્કૃતમાં કરી. 'વિધિકુંઠિત'ની રચના માટે તો ગોવર્ધનરામને પારિતોષિક પણ મળ્યું હતું. ઈ. સ. ૧૮૭૪માં હરિલક્ષ્મીનું એકાએક અવસાન થતાં તેમને અનુલક્ષીને

'હૃદયરુદિતશતક' લખાયું હતું. 'સ્નેહમુદ્રા' ગોવર્ધનરામે પાછળથી ગુજરાતીમાં રચી, તેનું મૂળ બિંબરૂપ આ 'હૃદયરુદિતશતક' જ છે.

'સરસ્વતીચંદ્ર'ની પ્રસ્તાવનાઓ અંગ્રેજીમાં લખનાર ને એ ભાષા પરનું પોતાનું પ્રભુત્વ સિદ્ધ કરનાર ગોવર્ધનરામે અંગ્રેજીમાં લખવાની પણ બહુ નાનપણથી શરૂઆત કરી હતી. એ અઢાર વર્ષના હતા તે સમયે કૉલેજના એક મંડળ આગળ વાંચવા માટે એમણે નિબન્ધો લખ્યા હતા. આ નિબંધના વિષયો પરથી આવી નાની નાજુક વયે પણ ગોવર્ધનરામની ચિંતનપ્રવૃત્તિ કઈ દિશામાં વળી હતી તેનો ખયાલ આવશે. 'Is there any Creator of this Universe ?' એ આ નિબંધનો વિષય હતો ! આ નિબંધમાં ગોવર્ધનરામની ઇશ્વરશ્રદ્ધાનું સ્વચ્છ દર્શન થાય છે. બીજા નિબંધનો વિષય પણ એવો જ ગંભીર હતો—'The state of Hindu Society in the Bombay Presidency." આ લેખમાં આપણા સમાજનું, તેના રીતરિવાજોનું તથા નારીજીવનનું કેટલુંક સચોટ ચિત્રદર્શન ગોવર્ધનરામે કરાવ્યું છે.

ગોવર્ધનરામ આ નિબંધમાં સ્ત્રીઓ વિશે લખે છે:-"Women are the very source of human happiness, one of the principle means of the improvement of society, the centre of our domestic bliss and the easy delight of the human heart."

આ ઉપરાંત કવિતાના સ્વરૂપ સંબંધી પણ એક નિબંધ એમણે આ અરસામાં લખ્યો હતો.

આ બધું લખાણ આજે એટલું મહત્ત્વનું ન પણ લાગે. છતાંય ગોવર્ધનરામની પર્યેષક બુદ્ધિને જે નવી નવી કૂંપળો ભવિષ્યમાં ફૂટવાની હતી તેની આછી આગાહી આ નિબંધો પરથી કરવી મુશ્કેલ નથી.

હવે ગોવર્ધનરામના આ વખતના ગૃહજીવન તરફ દૃષ્ટિપાત

કરીએ. ગોવર્ધનરામે ઓગણીશ વર્ષની વય સુધી તો હરિલક્ષ્મી સાથે લગ્નસુખનો પૂર્ણ અનુભવ કર્યો. આ દંપતી વચ્ચેનું હૃદયનું અદ્વૈત, અનેરી મીઠાશ ને કુમાશ ગોવર્ધનરામના જીવનમાં નવો જ રંગ લાવે છે. પણ એ રીતે આ ૭ વર્ષનો સુખાનુભવ ખંડિત થયો. લગ્નની શરૂઆતમાં તો ગોવર્ધનરામનાં માતુશ્રીને હરિલક્ષ્મી ઉપર મધુર પક્ષપાત હતો. પણ સમય જતાં કોણ જાણે શાથી, સાસુવહુનાં મન ઊંચાં થયાં ને તેથી કાયમના કલેશનાં બીજ રોપાયાં. ગોવર્ધનરામ માટે તો હા કહેતાં હાથ કપાય ને ના કહેતાં નાક કપાય જેવું હતું, ત્યાં એ કોનો પક્ષ લે ને કોને શું કહે? એક બાજુ માતા ને બીજી બાજુ પત્ની: બંનેને સમજાવવાના, શાંતિ ને મીઠાશ લાવવાના ગોવર્ધનરામના બધા પ્રયત્ન નિષ્ફળ નીવડ્યા; ને એટલામાં તો 'દુઃખં દુઃખાનુબંગી'—એ ન્યાયે, ગોવર્ધનરામના જીવનમાં એક ભારે મોટી ઓટ આવી. ઈ. સ. ૧૮૭૪માં હરિલક્ષ્મી સુવાવડમાં એકાએક મરણ પામ્યાં. તે વખતે પત્ની નડિયાદ હતાં ને ગોવર્ધનરામ મુંબઈ હતા, એટલે આ સ્નેહાળ દંપતીને છેલ્લું દર્શન-સુખ પણ ન મળ્યું. હરિલક્ષ્મીએ પાછળ મૂકેલી બાળકી પણ થોડા જ મહિનામાં માની પાછળ ચાલી ગઈ. હજી આ બધું જાણે ઓછું હોય તેમ આ જ વર્ષમાં માધવરામની દુકાન ભાંગી. ભલાભોળા માધવરામ જોઈએ તેવી દેખરેખ રાખી શકતા ન હતા ને તેથી 'શ્રીકૃષ્ણ વાસુદેવ'ની પેઢી તૂટી. વિપત્તિની છોળ પર છોળ આવતી હોય ને સુખમાં સહેલતા જીવનને ધસમસતાં મોજાં વેગમાં અકળાવીને ક્યાંય ફંગોળી દેતાં હોય તેવું જ આ વર્ષમાં બધું બન્યા કર્યું•••આ વર્ષમાં જ ગોવર્ધનરામ બી. એ.ની પરીક્ષામાં નાપાસ થયા!

નાપાસ થવાનું કારણ કાચી તૈયારી નહિ પરંતુ મનોવ્યથામાંથી નીપજતી ચિંતા જ હતું. એટલે એક વિષયના બે પ્રશ્નપત્રોમાંથી એક તો સાધારણ ગયું. પણ બીજાના ઉત્તર લખતી વેળા, તે સારું જાય એવી કશી આશા પડી નહિ; પરિણામે બીજા સવાલ-

પત્રના પોતે થોડાઘણા જવાબ લખેલા તે પણ ફાડી નાખ્યા ને પરીક્ષામાંથી ઊઠીને ઘેર આવ્યા. જો કે ગોવર્ધનરામ પહેલા પ્રશ્નપત્રમાં ધાર્યા કરતાં વધારે સારા માર્ક મેળવી શક્યા ને તેથી બીજા પ્રશ્નપત્રના ઉત્તરો જેવા આવડ્યા તેવા લખ્યા હોત તોયે પાસ થઈ જાત. પણ પોતે પોતાની જ ભ્રામક ભૂલથી નપાસ થયા ! છેવટે ગોવર્ધનરામ ઘણુંયે પસ્તાયા પણ એ તો 'બની બનાઈ બન ગઈ.'

આમ હરિલક્ષ્મી ને નવી જન્મેલી બાળકી ગુજરી ગયાં: દુકાન ભાંગી, વેપાર બંધ પડ્યો, પોતે નાપાસ થયા ને આર્થિક મુશ્કેલી ચારે તરફથી ગુંગળાવવા લાગી. કુટુંબના ગુજરાનનું કશું સાધન ના રહ્યું ને માથે દેવું થયું તેથી મુંબઈનું ખર્ચ ઓછું કરવા, પોતે ભોઈવાડામાં જે માળો બંધાવ્યો હતો તે ઘણું નુકસાન ખમીને માધવરામે વેચી નાખ્યો ને એમાંથી કેટલુંક લહેણું પતાવ્યું. કુટુંબ આખું નડિયાદ ગયું ને ગોવર્ધનરામ પોતાનો અભ્યાસ પૂરો કરવા મનઃસુખરામને ત્યાં રહ્યા.

આ આપત્તિમાં ઘસાતા જીવતે ચંદનની સુગંધ ધારણ કરી. હૃદયની કોમળતા અને રસિકતાનું પડ ભેદાતાં તેની નીચે રહેલ પુરુષાર્થ, પ્રકટ થયો. પિતાનું દેવું પાઈએ પાઈ ચૂકવી આપવાની ખાત્રી પુત્રે આપી. વ્યવહારચતુર શિવકાશી પણ પલટાયલી પરિસ્થિતિને અનુકૂળ થઈ ગયાં. પૂરી કરકસરથી ઘરનું તંત્ર હવે ચાલવા લાગ્યું.

બીજે વર્ષે–ઈ સ. ૧૮૭૫માં–ગોવર્ધનરામ બી.એ.ની પરીક્ષાઓમાં ફરી બેઠા ને બીજા વર્ગમાં પાસ થયા. જે વખતે આવી પરીક્ષાઓ માં પાસ થતાં આખી ન્યાતને જમણ આપવામાં આવતું, તે વખતે ગોવર્ધનરામને મળેલી આ સફળતા કેટલી ઉત્સાહક નીવડી હશે તેનું માપ નીકળી શકશે.

ગોવર્ધનરામ આમ બી એ. થયા તે વખતનો એક લાક્ષણિક પ્રસંગ ગોવર્ધનરામના સ્વભાવ અને વ્યક્તિત્વની સારી પિછાન કરાવે છે.

ગોવર્ધનરામના સમયમાં બી. એ. થયેલાની સંખ્યા ઓછી હોવાથી બી. એ.વાળાને ઘણું માન મળતું. ગોવર્ધનરામ બી.એ. થયા તે અરસામાં તેમના સંબંધીને ત્યાં કાંઈ પ્રસંગ હોવાથી કોઈ સરકારી અધિકારીને જમવા માટે આમંત્રણ આપ્યું હતું. ભોજનસમયે તે અધિકારીને તેડી લાવવા માટે ગોવર્ધનરામ બી.એ. થયા હતા તેથી તેમને જવાનું નક્કી થયું! ગોવર્ધનરામને પેલા અધિકારી ઓળખતા ન હોતા. તેથી તેઓએ ત્યાં જઈ ખબર કરતાં અંદરથી હુકમ થયો—" કહો કે…ભાઈ પધારે છે; અને તેમને ( ગોવર્ધનરામને ) બહાર બેસાડો." પાંચ પંદર વીસ મિનિટ નહિ પણ અર્ધા કલાક બાદ અવકાશ મળ્યો એટલે અધિકારી સાહેબ બહાર પધાર્યા અને બંને ઊભા થઈ ગયા. ગાડીમાં ગોવર્ધનરામને સામે બેસાડ્યા અને ગાડી ચાલી એટલે અધિકારીએ પૂછ્યું—" કાંઈ અંગ્રેજી ભણવા-બણવા છો કે?" "જી હા." "શાનો મેટ્રિકનો અભ્યાસ કરો છો?" "જી, મેટ્રિકમાં પાસ થયો છું." "એમ, ત્યારે એફ. ઈ. એ.નો (ફર્સ્ટ ઈયર ઇન આર્ટ્સ) અભ્યાસ કરો છો?" "જી, તેમાં પણ પાસ થયો છું." "ત્યારે તો…બી. એ.નો અભ્યાસ કરતા હશો?" "જી, હું બી. એ. થયેલો છું" આ સાંભળતાં જ અધિકારીનું મોં ઊતરી ગયું, અને આશ્ચર્યની પરિસીમા આવી. માફી માગતાં તેમણે કહ્યું: " પટાવાળા જ્યાં બેસે છે ત્યાં તમને બેસાડ્યા તેથી માફ કરજો. આવો, આવો, મારી સાથે બેસો." ગોવર્ધનરામે તો કશું જ ન બન્યું હોય તેમ શાન્ત મુખમુદ્રાએ ઉત્તર દીધો—" કાંઈ નહિ, એમાં શું?" **विद्या विनयेन शोभते**-એ કથનનું જ્વલંત ઉદાહરણ ગોવર્ધનરામના આ આચરણમાં જણાશે.

આ જ વર્ષમાં મેડમ બ્લેવેટ્સ્કીએ હિન્દુસ્તાનમાં 'થિયોસોફિકલ સોસાયટી' સ્થાપી, અને સ્વામી શ્રીદયાનંદ સરસ્વતીએ આર્યસમાજની સ્થાપના કરી; આ ઘટના પરથી તે સમયની સાંસ્કારિક ને ધાર્મિક પરિસ્થિતિનો કંઈક ખ્યાલ આવશે.

ગોવર્ધનરામની આ સમયની ધર્મશ્રદ્ધા કેટલી પ્રબળ હતી ને કેવા પ્રકારની હતી તે દર્શાવવા એક જ ઉદાહરણ પૂરતું થશે. ગોવર્ધનરામનું હૃદય શ્રદ્ધા અને ધાર્મિકતાથી ભરેલું તો બાળપણથી જ હતું. પણ એ ભાવ પોતે બી. એ. થયા ત્યાં સુધી એટલો જ પ્રબળ હતો. સંધ્યાદિ નિત્યકર્મ તો ગોવર્ધનરામ કરતા જ, પણ શ્રીનાથજીની મૂર્તિ સામે એક પગે ઊભા રહીને ગાયત્રીનો જાપ કરતા! ધર્મના બાહ્યાંગ પર આટલી તીવ્ર આસ્થા ગોવર્ધનરામના પાછલા જીવનમાં પણ કદી દેખાઈ નથી--જીવનના ઉત્તરકાળમાં અચળ ઈશ્વરશ્રદ્ધા હોવા છતાં.

શ્રીકૃષ્ણ–વાસુદેવની પેઢી તૂટવાથી ગોવર્ધનરામ નિર્ધન થઈ ગયા, નહિતર એમનો વિચાર તો એક સારા વેપારી થવાનો હતો! પણ પેઢી તૂટતાં ગોવર્ધનરામને પોતાનું વહાણ બીજી દિશામાં વાળવું પડ્યું; ને ત્યારે સુધીર, સ્વસ્થ પ્રકૃતિના ગોવર્ધનરામે–વેપારી થવાના મનસૂબા રાખનારે–કેવા આંતરમંથન પછી નીચેના નિર્ણયો કર્યા હશે ને તે કરતી વેળા જીવનભર તેનું પાલન કરવા કેવી દૃઢ સંકલ્પ-શક્તિ કેળવી હશે! બી. એ. થયા પછી તુરત એમણે સંકલ્પ કર્યો કે (૧) એલએલ. બી.ની પરીક્ષામાં પાસ થવું. (૨) મુંબઈમાં વકીલાતનો સ્વતંત્ર ધંધો માંડવો અને કદી કોઈની નોકરી કરવી નહિ. (૩) લગભગ ચાળીશમે વર્ષે ધંધામાંથી નિવૃત્ત થઈ, બાકીની જીંદગી સાહિત્યસેવામાં ને સાહિત્ય દ્વારા જનસમાજની સેવામાં ગુજારવી. ખરેખર, "આ ત્રણ સંકલ્પ ગોવર્ધનરામના વીશ વર્ષના આન્તર-મંથનનું નવનીત છે. અને એમના જીવનની ખરી કૂંચી છે." આ વયે બીજાની તો દૃષ્ટિમાં પણ જે ન ઊગે તે એમની દૃષ્ટિમાં આવ્યું એટલું જ નહિ પણ અસાધારણ અને દુર્દમ્ય ભાવનાથી તથા મનોબળથી એમણે સંકલ્પાનુસારી સૃષ્ટિ પણ રચી! ગોવર્ધનરામના ચિંતનનો તાર પહેલેથી જ કેટલો મજબૂત ને સળંગ જીવનવ્યાપી છે તે આ પરથી જણાશે.

કહેવાય છે કે લોર્ડ રોઝબેરીએ પોતાની કારકિર્દીની શરૂઆતમાં મહાન સંકલ્પો કર્યા હતા. પણ એ સંકલ્પો કેવા હતા?—ડર્બીની ઘોડાની શરત જીતવી, ઇંગ્લાંડના વડા પ્રધાન થવું, અને ગાર્ટરનો નાઇટ થવું. આ સઘળું વીશ વર્ષની અંદર—બહુ જ નાની વયે–તે પ્રાપ્ત કરી શક્યો. પરંતુ તેની તુલનામાં આપણા આ સરસ્વતીભક્તના સંકલ્પો જુઓ. આ સંકલ્પો કેટલા ઉચ્ચ, અસાધારણ આત્મત્યાગથી ભરેલા ને આત્મોન્નતિકારક તથા પ્રજાકલ્યાણકામી છે?

આમ એકવીશમે વર્ષે ગોવર્ધનરામે જીવનનો નકશો સ્પષ્ટ ઘડી કાઢયો: બીજાં એકવીશ વર્ષ વીતતાં પૂર્વ કીર્તિ ને મુંબઇમાં તો નહિ પણ નડિયાદમાં ઠીક રીતે રહી શકાય તેટલું દ્રવ્ય મેળવ્યું; તે પછીનાં એકવીશ વર્ષ–જીવનનો ઉત્તમોત્તમ કાળ-સુવર્ણકાળ સારસ્વત સેવામાં અર્પવાનો તેમનો સંકલ્પ હતો. પણ વિધાતાએ મનોરથની ડાળ પર અધવચ્ચે જ કુઠારાઘાત કર્યો. તે છતાં જેણે પોતાના જીવનની આમ પલેપલ ઊંડા વિચારથી માપીને ગાળી હતી તેનું જીવન તો કપાયલા ચંદનવૃક્ષની જેમ અનેરી સૌરભ જ પ્રસારતું રહ્યું.

ઈ. સ. ૧૮૭૬થી ઈ. સ. ૧૮૮૩નું ગોવર્ધનરામનું જીવન, ચંદનવૃક્ષ પર એક પછી એક પડતા ઘાના જેવું છે.. ગોવર્ધનરામનાં આ આઠે વર્ષ ઘણી વિપત્તિ અને ઘણી વેદનામાં વીત્યાં. પૈસાની મુશ્કેલી, લાંબા મંદવાડ, સ્નેહી મિત્રોનું અચિંતિત અવસાન,—આ બધી નાની મોટી બાહ્ય ઉપાધિઓની પરંપરા ને તે સાથે ચિત્તમાં મચી રહેતું તીવ્ર મંથન. આમ તો પોતે કૉલેજમાં હતા ત્યારથી જ મનોમંથન ચાલતું હતું, પણ હવે તે વધારે ને વધારે ઘેરું બનવા લાગ્યું. આ પ્રબળ આંતરમંથનને લીધે જ ગોવર્ધનરામને પોતાની કેટલીક યોજનાઓ મૂકી દેવી પડી, એલએલ. બી. પાસ થવાનો પહેલો સંકલ્પ પાળતાં જ અસાધારણ વિલંબ, થયો ને નોકરી નહિ કરવાના સંકલ્પમાંથી પણ, આંખમાં ઝળઝળિયાં સાથે "આજથી તારે ઓજે છઉં" કહેનાર વીર નર્મદની જેમ ગોવર્ધનરામને પણ કેટલોક સમય ચલિત થવું પડયું.

છતાં અસાધારણ મનોબળ અને કર્તવ્યબુદ્ધિથી ગોવર્ધનરામે અંતે તો જે રીતે આ બધા સંકલ્પો સિદ્ધ કર્યા એ પરથી ગોવર્ધનરામનું જીવન ધીરતા અને વીરતાનો કેવો વિરલ સમન્વય સાધી શક્યું હતું તેનીયે આપણને પ્રતીતિ મળી રહે છે.

ઈ. સ. ૧૮૭૫માં ગોવર્ધનરામ બી. એ. પાસ થયા ને તે જ અરસામાં એમને ભયંકર રોગ લાગુ પડ્યો-ઘણી ચિંતા ને આપત્તિ-વિપત્તિને કારણે જેને Brain Fever કહે છે તે મગજનો વ્યાધિ થયો. વચમાં નરમ પડે ને વળી પાછો બેવડા જોરથી ઝપટ મારે, એ રીતે આઠ વર્ષ સુધી આ મહારોગ ચાલ્યો. આ દર્દથી એમનું મસ્તક એવું નબળું પડી ગયું હતું કે માથા પર કે મોં પર અસ્ત્રાનો સ્પર્શ સરખો ખમી શકાતો નહિ! તેથી માથે ને મોંએ વાળ વધતાં એમનો દેખાવ એવો તો વિચિત્ર ને દયાજનક થઈ પડ્યો હતો! આ શિરોવેદના સાથે બીજા નાના નાના વ્યાધિ પણ શરીરમાં ઘર કરી ગયા હતા. ગોવર્ધનરામની જીવનભરની નબળાઈ અને અનારોગ્યના પાયા આમ આ વખતમાં નંખાયા.

ગોવર્ધનરામ બી. એ.માં પાસ થયા કે તરત કચ્છ સંસ્થાનના દીવાન રાવબહાદુર મણિલાલ જસભાઈએ અંગ્રેજી શાળાના હેડમાસ્તર તરીકે રૂપિયા ત્રણસોની જગ્યા એમને આપવા જણાવ્યું. આગળ અભ્યાસની દૃષ્ટિએ તથા પિતાના દેવાને લીધે, આ મદદ બહુ જ વખતસરની ને કીમતી હતી. પરંતુ પોતાના સંકલ્પને વરેલા ગોવર્ધનરામે આ માગણી સાભાર નકારી.

ઈ. સ. ૧૮૭૬થી ગોવર્ધનરામે પહેલી એલએલ.બી.નો અને એમ.એ.નો અભ્યાસ શરૂ કર્યો. એમ. એ. માટે ઐચ્છિક વિષય તરીકે એમણે "ભાષા અને સાહિત્ય" પસંદ કર્યાં હતાં. તેમાં અંગ્રેજીમાં સાહિત્ય અને સંસ્કૃતમાં ન્યાય એમણે લીધાં હતાં. અંગ્રેજીમાં બટલર, બર્ક, લૉક, હ્યુમ, ઝેલર વગેરેના ગ્રન્થો એમણે વાંચ્યા ને સંસ્કૃતમાં ઋગ્વેદ, નિરુક્ત, વાસવદત્તા, રત્નાવલી, મુક્તાવલિ

વગેરે વાંચ્યાં. ન્યાયશાસ્ત્રનો અભ્યાસ એમણે સુપ્રસિદ્ધ નૈયાયિક ભીમાચાર્ય ઝળકીકર પાસે કર્યો. પણ વરસેક દિવસના આ અભ્યાસને અંતે, નબળી તબિયતે ને અનેક ઉપાધિઓ સાથે કાયદો અને સાહિત્ય બંનેના અભ્યાસનો બેવડો બોજો ઉપાડી શકાશે નહિ એમ લાગ્યું ને તેથી તીવ્ર નિરાશાથી એમને એમ.એ.નો વિચાર માંડી વાળવો પડ્યો. આ વર્ષના અંતમાં ગોવર્ધનરામ પહેલી એલએલ. બી.માં પાસ થયા ને બીજી એલએલ. બી. માટે અભ્યાસ ચાલુ રાખ્યો.

ગોવર્ધનરામને ભોળાનાથ સારાભાઈના કુટુંબ સાથે ઘણો સારો સંબંધ બંધાયો હતો. તેમના પુત્ર ભીમરાવ સાથે તો કૉલેજમાંથી જ મૈત્રીભર્યો સંબંધ બંધાયો હતો પ્રથમ પત્ની હરિલક્ષ્મીના મૃત્યુ પછી ભીમરાવનાં જ્યેષ્ઠ પુત્રી સાથે ગોવર્ધનરામનું બીજી વારનું લગ્ન કરવાના કેટલાક પ્રયત્નોય થયા હતા, પણ સંજોગવશાત્ તે નિષ્ફળ નીવડ્યા.

આમ તો હરિલક્ષ્મીનું મરણ થયું ત્યારથી જ સગાંસંબંધીઓ ગોવર્ધનરામને બીજી વાર પરણવાનો ખૂબ આગ્રહ કરતાં હતાં. પણ ફરી લગ્ન થાય તો સંસારના વમળમાં વળી પાછું પડવાનું થાય, ને એટલે લોકકલ્યાણની જે યોજના પોતાને ઘડી હતી, તેમાં તેટલે અંશે આ લગ્ન નડતરરૂપ થાય. આ દૃષ્ટિથી, તેમ જ હરિલક્ષ્મી પ્રત્યેના સતત જાગ્રત કોમળ ભાવને લીધે સંસારના બંધનમાં પડવા હવે એમનું મન માનતું ન હોતું. વળી ગોવર્ધનરામનો પ્રેમ હવે વ્યક્તિમાં ન વસતાં, સાગરમાં ધસતી નદી જેમ પોતાનો પટ સ્વાભાવિકરીતે વિસ્તારે તેમ સ્વદેશબંધુઓમાં વસતો ને વિસ્તરતો હતો.

પણ સગાંસંબંધીઓ એમ શેનાં માને? ફરી આગ્રહ થવા લાગ્યો. શિવકાશી બધાંની મોખરે થયાં, ને ગોવર્ધનરામની ગૂંચવણ વધવા લાગી. છૂટવા માટે છેવટે બુદ્ધિશાળીએ બારી શોધી. 'સાપ મરે નહિ ને લાકડી ભાંગે નહિ' એ ન્યાયે, સંબંધીઓ રિસાય નહિ ને ધાર્યું પોતાનું થાય તેવી તદબીર કરી. જ્ઞાતિમાં પોતાની આ ઉંમરે પોતાને

ખપે એવી કોઈ કન્યા નથી તે જાણી લીધું. દશ વર્ષથી મોટી કોઈ કન્યા નાતમાં નથી તે જોઈને એમણે કહ્યું : "તમને બધાંને ખોટું લાગતું હોય તો ભલે હું તૈયાર છું. પણ મારે છેક નાની કન્યા ન જોઈએ. બારેક વર્ષની કન્યા હોય તો જાઓ મારે કબૂલ છે."

પણ ધાર્યું ધણીનું થાય ! વિધિનું વિધાન જ એવું હશે કે જ્યાંથી નીકળવા ધારતા હતા તે જ બારીમાંથી નીકળતાં પોતે પકડાયા ! લલિતાગૌરી નામે એક કન્યા ગોવર્ધનરામને ખપે એવી હતી, પણ તેનો વિવાહ થઈ ગયો હતો એટલે ગોવર્ધનરામ નિશ્ચિત હતા. છતાં બન્યું એવું કે જે પુરુષની સાથે તેનો વિવાહ મળ્યો હતો તે મરણ પામ્યો. થયું; શિવકાશીને જે જોઈતું હતું તે મળી ગયું. ગોવર્ધનરામ પૂરા સપડાયા ને હવે હા પાડવી પડી. અનિવાર્ય પ્રાપ્ત પરિસ્થિતિનો સંતોષથી સ્વીકાર કરવો એ એમનો સ્વભાવ તેમ જ સિદ્ધાન્ત હતો. આમ લલિતાગૌરી સાથે ગોવર્ધનરામનું બીજું લગ્ન થયું. આ વખતે એમની ઉમ્મર એકવીશ વર્ષની હતી.

આ લગ્ન પછી બે વર્ષે–ઈ. ૧૮૭૮માં–ગોવર્ધનરામ પર વળી બીજા બે ઘા પડયા. ભુજની જે અંગ્રેજી નિશાળના આચાર્યપદનો ગોવર્ધનરામે અસ્વીકાર કર્યો હતો તે સ્થળે એમના પરમ મિત્ર હરિરામ ભટ્ટની નિમણૂક થઈ હતી. એમણે ત્યાં બે વર્ષ ગાળ્યાં તેવામાં એકાએક એમને માથે લોહી ચઢી આવ્યું ને પોતાની પછવાડે બાળ-પત્ની, પિતા તથા અનેક સ્નેહાળ મિત્રોને ટળવળતાં મૂકી હરિરામ ભટ્ટ ચાલતા થયા ! એપ્રિલમાં હરિરામનું આમ અવસાન થતાં ગોવર્ધનરામે તેમની પાછળ અંગ્રેજીમાં નિવાપાંજલિ લખી. આ હજી ઓછું કે અધૂરું હોય તેમ જૂન માસમાં ગોવર્ધનરામનો બીજો પ્રિય મિત્ર રામચન્દ્ર ગોખલે પણ મરણ પામ્યો. પોતાનું હૃદય બની ગયેલા મિત્રોના આવાં અચિંતિત અવસાનથી ગોવર્ધનરામને કેટલું મર્મભેદક દુઃખ થયું હશે ? ગોખલેની પાછળ પણ ગોવર્ધનરામે અંગ્રેજીમાં નિવાપાંજલિ લખી.

કોઈને થાય કે ગોવર્ધનરામના સાહિત્યસર્જનની ઓટનો જ આ કાળ હશે. પણ વસ્તુતઃ તેમ નથી. એમની સાહિત્યપ્રવૃત્તિના તરંગો સતત ઊછળતા હતા. આ સમયે એમણે લખેલા નિબંધો એમના ઉત્તમ નિબંધોમાં સહેજે સ્થાન પામે તેવા છે. નિબંધાદિના લેખન ઉપરાંત જાહેર વ્યાખ્યાનો આપવાની ગોવર્ધનરામની એક નવી શક્તિનો ઉન્મેષ પણ આ જ કાળમાં થયો. ગોવર્ધનરામે વ્યાખ્યાન આપવાની શરૂઆત પોતાના વતન નડિયાદમાં કરી. 'અતિ-પરિચયાદવજ્ઞા'ને લીધે હો કે ગમે તે કારણે, શરૂઆતમાં લોકો હાંસી ઉડાવતા ને કહેતા-"કોણ ગોરધન? પેલો આપણો ગોરધન? એ તે વળી શું ભણીભણીને ઊંધો વળી ગયો કે ભાષણ આપવા નીકળ્યો છે?" પણ એમના ભાષણ બાદ અતિપરિચયની ઉપેક્ષા કયાંય ઊડી ગઈ ને લોકો આદરથી શાબાશી આપવા લાગ્યા!

સંસ્કૃતમાં રચનાઓ કરવાની પ્રવૃત્તિ પણ આ કાળમાં ચાલુ જ હતી. અંગ્રેજ કવિ પોપે લખેલ 'એસે ઓન મેન' તથા 'લેમ્બ્સ ટેલ્સ' માંથી 'ટેમ્પેસ્ટ'-બંનેનું સંસ્કૃત ભાષાંતર ગોવર્ધનરામે આ અરસામાં આદર્યું હતું. આ ઉપરાંત આ વર્ષમાં-ઈ. સ. ૧૮૭૬માં-ગોવર્ધનરામે અંગ્રેજીમાં "The effects of the custom of Early marriages on the Educational Progress of the Natives of India" 'ભારતીય જનોની શિક્ષણપ્રવૃત્તિ પર બાળલગ્નના રિવાજની અસર' એ વિષય પર નિબંધ લખી રૂપિયા દોઢસોનું કરસનદાસ મૂળજી પારિતોષિક મેળવ્યું. પ્રો. વર્ડ્ઝવર્થ પણ આ નિબંધ વાંચીને ઘણા ખુશ થયા હતા.

ઈ. સ. ૧૮૭૭માં ગોવર્ધનરામે કેટલાંક કાવ્યો રચ્યાં તે સાથે "Jiji the Mother of Shivaji" નામે લાંબી કવિતા અંગ્રેજીમાં લખી. આ વર્ષ વિશેષ મહત્ત્વનું એટલા માટે છે કે 'સ્નેહમુદ્રા'ની શરૂઆત પણ ગોવર્ધનરામે આ જ સમયે કરી. આ ઉપરાંત પ્રતિદાસના અભ્યાસના સુફળરૂપે "A Comparison

between Gujarati and Maratha Histories" નામે નિબંધ જાહેરસભાઓમાં વાંચવા માટે આ વર્ષે લખ્યો. તેમ જ પોતાના આંતરજીવનનું આલ્હાદ પ્રતિબિંબ પાડતો બીજો વિસ્તૃત નિબંધ-લેખ-"Practical Ascetism in my sense of the word" લખ્યો. આ નિબંધ 'ફ્રેન્ડલી સોસાયટી' નામની મંડળી આગળ એમણે વાંચ્યો હતો. આ મંડળમાં બીજા સૌ દક્ષણી હતા ને પોતે એકલા જ ગુજરાતી હતા, તો પણ ઉત્સાહી, વિચારશીલ યુવકોના આ મંડળના થોડા જ સમયમાં પોતે જાણે આત્મા બની ગયા હતા. 'પ્રવૃત્તિમય સંન્યાસ' અંગેના આ નિબંધ વિશે ગોવર્ધનરામ પોતે જ કહે છે: "The healthy issue of a most auspicious union of my reason and imagination." ખરો સંન્યાસ કેવો હોવો જોઈએ તે વિશે સ્વતંત્ર તેજસ્વી વિચારધારા પૂરા સામર્થ્યથી પ્રકટતી આ નિબંધમાં દેખાય છે. પાછળથી પર્યાંતરે 'સરસ્વતીચંદ્ર'માં સુંદરગિરિના સાધુઓમાં ગોવર્ધનરામે આ જ સંન્યાસભાવના વણી લીધી છે.

આ નિબંધમાં ગોવર્ધનરામ તેમની લોકકલ્યાણની આધારશિલા પર જ સંન્યાસનો સ્તંભ ઊભો હોવાનું દર્શાવે છે ને કહે છે: "The great Bacon has said it is a poor centre of Man's action himself: and this is true. But I go some steps beyond him. I say it is a poisonous centre of Man's action, himself." ગોવર્ધનરામનો તપોમય સંન્યાસ આમ નિર્જન અરણ્યમાં નિર્માયલો નથી પણ સંસારમાં જ તેનું શેખરસ્થાન છે. તેથી જ શ્રી. ઉત્તમલાલ ત્રિવેદી આ નિબંધ અંગે લખે છે: "એક પાસથી કાર્લાઇલના "Work is Worship" યાને 'કર્મ એ જ ધર્મ છે' એ મહાવાક્યના પડધા સંભળાય છે, તો બીજી પાસથી, તેથી પણ વધારે જોરથી, પરમ ધર્મના ઉપદેશક શ્રીકૃષ્ણ ભગવાનના **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એ

શાસનનો ઘોષ થાય છે." ગૃહ, સંસાર, ધર્મ ને રાજ્યના અનેક પ્રશ્નોનું તુમુલ મંથન જ્યારે થઈ રહ્યું હતું, ઉચ્છેદક અને ઉચ્છૃંખલ-વૃત્તિનો મધ્યાહ્નકાળ જ્યારે તપી રહ્યો હતો ત્યારે ભારતના ઉદ્ધાર માટે નિષ્કામ પરંતુ પ્રવૃત્તિપૂર્ણ વૈરાગ્યની ગોવર્ધનરામે કરેલી ઉદ્‌ઘોષણાનું મહત્ત્વ સહેજે અસાધારણ બની રહે છે.

આ ભાવનાનું અત્યંત સમયાનુસારી ઉદ્‌બોધન કે ઉદ્‌ઘોષણ કરવા માટેજ નહિ, પણ તદનુસાર પોતાનું સમગ્ર જીવન ઘડવામાં "ગોવર્ધનરામની કૃતિમુ તથા કીર્તિનું ખરું રહસ્ય છે."

ઈ સ. ૧૮૭૯ના જાનુઆરીમાં, ભાવનગર રાજ્યને સમૃદ્ધિની ટોચે ચઢાવનાર ગૌરીશંકર ઉદયશંકર ઓઝાએ જ્યારે રાજ્યકારભાર મૂકી નિવૃત્તિધર્મનો સ્વીકાર કર્યો ને તેમના કુશળ ભાણેજ સામળદાસ પરમાનંદદાસ દીવાનગીરી પર આવ્યા ત્યારે ગોવર્ધરામને તેમના સંબંધમાં આવવાનું થયું. એક વેળા સામળદાસ મુંબઈ આવ્યા ને મનઃસુખરામ સાથે વાતો કરતા બેઠા. મનઃસુખરામને શ્લોકો, સુભાષિતો, સુવર્ણવાક્યો વગેરે પર બહુ પ્રીતિ હતી. ને તે યાદ રાખવામાં તથા અવસર આવ્યે વાતના દોરામાં ફૂલની જેમ પરોવી લેવામાં તે કુશળ હતા. પ્રસંગ આવતાં મનઃસુખરામે સામળદાસને નીચેનો શ્લોક કહી સંભળાવ્યો:

> सौभाग्यानामुपरि नितरां पूर्णतां यः कलानां
> नीत्वा नीत्वा हिमकरमिव प्राप्तसर्वाशमेनम् ।
> लोकश्रेष्ठं जनमपि पुनर्ग्रासयत्येव दुःखै
> र्दुष्टायास्मै कुपितविधये लक्षवारं नमोऽस्तु ॥[3]

૩. "જે વિધાતા માણસને એક વાર સુખના શિખરે પહોંચાડે છે, ચંદ્રની પેઠે એને સોળે કળાએ ખીલવે છે, એની સર્વ આશાઓ પૂરી કરે છે, ને પછી એના એ માણસને, તે સર્વ લોકમાં શ્રેષ્ઠ હોય તો પણ (ચંદ્રની પેઠે) દુઃખોથી ગળી જાય છે, તે કુપિત થએલા દુષ્ટ વિધાતાને લાખો વાર નમસ્કાર હજો !"

કોઈ સિદ્ધ કવિની રચનારૂપ આ શ્લેષયુક્ત શ્લોક વસ્તુતઃ યુવાન ગોવર્ધનરામનું જ સર્જન છે! સામાન્ય રીતે સરસ્વતી, ગણપતિ, શિવ આદિ દેવદેવીની સ્તુતિ મંગલાચરણરૂપે કરવામાં આવે છે. પણ ગોવર્ધનરામે **વિધિકુંઠિત**ના મંગલાચરણ-રૂપે આવો નવીનતાભર્યો શ્લોક રચ્યો હતો. વિધાતાની સ્તુતિ ખરી, વંદન ખરાં, પણ તે કેવી તરેહભરી રીતે! સામળદાસે દુનિયાના ઘણા રંગો જોયા હતા. તેથી જ આ શ્લોકે એમના પર ઊંડી અસર કરી. આ રચના કોની છે તે પૂછતાં, ગોવર્ધનરામની પ્રતિકૂળ અવસ્થામાં રચાયલી આ કૃતિ છે, ગોવર્ધનરામ ભારે ભીડમાં છે, વગેરે જાણી લીધું ને પોતાની અસલતાના પ્રતીકરૂપે, અંગ્રેજી જાણતા ખાનગી સેક્રેટરીનું પદ રૂપિયા સવાસોના પગારથી આપવાની ઇચ્છા બતાવી.

ગોવર્ધનરામે બીજી એલએલ.બી.ની ટર્મ હવે પૂરી કરી હતી, પણ પરીક્ષા માટે નિરાંતે લાંબો સમય વાંચવાની જરૂર હતી. ત્યાં લગી કુટુંબના ભરણપોષણનો ને ચડેલા દેવાને ઓછું કરવાનો વિકટ પ્રશ્ન માથે જ હતો. તેથી, પોતાનો સંકલ્પ તોડવો જ પડે તો તે વિધિની ઇષ્ટાપત્તિ ગણી, નિરર્થક બડબડાટ કરવાને બદલે, વડીલોની ઇચ્છાને અનુસરીને, ગોવર્ધનરામે આ પદ સ્વીકારી લીધું ને ભાવનગર જવાનું નક્કી કર્યું. ગોવર્ધનરામે આમ પ્રતિજ્ઞાભંગ વેઠી લીધો પણ મનથી તો વજ્રપાતતુલ્ય એવો તીવ્ર આઘાત એ પામ્યા હતા કે ભાવનગર જતી વેળાએ નાના બાળકની જેમ રડ્યા હતા. ને પાંચ વર્ષ પછી જ્યારે એમણે ભાવનગર છોડયું ત્યારે ભવિષ્ય હજીયે અનિશ્ચિત ને ચિંતાભર્યું હતું, છતાં તીવ્ર આનંદ પામ્યા હતા, તે ભાવનગર પ્રત્યેના કોઈ દુર્ભાવને લીધે નહિ પણ પોતાના સંકલ્પને સિદ્ધ કરવાના ઉત્સાહથી જ.

ઈ. ૧૮૭૯ની શરૂઆતમાં તે ભાવનગર ગયા ત્યારે એમની સાથે *એમનાં માતાપિતા, નરહરિરામ તથા લલિતાગૌરી હતાં.* ત્યાં ગયા પછી ત્રીજે વર્ષે લલિતાગૌરીએ પુત્રી લીલાવતીને જન્મ

આવ્યો.: પુત્રી લીલાવતી ગોવર્ધનરામના ઉત્તમ સંસ્કારો સંપૂર્ણ રીતે પામી હતી ને માટે જ એમનું પરમ પ્રીતિપાત્ર બની હતી. થોડા વખત પછી ગોવર્ધનરામના બનેવી શ્રી. છગનલાલ હરિલાલ પંડયા ભાવનગરની અંગ્રેજી હાઈસ્કૂલમાં શિક્ષક નિમાયા એટલે એ તથા ગોવર્ધનરામનાં બહેન સમર્થલક્ષ્મી પણ ભાવનગર આવ્યાં. પરિણામે ગોવર્ધનરામનું કુટુંબ ફરી પાછું એક થઈ કલ્લોલતું થયું.

ભાવનગરમાં ગોવર્ધનરામની નિમણૂક દીવાન સાહેબના ખાનગી સેક્રેટરીની હતી; પણ તેમને કામ ઘણું ઓછું હતું, ને પગાર તથા પ્રતિષ્ઠા સારાં હતાં. વસ્તુતઃ આ નિમણૂક શિષ્યવૃત્તિનો જ એક પ્રકાર હતો. ગોવર્ધનરામના કુટુંબને ભારે બીકની વેળાએ આથી ઘણી શાંતિ થઈ, જો કે ખૂબ કરકસરથી તે સમયે સૌને રહેવું પડતું. આનું એક વિનોદભર્યું ઉદાહરણ છે. સુખચેનમાં ઉછરેલાં સૌને પાનની એવી આદત પડેલી કે તે વિના તો ચાલે જ નહિ. પણ એ હવે પોસાય તેમ ન હતું તેથી ગોવર્ધનરામે એ ખરચ કાઢી નાખેલું. ઘરમાં સૌથી નાનાં નરહરિરામ ને મુગ્ધા લલિતાગૌરીથી આ લાંબું ચલાવાયું નહિ, તેથી પાન માટે તેમણે ફરી સત્યાગ્રહ કર્યો! પાન તો ગોવર્ધનરામનેય ક્યાં ન હોતાં ભાવતાં? એમણે ગંભીરતાથી કહ્યું: 'જુઓ, આપણા બજેટમાં પાન માટે જગા નથી. ઘરમાં ચાર જણાં પાન ખાનારાં એટલે દિવસમાં બે જ વાર ખાઈએ તો પણ રોજનો પૈસો થાય! આવું ખર્ચ કરવાની આપણી હાલની સ્થિતિ નથી."

હવે ફરી મસલતો ને મંત્રણાઓ ચાલી. ખરા વેપારીની રીતે નાના નરહરિરામે રસ્તો શોધી કાઢયો; એવો કે કરકસર પણ થાય, ને પાન ખવાય. આ હથિયારથી સજ્જ થઈને દીઅર ભોજાઈ ફરીથી 'અપીલ' માટે ગયાં. કેસ રજૂ કર્યો. એક પાઈનાં ત્રણ પાન આવે. દરેક પાનના ચાર ચાર ભાગ કરીએ ને દરેક જણ એકેક ભાગ ખાઈએ. આમ દિવસમાં બે વાર કરીએ તો ત્રણ પાન ખાસાં દોઢ દિવસ ચાલે, સૌ ખાઈ શકે ને દોઢ દિવસે માત્ર

એક પાઈનું પાનનું ખર્ચ આવે! અગીઆર બાર વર્ષનાં બાળકોની આ યુક્તિ જોઈ ગોવર્ધનરામ તો છક્ક થઈ ગયા. અપીલ હાઈકોર્ટમાં મંજૂર થઈ![4]

ભાવનગરમાં ગોવર્ધનરામે પોતાના ઉચ્ચ ગુણોથી બધામાં ચાહના મેળવી ને બહુ પ્રિય થઈ પડ્યા. ભાવનગરની મમતાને લીધે ગોવર્ધનરામ ઘણી વાર આર્દ્ર બની જતા. નાગરોમાં પણ ગોવર્ધનરામ એ જ રીતે પ્રતિષ્ઠા ને પ્રીતિ પામ્યા. આ નાગરોમાં ગગા ઓઝા અને સામળદાસભાઈ માટે ગોવર્ધનરામને ઘણું માન ને પૂજ્યતાભાવ હતાં. તે સમયે ભાવનગરમાં તખ્તસિંહજી ગાદીએ હતા. ગોવર્ધનરામ એમની પણ પ્રીતિ અને કૃપા મેળવી શક્યા હતા. જો કે એક બે પ્રસંગ એવા પણ આવ્યા હતા જ્યારે ભરદરબારમાં ગોવર્ધનરામને હલકા પાડવાના પ્રયત્નો થયા હતા. પણ તે સમયે ગોવર્ધનરામે નીડરતા, નમ્રતા ને સત્યતાથી પોતાનું માન સાચવ્યું હતું ને મહારાજાની વિશેષ પ્રસન્નતા પામ્યા હતા.

ઉદાહરણ તરીકે, ભાવનગરનો એક વિલક્ષણ પ્રસંગ અહીં ઉલ્લેખીશું. બીજાઓને પજવવામાં મઝા માનનારા ને માણનારા ઘણા મનુષ્યો હોય છે. આ વર્ગના એક ભાઈને એવી ટેવ કે દીવાન સામળદાસને ત્યાં બધા બેઠા હોય ત્યારે મોઢું મેં રાખી ગોવર્ધનરામને ગંભીરતાથી ગહન સવાલ પૂછે—"કહો, ગોરધનભાઈ, આજ શું જમ્યા ?" એક દિવસ નહિ, બે દિવસ નહિ, લાગલાગટ લગભગ રોજ આવો સવાલ પુછાવા લાગ્યો! વસ્તુતઃ ગોવર્ધનરામ તો ભાવનગરમાં ખૂબ સાદાઈથી રહેતા હતા; વળી શરીર પણ રોગી હોવાથી સાદો જ ખોરાક પથ્ય હતો. આ સ્થિતિમાં "આજે શું જમ્યા ?"ના જવાબમાં એમને નવું કહેવાનું હોય શું? છતાં પેલા સુજન તો રોજ એની

૪. શ્રી. આનંદશંકર નોંધે છે તેમ ઈ. સ. ૧૮૮૧ના અરસામાં ગોવર્ધનરામ ખૂબ સાદાઈ અને કરકસરથી રહેતા; એટલે સુધી કે તે વખતે કોઈએ મશ્કરીમાં ટીકા પણ કરી કે "ગોવર્ધનભાઈ ઈશ્વરની શોધમાં છે!"

એ રીતે એ જ ગંભીરતાભરી વક્રતાથી પ્રશ્ન પૂછ્યાં કરે! હવે આનો રસ્તો શો? એટલે ગોવર્ધનરામે યુક્તિ કરી. એકાન્તમાં પેલા સુજનને સમજાવ્યું–"જુઓ, તમને ખરેખર મારા માટે જિજ્ઞાસા થતી હોય તો, આંખની કે એવી કોઈ સંજ્ઞાથી તમે પૂછજો. મેં જો એનો એ ખોરાક ખાધો હશે તો હું એક આંગળી ઊંચી કરીશ, જુદો ખાધો હશે તો બે આંગળી ઊંચી કરીશ." આમ થોડા દિવસ તો આંગળીઓ ઊંચી નીચી કરવાનું નાટક ચાલ્યું. પણ કેટલાક દિવસ પછી આ આંગળી–ઇશારા તરફ સામળદાસનું ધ્યાન ગયું, તેથી કુતૂહલથી સામેથી સામળદાસે આનો ખુલાસો ગોવર્ધનરામને પૂછ્યો. બરોબર તક જોઈ ને એવો ખૂબીભર્યો ખુલાસો ગોવર્ધનરામે કર્યો કે પછી પેલા ભાઇ ને ઇશારત કરવાની કદી જરૂર જ પડી નહિ!

ગોવર્ધનરામ આ વર્ષોમાં ઈ. ૧૮૭૯થી ૧૮૮૩ સુધી–કંઈ ને કંઈ રોગથી પીડાતા હતા. મગજનો રોગ હજી મટ્યો ન હોતો ત્યાં હરસનો બીજો ગંભીર રોગ લાગુ પડ્યો. તે ઉપરાંત આંખનો દુખાવો, વગેરે નાના મોટા વ્યાધિ પણ રહેતા જ. હરસનો આ રોગ તો જીવનપર્યંત રહ્યો.

આવી સ્થિતિમાં પરીક્ષાની તૈયારી સંતોષકારક તો ક્યાંથી જ હોય? એ પોતે કહેતા તેમ– "આખા વર્ષમાં પરીક્ષા પહેલાંનો છેલ્લો એક જ મહિનો હું વાંચી શકતો, ને તે પણ થોડા જ કલાક. બાકીના મહિનાઓમાં રોજ અર્ધોકલાક–કલાકથી વધારે વાંચવા જાઉં તો એકદમ માથું એવું ચઢે કે ચોપડી મૂકી દીધા વિના છૂટકો થાય જ નહિ." પરિણામે તરત પાસ થઈ ને વકીલાતમાં પડવાનું ગોવર્ધનરામથી બની શક્યું નહિ. ઈ. ૧૮૭૯માં તો એ પરીક્ષામાં બેસી જ ન શક્યા. '૮૦માં હરસની પીડા હતી ત્યારે જેમ તેમ બેઠા પણ નપાસ થયા. ઈ. '૮૧માં બીજી વાર બેઠા ને બીજી વાર નાપાસ થયા. '૮૨માં ત્રીજી વાર બેઠા તોયે નાપાસ! '૮૩માં ચોથી વાર બેઠા ને ત્યારે પાસ થયા. ગોવર્ધનરામને આ નિષ્ફળતા ખૂબ સાલ્યાં કરતી; પણ

આ નિષ્ફળતામાં રહેલી સફળતા ગણો તો તે એ હતી કે આવી નિષ્ફળતાની પરંપરાને લીધે એમનો કાયદાનો અભ્યાસ ખૂબ ઊંડો ને સમજભર્યો બન્યો. ગોવર્ધનરામ પોતે આમ લાભ થયાનું દઢતાથી માનતા હતા:

આ સમયમાં પણ ગોવર્ધનરામની સાહિત્યપ્રવૃત્તિ તો ચાલુ જ હતી. તેનું કારણ એ કે સામાન્ય માણસથી સાહિત્યાદિ કાર્ય અનેક અનુકૂળતાઓ મળે ત્યારે જ થઈ શકે છે; તે નિરાંતની પ્રવૃત્તિ અથવા નિવૃત્તિમાં પ્રવૃત્તિ બને છે; પણ ગોવર્ધનરામ માટે તો અનેક આપત્તિ–વિપત્તિઓમાં સાહિત્ય જ પરમ આશ્વાસનરૂપ-આશ્રયરૂપ હતું.

ઈ. સ. ૧૮૮૧માં એલએલ.બી.ની બીજી પરીક્ષા આપ્યા પછી પરિણામ જણાતા સુધી ગોવર્ધનરામ મુંબઈ રહ્યા. પરિણામ જણાવાને દિવસે તે પોતાના પ્રિયમિત્ર ડૉ. વિષ્ણુ ગોખલે (રામચન્દ્ર ગોખલેના બીજા ભાઈ) ને ત્યાં બેઠા હતા. પરિણામ તો પ્રતિકૂળ જ આવ્યું. ગોવર્ધનરામને ત્યારે ઘણું લાગ્યું ને તેવામાં ગોખલેએ કહ્યું: "ગોવર્ધન, અત્યાર સુધી તારી શક્તિ માટે મને ઊંચો મત હતો, પણ આટલાં વર્ષ થયાં તું પાસ થઈ શકતો નથી તેથી હવે મને એ વિશે શંકા થાય છે" આમ બળતામાં ઘી હોમાયું. રાત્રે ઘેર આવી એમણે મનઃસુખરામને આ સમાચાર કહ્યા. તેમણે ઘણી ધીરજ આપી પણ વ્યર્થ. આંસુ સારવામાં, ખિન્નતામાં આખી રાત વીતી. સવારે ગોવર્ધનરામ મોડા ઊઠ્યા ને ઊઠ્યા તેવા જ અગાશીમાં આવ્યા. ગિરગામ બેક રોડ પર ઘોડાગાડીની ધમાલ મચી હતી. તેવામાં એમને એક લીટી સ્ફુરી આવી—

"ભવ્ય સંસાર આ ભાસતો અતિ ઘણો,
જોઈ જોઈ મનુ જાય હારી."

પાછળથી આ કાવ્ય એમણે પૂરું કર્યું ને 'સંસારપ્રતિબિંબ–કાવ્ય' એવું નામ રાખ્યું. આ ઉપરાંત બીજાં પણ પરચૂરણ કાવ્યો લખ્યાં. 'બેકનના નિબન્ધો' ઉપરથી ગુજરાતીમાં અનુવાદ કરવા માંડ્યો. આ અરસામાં એમની સૌથી વિશેષ મહત્ત્વની પ્રવૃત્તિ વાર્તાઓ લખવા

સામગ્રી–કાચો માલ–તૈયાર કરવાની હતી. આ પ્રવૃત્તિનું પાંગરેલું ફળ આપણને પાછળથી 'સરસ્વતીચંદ્ર'માં જોવા મળે છે. ગોવર્ધનરામને વાર્તાઓનાં જે ખોખાં તૈયાર કરવાં હતાં, તેમાં નીચેના વિષયો જણાય છે: ધર્મજન્મ તથા સત્સન્નતાના પુત્ર દુઃખજન્મની ડાયરી (અંગ્રેજીમાં આ દિનચર્યા લખી ગોવર્ધનરામે પોતાનો દુઃખભાર હલકો કરવા પ્રયત્ન કર્યો જણાય છે.), કામ, રતિ (માનસ સ્નેહ), લક્ષ્મી, ગરીબાઈ, દ્વેષ, સંસારની આસમાની સુલતાની, તથા દુષ્ટ લોકોના દુરાચાર–આ બધાનું સ્વરૂપ ગુજરાતને સમજાવવા એમણે વાર્તાઓ રચવા માંડી. મુંબઈ, સુરત વગેરે શહેરો તથા ગામડાંઓની જિંદગી કેવી હોય છે તેનું ચિત્ર દોરવા યોજના કરી. સ્થૂલપ્રેમ તથા માનસપ્રેમને અવલંબીને ત્રણ મિત્રોની એક ટૂંકી નવલકથાનું (કે લાંબી વાર્તાનું?) ખોખું તૈયાર કર્યું. કામદેવનો પ્રભાવ દર્શાવવા 'સદ્ગુણચન્દ્રની કસોટી' નામનો લેખ લખવાનો વિચાર કર્યો, પણ તે આચારમાં ન ઊતરી શક્યો.

આ ઉપરાંત ઈ. સ ૧૮૮૩માં નડિયાદની વડનગરા નાગર જ્ઞાતિની વસ્તીગણત્રીનું કામ (જુઓ 'માધવરામ સ્મારિકા') કર્યું, તથા રજવાડાંનું બારીક અવલોકન કર્યું. 'સરસ્વતીચંદ્ર' કથાનું મૂળ-વસ્તુ પણ આ જ અરસામાં યોજ્યું; અલબત, પાછળથી તેમાં ઘણા ફેરફાર પણ થયા કાઠિયાવાડમાં આ વખતે અંગ્રેજ સરકારની સત્તા નવી જ જામતી હતી. તેને લીધે એક બાજુથી જૂની ક્ષાત્રવટ ને જૂનો રાજકારભાર અસ્ત થતા હતાં ને નવી રાજ-નીતિ ને નવો કારભાર આકાર લેતાં હતાં. અંગ્રેજોનો આ પગ-પેસારો, નવા આચારવિચાર ને નવી ખટપટો, ચારે બાજૂ વ્યાપેલાં અજ્ઞાન ને સ્વાર્થ, અર્ધદગ્ધ રાજાઓની નબળાઈ—સંક્રાન્તિકાળનું આ ચિત્ર છેક નજદીકથી, ઝીણવટથી, સાચી સૂઝથી જોવાની ગોવર્ધનરામને ભારે સરસ તક મળી ગઈ. આ અરસામાં કાઠિયાવાડનાં ઘણાં ખરાં રાજ્યની પડતી દશા હતી. તેમાં બે જ અપવાદ હતા—

ગોકુળજી ઝાલાની મુત્સદ્દીગીરીથી ટકી રહેલું જૂનાગઢ અને ગગા ઓઝાની દક્ષતાથી પ્રભાવિત થયેલું ભાવનગર. પણ ભાવનગરની ઊથલપાથલ ગોવર્ધનરામે સાક્ષાત્ દ્રષ્ટા બનીને જોઈ. આ પટલાતા રાજ્યરંગોની લીલા 'સરસ્વતીચંદ્ર'માં પટાન્તરે સ્થાન પામેલી જોઈ શકાય છે.

આમ ભાવનગરની નોકરી, નોકરી છતાં એમના સંકલ્પની સિદ્ધિ માટે એક ઘણું જ બળવાન સાધન બની ગયું. અનુભવોનો પુંજ ગોવર્ધનરામને અહીં મળ્યો, 'સરસ્વતીચંદ્ર'નું વસ્તુ પણ અહીં જ રચાયું ને જીવનદૃષ્ટિ વધુ સતેજ, સ્વસ્થ ને પકવ બની.

ગોવર્ધનરામ ઈ. સ. ૧૮૮૩ના છેલ્લા ભાગમાં ભાવનગરથી નીકળ્યા ત્યારે એમની ઉમ્મર ૨૮ વર્ષની હતી. સામળદાસને ગોવર્ધનરામ ઉપર એટલી બધી મમતા થઈ હતી કે ખૂબ આગ્રહ કરીને રોકવા એમણે અનેક પ્રયાસ કર્યા. રૂા. ૨૫૦ના પગારથી ભાવનગરના ન્યાયખાતામાં સારી જગ્યા આપવાની ઇચ્છા પણ દેખાડી. પણ દેવો જેમ ભયંકર વિષથી અકળાયા નહિ, પ્રલોભનોથી આકર્ષાયા નહિ, ને **सुधां विना न प्रययुर्विरामं** તે જ રીતે જીવનનું ધ્યેય પહેલેથી જ સુરેખપણે જોનાર ગોવર્ધનરામ કશાથી ડગ્યા નહિ. એ જ અરસામાં જૂનાગઢના દીવાન રાવસાહેબ હરિદાસ વિહારીદાસ દેસાઈએ જૂનાગઢ સંસ્થાનની સરન્યાયાધીશની જગ્યા રૂા. ૩૦૦ના પગારથી એમને આપવા માંડી તેની પણ એ જ રીતે એમણે ના પાડી. ભાવનગરના મિત્રો, સ્નેહીઓ, સજ્જનોની આભારથી ઊભરાતે હૈયે ગોવર્ધનરામે રજા લીધી. બ્રાહ્મણ બીજું તો શું આપી શકે? ને એ આપી શકે તે બીજું કોણ આપી શકે? ખરા હૃદયથી સંસ્કૃત શ્લોકોનું મહારાજા સાહેબને નજરાણું કર્યું ને જાણે હવે સર્વતંત્રસ્વતંત્ર બન્યા હોય, જીવનના નવા ક્ષેત્રમાં કર્મવીર બનવાની હવે નવી જ તક મળી હોય, એવા ભાવથી, ઉત્સાહથી, સૌથી છૂટા પડતાં અનુભવાતી હર્ષશોકમિશ્રિત અવસ્થામાં ગોવર્ધનરામે ભાવનગર છોડ્યું.

ભાવનગરથી મુંબઈ તરફ ગોવર્ધનરામ આમ નીકળ્યા તો ખરા પણ ખરી કસોટીનો કાળ જ હવે શરૂ થયો. મુંબઈમાં એમણે પગ મૂક્યો ત્યારે પૂરા પચાસ રૂપિયા પણ પાસે ન હતા. આવી સ્થિતિમાં વકીલાત કેમ કરીને કરવી? પાંચસો તો સનદના જ સૌ પહેલાં દેવા પડે. વળી આ તો અલબેલી નગરી. ભારે ભપકાથી રહે નહિ તો અસીલ લલચાય શાના? ને છતાં યે થોડાં વરસ ઇચ્છા કે અનિચ્છાએ મસ્તફકીર બનવું પડે! આ સ્થિતિમાં ઘણા શુભેચ્છકોએ, ન્યાયમૂર્તિ ચંદાવરકર જેવાએ પણ, એમને વકીલાતનો વિચાર જ માંડી વાળવા સમજાવ્યા. ગોવર્ધનરામની આ બધી મુશ્કેલીઓ પૂરી પિછાનનાર, વ્યવહારચતુર શિરછત્ર મનઃસુખરામની પણ એવી જ ઇચ્છા હતી. પોતાની બહોળી ઓળખાણને લીધે ગોવર્ધનરામને સારી જગ્યા પણ અપાવવાની એમનામાં શક્તિ હતી. આવી દોલાયિત અવસ્થામાં ગોવર્ધનરામના પિતા માધવરામે તો સંશયિત વૃત્તિથી પરાકાષ્ઠા જ આણી. આખો દિવસ ગોવર્ધનરામ સાથે ચર્ચા કરીને કહે—'ભલે ત્યારે વકીલાત કરજે'; ને સવાર પડે એટલે કોણ જાણે શુંયે થાય કે કહે—"ના ના, મોટા, નોકરી જ લઈ લેજે, વકીલાતમાં નહિ ફાવે; હોં!" આવી ડામાડોળ સ્થિતિમાં ત્રણ દિવસ ગયા. ઉંવટે માધવરામ કંટાળ્યા ને કહ્યું—"મોટા હું તો હવે થાક્યો. મને કાંઈ સૂઝ પડતી નથી. તને ફાવે તેમ કર."

આમ પોતાના હાથમાં આખરે લગામ મુકાઈ ત્યારે ગોવર્ધનરામે બંને બાજુનો ખૂબ ધીરજથી વિચાર કર્યો. મનથી તો પોતાનો વિચાર દૃઢ જ હતો, છતાં સો ગળણે ગળીને પાણી પીવું સારું, પાણી પીધા પછી ઘર પૂછવા ન જવું, એમ નક્કી કરી 'નોકરી' ને 'વકીલાત'નાં બે મથાળાં પાડ્યાં ને દ્રવ્ય, નવરાશ, સ્વતંત્રતા, વિદ્યાભ્યાસ, દેશસેવા, સંતાનોની કેળવણી, કુટુંબની સંભાળ વગેરે દૃષ્ટિએ લાભાલાભ નક્કી કરી, મોતી તોળનારની ચોકસાઈથી, ચકાસી

ચકાસીને બંને પક્ષે માર્ક મૂકતા ગયા. દરેક મથાળા નીચેના માર્કનો સરવાળો કર્યો, નફાના માર્કમાંથી નુકસાનીના માર્ક બાદ કર્યા ને તો છેવટે 'નોકરી' કરતાં 'વકીલાત' નીચેના માર્ક વધારે થયા! ગોવર્ધનરામે પાકો નિર્ણય કર્યો: "નોકરી તો કરવી જ નથી. થોડું મળશે તો થોડું, પણ કોઈની તાબેદારી તો નહિ. શેઠના શેઠ ને નોકરના નોકર જે કહો તે આપણે પોતે જ."

સંકલ્પ તો થયો પણ સફળતા એમ થોડી મળે? સનદ લીધી, ઘેર પાટિયું માર્યું, ભપકાભેર ફરતા થયા, કોરટમાં રુઆબથી આવજા થઈ, પણ તેથી શું રંધાયું? કોર્ટમાં કેસ નહિ, બેગમાં બ્રીફ નહિ, પાકીટમાં પાઈ નહિ, એના જેવી દયાપાત્ર દશા થતી બચી ગઈ તેના રુડા પ્રતાપ મનઃસુખરામના. એમની મારફત જૂનાગઢ રાજ્યનું કેટલુંક કામ શરૂથી જ મળવા લાગ્યું ને તે બદલ જે વર્ષાસન જેવું મળતું તેમાંથી ખરચ નીકળતું થયું.

આ વખતે પણ ગોવર્ધનરામે ગરજાળ લાલસુવૃત્તિ લગારે રાખી ન હતી. એક વાર એક મોટા વકીલને ગોવર્ધનરામ મળવા ગયા. એમણે મોટાઈની અદાથી કહ્યું—"જુઓને, મુંબઈના એટલા બધા વકીલો પર હું મુરબ્બીવટ (Patronage) રાખું છું કે...", તરત જ ગોવર્ધનરામે વાત વચમાંથી જ કાપી નાખીને કહ્યું—"માફ કરજો સાહેબ, પણ હું આપની મુરબ્બીવટ માટે આવ્યો નથી. આ તો મને એમ કે ધંધાભાઈઓને મળતા રહેવું, માટે જ આવ્યો છું" આવાં વચનોથી આ વકીલશ્રી ઘણા અકળાયા. ગોવર્ધનરામને તો હવે કામ જ ન આપવું એમ પણ નક્કી કર્યું. પણ ગોવર્ધનરામ પોતાના સામા પક્ષમાં રહી ત્રણ વાર ઉપરાઉપરી કેસ જીત્યા એટલે આ મુરબ્બીવટ ધરાવતા વકીલને પોતાનો મત ફેરવવો જ પડ્યો! પછી તો બંને વચ્ચે ઘણો સારો સંબંધ બંધાયો.

આમ ઈ. ૧૮૮૪માં ૨૯ વર્ષની વયે ગોવર્ધનરામે વકીલાત શરૂ કરી ને બીજે જ વર્ષે, ઈ. ૧૮૮૫માં શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડની

આજ્ઞાથી દીવાને, ગોવર્ધનરામને વડોદરા રાજ્યના વિદ્યાધિકારી તરીકે પાંચસોના પગારથી નીમવાની ઇચ્છા જણાવી. પણ ગોવર્ધનરામ પોતાના નિર્ણયને જ વળગી રહ્યા.

ઈ. ૧૮૮૪થી'૮૭ સુધીનાં ચાર વર્ષના આ ગાળામાં ગોવર્ધનરામની સ્થિતિ ઘણી સારી થઈ; પિતાનું બધું દેવું એકલે હાથે વાળી નાખી એમણે પોતાનું વચન પાળ્યું. લીલાવતી પછી લલિતાગૌરીએ એક પુત્રી અને એક પુત્રને જન્મ આપ્યો પુત્રીનું નામ જશવતી (યશસ્વતી) અને પુત્રનું નામ રમણીકરામ ( રમણીયરામ ) રાખવામાં આવ્યું [૫]

ઈ. સ. ૧૮૮૪માં ગોવર્ધનરામને ગુજરાતના પ્રખ્યાત લેખક અને વિવેચક નવલરામ સાથે મેળાપ થયો. અરધા કલાકનો જ આ પહેલો ને છેલ્લો મેળાપ હતો. તે પછી ચાર વર્ષે નવલરામનું મરણ થતાં ગોવર્ધનરામે તેમના લેખોનું સંપાદન કરી "શુક્રતારક" નવલરામને સમર્થ અંજલિ આપી.

ગોવર્ધનરામે જીવનનો જે નકશો ૨૧ વર્ષની ઉમ્મરે ઘડી રાખ્યો હતો તેનું ફરી નિરીક્ષણ–પરીક્ષણ કરી તેમણે બાકીના રંગો ક્યા પૂરવાના છે તે હવે નક્કી કર્યું. ને આમ ઈ. સ. ૧૮૮૫માં એમણે સમગ્ર જીવનક્રમ સુનિશ્ચિત કર્યો. આ જ વર્ષથી એમણે નિયમિતપણે પોતાની રોજનીશી લખવા માંડી, જે એમના છેલ્લા મંદવાડ સુધી, બાવીશ વર્ષ સુધી એકધારિતાથી ચાલુ રહી. એ હવે તો વહેલી તકે પ્રગટ થવી ઘટે છે. નરસિંહરાવની રોજનીશીની જેમ આ રોજનીશીમાંથી ગોવર્ધનરામને સમજવા ઘણી ચાવીઓ હાથ લાગે તેમ છે; એમના આંતરજીવનનું સુરેખ પ્રામાણિક પ્રતિબિંબ પણ એમાંથી પ્રાપ્ત થાય તેમ છે.

ગોવર્ધનરામે આ સમયમાં વકીલાતની સાથે વાંચન તથા લેખન વધુ સંગીન રીતે શરૂ કર્યાં. સાહિત્ય, ધર્મ, નીતિ, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજકારણ, તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર વગેરેનો વ્યવસ્થિત પદ્ધતિસર

---

૫ શ્રી. રમણીયરામનું અવસાન પણ દુર્ભાગ્યે, ગોવર્ધનરામજીને ટાંકણે જ તાજેતરમાં નડિયાદમાં થયું છે. શતાબ્દીઉત્સવ જોવા પણ એ ન રહ્યા !

અભ્યાસ આદર્યો. અલબત્ત આ અભ્યાસનો મુખ્ય ઉદ્દેશ આપણા દેશના આ કાળના મહાપ્રશ્નોનો નિર્ણય કરવાનો હતો.

ગોવર્ધનરામની અભ્યાસવૃત્તિને અંજલિ આપતાં પ્રો. કાથવટેએ પણ ગોવર્ધનરામના કાયદા પરના ભાષણને અંતે સભામાં કહ્યું હતું–"મેં ઘણા વિદ્યાર્થીઓ દીઠા છે, પરંતુ અભ્યાસ કરવાની આવી ઉત્તમ પદ્ધતિ કોઈની દીઠી નથી." આ જ અરસામાં–ઈ. સ. ૧૮૮૪માં–ગોવર્ધનરામને કર્નલ ટોડના 'રાજસ્થાન'નું ભાષાંતર કચ્છ સંસ્થાન તરફથી સોંપાયું હતું. તે થોડું થયું, પણ પછી વખત નહિ મળવાથી પૂરું ના થયું. ઈ. સ. ૧૮૭૭માં શરૂ કરેલી "સ્નેહમુદ્રા' પણ ગોવર્ધનરામે આ જ અરસામાં પાછી હાથમાં લીધી. પણ ઈ. સ. ૧૮૮૫ના વર્ષની સૌથી મહાન પ્રવૃત્તિ તો 'સરસ્વતીચંદ્ર' ભા. ૧લાનું સર્જન હતું.

ઈ. સ. ૧૮૮૭માં 'રસસુન્દરી અને તત્ત્વાનંદ સ્વામી' નામના અતિગંભીર અર્થપૂર્ણ કાવ્યનો એક સર્ગ લખાયો. 'સરસ્વતીચંદ્ર' ભા. ૧લો પણ આ જ વરસમાં પ્રગટ થયો ને તે ઘડીથી ગુજરાતી સાહિત્યમાં એક નવો જ પ્રભાવંત પ્રવાહ વહેવા લાગ્યો. આ કૃતિએ લોકહૃદયને એવાં તો વશ કરી લીધાં ને ચર્ચાઓ એવી તો ચોમેર ચાલવા લાગી, વારે ને ઘારે, કે આજ પર્યંત આવું લાગ્યે જ કોઈ કૃતિનું બનવા પામ્યું હોય. 'સરસ્વતીચંદ્ર'ના બીજા ભાગો બહાર ક્યારે પડે તેની ભારે કૌતુકવૃત્તિથી લોકો વાટ જોવા લાગ્યા. શ્રી વિશ્વનાથ પ્ર વૈદ્યે 'સરસ્વતીચંદ્ર' ના પહેલા જ ભાગ પર આધાર રાખીને, બીજા ભાગો માટે થોભ્યા વિના, શ્રી. મણિલાલ દ્વિવેદીના પુરોવચન સાથે પુસ્તકાકારે પહેલા ભાગનું અવલોકન ઈ. ૧૮૯૦માં પ્રગટ કર્યું, એ પણ આ કૃતિની ગુણવત્તા ને લોકપ્રિયતાનું કેટલેક અંશે પ્રતીક છે. 'કરણ ઘેલો 'ના પ્રખ્યાત લેખક નંદશંકરે પણ પહેલા જ ભાગને નજરમાં રાખી, તેની પ્રશંસા સાથે નાયકની મર્યાદા દર્શાવતાં ગોવર્ધનરામને રમૂજ કહ્યું: "My dear Govardhanbhai, your philosophic vagabond is

the true child of this generation which thirsts after knowledge as such, but is devoid of activity and still less capable of applying his knowledge to the rehabilitation of our social fabric."

ઈ. સ. ૧૮૯૦માં રેવાકાંઠા એજન્સીમાં આવેલા રાજપીપળામાં ગોવર્ધનરામને ધંધાને પ્રસંગે જવું પડયું હતું ને ત્યાં મહિનો માસ એમને ગાળવો પડયો હતો. રાજપીપળાનાં જંગલો વાઘ, વરૂ વગેરે હિંસક પ્રાણીઓથી ભરેલાં હોવાથી તેનો સતત ભય રહેતો. રાત્રિએ ઝૂંપડામાં જ સૂઈ રહેવું પડતું-એક બાજુ પવનના સુસવાટ ને બીજી બાજુ વાઘની ગર્જનાના ભયંકર ઘુઘવાટ!

લગભગ આ અરસામાં જ ગોવર્ધનરામની ત્રીજી પુત્રી જયંતીનો જન્મ થયો. વળી આ જ સમયે ગોવર્ધનરામના ભાઈ નરહરિરામ સ્થિર થયા ને એમના નામથી "એન. એમ. એન્ડ કંપની"ની મુખ્યત્વે ચોપડીઓ વેચવાની (પણ તે સાથે માથાનું તેલ વગેરે બનાવી વેચનારી) દુકાન ગોવર્ધનરામે કઢાવી આપી આજે તો "એન. એમ. ત્રિપાઠી કં લિમિટેડ"ના નામથી આ દુકાન આખા હિંદુસ્તાનમાં મશહૂર છે.

ઈ. સ. ૧૮૯૦ના આ અરસામાં ગોવર્ધનરામ મેટ્રિકમાં પરીક્ષક નીમાયા; જો કે એમના પ્રશ્નો ઘણા અઘરા હોવાની બૂમ ઊઠી, પણ તપાસવામાં ઉદારતાનું ધોરણ રખાવાથી તે ઘણે અંશે શાન્ત થઈ. ઈ. સ. ૧૮૯૧માં ગોવર્ધનરામ મુંબઈ યુનિવર્સિટીના ઓનરરી ફેલો નિમાયા ઈ સ. ૧૮૯૨માં 'ધી ન્યુ ઓરિએન્ટલ બેંક' તૂટી ને ગોવર્ધનરામના ૨૭૦૦ રૂપિયા એમાં હતા તે બધાય ગયા! પોતે વખતસર ચેતી શકયા નહિ ને જ્યારે ગયા ત્યારે બેંકે દેવાળું કાઢયું હતું ને બારણે તાળાચંદ સાંકળચંદ ઊભા હતા! આવે વખતે બીજો કોઈ માણસ ગુસ્સે થઈ જાય કે ખિન્ન થઈ જાય, પણ ગોવર્ધનરામ તો ઘેર આવી નુકસાનીના આ સમાચાર કહેતાં હસી

પડ્યા ને બોલ્યા : " આટલા રૂપિયા જવાનો જ હશે તેથી આપણને આટલી મોડી સૂઝ પડી ! "

આજ વર્ષોમાં ઈ. ૧૮૮૬માં નર્મદનું ને તે પછી ઈ. સ. ૧૮૮૮માં નવલરામનું અવસાન થતાં નર્મદયુગનાં તેજ અસ્તાયમાન થવા લાગ્યાં. તેમના જતાં ને તેમની પછી જે બે પ્રતિભાસંપન્ન પુરુષો ગુજરાતી સાહિત્યક્ષેત્રે વિકસમાન તેજે ઝળકવા લાગ્યા તે ગોવર્ધનરામ અને મણિલાલ દ્વિવેદી. આ બંનેના દર્શનમાં કેટલુંક સામ્ય છે તેમ કેટલોક ભેદ પણ છે. છતાં એકંદરે ગોવર્ધનરામે એમનું જે દર્શન 'સરસ્વતીચંદ્ર'ના સર્જનમાં ગૂંથી લીધું છે તેને ઘણે અંશે મળતું દર્શન અભેદ-માર્ગપ્રવાસી મણિલાલના ચિંતનાત્મક લેખોમાં આપણને જોવા મળે છે.

ગોવર્ધનરામની સાહિત્યપ્રવૃત્તિ આ બધો વખત પાંગરતી ચાલી હતી. ઈ. સ. ૧૮૮૭માં 'સરસ્વતીચંદ્ર' નો પ્રથમ ભાગ પ્રકટ કર્યા પછી બે વર્ષે ગોવર્ધનરામે 'સ્નેહમુદ્રા' પ્રગટ કરી. આ કાવ્યની ભાષા, શૈલી, વિચારો બધું પાંડિત્યના સંભારથી ખૂબ ઠાંસીને ભરેલું છે. તેમ છતાં એમાં સ્થળે સ્થળે રમણીય કાવ્યની ખંડ-લહરીઓ, ચિંતનની મધુર સરવાણીઓ પણ વહેતી દેખાય છે. 'છંદશ્ચતવધકાવ્ય'ના લેખક દોલતરામ કૃપારામ પંડ્યા તો આ જ રચના પર અતિમુગ્ધ બની બોલી ઊઠેલા—" 'સ્નેહમુદ્રા' લખ્યા પછી 'સરસ્વતીચંદ્ર' લખવાનું તે ગોવર્ધનરામને શું ગમ્યું હશે ? આવું ઉત્તમ કાવ્ય લખ્યા પછી બીજું લખવાની એમને જરૂર જ શી હતી ? " જગતમાં બધે સ્નેહમાધુરી રેલાય છે, આ મંગલ માનસસ્નેહ કેવો કલ્યાણકારક છે, તેમ જ આ સ્નેહની પવિત્ર ગંગોત્રીરૂપ સ્ત્રી જગતનો ઉદ્ધાર કરવામાં કેવી દિવ્ય શક્તિ બની શકે તે ગોવર્ધનરામે અહીં દર્શાવ્યું છે.

ઈ. સ ૧૮૯૧માં વિદેહ સાક્ષર નવલરામનું શ્રાદ્ધ કરતા હોય તે રીતે ગોવર્ધનરામે 'નવલરામ લક્ષ્મીરામની જીવનકથા' લખી. નવલરામ જેવા " લોકપ્રિય, વિદ્વાન, બુદ્ધિમાન, ઉત્સાહી ને ઉદ્યોગી ગ્રન્થકાર " ની આટલી સેવા કરવાનું પણ કોઈ માથે ન લે તો

"ગુજરાતી સાક્ષરવર્ગને શિર કૃતઘ્નતાનો મોટો દોષ આરોપાય" એમ માની ગોવર્ધનરામે આ કામ હાથમાં લીધું. પોતાની લાક્ષણિક આલંકારિક શૈલીમાં ઊંડો પૂજ્યતાભાવ વ્યક્ત કરતાં ગોવર્ધનરામ લખે છે: "અરણ્યમાંના શિવાલયમાં અપૂજિત રહેલા પણ પૂજનીય બાણની કોઈ પૂજા કરે તેવી જ જાતની પૂર્ણ શ્રદ્ધાથી આ જીવન-કથા લખવાનું માથે લેવામાં આવ્યું છે."

ઈ. સ ૧૮૯૨માં ગુજરાતના કવિઓનો ગોવર્ધનરામે અભ્યાસ કર્યો જેનું ફળ આપણને બે વર્ષ પછી જોવા મળે છે. "જીવ, મૃત્યુ અને મૃત્યુ પછી" નામનું એમણે કાવ્ય લખ્યું ને 'સરસ્વતીચંદ્ર' ભાગ બીજો પણ આ જ અરસામાં પ્રગટ થયો. પહેલા ભાગમાં રાજ્યરંગની લીલાનું આલેખન પ્રધાનપણે હતું તો આ બીજા ભાગમાં આપણી પલટાતી કુટુંબભાવના અને રચનાનું લેખકે ખૂબ માર્મિક ચિત્ર દોરી, ગૃહસંસાર માટે કેટલુંક ઉપયોગી માર્ગદર્શન કરાવ્યું છે

'ચક્રનેમિક્રમેણ' પલટાતી દશાનો અનુભવ ગોવર્ધનરામને ફરી પાછો ઈ. સ. ૧૮૯૩માં થયો. પાછું આંખનું દરદ ઊપડ્યું ને સંધિવા શરૂ થયો. થોડા સમયે તે મટ્યો પણ ખરો, પણ કોઈ મોટો રોગ લાગુ પડે નહિ તે માટે હવે જીવનપર્યંત ચીવટ રાખવી રહી. ગોવર્ધનરામના પાછલા જીવનમાં પહેરવેશની વિચિત્રતાનું મુખ્ય કારણ આ જ હતું.

આ વર્ષમાં એમના સહૃદય મિત્ર ડૉ. વિઠ્ઠલ વિષ્ણુ ગોખલે મરણ પામ્યા. મંગલની પાછળ અમંગલ આવતું હોય તેમ બે પુત્રીઓનાં પેટલાદમાં લગ્ન કરી, પુત્ર રમણીયરામને જનોઈ દઈ ગોવર્ધનરામ હજી માંડ પરવાર્યા ને કરાર વળ્યો ન વળ્યો ત્યાં વળી મોટો આઘાત વેઠવો થયો. ગોવર્ધનરામની પ્રિય ભગિની ને 'સરસ્વતીચંદ્ર'ની "મૂળ પ્રોત્સાહિની" ('સરસ્વતીચંદ્ર' ભાગ ત્રીજાની પ્રસ્તાવના તથા 'લીલાવતી જીવનકલા' પૃ. ૮૬) સમર્થ-

લક્ષ્મીનું સુવાવડમાંથી દમ વગેરે લાગુ પડવાથી શરીર ઘસાતાં અવસાન થયું. 'સરસ્વતીચંદ્ર' ભાગ ૩જાનું પોતાની પ્રિય બ્હેનને અર્પણ કરી ગોવર્ધનરામે નિવાપાંજલિ આપી.

આ પછી ત્રણ વર્ષે, ઈ. સ. ૧૮૯૭માં ગોવર્ધનરામના પિતા માધવરામ સખત માંદા પડ્યા. મંદવાડ વધતો જ ગયો ને હરિનું નામ જપતા, હરિનું જ દર્શન કરતા માધવરામ હરિપદમાં લીન થયા. શ્રીજીના પરમ ભક્ત માધવરામની એક જ ઇચ્છા હતી– મુનિબાવાએ આણેલી શ્રીનાથજીની બે અતિ સુંદર મોટી મૂર્તિઓની એક સુશોભિત મંદિર બંધાવી સ્થાપના કરાવવી. અવસાનકાળે આ ઇચ્છાથી મુંઝાતા પિતાનું ગોવર્ધનરામ અને નરહરિરામે વચન આપી શમન કર્યું, ને માધવરામે દેહ છોડ્યો. ગોવર્ધનરામે પિતાની પાછળ ઈ. સ. ૧૯૦૬માં બંધાવેલું આ મંદિર નડિયાદમાં આજે પણ એક સુંદર પવિત્ર સ્થાન બની રહ્યું છે.

આ સમય દરમ્યાન ગુજરાતના બે મોટા લેખકોના સંપર્કમાં ગોવર્ધનરામ આવ્યા. આ બે લેખકો તે સખ્યાબંધ ભાષાંતરો દ્વારા બંગાળી સાહિત્યનો મધુર રસ ચખાડનાર નારાયણ હેમચંદ્ર ને ગુજરાતની કુંજોને પોતાની રમણીય કેકાથી ભરી દેનાર લાઠીના ઠાકોર કવિ કલાપી. નારાયણ હેમચંદ્રનાં પુસ્તકોના વેચાણ અંગે જે વાંધો નવો ઊભો થયેલો તેમાં તટસ્થ પરીક્ષક તરીકે નારાયણ હેમચંદ્રની જ ખાસ ઇચ્છાથી ગોવર્ધનરામે લવાદપણું સ્વીકારેલું; જો કે પરિણામ નારાયણ હેમચંદ્રની તરફેણમાં નહિ આવવાથી એમને અસંતોષ જ થયેલો! _

કલાપીને ગોવર્ધનરામ પ્રત્યે અપાર આદર હતો. ઈ. સ. ૧૮૯૭માં 'સરસ્વતીચંદ્ર'ના સમર્થ લેખકને જોવા-મળવાની ઇચ્છાથી તે નડિયાદ આવી ગયા. પહેલી વાર જ્યારે કલાપી આવવાના હતા ત્યારે "આપણે ઘેર રાજા આવવાના છે" એ ભાવથી ઘરને વધારે સ્વચ્છ ને સુશોભિત કરવા ઘરનાં સૌએ હોંશથી અપાર મહેનત કરી હતી! કલાપી આ પ્રસંગે ગયા. પોતે બહુ જ સરળ ને નિરભિમાન હોવાથી

પોતાને માટે કોઈ કશી તકલીફ લે તે એમને રુચ્યું નહિ. તેથી પછીથી જ્યારે મળવા જતા ત્યારે ગોવર્ધનરામને પહેલેથી કહેવરાવ્યા વિના જ જતા !

આ અરસામાં ગોવર્ધનરામ ધંધામાં છેક ઊંચે ટોચે ચઢ્યા ને હાઈકોર્ટના દેશી વકીલોમાં પ્રથમ પંક્તિમાં આવ્યા. કહેવાય છે કે ભાવનગરમાં ગાળેલાં પાંચ વર્ષની અંદર એમની જેટલી આવક થઈ હતી, તેટલી અહીં એક વાર ત્રણ માસમાં જ થઈ ! 'અંતસ્ત્યાગી બહિ:સંગી ' ગોવર્ધનરામે ઈશ્વરની આ લીલા સાનંદ નમ્રભાવે નિહાળી.

ગોવર્ધનરામની વકીલાત આ અરસામાં એવી જામી હતી કે દરેકે દરેક વર્ગનાં માણસો અસીલ તરીકે એમની પાસે આવી ગયાં હતાં. અમલદારો, શેઠિયાઓ, જાગીરદારો, જમીનદારો, સ્વામિનારાયણ, ગોસાંઈ મહારાજ, શંકરાચાર્ય, પારસી મોબેદો, મુલ્લાંઓ, ફકીરો, સાધુઓ તેમ જ તદ્દન કંગાલ ને મુફલીસો પણ ! આ બધાએ ગોવર્ધનરામને સૂક્ષ્મ અવલોકન અને તોલનની કીમતી સામગ્રી પૂરી પાડી હશે તથા માનવસ્વભાવની રગેરગ પારખવાની પણ ઠીક તક એમને અહીં જ સાંપડી હશે.

નાના કે મોટા દરેક કેસમાં ખૂબ ચીવટ રાખી પ્રામાણિકતાથી ને નિષ્ઠાથી કામ કરવું એ ગોવર્ધનરામના વકીલી જીવનનો મુદ્રાલેખ હતો. વકીલી મંડળમાં પણ ગોવર્ધનરામનું ઘણું માન હતું. ન્યાયાધીશો સાથે પણ મીઠાશ કે વિવેકનો ભંગ કર્યા વગર ગોવર્ધનરામ ગૌરવભર્યું વર્તન રાખતા.

સર એડવર્ડ કેન્ડી નામના જલદ સ્વભાવના એક જજ આગળ એક નોંધવાજોગ પ્રસંગ બન્યો હતો. ગોવર્ધનરામ એમની આગળ અપીલ દાખલ કરાવવા દલીલ કરતા હતા, તેવામાં આ જજનો મિજાજ ગયો. ન્યાયમૂર્તિ ચિડાઈ જઈ પૂરું સાંભળે નહિ ને પોતાનો સાચો કેસ માર્યો જાય એ ગોવર્ધનરામને ગમ્યું નહિ; એટલે શાંતિપૂર્વક કુનેહથી પૂછ્યું :—' Is your lordship unwell

today ?' ને તરત ચતુર જજનો જવાબ આવ્યો: "O, no, Mr. Tripathi, I am alright, go on, go on." ગોવર્ધનરામની અપીલ મંજૂર થઈ ગઈ!

એક બીજો પ્રસંગ આથી પણ વધુ લાક્ષણિક છે. તે સમયે કોર્ટમાં એવો રિવાજ હતો કે દેશી ભાષામાં લખાયેલા દસ્તાવેજ વગેરે પત્રો ન્યાયાધીશ પાસે મૂકવામાં આવે ત્યારે તેનું અંગ્રેજી ભાષાંતર પણ વકીલોએ રજૂ કરવું જોઈએ. આ નાહકના બોજાથી સૌ વકીલો ખૂબ અકળાતા પણ કોઈ માથું ઊંચું કરી શકતું નહિ. કેટલાક વકીલોએ આ બાબતમાં ગોવર્ધનરામને આગળ કરવા માંડ્યા. જો કે એમ હોળીનું નાળિયેર થાય એવા અણસમજુ ગોવર્ધનરામ હતા નહિ. પણ એક વાર પ્રસંગ સામે જ આવી ઊભો. જસ્ટીસ કેન્ડીએ એક કેસમાં એકલા મરાઠી દસ્તાવેજ જોઈ અંગ્રેજી તરજૂમો માગ્યો. ગોવર્ધનરામે પોતાનું વ્યક્તિત્વ અખંડિત રાખીને કહ્યું—"સાહેબ, અંગ્રેજી તરજૂમા કરવા એ મારું કામ નથી." ન્યાયાધીશે શિરસ્તાની જાણ કરાવી ત્યારે પણ ગોવર્ધનરામે કહ્યું: "તે હશે ને કેટલાક તેમ કરતા પણ હશે. પરંતુ શિરસ્તો કાયદેસર નથી. ભાષાંતર કરવું એ કોઈ રીતે વકીલનું કામ નથી."

ન્યાયાધીશનો મિજાજ વધુ ગયો; એ અકળાયો ને ઊકળ્યો. તીખાશ વધી પડી. પણ ગોવર્ધનરામે નીડરપણે ચાલુ રાખ્યું: "આપને ભાષાન્તરની જરૂર જ હોય તો હાઈકોર્ટના ભાષાન્તર-ખાતા કે સરકારી ભાષાન્તર-ખાતા પાસે તે કરાવવું જોઈએ. સરકારે આ ખાતાંઓ આટલા માટે જ ઉઘાડ્યાં છે." જજ સાણસામાં સપડાયા. છેવટે પોતાની (જજની) ખાતર તરજૂમો કરી લાવવા કહ્યું. પણ ગોવર્ધનરામે સ્પષ્ટ ઇન્કાર કર્યો; તે રજનું ગજ થઈ ગયું. ભારે ટપાટપી થઈ પડી. પાસે બેઠેલા વૃદ્ધ વકીલો, સ્નેહી અને હિતચિન્તકે ગોવર્ધનરામને બેસાડી દેવા પાછળથી વારેવારે ડગલો ખેંચવા માંડ્યો, ચૂંટિયાંય ખણ્યાં. પણ ઘા મારવો તો પૂરો મારવો. હવે નમતું

શા સારુ તોળવું ? કાંઠે આવીને શીદ ડૂબવું ? ગોવર્ધનરામે પ્રજ્ઞાસ્ત્ર કાઢ્યું-"My Lord, the bench is expected to know the vernaculars of the country—"હવે હદ આવી. કેન્ડીનો જ્વાળામુખી ફાટું ફાટું થઈ રહ્યો. ત્યાં ચતુર ગોવર્ધનરામે પોતાનું વાક્ય પૂરું કર્યું."—and your lordship knows Marathi so well." આ કાંઈ ચાટૂક્તિ-ખોટી ખુશામત ન હતી-તેથી કેન્ડી પાછો ખુશમિજાજમાં આવી ગયો ને આખા પ્રસંગનું મધુર સમાપન થયું. આ પ્રસંગ પછી દેશી ભાષાનાં ખતોનું તરજૂમા-કામ વકીલોને માથે ફરી આવ્યું નહિ—ગોવર્ધનરામ હાઈકોર્ટમાં હતા ત્યાં લગી ખચિત નહિ.

ગોવર્ધનરામ આમ ટેકીલા ને સત્યપ્રિય, સિદ્ધાંતપ્રિય, હતા; છતાં તકરારી મુદ્દલ ન હતા. સ્વ. નરસિંહરાવ ભોળાનાથે ગોવર્ધનરામને તેથી જ યોગ્ય રીતે 'અજાતશત્રુ' કહ્યા હતા.

પ્રસંગ આવ્યે, કસોટીને કપરે વખતે પણ ગોવર્ધનરામ અતુલ ને અસાધારણ શાંતિ રાખી શકતા. ગોવર્ધનરામ ઘણી વાર કહેતા કે "મને રીસ ચઢી છે એમ બતાવવાને પણ મારે યત્ન કરવો પડે છે." એમની હૃદયવૃત્તિઓ બહુ વેગવતી ને પ્રબળ હોવા છતાં જ્યોર્જ વૉશિંગ્ટનના જેવી એમની શાંતિ હતી.

સર ઐઝાક ન્યૂટનનાં ઘણાં વર્ષની મહેનતનાં શોધખોળનાં કાગળિયાં તેના કૂતરા ડાયમંડે સગડીમાં નાખી દીધાં ત્યારે એ મહાન પુરુષે અનુપમ આત્મનિગ્રહથી એટલો જ ઉદ્ગાર કાઢ્યો હતો—"Diamond, Diamond, little dost thou know what thou hast done."-( ડાયમંડ, ડાયમંડ, તને થોડી જ ખબર છે કે તેં કેવું મોટું નુકસાન કર્યું છે ! ) તેવો જ પ્રસંગ ગોવર્ધનરામ માટે પણ કહેવાય છે. કલાકોની મહેનતે તૈયાર કરેલા કેસનાં કાગળિયાં એમની નાની પુત્રીના હાથમાં આવ્યાં ને એણે તો તેની પતંગ બનાવી ! એ તો હરખમાં ને હરખમાં આવી લાડથી કહે—"જુઓ, મોટા કાકા,

મેં કેવી પતંગ કરી !" હવે શું થાય? અણસમજુ બાળકને શિક્ષા કર્યે શું વળે? મનનો ઉદ્વેગ મનમાં જ શમાવી ગોવર્ધનરામ પતંગ જોઈ ખુશ થયા હોય એમ હસીને બોલ્યાઃ "જો બેન, મારી ચોપડીઓને અડકાય નહિ હોં."

મુંબઈમાં સારામાં સારા દેશી વકીલ ગણાવા છતાં, ઘેર ઘોડાગાડીનો ભભકો એમણે કદી રાખ્યો ન હતો. કોર્ટમાં અંગ્રેજી પહેરવેશ રાખવાને બદલે રેશમી કોરનું ધોતિયું ને પાઘડી પહેરીને હંમેશ જનારા એ જ હતા—ગોવર્ધનરામ અને મનુભાઈ નાનાભાઈ હરિદાસ.

આ વર્ષોમાં પણ એમનો વિદ્યાભ્યાસંગ ચાલુ જ હતો. વાવનાં પાણી ઊંડાં ને અણખૂટ હોય, ભલે તેમાં સાગરજળના ઘુઘવાટ કે ઉછાળા ન હોય. 'સરસ્વતીચંદ્ર' ભાગ ત્રીજાનો આરંભ આ અરસામાં થઈ ચૂક્યો હતો. તે ઉપરાંત, ચાર વર્ષ પહેલાં આપેલું ભાષણ– "યુરોપ એશિયા તથા અમેરિકાની મહાપ્રજાનાં લાક્ષણિક દૃષ્ટાંત" આ વર્ષમાં જ છપાયું. પરીક્ષામાં નિષ્ફળ જતાં શરૂ થયેલું "સંસાર–પ્રતિબિંબકાવ્ય" પણ આ વર્ષે પૂરું થયું. પ્રાચીન કવિઓના અભ્યાસનો પરિપાક જે ત્રણ મહત્ત્વના લેખોમાં આવિર્ભાવ પામ્યો તેમાંથી એક આ વર્ષ ખાતે જમા થાય છે. "Classical Poets of Gujarat and their Influence on society and Morals–" "ગુજરાતના શિષ્ટ કવિઓ–તેમની સમાજજીવન પર અસર" એ વિષયનો નિબંધ તેમણે મુંબઈની વિલ્સન કોલેજની સાહિત્યસભા આગળ ઈ. સ. ૧૮૯૩માં શ્રી. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકના પ્રમુખપદે વાંચ્યો ને બીજે વર્ષે નાની પુસ્તિકારૂપે તે પ્રસિદ્ધ થયો. આ પુસ્તિકાની મર્યાદાઓ છતાં આજે પણ તે અમૂલ્ય છે ને તેનું પુનઃ પ્રકાશન-સંસ્કરણ ખૂબ આવશ્યક છે. 'સરસ્વતીચંદ્ર' ભા. ૩જો પણ ઈ. ૧૮૯૬ના અરસામાં લખાઈ રહ્યો ને તુરત જ ચોથો ભાગ લખાવા માંડ્યો. પણ આ ત્રીજા ભાગને છપાવવામાં અનેક કારણોથી ઘણો

વિલંબ થયો. જે સમયે ગોવર્ધનરામે આ ભાગ છાપખાને મોકલ્યો તે વખતનું મુંબઈ ઇલાકાનું વાતાવરણ કોઈ પણ રીતે શાંત કહેવાય તેવું ન હોતું. ઈ. સ. ૧૮૯૬માં મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો. સરકારની તે અંગેની નીતિની આપણાં દેશી પત્રોએ આકરી ટીકા કરી. ઉપરાંત આ જ સમયમાં લોકમાન્ય તિલકે લોકહૃદયમાં સ્વદેશપ્રેમ જાગ્રત કરવા વીર શિવાજીનો ઉત્સવ ઊજવવાનું આંદોલન ચલાવ્યું. 'કેસરી' અને 'મરાઠા' પત્રોના સંચાલક તિલકે ઈ. સ. ૧૮૯૭ના જૂનની પંદરમીએ લખેલા લેખથી મુંબઈ સરકારની ખફાનજર થઈ ને તે જ વર્ષે મુંબઈ હાઈકોર્ટમાં તિલક ઉપર કેસ ચાલ્યો. દેશની ગુલામીની એવી તો દીન અને હીન દશા હતી કે મુંબઈના વકીલમંડળમાંથી કોઈ પણ તિલકનો કેસ હાથમાં લઈ લડવા તૈયાર ન હોતું! કેસના ચુકાદારૂપે તિલકને અઢાર માસની સખત કેદ ભોગવવી પડી. વળી આજ અરસામાં થયેલા પૂનાના કલેક્ટર રૅન્ડ અને લેફ્ટેનન્ટ આયર્સ્ટનના અચાનક ખૂનથી આખો દેશ ખળભળી ઊઠ્યો. આથી મુદ્રણાલયો પર સખત સરકારી નિયંત્રણ આવ્યું ને 'સરસ્વતીચંદ્ર' ભા. ૩જાનું પ્રકાશન વિલંબાયું. વળી ઢીલ થવાનું વિશેષ કારણ એ હતું કે ત્રીજા ભાગમાં રાજકીય ચર્ચાવિચારણા, ખાસ કરીને દેશી રાજ્યો અને અંગ્રેજી રાજનીતિને લગતી, અગ્રપદે હતી. ગોવર્ધનરામે બહુ જ સાવધાનીથી, ચોકસાઈથી, અંગ્રેજી રાજનીતિનું યુક્તિસંગત પૃથક્કરણ કર્યું હતું. પણ આ ભાગ માટે કોઈ છાપખાનાની હિંમત ચાલી નહિ! પ્રમાણમાં સંરક્ષકવૃત્તિના ગણાતા ગોવર્ધન-રામના સર્જનની પણ ત્યારે આ દશા હતી! ઘણી સમજૂતી પછી એક છાપખાનાએ છાપવાનું સ્વીકાર્યું, પણ કામ ઠીક આગળ વધતાં પુસ્તકના એક વાક્ય બાબત છાપખાનાએ વાંધો કાઢ્યો! કાયદાની દૃષ્ટિએ મુદ્રણાલયના માલિક કરતાં ગોવર્ધનરામ લખાણનો અર્થ બરાબર સમજતા હતા ને તેથી તેમણે જવાબદારીના ભાનથી ઉત્તર આપ્યો: "છાપવું હોય તો તે આ જ છે. એમાં મારે કાંઈ પણ ફેરફાર કરવાનો નથી." બસ. વાત વળી ચઢી ને છાપવાનું કામ ખોરંભે પડ્યું. આમ ને આમ બે

વરસ ચાલ્યાં ગયાં ને છેવટે ત્રીજે વર્ષે ઈ. ૧૮૯૮માં 'સરસ્વતીચંદ્ર'નો ત્રીજો ભાગ પ્રગટ થયો!

આ અરસામાં નડિયાદમાં તો એટલે સુધી અફવા ઊડેલી કે ગોવર્ધનરામે ત્રીજા ભાગમાં પ્રકટ કરેલા વિચારોને લીધે, તિલકની પેઠે ગોવર્ધનરામને પણ સત્તાવાળા પકડી ગયા છે ને રાજદ્રોહ માટે કામ ચાલશે! માતા શિવકાશીની મૂંઝવણ અને ચિંતાનો તો પાર ન રહ્યો. છેવટે મનઃસુખરામને પણ તાર કરીને પુછાવતાં સાચી બીનાની જાણ થઈ.

ઈ. સ. ૧૮૯૫માં ગોવર્ધનરામની ઉમ્મર ચાલીસ વર્ષની થઇ હતી. તેથી હવે એમણે નિવૃત્તિ માટે પ્રયાસ કરવા માંડ્યો ઘરમાં સગાંવહાલાં, મિત્રો, શુભેચ્છકો, વડીલો, ઘણાનો આ અંગે ગોવર્ધનરામ સાથે મનોભેદ નહિ તોયે મતભેદ હતો. છેવટે ગોવર્ધનરામે પરમ પૂજ્ય મનઃસુખરામને પોતાનો આ સંકલ્પ જણાવ્યો. હૃદયની પૂરી એકતા હોય છે, ત્યાંયે વિચારોની પૂરી એકતા હંમેશાં હોતી નથી! મનઃસુખરામ જેવા વ્યવહારકુશળ વડીલને આ પગલું ડહાપણભર્યું કે અનિવાર્ય લાગ્યું નહિ. સાહિત્યસેવામાં જ વખત કાઢવો હોય તો ધંધાનું કામ ઓછું કરવું. પણ હાથે કરીને ધીકતો ધંધો ધરમૂળથી તોડી શા સારુ પાડવો? ગોવર્ધનરામ તે છતાંયે એમના સંકલ્પમાં અડગ જ રહ્યા, ત્યારે હજી બે વર્ષ વધુ વિચારી જોવું, તરત નિર્ણય કશો ન લેવો, એમ એમણે સૂચવ્યું ને ગોવર્ધનરામે એટલું તો છેવટે સ્વીકાર્યું.

આ પછી બીજે વર્ષે ગોવર્ધનરામે શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરીને વકીલાતમાં સાથી તરીકે સ્વીકાર્યા. પરિણામે એમને કંઈક વધુ વખત મળવા માંડ્યો. એમ કરતાં બે વર્ષ પણ પૂરાં થયાં! સગાં-વહાલાંએ વૃદ્ધોવડીલોએ ગોવર્ધનરામને ઘણું વીનવ્યા, સમજાવ્યા, પણ સંકલ્પ તે સંકલ્પ. છેવટે એટલી શરત મનઃસુખરામ વગેરેએ કેબૂલાવી કે કેસનું નવું કામ ભલે ન લેવાય પણ જે લીધું છે

અગાઉથી, તે પૂરું અવશ્ય થાય; અને નિવૃત્તિમાં પણ બહુ ખાનગી કે બહુ અગત્યનું કામ આવે તો અનુકૂળતા પ્રમાણે તે લેવું ખરું. આમ એંતાળીશ વર્ષ પૂરાં કરીને, ઈ. સ. ૧૮૯૮ના ઓકટોબર માસમાં લલિતાપંચમીને દિવસે પોતે જીવનમાં સૌથી શ્રેષ્ઠ ગણેલા વાનપ્રસ્થાશ્રમનો ગોવર્ધનરામે સ્વીકાર કર્યો.

આની અસર વકીલમંડળમાં શી નહિ થઈ હોય ? સમગ્ર વકીલવર્ગ ચકિત થઈ ગયો. આવો ધમધોકાર ચાલતો ધંધો કોઈ આમ એકાએક છોડે ? નક્કી, ગોવર્ધનરામનું મગજ અસ્થિર બની ગયું હશે, એમ પણ ઘણાએએ ધાર્યું. ઘણા આવો નિર્ણય લેવા બદલ ગોવર્ધનરામ પર ચિઢાયા, રીસે ભરાયા; ઘણાએ બહુ ખેદ કર્યો, નિરાશ થયા, પણ અન્નપૂર્ણાના થોડા -અમથા પ્રસાદથીયે પ્રસન્ન થનાર, વીણાધારિણી ભગવતી સરસ્વતીના ગાનલીન ભક્ત બનનાર, વાર્યા શા સારુ વળે ? કપાળે તિલક કરવા આવેલી લક્ષ્મીનો ભલે અનાદર થયો, પણ સરસ્વતીનો કેવો મંગલ ને અખંડ અભિષેક હવે એ પામવાના હતા ?

ખરી કસોટી હજી બાકી હોય તેમ ગોવર્ધનરામે સંકલ્પાનુસાર નિવૃત્તિ સ્વીકારી ને બીજે કે ત્રીજે જ દિવસે બહુ મહત્ત્વના ને ખૂબ રળાવી આપે તેવા ભારે મોટા કેસ એમના હાથમાં આવી પડ્યા. પણ એમનો નિશ્ચય અફર રહ્યો. ગોવર્ધનરામે મુંબઈ છોડ્યું જ. એમના મિત્ર ચીમનલાલ હરિલાલ સેતલવાડે આ પ્રસંગે એમના માનમાં એક પાર્ટી આપી.

ગોવર્ધનરામનો આ નિર્ણય ભૂલભર્યો ગણનાર પણ ઘણા છે. ગોવર્ધનરામ આવા નિર્ણયને લીધે આર્થિક સંકડામણમાં પણ ઠીક આવ્યા હશે, થોડો ઉદ્વેગ પણ પામ્યા હશે; છતાં સરસ્વતીચંદ્ર જેવા માનસ-સંતાનના મહાસર્જકના આ સંકલ્પમાં નરી અનાસક્તિ, અતુલ વિદ્યાપ્રેમ અને અનન્ય ધર્મનિષ્ઠા જ રહેલાં છે તે જોતાં આ વર્તન સૌના અપાર આદરનું અધિકારી ઠરે છે, એમ કહેવામાં કશું અજૂગતું

નથી. અને "Literature can never be the staff of life" એમ તો ગોવર્ધનરામ પોતાના સમયનો ગુજરાતનો સમાજ જોતાં, બરોબર સમજતા હતા. જીવનનિર્વાહનું સાધન સાહિત્ય ન થઈ શકે એમ એ જાણતા હતા તેથી જ તો એમણે બધી પૂર્વ-તૈયારી કર્યા પછી જ નિવૃત્ત થવું ને નડિયાદ જવું ઇષ્ટ માન્યું હતું.

મુંબઈથી મુકામ ઉઠાવીને, ખર્ચ કમી કરવા ગાવર્ધનરામ જેવા નડિયાદ આવ્યા કે તરત, પ્રલોભનોમાં હજી કશું બાકી હોય તેમ, કચ્છના રાવસાહેબ તરફથી કચ્છ સંસ્થાનની દીવાનગીરી રૂા. ૧૫૦૦ના પગારથી સ્વીકારવાની માંગણી કરવામાં આવી. પણ ગોવર્ધનરામનું મનોરાજ્ય તો જુદું જ હતું એટલે આ પ્રલોભનથી એ સહજભાવે પર રહ્યા.

નડિયાદમાં પોતાના કુટુંબ સાથે મહિનોમાસ રહી, પોતાના 'બજેટ'ની વ્યવસ્થા કરી ઈ. ૧૮૯૮ના ડિસેમ્બર માસમાં પોતાના પુત્ર રમણીયરામને લઈ ગોવર્ધનરામ કાઠિયાવાડ તરફ ગયા. લાઠીના દરબાર કવિશ્રી કલાપી સાથે એમને મુંબઈથી જ સંબંધ બંધાયો હતો. વળી તે વખત લાઠીમાં કલાપીના દીવાન તરીકે નડિયાદના શ્રી. ગિરધરદાસ મંગળદાસ દેસાઈ હતા. આ દેસાઈ કુટુંબ સાથે ગોવર્ધનરામને ઘર જેવો સંબંધ હતો, તેથી એ લાઠી ગયા ને રજવાડાની કેટલીક ગૂંચો ઉકેલવામાં એમણે કીમતી મદદ કરી. લાઠીથી ગોવર્ધનરામ જૂનાગઢ ગયા ને ઈ. ૧૮૯૯ની શરૂઆતમાં નડિયાદ પાછા આવ્યા.

આ વરસની શરૂઆતથી જ ગોવર્ધનરામે 'સમાલોચક'માં 'સાક્ષરજીવન' નામથી ભારે વિદ્વત્તાપૂર્ણ લેખમાળા શરૂ કરી. કકડે કકડે લખાતી ને છપાતી એવી આ લેખમાળામાં અવતરણોની પ્રચુરતા છે ખરી, પણ લેખકનું ચિંતન અને જ્ઞાન કેટલું વિશાળ, પરિપક્વ ને સૂક્ષ્મ છે તે આ અધૂરા લેખમાંથીયે સહેજે જણાય તેમ છે.

ઈ. ૧૮૯૯ના મે માસમાં પોતાની સૌથી નાની પુત્રી જયંતીનાં એમણે લગ્ન કર્યાં. લગ્નનાં તોરણ હજી લીલાં હતાં, ત્યાં જ ગોવર્ધનરામની

તબિયત એકાએક બગડી. મંદવાડનું જોર વધવા લાગ્યું, દવાની ટેકી જ ન લાગતી હોય એમ થવા લાગ્યું ને એમના સૌ શુભેચ્છકોને ત્યારે ગંભીર ચિંતા થઈ–ગોવર્ધનરામના બધા ઉદાત્ત આશયો ને સંકલ્પો મનના મનમાં જ રહી જશે કે શું? એવામાં એમના ભાવનગરના જૂના સ્નેહી ડૉક્ટર શિવનાથ રામનાથ આવી ચડ્યા. એમણે દવામાં કાંઈ ફેરફાર કર્યો ને એમની જશરેખા ને ગોવર્ધનરામની આયુષ્યરેખા બળવાન હશે તે તુરત સુધારો થયો ને સદ્ભાગ્યે સૌનાં મોં પાછાં હસતાં થયાં. આ વર્ષના અંત ભાગમાં કલાપી નડિયાદ આવી ગયા ત્યારે તેમની સાથે લલિતજી પણ હતા.

ગોવર્ધનરામનું શરીર છેલ્લાં આઠ વર્ષમાં તો જાણે રીતસરનું દવાખાનું બની ગયું હતું! કોઈ વાર તો દિવસમાં આઠ આઠ દશ દશ વાર એમને દવાઓ પીવી પડતી.

શરદીની પણ એમને હંમેશાં બીક રહેતી. એનાથી બચવાને માટે તેમ જ પાછલી અવસ્થામાં સંધિવાને લીધે શરીર પર ઘણાં કપડાં એમને રાખવાં પડતાં. માથે પવન ન લાગે માટે કાનપુરી ગરમ ટોપી, ગરમ ગળપટ્ટો, બે ગંજીફ્રાક, ગરમ બંડી, કેડ તથા પેટના ભાગ ઉપર બાંધવાના ગરમ કકડા, ઢીંચણ ઢાંકવાને ફલાલીનના કકડા ને દરેક પગે ઓછામાં ઓછાં બે મોજાં! આમ શરીર પૂરેપૂરું શરદીથી અભેદ્ય બની જાય તે પછીયે બહાર નીકળે ત્યારે એક અથવા બે ગરમ કોટ; ને શિયાળામાં તો આ બધા ઉપર ખાસ ગરમ ઓવરકોટ! 'શ્રીયુત ગોવર્ધનરામ'ના લેખક કહે છે તેમ આ તો "એમનો સાધારણ સાજ હતો!"

આને લગતો એક બહુ રમૂજી પ્રસંગ છે. શિયાળાની એક સાંજે, આવા પોશાકથી પૂરેપૂરા સજ્જ થઈ–ઠંડી સામે આખે અંગે બખ્તર ચઢાવીને–ગોવર્ધનરામ ઘરમાંથી નીકળ્યા. તે સમયે એમનાં માતુશ્રી શિવકાશી ત્યાં ઓટલે બેઠાં હતાં, તેમની નજર ગોવર્ધનરામ

ઉપર પડી. શિવકાશીનું શરીર એટલું સુદૃઢ હતું કે શિયાળાની ટાઢ પણ હારીને ભાગી જાય! વળી સ્વભાવે પણ એ બહુ રમૂજી હતાં. ગોવર્ધનરામનો આ બધો ઠાઠ જોઈને એમનાથી રહેવાયું નહિ ને બોલ્યા-"બળ્યું, મોટા, ટાઢ તે કંઈ આખા ગામને વાય છે કે તને એકલાને જ? આવું જાડું જાડું તે શું પહેર્યું છે?" ગ્લેડસ્ટનની પેઠે, ગોવર્ધનરામે ડાહ્યું મોં રાખી તરત જવાબ દીધો, "શું કરું બા, આથી જાડું બીજું ન હોતું, એટલે આ પહેર્યું." પુત્રના ચમત્કારભર્યા હાજરજવાબથી શિવકાશી હાર્યાં ને "તું તો કદીયે બંધાવાનો નહિ" કહી પુત્રની પ્રશંસામાં પોતાનો પરાજય છુપાવી દીધો.

પોતાની શૈલીની પેઠે પોતાના પહેરવેશની બાબતમાં પણ ગોવર્ધનરામે નિયમ કર્યો હતો-પહેલી ઉપયોગિતા ને પછી સુન્દરતા. આમ હોવાથી ગોવર્ધનરામનો વિચિત્ર રંગઢંગો પોશાક ઘણાનાં મોં ઉપર આશ્ચર્યથી સ્મિત આણતો. પ્રો. ગજ્જર તો એને એક વાર 'પેલીના ગવાળા'નું નામ પણ આપ્યું હતું. પરંતુ કાર્લાઈલનો પહેરવેશ કેટલો વિચિત્ર હતો તે જણાવી ફ્રૂડ જે કહે છે તે ગોવર્ધનરામને પણ શું અક્ષરશઃ લાગુ નથી પડતું?—"But who that knew Carlyle would care what clothes he chose to wear?"

ને પરેખર પોતાના શરીરની ગોવર્ધનરામ આટલી કાળજી રાખતા તેથી જ એ પોતે કહે છે તેમ-"મારી દવાઓ, જુદાં જુદાં ગરમ કપડાં વગેરેની મદદથી મારા કેટલાક નાના મોટા રોગોનું બળ મેં ઘણું જ નરમ કરી નાખ્યું છે."

પોતાની આવી નબળી તબિયતની ચિંતા ગોવર્ધનરામને સતત રહેતી ને તેથી જ છેલ્લા સમયમાં તો તે અનેક વાર કહેતા: "જો પરમેશ્વર મને એટલી 'ગેરંટી' આપે કે હું હજી દશ વર્ષ

સુધી જીવીશ, તો બીજું બધું કામ પડતું મૂકીને, મારા અભ્યાસગૃહમાં જઈ, સાંકળ વાસી, દશ વર્ષ વાંચવાંચ અને લખલખ કરું." આમ પોતાનું જીવન જનસમાજ માટે-વિદ્યાભ્યાસ માટે જ નિર્માયું છે, એમ તે કશા અભિમાન વિના પણ ઊંડી આત્મપ્રતીતિથી ને આંતરશ્રદ્ધાથી સમજતા ને માટે જ આવડી મોટી ઉમ્મરે સેન્ડોના જેવી કસરત કરનાર, યોગાસનો તરફ વળનાર, આટઆટલી દવાઓ પીનાર ને આવો વિચિત્ર વેશ ધારણ કરનાર ગોવર્ધનરામ પ્રતિ કોને અસાધારણ આદરભાવ નહિ જાગે?

ગોવર્ધનરામની તબિયત વિશે આવો જ એક બીજો પ્રસંગ છે. દીવાળીના ઉત્સવમાં એક વેળા માતુશ્રી શિવકાશીએ ગોવર્ધનરામને દીવાળીનાં પક્વાન ખાવાનો ખૂબ આગ્રહ કર્યો. "મોટા, બળી રોજને રોજ તે બાજરી શી? તેમાં આ સપરમે દહાડેય તું બાજરી ખાય એ તો મને ન ગમે." ગોવર્ધનરામે ધીમેથી જવાબ દીધો—"જો બા એ વાત ખરી; પણ સપરમે દહાડે સારું સારું ખાવા જતાં, સપરમે દહાડે જ હું માંદો પડીશ તેનું કેમ?" માતાએ તો ઉત્સાહમાં ને ઉત્સાહમાં કહી દીધું—"જા, જા હવે. આવા આવા વહેમ શા? એક વાર ખાવામાં તે શું નડવાનું છે?" માતાના સ્નેહની પરિસીમા દીકરાને દીવાળીને દિવસે સારું સારું ખવડાવવામાં આવી રહી. પરિણામે ગોવર્ધનરામે માતાને પૂરો સંતોષ થાય તે રીતે બધી વાનગીઓ બરાબર ખાધી. ખાધી તો ખરી પણ હવે પેટ શાનું છોડે? બધાં સૂવા જતાં હતાં તે જ વખતે ગોવર્ધનરામને એવું સખત દરદ ઊપડ્યું કે બધાંને ગભરાવી નાખ્યાં. નકામાં આખી રાત સૌને ઉજાગરો થયો! આ અનુભવે શિવકાશી સાવ નરમ થઈ ગયાં. ગોવર્ધનરામનું દરદ મટ્યા પછી કહે—"મોટા, હું ભૂલી. હવેથી તને ખાવાનો કદી આગ્રહ નહિ કરું. તારે ખાવું હોય તે જ ખાજે." આટલી પેટ-પીડા ખમવી પડી તે અંગે કશું જ મનમાં લાવ્યા વિના ગોવર્ધન-

રામ માત્ર શાન્તિથી હસ્યા, પણ જમવા અંગે પાકી કબૂલત–દસ્તાવેજ લખાણ જેવી જ તો !–કરાવી લીધી.

ગોવર્ધનરામ આમ ઈ. ૧૮૯૯માં ગંભીર માંદગીમાંથી ઊગર્યા, જાણે એક ઘાત જ ગઈ; ને તેથી એમણે બધી શક્તિ હવે 'સરસ્વતીચંદ્ર' માટે જ કેન્દ્રિત કરી. "જો મારાથી ચોથો ભાગ પૂરો થશે નહિ તો મારે માથે એક મોટું લોક-ઋણ રહી જશે" એમ મંદવાડ વેળા પણ ચિંતા ને બીતિથી ગોવર્ધનરામ ઘણી વાર કહેતા. તેથી મંદવાડમાંથી ઊઠતાંવેંત ઈ. ૧૯૦૦માં રાત્રે બાર ને એક વાગ્યા સુધી જાગી જાગીને પણ 'સરસ્વતીચંદ્ર'નો ચોથો ભાગ એમણે પૂરો કર્યો. આ કાર્યની પૂર્ણાહુતિ ઈશ્વરી સંકેત અનુસાર આ વર્ષમાં થઈ ગઈ તે ઉત્તમ જ થયું. કેમકે જો બે વરસ મોડું થયું હોત તો આ કામ કથળ્યા વિના રહેત નહિ. "લીલાવતીના ગયા પછી (એટલે કે ઈ. ૧૯૦૨ પછી–સં.) મારે ચોથો ભાગ લખવાનો રહ્યો હોત તો તે હાલ લખાયો છે તેવો લખવાની મારામાં શક્તિ રહેત નહિ."

આ જ વર્ષમાં ગોવર્ધનરામે નડિયાદમાં "The Entrance in Life of Europeans and Indians" એ વિષય પર ને અમદાવાદમાં સાહિત્યસભાના ઉપક્રમે "Some Historical Aspects of our Social and Domestic Institutions" એ વિષય પર વ્યાખ્યાનો આપ્યાં.

આ જ વર્ષમાં ગોવર્ધનરામે "સ્નેહરાજ અને સાધ્વી" નામનું નાટક લખ્યું. ગોવર્ધનરામની પોતાની સ્વતંત્ર સર્જનેચ્છા આ માટે કંઈ ખાસ હતી નહિ. પણ "મુંબઈ–ગુજરાતી નાટક કંપની"ના માલિક તથા મૅનેજરે 'સરસ્વતીચંદ્ર'ની અમાપ લોકપ્રિયતા જોઈને તે પરથી નાટક રચી આપવાની માંગણી ગોવર્ધનરામ પાસે કરી. આ માંગણી જ્યારે અનેક વાર કરવામાં આવી ત્યારે ચાર મોટા

ભાગમાં પથરાયલી આવી ગંભીર કૃતિને ચાર પાંચ કલાકના નાટકરૂપે રજૂ કરવાનું અશક્ય જણાતાં, ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર" સાથે સંકળાયલું છતાં પોતાની આ નવલકથા કરતાં જુદા જ વસ્તુવાળું એક નાટક લખવા વિચાર્યું; સરસ્વતીચંદ્ર, કુમુદ તથા કુસુમનું જીવન નવલના અંત પછી કેવા પ્રકારનું હતું એ જાણવા માટે ઘણા વાચકો તરફથી કુતૂહલ પ્રગટ થતું. એટલે એનો કંઈક ખુલાસો કરવા તથા કલ્યાણગ્રામની પોતાની યોજના સદૃષ્ટાન્ત સમજાવવા 'ક્ષેમરાજ અને સાધ્વી' નામનું નાટક એમણે રચ્યું. મુંબઈમાં ક્ષેમરાજ નામના શેઠિયાને સોનેરી ટોળીવાળા કેવી રીતે ઠગે છે, એની પત્ની સાધ્વીને કેવી રીતે દુઃખી કરે છે, ને આ બધી દગાઇમાંથી સરસ્વતીચંદ્ર, કુમુદ અને કુસુમ કલ્યાણગ્રામની યોજના દ્વારા આ દંપતીને કેવી રીતે બચાવીને સુખી કરે છે, તે આ નાટકનું મુખ્ય વસ્તુ છે. પણ આ નાટક મુંબઈની પ્રજાનું મનરંજન નહિ કરે એમ માલિકોને લાગવાથી તે પાછું ફર્યું. આજે પણ તે અપ્રસિદ્ધ જ છે![૬]

આ વર્ષથી અંગ્રેજી સામયિકોમાં પણ લેખ મોકલવાની ગોવર્ધનરામે શરૂઆત કરી ને તે મુજબ મલબારીના "East and West"માં "Marriage Forms under Ancient Hindu Law" નામનો લાંબો લેખ પ્રગટ કર્યો. આ જ વર્ષે "The Practical Aspects of our Ideal Life" એ વિષય પર ગોવર્ધનરામે અમદાવાદમાં ભાષણ આપ્યું.

ગોવર્ધનરામની શાંત પણ વિનોદભરી પ્રકૃતિના ઉદાહરણરૂપ એક પ્રસંગ અહીં ઉલ્લેખવા જેવો છે. ગોવર્ધનરામના પુત્ર રમણીયરામ નાનપણમાં બહુ જ તોફાની હતા ને તેમની રોજ ફરિયાદો

---

૬ ગોવર્ધનરામની—આજ તો અમૂલ્ય ગણાય તેવી—ખાનગી ડાયરીઓ તથા એમની અપ્રસિદ્ધ કૃતિઓ, એ સર્વને એક બીજા પર ખડકી ઢગલો કરવામાં આવે તો તે સહેજે પાંચ છ ફીટ જેટલો ઊંચો થાય, એમ 'સમાલોચક'ના ગોવર્ધનરામ સ્મારક-અંકમાં શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરી લખે છે.

ગોવર્ધનરામ પાસે આવતી. આનું એક કારણ એ પણ હતું કે, પોતાની તબિયત જન્મથી જ નબળી હોવાથી, પુત્રના પ્રસંગમાં એવું ન બને તેની ગોવર્ધનરામ અસંત કાળજી રાખતા; ને તેથી ઘણી વાર કહેતા પણ–"રમણીક, જ્યારે હું એમ સાંભળીશ કે રમણીકે કસરત કરવી બંધ કરી છે કે તરત જ તારું ભણવાનું બંધ કરાવી કૉલેજમાંથી બોલાવી લઈશ એ નક્કી જાણજે." આને પરિણામે શ્રી. રમણીયરામનો શરીરનો બાંધો નાનપણથી જ ઘણો મજબૂત ને બળવાન બન્યો.

આ રમણીયરામ તેમના સોળમા વર્ષમાં કોઈને મારીને આવ્યા ને તેથી માર ખાનાર ફરિયાદ કરવા આવ્યો. તપાસ કરતાં ગોવર્ધનરામે જોયું કે અપરાધી રમણીયરામ જ છે ને તેથી રમણીયરામને એમણે ધોલ મારી. ત્યારે હસતે હસતે રમણીયરામે કહ્યું: "મોટા કાકા, હવે મને સોળ વર્ષ થયાં છે; ને તમે જ વારંવાર કહો છો ને કે છોકરાને પાંચ વર્ષ સુધી લડાવવો, ત્યાર પછીનાં દશ વર્ષ સુધી મારવો ને સોળ વર્ષનો થાય એટલે તો તેને મિત્ર જેવો ગણવો." પુત્રનો આ બુદ્ધિભર્યો બચાવ સાંભળી ગોવર્ધનરામને હસવું તો આવી ગયું પણ તરત પોતાના બચાવમાં એવી જ તરેહથી હસતે હસતે કહ્યું—"તને પાંચ વર્ષ કરતાં વધારે વર્ષ અમે લડાવ્યો હતો, એટલે જેમ લડાવવાની મુદત વધારી, તેમ મારવાની મુદત પણ વધે જ ને!"

'સરસ્વતીચંદ્ર'નું સર્જન પૂરું થવાથી ગોવર્ધનરામ પરમ કૃતાર્થતા ને ચિત્તશાંતિ અનુભવતા હતા; ત્યાં જ મોટું અનિષ્ટ આવી પડ્યું. ગોવર્ધનરામનાં સૌથી મોટાં, સૌથી તેજસ્વી ને સૌથી વધુ પ્રિય પુત્રી લીલાવતીની તબિયત એવી જ રહેતી હતી. એમના પતિ સાથે એ જૂનાગઢ હતાં ને જૂનાગઢમાં ગોવર્ધનરામના બનેવી છગનલાલ હરિલાલ પંડ્યા પણ લીલાવતીની કાળજી રાખતા હતા, એટલે ગોવર્ધનરામને મોટી નિરાંત હતી પણ તબિયત વધુ નરમ થવાથી લીલાવતી નડિયાદ આવ્યાં ને કદાચ કાંઈ હવાફેરથી ફેરફાર થાય એમ માનીને ગોવર્ધનરામ

ઈ. ૧૯૦૧ના ઉનાળામાં એમને આબુ લઈ ગયા. ત્યાંથી પાલનપુર વગેરે સ્થળે થઈ સૌ નડિયાદ પાછાં આવ્યાં ત્યારે તો લીલાવતીનો રોગ પાછો ઊભળ્યો. પવનના પ્રચંડ ઝપાટામાં મૂળથી હચમચી જતી નાજુક વેલીને ટકાવી રાખવા માળી પ્રેમથી મથામણ કરે, તેમ ગોવર્ધનરામે ઘણા પ્રયત્નો કર્યા, પણ વ્યર્થ. ક્ષયરોગે શરીરને ધરમૂળથી હણી નાખ્યું હતું. અનેક ઉપચારો છતાં ઇ. ૧૯૦૨ના જાન્યુઆરીની આઠમી તારીખે ગોવર્ધનરામની આ પ્રિય પુત્રીનું અવસાન થયું. જીવનમાં જે મર્માન્તિક વેદનાઓ ગોવર્ધનરામે વેઠી હતી, જે હૃદયભેદક અનુભવો કર્યા હતા, તેમાંનો સૌથી તીવ્ર ને સૌથી છેલ્લો આ પ્રસંગ હતો. વિધિનું કરવું તે આ પ્રસંગ પછી બરાબર પાંચ વર્ષે આ જ માસમાં ગોવર્ધનરામ લીલાવતીની પાછળ ચાલતા થયા!

લીલાવતીના અવસાનથી તીવ્ર આઘાત લાગતાં ગોવર્ધનરામની વાંચન–લેખન પ્રવૃત્તિમાં પણ મોટો વિક્ષેપ પડ્યો. છતાં આ વર્ષમાં "East and West"માં "Chuni the Satee"નામની ઉચ્ચ ભાવનાવાળી મનોહર વાર્તા એમણે લખી. આ વાર્તાએ ઘણું સારું આકર્ષણ જમાવ્યું ને હિંદુ જીવનનો સાચો તાદૃશ ચિતાર આપતી આવી વાર્તાઓ આ પત્રમાં પ્રકટ થાય તો સારું, એ પ્રકારની ઇચ્છા પણ અંગ્રેજોએ વ્યક્ત કરી. આર્ય સ્ત્રીત્વનું ઉજ્જ્વળ રેખાચિત્રણ આ વાર્તામાં રહેલું છે. 'East and West' માસિકના ત્રણેક અંક સુધી આ વાર્તા ચાલી હતી ને તે એવી અસરકારક નીવડી કે તેનું ગુજરાતી તેમ જ તેલંગી ભાષામાં પણ ભાષાંતર પ્રગટ થયું હતું.

ઈ. સ. ૧૯૦૨માં ગોવર્ધનરામ મુંબઈ આવ્યા—એમ.એ.ની ગુજરાતી પરીક્ષા લેવા—ત્યારે એમના ભાંગેલા હૃદયને કંઈક કરાર મળે તેવો એક સુયોગ સાંપડ્યો. આ વર્ષે ગોવર્ધનરામને ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર સાથે મૈત્રી થઈ. આ ઉદારચરિત મિત્રની પ્રાપ્તિથી એમના ઉત્તરકાલીન જીવનમાં ગોવર્ધનરામ ઘણી મધુરતા ને શાંતિ પામી શક્યા એમ કહીએ તો ખોટું નથી. એમ.એ.ની પરીક્ષાનો

પાઠ્યક્રમ નક્કી કરવા મુંબઈ યુનિવર્સિટીએ ત્રણ વિદ્વાનોની એક સમિતિ નીમી હતી—અંબાલાલ સાકરલાલ, કેશવ હર્ષદ ધ્રુવ ને ગોવર્ધનરામ ત્રિપાઠી. આ સમિતિમાં એક વર્ષ, એમ.એ.ના પાઠ્યક્રમમાં 'સરસ્વતીચંદ્ર'ને સ્થાન આપવા, કંઈ નહિ તો તેના ચોથા ભાગને નિયત કરવા દરખાસ્ત આવી. પણ સીદ્ધતથી-કોઈ વિદ્યમાન લેખકની કૃતિ પાઠ્યક્રમમાં ન લેવી એ સિદ્ધાંતથી-ગોવર્ધનરામે જ આ દરખાસ્ત ઉડાડી દીધી! આ કામકાજને લીધે ગોવર્ધનરામ, શ્રી. કેશવ હર્ષદ ધ્રુવના પણ ગાઢ સંબંધમાં આવ્યા. સજ્જનોની મૈત્રી સાપ્તપદી કહેવાય છે—સાત ડગલાં ચાલ્યા કે સાત શબ્દો બોલ્યા, એટલામાં મૈત્રી રચાઈ જાય-એવું ખરેખર આ ત્રિપુટીના સંબંધમાં પણ બન્યું. ત્રિભુવનદાસ ગર્જ્જર, કેશવ હર્ષદ ધ્રુવ ને ગોવર્ધનરામની ત્રિપુટીએ મૈત્રીનો અનેરો આનંદ અનુભવ્યો.

ઈ. સ. ૧૯૦૩ના અંતભાગમાં ગોવર્ધનરામ એમ. એ.ની પરીક્ષા લેવા ફરી મુંબઈ આવ્યા. આ અરસામાં જ લક્ષ્મી ને સરસ્વતીનું વિરલ આશ્રયસ્થાન બનેલા શેઠ શ્રી. પુરુષોત્તમ વિશ્રામ માવજી સાથે ગોવર્ધનરામને સંબંધ બંધાયો. આ વર્ષમાં સદ્ગત પુત્રી લીલાવતીની પાછળ "લીલાવતી-જીવનકલા" લખવાનો ગોવર્ધનરામે આરંભ કર્યો. તે સાથે 'સાક્ષર-જીવન'ની લેખમાળા તો ચાલતી જ હતી. આ ઉપરાંત કેટલાક કાયદાને લગતા લેખ તથા ઇતર વ્યાખ્યાનો આપવાની પ્રવૃત્તિ આ વર્ષે પણ ચાલુ હતી. અમદાવાદમાં ઓગસ્ટ મહિનામાં "Higher Brahminism in Ancient India" એ વિષય પર ગુજરાત કૉલેજમાં ગોવર્ધનરામે વ્યાખ્યાન આપ્યું ત્યારે શ્રી. અંબાલાલ સાકરલાલ પ્રમુખપદે હતા.

ઈ. સ. ૧૯૦૪માં નડિયાદમાં પ્લેગ ગંભીર રૂપે ફાટી નીકળ્યો. નડિયાદની અંદર તો હવે રહી શકાય એવું હતું જ નહિ, એટલે ગોવર્ધનરામ ગામ બહાર નીકળ્યા ને ભાઉ સાહેબ દેસાઈના કુટુંબ સાથે કુટુંબ જેવો સંબંધ હોવાથી, ગોવર્ધનરામ 'પાંટીઆ' નામના

તેમના બાગમાં પોતાના કુટુંબ સાથે રહ્યા—જો કે એમનાં માતુશ્રી તો નાગરવાડામાં જ રહ્યાં! 'મંદિરની પૂજા મૂકીને મારાથી કેમ અવાય?' એ એમનો બોલ હતો. ગોવર્ધનરામનાં માતુશ્રી શ્રીનાથજી મંદિરના સ્વચ્છ વાતાવરણમાં રહેતાં હતાં, પણ ત્યાંનીયે હવા બગડી, મરકી ફેલાઈ, ને બધા ઉપચારો છતાં એપ્રિલ માસમાં, જુવાનને પણ શરમાવે તેવા તેજ ને તાકાતવાળાં આ આજરમાન ડોશી પંચત્વ પામ્યાં એમના મરણથી ગોવર્ધનરામનો મોટો આધાર ગયો—જાણે માથા પરનું છત્તર જ તૂટી પડ્યું.

આ વર્ષ દરમિયાન ગોવર્ધનરામને મુંબઈ જવાનું થતાં પ્રો. ગજ્જર સાથેનો એમનો સંબંધ વિશેષ સ્નિગ્ધ બન્યો. શ્રી. પુરુષોત્તમ વિશ્રામ માવજીના આગ્રહથી ગોવર્ધનરામે કેટલોક સમય આ વિદ્યા-રસિક શેઠના બંગલામાં જ ગાળ્યો. ગોવર્ધનરામે આ વર્ષે ચરક, સુશ્રુત, રામાયણ, મહાભારત વગેરેનો તથા અંગ્રેજીમાંથી વિજ્ઞાનશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, રાજયોગ તથા થિયોસોફીનો વિશેષ ધ્યાનપૂર્વક અભ્યાસ કરવા માંડ્યો 'લીલાવતી-જીવનકલા' પણ આ જ વર્ષમાં પૂરું કરીને છાપવા મોકલી આપ્યું. આ ઉપરાંત 'સમાલોચક'માં 'સાક્ષરજીવન'ને લગતી લેખમાળા તથા ગદ્ય-પદ્યમાં પણ કેટલુંક લખાણ કર્યું. "પાશ્ચાત્ય હાસ્યરસ અને તેનું એતદ્દેશીય રૂપાન્તર" એ મથાળા નીચે નવલરામના 'ભટનાં ભોપાળાં'નું મૂલ્યાંકન કર્યું ને કેખુશરૂ કાબરાજીના સ્મારકરૂપે જે ગ્રન્થ પ્રગટ થયેલો તેનું મૂલ્યાંકન 'કેખુશરો ન. કાબરાજીની ટૂંક પિછાન'—એ લેખરૂપે 'સમાલોચક'માં કર્યું. ગોવર્ધનરામની અધ્યાત્મવૃત્તિને પ્રતિબિમ્બિત કરતાં કાવ્યો—'કવિ-સોમ્ય કવિતા', 'આધ્યાત્મિક કવિ અને તેની કવિતા', 'અનુપમ તિમિર' અને 'અનુપમ તેજ' 'સમાલોચક'માં પ્રગટ થયાં ને ઈ. ૧૮૮૭માં લખાયેલો 'રસમુંદરી અને તત્ત્વાનંદ સ્વામી' નામના કાવ્યનો સર્ગ, શ્રી. આનંદશંકરની સૂચનાથી, થોડા ઉમેરા સાથે 'વસંત'માં પ્રગટ થયો. આ ઉપરાંત કેટલાક પરચૂરણ લેખો પણ ગોવર્ધનરામે

અંગ્રેજીમાં લખ્યા તથા વ્યાખ્યાનો પણ આપ્યાં.

ઈ. ૧૯૦૫માં ગોવર્ધનરામે યોગનો અભ્યાસ વિશેષ વધાર્યો ને પ્રાણાયામ વગેરે યોગની કેટલીક ક્રિયાઓ પણ કરવા માંડી. પોતાની નાજુક તબિયત સાચવવા, સુધારવા, અડતાળીશ વર્ષની વયે પણ સેન્ડોના "ડમ્બેલ્સ"થી કસરત કરનાર ગોવર્ધનરામ હવે આ પ્રકારની કસરત મૂકી દઈ ને પ્રાણાયામ આદિ યૌગિક ક્રિયાઓ પાછળ મંડયા રહ્યા. આથી એમના શરીરને તથા મનને બળ તેમ જ શાંતિ અને વિશ્રાંતિ સારી પેઠે મળતાં થયાં.

આ વર્ષે 'સમાલોચક'માં 'પ્રણવપુરુષ' તથા 'કુરુક્ષેત્ર' નામનાં બે કાવ્ય પ્રગટ થયાં. "આપણી જીવનભાવનાનાં વ્યવહારમાં જણાતાં સ્વરૂપ" એ લેખ આ વર્ષે 'વસંત'માં આવ્યો. આ ઉપરાંત 'Indian Review,' 'East and West' વગેરેમાં અંગ્રેજી લેખો પણ કવચિત્ આવતા હતા. "The Ideals of Hindu Poverty" એ નામથી 'East and West'માં પ્રગટ થયેલા લેખે તો પ્રશંસાભરી ચકચાર ઘણાં હિંદી વર્તમાનપત્રોમાં જગાવી હતી.

પણ સાહિત્યિક દૃષ્ટિએ ઈ. ૧૯૦૫ની સાલની મોટામાં મોટી ઘટના તે "પ્રથમ ગુર્જર સાહિત્ય-પરિષદ"નું અમદાવાદમાં જૂન-જુલાઈમાં ગોવર્ધનરામે સ્વીકારેલું પ્રમુખપદ હતું. "નવીન ભારતના અગ્રગણ્ય વિચારકોની કક્ષામાં વિરાજનાર"૭ ગોવર્ધનરામ જેવા પ્રમુખ સાહિત્ય-પરિષદના પહેલા જ અધિવેશનને સાંપડયા તેથી પરિષદની પ્રતિષ્ઠા પણ સારી રીતે વધી. ગોવર્ધનરામે પ્રમુખપદેથી જે વ્યાખ્યાન આપ્યું છે, તેમાં અર્વાચીન દૃષ્ટિએ કેટલુંક ચર્ચાસ્પદ લાગે તોયે એ વ્યાખ્યાન આજે પણ ઘણું મનનીય છે આ સંબંધે ગોવર્ધનરામ પોતાની 'ડાયરી'માં લખે છે—"My work at the Sahitya Parishad has been applauded. I fear they have over-coloured my work."

૭ રણજિતરામ વાવાભાઈ મહેતા.

આ જ વર્ષના અંતમાં 'લીલાવતી—જીવનકલા' પ્રગટ થયું. લીલાવતી જેવી બીજી અનેક સ્ત્રીઓ આ દેશમાં ઉત્પન્ન થાય, જે લીલાવતીઓ હિંદુ સંસારમાં છે તેમને ધીરજ, શાંતિ અને બોધ મળે એ હેતુથી વાત્સલ્યનીગળતે હૃદયે, ગોવર્ધનરામે પોતાની પુત્રીની જીવનકથા રજૂ કરી છે. સ્ત્રીશિક્ષણ, સમાજમાં સ્ત્રીનું સ્થાન, સ્ત્રી અને ગૃહજીવન, આર્ય સ્ત્રીજીવનના વિવિધ સંકુલ પ્રશ્નો વગેરેને લગતી કેટલીક બહુ ઉપયોગી ચર્ચા આ પુસ્તકમાં કરેલી છે.

આ વર્ષના મે માસમાં પ્રો. ગજ્જરે નડિયાદને બદલે મુંબઈમાં આવીને રહેવા માટે ગોવર્ધનરામને ઘણું સમજાવ્યા. મુંબઈનું ખર્ચ કાઢવા માટે એમણે એવી ગોઠવણ કરી કે અમુક શેઠિયાના ગુરુમિત્ર તરીકે ગોવર્ધનરામે એમની પાસે રહેવું, જીવનમાં ઉપયોગી ઉદ્‌બોધક વાર્તાલાપ ગોવર્ધનરામે કરવો; શેઠને આ સત્સંગનો લાભ મળે ને ગોવર્ધનરામને રૂ. ૩૦૦ દર માસે મળે. આ યોજના સાંગોપાંગ તૈયાર થઈ હતી. માત્ર ગોવર્ધનરામ તેના સ્વીકારમાં હકાર ભણે એટલી જ વાર હતી. પણ અનાસક્તિની પરમ ઉચ્ચસ્થિતિએ પહોંચેલા ગોવર્ધનરામ હા ભણે ખરા? ને તેમાં પણ વિદ્યા વેચવી અને ઉપરથી સિદ્ધાંતભ્રષ્ટ થવું? જરા સખત ભાષામાં ગોવર્ધનરામે પોતાની પૂરી નાપસંદગી દર્શાવી ને યોજના પડી ભાંગી. ઘણા શુભેચ્છકો જો કે એમ માને છે કે પાછળથી આર્થિક મૂંઝવણ ને ચિંતા વેઠનાર ગોવર્ધનરામે આ યોજના સ્વીકારી લીધી હોત તો વધુ લાભ થાત. પણ જેણે લાખોના લોભ ને લાભ જતા કર્યા તે આમ લગારમાં લલચાઈ, લપટાઈ જાય ખરા? હાથી જેવો હાથી જતો કર્યા પછી અંકુશને માટે લોભાવા કે ઝઘડવા જેવું એ તો થયું!

ઉનાળાની ઋતુમાં ઘણી ગરમી પોતાના વતન નડિયાદમાં લાગતી હોવાથી ગોવર્ધનરામ સાધારણ રીતે આબુ કે એવે સ્થળે જતા. આ પ્રમાણે આ વર્ષે પણ એ આબુ ગયા હતા ને ત્યાર બાદ સાહિત્યપરિષદનું પ્રમુખપદ તેમણે સ્વીકાર્યું ને શોભાવ્યું હતું.

આ વર્ષના અંતમાં, પ્રો. ગજ્જર ઘણા વખતથી ગોવર્ધનરામને મુંબઈ આવવા ખૂબ આગ્રહ કરતા હતા તેથી તેમ જ પ્રો. ગજ્જર પોતે ગંભીર માંદગીમાં હોવાથી ગોવર્ધનરામ કુટુંબ સાથે મુંબઈ ગયા ને પ્રો. ગજ્જર સાથે ઘણો વખત બહુ આનંદ-વિનોદમાં ગાળ્યો. પ્રો. ગજ્જરે ટેકનિકલ લૅબોરેટરી જેવાં જે સાર્વજનિક કાર્યો હાથમાં લીધાં હતાં તેની સંગીન વ્યવસ્થા કરી સ્થાયી પાયા પર મૂકી દેવાની ખાસ આવશ્યકતા ગોવર્ધનરામે જણાવી ને એ કાર્યમાં કેટલીક કીમતી મદદ પણ કરી. પોતાના આ સન્મિત્રની ઉદાર ને લોકકલ્યાણકામી પ્રવૃત્તિઓને જે જે વિઘ્નો નડયાં હતાં તેમાંના ઘણાંખરાં દૂર કરાવી આપી ગોવર્ધનરામ પાછા નડિયાદ આવ્યા.

ઈ. સ. ૧૯૦૫માં લૉર્ડ કર્ઝને બંગાળના બે ભાગલા પાડયા તેથી સ્વદેશભાવનામાં નવો જ ઉછાળો આવ્યો. ઠેરઠેર 'બૉયકૉટની' હિલચાલ શરૂ થઈ, સ્વદેશી માલની દુકાનો પણ થોકબંધ નીકળવા લાગી. નડિયાદમાં પણ આ આંદોલન જોરથી શરૂ થયું; 'સ્વદેશી કોઓપરેટીવ સ્ટોર્સ' તથા 'સ્વદેશી સહકારી મંડળી'ની સ્થાપના થઈ. ગોવર્ધનરામે આ યોજનામાં ઉમળકાથી સહકાર આપ્યો, દ્રવ્યથી તેમ જ સંગીન માર્ગદર્શનથી. સ્વદેશી સ્ટોર્સનું ઉદ્‌ઘાટન પણ એમને જ હાથે થયું.

ઈ ૧૯૦૬ની શરૂઆતમાં, આ વર્ષના કાર્યક્રમ તરીકે ગોવર્ધનરામે ત્રણ લેખ લખવાનું નક્કી કર્યું—દયારામ સંબંધી લાંબો અભ્યાસલેખ, 'સાક્ષર-જીવન'ની સમાપ્તિ, અને 'Hindu Physics and Physiology' એ વિષય પર સ્વતંત્ર વિચારણાવાળો લેખ. આ ઉપરાંત પોતાના અભ્યાસને માટે, યોગશાસ્ત્ર એક વિદ્યા તરીકે કેવું છે ને ક્રિયા તરીકે કેવું છે તેની તપાસ કરવાનું નક્કી કર્યું. પણ આ આખા કાર્યક્રમનો અમલ કરવાનું જુલાઈ માસ સુધી જ બની શક્યું. સદ્‌ભાગ્યે દયારામ સંબંધી અભ્યાસલેખ તૈયાર થઈ ગયો, પણ 'સાક્ષર-જીવન'નું કામ ને બાકીની યોજનાઓ બધી અધૂરી જ રહી. અમદાવાદની 'સાહિત્યસભા' દ્વારા ઉજવાનાર

દયારામ-જયંતી પ્રસંગે વાંચવા માટે ગોવર્ધનરામે "દયારામનો અક્ષરદેહ" લખ્યો; તે ધાર્યા કરતાં વધુ લાંબો થઈ જવાથી સભા આગળ તેના કેટલાક ખંડો જ શ્રી. કે. હ. ધ્રુવ દ્વારા વંચાયા; ગોવર્ધનરામની તબિયત નાદુરસ્ત હોવાથી. પણ ઈ. ૧૯૦૮માં, ગોવર્ધનરામના અવસાન પછી, આ અભ્યાસલેખ પુસ્તકાકારે પ્રગટ થયો એ ઘણું જ યોગ્ય થયું; નહિતર ગોવર્ધનરામની બીજી ઘણીયે કૃતિઓ આજપર્યંત અપ્રગટ છે, તેવી દશા આનીયે થાત કે શું, એવી સહેજે શંકા થાય છે.

ઈ. ૧૯૦૬ના માર્ચ માસમાં સુરતના ડિસ્ટ્રિક્ટ જજ દયારામ ગિદુમલ સાથે ગોવર્ધનરામને અગત્યનો પત્રવ્યવહાર થયો 'સરસ્વતીચંદ્ર' વાંચીને શ્રી. દયારામને ગોવર્ધનરામ પ્રતિ અસાધારણ આદર થયો; કુમુદનો ભેખ અને 'મધુરી' નામ એમને બહુ જ પ્રિય થયાં. તે એટલે સુધી કે પોતે નવલકથા રચતા હતા તેમાં પણ 'મધુરી' નામ એમણે દાખલ કર્યું! ત્યાં સરસ્વતીચંદ્રનાં કુસુમ સાથે લગ્ન ને એવી બીજી કેટલીક બાબતો એમને અયોગ્ય લાગી. આ મુદ્દાઓને લગતો ઘણો મહત્ત્વનો પત્રવ્યવહાર આ વર્ષમાં ગોવર્ધનરામ અને દયારામ ગિદુમલ વચ્ચે થયો. આ પત્રવ્યવહાર ને તેનું રા. કૃષ્ણલાલ મો. ઝવેરીએ કરેલું ભાષાન્તર, 'સમાલોચક' ના ઈ. ૧૯૦૬ના અંકોમાં પ્રગટ થયાં છે.

ઇ. ૧૯૦૬ના જૂન માસમાં ગોવર્ધનરામ આબુ ગયા ને ત્યાંથી ઉત્તર હિંદુસ્તાનના પ્રવાસે નીકળ્યા. આ પ્રવાસમાં અજમેર, જયપુર, ગોકુળ, મથુરાં વગેરે ઘણાં સ્થળો ગોવર્ધનરામે જોયાં. આ પ્રસંગે જયપુરમાં એમને એક શાસ્ત્રીનો મેળાપ થયો. તેમણે 'સરસ્વતીચંદ્ર'ની ખૂબ પ્રશંસા કરી ને તેનો સાર સંસ્કૃતમાં પ્રગટ કરવાની ઇચ્છા દર્શાવી! જયપુરની નિશાળોમાં શિક્ષણ મફત અપાતું હતું એ ઘટનાથી ગોવર્ધનરામ ખૂબ ખુશ થયા હતા ને પ્રવાસમાંથી

પાછા ફર્યા બાદ જયપુરના આવા ભાવનાશાળી મહારાજા વિશે ખૂબ ઉલ્લાસથી ને ઉત્સાહથી ગોવર્ધનરામ બોલતા હતા. ગોવર્ધનરામની ઇચ્છા કાશી જવાની ખાસ હતી, પણ તકલાદી શરીરને આટલા લાંબા પ્રવાસથી વિશેષ ઘસારો લાગશે એ વિચારથી આ ઇચ્છા છોડી દેવી પડી. છેવટે અમદાવાદમાં 'આનંદી ગીકાશ'વાળા પોતાના સ્નેહી મિત્ર આનંદશંકર બાપુભાઈ ધ્રુવની મધુર મહેમાનગત માણી જુલાઈ માસમાં ગોવર્ધનરામ નડિયાદ આવ્યા.

આ પ્રવાસેથી ગોવર્ધનરામ પાછા આવ્યા તેની સાથે જ જીવનનો પ્રવાસ પણ આ યાત્રાળુ માટે પૂરો થવા આવ્યો હોય એમ કોણ જાણે શાથી એમને પોતાને પણ અંતરથી ઊંડે ઊંડે લાગવા માંડ્યું. આમ તો છેક ૧૯૦૪ના ડિસેમ્બરમાં પણ એમને આવું કંઈક લાગેલું ને તેથી જ તે વેળા એમણે કહેલું : "I think the Sun of my life is setting, and I must wind up all concerns before nightfall." ગોવર્ધનરામની ઉમ્મર અવસાન વેળાએ કે ઈ. ૧૯૦૪ માં પણ એવી મોટી ન હતી કે આવો ભાવ સ્વાભાવિક બની રહે તે છતાં એમને જાણે આવનાર મૃત્યુની આગાહી પહેલેથી જ કોઈ અગમ્ય રીતે થઈ ગઈ હોય ને તેથી જ તેમના જીવનનાં મુખ્ય કર્તવ્યો ગંભીર પુરુષાર્થથી પાર પડતાં હોય એમ જણાય છે.

નાની નાની બિમારીઓ તો ગોવર્ધનરામના જીવનમાં વખતો–વખત આવતી હતી. આ ઉત્તરાવસ્થામાં પણ એ ચાલુ જ હતી, પણ એની કશી નવીનતા હવે ન હતી. આમ શરીર સતત નબળું પડતું જતું હતું, છતાં ગોવર્ધનરામ દરરોજ આઠથી અગિયાર કલાક કામ શરીર પાસેથી લેતા હતા. ને ત્યારે વિચારવું પ્રાપ્ત થાય છે કે એમણે નિવૃત્તિ પહેલેથી જ આમ ન સ્વીકારી હોત તો જીવનનાં આ કાર્યોયે તેટલાંય–થાત ખરાં ? 'સરસ્વતીચંદ્ર'નું સર્જન પણ શું જોખમાત નહિ ?

શરીરની અવસ્થા, પ્રવાસમાંથી પાછા ફર્યા બાદ તો એવી થઈ ગઈ કે બધાં કામો બાજુએ જ મૂકવાં પડયાં. શરીર લથડયું, વધુ

લથડયું, તેની સાથે હરસની વેદના પણ પાછી ઊભળી ને ગંભીર બની. તે સાથે અશક્તિ પણ વધવા લાગી. તુરત ઉપચારો થાય ને ઘડીભર શાંતિ લાગે, પણ હવે શરીર નિઃસંશય ભાંગતું જતું હતું. ઑગસ્ટની ર૯મી તારીખે ગોવર્ધનરામ પોતાની ડાયરીમાં લખે છે તે કેટલું બધું સૂચક છે, કરુણ રીતે સાચું છે! "My best programme of literary work for my country brought into a stage of suspense and abeyance, which may be eternal."

આ વરસ આમ ગંભીર બની ગયું. જો કે સપ્ટેમ્બર ને ઑક્ટોબર માસમાં બે મહિના પૂરતું દરદનું જોર નરમ રહ્યું ને રગડ-દગડ તબિયત ચાલતી હતી. નડિયાદના ડૉક્ટર રામસિંહ ને વડોદરાના ડૉક્ટર સેવકલાલ-બંનેના સ્નેહજન્ય શ્રમથી થોડો વખત કંઈ ફેર પણ પડ્યો, પણ આશા દુરાશા જ નીવડી!

આ સમયે ગોવર્ધનરામના બનેવી શ્રી. છગનલાલ હરિલાલ પંડયાએ એમની તબિયતના ખબર સ્નેહપૂર્વક પુછાવ્યા ત્યારે જવાબમાં ગોવર્ધનરામ લખે છેઃ "મને પોતાને તો સમજણ પડતી નથી કે મારી પ્રકૃતિ ખરેખરી કેવી સ્થિતિમાં છે. તેથી અહીંના ડાક્ટરો જે ઉપચાર કરે છે તે જ્યાં ત્યાં સંભાળથી ચલાવવા, એટલું જ હાલને માટે બસ ધારું છું. વચ્ચે વચ્ચે હું વાંચું છું અને લખું છું, અને મારું મન તદ્દન સ્વસ્થ તથા ઉદ્વેગરહિત છે. હવે ધંધો કે નોકરી કે પૈસો, કશીએ વાત એવી નથી કે મારે એની ચિંતા કરવી પડે...મારાં પોતાનાં છોકરાં હવે મોટાં થયાં છે અને એમની મા ઉપર હેત રાખે છે, એટલે મારી તબિયતનું શું થશે તેની મને રજ પણ ચિંતા નથી."

તા. ૧૨ મી નવેમ્બરે ફરી નોંધ કરે છે-' મારા જીવનનો સૂર્ય અસ્તદશાની સમીપ છે.'' ને થોડા દિવસ પછી થયું પણ એવું જ. આખિરી તબિયત ઘણી લથડી. પેટમાં કંઈ રોગ છે એમ જણાયું. અશક્તિથી હવે તો ગોવર્ધનરામથી ઊઠી બેસી શકાતું પણ નહિ. સ્થિતિ ઘણી ગંભીર છે એમ જાણી ગોવર્ધનરામના પરમ મિત્ર

પ્રો. ગજ્જર તથા અન્ય સ્નેહીઓ એમની તબિયત જોવા માટે નડિયાદ આવી ગયા. રોગ આમ જીતતા જતા શત્રુની જેમ ચોમેર ફરી વળતો હતો, તેવામાં બીજો ચિંતાભર્યો બનાવ બન્યો. મંદવાડને લીધે ગોવર્ધનરામ મેડી ઉપર જ રહેતા હતા. એવામાં એક વાર એમની ખબર પૂછીને લલિતાગૌરી દાદરેથી ઊતરવા જતાં હતાં, ત્યાં જ ભૂલમાં પગથિયું ચૂક્યાં ને પગ લપસ્યો; પડ્યાં જઈને છેક નીચે લોખંડનું પીપ હતું તેની ઉપર! પડતાંની સાથે જ લલિતાગૌરીથી ચીસ પડાઈ ગઈ. આ ચીસ સાંભળી કે તરત જ ગોવર્ધનરામ, પોતાની બિમારી, નબળાઈ, બધું વિસરી જઈ સફાળા ઊઠ્યા ને દોડ્યા, પણ દાદર સુધી પહોંચ્યા ત્યાં જ થાકી ગયા ને દાદર આગળ બેસી પડ્યા. આ બાજુ લલિતાગૌરીને સખત કળ ચઢી હતી ને ગંભીર ઈજા થવાથી બેભાન થઈ ગયાં હતાં. તેમની સારવાર માટે ગોવર્ધનરામે તુરત જ ડૉક્ટરને ત્યાં માણસ મોકલ્યો ને પૂરો સુધારો થાય નહિ ત્યાં સુધી એમને ઉપર ન આવવા દેવાની—પરસાળમાં જ રાખવાની ખાસ તાકીદ કરી. આમ પતિસેવામાં મોટું વિઘ્ન આવ્યું એટલું જ નહિ, ઊલટી લલિતાગૌરીની ચિંતા આવી દશામાંય ગોવર્ધનરામને કરવી પડે એવી સ્થિતિ થઈ. થોડા દિવસ જતાં 'હવે મને ઠીક છે' કરીને લલિતાગૌરી પાછાં હરતાં ફરતાં થયાં ને ગોવર્ધનરામની માવજતમાં ઉપયોગી થઈ શક્યાં.

ગોવર્ધનરામ આવી ચિંતાકારક સ્થિતિમાં પણ અજબ શાંતિ ને અનાસક્તિ રાખી રહ્યા હતા. તે કહેતા કે "મારે હવે વાસના રહી નથી. My heart is like a placid lake. એ કોઈ પણ પ્રકારની ઊર્મિથી હવે ક્ષુભિત થતું નથી."

આ અવસ્થામાં બુદ્ધિશાળી મનુષ્યો સાથે, સ્નેહીઓ ને વિદ્વાનો સાથે વાર્તા-વિનોદ કરવો એ ગોવર્ધનરામની પ્રિય વૃત્તિ ને પ્રવૃત્તિ થઈ પડી હતી. ગોવર્ધનરામ આવા વ્યાધિમાં પીડાતા હતા ત્યારે શ્રી. આનંદશંકર એમની તબિયત જોવા અમદાવાદથી નડિયાદ આવ્યા. પોતાના ભાણેજને ત્યાં નડિયાદમાં એ ઊતર્યા હતા—ગોવર્ધનરામને

માંદગીમાં વિશેષ તકલીફ ન પડે તેથી એ મળવા આવ્યા સારૂ આ બંને સાક્ષરો વચ્ચે વિવિધ વિષયો સંબંધી બહુ જ રસભર્યો વાર્તાલાપ ચાલ્યો. ગોવર્ધનરામની માંદગી તે ક્ષણો પૂરતી તો જાણે ક્યાંય અદૃશ્ય થઈ ગઈ. પણ એ તો ક્ષણિક આભાસ જ હતો. એટલે લલિતાગૌરી ધીમે રહીને બોલ્યાં—"આનંદશંકરભાઈ, બહુ વાતો કરવાથી શ્રમ પડશે અને નબળાઈ વધશે એમ ધારીને ડાકટર સાહેબે વાતો કરવાની ના પાડી છે." આનંદશંકર તરત સમજી ગયા ને હવે જમવાનો વખત થયો હશે એમ નિમિત્ત કાઢી "પાછો બપોરે આવીશ" કહી નીકળ્યા. બપોર થયા એટલે એમણે કહેવડાવ્યું—"હું આવું તો વાતો વધારે થાય ને તેથી શ્રમ વધુ પહોંચે, માટે હું અત્યારની જ ગાડીમાં અમદાવાદ જાઉં છું." આ સાંભળી ગોવર્ધનરામના દિલને ઘણું દુઃખ થયું ને એ તુરત બોલ્યા: "કોઈ વાત કરવા જેવું માણસ આવે ને આમ ચાલ્યું જાય એમ તે કરાય? એમની સાથે વાતો કરવામાં મને કેટલો આનંદ થતો હતો! તત્ત્વજ્ઞાન વગેરેની ચર્ચામાં કેવી મઝા પડતી હતી! અરેરે, કાંઈ ડાકટરોયે ગાંડા થયા કે વાતો કરવાથી માણસ વધારે ગાંડું થાય એમ કહે છે!" પણ આનંદશંકર ગયા તે ગયા. આ બે સંસ્કારમૂર્તિઓનો મેળાપ ફરી કદી ન થયો![૮]

૧૯૦૬નો ડિસેમ્બર ચઢતો ગયો તેમ તેમ વ્યાધિ પણ વધતો ગયો. દશમી તારીખ પછી તો સ્થિતિ ઘણી જ ગંભીર ને બારીક થવા લાગી. ડાકટરો દવા કરતા પણ કશી ટેકી લાગતી નહિ. ગોવર્ધનરામ અકળાઈ ને કહેતા—"ડાક્ટરો મૂર્ખા છે, મારો રોગ સમજી શકતા જ નથી." વધારે સારા ઉપચાર થઈ શકે એ હેતુથી પ્રો. ગજ્જરે મુંબઈની ગ્રાન્ટ મેડિકલ કૉલેજના ડૉ. દાતેને

૮ શ્રી. આનંદશંકરે દર્શાવ્યું છે તેમ ગોવર્ધનરામ એવા ઋજુ હૃદયના હતા કે એક વખતે કુટુંબનો એક માણસે કહેલી વાત બીજા માણસને કહેવાઈ જવાથી કુટુંબક્લેશનો પ્રસંગ ઊભો થવા જેવું થયેલું, ને તે વખતે જ્યારે એમની સામે ફરિયાદ કરવામાં આવી ત્યારે એમણે જવાબ આપ્યો: "તમારે જે વાત છાની રાખવી હોય તે મને ન કહેવી."

ખાસ નડિયાદ મોકલ્યા. ગોવર્ધનરામને આ સમયે મુંબઈ જવાનું બહુ મન થયું પણ એમની અત્યન્ત અશક્તિને લીધે મુંબઈ લઈ જવાની કોઈની હિંમત ચાલી નહિ. છેવટે એમની અતિ તીવ્ર ઇચ્છાને લીધે તથા સ્નેહીઓની સલાહથી, ડિસેમ્બરના મધ્યભાગમાં, ગોવર્ધનરામના પિતાતુલ્ય મનઃસુખરામ, પોતાના વહાલા 'ગોરધન'ને જોવા ને જરૂર જણાય તો મુંબઈ તેડી જવા, મુંબઈથી નડિયાદ આવ્યા.

ખરેખર આ બે સ્નેહીજનોનો સ્નેહ જેટલો ઊંડો ને આર્દ્ર તેટલો જ હૃદયભેદક હતો. મનઃસુખરામ પોતે પણ વૃદ્ધાવસ્થાને લીધે આ વખતે અશક્તિ ને બિમારી બંને ભોગવતા હતા. "જેમ સેંકડો વર્ષ સુધી અગણિત પશુ, પક્ષી તથા મનુષ્યને આશ્રય આપનાર મહાન વૃક્ષ, ધીમે ધીમે, શક્તિ ક્ષીણ થવાથી, સૂકાતું જાય છે, તેમ આ મહાન પુરુષ, જેણે પોતાના સમયમાં નાના મોટા અનેક મનુષ્યોનું કલ્યાણ કર્યું હતું, તેનો દેહ પણ...ગળાઈ જતો હતો. એમની ભવ્ય, દૃઢ તથા જોમવાળી ગંભીર આકૃતિને કોઈ પણ રોગ વિના દિનપ્રતિદિન ક્ષય પામતી જોઈને, એ આકૃતિનો આ પૃથ્વી ઉપર હવે બહુ વાસ નથી એમ અનુમાન કરવું કોઈ રીતે મુશ્કેલ ન હોતું."[૯] આમ છતાં પ્રબળ વાત્સલ્યભાવથી પ્રેરાઈને મુંબઈથી નડિયાદ સુધીની મુસાફરી કરવા એ તત્પર થયા હતા।

ગોવર્ધનરામની સ્થિતિ તો એવી બગડી ગઈ હતી કે બે ત્રણ માણસની મદદ વિના એમનાથી ઉઠાય એમ પણ ન હતું. છતાં "ભાણાકાકા આવ્યા" એ શબ્દ માત્રથી વીજળી જેવી અસર થઈ ને કોણ જાણે ક્યાંથી પથારીમાં સફાળા બેઠા થઈ, ગોવર્ધનરામ પોતાને માથે રહેલા આ શિરછત્રને પગે લાગ્યા. અત્યંત ભાવાર્દ્ર બની, ગળગળા થઈને બોલ્યા : "તમારી આવી નબળી અવસ્થામાં મારે માટે આટલો બધો શ્રમ શા સારુ લીધો? મારે તમારી સેવા કરવી જોઈએ તેને બદલે આ શું?" મનઃસુખરામે એમને

૯ "શ્રીયુત ગોવર્ધનરામ" પૃ. ૧૨૩.

વાર્યા ને ગોવર્ધનરામને ફરીથી આવો શ્રમ ન પડે માટે, એમની પાસે આવવાને બદલે મનઃસુખરામ બીજા ઓરડામાંથી જ ખબર પૂછીને સંતોષ પામતા. પણ આથી ગોવર્ધનરામના ઉત્સુક હૃદયે તુરત પૂછ્યું—"ભાણાકાકા, મારી પાસે કેમ આવતા નથી ?" મનઃસુખરામે જવાબ આપ્યો—"શું કરું ? તારી પાસે આવું છું ત્યારે તું વિવેક કરું છું; તે ન કરું તો આવું. આ કાંઈ વિવેકનો વખત છે ?" ગોવર્ધનરામે તીવ્ર લાગણીથી પૂછ્યું—"તમે આ સર્વ શું વિવેકનું સમજ્યા ?" ત્યારે ભાણાકાકાએ કહ્યું : "ના, તું તો સાચા હૃદયથી કરું છું. પણ તારા શરીરને નુકસાન થાય એવું કશું આ વખતે કરવું ન જોઈએ."

આ સમયે મનઃસુખરામનું કુટુંબ મુંબઈ હોવાથી જમવા માટે ગોવર્ધનરામે પોતાને ત્યાંથી સીધું વગેરે મનઃસુખરામને મોકલ્યું. પરંતુ મનઃસુખરામ વડીલ હોવાથી, લોકરીત પ્રમાણે, ગોવર્ધનરામની ઇચ્છા છતાં, એમનાથી ન લેવાય, તેથી એમણે તે પાછું મોકલ્યું. એટલે ગોવર્ધનરામે પોતાના નાના ભાઈ નરહરિરામને બોલાવી ગદ્‌ગદ્ કંઠે કહ્યું—"નાના, એમને કહે હું તમારી આ છેલ્લી જ સેવા કરું છું. મારા અંતઃકરણની તીવ્ર ઇચ્છા છે માટે ના ન પાડો." આ સાંભળી લોકરીતિ વિરુદ્ધ હોવા છતાં મનઃસુખરામે તેનો સ્વીકાર કર્યો.

આ પછી થોડે દિવસે, તા. ૨૫મી ડિસેમ્બરે, ગોવર્ધનરામને મુંબઈ લઈ જવામાં આવ્યા. વાલકેશ્વર તરફ નેપિયનસી રોડ પરના પ્રો. ગજ્જરના બંગલામાં એમને રાખવામાં આવ્યા. આ વખતે ડૉ. દેશમુખ, ડૉ. એર, ડૉ. રેલે, ડૉ. દાતે, ડૉ. સેવકલાલ વગેરે નામાંકિત ડૉક્ટરોની સારવાર ચાલતી હતી. છેવટના ભાગમાં, સુપ્રસિદ્ધ ડૉ. ચાર્લ્સને તથા ડૉ. ખરેઘાટને પણ બોલાવવામાં આવ્યા. પણ આભ ફાટ્યું ત્યાં થીંગડાંથી શું વળે ?

લાંબા, ચિંતાભર્યા, કષ્ટમય દિવસો-એક એક દિવસ કેમ જાણે વરસ ના હોય ?-પૂરા થવા લાગ્યા. ઈ. ૧૯૦૭ની જાન્યુઆરીની પહેલી તારીખે તો સઘળા ડૉક્ટરોના હાથ હેઠા પડ્યા. હવે "હરિ કરે સો હોય" એમ ડૉક્ટરો પણ કહેવા લાગ્યા. શરીર ખૂબ—

સ્ટ્રાતું હતું. વાણી લગભગ બંધ થઈ ગઈ હતી. શ્વાસ પણ ઊછળવા લાગ્યો. ઘડી કે પળનોય વિશ્વાસ હવે રહ્યો નહિ. ગોવર્ધનરામની ઇચ્છાનુસાર વેદાન્તસ્તોત્ર, દક્ષિણામૂર્તિસ્તોત્ર, શ્રીમદ્ ભગવદ્ગીતા વગેરેના પવિત્ર પાઠ ચાલી રહ્યા હતા. ત્રણ દિવસ આ રીતે નીકળી ગયા. પણ તા.૩૧મીની રાત્રે ચિંતા, બેચેની ને ઉદ્વેગની પરાકાષ્ઠા આવી. એક ઘડી પણ કોઈની આંખ મળે એમ રહ્યું નહિ. માંડમાંડ, ભારે અજંપામાં રાત પસાર થઈ.

તા. ૪થી ને શુક્રવારનું પ્રભાત ઊગ્યું. બુઝાતો દીપક, બુઝાતા પહેલાં જેમ છેલ્લી વાર ઝબકારો કરે, તેવું ગોવર્ધનરામના જીવન-દીપનું થયું. દિવસ ચડતો ગયો; પણ સારું થવાને બદલે ચેતન વધુ વધુ ક્ષીણ થવા લાગ્યું. નાડી મંદ પડવા લાગી. મિત્રો, સ્નેહી-સંબંધીઓ જે કોઈ હાજર હતાં તે મૃત્યુ પામતા મહાત્માનું છેલ્લું દર્શન કરી લેવા, ભક્તિપૂર્વક, દીન નમ્ર વદને આસપાસ વીંટળાઈ વળ્યાં. ગોવર્ધનરામની પૂરા તનમનથી સેવા ઉઠાવનાર એમના ભાણેજ શ્રી. ભાનુશંકર તથા અન્ય યુવકોએ જ્ઞાન-ભક્તિનાં સ્તોત્રોથી વાતા-વરણને ભરી મૂક્યું. ગોવર્ધનરામનાં બહેન શણગારલક્ષ્મી વ્યાકુળ-ચિત્તે ભાઈના કાનમાં ઈશ્વરનું ઉચ્ચારણ-રટણ કરતાં હતાં. ચારે બાજુ ઘેરી ગમગીની વ્યાપી વળી હતી. સઘળી ઇન્દ્રિયોની ચેતનાશક્તિ જાણે આંખોમાં આવીને વસી હોય તેમ અનિમિષ આંખોથી સૌ આ મહાત્માનું દર્શન કરી રહ્યાં હતાં. બપોરના અઢી વાગ્યા ને ગોવર્ધન-રામનો પુણ્યાત્મા આ ખોળિયું મૂકી ગગનમાં ઊંચે ઊડી ગયો.[૧૦]

ઈ. ૧૯૦૭ના જાન્યુઆરીની ચોથી તારીખનો સંધ્યાકાળ હતો. વાલુકેશ્વરનો દરિયો શાંત અને ગંભીર હતો. થોડે દૂર માછીઓની બેચાર હોડીઓ દરિયામાં ઝોલાં ખાતી હતી. કિનારે થોડાં શિવાલય

૧૦ દિ. બ. અંબાલાલ સાકરલાલે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની બેઠકમાં ગોવર્ધનરામના અવસાન અંગેના ઠરાવમાં 'બાવન વર્ષની ઉંમરે' ને બદલે 'બાવન વર્ષની કાચી ઉંમરે' એમ 'કાચી' શબ્દ ઉમેરવાની સૂચના કરી હતી તે પરથી આ અવસાન કેટલું આઘાતક હતું તેનો ખ્યાલ આવશે.

હતાં, કેટલીક બાવાઓની મઢૂલીઓ હતી. એક દિશામાં નાની સરખી વાડી હતી. પાસે ચિતા ભડભડ બળતી હતી. ચિતાનો ઝાંખો, પીળો પ્રકાશ આસપાસ પડતો હતો, તેય જાણે ઉદાસપણામાં ઉમેરો કરતો હતો. આ સમયે ગોવર્ધનરામનો—આ Gigantic Mindનો—દેહ ધીમે ધીમે પંચમહાભૂતમાં મળી જતો હતો. પાસેના મંદિરમાં આરતી ઘંટનાદ ને શંખનાદ ઘડીક સંભળાતાં હતાં. બાકી સર્વત્ર સુમસુમાકાર શાંતિ વ્યાપેલી હતી. પોતાના છેલ્લા દિવસોમાં દરિયો જોવાનું, દરિયા-કિનારે બેસવાનું ગોવર્ધનરામને ઘણું મન હતું. એ જ સિન્ધુમાં આ મહાતરંગ ભળી ગયો, સિન્ધુરૂપ બની ગયો !

આચાર્ય આનંદશંકર માર્મિક રીતે યોગ્ય જ કહે છે: "ગોવર્ધનભાઈએ આખું જીવન જીવનનો બહુ ગંભીર અર્થ કરીને ગાળ્યું હતું. છતાં જીવનની આનંદી મીઠાશ એમના હૃદયને અને કલ્પનાશક્તિને અજ્ઞાત ન હતી."

અંતમાં નવલરામની જીવનકથા લખતાં ગોવર્ધનરામે જે કહ્યું છે તે જ પંક્તિઓ અહીં ટાંકી પૂરું કરીશું:

"વાંચનાર ! તું જો મોટાં માણસનાં જીવન સાંભળતાં જ તૃપ્ત થતો હોય, તો સરત રાખજે કે મોટાને માથે પણ મોટા છે અને નાના હોય તે પોતાનાથી વધારે નાના આગળ તો મોટા છે. આટલો મોટો સૂર્ય પણ જ્યારે આકાશમાં એક બિન્દુ જેવો છે, ત્યારે બિન્દુ જેવા આપણા ઘરના દીવા રાત્રે શા ખોટા ?

મોટાં નાનાં વધુ મોટામાં, તો નાનાં પણ મોટાં,
વ્યોમદીપ રવિ નભબિન્દુ, તો ઘરદીવડાં નહિ ખોટાં."

ગોવર્ધનરામ વ્યોમદીપ તો હોય કે નહિ, પણ ગુજરાતના ઘર-દીવડાથી ઘણા વિશેષ છે, એમ કહેવાની જરૂર હોય ખરી ?[11]

—સંપાદક

[11] મારા મોટા ભાઈ શ્રી. કાન્તિલાલ છ. પંડ્યાના 'શ્રીયુત ગોવર્ધનરામ' પરથી ને કેટલેક સ્થળે તો એમના જ શબ્દોમાં આ જીવનરેખા તૈયાર કરી છે, તેનો સાભાર ઋણ સ્વીકાર કરું છું.

# ગોવર્ધનરામ અને દયારામ ગિડુમલનો પત્રવ્યવહાર.

[દયારામ ગિડુમલને અને ગોવર્ધનરામને ઘણા વખતનો જૂનો પરિચય હતો. દયારામ ગિડુમલ આ પત્રવ્યવહાર થયો ત્યારે સુરતમાં ડિસ્ટ્રિક્ટ જજ હતા. સિંધનિવાસી આ સુપ્રસિદ્ધ સુધારકને નડિયાદ આવી ગોવર્ધનરામે 'લીલાવતી જીવનકલા' અને 'સરસ્વતીચન્દ્ર' ભાગ ૪થો મોકલી આપ્યાં હતાં. આ બન્ને પુસ્તકો વાંચ્યા પછીથી તેમની વચ્ચે જે પત્રવ્યવહાર ઈ.સ.૧૯૦૬માં ચાલ્યો તેનું દી. બ. કૃ. મો. ઝવેરીએ (સમાલોચક, ઈ.૧૯૦૯–માંથી) કરેલું ભાષાંતર, તેમના લેખસંગ્રહમાંથી અહીં લીધું છે–ક્યાંક શાબ્દિક ફેરફાર સાથે.]

(૧)

સ્નેહી ભાઈ ગોવર્ધનરામ,

મારા ઉપર 'સરસ્વતીચન્દ્ર' વગેરે પુસ્તકો મોકલ્યાં તે બહુ મહેરબાની થઈ. મને ખાતરી છે કે તે વાંચવાથી મને ઘણો આનંદ મળશે.

લિ. તમારો સ્નેહી,
દયારામ ગિડુમલ.

(૨)

સ્નેહી ભાઈ ગોવર્ધનરામ,

ગઈ કાલથી તમારો 'સરસ્વતીચન્દ્ર ભાગ ૪થો' મેં વાંચવા માંડ્યો છે. મિ. નાનજીઆણીના 'નણંદ કે બહેન' પુસ્તકમાં* એ વિશે થોડી ટીકા છે. તમારી કૃતિ માટે તમારાં મારે વખાણ જ કરવાનાં છે. પણ મારો અભિપ્રાય એવો છે કે સરસ્વતીચન્દ્રને કુસુમ જોડે પરણવાની (પરણાવવાની) બિલકુલ જરૂર ન હતી. કુસુમના સંબંધમાં તમારી વહાલી મર્હૂમ પુત્રી (લીલાવતી)ની જે લાગણી હતી તે જ

*પૃષ્ઠ ૬૧. નાનજીઆણીએ ભાષા ઘણી કઠણ ગણી છે, પરિણામ

મારી લાગણી છે. કુમુદનેx સરસ્વતીચન્દ્ર જોડે પરણાવી નહિ તે તમે ઠીક કર્યું. કારણ જો પરણાવી હોત તો એનાં માબાપનું મન દુખાત, તેમ જ વખતે એને પોતાને પણ દુઃખ થાત. અને એના પતિને પણ લાગી આવત. પણ કુસુમને તો કુંવારી રહીને જ જિંદગી ગાળવી હતી, અને મને લાગે છે કે એની જોડે લગ્ન કર્યા સિવાય પણ સરસ્વતીચન્દ્ર પોતાનું કલ્યાણગ્રામ સ્થાપી શકત. શું કુમુદ અને કુસુમે પોતાની બાકીની જિંદગી સાધ્વીઓ તરીકે ગાળી હોત તો બહેતર થાત નહિં ? એ રસ્તે તેઓ સરસ્વતીચન્દ્રને મદદ કરી શકત. સ્ત્રીઓને માટે આશ્રમ અથવા શાળા (કૉલેજ) કાઢી, અવિવાહિત સ્ત્રી પોતાના દેશને કેવી આશીર્વાદરૂપ થઈ પડે છે તેનું દૃષ્ટાંત તેઓ આપી શકત. આ વિચાર તમને આવ્યો હશે, છતાં તે દૂર રાખી, જાણી જોઈને સરસ્વતીચન્દ્ર પાસે એના સૂક્ષ્મશરીર સંબંધે તમે એનાં એ સ્ત્રી જોડે લગ્ન કરવાની દશા શા માટે આણી હશે? જો એણે પોતાનું હૃદય કુમુદને અર્પણ કરેલું હતું તો પછી ખરી રીતે એ કુસુમને તે કેમ આપી શકે? કુમુદની ચડતી તે એની પડતી કહેવાય. મને એમ લાગે છે કે તમે સરસ્વતીચન્દ્ર તરફ ઘણી નિર્દયતા બતાવી છે.

લિ. તમારો સ્નેહી,
દયારામ ગિડુમલ.

---

તરફ સંતોષ બતાવ્યો છે, વિસ્તીર્ણ વર્ણન નાપસંદ કર્યાં છે અને વચમાં વચમાં આવતાં અંગ્રેજી વાક્યોવાળી શૈલી વખોડી કાઢી છે.

x'લીલાવતી જીવનકલા', પૃષ્ઠ ૭૯ તથા ૮૧: કુમુદનું પુનર્લગ્ન ન થવા દેવું એ લીલાવતીની એક પ્રાર્થના હતી; તથા બીજી તેને એવી આશા હતી કે કુમુદ પ્રમાદધનને સુધારશે. કેટલાંક કારણોસર રા. ગોવર્ધનરામને એ વિચાર મૂકવો પડેલો.

(૩)

નડિયાદ
તા. ૧૩-૩-૧૯૦૧.

સ્નેહી મિ. દયારામ,

મારી ચોપડીઓ વાંચતાં રસિક લાગે તેવી તમને જણાઈ છે તે જાણી હું ખુશ થયો છું. મિ. નાનજીઆણીના પુસ્તકમાં જે ટીકા આવી છે તેની મને ખબર છે, અને તે વિષે મારે તેમની જોડે તેમના કહેવાથી કેટલોક પત્રવ્યવહાર પણ ચાલેલો.

જ્યારે મેં આ કથાનો પહેલો ભાગ પ્રસિદ્ધ કર્યો ત્યારે ગુજરાતી વાચકવર્ગ બહુ પછાત હતો અને તેથી મારા વિચાર પ્રસિદ્ધ કરવા મને ફક્ત એક જ રસ્તો સૂઝ્યો કે તે વિચારો એક નવલકથાના રૂપમાં, દરેક પાછળનો ભાગ આગળના કરતાં ઓછો સરળ, એવા જુદા જુદા ભાગ પાડી, વાચકની સમક્ષ મૂકવા, કે જેથી તેઓ કઠિનતામાં વધતો જતો દરેક પાછલો ભાગ તેના આગળના ભાગના કુદરતી પરિણામ તરીકે સ્વીકારતા જાય. * મને લાગે છે કે જેમ જેમ દરેક ભાગ બહાર પડતો ગયો તેમ તેમ ઈશ્વર એ વાચકવર્ગમાં ઉચ્ચ ભાવ મૂકતો ગયો, અને હવે ગુજરાતમાં સાધારણ સ્ત્રીપુરુષો પણ મારું પુસ્તક ચોથા ભાગ સુદ્ધાં ઘણા રસથી વાંચી જાય છે. મારા વાચકવર્ગના વિચાર અને ભાવનાઓમાં ઘણો મોટો ફેરફાર થઈ ગયો છે; અને નવા લેખકો મારાં પુસ્તકોનું અનુકરણ કરે છે, એટલું જ નહિ પરંતુ

* કેટલીએક વખત આ સંબંધી મારે રા.ગોવર્ધનરામ જોડે વાત થયેલી, તે વખતે તેઓ પોતાનો આશય એવો જણાવતા હતા કે એ પ્રમાણે ક્રમ વાર (એક ભાગથી બીજો જરા વધારે મુશ્કેલ) વિભાગ પાડી ગુજરાતી વાચકવર્ગની કેળવણી ઉત્તરોત્તર ખીલવતા જવી અને તેમનામાં ઉચ્ચભાવના પેદા કરી, તેને પોષતા જવી અને પોતાનો એ આશય પાર પડ્યો છે એવો એમને છેવટ સંતોષ થયેલો—અનુવાદક.

તેમાંથી ચોરી પણ કરે છે. આ પરિણામની મેં સ્વપ્ને પણ આશા રાખેલી નહિ. પરંતુ આ ધાટી પર મેં પુસ્તક લખ્યું તેથી મારે જાણી જોઈને રસશાસ્ત્ર તથા કલાવિધાન એ બન્ને વિષયોનો ભોગ આપવો પડ્યો છે. અને તેથી જેઓ એમ કહે છે કે આ પુસ્તક ખરેખરું વાર્તાનું પુસ્તક નથી તેમના અભિપ્રાયની સામે હું થતો નથી.

એ વાર્તાના નાયક, કુસુમ અને કુમુદને સંબંધે છેવટની જે વ્યવસ્થા કરવામાં આવી છે તેનો ખુલાસો ઉપરનાં લખાણનાં છેલ્લાં વાક્યોથી થયો હશે, તેમજ જુદા જુદા ભાગની માનસિક રચનાના વ્યાપારમાં જે ખીલવણી થતી ગઈ છે તેથી પણ એ ખુલાસો થશે. બીજા ભાગમાં કુસુમસુંદરી દેખાવ દે છે ત્યારથી જ સરસ્વતીચન્દ્ર માટે તેનો પક્ષપાત – જેનું તેને પોતાને ભાન નથી તેવી રીતનો–પણ ખુલ્લેખુલ્લો દેખાઈ આવે તેવો બતાવવા મેં પ્રયત્ન કર્યો છે. પોતે જે મુશ્કેલીમાં આવી પડ્યાં છે તેમાંથી નીકળવાનો સૌથી સુતરો માર્ગ તેની મા તથા કાકીને એવો સૂઝે છે કે એનું સરસ્વતીચન્દ્ર જોડે લગ્ન કરી દેવું. કુસુમસુંદરી ઘણા આગ્રહથી તેમના એ ઇરાદાઓની સામે થાય છે અને અવિવાહિત જિંદગી જ ગાળવા મરજી બતાવે છે – આ વિચાર ઉમ્મરે પહોંચેલી એ બાઈઓને હિંદુ સંસારની રીતભાતને તદ્દન અણુગતો લાગવાથી તેઓ કમકમી ઊઠે છે. બીજા હાથ પર આ વાર્તાના નાયકને પહેલેથી જ વૈરાગ્ય લેવો હતો, અને રાંક કુમુદના આકર્ષણને લીધે જ તે રસ્તો પડતો મૂક્યો હતો. તેણે પોતાનું બાપીકું ઘર છોડ્યું, કુમુદને સજા દીધી, તેનું કારણ જ એ કે તેને એમ લાગતું હતું કે પોતે કુમુદને સુખી નહિ કરી શકે; છતાં પણ પોતાના વિચાર ફેરવવા એ તૈયાર હતો. (ભાગ ૪થો, પૃ. ૫૩૩–૪), પોતે જે પગલું લીધું છે તેને પરિણામે એ બાળાને જે ભયંકર સ્થિતિ અનુભવવી પડી હતી, તે વાતનું ભાન થતાં એને

જે પ્રચંડ પશ્ચાત્તાપ થયો છે તે ચારે ભાગમાં મેં દર્શાવ્યો છે, અને સાધુઓની જોડે રહી વ્યાવહારિક બંધનના તેમના ઉચ્ચ વિચારોનું જ્ઞાન થવાથી, પોતાની ભૂલ સુધારી તેના પ્રાયશ્ચિત-રૂપે જે રસ્તે કુમુદ તેની જોડે સુખી થાય તે રસ્તો પસંદ કરી તેની ઇચ્છાનુસાર પોતે તેમ કરવા તૈયાર છે, એ બતાવવા તેને તક પણ આપે છે તે પણ મેં દર્શાવ્યું છે. આટલા સમયમાં એનું પોતાનું હૃદય તો યોગવાસિષ્ઠના યોગી જેવું થઈ ગયું હતું; યોગ અને વેદાન્તના આદર્શનું ગ્રહણ કરી શકે, તેમ જ કુમુદને ખાતર પ્રેમ અને દુનિયાદારીના ક્ષેત્રમાં પ્રવેશ કરી શકે, એવી સ્થિતિમાં તેનું હૃદય આવી ગયું હતું. જે ગુફામાં પવિત્ર અને અદૃશ્ય દેવતાઓ ગુફાવાસીઓની વૃત્તિઓને ઉચ્ચ બનાવતા હતા, તે ગુફામાં ચાર રાત્રિ કુમુદ જોડે ગાળવાથી એ બન્ને જણાની ભાવનાઓ બદલાઈ ઘણી ઉચ્ચ થઈ ગઈ હતી અને તેઓના આત્મા ઉચ્ચતા પામ્યા હતા. પરસ્પર એક બીજાનું ભાગ્ય સુધારવા, અને ઉચ્ચતર બનાવવા એક બીજાની જોડે મથન કરતાં-અંતે પૃષ્ઠ ૭૯૫-૬ પર સૌ એવા નિશ્ચય ઉપર આવે છે કે છેવટનો ચુકાદો અને નિર્ણય કુમુદે પોતે જ આપવો. પોતાના પ્રિયજન તરફ ક્રૂરપણે તેનાથી વર્તી શકાય તેમ હતું નહિ, તેમ સરસ્વતી-ચન્દ્રથી પણ તેની વિનંતિ વિના વરોધે સ્વીકારવાની ના પાડી પોતાના ધર્મની આડે અવાય તેમ હતું નહિ. ચોથા ભાગના પ્રકરણ ૪૫માં કુમુદ એવા નિર્ણય ઉપર આવે છે કે જો કુસુમ તે પ્રમાણે ચાલવાની ખરા અંતઃકરણથી હા પાડે નહિ તો તે નિર્ણય વાજબી કહેવાય નહિ. પ્રકરણ ૫૦માં મોટી બહેન નાની બહેનના હૃદયના તારને સ્પર્શે છે, તેને આંદોલિત કરે છે, હલાવે છે: પણ તે આંદોલનની કદર એ બન્ને બહેનોના અંતઃકરણમાંથી જે શબ્દ નીકળે છે તે ધ્યાનમાં ન રાખીએ તો બૂઝી શકાય તેમ નથી. બહેન તરીકે એક બીજાનાં પ્રેમ તથા લાગણી પરસ્પર હૃદયમાં ગૂંચળાં પેઠે વીંટળાઈ જાય છે; અને એમાં વધારે ડાહી, અનુભવી અને દુઃખી બહેન નાની

બ્હેન પાસે પોતાનો નિર્ણય કબૂલ કરાવે છે, અને તે નિર્ણયનો પાયો શુદ્ધ પ્રેમ, ડહાપણ અને સંસારના ખરેખરા ઉચ્ચ ભાવ પર રચાયેલો છે એમ પણ તેની પાસે સ્વીકારાવે છે. કુસુમ પોતાની બ્હેનને ચાહનારને ચાહતી હતી ખરી યા ચાહી શકે ખરી? આ વાતનો નિશ્ચય શુદ્ધ પ્રેમના જ્ઞાતા એટલે સાધુઓએ જ કરવો એવું ઠરાવ્યું છે. (પૃષ્ઠ ૮૩૭, પંક્તિ ૩–૪, ભાગ ૪). એ નિશ્ચય એ સાધ્વીઓની ઉપરી ચન્દ્રાવલીને મુખે પ્રસિદ્ધ થાય છે. (પૃષ્ઠ ૮૩૭–૮, ભાગ ૪). તે કહે છે કે કુમુદે **परिव्राजिका**, જેને હાલ આપણે Sister of Mercy–સેવિકા **यमुनामैया** કહીએ છીએ તે–થવું, કુસુમે તેની **गंगामैया** થવું, જેથી કરીને જે મહાસાગરમાં (એટલે કે સરસ્વતીચન્દ્ર તરફ) દુનિયાના ભલા માટે મોટા મોટા વિચારો તરતા હતા તે મહાસાગરમાં યમુનાનાં તેમ જ પોતાનાં પાણી જઈ મળે; એ ઔષધ ચન્દ્રાવલીએ, એ બ્હેનોનાં હૃદય સૂક્ષ્મ ચિકિત્સા વડે તપાસી, શોધી કાઢ્યું હતું. (પૃષ્ઠ ૮૩૮, પેરેગ્રાફ ૧લો.) બીજા પેરેગ્રાફમાં ચન્દ્રકાન્ત પણ એ જ નિર્ણય કરે છે, જો કે સંસારના વધારે અનુભવને લીધે એને એમ લાગતું કે સરસ્વતીચન્દ્રના પોતાના સિવાય આ સંબંધથી સર્વનાં મન આનંદ પામશે. બીજા શબ્દોમાં કહીએ તો, જેને તમે નાયક પ્રત્યે નિર્દયતા કહો છો તે જ તેના કહેવાનો આશય છે: પ્રકરણ ૪૬માં ગુરુએ જે ઉપદેશ આપ્યો છે તે ધ્યાનમાં રાખી, પોતાની જિંદગીના આશય તરીકે નહિ એણે પ્રેમ ગણેલો કે નહિ સાધુતા (વૈરાગ્ય) ગણેલી; પણ (લોકકલ્યાણના) મહાયજ્ઞ, શંખનાદ અને પૂજાને આદર્શ તરીકે લીધેલો, કે જેને માટે વિષ્ણુદાસ કહે છે કે, " તમારા જેવા સમર્થ સાધુજનોનાં શંખનાદ એ પૂજનની કીર્તિના સંગીત, લય અને પ્રતિધ્વનિ વડે મંદિરને તળથી તે ઘુમ્મટ સુધી ભરે છે." (પૃ. ૮૦૩). નિઃસ્વાર્થ, નિષ્કામ જિંદગીના સુખનું સંગીત આવા આશયવાળી જિંદગીના નાયકથી માત્ર ત્યારે જ ભોગવી શકાય, કે જ્યારે તેની આસપાસનાં " સર્વ " મનુષ્યના

એકત્ર નાદ અને પ્રેચ્છાઓ વડે તેને માટે પ્રવાહપતિત ધર્મ બનાવવા શક્ય-આ "સર્વ" તે, તે શુદ્ધતમ આત્માઓ કે જેઓ ઉચ્ચતમ પ્રેમ અને સુંદરતાથી સંપૂર્ણ થયેલા હોય. ચોથા ભાગના છેલ્લા પ્રકરણમાં સેવિકા તરીકેનું કુમુદનું કાર્ય બીજરૂપે દર્શાવ્યું છે.

કુસુમને માટે, તેની આરતી અને તેના પ્રેમ સંબંધે જે પ્રશ્ન પૂછો છો તે સંબંધે એટલું યાદ રાખવું ઘટે છે કે જો કે રસશાસ્ત્રના ફિલસૂફીનો તેનામાં અભાવ ન હતો; છતાં તેના પ્રેમને મેં સ્થૂલને બદલે સૂક્ષ્મ જણાવ્યો છે. (પ્રકરણ ૨૨, ભાગ ૪). આરતી ઉતારતાં ઉતારતાં પ્રેમનો ઉભળકો આવી જતાં પોતે પોતાના પતિને શું આપે છે? પોતાનો અધરસ્પર્શ. હાલના સમયમાં આપણા દેશમાં એ પ્રમાણે ચુંબન લેવું તે સ્થૂલ કામની નિશાની ગણાય છે; પણ બીજા દેશોમાં અને જૂના વખતમાં હિંદુસ્તાનમાં પણ પિતા પુત્રીને ચૂમતા. આવે વખતે ચુંબન એ સૂક્ષ્મપ્રેમનું અંગ જ ગણાય છે. કુસુમ સરસ્વતીચન્દ્રને ચાહતી હતી એ વાત તો તેમનાં લગ્ન પહેલાં જ સાધુઓએ નક્કી કરી મૂકી હતી, તેમ જ કુમુદે પણ પોતાની યુક્તિનો પ્રકાશ તેના હૃદય પર નાખી, એ જ શોધ કરી રાખી હતી. કુસુમ ચાહતી હતી તે તેના મહાન, નિઃસ્વાર્થ આત્માને ચાહતી હતી, નહિ કે તેના સ્થૂલ શરીરને. તેના શરીર સંબંધે એક વિચાર સરખો પણ તેના મનમાં આવેલો નહિ.

એ શા માટે એની આરતી ઉતારતી હતી? એના સ્થૂલ-શરીર પર એ મોહી પડેલી નહિ, પરંતુ એનો વૈરાગ્યપૂર્ણ પોશાક-કંથા-જે પોતે પણ કેટલીક વખત પહેરતી હતી, તે જોઈ તે પોશાકથી સૂચિત થતી એની સાધુતા જોઈ એને ઉભળકો આવી ગયેલો. વૈરાગ્યનાં આ ચિહ્ન અને તે ચિહ્ન ધારણ કરનાર ઉપર એને મોહ થઈ આવેલો. એ સાધુજનની મહાન દોલત, જે પોતે તજી દીધી હતી, તે વડે લોકકલ્યાણની જે પ્રચંડ યોજનાઓ અમલમાં મુકાતી હતી તેની મહત્તાએ તે દિવસની "ઇવનિંગ પાર્ટી" પૂરી

થતાં તેના મનમાં એકદમ સરસ્વતીચન્દ્રના સ્વાર્થત્યાગની છાપ બેસાડી દીધી હતી, અને પૃષ્ઠ ૮૪૯ પરનો છેલ્લાની પહેલાનો પેરેગ્રાફ બતાવે છે કે, લગ્ન પછી પોતે જે કામ કરવાનું હતું, તરતના સ્થપાયેલા કલ્યાણગ્રામમાં વાસ કરનારી સ્ત્રીઓ પ્રત્યે પોતાને જે ધર્મ બજાવવાનો હતો, તે હવે શરૂ થયો છે તેનું તેને ભાન થયું હતું. સરસ્વતીચન્દ્રના જે ઉચ્ચ આશયને પોષવા પોતાની જે સ્વતંત્રતાનો ભોગ આપ્યો હતો, તે ગતવર્ષમાં તેને તેણે આપી હતી. એટલું જ નહિ, પણ એ જ ભાગના પૃષ્ઠ ૧૩૩ (?૧૩૧) પર મેં આપેલા કાવ્યની ગોપીઓ જેઓ આ વાર્તાના નાયકને જ કૃષ્ણરૂપે જોઈ રહેલી હતી, તેમના ટોળામાં પોતાને રાધા જેવી જ અગ્રભાગે જોઈ, સરસ્વતીચન્દ્રને નીરખી, તેને એકાએક આનંદ સ્ફુરી આવવાથી, **गोपिकागीत** અને આરતી (પૃષ્ઠ ૮૫૧)ને લાયક ઐતિહાસપુરાણમાં વર્ણવેલા કૃષ્ણ કરતાં તે વધારે લાયક છે એમ તેને થઈ આવ્યું, અને તેને પરિણામે તેવા એક આત્માને ચૂમવા તેનો સ્નેહ ઊભરાઈ આવ્યો. કામદેવતાના રાજ્યમાં ચુંબનને જે સ્થાન છે તેનાથી તદ્દન ઊલટું જ અત્રે હતું. ચુંબન તો—જેમ એક દારૂડિયાને તમે સહેજ દારૂ આપો કે વિશેષ પીવાની તેની તલપ વધે તેમ—અધરસ્પર્શ માત્ર—કામ વધારે ઉદ્દીપન કરે—તેવું હોય છે. પોતાના હૃદયમાં એક જાતનો આત્મિક પવિત્ર સ્વપ્નરૂપે આનંદ થઈ આવેલો તેને બહાર દશ્યમાન કરવા માટે એકાએક, પોતાની મેળે સ્ફુરી ઓવતું ચિહ્ન તે આ કુસુમનું ચુંબન હતું. મનરૂપી મંદિરમાંથી પવિત્ર સ્વપ્ન દૂર કરી તેની જગ્યાએ એક સેતાનને પ્રવેશ કરાવવારૂપી કામદેવ, જે ચોર જેવું પ્રથમ પગલું ભરે છે, તે આ ચુંબન ન હોતું. તે ક્ષણે તેના મનમાં કેવા કેવા ગૂંચવણભરેલા વિચાર ઉદ્ભવતા હતા, તથા તેનો આત્મા શું શું અનુભવતો હતો તેની જેઓ કદર કરી શકે તેઓ જ કુસુમના ચુંબનના આ માનસશાસ્ત્રીય ખુલાસાનો ભેદ પામી શકશે.

ગ્રંથકર્તા તો માત્ર આવા દેખાવોનું એક નિર્જીવ ચિત્ર દોરી

શકે અને પછી દરેક વાચકવર્ગને તેના અધિકાર મુજબ એ ચુંબન પરથી ધડો લેવા છોડી દઈ શકે. વળી તેણે એકલી કુમુદને જ આ દેખાવની નિરીક્ષક તથા પરીક્ષક બનાવી છે. સાધારણ વાચકવર્ગને મનુષ્યસ્વભાવને તાબે થઈ, ગ્રંથકર્તા જ્યાં આગળ પોતાનું પુસ્તક પૂરું કરે છે, તેનાથી આગળ જવાની કુદરતી રીતે જિજ્ઞાસા થઈ આવે, અને ત્યાર પછી શું થયું તે જાણવા તે ઇચ્છા બતાવે. કેટલાએક લોકોએ કુસુમ વગેરેનું પછી શું થયું તે વિશે મને સવાલ પણ પૂછ્યા છે, અને કેટલાએકે પોતાની બુદ્ધિ પ્રમાણે સરસ્વતીચન્દ્રનો "વધારો" પ્રસિદ્ધ પણ કર્યો છે. કોઈ કોઈ વખત મને એવી ભલામણ કરવામાં આવે છે કે મારે એ ગ્રંથ ચાલુ જ રાખવો અને કુસુમ તથા સરસ્વતીચન્દ્રનો ગૃહસ્થાશ્રમ બતાવવો. તે લોકોને હું એવો જવાબ આપું છું કે મારા છેલ્લા ભાગને મેં પૂર્ણાહુતિ એવું નામ આપ્યું છે, અને હવે મારી શક્તિ પણ કમી થઈ છે; હવે વિશેષ લખવું તે અત્યાર સુધી કરેલા લખાણને બગાડવા જેવું થાય. મારું કાર્ય ચાલુ રાખી તે સુધારવાની તો શું પણ તે ટકાવી રાખવાની પણ મારામાં હવે તાકાત રહી નથી. દરેક લેખકની જિંદગીના અમુક ભાગ સુધી પોતાનું કાર્ય ઉત્તમ રીતે કરવાની ઈશ્વર તેને શક્તિ બક્ષે છે. મારી તે ઉમ્મર હવે પૂરી થઈ છે, અને મારી ઉમ્મરના આગલા ભાગમાં મેં જે કર્યું છે તેની પવિત્રતા વણસાડવા (તેના પર સંશય આણવા) જેવું હવે હું ઇચ્છતો નથી.

તમારો સ્નેહી,
ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

(૪)

સુરત
તા. ૧૪ – ૩ – ૧૯૦૬

સ્નેહી ભાઈ ગોવર્ધનરામ,

તમારા કાગળ માટે ઘણો ઉપકાર થયો. એક આગલા

ભાગમાં ચન્દ્રકાન્તે કુસુમને માટે આનંદનો ઉદ્ગાર કાઢ્યો હતો તે મારા ધ્યાનમાં છે, કે "અરે! એ જ સરસ્વતીચંદ્રને લાયકની સ્ત્રી નીવડશે." આ ઉપરાંત, જે જે બાબત ઉપર તમે મને લખ્યું છે તે પણ મારા ધ્યાનમાં હતી. પણ જેમ જેમ એ વિષય ઉપર હું વધારે વિચાર કરતો જાઉં છું, તેમ તેમ મને લાગે છે કે કૃષ્ણ, ગોપી અને પદ્માવતીના કૂલની વાતની સંજ્ઞા ખરી હોય તો પણ આપણા હંમેશના સંસારમાં તે મુજબ ચાલવા જઈએ તો તેથી એક એવે ઠેકાણે આવી જવાય કે જેની પેલી મેર જવાનો રસ્તો જ મળે નહિ. જો સરસ્વતીચંદ્ર કૃષ્ણ હોય, જો તે રાગદ્વેષ અને બીજા માયાવી વિકારો રહિત હોય–જો તે ખરેખર અદ્વૈત હોય–તો પછી 'પશ્ચાત્તાપ" એ શબ્દ જ એને લાગુ પાડી શકાય નહિ. અને એના સંબંધમાં પશ્ચાત્તાપના ધોરણ પર કામ પણ લઈ શકાય નહિ; કારણ કે કુમુદના શરીરને સરસ્વતીચંદ્રને પોતાની છાતી સાથે ચાંપવું પડેલું, અને વળી એને આપણા સાધારણ સંસારવ્યવહારમાં રહેવાનું છે. ચોથા ભાગને ૭૯૫મે પાને કુમુદ જોડેના સરસ્વતીચંદ્રના યોગને સંબંધે એક શરત મૂકેલી છે. કુસુમની જોડે શારીરિક અને આત્મિક બન્ને જાતનું જીવન ગાળવું, અને તે જ વખતે કુમુદ જોડે માત્ર આત્મિક સંબંધ રાખવો, એ મારા ધારવા પ્રમાણે તો કદાચિત્ સેંકડો વરસો સુધી આપણા મનુષ્ય જાતના હંમેશના સંસારવ્યવહારનો વ્યાપાર ભાગ્યે જ થઈ શકશે. કુમુદના શરીરને ભેટવા સરસ્વતીચંદ્ર પોતાના મનને કાબૂમાં રાખી શક્યો નહિ, ત્યારે પછી તેને તથા તેની બહેનને પોતાના હૃદયમાં પોતે એકી વખતે બન્ને તરફ નિખાલસ પ્રેમ રાખી, કેમ સ્થાન આપી શકે? તેણે એક યા બીજી બહેન તરફ ગેરવફાદાર થવું જ જોઈએ. આ સંસારના વ્યવહારમાં આપણે પરસ્પર ફરજો બજાવવાની હોય છે. સૂક્ષ્મશરીર એ વ્યાવહારિક જીવનમાં રહે છે, અને સ્થૂલશરીર પર અસર કરે છે, અને તેથી બે સુંદર સ્ત્રીઓ–બન્ને બહેનો–નો સપત્ની તરીકેનો વિચાર–તેઓ પરસ્પર

એક બીજાના સંબંધમાં ન્યૂનતા આણ્યા વગર રહે, તેવી રીતે આપણે કેમ કરી શકીએ? દુનિયામાં આવા બનાવો બનવા અસંભવિત છે, અને માત્ર આધ્યાત્મિક સંબંધે તેનો વિચાર કરતાં એમ લાગે છે કે જે એવા બનાવો બને તો શબ્દો વડે તેનું વર્ણન આપી શકાય નહિ: દુનિયાદારીની નજરે જોતાં કુસુમને લાયક વર મેળવતાં તમને મુશ્કેલી લાગી હોય તો એક નવલકથાકારના અધિકારની રૂએ તમે એને લાયક વર ઊપજાવી કાઢી શકયા હોત, અથવા તો તેને પોતાને સેવિકા બનાવી શકાત.

જો કે હજુ મારો તો અભિપ્રાય એ જ છે કે તમે નિર્દયપણે વર્ત્યા છો, તો પણ એટલું તો નિ:શંક છે કે તમારી બુદ્ધિ ઘણી ફળદ્રૂપ છે. તમારી શક્તિ-પ્રબળ-પ્રખર છે; અને તમારાં પુસ્તકોની અસર જરૂર ઘણી શ્રેયસ્કર થશે. કદાચિત્ તમારી જે પ્રેરણાબુદ્ધિએ તમને આ બનાવો તરફ દોર્યા છે તે અચૂક-ખરી જ હશે; કારણ આવી રીતનો તમારી કથાનો છેડો ન આવ્યો હોત તો અમારા વાચકવર્ગના મનમાં જે ગુસ્સો અને દયા ઉત્પન્ન થયાં છે, કથાનાં પાત્રો માટે જે ખરેખરી લાગણીઓ અસ્તિત્વમાં આવી છે, તે જેટલાં સફળ થયાં છે તેટલાં થાત નહિ. મારા પોતાના તરફથી તો હું તમારો પરમ ઉપકાર માનું છું કે તમારા પુસ્તકમાંથી મને મધુરીનું સુંદર નામ હાથ લાગ્યું છે. આ હોળાની રજામાં એ સુંદર નામની આસપાસ મેં કેટલાક બનાવો ગોઠવવા માંડયા છે, અને જો મને સમય ગળશે તો તો મારા સિંધી વાચકોને માટે તેના પરથી એક નવલકથા હું રચીશ.

તમારો સ્નેહી,

દયારામ ગિડુમલ.

તા. ક.

આરતીવાળા પ્રકરણ પરથી હું એમ સમજું છું કે તમારો ઇરાદો એવું બતાવવાનો હતો કે એક વરસ સુધી એ જોડું માત્ર નામનું જ પરણેલું હતું, અને માત્ર આરતીવાળી રાત્રે કુસુમને પોતાના

પતિ માટે પ્રેમનો ખરેખરો ઉમળકો આવ્યો. જો એમ હોય તો પછી સરસ્વતીચન્દ્રનું શું? એણે કુમુદને સ્થાનભ્રષ્ટ કરવી કે કેમ? એ વાત ખરી છે કે એણે પોતે કહ્યું છે જે હવેથી સરસ્વતીચન્દ્રે તેને માતૃવત્ ગણવી અને સરસ્વતીચન્દ્રે તેને માતા કહી પણ છે. તો પણ એ સર્વ નિર્દયતા નથી? એક માટે ઘડાયેલાં બે હૃદય, એક બીજાની પ્રત્યે આકર્ષાયેલા બે આત્મા, મનથી એક બીજાને વરી ચૂકેલી વ્યક્તિઓને આમ પરસ્પર છૂટાં પાડવાં એ શું કહેવાય? મને તો લાગે છે કે છૂટાછેડા આપનારી કોરટના જજ તરીકે તમે બહુ આપખુદી-ભરેલું કામ કર્યું છે.

તમારી ચોપડી જોડે તમારો પત્ર મેં રાખ્યો છે. એ પત્ર હંમેશ ઘણો કીમતી ગણી તેને હું સાચવી રાખીશ, અને તમારે જ્યારે પણ ખપ પડશે ત્યારે મોકલી દઈશ.

દ. મિ.

×

(૫)

સ્નેહી દયારામ,

તા. ૧૪મીના તમારા પત્રમાં તમે કેટલાક સારા ચર્ચાભર્યા પ્રશ્ન ઊભા કર્યા છે. તેમાંના કેટલાક જ્યારે મેં મારો છેલ્લો પત્ર તમને લખ્યો ત્યારે મારા ધ્યાનમાં ન હોતા, પણ જ્યાં સુધી મને યાદ છે ત્યાં સુધી જ્યારે મેં એ પુસ્તક લખ્યું ત્યારે તે મારી નજરની બહાર હતા નહિ.

સરસ્વતીચન્દ્રે જે શરત કુમુદસુંદરી પાસે પૃ. ૭૯૫ (*૭૯૩) પર મૂકી છે, તે તમારા મતને સબળ કરવા બહુ ઉપયોગી છે. વિશેષે કરીને પૃ. ૭૯૪ (૭૯૨) ઉપર પોતાનાં અંગ્રેજી વાક્યોમાં જે

*નવી આવૃત્તિમાં એટલે ૧૯૦૯ ની આવૃત્તિમાં બે પૃષ્ઠનો ફેર લાગે છે, એટલે જ્યાં ૭૯૫ હોય ત્યાં ૭૯૩ ગણવું, ૭૯૬ હોય ત્યાં ૭૯૪ ગણવું.

અડચણો તેણે દર્શાવી છે તે જોતાં તમારો 'મત' સુદૃઢ કહેવાય. ગરીબ બિચારો ચન્દ્રકાન્ત પોતાની દરખાસ્ત એ પૃષ્ઠને મથાળે તથા છેડે જે સૂચનાઓ જણાવી છે તે ઉપરાંત લઈ જઈ શકતો નથી; અને જ્યારે ૭૯૫ (૭૯૩)મે પાને શરૂઆતમાં સરસ્વતીચન્દ્ર એને માથામાં વાગે તેવો જવાબ આપે છે ત્યારે પોતે હાર ખાધી છે એમ તે કબૂલ કરે છે. આ સંવાદમાં જણાવ્યા મુજબ સરસ્વતીચન્દ્ર અને કુસુમ વચ્ચે દેખીતું લગ્ન કરવાનું નથી, તેમ કુમુદ જોડેના એના યોગ–એની સંયુક્તતા–ને તોડી નાખવાનો પણ નથી. ચન્દ્રકાન્તને આવી "નામના લગ્ન"ની હસવા સરખી દરખાસ્ત કરવાનું કારણ એ હતું કે સરસ્વતીચન્દ્રના મનની સ્થિતિ મરણિયા જેવી થઈ ગઈ હતી; તેમ પોતે જે મુશ્કેલીમાં આવી પડ્યો હતો – કે કુમુદને છોડવી પણ નહિ ને રાખવી પણ નહિ – તે મુશ્કેલીમાંથી ખોટે રસ્તે છૂટી જવું તેના મનને રુચતું ન હતું. પૃ. ૭૯૬ (૭૯૪) પર પોતે ખુલાસો કરી પોતાના મનની સ્થિતિનું કારણ કુમુદને સમજાવે છે, કે તેના તરફથી પોતાની સ્વતંત્રતા કોઈ રીતે જોખમાય એવું જણાતી સૂચના થશે તો તે પોતે સાંભળશે નહિ, તેમ જ સંસારવ્યવહારની દૃષ્ટિએ જોતાં તેના સ્થૂલ યા સૂક્ષ્મશરીર પર કોઈ રીતનો પ્રહાર થાય એવી તે સૂચના હશે તો તે પણ પોતે કબૂલ રાખશે નહિ. ત્યાર પછીને પાને કુમુદ સ્મિત કરી જવાબ આપે છે કે હવે તે એવા ભયની દરકાર કરતી નથી. તે ઉપરથી જણાશે કે પૃષ્ઠ ૭૯૫ (૭૯૩) ઉપર જે શરત વર્ણવેલી છે તે કેવળ કુમુદના શ્રેયને માટે જ હતી એમ એ બન્ને જણાં સમજતાં હતાં. સરસ્વતીચન્દ્રની પોતાની કોઈ પણ પ્રકારની જૂની યા નવી ભાવનાને અંગે શરત ન હતી. પૃ. ૭૯૮—૯૯ (૭૯૬–૭) પર પોતાનો નિર્ણય કેવા પ્રકારનો આવશે તેની કંઈક ગર્ભિત સૂચના કુમુદ કરે છે. એ જ પાને પોતે કહે છે કે હું સ્નેહને અધિક માનું છું, ધર્મને નહિ; અને સરસ્વતીચન્દ્ર ધર્મને અધિક માને છે, સ્નેહને નહિ; છતાં પોતે છેવટ એવો નિર્ણય

લાવશે કે તેથી પોતાનો સ્નેહ તથા નાયકની ધર્મબુદ્ધિ બન્ને સંતોષાય. સરસ્વતીચન્દ્ર જણાવે છે કે જેમાં તેને સ્વાર્પણ કરવું પડે, પોતાનો ભોગ આપવો પડે એવો તોડ તેણે કાઢવો જ નહિ: માત્ર એટલી મર્યાદામાં રહી બીજી જે કાંઈ ઇચ્છા તે દર્શાવશે તે પોતે ઉપાડી લેવા તૈયાર છે; કારણ "તમારી ઇચ્છા પ્રમાણે સુવૃષ્ટ થવું એ મારો સ્વભાવ જ બંધાયેલો સમજજો." (પૃ ૭૯૯?–૯૭). આ પ્રકરણનું મથાળું " કાંઈક નિર્ણય અને નિશ્ચય" એવું કરેલું છે. હું ધારું છું કે કુમુદે આ પ્રમાણે સરસ્વતીચન્દ્રની ચિકિત્સા કર્યા પછી — એટલે કે તે સ્નેહ કરતાં ધર્મને અધિક સમજતો હતો તે જાણ્યા પછી – નવલકથાકારને પરિણામે માત્ર એક જ રસ્તો ખુલ્લો રહે છે, કે નાયકના મનની ખરેખરી ભાવના-અને તે પણ વળી એવો નાયક કે જેણે વારંવાર ખુલ્લા શબ્દોમાં (પૃ. ૭૯૮–૯) (?૭૯૬–૭૭) જણાવેલું કે તેને પોતાને માટે કાંઈ ઇચ્છા ન હોતી, તેવા નાયકની ભાવના–ને જાણનાર અધિકારિણીએ જે ઔષધોપચાર બતાવેલો તે કરવો. પૃ. ૭૯૫ પરની શરતમાં અલબત્ત ઉપર બતાવેલે દરજ્જે પૃ. ૭૯૮ પર ફેરફાર થાય છે.

જે પ્રસંગથી ઉપર મુજબ વાર્તાનો છેડો આણેલો તે વિચારવાનું સ્પષ્ટીકરણ કરવા આટલું લખાણ કર્યું છે; જો કે આટલી લાંબી મુદતે તે વિચારોની યાદદાસ્ત તાજી કરવા અત્ર હું પ્રયત્ન જ કરી શકયો છું. એ પરિણામ યોગ્ય છે કે અયોગ્ય તે હવે મારા અધિકારની બહારની વાત છે; કારણ તેનો નિર્ણય તો થઈ ગયો છે. અને હવે, મારું મગજ યા મારું હૃદય એ પુસ્તક લખતી વખતે જે જે ભાવનાઓ વડે અંદોલાતું હતું તે ભાવનાઓથી આજે જ્યારે રહિત છે તે વખતે, એ પરિણામ મારાથી ફેરવી શકાય યા ફરીથી ધ્યાનમાં લઈ શકાય એવું નથી. કુદરતી રીતે જોતાં તમારી ટીકા તદ્દન સાચી લાગે છે; પરંતુ આખી દુનિયા જેને કુદરત ગણી તે પ્રમાણે ચાલે છે તેવી કુદરતની સામે, ઘણા પ્રકારનો બળવો તેનું નામ તે

'હિંદુતા' અથવા "હિંદુપણું." આપણે કેળવાયેલા હિંદુઓ, એ કુદરત અને એ બળવો એ બેની વચ્ચે હીંચકા ખાઇએ છીએ. જ્યારે મેં મારી વાર્તાનાં મુખ્ય પાત્રો ગોઠવવા માંડ્યાં ત્યારે આ હીંચકાની ગતિ તથા તેની અસરની મેં ગણતરી કરી હતી. કેટલીક જગ્યાએ તો જાણી જોઈને જ એવા પરસ્પર વિરુદ્ધ પ્રસંગો આણ્યા છે. એ પ્રસંગો જે આપણા હિન્દુ સંસાર ઉપર એ આંદોલનની અસર આપણે સમજી શકીએ તો જ તેને બંધબેસતા થઈ શકે. એ અસર તે માત્ર આપણા સંસાર સંબંધે તો શું પરંતુ આપણા આશય, અને વખત જતાં તેના સ્વભાવ, બળ અને નબળાઈને લીધે તેનું આખર જે પરિણામ લાવશે તેથી આખી દુનિયા ધડકશે.* તમારા જેવો બળવાન ટીકાકાર તો માત્ર મેં જે આધાર પકડી આ પુસ્તક રચ્યું છે તે આધાર અને તેના પરિણામ સંબંધે ટીકા કરી આ ગ્રંથકર્તાને મદદ કરી શકે.

બીજા તો કશું સમજ્યા વગર આવા મુદ્દા ઊભા કરે છે તેને ઠેકાણે તમેં તે જ મુદ્દા આવી બુદ્ધિશાળી રીતે ઊભા કરો છો તે જોઈ મને ઘણો આનંદ થાય છે. એવાઓને તો માત્ર હું હસીને અથવા તો તેમના ઉપરચોટિયાપણાને લાયક ઉપરચોટિયાપણાથી જ જવાબ આપી પતાવું છું; પણ આપણી બેની વચ્ચે એ મુદ્દાઓ પર વિવેચન એવી ઉપરચોટિયા રીતે થતું ન હોવાથી મેં મારા એક કૉલેજમાં શીખતા મિત્રને× આ પત્રોની નકલ કરી લેવા દીધી છે, કારણ તેને એમ લાગે છે, કે એ કાગળો સંગ્રહી રાખવાથી વખતે કોઈ દહાડો તે ઉપયોગી થઈ પડશે. મારા પર આવતા પત્રો તો હું રાખી મૂકું છું, પણ મારી તરફથી લખાતા કાગળોની નકલ મારાથી કરાવાઈ શકાય તેમ ન હોવાથી માત્ર અપવાદ તરીકે જ આ અને

*આ વાક્યનો આશય અંગ્રેજીમાં જ ગૂંથવાયેલો છે, અને તથા તેનું સ્પષ્ટીકરણ અત્રે થઈ શક્યું નથી.

×રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

લાવશે કે તેથી પોતાનો સ્નેહ તથા નાયકની ધર્મબુદ્ધિ બન્ને સંતોષાય. સરસ્વતીચન્દ્ર જણાવે છે કે જેમાં તેને સ્વાર્પણ કરવું પડે, પોતાનો ભોગ આપવો પડે એવો તોડ તેણે કાઢવો જ નહિ. માત્ર એટલી મર્યાદામાં રહી બીજી જે કાંઈ ઇચ્છા તે દર્શાવશે તે પોતે ઉપાડી લેવા તૈયાર છે; કારણ "તમારી ઇચ્છા પ્રમાણે સુરૂપ થવું એ મારો સ્વભાવ જ બંધાયેલો સમજજો." (પૃ ૭૯૯?–૯૭). આ પ્રકરણનું મથાળું "કાંઈક નિર્ણય અને નિશ્ચય" એવું કરેલું છે. હું ધારું છું કે કુમુદે આ પ્રમાણે સરસ્વતીચન્દ્રની ચિકિત્સા કર્યા પછી — એટલે કે તે સ્નેહ કરતાં ધર્મને અધિક સમજતો હતો તે જાણ્યા પછી – નવલકથાકારને પરિણામે માત્ર એક જ રસ્તો ખુલ્લો રહે છે, કે નાયકના મનની ખરેખરી ભાવના–અને તે પણ વળી એવો નાયક કે જેણે વારંવાર ખુલ્લા શબ્દોમાં (પૃ. ૭૯૮–૯) (?૭૯૬–૭૭) જણાવેલું કે તેને પોતાને માટે કાંઈ ઇચ્છા ન હોતી, તેવા નાયકની ભાવના–ને જાણનાર અધિકારિણીએ જે ઔષધોપચાર બતાવેલો તે કરવો. પૃ. ૭૯૫ પરની શરતમાં અલબત્ત ઉપર બતાવેલે દરજ્જે પૃ. ૭૯૮ પર ફેરફાર થાય છે.

જે પ્રસંગથી ઉપર મુજબ વાર્તાનો છેડો આણેલો તે વિચારવાનું સ્પષ્ટીકરણ કરવા આટલું લંબાણ કર્યું છે; જો કે આટલી લાંબી મુદતે તે વિચારોની યાદદાસ્ત તાજી કરવા અત્ર હું પ્રયત્ન જ કરી શક્યો છું. એ પરિણામ યોગ્ય છે કે અયોગ્ય તે હવે મારા અધિકારની બહારની વાત છે; કારણ તેનો નિર્ણય તો થઈ ગયો છે. અને હવે, મારું મગજ યા મારું હૃદય એ પુસ્તક લખતી વખતે જે જે ભાવનાઓ વડે અંદોલાતું હતું તે ભાવનાઓથી આજે જ્યારે રહિત છે તે વખતે, એ પરિણામ મારાથી ફેરવી શકાય યા ફરીથી ધ્યાનમાં લઈ શકાય એવું નથી. કુદરતી રીતે જોતાં તમારી ટીકા તદ્દન સાચી લાગે છે; પરંતુ આખી દુનિયા જેને કુદરત ગણી તે પ્રમાણે ચાલે છે તેવી કુદરતની સામે, ઘણા પ્રકારનો બળવો તેનું નામ તે

'હિંદુતા' અથવા "હિંદુપણું" આપણે કેળવાયેલા હિંદુઓ એ કુદરત અને એ બળવો એ બેની વચ્ચે હીંચકા ખાઇએ છીએ. જ્યારે મેં મારી વાર્તાનાં મુખ્ય પાત્રો ગોઠવવા માંડ્યાં ત્યારે આ હીંચકાની ગતિ તથા તેની અસરની મેં ગણતરી કરી હતી. કેટલીક જગ્યાએ તો જાણી જોઈને જ એવા પરસ્પર વિરુદ્ધ પ્રસંગો આરચ્યા છે. એ પ્રસંગો જો આપણા હિન્દુ સંસાર ઉપર એ આંદોલનની અસર આપણે સમજી શકીએ તો જ તેને બંધબેસતા થઈ શકે. એ અસર તે માત્ર આપણા સંસાર સંબંધે તો શું પરંતુ આપણા આશય, અને વખત જતાં તેના સ્વભાવ, બળ અને નબળાઈને લીધે તેનું આખર જે પરિણામ લાવશે તેથી આખી દુનિયા ધડકશે.* તમારા જેવો બળવાન ટીકાકાર તો માત્ર મેં જે આધાર પકડી આ પુસ્તક રચ્યું છે તે આધાર અને તેના પરિણામ સંબંધે ટીકા કરી આ ગ્રંથકર્તાને મદદ કરી શકે.

બીજા તો કશું સમજ્યા વગર આવા મુદ્દા ઊભા કરે છે તેને ઠેકાણે તમેં તે જ મુદ્દા આવી બુદ્ધિશાળી રીતે ઊભા કરો છો તે જોઈ મને ઘણો આનંદ થાય છે. એવાઓને તો માત્ર હું હસીને અથવા તો તેમના ઉપરચોટિયાપણાને લાયક ઉપરચોટિયાપણાથી જ જવાબ આપી પતાવું છું; પણ આપણી બેની વચ્ચે એ મુદ્દાઓ પર વિવેચન એવી ઉપરચોટિયા રીતે થતું ન હોવાથી મેં મારા એક કૉલેજમાં શીખતા મિત્રને× આ પત્રોની નકલ કરી લેવા દીધી છે, કારણ તેને એમ લાગે છે, કે એ કાગળો સંગ્રહી રાખવાથી વખતે કોઈ દહાડો તે ઉપયોગી થઈ પડશે. મારા પર આવતા પત્રો તો હું રાખી મૂકું છું, પણ મારી તરફથી લખાતા કાગળોની નકલ મારાથી કરાવાઈ શકાય તેમ ન હોવાથી માત્ર અપવાદ તરીકે જ આ અને

*આ વાક્યનો આશય અંગ્રેજીમાં જ ગૂંચવાયેલો છે, અને તેથી તેનું સ્પષ્ટીકરણ અત્રે થઈ શકતું નથી.

×રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

આગલા કાગળોની નકલ રાખી છે, માટે એવા પત્રો પાછા મોકલવાની તમારે જરૂર નથી.

તમે જે બીજા વિષયો ઉપર ચર્ચા ચલાવી છે, તે વિશે મારો ખુલાસો એવો છે, કે હું એવી જ્ઞાતિમાં જન્મેલો છું કે જેમાં માત્ર એક જ સ્ત્રી પરણવાની છૂટ છે. જો ધણી પહેલીની હયાતીમાં બીજી સ્ત્રી પરણે તો તેના ઉપર ફોજદારી ગુનો કર્યાનું કામ પહેલી સ્ત્રી ચલાવી શકે. વળી, તમારું કહેવું પણ એમ નથી કે મારા નાયકને બે સ્ત્રી પરણવાનો ઇરાદો હતો. તમારી કહેવાની મતલબ હું એમ સમજું છું કે સ્નેહના ઉચ્ચ સિદ્ધાંત મુજબ સરસ્વતીચન્દ્ર બે સ્ત્રી પરણ્યો કહેવાય. યુરોપ સંબંધી વિચાર કરતાં તેનાથી એક ઊલટો જ દાખલો તમને હું બતાવું; વળી ત્યાં પોતાની જોડે જેનો વિવાહ થયેલો તેવી સ્ત્રીને એક મોટા ભાઈએ પોતાના નાના ભાઈ જોડે એવા કારણથી પરણાવી દીધી કે તે બાઈને પોતાને જો કે તે બાબતનું ભાન હતું નહિ, તોપણ ખરી રીતે તે નાના ભાઈને જ ચાહતી હતી. (વિઝેટેલીનું 'ઝોલા'નું પેરિસનું ભાષાંતર–૧૮૯૮, પુસ્તક ૪, ભાગ ૫; પૃ. ૩૭૫). મને એ વિશે ચોક્કસ ખાતરી તો નથી, તોપણ જ્યારે મેં મારી વાર્તાનો આવી રીતે અંત આણ્યો, ત્યારે મને લાગે છે કે એ બનાવ મારા ધ્યાનમાં હોવો જોઈએ. શેક્સપિયરના "મચ એડો અબાઉટ નથિંગ" વાળા નાટકમાં બેનેડીક્ટ અને બિએટ્રીસ જે રીતે એક બીજા જોડે પ્યારમાં પડે છે તેનો દાખલો લેતાં, હિન્દુ ફિલસૂફને જણાયા વગર રહેશે નહિ કે માત્ર સ્થૂલ પ્રેમ ઉપર પાયો રચી એક જાતની બનાવટી સભ્યતા બતાવવી તે નિરર્થક મહેનત કરવા જેવું છે. સંસારવ્યવહારની પ્રથાને હું ન ગણકારતો હોઉં તેમ તમને માત્ર આ અભિપ્રાય ઉપરથી લાગશે; પરંતુ કુમુદે એને માટે જે નિશ્ચય કર્યો તેને શાંતિથી નાયક તાબે થયો. તેમ કરતાં તે પોતે પોતાની જાત તરફ ક્રૂરતાથી વર્ત્યો એ બાબતમાં તેના મનની સ્થિતિ કેવી

હશે તેનો ખુલાસો તમને એમાંથી મળશે; કારણ ઉપર બતાવેલા ફકરામાં "મેરી"ના મનની સ્થિતિ પણ એવી જ હતી.

પોતાને ઘેર મહેમાન-અતિથિ-આવે તેના પ્રત્યે જે ધર્મ સંસારીએ-ગૃહસ્થોએ બજાવવાનો છે તે ધર્મ લક્ષમાં રાખી, બરેબરી રીતે તો મારી વાર્તાનાં પાત્રોની નૈતિક ભાવના મેં ચીતરી છે. ચોથા ભાગના ૨૫મા પ્રકરણમાં 'સાધુજનોના' એ વિષેના સનાતન ધર્મનું મેં વર્ણન આપ્યું છે. સાધુજનના એ નિયમ મુજબ દરેક માણસે પોતાના સંબંધમાં આવતાં હરકોઈ સ્ત્રી પુરુષને પોતાનાં અતિથિ-મહેમાન તરીકે ગણવાં; અને તેમના કરેલા આતિથ્યના સંબંધમાં કોઈ પણ રીતના બદલાની આશા ન રાખવી એવું મેં જણાવેલું છે. તેમ વળી **ચિરંજીવ શૃંગ** ઉપર એ બન્ને જણાંએ જે રાત્રિઓ ગાળેલી, તેમાં પણ કુમુદને શાથી સુખ થશે એ શોધી કાઢવા સરસ્વતીચંદ્ર મંડ્યો રહેલો અને સરસ્વતીચન્દ્રને શાથી દુઃખ થશે તે શોધવા કુમુદ મચેલી રહેલી. આ મતલબ પાર પાડવા એ બેમાંથી દરેક જણ તૈયાર હતું. તેમ જ પોતાની ખાતર સામાને કોઈ રીતનો ભોગ આપવો ન પડે તેવી રીતે ચાલવા ફિકર રાખતું. તેઓ એક બીજાને માટે ધારતાં કે તેમનામાં સાધુજનનું બળ છે; અને માત્ર એકના માનસિક તાપને લીધે વખતે તેના દઢ નિશ્ચય નબળા પડી જઈ, બીજાના જોવામાં આવતાં તેની દઢતાને ધોકો પહોંચે, અને તે પણ અંતે પોતાનું જોર ખોઈ બેસે, તેવું ન થાય તે માટે ગાઢ પ્રયત્ન કરતાં. આટલું છતાં, પણ જો તેમ કર્યાથી તે બીજું, તેથી સુખી થાય એમ લાગે તો પોતાની સાધુતાનો ભાગ કરી તે બીજાના શારીરિક વલણને તાબે થવા દરેક તૈયાર હતું. પરંતુ આ યુગલમાંથી બન્ને એક બીજાને પરસ્પર નબળાઈનો ભોગ થઈ પડતાં અટકાવે છે, એ અંતે પરિણામ આવે છે.'નાનું બાળક ચાલતાં શીખતા પહેલાં ઉંધાં ખાઈ, પડે આખડે છે, તેવી રીતનો સરસ્વતીચન્દ્ર તથા કુમુદનો શરીરનો ક્ષણિક

સ્પર્શ–એક બીજાને એ જે થોડો વખત ભેટેલાં તે–ગણવાનો છે. એ સ્પર્શ જાણી જોઈ થયેલો નહિ, પણ તેમની વગર ઇચ્છાએ થયેલો. બાળકનાં એ ઠેબાંની માફક કુમુદ અને સરસ્વતીચન્દ્રને પ્રેમને અંગે એ શારીરિક સ્પર્શનો જે કાંઈ આનંદ યા આહ્લાદ થયેલો તે વગર માગે આવેલો, અપ્રિય થઈ પડેલો, તેની સામું થવા તેમણે પ્રયત્ન કરેલો, અને છેવટ વધારે ઉચ્ચ સ્થિતિ પામી તેનો તેમણે વિનાશ કરવા ધારેલો. જેમ રેતી પર પગલાં પડે છે, તે પગલાં પાડનાર માણસને પણ ભાગ્યે દેખાય છે, તેમ એ સ્પર્શ પણ માત્ર ઝાંખો અને ક્ષણિક હતો, તેના ઉપર વિશેષ કાળ ગુમાવવા તેઓ રાજી ન હતાં. **ચિરંજીવ શૃંગ** ઉપરના બનાવોનો ખરેખરો પ્રતિહાસ ટૂંકામાં કહીએ, તો એ જ છે, કે કુમુદ અને સરસ્વતીચન્દ્ર બન્ને જણાં શરીરવિરુદ્ધ આત્માના ગાઢ સંગ્રામમાં ગુંથાયેલાં હતાં. એ બન્ને લડવૈયા–શરીર અને આત્મા–એ પોતાનાં મજબૂતમાં મજબૂત હથિયારો રણક્ષેત્રમાં વાપર્યાં હતાં અને એ લડાઈમાં અંતે આત્માની પૂરેપૂરી જીત થઈ, અંતે તેણે શરીરને કચડી નાંખ્યું. બન્ને જણાં જે વખતે જુદે જુદે દરવાજેથી એ ગુફામાં ગભરાતાં ગભરાતાં પેઠાં અને જે વખતે લોકકલ્યાણના વિશેષ ઉચ્ચ આશય સાથે તેઓ ત્યાંથી બહાર નીકળ્યાં, એ અરસામાં તેમના હૃદયમાં જે મોટો ફેરફાર થઈ ગયો તે એ જ છે. મનની અંદર અત્યાર સુધી જે તોફાન ઊઠતાં હતાં અને બહારની–સંસારની બાબતમાં–જે તેમને બીક રહેતી હતી તેનાથી તેઓ તદ્દન વિરક્ત થઈ ગયાં. પહેલા ભાગના મુખપૃષ્ઠની પાછળ જે અંગ્રેજી કવિતાનું અવતરણ કર્યું છે તેમાં કહ્યા પ્રમાણે મનુષ્યજાતિની "નબળાઈ, ભૂલ અને યુદ્ધ"ના સમયનો અંત આવે છે, અને એ જ પાને આપેલા "નાજુક સુંદર આકાશી ફૂલ", અને "ઊંચી રાત્રિના તારલા" સંબંધે જે સ્થિતિ વર્ણવેલી છે તે સ્થિતિનો તેઓ લાગ કરે છે; કારણ "આકાશી ફૂલ"–કુમુદ નમી અને પછી સુકાઈ જવાની

સ્થિતિથી મોકળા થઈ ગઈ છે અને એકાંત દેખાતો તારો—સરસ્વતીચન્દ્ર જે "અત્યાર સુધી ઊંચી રાત્રિ પર ચડતો" આમ-તેમ ફર્યા કરતો હતો, તે પૂરવેગથી ફરતું ન અટકાવી શકાય એવી રીતનું આકાશ તેને ખેંચી આગળ લઈ જાય તે પહેલાં તો એ "દિવ્ય અંધારા"માંથી "દિવ્યપ્રકાશ"માં આવી ગયો છે. સને ૧૮૮૫માં જ્યારે બે પાત્રો મેં ઊપજાવી કાઢ્યાં ત્યારે આવી જાતની કસોટીમાં તેમને કસવાની મારી મતલબ હતી; અને સને ૧૯૦૦માં એ કસોટીના પરિણામનું રૂપ જે રીતે વાચક આગળ મુકાયું છે, તે જ રૂપે એ વાર્તાનો અંત લાવવો એ મારી નજરમાં ઠીક લાગ્યું છે.

એ વાત ખરી છે, કે આ બન્ને આત્માઓનો આવી રીતનો વિજય કેટલાકને માત્ર હવાઈ એટલે કે દુનિયામાં સંભવિત નહિ તેવો—અને અસ્વાભાવિક લાગશે. આ મત ખરો હોય તોપણ મારું કહેવું એમ છે કે મારાં નાયક અને નાયિકા બન્નેએ **ચિરંજીવ શૃંગ** ઉપર જે વિજય મેળવ્યો, તેનું કારણ એ છે, કે ત્યાં વિષ્ણુદાસજીના યોગ-સમાધિના બળ વડે હાજર થયેલાં ઉચ્ચ પ્રકારનાં સ્વરૂપો-ફિરસ્તાઓના ખાસ રક્ષણ નીચે તેઓ હતાં, અને એવી રીતનો (બનાવટી) ઉદ્દેશ પોતાના વાચકના ધ્યાનમાં ઉતારી શકે તેવી જાતની ગોઠવણ કરી પોતાની વાર્તાની ખૂબીમાં વધારો કરવા અસંભવિત વાતોનું ઉમેરણ કરવાની એક વાર્તા લખનારને છૂટ છે. અસલ ઋષિઓનાં સંતાન એવા આપણે હિન્દુઓ, ખરી કે ખોટી રીતે (મારા મત પ્રમાણે તો ખરી રીતે) આપણા ઉચ્ચ આશયોને આ જિંદગીમાં નહિ તો આવતી જિંદગીમાં મનુષ્યદેહે પ્રાપ્ત કરવાના ઉદ્દેશ તરીકે ગણીએ છીએ. એ ઉદ્દેશ પછી આકાશના તારા કે પૃથ્વી પરના હીરા મેળવવા સારુ હોય, તો હું તો તે તારા પકડવાને જ પ્રયત્ન કરું. પછી એવા ઉચ્ચ આકાશ ઉપર ચડવું અશક્ય હોય તો પણ શું થયું? અને જેને મોટાં-ઉમ્મરે વધેલાં છોકરાં—હીરા કહે છે તેને પડતા મૂકું. યુરોપના વાર્તાકારો અને શાસ્ત્રીઓ માત્ર પૃથ્વીના દ્રવ્ય અને

માણસની પશુસરખી જિંદગી સંબંધે જ મચ્યા રહે છે. આપણે હિન્દુસ્તાનમાં મનુષ્યના સ્વભાવનું ખરું અંગ તેને પશુવૃત્તિ નહિ પરંતુ તેને ધાર્મિક કહેતાં ઉચ્ચ વૃત્તિ ગણતા આવ્યા છીએ. મનુષ્યમાં પશુવૃત્તિ ઉપરાંત બીજું કાંઈક પણ છે. અને તેટલા માટે હું હંમેશ એ વાત ધ્યાનમાં રાખું છું કે એ બીજી કંઈક વિશેષતા અને નહિ કે એ પશુપણું મારામાં હોય તો સારું; કારણ માણસના સ્વભાવમાં જે પશુવૃત્તિ છે તે, આપણને ગમે કે ના ગમે તોપણ, પોતાની સંભાળ લઈ શકે તેમ છે. આપણી ઉચ્ચ વૃત્તિઓને જ ખાસ સંભાળની જરૂર છે; અને તેથી તેને વિષે જ, મારા પુસ્તકોના ઘણા ભાગમાં મેં ઘણી મહેનત લઈ લખાણ કર્યું છે.

તમે જે બાબત પર ટીકા કરી છે અને મુદ્દા ઊભા કર્યા છે તેને માટે આ ઉપલા વિચારો તમને વખતે અસંબદ્ધ લાગશે; પરંતુ હવે એ બાબતનો જવાબ લખું છું, અને તેમ કરતાં એ વિચારો ઉપયોગમાં લઈશ.

કવિ તરંગશંકર અને કુસુમ જાણે કૃષ્ણને જવાબ આપતાં હોય તેવી રીતે મેં દર્શાવ્યાં છે; પરંતુ તેમ કરવામાં મારી મતલબ કૃષ્ણને સંબંધે જે પુરાણ ઊભું થયું છે તેનો "ખરો અર્થ" શું છે તે બતાવવાની ન હતી. જેમ કૃષ્ણ ગોપીઓની સંભાળ રાખતા હતા તેમ આપણો નાયક મુંબઈ છોડ્યા પહેલાં પોતાના તન, મન અને ધનથી સ્ત્રીઓ તથા કેળવાયેલા માણસોને મદદ કરતો હતો. તે વખતે જે કામ એણે નાના પાયા ઉપર ઉપાડ્યું હતું તેજ કામ હવે–સંસારમાં પાછા ભળ્યા પછી મોટા પાયા ઉપર અને સંસારમાં પોતાનું જે સર્વસ્વ હતું તેનો ત્યાગ કરી કરવા માંડ્યું. અને તેથી જ તેની સંભાળ નીચે રહેતો કેળવાયેલો વર્ગ ગોપીવૃંદના જેવો હતો. તેઓ એને ચાહતા અને એ તેઓને ચાહતો. આવી રીતનો દેખાવ જે માત્ર ચિત્રમાં જ જોવામાં આવે તે પોતાની નજર આગળ તાદૃશ ખડો થયેલો જોઈને જ કુસુમે તેની આરતી

ઉતારેલી, અને ગોપિકાના ગીતમાંનો શ્લોક ગાયેલો. રાગદ્વેષના પ્રશ્નને આ બાબત જોડે કશો સંબંધ નથી. પરંતુ જ્યારે કુમુદ તેને છોડી દે છે અને કુસુમ તેને સ્વીકારે છે ત્યારે એ બાબત ઉપર તે તુચ્છતાભરી નજરે જુએ છે, તે વખતે એણે રાગદ્વેષનો ત્યાગ અત્યન્ત પૂરેપૂરો કરેલો કહેવાય. ચિરંજીવ શૃંગ ઉપર એની મનોવૃત્તિઓમાં જે ફેરફાર થઈ ગયો, તેના પરિણામરૂપે સ્નેહ એ જ માત્ર દરેક વ્યક્તિ પાસે અમુક કાર્ય કરાવે છે એ વાત તેના મનમાંથી નાશ પામી ગઈ હતી અને મહાન ઈશ્વરની કૃતિ કુદરતને લીધે જે એનો પ્રવાહપતિત ધર્મ થઈ પડ્યો, તેને પણ તે માત્ર પોતાના ધર્મ, પોતાની ફરજ-તરીકે જ બજાવવા તે તૈયાર હતો. કુમુદ પ્રત્યે પોતાનો માનેલો ધર્મ પોતાને બજાવવાનો છે, તે વૃત્તિને તાબે થઈને જ તે કુસુમને સ્વીકારે છે અને એ વૃત્તિની ઉત્પત્તિ એના "પશ્ચાત્તાપ" વડે જ થયેલી. એના જેવાના "પશ્ચાત્તાપ"ને પણ રાગદ્વેષ જોડે કશી લેવાદેવા નથી. પોતે કુમુદને ઘણા સંતાપનું સાધન થઈ પડેલો એવા જ્ઞાનનો એને ભાસ થતાં, તેને તે બદલ પોતાનાથી બને તેટલો-જેટલો તેને પૂરતો લાગે તેટલો-સંતોષ આપવો એ પોતાનો ધર્મ છે, એ વિચાર તેને આવતાં, આ વૃત્તિ તેનામાં ઉદ્ભવેલી. પોતાની કસોટીને લીધે એ પોતે રાગદ્વેષથી વિરક્ત થયેલો એ વાત ખરી; પરંતુ પાપપુણ્ય પણ ન ગણવું એટલે બધે દરજ્જે તો નહિ; દાખલા તરીકે, **પુણ્યપાપે વિશીર્ણે** એવું જે કહેવાય તેટલે દરજ્જે નહિ. પોતે કુમુદ પ્રત્યે પાપ કર્યું છે, એવું તેને લાગે છે, અને તેથી તે પાપના પ્રાયશ્ચિત્ત તરીકે પોતે કુસુમને કબૂલ કરે છે. પોતે જો કુસુમને સ્વીકારે તો તેથી કુમુદ પ્રત્યે એક જાતની ક્રૂરતા થશે, કુમુદને ગેરઇન્સાફ થશે એમ ગણી એક વખતે તેને લેવાની પોતે ના પણ પાડેલી; અને તે વખતે પોતાના હૃદયની સ્નેહશૂન્યતા અથવા તો પ્રવાહપતિત ધર્મ બન્નેમાંથી એકેએ તેને એ નવી ધૂંસરી કબૂલ કરવાનું સૂચવેલું

નહિ. ઊલટું કુસુમને તેમ જ પોતાને અવિવાહિત જિંદગી કેટલી પસંદ હતી તે એ જાણતો હતો. ચિરંજીવ શૃંગ ઉપર કુમુદનો ફેરફાર–કુમુદનાં પોતાનાં તેમ જ સરસ્વતીચંદ્રનાં સ્વપ્નોનું રહસ્ય ખુલ્લું કરી કુસુમના હૃદયને વિનવી તથા એના મગજને સતેજ બનાવી, કુમુદે કુસુમની દૃષ્ટિ આગળ એક નવી જ વિચારશક્તિ પ્રગટ કરી તથા નાયકની સમક્ષ એક નવો જ પ્રવાહપતિત ધર્મ રજૂ કરવો–એ એક જાતનું એવું સ્વાભાવિક પરિણામ છે, જેનો જોટો 'મુદ્રારાક્ષસ' નાટકના પરિણામમાંથી મળી આવે છે. ચન્દ્રગુપ્તની દીવાનગીરી તેમાં રાક્ષસને આપવામાં આવે છે. અને જો નવા ધર્મની વૃત્તિનો પ્રકાશ એકાએક તેના મન ઉપર (સરસ્વતીચન્દ્રની માફક) ન પડ્યો હોત તો તે કદી પણ એ ધૂંસરી કબૂલ કરત નહિ.

જેવી રીતે આ વાર્તાનો છેડો આવે છે તેવી રીતે એટલે કે સરસ્વતીચંદ્ર કુમુદ જોડે માત્ર માનસિક અને કુસુમ જોડે માનસિક અને શારીરિક બન્ને પ્રકારનો સંસાર માંડે છે—કારણ સ્થૂલ ને સૂક્ષ્મ એ પરસ્પર એક બીજા ઉપર હંમેશ અસર કર્યા કરે છે—આપણો સાધારણ સંસાર—મનુષ્યજાતિની હંમેશની જિંદગી—કોઈ દહાડો એ વિના ચાલવાનો નથી, આ તમારું કહેવું પૂરેપૂરું ખરું છે. પરંતુ સ્થૂલસૂક્ષ્મનો એ પરસ્પર સંબંધ સરસ્વતીચંદ્ર, કુમુદ અને કુસુમના મનથી દૂર નથી, એ વિશે ચોથા ભાગના પૃ. ૮૨૯ (૮૨૬,૭?) ઉપર હું તમારું ધ્યાન ખેંચું છું: એ બે બહેનોના સંભાષણનો મતલબ નીચે મુજબ છે:—

૧. જો સરસ્વતીચંદ્ર જોડે કુસુમ લગ્ન કરશે, તોપણ કુમારી તરીકે જિંદગી ગાળવાનો તેનો જે અભિલાષ છે તેને હાનિ નહિ આવે એવું જે કુમુદ કહે છે, તે તેને ગળે ઊતરતું નથી. એના અભિપ્રાય પ્રમાણે વિવાહિત જિંદગી અને એવી સ્વતંત્રતા એ પરસ્પર વિરુદ્ધ વાત હતી.

૨. કુમુદને પોતાની નીતિ નબળી લાગતી હતી, અને પોતાનું

જે રક્ષણ થયું-પવિત્રતા જળવાઈ—તે માત્ર સરસ્વતીચંદ્રની ઇચ્છા ને બળને જ લીધે હતું એમ તે માનતી હતી. અને ગિરિશૃંગ ઉપર જે ચાર કઠણ રાત્રિ પોતે તેની જોડે ગાળી હતી તેના અનુભવ ઉપરથી તે ખાતરીપૂર્વક કહી શકતી હતી, કે જો કુસુમને પણ સ્વતંત્ર-સ્પર્શ-દોષરહિત રહેવું હશે તો તે તેને તેમ રાખી શકશે

૩. કુમુદ એ પ્રમાણે પવિત્ર રહેલી તે વાત કુસુમ માને છે; પણ તેમ થવાનું કારણ તેના અભિપ્રાય મુજબ કુમુદનું પોતાનું નૈતિક બળ, સરસ્વતીચંદ્રનું નહિ.

૪. કુસુમ પોતાના અભિપ્રાયને એટલી મજબૂત રીતે વળગી રહેલી કે જેથી તેણે કુમુદને માત્ર કંટાળો ખાઈને પણ પોતાના સંભાષણનો આ ભાગ અટકાવવાની ફરજ પાડેલી

હું ધારું છું કે મોહ લાલચ-અને નૈતિક અશક્તિ સંબંધે તમારા વિચારો આનાથી આગળ તો નહિ જ ગયા હોય. હવે જો પોતાની ઇચ્છાને તાબે થઈ કુસુમ લગ્ન કરે તો કુમુદ પોતાની જિંદગીનો બાકીનો ભાગ કેમ ગાળવા માગે છે? પોતે જે યાદી બનાવી કાઢે છે તેમાં સરસ્વતીચંદ્રથી બને તેટલા દૂરના પ્રદેશોમાં પોતે રહેવા માગે છે; પોતાનાથી બને તેટલાં કલ્યાણકારી કામો કરવામાં પોતાની જિંદગીનું સાર્થક્ય માને છે; અને માત્ર દૂર રહ્યે રહ્યે નાયકનાં સ્વપ્નોનું ફળ જોઈ તેમાં પોતાનું શ્રેય થયેલું માને છે. પહેલા ભાગના પાના ૩૩૦-૩૩૧ પર જે કાગળ આપ્યા છે તેમાં જે કવિતા લખી છે, તે વખતથી જ આવી જાતનું દૂર રહ્યે રહ્યે અનુભવવાનું સુખ પ્રાપ્ત કરવાની તેની અભિલાષા હતી. પ્રયાગ આગળ યમુનાનું મુખ અને દરિયા પાસે ગંગાનું ત્રિકોણાકાર મુખ એ બે વચ્ચે જેટલું અંતર અને જેવું છેટું રહે છે, તેવા સલામતીભરેલા છેટાથી સરસ્વતીચંદ્ર અને કુસુમના સંયુક્ત કાર્ય તરફ પત્ર વગેરે લખી, દૃષ્ટિ કરવા કુમુદની ઇચ્છા છે. આ ઉત્તેજન ને સૂચના—કુસુમ-ગંગા—જે સીધી રીતે રત્નાકર એટલે સરસ્વતીચંદ્ર જોડે જોડાયેલી છે તેની મારફતે દૃષ્ટિગોચર કરવા, આ પ્રમાણે

પ્રયાગ પાસેથી ગંગાને જે મળે તે પોતાના પોષાયેલા આત્મા વડે—પોતાના એક અંગ તરીકે તેણે સાગરને સોંપવું–એ તેની ગોઠવણ હતી. પૃ. ૮૩૫ (૧૮૩૩)ની શરૂઆતમાં કુમુદ તે વાત સૂચવે છે અને પૃ ૮૩૮ (૧૮૩૬) ઉપર ચંદ્રાવલી તેનો એ નિર્ણય થોડા પણ ચોકખા શબ્દોમાં સરસ્વતીચંદ્રને કહી સંભળાવે છે. તેની જોડે સહેજસાજ પણ સંસર્ગ રાખવાનો કુમુદનો જે વિચાર હતો તે પોતે કુસુમને દિલાસો આપતાં જણાવે છે, કે મુંબાઈ કોઈ કોઈ વખત આવી પોતે તેને મળી જશે, પૃ. (૮૪૩) (૧૮૪૧'; તથા કુસુમને કહે છે કે સરસ્વતીચંદ્રની હૃદયપૂજા કરતી વખતે તારી પરોક્ષ બ્હેનને સ્મરતી ર્હેજે અને તેની આરતી કરતી વખતે કુમુદને માત્ર ઘંટા પેઠે પોતાના હૃદયમાં વગાડતી રહેજે; પૃ. ૮૪૪ (૧૮૪૨). કુમુદ એક વરસ પછી કુસુમને મળવા જાય છે, પૃ. (૮૪૯) (૧૮૪૭) અને કાંઈક આકસ્મિક રીતે કુસુમ આરતી ઉતારે છે ત્યાં આવી ચડે છે. આ પ્રકરણો લખતી વખતે મારી આંખો આંસુથી ઊભરાઈ જતી હતી, અને હજુ આજે પણ મારી કલ્પના વડે ઉત્પન્ન કરેલી એ મારી પુત્રીઓની ઉચ્ચ ભાવનાને માટે આર્દ્રતા સિવાય એ ભાગ મારાથી વાંચી શકાતો નથી. મારા પુત્ર સરસ્વતીચંદ્ર તથા એ બન્ને બ્હેનોને સંબંધે મારી નવલકથાનો જે અંત મેં આણ્યો છે તે સાધારણ સંસારવ્યવહારમાં દેખાતી સ્થિતિ તરીકે સંભવિત બહુધા નહિ લેખાય. આવા ઉચ્ચ આત્માઓ જેઓ સાધારણ મનુષ્યરૂપી કીડાઓની માફક દુનિયાદારીની માટીનો હંમેશનો ખોરાક ખાધા વગર જીવી શકે, એટલું જ નહિ પણ સુખી થઈ શકે, તેવા આ દુનિયામાં કદાચિત જ મળી આવે છે. આ કાલ્પનિક પાત્રોમાંથી પડતો પ્રકાશ મારા દેશના બંધુઓને તેજસ્વી બનાવે, અને તેઓ તેના વડે આપણા દેશનું ભલું કરનારા ફિરસ્તાઓની જગા લે, એ જ મારી ભાવના છે; મને લાગે છે કે તેમાં મારે નિરાશ થવું નહિ પડે.

તમારું કહેવું છે કે કાં તો કુસુમને માટે કોઈ એક પતિ

ઊભો કરી શકાત યા તો તેને સેવિકા બનાવી શકાત. આવી જાતની સેવિકા (Sister of Mercy) માટે હાલની સ્થિતિ જ્યાં સુધી આપણા દેશમાં ચાલે છે ત્યાં સુધી બિલકુલ શકય નથી. આપણી સ્ત્રીઓથી એકલાં આ કામ થઈ શકે એમ નથી. તેમને એ કામમાં કોઈ બીજા પ્રકારની મદદ મળી શકે તેમ નથી, એટલું જ નહિ બિચારી રમાબાઈની માફક સંસારમાંથી પણ તેમને નીકળી જવું પડે એમ લાગે છે. પુનામાં હાલ જે સંસ્થા ચલાવે છે તેના ઉમદા કાર્યમાં તેને બહારના મિશનરીઓ મદદ કરે છે. આપણી વિધવાઓને માટે જે કાર્ય આજે આવું અસંભવિત લાગે છે, તે કામ કરનાર અગર જો કે ભવિષ્યમાં તમે કહો છો તેવી કુમારિકાનો વર્ગ નીકળે, પણ હિંદુ સંસાર તેને ટકવા દે, તે તો વધારે અસંભવિત થઈ પડે. કદી ચર્ચાની ખાતર એમ ધારો, કે એવી કોઈ કુંવારી સેવિકા પોતાનું ધાર્યું કામ પાર પાડે; તોપણ આ જિંદગીમાં કરવાનાં શુભ કાર્યોનું જે કાંઈ લક્ષણ તેના મન ઉપર ઠસાવવામાં આવે, તે કુસુદે છે પોતાનાં અને સરસ્વતીચંદ્રનાં સ્વપ્ન તથા સંલાપણોમાંથી ઉદ્દભવેલા કાર્યની મહત્તા તથા ખરાં સ્વરૂપ જે તેના મન ઉપર ઠસાવેલાં છે તેના કરતાં ભાગ્યે જ ચડિયાતું હોઈ શકે. પૃ. ૭૨૬ (૭૨૪)મા પાના ઉપર જ્યારે સરસ્વતીચંદ્ર લોકકલ્યાણના મહત્ કાર્યમાં પ્રવૃત્ત થશે, ત્યારે પોતે એક માતા તથા એક ભાર્યા તરીકે તેની તજવીજમાં કેવી રીતે રહેશે, તે કુસુદે જણાવ્યું છે. વળી પૃ. ૭૩૩ (૭૩૧) ઉપર પોતાના પુરુષ વિદ્વાનો તથા તેમની સ્ત્રીઓના સંબંધમાં પોતાની સંસ્થાનું વર્ણન કરતાં એ કહે છે કે એવા પુરુષોની સ્ત્રીઓનું કલ્યાણ કરવા ગુણસુંદરીની પુત્રીની ઘણી જરૂર છે. વળી, આગળ ચાલતાં પૃ. ૭૩૪-૩૫ (૭૩૨-૩૩) પર એ કામ સાધ્વીઓ—જેને તમે "સિસ્ટર્સ ઓફ મર્સી" કહો છો તેમનાથી કેમ ન થઈ શકે તે એ બતાવે છે. અને એવા કામ માટે જેવું તેની અને કુસુદ વચ્ચે

પ્રયાગ પાસેથી ગંગાને જે મળે તે પોતાના પોષાયેલા આત્મા વડે—પોતાના એક અંગ તરીકે તેણે સાગરને સોંપવું—એ તેની ગોઠવણ હતી. પૃ. ૮૩૫ (૧૮૩૩)ની શરૂઆતમાં કુમુદ તે વાત સૂચવે છે અને પૃ ૮૩૮ (૧૮૩૬) ઉપર ચંદ્રાવલી તેનો એ નિર્ણય થોડા પણ ચોકખા શબ્દોમાં સરસ્વતીચંદ્રને કહી સંભળાવે છે. તેની જોડે સહેજસાજ પણ સંસર્ગ રાખવાનો કુમુદનો જે વિચાર હતો તે પોતે કુસુમને દિલાસો આપતાં જણાવે છે, કે મુંબઈ કોઈ કોઈ વખત આવી પોતે તેને મળી જશે, પૃ. (૮૪૩) (૧૮૪૧; તથા કુસુમને કહે છે કે સરસ્વતીચંદ્રની હૃદયપૂજા કરતી વખતે તારી પરોક્ષ બહેનને સ્મરતી રહેજે અને તેની આરતી કરતી વખતે કુમુદને માત્ર ઘંટા પેઠે પોતાના હૃદયમાં વગાડતી રહેજે; પૃ. ૮૪૪ (૧૮૪૨). કુમુદ એક વરસ પછી કુસુમને મળવા જાય છે, પૃ. (૮૪૯) (૧૮૪૭) અને કાંઈક આકસ્મિક રીતે કુસુમ આરતી ઉતારે છે ત્યાં આવી ચડે છે. આ પ્રકરણો લખતી વખતે મારી આંખો આંસુથી ઊભરાઈ જતી હતી, અને હજુ આજે પણ મારી કલ્પના વડે ઉત્પન્ન કરેલી એ મારી પુત્રીઓની ઉચ્ચ ભાવનાને માટે આર્દ્રતા સિવાય એ ભાગ મારાથી વાંચી શકાતો નથી. મારા પુત્ર સરસ્વતીચંદ્ર તથા એ બન્ને બહેનોને સંબંધે મારી નવલકથાનો જે અંત મેં આણ્યો છે તે સાધારણ સંસારવ્યવહારમાં દેખાતી સ્થિતિ તરીકે સંભવિત બહુધા નહિ લેખાય. આવા ઉચ્ચ આત્માઓ જેઓ સાધારણ મનુષ્યરૂપી કીડાઓની માફક દુનિયાદારીની માટીનો હંમેશનો ખોરાક ખાધા વગર જીવી શકે, એટલું જ નહિ પણ સુખી થઈ શકે, તેવા આ દુનિયામાં કદાચિત જ મળી આવે છે. આ કાલ્પનિક પાત્રોમાંથી પડતો પ્રકાશ મારા દેશના બંધુઓને તેજસ્વી બનાવે, અને તેઓ તેના વડે આપણા દેશનું ભલું કરનારા ફિરસ્તાઓની જગા લે, એ જ મારી ભાવના છે; મને લાગે છે કે તેમાં મારે નિરાશ થવું નહિ પડે.

તમારું કહેવું છે કે કાં તો કુસુમને માટે કોઈ એક પતિ

ઊભો કરી શકાત યા તો તેને સેવિકા બનાવી શકાત. આવી જાતની સેવિકા ( Sister of Mercy ) માટે હાલની સ્થિતિ જ્યાં સુધી આપણા દેશમાં ચાલે છે ત્યાં સુધી બિલકુલ શક્ય નથી. આપણી સ્ત્રીઓથી એકલાં આ કામ થઈ શકે એમ નથી. તેમને એ કામમાં કોઈ બીજા પ્રકારની મદદ મળી શકે તેમ નથી, એટલું જ નહિ બિચારી રમાબાઈની માફક સંસારમાંથી પણ તેમને નીકળી જવું પડે એમ લાગે છે. પુનામાં હાલ જે સંસ્થા ચલાવે છે તેના ઉમદા કાર્યમાં તેને બહારના મિશનરીઓ મદદ કરે છે. આપણી વિધવાઓને માટે જે કાર્ય આજે આવું અસંભવિત લાગે છે, તે કામ કરનાર અગર જો કે ભવિષ્યમાં તમે કહો છો તેવી કુમારિકાનો વર્ગ નીકળે, પણ હિંદુ સંસાર તેને ટકવા દે, તે તો વધારે અસંભવિત થઈ પડે. કંદી ચર્ચાની ખાતર એમ ધારો, કે એવી કોઈ કુંવારી સેવિકા પોતાનું ધાર્યું કામ પાર પાડે; તોપણ આ જિંદગીમાં કરવાનાં શુભ કાર્યોનું જે કાંઈ લક્ષણ તેના મન ઉપર ઠસાવવામાં આવે, તે કુમુદે છે પોતાનાં અને સરસ્વતીચંદ્રનાં સ્વપ્ન તથા સંભાષણોમાંથી ઉદ્દભવેલા કાર્યની મહત્તા તથા ખરાં સ્વરૂપ જે તેના મન ઉપર ઠસાવેલાં છે તેના કરતાં ભાગ્યે જ ચઢિયાતું હોઈ શકે. પૃ. ૭૨૬ (૭૨૪)મા પાના ઉપર જ્યારે સરસ્વતીચંદ્ર લોકકલ્યાણના મહત્ કાર્યમાં પ્રવૃત્ત થશે, ત્યારે પોતે એક માતા તથા એક ભાર્યા તરીકે તેની તજવીજમાં કેવી રીતે રહેશે, તે કુમુદે જણાવ્યું છે. વળી પૃ. ૭૩૩ (૭૩૧) ઉપર પોતાના પુરુષ વિદ્વાનો તથા તેમની સ્ત્રીઓના સંબંધમાં પોતાની સંસ્થાનું વર્ણન કરતાં એ કહે છે કે એવા પુરુષોની સ્ત્રીઓનું કલ્યાણ કરવા ગુણસુંદરીની પુત્રીની ઘણી જરૂર છે. વળી, આગળ ચાલતાં પૃ. ૭૩૪–૩૫ (૭૩૨–૩૩) પર એ કામ સાધ્વીઓ—જેને તમે "સિસ્ટર્સ ઑફ મર્સી" કહો છો તેમનાથી કેમ ન થઈ શકે તે એ બતાવે છે. અને એવા કામ માટે જેવું તેની અને કુમુદ વચ્ચે

સ્નેહસંલગ્ન થયું હતું તેવા સંલગ્નતા પામેલા જોડાની જરૂર છે તે પણ દર્શાવે છે. આખાં કુટુંબ ને કુટુંબનાં જીવનો સુખમય તથા ઉચ્ચતર બનાવવા તેનો સંકલ્પ હતો—પૃ. ૭૩૬-૩૯ (૭૩૪-૩૭) તથા પૃ. ૭૪૫-૪૬ (૭૪૪-૪૫). મારા નાયકના મહાયજ્ઞમાં મારે એક સાથીની જરૂર હતી અને આવા સાથી થવા માટે સંસારી મુશ્કેલીઓ—જે બાબત કુમુદ બરાબર સમજતી હતી—તેને લીધે કુમુદ અયોગ્ય ગણાય એમ હતું. ત્યારે પછી મને એમ લાગ્યું, કે સ્ત્રીના હૃદયની ખરી આર્દ્રતા તો એ જ કહેવાય કે જેના વડે એવી બધી બાબતો ખ્યાલમાં લઈ, પોતાની બહેન (જે પણ પોતાની માતા ગુણસુંદરીની એક પુત્રી જ હતી, અને જેવી એક સહચરી સરસ્વતીચંદ્રને જોઈતી પણ હતી.) અને તે વળી પોતાના કરતાં વધારે ઉચ્ચ ગુણવાળી, તેને તેની સહચારિણી બનાવવા ઉપર પોતાનું લક્ષ ચોંટાડે. કુસુમનાં સગાંને તેને માટે એક પતિ મેળવવાની જે જરૂર હતી તે તો માત્ર એક ગૌણ અને આકસ્મિક અંશ તરીકે દાખલ કરી છે. મારે ખરેખરી જરૂર મારા નાયક અને તેના કામ માટે એક પત્નીની હતી; અને તે જગા—તેને લાયક યોગ્યતા અને મનની સ્વતંત્રતા સાથે રમતિયાળ, કદી પણ ગુંચવાય નહિ તેવી અને નિઃસ્વાર્થ કુસુમ જેવી સ્ત્રી—જેનામાં કુદરતી ઉચ્ચ ગુણ, સારી કેળવણી અને વંશપરંપરાથી ઊતરી આવેલી બુદ્ધિ વગેરે હતાં, તે—ના સિવાય બીજી કોઈ લઈ શકે તેમ હતું નહિ. કુમુદ એકલી જ આ વાત સમજતી હતી, અને યોગવિદ્યા વડે તેનામાં જે ફેરફાર થઈ ગયા હતા તેના બળથી જે મહાયજ્ઞ લોકકલ્યાણ અર્થે અપૂર્વ, શ્રેયસ્કર તથા મહાન નીવડવાનો હતો, તેને પૂરેપૂરો ફતેહમંદ બનાવવાને જે સહચારિણી જોઈએ તે મેળવી આપવા પોતાને અધિકાર હતો એમ તે સમજતી હતી. પોતે જે નવી પવિત્ર જિંદગી અનુભવવા માંડી હતી તેનો આશય પરિપૂર્ણ કરવા એ અધિકાર વાપરવો એમાં જ તે પોતાને સુખ પ્રાપ્ત થયું સમજતી હતી. તેની આ ભાવના પોતે સમજી ગયેલો હોવાને લીધે જ, કુમુદ સિવાય કોઈ બીજા જોડે યોગ ન કરવાનો

પોતાનો પહેલો નિશ્ચય ફેરવતાં સરસ્વતીચંદ્રને જે ડંખ લાગ્યો હતો તે તેથી શમી ગયેલો. વાચકવર્ગને આવું પરિણામ જોઈ ગુસ્સો છૂટશે (કે જે વાત તમે તમારા પત્રમાં લખી છે). તેને મળતી આવતી કાંઈક લાગણીથી જ ચંદ્રકાન્તે કુમુદ સરસ્વતીચંદ્રને છોડી દે યા સરસ્વતીચંદ્ર કુમુદને છોડી દે તે સામે વાંધો કાઢેલો; પણ એણે પણ તેમનું સ્વપ્નનું ખરું રહસ્ય જાણેલું, તેથી એ પણ કુમુદના નિર્ણયને તાબે થયો અને સરસ્વતીચંદ્રને પણ વગર વિરોધે તેમ કરવા સલાહ આપી.

" હું ધારું છું કે હવે આપણા સઘળા પ્રશ્નો અહીં પૂરા થાય છે. આવી રીતે મારા વિચારો પત્ર દ્વારા તમને જણાવવા મને પ્રસંગ આવ્યો તેથી હું રાજી થયો છું, કારણ એ વિષય બીજાને પણ ઉપયોગી થઈ પડશે. 'મધુરી' નામ ગુજરાતથી તમે સિંધ લઈ જવાના છો તે જાણી હું રાજી થયો છું. મારા સાધુઓએ એ નામ આપેલું છે, અને મને ખાતરી છે કે તમે પણ એના જેવી એક મધુરી અને પવિત્ર સ્ત્રીને એ નામ આપશો.

તમારો સ્નેહી,
ગોવર્ધનરામ મા. ત્રિપાઠી

તા.ક.

પહેલા, ત્રીજા અને ચોથા ભાગની પ્રસ્તાવના આ ચોપડીઓ સંબંધે વિશેષ ખુલાસો કરે છે.

ગો. મા. ત્રિપાઠી

*

એ પ્રયાસ હતો તો ગુજરાતી ભાષામાં, પણ થએલો સમસ્ત ભારતવર્ષની "અતિભવ્ય, તત્ત્વતઃ ઉત્કર્ષક, અતિપુરાણું, શુદ્ધ અને સંગીન મહાન આર્યપ્રજા" ને માટે, "તેની સંતતિ પાસે અભિમાન સ્ફુરાવે" એવી રીતે—પરમ આનન્દીય સાત્ત્વિકતાથી વિરલ શાસ્ત્રીયતાથી, સમર્થ કવિની અંતર્દૃષ્ટિથી, આજના ચિંતકની પર્યેષકતાથી અને કર્તવ્યરતિથી.

—વિ. ક. વૈદ્ય

# મોટા મામા

લેખક : કાન્તિલાલ છ. પંડયા

ગોવર્ધનરામ મારા મામા, સગા મામા, હતા: બીજા પણ એક મામા હતા; ગોવર્ધનરામ (જે દાદા માધવરામનાં સૌ સંતાનોમાં મોટા હતા તેમ)ને અમે મોટા મામા કહેતાં, ને બીજા નરહરિરામ (જે એન. એમ. ત્રિપાઠીની પુસ્તક વેચતી ને પ્રકાશક કંપનીના સ્થાપક ને માલિક હતા તેમ)ને નાના મામા કહેતાં.

મોટા મામાનાં સંતાનોમાં સૌથી વડી લીલાવતી હતી, જેની ઉપર મામાએ "લીલાવતી-જીવનકલા" લખી. એમની સૌ પુત્રીઓ અકાલે અવસાન પામી અને હાલ માત્ર તેમના પુત્ર રમણીયરામ–અમે સૌ એમને રમણીકભાઈ કહેતાં તે–જ જીવે છે. ઉંમરમાં મારી સરખા, માત્ર ૧૧-૧૧ા મહિનો નાના, છે, ને હાલ નડિયાદમાં મામાએ જ બંધાવેલ શ્રીજીના મંદિરમાં રહે છે.* મામાએ લીલાવતીને ઉત્તમ જ્ઞાન-શિક્ષણ આપ્યું: ચોથો ભાગ પ્રકટ થયા પછી લીલાવતી માંદી પડી ને ગુજરી ગઈ. ઘણી વિપત્તિઓ દેખેલ મામાનેય આ કારી ઘા સહેવો બહુ કઠણ હતો.

ગોવર્ધનરામથી નાનાં શણગારલક્ષ્મી મારાં એક જ માશી હતાં. એમણે અને એમનાં સંતાનોએ અમારી ઉપર પ્રીતિ રાખવામાં ને અમારાં કામ કરવામાં કાંઈ બાકી રાખ્યું નથી. મારાં બા સમર્થલક્ષ્મી–ગયાં ત્યારે મારાથી નાની એક બહેન (ચંપક) માત્ર સત્તાવીસ વાસાની હતી. એથી સહેજ જ મોટી એક છોકરી પોતાને હોવા છતાં માશીએ ચંપકને ધવરાવી ઉછેરી મોટી કરી. એમના ત્રણે પુત્રો મારા ખરા ભાઈ જ રહ્યા. તેઓમાં સૌથી મોટા મોતીશંકરે ઘણાં વર્ષો લગી ત્રિપાઠી કંપનીમાં કામ કર્યું: લગભગ છોંતેર વર્ષે હમણાં જ–બે વર્ષ અગાઉ–મરણ પામ્યા. બીજા અક્ષરશંકર પોણોસોની ઉપરની વયના હજી હયાત છે, ને એમને હું અત્યારે મારા હવે એક જ

* હવે તો તેમનું પણ તાજેતરમાં અવસાન થયું છે!–સંપાદક.

મોટા ભાઈ ગણું છું. ત્રીજા ને સૌથી નાના ભાનુશંકર મારી ઉંમરના-દશેક મહિનાજ નાના-છે;-બન્ને ભાઈઓ હાલ નડિયાદમાં જ નિવૃત્તિ ભોગવે છે. એમની બહેનો તો બધી ચાલી ગઈ, પણ મારી ઉપર બહુ વહાલ રાખનાર ચંદુબહેન એ સૌ બહેનોમાં મોટાં હતાં. ચંદુબહેનના પુત્ર સુરેશ દીક્ષિત ગુજરાતી સાહિત્યને હાલ સારી રીતે જાણીતા છે. વનસ્પતિશાસ્ત્રના વિલ્સન કૉલેજમાં તે એક અધ્યાપક હતા એટલે એ શાસ્ત્રને વિશેય એમણે ગુજરાતી લેખો પ્રકટ કર્યા છે.

રમણીકભાઈ, ભાનુભાઈ ને હું-ત્રણે સરખી ઉંમરના ને નાનપણમાં ખૂબ સાથે રમેલા. એક વખતે, યાદ આવે છે કે અમે ત્રણે રાત્રે મારા મોટા મામાના ડેલામાં મેડીમાં ભોંય ઉપર પથારીમાં સૂતા હતા ને મોટા મામા પાસેના હીંચકા ઉપર પોતાનું લેખન-વાચન કરતા બેઠા હતા. હું ત્રણેમાં વચ્ચે સૂતો હતો. રાત્રે લગભગ અગિયારેક વાગે થોડી ઊંઘ પછી મને લાગ્યું કે મારા માથાના વાળમાં કાંઈક-કોઈ જીવડું-ઉંદર કદાચિત-ફરે છે. જાગીને જોતાં માલૂમ પડ્યું કે એ તો મોટા મામાનો હાથ જ હતો ! એમને પૂછતાં એમણે કબૂલ કર્યું કે "હું ત્રણેની ચોટલીઓ બાંધવાનું કરતો હતો ! પણ તારી ચોટલી તો હાથમાં જ ન આવી." આવી હોત તો ! એવા ટીખળી એ હતા. એમની પાસે રહીએ ત્યારે કોઈ ને કોઈ રમૂજો, ગંમતો ને ટીખળોથી તો એ જાણે હસાવી જ મારે.

મારા નાના મામાનામાંય આવાં ટીખળો ને તોફાનો ઘણાં હતાં. એવો જ એમનો સ્નેહ પણ હતો. મોટા મામાએ જોયું કે નાનો ભણવામાં આગળ વધી શકે એમ નથી : એટલે જુદાં જુદાં કામો નોકરીઓ વગેરેમાં એમને નાંખ્યા, ને છેવટે ચોપડીઓ વેચવાનું કામ એમણે પસંદ કર્યું. ત્રિપાઠી કંપનીની આ શરૂઆત. "સમાલોચક" ત્રૈમાસિક કઢાવવામાં પણ મોટા મામાની જ પ્રેરણા હતી. એની ઉપર તેમ જ દુકાનની ઉપર મોટા મામાની ઠેઠ લગી નજર રહી. મારાં બીજાં નાનાં મામી, એ મનઃસુખરામભાઈનાં એક દૌહિત્રી હતાં,

એટલે મારાંય એક સાળી થતાં! આ મામા–મામીએ, ખાસ કરીને જ્યારે હું મુંબઈમાં રહીને એમ. એ. નો અભ્યાસ કરતો હતો, ત્યારે મારી બહુ જ સંભાળ રાખી છે. મામી વહેલાં ગયાં, નાના મામાં એકલા પડ્યા, પણ અંત લગી અમારી ઉપર એમનું વહાલ અજોડ જ રહ્યું. કોઈના પણ અંત સમયે હું પહોંચી શક્યો નહિ એ મારા જ બદકિસ્મતની વાત છે.

મારી બાનું નામ સમર્થલક્ષ્મી હતું. જે ન્યાયે ગોવર્ધનરામ ગોરધન થયા, નરહરિરામ નરહર થયા, તે જ ન્યાયે સમર્થલક્ષ્મી પણ "સમરી" થયાં. બાનું શરીર મધ્યમથી જરા નીચું પણ બાંધી દડીનું સ્વસ્થ હતું. છેલ્લી સુવાવડમાં એમને તાવ આવતો હતો, પણ તે સાધારણ હતો. તે મટાડવાની દવા કરવા જતાં એમનો જીવ ગયો! ત્યારે મને તો માત્ર આઠમું વર્ષ ચાલતું હતું ને મારી નાની બહેન (ચંપક) માત્ર સત્તાવીસ દિવસની જ બાળકી હતી. બાનું શરીર આમ મજબૂત જ હતું, તેથી કોઈએ આ એકાએક થયેલ અવસાન કલ્પેલું પણ નહિ.

મોટા મામા "સ્ક્રેપ–બૂક" લખતા. રોજ નહિ, પણ જ્યારે કાંઈક વાંચ્યું–વિચાર્યું–ભોગવ્યું હોય ત્યારે અંગ્રેજીમાં તેની ખૂબ ચર્ચા લખતા. પોતાના જીવનની, કુટુંબજીવનની વગેરે ઘણી વાતો આમાં વારંવાર ચર્ચેલી છે. ૭ એપ્રિલ ૧૮૯૪ના રોજની નોંધ છે કે "નાની બહેનને હમણાં જ એક બાળકી આવી. તાવ પણ આવે છે." તે જ વખતે ઘરમાં છ સાત જણાં માંદાં હતાં: સૌ સાજાં થઈ ગયાં, તેમ બાનીય સૌએ આશા રાખેલી. મામા તે વખતે ઉનાળાની રજામાં ડુમસ હતા: ૩૦મી એપ્રિલ ૧૮૯૪ની લાંબી નોંધમાં તે લખે છે તેનો છૂટથી તરજૂમો આમ થઈ શકે:[1]

---

1. "The vacation began with one of the greatest

"આ ઉનાળાની રજાની શરૂઆત જ મારા કુટુંબે દીઠેલી એક મોટામાં મોટી આપત્તિથી થઈ. ૨૨મી એપ્રિલે બિચારી બહેન સમર્થલક્ષ્મીનું એકાએક મરણ થયું. આમ તો એની તબિયત સારી હતી, પણ એનું મૃત્યુ ખરેખાત જટાશંકર વૈદ્યની મૂર્ખાઈ, ઘૂસણિયાપણું

---

adversities witnessed by my family. It was the death of my poor sister Samartba on the 22nd April last. She was alright in health and dies really of the meddlesome *folly* and inconceivable quackery *of* the *idiot* Jatashanker Vaidya. While we have all recovered our balance of mind, mother is inconsolable, and her poor heart seems broken by the blow, though the great strength and power of her mind do not cease to make themselves felt in her unabated care in the *detailed* business of our household matters, small and great. Her greatness of spirit becomes visible on such occasions, and is both taxed and tested at this hour. My sister now dead was almost dearest to my mother: to the intelligent and *wise daughter used to be confided* the secret pains of the mother-during the two years past when mother's partiality for my wife was replaced by other partialities, and when her old freedom with me had been waning, on account of the mischiefs already noted *in these books. During these days of long suffering my* poor mother could find relief and consolation from one quarter only-and that was from my deceased sister, whose intelligent and wise advice could solve the knotty problems that used to vex my poor old mother's soul, and whose happy married life was the only happy sight before my mother during days when the sickness of my wife and other sister, and when instead of peace and harmony,

અને ન કલ્પી શકાય એવા પાખંડીપણાને લીધે જ થયું. આટલા વખત પછી અમે સૌએ તો મનની સ્વસ્થતા પાછી મેળવી છે, પણ બા (વિવકારી)ને તો કશો દિલાસો છે જ નહિ. એ બાપડીનું દિલ તો જાણે આ આઘાતથી તૂટી જ ગયું હોય એમ લાગે છે. જો કે અમારા ઘરની નાની મોટી વિગતોમાં એની એવી ને એવી જ કાળજીભરી સંભાળના રૂપમાં એના બળવાન મનની શક્તિ ને જોસ દેખાતાં બંધ પડયાં નથી. એના આત્માની મહત્તા આવા પ્રસંગો ઉપર જ દષ્ટિગોચર થાય છે: આ જ ઘડીએ એ મહત્તાની ઉપર ખૂબ દબાણ થાય છે ને તેની કસોટી પણ થાય છે. મારી બહેન જે હમણાં જ મરી ગઈ તે બાને કદાચ સૌથી વ્હાલામાં વહાલી હતી. આ હોશિયાર તથા ડાહી દીકરી આગળ બાના જીવની બધી ગુપ્ત પીડાઓ ને અપ્રતાંઓ પ્રકટ થતી: છેલ્લાં બે વર્ષો દરમ્યાન મારી બાનો મારી પત્ની (લલિતા) ઉપરનો પક્ષપાત બીજા નવા પક્ષપાતોથી દબાઈ જતો હતો, અને મારી સાથેની એની પુરાણી છૂટ પણ ઘસાતી જતી હતી. જે તોફાની વર્તણૂકનું આ પરિણામ હતું તેની આ રોજનીશીમાં આગળ નોંધ લેવામાં આવી છે. લાંબા ઉદ્વેગના આ દિવસોમાં બિચારી બા માત્ર એક જ સ્થળેથી નિરાંત ને આશ્વાસન મેળવી શકતી, અને એ સ્થળ મારી સદ્ગત બહેન જ હતું. એની બુદ્ધિશાળી ને ડહાપણભરી સલાહ મારી બિચારી બાના હૃદયની બધી અટપટી ગૂંચો ઉકેલી આપતી. એનું સુખી લગ્નજીવન બાની આગળ તે વખતે

---

mother could only see the torturing jars and quarrels and heart-burnings that were setting up a violent ferment among all her other children. My sister does not survive to see the return of peace, which by the assistance of Heavens, I have almost restored, unless appearances deceive. And mother feels left alone, bereft of her daughter and her friend."

—"Scrap-Books." IV, 30th of May, 1894, p. 97-99.

સુખનું એક જ દૃશ્ય હતું, કારણ કે તે દિવસોમાં મારી પત્ની તથા બીજી બેન ખૂબ બિમાર રહ્યાં હતાં; અને પોતાનાં બીજાં બધાં છોકરાંઓમાં શાન્તિ ને સંપની જગ્યાએ લડવાડો અને દિલ વલોવનારાં ઘર્ષણો જે વારંવાર દિલમાં હોળી સળગાવી મૂકતાં તે જ બા જોતી. ઈશ્વરની કૃપાથી આ સૌની અંદર જે શાન્તિ હું હવે સ્થાપી શક્યો છું (જો હું છેતરાતો હોઉં તો કોણ જાણે) તે જોવાને હવે નાની બહેન હાજર નથી. અને બાને તો હવે–પોતાની દીકરી અને પોતાની સખી બન્નેથી વિખૂટી પડ્યાથી–બહુ જ એકલવાયું લાગે છે."

જગતના સાહિત્યમાં ભાઈબહેનના સ્નેહનાં દર્શનો ને પડઘાઓ બહુ થોડાં છે. અંગ્રેજી સાહિત્યમાં કવિ વર્ડ્ઝવર્થે બહેન ડોરોથીને અમર કરી. ગોવર્ધનરામે ગુજરાતીમાં, કદાચ પહેલી વાર જ, નાની બહેનને અમર ગ્રન્થમાં "નિવાપાંજલિ" આપી વિખ્યાત કરી. તે પછી ઘણે વર્ષે આપણા કવિ ચંદ્રવદન મહેતાનાં "ઇલાકાવ્યો" પ્રકટ થયાં.

આ "નિવાપાંજલિ" કુમસમાં જ લખાયલી અને તે પછીથી સન ૧૮૯૮માં પ્રકટ થયેલ "સરસ્વતીચન્દ્ર"ના ત્રીજા ભાગમાં આગળ જ છપાઈ છે. એની ઘણી લીટીઓ જાણે મારા હૃદયમાં કોતરાઈ રહી છે. ઘણા વાચકોનુંય તે ઉપર ધ્યાન ગયું છે.

"બત્રીશ વર્ષનું સ્વપ્ન થયું ત્યાં પૂરું કર્યું યમદૂતે."

મારી મોટી બહેન વસન્તબહેન પણ બત્રીસ વર્ષની ઉંમરે જ ગઈ, એ પણ એક કેવો સંજોગ થયો છે! ગુજરાતમાં કેટકેટલી સારા કુટુમ્બની ગુણવતી સ્ત્રીઓ આ ઉંમરે કે તેની આસપાસ જ વિદેહ થઈ છે!

"હતી ન હતી કરી દીધ ફૂલવાડી, મૂર્ખ પવનની ફૂંકે."

આનું કાંઈક વિવરણ એમની "સ્ક્રેપ–બૂક"માંથી ઉતારેલ અવતરણમાં આવે છે. મને સાંભળેલી વાતો યાદ આવે છે: કોઈક વૈદે બાનો દમનો રોગ મટાડી દેવા માટે સોમલ (આરસેનિક) આપ્યું ને ઉપર રોજ

દશ શેર દૂધ જ પીવાનું કહ્યું ! દવા કદાચ સારી હશે, પણ આટલું દૂધ પી શકાયું નહિ, ને વૈદરાજ તો દવા આપી તરત જ બીજે ગામ જતા રહેલ. મારી ભૂલ થતી હશે, છતાં આ " મૂર્ખ પવન !"માં વૈદરાજ ઉપરાંત જેઓએ વૈદની સલાહ આપી, માની, ને દવા સ્વીકારી, તેઓનોય સમાસ નથી થતો ? મને એટલું જ યાદ છે કે બ્હેન ચંપકના જન્મ પછી થોડે જ દિવસે મારા પિતાજી જૂનાગઢથી નડિયાદ ખાસ બાને મળવા આવેલ, ને બાના ખાટલાની પાસે ખુરશી ઉપર બેસી એ વાત કરતા હતા: એ ચિત્ર જાણે કાલે જ બનાવ બન્યો હોય એમ મગજમાં છપાઈ ગયું છે. તે પછીનું ચિત્ર, થોડા દિવસ પછીનું, પણ જાણે સ્મૃતિ ઉપરના એક ડાઘ જેવું રહી ગયું છે; તે એ કે ઘરમાં બધાંને રોતાં જોઈને બા મરી ગઈ એમ સાંભળી, એ વાત ગળે ન ઊતરતાં હું બાની પરસાળમાં, જ્યાં બાનો ખાટલો હતો, ત્યાં દોડી ગયેલો; તે વખતે ત્યાં કોઈ ન હતું, પણ બાને નિશ્ચેષ્ટ જમીન ઉપર સૂતેલી દેખી, હું ગભરાયો, બેબાકળો રોતો રોતો ત્યાંથી નાસી ગયો. માશી વગેરેએ છાનો રાખવા યત્ન કર્યો; બહારના નાના હીંચકા ઉપર. " કાંઈ નહિ, બા ગઈ, પણ હું તો છું જ ને" એ માશીના શબ્દો હજી ભુલાયા નથી, આજ લગી. માશીએ શબ્દો પાળ્યા. અલબત્ત એવી માશીઓ ગુજરાતમાં–હિન્દમાં છેક થોડી નથી, એ જ એક આપણું સૌભાગ્ય છે.

" ભગિની ! હતી તું પ્રિય માતપિતાને, કંઈક અર્પી વિદ્યા મેં,
સોંપી તને ગુણી માળીને, ત્યાં કેળવી ગુણવલ્લરી તે."

મારા જીવનનું આ એક મોટું સંભારણું: માતાપિતાના સાથ સંબંધનું.

" ફૂલી ફળી તું કરમાઈ અકાળે; રૂવે આપ્તજન સર્વે, "

દાદાના ઘરમાંનો આ દેખાવ–આ દશ્ય પણ કદી ન ભુલાય એવું છે. . .

"તુજ ગુણ–દ્રુમસંપત્તિતણાં શ્રીગન્ધ વહે સ્મૃત ગર્વે,
વસે ગર્વ મુજ ઉરમાં તારો! ભાગ્યવતી થઈ ગઈ તું!
વિશ્વનાહિની મરણનદીમાં, કલ્યાણી! તરી ગઈ તું!
શૈશવથી તરતી ઉત્સાહિની પ્રસન્નતા તુજ જોઈ;
એ જ નિકષપર ગ્રન્થ–રતિ મુજ પ્રથમ ઘસી મેં જોઈ.
આરંભ્યો આ ગ્રન્થ, લેખ મુજ નહીં હતો સુકાયો;
કનકરેખ નિકષે પ્રકટી, તે, બ્હેની, ત્યાં જ તેં સ્હાયો.
મુજ પુસ્તકની કીર્તિ રંક તે તુજને ભાસતી ઝાઝી,
અનુમોદતી મોદતી પ્રિય બાળા ઘણું ઘણું મલકાતી."

કેટલા લેખક ભાઈઓને આવી બહેન મળી? ને કેટલી બહેનોને આવા ભાઈ મળ્યા? ધન્ય છે બન્નેને, બહેનને ને ભાઈને! હું નાનો હતો ત્યારે "સરસ્વતીચન્દ્ર"ની ચર્ચા ઘરમાં થતી વારંવાર સાંભળેલી, જો કે સમજવાની કે પૂરું યાદ રાખવાની શક્તિ મારામાં ન હતી.

"ત્રીજા ભાગનું દર્શન કરવા અતિશય ધરી અભિલાષ,
ભ્રાતપાસ ર્‌હેણું રાખી, ગઈ પ્રભુપદ કરવા વાસ.
જ્ઞાનદૃષ્ટિ ઊઘડી; બાળા! નથી અનુશોચન સિંચાતું,
પણ આ ગ્રન્થ વધે ત્યમ ત્યમ તુજ સ્મરણસલિલ ઉભરાતું.
નિકષશિલા મુજ! સ્મરી સ્મરી તુજ પર પડેલી કંઈ કંઈ રેખા,
તત્પર કરું અક્ષરમય અંજલિ, નિવાપ તુજને દેવા.
વસી મુજ હૃદયે, એ અંજલિનો સ્વીકાર કરજે, બ્હેની!
ભૂલી શોકરસ લેવો, ભ્રાતા દે અંજલિ, તે લેની."

આ તો ગઈ, પણ મામાના જેવા લેખકની તે "નિકષશિલા" હતી, એનો સંતાપ ને ગર્વ આજેય છે.

ગોવર્ધનરામ કેવા કવિ હતા તે તો હવે બહુ ચર્ચાયું છે, ને હજુય ચર્ચાશે. આ ચર્ચા બન્ને પાસાની સીમા લગી ઠીક ગોવર્ધનરામને લઈ ગઈ છે. "કાવ્યમાધુર્ય"માં સૌરાષ્ટ્રના એક મશહૂર કવિ નથુરામ સુન્દરજી કવિએ પ્રસિદ્ધ "સાક્ષરસમક"માં ગોવર્ધનરામ

વિશે જે પંદ રચ્યું છે તે પણ ઘણાઓએ વાંચ્યું હશે. મારો કાવ્યોનો અભ્યાસ સન ૧૯૧૧ પછીથી બહુ થોડો છે, છતાં મારા સંસ્કાર પ્રમાણે મોટા મામાની આ "નિવાપાંજલિ" એક ઉત્તમ કાવ્ય છે. ૨

મોટા મામા આમ બાના ખરા ગુરુ હતા. તે પછી લીલાવતી બહેનના ગુરુ થયા. નાગરવાડાના કેટલાય જુવાનો પોતાનું ઋણ કબૂલ કરશે: તેમાં મુખ્ય ચન્દ્રશંકર પંડ્યા હતા. એમની વાતોમાંથી પ્રેરણા, ઉત્સાહ, ભાવના વગેરે મળતાં; રમૂજ ઉપરાંત, એ બહુ જ મળતાવડા હતા ને એમને વાતો કરવાનો શોખ પણ ઘણો હતો. ભાઈ ઇન્દુલાલે હાલમાં જ પોતાની આત્મકથામાં ચન્દ્રશંકરનું જે ઋણ કબૂલ્યું છે તે ખરેખર તો મોટા મામાનું છે.

કેટલાય પ્રસંગો કહી શકાય. "વસન્ત", "સમાલોચક"ના ઈ. સ. ૧૯૦૮માં પ્રકટ થયેલ ગોવર્ધનસ્મારક અંકોમાં બીજા ઘણાઓએ જાતજાતના પ્રસંગ વર્ણવ્યા પણ છે.

એક બહુ યાદ રહી ગયેલ પ્રસંગ પરીક્ષાઓનાં પરિણામો પ્રકટ થયા પછી અમે સૌ એમને ત્યાં જતા તે સમયનો છે: લગભગ ૧૯૦૧-૨થી ૧૯૦૭ લગી આ પ્રસંગો ચાલુ રહ્યા—અમે એમની મેડીએ ચડીએ. હીંચકા ઉપર મોટા મામા બેઠા હોય—સામે અમે સૌ ખુરશીઓ ઉપર બેસીને પરિણામોનાં નિવેદન કરીએ. કોઈને સારો જશ મળ્યો હોય, કોઈ ત્રીજા વર્ગમાં જ પાસ હોય, કોઈ નિષ્ફળ હોય. દરેકની વાત પૂછે ને સાંભળે, ને પછી એ જે કહે તે દરેકના

---

૨. તેમ જ "સરસ્વતીચન્દ્ર"માંનાં બીજાં કેટલાંક કાવ્યો, "અવનિ પરથી નભ ચડયું વારિ," અને જે પહેલાં બહુ ગવાતી હતી તે ગરબો "દીધાં છોડી પિતા માતા" વગેરે; અને "સ્નેહમુદ્રા"નાં "કોકિલાને" "નીલ લીલમ સમાં લાલ ગાલે બેઠાં તમે જે ઘણે રે" તેમ જ "મુજ વૃત્તમાં નથી કો નવાઈ...સંસાર માંહિ પ્રયાણ કાજ જ પાન્થચેતન સર્વ છે" એ બધાં મને તો ઉત્તમ લાગ્યાં છે.

દિલમાં ઊતરી જાય. મામી સૌનું મોં ગોળથી ગળ્યું કરાવે. હસવાની વાતો, શાબાશી કે દિલસોજીની વાતો, ઉપરથી એકાએક મોટા મામા પૂછે, "ગયે વખતે તમે સરસ રીતે પાસ થયા હતા, તેનો આનન્દ આજે ક્યાં છે ?" "આજે નપાસ થયા ત્યારે તે રહ્યો છે ?" "આજની ગ્લાનિ વળી આવતી કાલે ફતેહના આનન્દમાં પાછી ભુંસાઈ નહિ જાય ?" "ફલાણા ભાઈ પ્રીવિયસમાં બીજા વર્ગમાં પાસ થયા, તે બહુ સારું થયું. પણ પહોર ઇન્ટરમાં ત્રીજા વર્ગમાં આવે તો ? ને બી. એ.માં નપાસ જ થાય તો ?" એથી ઊલટુંય બને. "છેલ્લું થયું હોય તે જ આખી જિંદગી કામ આવે. આજનું બધું તાત્કાલિક ક્ષણજીવી છે. છેલ્લી પરીક્ષાનાં પરિણામ જ ઠેઠ લગી રહેવાનાં." અમારામાંથી કોઈ ઠેઠ પહોંચેલ નહિ. એટલે છેલ્લી પરીક્ષાને માટે આમ સાવધ થઈ જાય. ને બધાંને ગળે આ વાત ઊતરી જાય.

ત્યાં તો બીજો ભડાકો મામા કરે. "છેલ્લી પરીક્ષા તે કઈ ? એમ.એ.ની ? એ તો ખરી જ. પણ એની પછી તો મોટામાં મોટી પરીક્ષા આવવાની. પહેલા વર્ગમાં પહેલા દર વર્ષે કેટલાક આવે છે: —પણ જિંદગીમાં પહેલા આવેલા કેટલા છે ? અને એ કાંઈ એના— એ છે ?" પોતાના અનુભવોનો ખજાનો કાઢે. "ફલાણા ભાઈ ગુજરાતીઓના પહેલા ગ્રેજ્યુએટ ને પહેલા વર્ગમાં પહેલા એમ. એ.: હાલ એ શું કરે છે ? જુઓ તેલંગ. બીજો વર્ગ જ. પણ વકીલાતમાંથી તે હાઈકોર્ટના જજ થયા, ને ત્યાં એમનું નામ કેવું શોભે છે ? માટે જીવનની પરીક્ષા એ જ સૌથી છેલ્લી: તમે પહેલી પરીક્ષાઓમાં ગમે તેમ કરો, પણ આ છેલ્લી પરીક્ષામાં તો પહેલા જ આવજો." આમ રસ, બોધ, જ્ઞાન સૌ એક સાથે આપતા, ને પરીક્ષાઓ (યુનિવર્સિટિની)ના હર્ષશોક વિસરાવી મોટાં કામને માટે તૈયાર કરતા. અમારાં હૃદય, વિનમ્ર ઉપકારવશ થઈ, એમની વાત કબૂલ કરતાં

ને એમના મરણમાં મૂકી જતાં.[3]

આજે પરીક્ષાઓ તો જાણે હાલની કેળવણી ઉપર ભૂતની પેઠે ચડી બેઠી છે. ભણનાર, ભણાવનાર, સંસ્થાઓ ને માબાપો, ને સરકાર પણ તેને જ જુએ છે, તેની જ ગણત્રી કરે છે. એમાંથી અમને બચાવી, "પરીક્ષાર્થી"માંથી ખરા વિદ્યાર્થી બનાવવા, ને જીવન ઉપર દીર્ઘદૃષ્ટિએ જોવા એ અમને પ્રેરતા.

આ ઉપરાંત પણ બીજા પ્રસંગો હતા. કેટલાક વધારે અંગત હતા. મારી કાચી ઉમરની રાજસિકતા તરફથી મને હઠાવી સાત્ત્વિકતા તરફ મને એમણે પ્રેર્યો છે, ને તેય એવી અજબ કુનેહથી, સદ્ભાવનાથી, દીર્ઘદૃષ્ટિથી; તથા બીજાઓના તેમ જ આપણા હિતનો વિચાર કરતાં એવું શિખવાડ્યું છે કે તેનાથી જાણે હું ઘણી ભૂલોમાંથી બચી ગયો છું, ઘણી ઉપાધિઓમાંથી બચીને સ્વાશ્રય શીખ્યો છું, અને જ્યારેય એમની શિખામણનો ને એમણે આપેલ પ્રેરણાનો ઉપયોગ કરી શક્યો છું ત્યારે મેં આ મોટા મામાને સહૃદય ધન્યવાદ જ આપ્યા છે.

આર, ૨૭ જુલાઈ, ૧૯૫૫.

---

3. "હસ્તી પરીક્ષા" કરીને આમાની મારી કૉલેજમાં એક જાહેર-વ્યાખ્યાન સર્વની સમક્ષ મેં આપ્યું હતું. તેને વિસ્તારીને "નવચેતન"માં (સન ૧૯૩૧ નવેમ્બરના અંકમાં) એક લેખ પણ મેં આપ્યો હતો.

*

...હદયિના પેરા ઘુઘવાટ; મદ્ગાનદના નિનાદ અને પંખીઓના કલરવના અપરિદષ્ટ સમવાયથી ગોવર્ધનરામની વાણીનું કાનન ભરેલું છે..

—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ('વિવેચના,' પૃ. ૫૭).

"હૃદય વલ્લભ! સર્વ ભારતવર્ષમાં એક જ—નહિ મંદ, નહિ ઉગ્ર, એવો—રમણીય પ્રકાશ દેખું છું. નાનાં ગામડાંમાં ને મોટાં નગરોમાં આનંદનાં ગીત સાંભળું છું—સર્વત્ર સાંભળું છું. અરણ્યોમાં, પર્વતો ઉપર, નદી તીરે ને સમુદ્ર તીરે, સાધુજનોની નિર્ભય નિરંકુશ કલ્યાણચર્યા, જ્યાં જોઉં છું ત્યાં, હૃદયને પ્રફુલ્લ કરે છે."

[ 'સરસ્વતીચંદ્ર' પૃ. ૫૯૪ ]

"તેમના ગૃહરાજ્યમાં ગુણસુંદરીઓ, કુસુદસુંદરીઓ, સૌભાગ્યદેવીઓ, ને ચંદ્રાવલીઓ ફરતી જોવા ઇચ્છું છું. તેમના વૈભવ વધેલા જોવા ઇચ્છું છું. તેમના ભંડાર ભરાતા જોવા ઇચ્છું છું. તેમને આધિ અને વ્યાધિથી મુક્ત,…સુશરીર, સ્વસ્થ અને સ્વતંત્ર જોવા ઇચ્છું છું. એમને ત્યાં સરસ્વતી અને લક્ષ્મીના સમાગમ દૃઢ જોવા ઇચ્છું છું. એમને ત્યાં પ્રીતિ અને સદ્‌ગુણના સહચાર થતા જોવા ઇચ્છું છું. એમનામાં દેશોન્નતિની વાસનાઓને વીર્યવતી અને ફલવતી થતી જોવા ઇચ્છું છું."

[ સરસ્વતીચંદ્ર-પૃ. ૬૩૧ ]

# ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

## લેખક: રણજિતરામ વાવાભાઈ મહેતા

[ ગુજરાત પ્રત્યે ઊંડી ભાવના–ભક્તિ ધરાવનાર, ગુજરાતી સાહિત્યપરિષદ્‌નાં બીજ વાવનાર, ગોવર્ધનરામને પ્રમુખપદે ઈ. સ. ૧૯૦૫માં યોજાયેલી પહેલી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના ઘણે અંશે સૂત્રધાર તથા 'ઈસુનું વર્ષ ૧૯૦૮' જેવા લેખ દ્વારા વાર્ષિક અવલોકનની પહેલ કરનાર, શ્રી રણજિતરામ ગોવર્ધનરામના નિકટ સંપર્કમાં આવેલા. તેથી જ એમનો આ લેખ ગોવર્ધનરામના જીવન અને સર્જનને સમજવાની એક કીમતી ચાવી જેવો બની રહે છે. અભ્યાસીઓએ 'સમાલોચક'ના ગોવર્ધનસ્મારક અંકમાં પણ રણજિતરામનો આ પ્રકારનો લેખ જોવા જેવો છે.]

સાક્ષરોની નક્ષત્રમાળામાં પોતાની વિવિધ શક્તિઓને લીધે સ્થાન પામેલા "સરસ્વતીચંદ્ર"ના કર્તા વિશે નવીન ગ્રહ સંબંધે જે ઊહાપોહ કરવો પડે તે આવશ્યક નથી. સાહિત્યના ઉપવનમાં કઈ ઘટામાંથી આમોદ પ્રસરી રહ્યો છે તે સર્વત્ર વિદિત થયેલું. છે. તો પણ નક્ષત્રની ઘટના કે એ ઝાડીના ઉદ્ભેદ વિશે ઊઠતી જિજ્ઞાસા સંતોષવા યત્ન આદરીશું.

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી જાતે નાગર બ્રાહ્મણ હતા; વેદ, સામ; ગોત્ર, શાર્કવ; પ્રવર, આઙ્ગિરસ; આમહીયવ, ને ઉરૂક્ષ્ય. તેમનું નિવાસસ્થાન નડિયાદ કોઈ રાજ્યનું પાટનગર ન હોવાથી એમના જ્ઞાતિજન વેપાર ખેડતા; ક્વચિત્ પરરાજ્ય કે પરગામ જઈ મુત્સદ્દી થતા. ગોવર્ધનરામના પ્રપિતામહ મોહનરામની દુકાન રતલામ, વડોદરા, સુરત તથા નડિયાદમાં હતી, અને પિતામહ અને પિતાનો વેપાર મુંબઈ, ગોઆ, સુરત, નડિયાદ વગેરે સ્થળે ચાલતો.

વેપારી કુટુમ્બ વૈષ્ણવ હતું અને ડાકોર પડોશમાં હોવાથી ભક્તિભાવવાળું હતું. મોહનરામના ભાઈ પ્રભુરામના પુત્ર બાલકૃષ્ણ ડાકોરના ભટજી મહારાજ નામના ભક્તના સમાગમથી વિરક્ત થઈ

કુટુમ્બનો ત્યાગ કરી વૃંદાવન પાસે ગિરનાર પર જઈ રહ્યા હતા. ત્યાર પછી શ્રીનાથજીના તેઓ ભંડારી થયા હતા. રા. રા. મનઃસુખરામના પિતામહ અને ગોવર્ધનરામના પિતામહ ધીરજરામના જ્યેષ્ઠ ભ્રાતા શિવરામ પણ સંન્યાસી થયા હતા. સાધુસંતોને સારો આશરો આ કુટુમ્બ તરફથી મળતો. કુટુમ્બના ઠાકોરજીની માફક ભક્તિની જ્વાલા વંશપરંપરા સોંપાતી. ગોવર્ધનરામના પિતા અને પિતામહી પરમ ભાવિક હતાં. મુનિમહારાજ નામના કાશી તરફના મૌનવ્રતી સાધુને એમના તરફથી સારો સત્કાર અપાયો હતો. આવા કુટુમ્બમાં જન્મનાર નાનપણથી જ વૈષ્ણવ સંપ્રદાયના સંસ્કાર પામેલો; વિરક્તિ એના લોહીમાં ઓથે ઊતરેલી. વૈષ્ણવ ભજનો અને પદો ગવાતાં સાંભળી સંગીત અને ગુજરાતી તથા હિન્દી સાહિત્યના રસને જીવનમાં ઉતારેલા.

ગોવર્ધનરામનાં માતુશ્રીએ તેમની સુપ્રત રા. રા. મનઃસુખરામને કરી હતી. રા. રા. મનઃસુખરામે બાલકને મિત્રવત્ ગણી કેળવણી આપી, નાના પ્રકારની વાર્તાઓ કહી, ગોવર્ધનરામનો જિજ્ઞાસારસ દ્રવાવ્યો હતો. માણભટની કથાઓથી અને રા. રા. મનઃસુખરામની વાર્તાઓથી લેખક થવાની અભિલાષા સ્ફુરી હતી. ઘણું કરીને રા. રા. મનઃસુખરામની ઇચ્છાનુસાર માણભટ પાસે સાંભળી આવી નળદમયન્તીની કથા લખી પ્રથમ સાક્ષરપ્રયાસ કર્યો હતો. એક વાર એમનાં માતુશ્રી એમને મુંબઈ મૂકી નડિયાદ ગયાં હતાં ત્યારે નહિ ગમવાથી "સારી ચોપડિયો શોભાય" શીખનારે ચોપાઈ લખી માતા ઉપર કાગળ લખ્યો હતો.

હંમેશ રા.રા. મનઃસુખરામ સાથે વાતચીત કરવાથી ગોવર્ધનરામ અનુભવ, જ્ઞાન અને ડહાપણ નાનપણમાં જ મેળવી શકયા. વાદવિવાદ કરવાની પૂર્ણ સ્વતંત્રતા હોવાથી વિચાર કરવાની–સારાસારનો વિવેક કરવાની ટેવ પડી હતી. વસ્તુમાત્રના દોષ કરતાં ગુણ જોવાની દૃષ્ટિ પ્રાપ્ત થઈ. સંસારના ઝીણા ઝીણા પ્રસંગ ઉકેલવાની, તેમાંથી અનુભવ

બાંધવાની કલા અને કૌશલ ખીલતાં ગયાં. તેમ જ રા. રા. મનઃસુખરામના સાક્ષર, વેદાન્તી અને રાજ્યદરબારી મિત્રોનો સમાગમ મળતો અને નવનવા વિશ્વના ભેદ ખૂલતા.

ગુજરાતી અભ્યાસ મુંબાઈમાં ગોવર્ધનરામે કર્યો હતો. અંગ્રેજી અભ્યાસ નડિયાદમાં આરંભેલો; તે કાળમાં સરકારી "મિડલ સ્કૂલો" ન હોતી; "હાઇસ્કૂલો"માં અંગ્રેજી ત્રીજું ધોરણ પાસ કરેલા પ્રવેશ પામતા. આવી રીતે એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં તેઓ ઈ. સ. ૧૮૬૮માં દાખલ થયેલા. એમના વખતમાં ટર્કહામ "પ્રિન્સિપાલ" અને એરેટ "વાઇસ પ્રિન્સિપાલ" હતા. નગીનદાસ તુલસીદાસ મારફતિયા, નાગરદાસ નરોતમદાસ નાણાવટી, પાલણજી આદલજી મિસ્ત્રી, રતનરામ જયાનંદ વકીલ, પેસ્તનજી કાવસજી સંજાણા, ભાઈશંકર નારાયણશંકર દવે, નવરોજી પાલણજી દેસાઈ, નવલશંકર મોતીરામ, નારાયણશંકર મણિશંકર, હોરમસજી શાપુરજી શીરવાઇ, માણેકજી હોરમસજી વજીફદાર, ચંદુલાલ મથુરાદાસ દૌલતઝાદા, ગુલાબદાસ નાણાવટી, જમશેદજી બીલીમોરિયા, નશરવાનજી રતનાગર વગેરે તે વખતે શિક્ષકો હતા. "હાઈસ્કૂલ"માં ત્યારે "અપર" ને "લોઅર" એવાં બે જ ફક્ત ધોરણો હતાં. "અપર"માં Washington Irving's Sketch Book, Swift's Gulliver's Travel, Milton's Paradise Lost, Thomson's Seasons and Goldsmith's Vicar of Wakefield એટલા ગ્રંથો અને "લોઅર"માં Johnson's Rassellas, Defoe's Robinson Crusoe, Moral Class Book and Irish Vth book એટલા ગ્રંથો શીખવાતા. ઇતિહાસમાં રોમ, ગ્રીસ, ઇગ્લંડ અને હિંદુસ્તાનના ઇતિહાસ: એમના વખતમાં જ સંસ્કૃત, અને ફારસી બીજી ભાષા તરીકે નિશાળોમાં પહેલવહેલાં શીખવવામાં આવ્યાં હતાં. ગુજરાતી ભાષા સર્વને શીખવી પડતી; તેમાં કાવ્યદોહન, નર્મગદ્ય અને ટેલરકૃત વ્યાકરણ શીખવાડવામાં આવતાં. ઈ. સ. ૧૮૭૧ માં ગોવર્ધનરામ

"મેટ્રિક્યુલેશનં"ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા.

કૉલેજમાં વેસ્ટ શિષ્ય, ફૂલેર શિષ્ય, અને એલ્ફિન્સ્ટન શિષ્ય ક્રમે ક્રમે થયા હતા. હાલના "યુનિવર્સિટી"ના "રજીસ્ટ્રાર" પ્રો. દસ્તૂર અને "ટ્રેઈનિંગ કૉલેજ"ના માજી "પ્રિન્સિપાલ" રા. રા. માધવલાલ હરિલાલ દેસાઈ, રા. રા. હરિરામ ઉત્તમરામ ભટ્ટ, રા. રા. રામચંદ્ર વિષ્ણુ ગોખલે વગેરે કૉલેજમાં સહાધ્યાયીઓ હતા. તે અરસામાં ચેટફિલ્ડ અને પછી હૅથોર્નથ્વેટ "પ્રિન્સિપાલ", ભાંડારકર ને પિટરસન સંસ્કૃતાધ્યાપક, બેસ્ટ ને જાર્ડીન્સ ઇતિહાસના અધ્યાપક, ટેલર તત્ત્વજ્ઞાનના અધ્યાપક, બેલર્સ ને કર્કહામ અંગ્રેજીના અધ્યાપક હતા. પ્રારંભના વર્ષમાં તેલંગ દક્ષિણા "ફેલો" હતા. Johnson's Lives of Dryden, Scott's Talisman, Milton's Paradise Lost V and VI, Thomson's Seasons, Bacon's Advancement of Learning, Addison's Essays, Spencer's Faerie Queene, and Shakespeare અંગ્રેજી અભ્યાસ માટે, અને નાગાનન્દ, ભર્તૃહરિશતક, હિતોપદેશ, રામાયણ પ્રભૃતિ ગ્રંથો સંસ્કૃત અભ્યાસ માટે કૉલેજમાં નિયુક્ત હતા. વળી Mill's Logic અને ન્યાય પણ શીખેલા એટલે મગજ નૈયાયિક વ્યાયામ સારી રીતે પામ્યું હતું. બી.એ.માં ઐચ્છિક વિષયમાં ઇતિહાસ વાંચ્યો હતો અને તેમાં પણ ખાસ કરીને રોમનો અને મરાઠાનો ઇતિહાસ. એમ. એ. માટે અભ્યાસ કરેલો પણ પરીક્ષા આપી નહિ શકાયેલી. ઋગ્વેદ, નિરુક્ત, વાસવદત્તા, રત્નાવલિ, મુક્તાવલિ તેમ જ Butler, Burke, Locke, Lewes Zeller આદિના ગ્રંથોનો અભ્યાસ કરેલો; નૈયાયિક તેમ જ ઇતર તત્ત્વચિંતન તથા ઇતિહાસમાં નિમજ્જન પામનાર Spenser, Milton અને Thomson જેવાની કવિતાનો રસ આસ્વાદે એટલે તેની કવિતા કેવા સ્વરૂપમાં પ્રકટી તે કલ્પવું સહેલું થાય છે. મોટી ઉમ્મરે Wordsworth, Shelly, Keats, Byron,

Tennyson આદિ પાશ્ચાત્ય કવિઓનાં કાવ્યો જોયેલાં. નાનપણથી સંસ્કૃત શ્લોક રચવાનો છંદ લાગ્યો હતો. રા. રા. ગોકુલજી ઝાલાને ત્યાં લગ્ન પ્રસંગે જૂનાગઢ રા. રા. મનઃસુખરામભાઈ સાથે ગયેલા ત્યારે ગિરનારનું વર્ણન સંસ્કૃતમાં લખ્યું હતું. એમ.એ. માટે Pope's Essay on man અને Lamb's Tales–Tempestનું સંસ્કૃતમાં ભાષાંતર આદર્યું હતું. સંસ્કૃતમાં રાચનાર અને રા. રા. મનઃસુખરામની છાયામાં વસનારની લેખનશૈલી સંસ્કૃતમય આ વખતથી બંધાતી હતી.

ભક્તિમાર્ગની મસ્તીમાં ઉછરેલાની રસિકતા સંસ્કૃત અને ઇંગ્લિશ સાહિત્યના રસપાનથી ઉદ્દીપન પામી અને સ્નેહાળ પત્ની તથા મિત્રોના સહવાસમાં ખીલી નીકળી.

નર્મદાશંકરના જમાનામાં સુરતની નીતિ જેવી શિથિલ હતી તેવી નડિઆદ-વડોદરાની નીતિ પણ આ વખતમાં શિથિલ હશે એવું અનુમાન થાય છે. મન્મથ-વિકારના પાસમાં બદ્ધ ન થતી શુદ્ધ પ્રેમ-વિકારવાસનાહીન માનસ સ્નેહની ભાવના ગુજરાતને અર્પવાની ઉત્કંઠા ગોવર્ધનરામને થયેલી સ્નેહ અને કામનાં સ્વરૂપ, પ્રદેશ વગેરે વિશે ગુજરાતીમાં કાવ્ય લખવા માંડેલાં; કામને અગ્રસ્થાન આપનાર કવિઓની ઝાટકણી કહાડી નાંખી હતી. એ કાવ્યો અપ્રસિદ્ધ છે; નમૂનો નીચે ઉતાર્યો છેઃ-

" સ્ત્રી સ્વર્ગ ને કામ ગણ્યો સ્વદેવ ! સુમોક્ષ શો કામિની નીવિ મોક્ષ !
નિતમ્બકેરા જશ ગાઈ ગાઈ, ઉચ્ચ સ્તનોને અધિકાર આપી,
કામાસ્ત્ર ચૂતાદિ તણા બનાવી, તેના વિષે સૂર (?) બાયલાઓ,
બેસારિ સિંહાસન કામવાહ, માધાદિ સેનાપતિ દિનરાત
દેશે ભમીને સુર વૈખરીને, મૂઆ મૂકી દિગ્જયના (?) ચિહ્ન ! ! !

× × × × × × × ×

રતિતણાં મન્દિર જ્યાં પવિત્ર હતાં, ચણે તું જઈ ત્યાં મસીદો,
રે ! મોગલે કેમ કીધા જનાના, જ્યાં એકપત્નીવ્રત પુણ્ય રે'તાં ?

'રતિ ! રતિ !' એ રવ બોલી મૂઓ, ક્યાં કામસેવી ઠગ કાલિદાસ !
દેખાડ, કોની ઉપમા તુંને દૌ ? અંધો થઈ રે' 'હું જ નેત્રવૈદ્ય ?'
શ્રીકણ્ઠ ! તું એક જ ચિત્ત મ્હારે, પવિત્ર ત્હારા યશ કેમ ગાઉં ?
શા રામ ને માધવ સ્નેહમૂર્તિ ! ઔશીનરીનાથનું નામ પાપી."

સ્નેહનું ઉન્નત સ્વરૂપ કલ્પનારને ભવભૂતિ ગમે છે અને બીજા સંસ્કૃત કવિઓ ગમતા નથી. પ્રથમ લગ્નની ભાર્યા હરિલક્ષ્મીના મૃત્યુથી થયેલા શોકને ઓછો કરવા લખેલા "હૃદયરુદિત શતક"માં ભવભૂતિનો પ્રભાવ સ્પષ્ટ અંકાયેલો છે. કાવ્યમાં વહેતો કરુણરસ ગાઢ છે-તન્મયતાથી વ્યાપેલો છે.

પિતાની દુકાન ભાંગી ગઈ, સ્નેહ ઉદ્દીપન કરનાર પત્ની વિદેહ થઈ અને સ્મરણાવશેષ પુત્રી પણ માતાને પંથે પળી, શરીર વ્યાધિગ્રસ્ત થયું—વગેરે બનાવોને લીધે કલ્પેલાં મનોરાજ્યો ધ્વસ્ત થઈ ગયાં—"મનના રથ મનમાં જ વહ્યા." જીવનને કાંઠે ઊભા રહી ક્ષિતિજ પાર સફર કરવાની બાંધેલી અભિલાષાઓ સંતોષવાના માર્ગ બંધ થયા. યૌવનના ઉમરા પર જ નિરાશા, ગ્લાનિ ને નિર્વેદના ધક્કા વાગ્યા.

અંગ્રેજી કેળવણી, સ્વદેશાભિમાન, શીખનારની રગેરગમાં ભરી દે છે. પશ્ચિમનાં ગૌરવ, જાહોજલાલી, પ્રતાપ, વૈભવ, જ્ઞાન, સાહસ આદિના અનુભવે યુવાન ભારતના મનોરથો નાના પ્રકારના સ્વરૂપ અને સંસ્કાર પામે છે. જગતના ઇતિહાસના અભ્યાસથી આર્ય પ્રજાને માટે અભિમાન સ્ફુરે છે—તેની સમકાલીન પ્રજાઓ કાળના સ્રોતમાં વિલીન થઈ ગઈ છે; અનેક ધરતીકંપો અને જ્વાલામુખીની પીડાઓ અને વાતાવરણના સતત પ્રભાવથી ખંડિત થતા પણ અખિલ રહેતા ગિરિરાજની માફક કરોડો આફતોમાં આર્ય પ્રજા ચિરંજીવ રહી છે. કઈ શક્તિથી તે ચિરંજીવ રહી છે; જગતની સંસ્કૃતિને એ પ્રજાએ કેટલો અને કેવો વેગ આપ્યો છે અને ભવિષ્યમાં આપશે ઇત્યાદિ પ્રશ્નો મનોરથોને રંગે છે-રચે છે-ઘડે છે.

કૉલેજમાં ભણનારાઓ મંડળી સ્થાપી કે અન્યોન્યમાં મૈત્રી વિકસાવી દેશના ભાવી ઉત્કર્ષ માટે ચર્ચા કરે છે–મહત્ત્વાકાંક્ષી થાય છે. દેશના અભ્યુદય માટે યજ્ઞપશુ થવા તત્પર થાય છે. પશ્ચિમની ભાવનાઓ વ્યક્તિને પ્રાધાન્ય અને શ્રેષ્ઠત્વ આપે છે. તે ભાવનાઓના અંગ્રેજી શિક્ષણને લીધે અહોનિશ પરિચયવાળામાં વ્યક્તિસ્વાતંત્ર્ય અને હકના ઉચ્ચગ્રાહો જાગે છે. પરંતુ પોતાના વ્યાવહારિક જીવનમાં સમષ્ટિમાં વ્યષ્ટિ નિમગ્નતા અનુભવે છે–વ્યક્તિને કે હકને માટે સ્થાન જડતું નથી. આમ બે વિરોધી ભાવનાઓનો વિગ્રહ જામે છે વિગ્રહમાંથી આગ્રહ, ઉચ્છૃંખલતા, Compromise કે તિરસ્કાર જન્મે છે. Compromiseને આદર આપનારા લાગ, ડહાપણ 'ને બુદ્ધિનો ઉપયોગ કરે છે. જનહિત–દેશોત્કર્ષ કરવાની લાગણી જેમ તીવ્ર અને ઉત્કટ વધારે થાય છે તેમ લાગની–પરમાર્થની ભાવના અધિક વેગથી જીવનમાં વ્યાપી જાય છે. દુઃખી માણસને સમભાવની પિપાસા હોય છે, એ પિપાસામાં કલ્યાણની વાસના રહેલી છે.

વ્યથિત ગોવર્ધનરામના સંબંધમાં આવું કાંઈક બનેલું: પોતાની આધિવ્યાધિના કાળમાં કલ્યાણવૃત્તિ જ્વલંત ભભૂકી ઊઠેલી. પોતાનાં જેવાં જ દુઃખી નરનારી તેઓ જુએ છે. સંગીતમાધુર્ય રેલાવનાર પંખીઓ પાંજરામાં પુરાયેલાં, જંગલ ધ્રુજાવનાર ને ગજાવનાર સિંહવ્યાઘ્રાદિ કૌતુકવસ્તુ કે વિનોદપ્રદ રમકડાંની ગરજ સારવા સાંકળથી બંધાયેલાંની માફક પોતાના સ્વદેશીઓની સ્થિતિનું દર્શન લે છે. કુદરતી સઘળી શક્તિઓને યુરોપીઓ પોતાના ઉપયોગને માટે વપરાશમાં લે છે, પોતાનું ધાર્યું તેમની કને કરાવે છે, તેમ હિંદુઓનાં મન, હૃદય, શરીર આદિની સર્વે શક્તિઓ અંધશ્રદ્ધાને લીધે વ્યય થતી ગોવર્ધનરામ અનુભવે છે. આર્ય જીવનનો સનાતન–સતતવાહી પ્રવાહ સ્થળે સ્થળે ખાડાખાબોચિયાંવાળો થઈ જવાથી મલિન થયેલો માલૂમ પડે છે. આથી પારકાને દુઃખમાંથી ઉદ્ધારી પોતાનું દુઃખ ઓછું કરવા કલ્યાણવાસના ઉત્તેજિત થાય છે. પોતાનું વ્યક્તિત્વ સમગ્ર સમાજના હિત આગળ અવસન્ન થાય

છે. આવી સ્થિતિમાં કુલના સંસ્કારો ઉદાસીનતા–વૈરાગ્ય સ્ફુરાવે છે. એમ. એ. અને એલએલ. બી.નો અભ્યાસ કરતા ત્યારે Friendly Society નામના મંડળ સમક્ષ Asceticism વિષે વિસ્તૃત લેખ વાંચ્યો હતો. એ લેખમાં ઉક્ત ભાવના સ્પષ્ટ અને વિશાળ રેખાઓથી આલેખી છે. આ મંડળમાં મહાદેવ શિવરામ ગોળે, ખાપર્ડે (કોંગ્રેસના ઉદ્દામ પક્ષના એક નેતા), સમર્થ, તુલ્લુ, માવલનકર, ટેળે, ધારપ, પાવગી ("ભારતીય સામ્રાજ્ય"ના કર્તા), કેળકર, કાથવટે, મૂઝ્યે, સાંનગિરિ, કૃષ્ણરાવ બાપુજી તેલંગ, ભંડારે, અગાસે, રંગનાથ નરસિંહ મુધોલકર, વિષ્ણુ કૃષ્ણ ભાટવડેકર વગેરે સભાસદ હતા. ગુજરાતીઓમાં ફક્ત ગોવર્ધનરામ હતા.

દુકાન તૂટવાથી દ્રવ્યહીન સ્થિતિ થઈ તેમ જ મગજ વ્યાધિગ્રસ્ત થયું એટલે અભ્યાસ આગળ થઈ શકે એમ ન હોતું. વેદાંતને લીધે ભાવનગરના તે વખતના દીવાન સામળદાસ સાથે રા. રા. મનઃસુખરામને સ્નેહ બંધાયો હતો. એક વર્ષ માટે ભાવનગરમાં ગોવર્ધનરામને રાખવા, અર્થાત્ એલએલ. બી.ની પરીક્ષામાં સફળ થઈ વકીલાત કરવાનો વખત આવે ત્યાં સુધી રાખવાની રા. રા. મનઃસુખરામે ગોઠવણ કરી સામળદાસની સન્મુખ ગોવર્ધનરામે કૉલેજમાં સુન્દરજી જીવાજી પારિતોષિક મેળવવા લખેલી "નિધિકુંકિન" નામની સંસ્કૃત કૃયાનો આદ્ય શ્લોક રા. રા. મનઃસુખરામે સંભળાવ્યો–

> सौभाग्यानामुपरि नितरां पूर्णतां यः कलानाम्
> नीत्वा नीत्वा हिमकरमिव प्राप्तसर्वाशमेनम् ।
> लोकश्रेष्ठं ऽनमपि पुनर्मानयत्येव दुःरो—
> र्दुष्टायास्मै कुपितविधये लक्षवारं नमोऽस्तु ॥

સામળદાસે જિંદગીમાં વિવિધ દશાઓ અનુભવી હતી, એટલે આ શ્લોક એમને પોતાના જીવન અને અનુભવોને સાક્ષાત્કાર કરતો લાગ્યો અને તેથી રુચી ગયો. પ્રસન્ન થઈ રા. ૧૫૦ના દરમાયે પોતાની પાસે ગોવર્ધનરામને રાખ્યા. આ પગાર સિંજાતનિ જેવો મળતો.

કામ જૂજ અને અવકાશ પુષ્કળ હતો, પણ મગજ નાનાવિધના વ્યાધિઓનું નિવાસસ્થાન હતું. કાયદાનો અભ્યાસ થઈ શકતો ન હોતો. આ વખતે ગોવર્ધનરામની માનસિક સ્થિતિ અત્યંત વ્યગ્ર હતી.

Of the world I have seen,
And much that is nonsense;
Of its name I am tired,
In its stuff is no sense!
Its pleasures are moist
But with tears of woe;
And the souls that rejoice
Do hail but their foe.
Weeping is there lot
More normal than smiling;
The Creator deserves
Less thanks than reviling?
I do not blaspheme
For I speak but the truth;
For that I'll be thanked
If God be some ruth.
Let Him, if he feels
The sting of my say,
Improve His courses
Or show me His way.
My knowledge is my truth
And His self is the Giver;
His self is to blame
If my truth be an error.

વિશ્વના ઊંડા ભેદો જાણવા તલસતી વૃત્તિ આવા ઊભરા કહાડે છે. Blind gravitation is the most probable of our final causes આવો નિશ્ચય બંધાય છે. પરંતુ કાંઈજ સૂઝ નથી પડતી ત્યારે ઉદ્‌ગાર કહાડે છેઃ—

Foolish, foolish, foolish all!
No Be-all and no end-all?
But ah! alas! You must succumb,
And wise or foolish, bear it dumb!

દુઃખની હેલી જામી રહી હતી, સર્વતઃ વેદના મર્મ ભેદી રહી હતી ત્યાં આવા જ વિચાર ઉદ્‌ભવે. વિરક્તિ–ઉદાસીનતા વ્યાધિગ્રસ્ત પુરુષોનાં લક્ષણ છે. એવા કથનમાં સત્યના અંશો જણાય છે. દુઃખી ગોવર્ધનરામને આવી જ ભાવનાઓ આસાયેશ, વિરામ ને હૂંફ મેળવવા રુચિકર થઈ પડે છે. આવી અવસ્થામાં જ ચારિત્રની દિશા નિર્ણીત થાય છે; તેમ ભવિષ્યમાં વિમર્શી પર્યેષણા–" Philosophy of Consumption"નાં બીજ પણ વવાય છે. પૂનમ કે અમાસને દિવસે સાગરમાં જુવાળના ધોડા ઉછાળા મારે છે, તેમ સુખમાં કે દુઃખમાં પરાકાષ્ઠા હોય ત્યારે કવિત્વના ધોધ હ્રદય ફોડી ધસી નીકળે છે, આર્ત્ત ગોવર્ધનરામની કવિત્વમય પ્રકૃતિ ખીલી નીકળે છે, અને પર્યેષણાના સહવાસમાં Poetics-Rationalismની પાંખડીઓ ફૂટે છે.

દીવાન સામળદાસના સંબંધને લીધે ભાવનગરનો પાછલો ઇતિહાસ, રા. રા. મનઃસુખરામને લીધે જૂનાગઢ ને કચ્છના ભૂતકાળ તથા અમરજી દીવાન, મેરુ ખવાસ અને કુંભારાણા પછી અંગ્રેજી સત્તા જામતી ત્યારે "પોલિટિકલ એજન્ટો" ની સર્વગ્રાસિની ખટપટોમાં, ગોકુળજી ઝાલા અને ગૌરીશંકર ઓઝાએ જૂનાગઢ ને ભાવનગરનાં રાજ્ય કેમ અખંડ રાખ્યાં અને તરાવ્યાં તે સર્વ કથા સૂક્ષ્મમાં સૂક્ષ્મ બીના સાથે ગોવર્ધનરામના જાણવામાં

આવે છે. આ ખટપટોમાં દેશી રાજ્યોનાં રાજા, પ્રધાન અને રૈયત વગેરે અંગોએ કેવો કેવો ભાગ લીધો હતો તે વિચારવાનાં સાધનોથી મગજ આ વખતે સંભૃત કરી લીધું.

નિષ્ફલતા પર નિષ્ફલતા મળવાથી ખિન્ન ને વ્યથિત ગોવર્ધનરામ છેવટે એલએલ. બી. થયા. ભાવનગર છોડતી વખતે સંસ્કૃત શ્લોકોનું ગોહેલ ઠાકોરને નજરાણું કીધું હતું.

મુંબાઈ જઈ વકીલાત આરંભી. શરૂઆતમાં આજીવિકાનાં સાધન પૂરેપૂરાં મળી શકવાં દુર્લભ હોવાથી કચ્છ દરબાર તરફથી રૂ. ૩૦૦૦) ના પારિતોષિકથી ટોડકૃત "રાજસ્થાન"નું ગુજરાતીમાં ભાષાંતર કરવાનું સોંપાયું હતું.

નૈયાયિક ગોવર્ધનરામને ધારાશાસ્ત્રની કેળવણી મળી એટલે દરેક પ્રશ્ન સંસાર, રાજ્ય, ધર્મ, ગૃહ, સાહિત્ય, તત્ત્વચિંતન, ઇતિહાસના દરેક પ્રશ્નનો નિર્ણય આપતાં પહેલાં તેના સંબંધી સારાનરસાપણું બતાવનારી માહિતી મેળવવાની આવશ્યકતા લાગી. કોઈ પણ વસ્તુ કે સંસ્થા નકામી અને તિરસ્કારપાત્ર નથી પણ તેનો ઉપયોગ હતો, છે કે થશે એવી વૃત્તિ ઉદ્ભવી. સ્તૂપના ટેકરા જોઈ હરકતરૂપ થઈ પડે છે એમ ગણી ખોદાવી નાખવાને બદલે સંભાળથી ખોદાવી સાફ કરી પૂતળાં, શિલાલેખો, શિલામંજૂષા, અવશેષ વગેરે કચરામાંથી બહાર કઢાડી ઇતિહાસના યુગ આલેખનારાની માફક ગોવર્ધનરામે આપણી સંસ્થાઓનું હિતાહિતવહ સ્વરૂપ ઉકેલવા પ્રયાસો આરંભ્યા.

સંસાર અને ધર્મની પ્રખર જ્વાલાઓમાં યૌવનના સંસ્કાર સીંચેલા એટલે એ બંને પ્રદેશમાં ઉન્નત રસિક ભાવનાઓ જાગી હતી. મણિલાલ નભુભાઈએ જેમને વ્યવહાર પક્ષના લેખકો કહ્યા છે તેમની ભાવનાઓ (?) કરતાં ઉચ્ચતર, રમણીય અને રસપૂર્ણ ભાવનાઓ ગુજરાતને અર્પવા સંકલ્પ કર્યો. મહીપતરામ, હરગોવિંદદાસ, રણછોડભાઈ, દલપતરામ અને તેમના અનુયાયીઓ ખામીઓ ચીતરવામાં નિપુણ હતા, પણ હિંદુ જીવનના સારા અંશો

ઈતિહાસ અને તત્ત્વજ્ઞાન તથા સંસારશાસ્ત્રની દૃષ્ટિએ બતાવવાનું માન તો ગોવર્ધનરામને જ છે. જયકુમારી જેવી મહેનીઓને બદલે કુમુદ, કુસુમ, ચંદાવલી જેવી મન, હૃદય અને આત્માની અલૌકિક સંપત્તિવાળી લલનાઓનાં ચરિત્રો ગુજરાતને સમર્પ્યાં.

સંસારસુધારાનો કેન્દ્રસ્થ પ્રશ્ન લગ્ન છે, એવી ગોવર્ધનરામને પ્રતીતિ થઈ. જીવનને ઉચ્ચ, રસિક, આગ્રહી અને જ્વલંત બનાવવું તેનું નામ સંસારસુધારો છે. સ્નેહના પ્રભાવ વિના સાધ્ય સાધવું અશક્ય છે, સ્નેહથી જાગેલા જીવનને લગ્ન અર્થાત સ્નેહના ભૌતિક અવિર્ભાવમાં દીપાવનારું પાત્ર મળવું જ જોઈએ. એવું પાત્ર ન મળે તો ઉદાસીનતા, માનસસ્નેહ કે અસંતોષ થાય—કાં તો જીવન કટુ અને વિદ્રોહી થાય અથવા ભવિષ્યમાં પોતાના જેવું બીજાંઓને ખમવું ના પડે માટે જીવન ને સંસાર સુધારવા કર્તવ્યપરાયણતા પ્રદીપ્ત થાય. "સ્નેહમુદ્રા" અને "સરસ્વતીચંદ્ર" ના વાંચનારાઓને તેમ જ હાલ લખાતી ગુજરાતી કવિતાના સૂક્ષ્મ અભ્યાસીને ઉક્ત કથનનો સચોટ અનુભવ થયો હશે.

ઈ. સ. ૧૮૮૫માં આરંભેલો "સરસ્વતીચંદ્ર" નો પહેલો ભાગ ઈ. સ ૧૮૮૭માં; બીજો ભાગ ઈ. સ. ૧૮૯૨માં; ત્રીજો ભાગ ઈ. સ. ૧૮૯૮માં; ને ચોથો ભાગ ૧૯૦૧માં પ્રસિદ્ધ કર્યા. અનેક ગિરિમાળા, નદી, સરોવર, જંગલો, નગરો વગેરેથી ભારતવર્ષ મંડિત છે, તેમ આ ગ્રંથમાં પણ કલ્પના, રસ, કલા, ભાષા, તત્ત્વચિંતન આદિ ભૂષણનાં વિવિધ સ્વરૂપો જેવાં અલ્પાધિક પ્રમાણમાં છે. આ દેશના જીવનને, વિચારને અને સાહિત્યને એ ગ્રંથનો પ્રભાવ લાગ્યો છે. એ ગ્રંથથી ગોવર્ધનાવન શરણ સાહિત્યમાં ઉત્પન્ન થયું છે એટલું જ નહિ પરંતુ એનાથી ઉચ્ચઆદર્શો ને ભાવનાઓ વિશદ, રસિક અને ઉન્નત થયાં છે. આજ લગી જે જે ભાવનાઓથી ગુજરાતનું જીવન રસાતું હતું તે તે ભાવનાઓ ઉત્કટ, સ્ફુટ, અર્થભરી, રસપ્રદ કરી આપી છે. તેમના શુભાશુભ અંશો આંકી અશુભના

પ્રતીકાર અને શુભના ઉત્કર્ષ સૂચવ્યા છે.

યુરોપીઓને આ દેશ, રાજ્ય, વેપારાદિ સંબંધોમાં તદ્દન આધીન થયેલો છે. સંસાર અને વિચારમાં પણ એવી જ ગુલામગીરી ભોગવે એ યુરોપથી ગર્જતી આવતી સ્વતંત્રતાની ચીસો સાંભળનારથી ખમાતું નથી. પોતાના દેશબાંધવોને વિચારક બનાવવા તેમને તથા યુરોપની સંસ્કૃતિને ન્યાયાસન ઉપર બેસાડી આર્ય સંસ્કૃતિની સબળ વકીલાત ગોવર્ધનરામે કરી છે. "અતિ ભવ્ય, તત્ત્વતઃ ઉત્કર્ષક, અતિ પુરાણ, શુદ્ધ અને સંગીન મહાન આર્ય પ્રજા"–ને માટે તેની સંતતિ પાસે અભિમાન સ્ફુરાવે છે. તેમના ભૂતકાળના ઇતિહાસમાંથી નવા જમાનાને કામના ઉપાયો અને પ્રયાસો સૂચવે છે. ધર્મની પ્રાચીન ભાવનાને આજના Duty અને Actionના સ્વરૂપમાં પલટાવવા અસલનાં વચનો, સિદ્ધાંતો અને ચિત્રો આપે છે.

"What the aesthetic taste did for Athens, and what in later day, the Stoic "Nature" did for Rome, the notions of Brahma and Purush did for Ancient India."

આવી રીતે પુરાણભાવનાઓનું સ્થાન નિર્દિષ્ટ કરે છે અને નીચે ઉતાર્યા મુજબ ભારતનું ભવિષ્ય કલ્પે છેઃ–

"The instincts of the great old nation which uttered and revealed our sacred words under the influence of the inspiring Sun, still exist in us and the children of the Orient will still revive out of themselves like the Phoenix and it is possible that the ultimate creed of the world will, if Gladstone be a good prophet in such matters, be coincident with that of the nations of the East. Christ,

Zoroaster, Mahomed and the Voices of the Brahmanas rose first in the countries of the East. The various representatives of them all have found a rendezvous as if it were in our India and who knows but that the wave of the United Human Mind may be destined to be drawn heavenwards in this very land-the favoured field of the seers (ઋષિ). "

"સરસ્વતીચંદ્ર "ની રચના, પાત્રોના માનસવ્યાપાર, આચરણ, પ્રશ્નોની મીમાંસા વગેરેમાં અગત્યનાં દૃષ્ટિબિંદુ સ્પષ્ટતઃ બતાવવામાં આવ્યાં છે. જીવન્મુક્ત યોગીની પુરાણ આર્યભાવના સરસ્વતીચંદ્રાદિ પાત્રોનાં ચારિત્રમાં પ્રગટ કરી છે. સુન્દરગિરિ ઉપર યોગત્વ પ્રાપ્ત થતાં સરસ્વતીચંદ્ર સ્નેહશૂન્ય થાય છે; મૈત્રી, કરુણા, મુદિતા અને (? ઉપેક્ષા)—યોગીનાં લક્ષણ તેનામાં આવે છે. પ્રાચીનાર્વાચીન પ્રવાહોમાં પ્રજાના જીવનમાં હજારો વર્ષથી વ્યાપી રહેલી ભાવનાઓ પશ્ચિમની ભાવનાથી કેવું સ્વરૂપ લે છે, તેનું એ પાત્ર દર્શન કરાવે છે. જે જે પ્રશ્નોનું નિરાકરણ આજના જીવનમાં થવું અશક્ય છે તે "સુન્દરગિરિ" ઉપરના સાધુઓનાં જીવનમાં કરી બતાવ્યું છે. વિવાહ અને કૌમારના પ્રશ્નો, ભિન્ન ભિન્ન સંપ્રદાયોના ઝગડા, આર્થિક વિષમતા આદિ પરત્વે એ ગિરિવાસીઓએ ગુંચવાડા ઉકેલ્યા છે. ડીન ચર્ચના શબ્દોમાં લખીએ તો "સરસ્વતીચંદ્ર"

"is the work of a man in whom thought, sympathy and imagination are equally powerful and wealthy and who exercises a perfect and easy command over his conceptions and over the apt and vivid language Few men have entered so deeply into the ideas and feelings

of the time or have looked at the world; its history and its condition with so large and piercing an insight. × × × Deep tone of philosophic earnestness pervades the book. It is the work of a mind of extreme originality, depth, refinement or power."

આજના જમાનામાં જે જે પ્રજાઓ નવજીવન પામી છે તેમના વિચારકોએ "સરસ્વતીચંદ્ર" જેવા સર્વગ્રાહી ગ્રંથો લખ્યા છે. ઇબ્સન ને ટોલ્સ્ટોય આ જ પ્રકારના લેખકો છે.

ગદ્યલેખક થયા પહેલાં ગોવર્ધનરામે પદ્યરચના કરી હતી. સંસ્કૃત ઇંગ્લિશ અને ગુજરાતી—ત્રણે ભાષામાં પદ્ય રચતા. એમની ગુજરાતી કવિતા ઇંગ્લિશ ને સંસ્કૃત કાવ્યોના સંસ્કાર પામી છે. "સ્નેહમુદ્રા", "સંસાર પ્રતિબિમ્બ", "રસસુંદર અને તત્ત્વાનંદ સ્વામી", "સરસ્વતીચંદ્ર" માંની કવિતા અને "સમાલોચક"માં આવતાં કાવ્યો—ગુર્જર કાવ્ય–સાહિત્યને સમૃદ્ધ કરે છે. કવિ નર્મદ અને દલપતરામને અંગ્રેજી વિદ્યા અને કવિતાનો સંસર્ગ થયો હતો. પણ જીવનમાં સંસર્ગથી પાશ્ચાત્ય કવિત્વનું ઊંડું વહેણ ન હોતું વહ્યું. કોલેજમાં અંગ્રેજી સાહિત્યનો ગંભીર અને હૃદયસ્પર્શી ભાવ તથા રસ આસ્વાદી, ગુજરાતી કવિતામાં તે લાવવા ગ્રેજ્યુએટ કવિઓના પ્રયત્ન આરંભાયા. હરિલાલ, ભીમરાવ, નરસિંહરાવ, મણિલાલ, બાળાશંકર વગેરેનાં કાવ્યો પ્રસિદ્ધિમાં આવ્યાં ત્યાર પછી ગોવર્ધનરામની કવિતા પ્રગટ થઈ હતી. "સ્નેહમુદ્રા" અને "સરસ્વતીચંદ્ર"ના પહેલા ભાગની કવિતા ઉપર નરસિંહરાવ અને નડિયાદી સાંઠોદરા મસ્ત કવિઓની ગઝલોની અસર છે. જૂનાં લોકગીતોનો આત્મા "સરસ્વતીચંદ્ર"નાં અનેક ગીત કે કાવ્યમાં આવિર્ભૂત થયો છે. કેટલાંક ઉચ્ચ ભાવવાળાં કાવ્યો છે—કેટલાંક જોડકણાં છેઃ લીટન જેવા કવિ અને નવલકથાકારો નવલકથામાં કાવ્યો લખતા. ગેરિડિથ, હાર્ડી આદિ એવા જ પ્રકારના લેખકો પોતાનું કવિત્વ ગદ્યલેખોમાં ગીત કે

પદ્યદ્વારા સ્ફુટ નથી કરતા. "સરસ્વતીચંદ્ર" ઉપર સ્કૉટ અને તેના ચરણુ (School) ના લેખકોની અસર છે. સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી સાહિત્યમાંથી પાત્રો પોતાની વિદ્વત્તા બતાવવા ઉતારાઓ ઉપયોગમાં લે છે. સંસ્કૃત આલંકારિકોના મતાનુસાર કથામાં કવિત્વ અને સ્થળે સ્થળે કાવ્યો આવવાં જોઈએ. "સરસ્વતીચંદ્ર" માંનાં કાવ્યોની ઉત્પત્તિ આવી રીતે છે—"સ્નેહમુદ્રા" અને "સંસાર પ્રતિબિમ્બ" પૈયેપૈક અને વ્યંગ્ય હાર્દવાળાં કાવ્યો છે, "સ્નેહમુદ્રા" વિષે મર્હુમ પ્રો. કાશીરામ સેવકરામ દવેના વિચારો સત્કારપાત્ર છેઃ–

Mr. Tripathi has given a poetic expression of the strugglings of the Utilitarian Ideal character of Universal Love–almost bordering on Pantheism. × × (સ્નેહમુદ્રા) is certainly a sustained and energetic long poem + + I admit that Mr. Tripathi has great blemishes-obscurity, harshness, mysticism. + + In Mr. Tripathi intellect predominates over emotion and therefore is at times repulsive."

"There are at various places in the book (સ્નેહમુદ્રા) the grandest ideas I ever read, and certainly the book at times carries us into the sublime region of a higher life tasted only by a few high-souled spirits It exhibits the production of a vivid high soaring and grand imagination devoted in glowing colours to the purity and serenity of nature. × × × in him intellect predominates over reason, the susceptible part of his nature is almost electrified

by the stern rays of reason."

તત્ત્વજ્ઞાનનો સંભાર હોવાથી, કલાવિધાન ઉત્તમ ન હોવાથી, ગોવર્ધનરામની કવિતા જનસમૂહમાં લોકપ્રિય નથી થઈ. કવિત્વની ઉત્પત્તિ વિષેના રા. રમણભાઈ અને તેમના 'સમાલોચક'માંના વિવેચનકાર–ના મતોને એ કવિતા દૃષ્ટિ આપે છે. ગોવર્ધનરામનાં "સરસ્વતીચંદ્ર" અને "સ્નેહમુદ્રા" પ્રસિદ્ધ થયાં તેવામાં એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી તાજા નીકળેલા શારદાસેવક–ગ્રેજ્યુએટોમાં રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ કવિત્વનાં "ઉજ્જમાળાં આશાભર્યાં" ચિહ્ન દાખવતા હતા. **કાન્ત**ની કવિતામાં ગંભીરતા છે, રસ છે, કલાવિધાન છે; મૂર્તદ્વારા અમૂર્ત વિચારો કવિત્વમય સ્વરૂપમાં આલેખાયા છે. "સ્નેહમુદ્રા" અને "સરસ્વતીચંદ્ર"માં ચર્ચાયેલા ઘણા વિષયો પણ એમનાં કાવ્યોના ઉત્પાદક છે. "સ્નેહમુદ્રા"ના ધ્વનિ કર્તાના ટિપ્પણ છતાં અનુભવાયા નથી. **કાન્ત**નાં કાવ્યોના ધ્વનિ ટિપ્પણાદિના સાહાય્ય વગર રસાનુભવ કરાવી શક્યા છે. **કાન્ત**ની કળા અને કવિત્વરીતિનો પ્રભાવ સ્પષ્ટ રા. નરસિંહરાવ, કલાપી અને રા. ન્હાનાલાલ ઉપર પડ્યો છે. રા. ન્હાનાલાલની હમણાંની કવિતામાં **કાન્ત** અને ગોવર્ધનરામની સંમિશ્ર અસર જણાય છે. ગોવર્ધનરામની કવિતામાં elaborateness છે—તેમાં કાળજી નહિ રાખવાથી હાથ આવેલી રસની સેર ઘણી વેળા ઉપરમાં અદૃશ્ય થઈ જાય છે; વળી કેટલાક શબ્દોથી જે ભાવ વ્યંજ્યા છે તે સમગ્ર કાવ્ય વાંચ્યા વિના પ્રતીત થાય એવા નથી. "રતિ" એટલે "Universal Love" એ બધાંને એકદમ સમજાય એમ નથી. પ્રચલિત સંગીતના ઉત્તમ સૂર પોતાના કાવ્યમાં વાપર્યા છે, છતાં તે ગીત લોકમાં પ્રચાર પામી શક્યાં નથી. "સરસ્વતીચંદ્ર"માંની ગઝલ અપવાદ તરીકે છે. એમના વિચાર અને ભાષાને લીધે તેમ જ સંગીતની ખૂબી પૂરી નહિ આણી શકાયાથી કાવ્યો લોકાદર પામી શક્યાં નથી. જ્યાં જ્યાં માનુષ હૃદયના ભાવ મૂર્ત સ્વરૂપમાં આલેખ્યા છે ત્યાં ત્યાં ઊંચું કવિત્વ છે,

લોકપ્રિયતાના ગુણોથી સંભૃત છે. એમની પ્રબળ શક્તિને લીધે પર્યેષક કવિત્વ પણ ગંભીર, ઉન્નત ને વિશાળ સ્વરૂપમાં એમનાં કાવ્યોમાં અનુભવાય છે. પરંતુ તે અનુભવને અનુરૂપ વિચાર, રસ, અનુભવ અને સહૃદયતા કેળવાયલાં અને વિકસેલાં હોય તો જ.

કૉલેજમાં વાંચેલા નિબન્ધમાં અને "સમાલોચક"માં લખેલા લેખમાં વર્ડ્ઝવર્થે કવિતા વિષે કરેલું કથન એમણે સ્વીકાર્યું છે. કવિત્વ અને તત્ત્વચિંતનનો સંબંધ નિકટ માન્યો છે. કલાવિધાન અને કેવા સ્વરૂપમાં નવી કવિતા લખવી એ વિષેના ફેરવાયેલા વિચાર અમદાવાદની The social and literary Association (સાહિત્ય સભા) તરફથી કરેલા "ગુજરાતી કવિતાના ભવિષ્ય" નામના વ્યાખ્યાનમાં અને સાહિત્ય-પરિષદના પ્રમુખસ્થાનના ભાષણમાં પ્રસિદ્ધ કર્યા હતા. "સરસ્વતીચંદ્ર"ના ચારે ભાગના અભ્યાસીને લાગે છે કે ગોવર્ધનરામની પદ્ધતિ પ્રાચીન હાડપિંજરોમાં નવીન આત્મા મૂકવાની છે; બાઇબલની ભાષામાં જૂની મશકમાં નવો દારૂ રેડવાની છે. પેગમ્બરોએ અને વિચારકોએ હમ્મેશાં આ જ પદ્ધતિ સ્વીકારી છે. આ પદ્ધતિના ગુણદોષ ગોવર્ધનરામનાં લખાણમાં હયાત છે. જૂની ગુજરાતી કવિતાની પદ્ધતિએ જ નવી કવિતા લખવી એવો એમનો આગ્રહ હતો.

ગોવર્ધનરામ કવિ, નવલકથાકાર, નાટ્યકાર, ઇતિહાસકાર, સંસારશાસ્ત્રી, પર્યેષક, ધર્મચિંતક, નીતિશાસ્ત્રી છે. એમની આ સર્વ બાજુ તપાસવાનું હાલ મોકૂફ રાખવું ઉચિત છે. એમનાં ઐતિહાસિક લખાણો વિષે સંક્ષિપ્ત ઊહાપોહ કરીએ.

ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસ વિષે એમણે ગુજરાતી તથા અંગ્રેજીમાં ઘણું લખ્યું છે—"સરસ્વતીચંદ્ર" માંનાં સ્વપ્નાં, Historical Aspects of Our Social aud Domestic Institutions, Marriage Forms Under Ancient Hindu Law, "એશિયા, યુરોપની મહા પ્રજાઓનાં લાક્ષણિક

દષ્ટાંત ", Higher Brahmanism in Ancient India ઇત્યાદિ. રોમના ઇતિહાસના તેઓ પરમ ભક્ત અને અભ્યાસી હતા. એ ઇતિહાસથી મળતા પ્રકાશને અન્વયે પ્રાચીન ભારતને ઇતિહાસ ઉકેલવા અને ઘટાવવા પ્રયત્ન કર્યો છે. આ પ્રયત્ન હિંદુ સંસ્કૃતિના apologist તરીકે કર્યો છે, બ્રાહ્મણ સંસ્કૃતિના દોષનાં બીજ અનાર્ય અને મ્લેચ્છ પ્રજાઓના આર્ય પ્રજા સાથે થયેલા સંસર્ગમાંથી આવ્યાં હતાં એવો વાદ ઉત્થિત કર્યો છે. બ્રાહ્મણ ધર્મમાં એમને ન્યૂનતા લાગી જ નથી—ફક્ત પાત્રોની અયોગ્યતા અને નિકૃષ્ટતાને લીધે જ એને મલિન થવું પડેલું. પ્રાચીન સંસ્થાઓ અને પ્રજાઓના ઇતિહાસ જોવાની દૃષ્ટિમાં વિવિધ ભેદ હોય છે. દષ્ટાંતથી ભેદ સ્પષ્ટ કરી શકાશે. એક દૃષ્ટિ "સતી"ના રિવાજનું મૂળ જંગલી પ્રજાઓનાં આચરણમાં ખોળી તે રિવાજ સંસ્કૃત પ્રજાઓમાં કેવું સ્વરૂપ પામ્યો તેની ઉત્ક્રાંતિ કે અવક્રાંતિ જોશે; રિવાજ ઉત્પન્ન કરનાર ભાવનાની યોગ્યાયોગ્યતા ઉપરથી તેની કિંમત આંકશે. જ્યારે પ્રજાજીવનમાં અમુક રિવાજો, સંસ્થાઓ વગેરે દૃઢ થઈ જાય છે, ત્યારે ભાવનાના પરિવેષથી તેમને શણગારવામાં આવે છે. જે જે ભાવનાઓ ત્યારે આરોપાય છે અને પરિણામે પ્રજાજનો તે અનુભવે છે, તેમની ઉત્કૃષ્ટતા કે અધમતા ઉપરથી બીજી દૃષ્ટિ તેમની કિંમત આંકે છે ગોવર્ધનરામની દૃષ્ટિ બીજા પ્રકારની હતી. યુરોપિયન ઐતિહાસિક પદ્ધતિના અભ્યાસીને એમની દૃષ્ટિ સ્વીકાર્ય થઇ પડે તેમ નથી. અમુક સિદ્ધાંત સ્થાપવા કે સંરક્ષવા તત્પર થયેલા ગોવર્ધનરામના ઉદ્ગાર એમના પક્ષવાળાઓ તરફથી પણ સત્કાર પામે એમ નથી. પુરાણોને Nursery Tales for Adult Children ગણનાર તે પક્ષમાંથી થોડા જ નીકળી આવશે.

પ્રાચીન ભારતવર્ષના જીવનને કઈ કઈ ભાવનાઓએ ઘડ્યું છે, તે તે ભાવનાઓ કેવી કેવી રીતે પલટાઈ ચિરંજીવ રહી છે, વગેરે વિષય પરત્વે ગોવર્ધનરામે ઘણો પ્રકાશ નાખ્યો છે. ટીળક, વૈદ્ય,

દત્ત, ભાંડારકર આદિ અગ્રસ્થ પ્રાચીન ભારતના અભ્યાસીઓની કક્ષામાં ગોવર્ધનરામનું ઔજ્જ્વલ સ્થાન છે.

આ દેશમાં અપાતા શિક્ષણ વિષે પણ ગોવર્ધનરામે વિચાર કર્યો હતો. એમની સૂચનાથી Bombay Graduates' Association તરફથી "પ્રાથમિક કેળવણી" વિષે ચર્ચા થઈ હતી. કેળવણી વિષે એમના અપ્રસિદ્ધ લેખો ઘણા છે. લોર્ડ કર્ઝનના Universities' Commission ને એમણે વિસ્તીર્ણ લેખ લખી આપ્યો હતો તેની નકલ રાખી ન હોતી અને એ કમીશને પોતાના રિપોર્ટ સિવાય બીજું કાંઈ છપાવ્યું નથી. એટલે હાલ તો એ વિચારો આપણને જાણવાનાં સાધનો લુપ્ત થયાં છે.

ગોવર્ધનરામના અવસાનથી ગુજરાતમાંથી જ નહિ પણ અખિલ ભરતખંડમાંથી એક વિચારક ચાલ્યો ગયો છે. "બહુરત્ના વસુંધરા" એ કહેતી મુજબ નવીન યૌવનથી નાચતી ભારતીય પ્રજાને એમના જેવા કે એમનાથી ઉત્કૃષ્ટતર નવા નવા વિચારકો મળશે, પણ હાલ તો એમનું સ્થાન શૂન્ય જ છે. ગોવર્ધનરામને પોતાને પણ પોતાની શક્તિનો આખેહૂબ ખ્યાલ આવ્યો હતો, અને તેથી જ ક્ષણિક પ્રયાસોમાં તે શક્તિનો વ્યય ન કરતાં પ્રજાના જીવનને જે લાંબા કાળ પર્યંત ઉપયોગી થઈ પડે એવું વિચારવામાં અને લખવામાં તે શક્તિ વાપરી હતી.

એમણે વિચારો-ભાવનાઓ જગાડ્યાં છે, ઝાંખાં હતાં ત્યાં ઉદ્દીપન કર્યાં છે-હતાં ત્યાં સમર્થન અને ઉત્તેજન આપ્યું છે. પ્રાચીન સ્થિતિમાંથી અર્વાચીનમાં જવાને ધોરી માર્ગ બાંધી આપ્યો છે. પ્રાચીન માર્ગમાંનાં ખંડિયેરો બન્યાં તેટલાં સાફ કર્યાં છે-છૂપી રહેલી રત્નોની ખાણો બતાવી આપી છે. નવીન માર્ગ ઉપર જવાને આથી સરળતા અને સામર્થ્ય પ્રાપ્ત થયાં છે. પશ્ચિમના સંસર્ગ અને દબાણને લીધે યુરોપીય સંસ્કારો આપણને થવાના જ. સંસાર અને ધર્મમાં, રાજ્ય અને ઉદ્યોગના પ્રદેશમાં પાશ્ચાત્ય પદ્ધતિ સંપૂર્ણતઃ અંગીકારવાથી પશ્ચિમની અસર થવાની.

એ અસર આપણાથી જીરવી શકાય—આશા, ઉત્સાહ, યૌવન, આગ્રહ અને આત્મશ્રદ્ધા કરમાઈ ન જતાં પ્રફુલ્લ અને સૌરભયુક્ત રહે એવી ઘટના ગોવર્ધનરામે ગોઠવી આપી છે.

સામાન્ય લોકશ્રદ્ધા માને છે કે ચિરંજીવો આ દેશની રક્ષા કરે છે, તેમ પોતાના દેશ અને લોકને માટે જ જીવન જીવનાર એવા ગોવર્ધનરામ "ચિરંજીવ" રૂપે આ દેશ અને તેના વતનીઓ પાસે પૂજાઓ!

મુંબાઈ તા. ૧૬–૪–૦૭
'વસન્ત' વર્ષ ૬, અંક ૩
ચૈત્ર, ૧૯૬૩.

રણજીતરામ વાવાભાઈ

*

એક કલ્પના કરો: ગાયક ગાય છે: "ચ–લ–ત–રા–આ–આ–આ–આ–." ફરી વળી "ચ લ ત રા આ આ આ આ" એમ દીર્ઘ. તાન–શ્રોતાઓ આ તાનની ધૂનમાં ઉન્મત્ત થઈ જાય છે. હવે ગાનનું વસ્તુ છે, 'ચલત રાજકુમારી'. પરંતુ તાનની લહેરમાં જ વેળા વહી જાય છે અને રાજકુમારી તો ચાલતી જ નથી. સમજદાર શ્રોતાને પૂછીશું તો તે કહેશે કે રાજકુમારીને ન ચાલવું હોય તો ભલે ન ચાલે, તાન તો ચાલવા દો. અવશ્ય, રાજકુમારી ક્યાં જાય છે એ વાત જાણવા માટે જે ખાસ અધીરા છે તેમને તો આ તાન દુઃસહ થઈ પડે છે પરંતુ પ્રસ્તુત ક્ષેત્રમાં જે રસનો ઉપભોગ કરવા ઇચ્છતા હો તો રાજકુમારીના ગમ્યસ્થાનનો નિર્ણય કરવા માટે અધીરા ન બનતાં તાન જ સુણ્યાં કરો કારણ, જે જગ્યાએ આવી પડ્યા હો ત્યાં હકીકત માટે અધીરા થવામાં લાભ નથી; એ તો રસના મતવાલા બનવાનું સ્થાન છે.

—રવીન્દ્રનાથ ટાગોર (પ્રાચીન સાહિત્ય, પૃ. ૬૩)

# મારો છેલ્લો મેળાપ

## લેખક : બળવંતરાય ક. ઠાકોર

[ ઈ. સ. ૧૯૦૬માં શ્રી. બ. ક. ઠાકોર ગોવર્ધનરામને મળવા ગયા તે વેળા ગોવર્ધનરામના અંગત જીવનને લગતી તથા સાક્ષરજીવનને લગતી જે કેટલીક મહત્ત્વની વાતચીત થઈ તે લેખકે પોતાની નોંધના આધારે તપાસી-ચકાસીને અહીં રજૂ કરી છે. સમયે સમયે થતાં સર્જનોમાં કોઈ ઈશ્વરી સંકેત જ છે એમ ગોવર્ધનરામ શ્રદ્ધાપૂર્વક પોતાની લેખનપ્રવૃત્તિ વિષે માનતા તે અહીં જણાશે. 'સાક્ષરજીવન'ની અપૂર્ણતાનો કંઈક હેતુ તેમ જ ગોવર્ધનરામની અંતકાળની મનોદશાનો આછો ચિતાર પણ અહીં મળી રહેશે. ]

"There are lives so true and so dutiful,
That man see not they are beautiful."

(તરજૂમો)

જીવનો સત્યપર ને ધર્મપૂર્ણ જ એહવાં,
માનવી દૃષ્ટિ ના દેખે કે એ સુંદરતાભર્યાં.

ગોવર્ધનભાઈ સાથેનો મારો છેલ્લો મેળાપ હું ભરૂચથી નડિયાદ બુધવાર તા. ૧૯ સપ્ટેમ્બર ૧૯૦૬ને રોજ ગયો અને ત્યાં પાંચેક દિવસ રહ્યો તે વખતે થયો. રોજ બપોરે ત્રણેક વાગે હું એમની પાસે જતો અને સાડાસાતઆઠ સુધી બેસતો. આ દરમિયાન એક દિવસ રા. રા. કેશવલાલ હ. ધ્રુવ પણ હતા; અને એ વખતે મુખ્ય વાત આપણા છંદોના વેદકાળથી આરંભી આજ સુધીના ઐતિહાસિક વિકાસ વિષે થઈ. પણ બાકીના દિવસોમાં હું એકલો જ. વાતચીતમાં હું એકાદ વિષય આરંભવા કંઈ સવાલ પૂછતો, અને વચ્ચે જરૂર પડે ત્યાં બે ચાર શબ્દ બોલતો, પણ મોટેભાગે એ બોલતા અને હું સાંભળી રહેતો. એમની વાતચીતમાંથી થોડાક વિષયોનો સાર એ દિવસોમાં જ મેં બહુ ટૂંકામાં નોંધી લીધો હતો. તે ઉપરથી જ આ હકીકત લખું

છું. એટલે વચ્ચે વચ્ચે નોંધનું કે વાતચીતનું ભાંગ્યું તૂટ્યું લખાણ આવે. તે દરગુજર કરવા વાંચનારને વિનંતિ છે.

'સમાલોચક'માં એમના જીવનચરિતની સ્વલ્પ નોંધ નવી જ પ્રસિદ્ધ થયેલી હતી. એ ઉપરથી એમના કૉલેજ સમયના મિત્રો, ભાવનગર, વકીલાતની શરુઆત વગેરે વિષે વાત થઈ.

એ બી. એ. માં પ્રથમ ગયા ત્યારે એક પેપરમાં ' નપાસ જ થયો છું." એવું લાગતાં તે પછીના પેપરમાં બરોબર લખ્યું નહીં. પણ પછી પરિણામ આવી ગયા પછી એમના પ્રોફેસર પાસેથી એમણે જાણ્યું કે પહેલાં પેપરમાં તો સારૂં લખાયું હતું.

કૉલેજ સમયના મિત્રોમાંથી એમને વધારે લાગણી ભટ્ટ હરિરામ ઉત્તમરામ માટે. યુનિવર્સિટીના જગન્નાથ શંકર શેઠ સંસ્કૃત સ્કૉલરો અને ભગવાનદાસ પુરુષોત્તમદાસ સંસ્કૃત સ્કૉલરોની યાદીઓમાં આજ સુધીયે એ એક જ ગુજરાતી નામ છે; અને એ દાક્તર ભાણ્ડારકરના પ્રિયતમ શિષ્ય હતા. અને એમનું સંસ્કૃત ઘણું સારૂં હતું એટલું જ નહીં, એમની સમગ્ર બુદ્ધિ-શક્તિ તેમ એમના હૃદયની સરલતા અસાધારણ હતી. એ કસરતી પણ હતા; અને કસરત કરતા ત્યારે ઘણી કરતા પણ નિયમિત બિલકુલ નહીં. એલએલ. બી થયા પછી એ ભૂજ હાઈસ્કૂલના હેડમાસ્તર થયા અને એમ. એ. નો અભ્યાસ કરતા હતા, ત્યાં એકાએક તાવ આવી તે મગજે ચઢી જતાં અંત આવ્યો.

ગોવર્ધનભાઈના વકીલ તરીકેના જીવનમાંયે ઘણું ઘણું જાણવા જેવું છે. એ આખા વિષય ઉપર તો વાતચીત કરવાનો સમય ન હતો. પણ એમની વકીલાતના આરંભકાલની એક બે વાત નીચે પ્રમાણે છે –

એલએલ. બી. થયા ત્યારથી જૂનાગઢ સ્ટેટ તરફથી એમને સ્ટેટનાં ચાલતાં કામકાજ માટે વર્ષાસન રાજ્જા માંડ્યું, તે ખરચ નીકળે એટલું હતું. અપીલો વગેરેનું કામ એમને પ્રથમ દક્ષિણ તરફથી મળવા માંડ્યું. દક્ષણીઓ સ્વતંત્ર અભિપ્રાય બાંધે છે. અને તે મુજબ

વર્ત્તવામાં જૂનાં બંધનોને ગણતા નથી, એ પ્રકૃતિનો એમને લાભ મળ્યો. શોલાપુર, પૂના, સતારા, ખાનદેશ આદિમાં એમનો વગ બંધાયો, અને કામ તથા કમાણી સારાં મળવા માંડ્યાં, તે પછી જ અને ધીમેધીમે જ ગુજરાત તરફથી કામ આવવા લાગ્યું. પ્રથમથી એમણે રજાઓમાં અને બીજે પ્રસંગે જ્યાં જાય ત્યાંના વકીલોને મળવાનું ગમ્યું હતું. પણ કોઈને 'કામ આપજો' એમ કહેતા નહીં. "આપશો તો કરીશ, પણ આગ્રહ કરતો નથી, કેમ જે તમારે જૂના વકીલો સાથે આડતો બંધાઈ ગયેલી છે તે જાણું છું, અને વળી ઉંચ્ચી કોર્ટ આગળ કામ ચલાવવા માટે નવા માણસને કામ સોંપતાં સ્વાભાવિક રીતે અંદેશો થાય એ સમજું છું; માટે કામ આપશો તો કરીશ, એ ઉપરાંત એક અક્ષર પણ વધારે કહેવાનો મારો હક્ક નથી." એ મતલબનું જ કહેતા. અમદાવાદના દે...વકીલ સાથે એમના કુટુંબને ઘણો જૂનો સંબંધ હતો. પરંતુ એમની પાસેથી પણ કેસો આવતાં બહુ વાર લાગી. પરીક્ષામાં પાસ થયા પછી 'નોકરી લઈ લ્યો' એવી સલાહ આપનારાઓમાં એ મુખ્ય હતા. મિ. (હાલના મિ. જસ્ટિસ) ચંદાવરકરે પણ એ જ સલાહ આપેલી. "પરંતુ," (એ કહે) "મારે તો નોકર થવું જ ન હોતું, અને વળી મારી પ્રેમિસો (Premises) અને તે ઉપરથી મેં જે મારું પોતાનું ભવિષ્ય બાંધ્યું હતું તે ઉપર મને વધારે શ્રદ્ધા હતી."

કેટલાક જૂના વકીલો સાથે પ્રથમ મુલાકાત થતાં તેમનું અભિમાન જણાયેલું. સુરતના એક મોટા વકીલ બોલેલા, "Well, you know, I patronize so many in Bombay—" એમને ગોવર્ધનભાઈએ એમના આત્મશ્લાઘાના ભાષણના આરંભમાં જ અટકાવેલા કે "માફ કરજો, સાહેબ! હું આપની પેટ્રનેઈજ (patronage) માટે આવ્યો નથી. આ તો આપના મિત્ર અને મારા વડીલ જેવા ડા...સાહેબ મને આગ્રહ કરીને અહીં આપની પાસે લાવ્યા છે; અને મારો પણ નિયમ છે કે ધંધાબંધુઓને મળતા

રહેવું, માટે જ આવ્યો છું." એવણ સાહેબ પાસેથી પાંચ વર્ષ સુધી એક પણ કામ આવ્યું નહીં. પણ તે પછી એક કેસ એવો આવ્યો કે તે ઉપરથી એમની શ્રદ્ધા પણ ચોંટી; અને તે સંપૂર્ણ.

હું નડિયાદ ગયો હતો તે એમની સાથે મુખ્યત્વે કરીને "સરસ્વતીચંદ્ર" અને જીવન્મુક્ત વિષે વાત કરવા. આ વિષે પણ એમણે—સમયના પ્રમાણમાં—ઘણું કહ્યું. 'સરસ્વતીચંદ્ર' વિષે ઘણાનું એવું માનવું છે કે એમાંનાં કોઈક પાત્રો અને કોઈક પ્રસંગો કર્તાના જાણીતા ખરા માણસો અને બનાવો ઉપરથી લીધેલા હોવા જોઈએ. ગઈ તારીખ ૫ મી જાન્યુઆરીના 'ટાઈમ્સ ઓફ ઇન્ડિયા'માં એમનાં મૃત્યુ અને જીવનકાર્યની આપેલી ટૂંકી નોંધમાં તો લખનાર એથી વધારે આગળ જઈને લખે છે કે, "He accepted a post at Bhavnagar, and here he got opportunity to study the best and worst characteristics of the Native States. He utilised these materials to write his novel of Sarasvatichandra" મતલબ કે 'સરસ્વતીચંદ્ર'માંનાં દેશી રાજ્યોનાં સારાંનરસાં ચિત્રો કર્તાની કલ્પનાએ એમના ભાવનગરના અનુભવ અને અભ્યાસ ઉપરથી ઉપજાવ્યાં. નવલકથાઓમાં વર્તમાન માણસો અને બનાવોની થોડીઘણી પણ સ્પષ્ટ છાયા પ્રતિષ્ઠિત અને સજ્જન ગણાતા લેખકોએ પણ આણેલી છે. અને લેખકથી અજાણતાં એમ બની ગયું હોય એવા દાખલા તો ઘણા નીકળે. પરંતુ આ વિષયમાં 'સરસ્વતીચંદ્ર'ના કર્તાની કર્તવ્યબુદ્ધિ ભિન્ન હતી. એમની કૃતિઓ વિષે આવી સર્વ શંકા કે કલ્પના કેવલ અસ્થાને છે. મારી તે વખતની નોંધમાંથી નીચેની કલમ લગભગ જેવી ને તેવી ઉતારું છું, જેથી વાંચનારની ખાતરી થશે.

"સરસ્વતીચંદ્ર"માં કોઈ પણ સ્થલે કોઈ પરિચયમાં આવેલાં સ્ત્રીપુરુષનું કે કોઈ હકીકતનું કે કોઈ ગામ કે જંગલ કે નદીનું પણ ઓળખાય એવું ચિત્ર ન આવે તે માટે ખાસ સંભાળ રાખી છે.

પહેલો ભાગ છપાતો હતો તે વખતે તેનાં પ્રૂફ વાંચનારાઓને પોતપોતાના અનુભવ પ્રમાણે લાગેલું કે આમાં કર્તાએ કાઠિયાવાડ કે રેવાકાંઠા કે ખંભાત કે મહીકાંઠાની રાજખટપટોનું ચિત્ર ઉતાર્યું છે. ખંભાતનો તો તે વખતે કેસ જ ચાલતો અને પોતે તેમાં વકીલ હતા. તથા ખંભાતના જે માણસે એમને કેસની સર્વ માહિતી અને કાગળો આપેલા, તેણે પ્રૂફ વાંચી એમના ઉપર વાતચીતમાં ચોખ્ખો આરોપ મૂકેલો કે "આ Privileged information નો ગેરઉપયોગ કરો છો." તે વખતે ગોવર્ધનભાઈએ એમને પોતાનાં પ્રકરણો રચાયાં તેના પ્રથમ લેખના કાગળો બતાવી તે ઉપર નાખેલી તારીખો દેખાડી અને એમના આરોપની અસત્યતા વિષે એમની ખાતરી કરી આપી. મુંબાઈ ઇલાકાના ઘણા ભાગોમાં ગોવર્ધનભાઈ ફરેલા છે અને ખટપટો, બનાવો, જનસ્વભાવ, ગૃહસંસાર, તેમ જ જંગલ, ગિરિ, નદી, ગામડાં વગેરે કુદરતની અનેક સ્થલથી જાણેલી માહિતીમાંથી તેના typical (સમષ્ટિ-) અંશ સ્વીકારી તથા accidental (વ્યક્તિ-) અંશ છોડી દઈને એમણે પોતાની વાર્તાની ગૂંથણી કરેલી છે. અને તેથી કરીને જ ભાવનગર, ખંભાત, મહીકાંઠા, રેવાકાંઠા એમ જુદા જુદા પ્રદેશના લોકો ઉપર છાપ પડવા પામી કે કર્તા અમારા પોતાના અનુભવમાં આવેલી વાતોનો જાણભેદુ અને અમારી પોતાની ઓળખાણનાં સ્ત્રી-પુરુષોને જાણતો હોવો જોઈએ."

"સ્નેહમુદ્રા" વિષે વાત નીકળતાં એમણે કેટલીક હકીકત જણાવી. એ વિપત્તિના દશબાર વર્ષ દરમિયાન રચાયેલી. "મેઘ" અને "ચંદ્ર"નાં કાવ્યો પ્રથમ 'બુદ્ધિપ્રકાશ' માસિકમાં આવેલાં તે જોઈને 'સ્નેહમુદ્રા'-માંની પશુપંખીની ઉક્તિઓ વગેરે એ પ્રકારના પણ દરેક વ્યક્તિને અનુરૂપ બીજામાં ઉતારવાની દિશા સૂઝેલી. એ કાવ્યના આરંભનો હજાર બારસો પંક્તિનો ભાગ પ્રસિદ્ધ કરેલો નથી. એ અપ્રસિદ્ધ ભાગમાં સ્નેહનો વિચાર અત્યંત વ્યાપક રૂપમાં મૂકેલો છે; દાખલા તરીકે ગુરુત્વાકર્ષણને સ્નેહનો એક પ્રકાર ગણેલો છે. પણ પછી આ વિચાર

સંકુચિત કરીને અને આરંભનો ભાગ છોડી દઈને પુસ્તક પ્રસિદ્ધ કર્યું.

એમણે વર્ષ ઉપર મેં સાંભળેલું કે "ગુજરાતી સાહિત્ય પ્રતિની મારી ફરજ હું પૂરી થયેલી સમજું છું." એ મતલબનું એ જુદે જુદે પ્રસંગે અને જુદા જુદા માણસ આગળ બોલેલા. આ વિષે પૂછતાં એ વાતનો એમણે સ્વીકાર કર્યો અને કહ્યું:–"સાહિત્ય-પરિષદવાળું વ્યાખ્યાન, દયારામ કવિ વિષેનો નિબંધ, લીલાવતીની જીવનકલા, એવું એવું તો પ્રસંગ આવે તેમ તદનુસાર થાય. એટલે કે ગુજરાતી સાહિત્ય માટેનો પિતૃયજ્ઞ સમાપ્ત થયો છે. એ દિશાની કર્તવ્યબુદ્ધિ શાંત પામી છે, એ વાત ખરી છે. **પ્રકૃતસંવ્યવહાર** એટલે તમે સૌ ગુજરાતી ભાઈઓ-રૂપ પ્રકૃતિથી પ્રવાહપતિત થઈ આવેલા શુભ વ્યવહારમાં પ્રસંગવશાત્ યથાશક્તિ ભળું એ તો યોગ્ય જ છે, અને અપવાદરૂપ નથી. અપવાદ માત્ર મારા મનમાં એક વસ્તુનો છે, તે એ કે "સાક્ષરજીવન"નો નિબંધ અધૂરો રહ્યો છે તે પૂરો કરવા મારી ઇચ્છા છે."

એમણે મને એમના Physics and Physiology in the Upanishadsની પ્રસ્તાવના વંચાવી. તે વખતે અને તે પછી ઉપનિષદો, સાયન્સ, ચરક, સુશ્રુત, યોગ, યોગ અને વેદાંતના જૂનામાં જૂના ગ્રંથો કયા અને તે કયા સમયના, હઠયોગ અને રાજયોગ, ઉપનિષદો પૂરાં સમજવા માટે રાજયોગનો ક્યાં સુધીનો પરિચય જોઈએ, થિયોસોફી, વિવેકાનંદ, વગેરે વિષયો ઉપર વાતચીત થઈ. એમના પોતાના રાજયોગ-પરિચય વિષે આ પ્રમાણે જણાયું.

"પ્રાણાયામ: વિવેકાનંદનાં ભાષણો અને યોગના મૂલ સંસ્કૃત ગ્રંથો: તેમાં મુખ્યત્વે કરીને પાતંજલ અને યોગવાસિષ્ઠ ઉપરથી જ; ગુરુ કોઈ નહીં–એ વિચિત્ર; હઠયોગ જરા પણ નહીં:

ધારણા સુધી પહોંચ્યા છે. અનાહતનાદ સંભળાવા માંડ્યો હતો. પણ પછી બીમારી, કુટુંબમાં બીમારીઓ, અને નાની મોટી જંજાળોને લીધે એકાદ વર્ષનો કે વધારે ગાળો પડ્યો છે.

સમાધિ સુધી ગયેલો કોઈ પણ માણસ એમને અદ્યાપિ મળેલો નથી. સમાધિ વિષે બોલતાં એમણે વિવેકાનંદનું વાક્ય કહ્યું : A man drops into sleep a fool, and wakes up again a fool; a man, however, drops into Samadhi a fool, and wakes up a sage."

Physics and Physiology in the Upanishadsની પ્રસ્તાવના વાંચી રહ્યા પછી મેં સૂચના કરી કે આ પૂરું થાય તે પછી Psychology in the Upanishadsનો વિષય આપ લખવો. એમણે કંઈ જવાબ દીધો નહીં વાતચીત ચાલી. તેમાં પોતે જે કંઈ જે વખતે લખ્યું–કર્યું તે તે વખતે જ થાત, એ વખત ચૂકાત તો એ રૂપનું ન થાત, તથા એમ જે કંઈ એમને હાથે બની શક્યું છે તે ઈશ્વરેચ્છાથી: ઈશ્વરની કૃપાથી જ થયું છે, એવી પોતાની શ્રદ્ધા પ્રકટ કરી. પણ આ વિષેની નોંધ જ ઉતારું.

"ઈશ્વરેચ્છા : ઈશ્વરની કૃપા :

સ્નેહમુદ્રા લખાઈ તે સમયમાં જે કવિતા લખાઈ તે લખાઈ. પછી લખાઈ નથી. હવે તો લખાય જ નહીં. સરસ્વતીચંદ્રનો પ્રથમ ભાગ જે સમયમાં લખાયો તે સમય ચૂકી જવાત તો પછી કોઈ પણ સમયમાં એ લખાત નહીં.

પોતાના ગૃહસંસાર, ધંધા વ્યવહાર વગેરેની બાબતમાં પણ ગોવર્ધનભાઈનો દૃઢ અભિપ્રાય એવો છે કે મારે હાથે જે જે થયું છે તે તે તે સમયમાં જ થાત : તે તે પ્રસંગે તે તે સિદ્ધિથી એ હું કરી શક્યો તે ઈશ્વરનો મારા ઉપર અનુગ્રહ હોવાથી જ."

આ પ્રસ્તાવના તમે વાંચી. હજી પુસ્તક લખવાનું આખુંયે બાકી છે. એ માટેનાં તમામ સાધનો તો આ નોટબુકોમાં ભરી રાખેલાં છે. અને તેનો અથ ઇતિ વિચારે થઈ ગયેલો છે. લખતાં લખતાં એક વિષય પછી બીજો અને એક પ્રકરણ પછી બીજું એમ પૂર્વાપર સંબંધ જોવાતો જાય અને વિચારમાં ફેરફાર કે વધઘટ

થાય એ જુદી વાત. પણ આ શરીરે જુઓ છો ને? ઈશ્વર કરે તે ખરું."

બધા વિચાર કરી જોતાં મારી સૂચનાનો મને જ સૂઝેલો જવાબ તે વખતે જ નોંધેલો છે કે "સમાધિ સુધી પહોંચી શકાશે તો જ ગોવર્દ્ધનભાઈ "સાઈકોલોજી" નો વિષય ઉપાડશે, નહીં તો નહીં."

આ પછી સાડા ત્રણ માસ ન થયા ત્યાં તો એ શરીર–મુંબાઈમાં દરિયાકાંઠે–પંચત્વ પામ્યું. તેનું વર્ણન લખતાં એમના એક ભક્ત લખે છે કે, "મારે હવે પુનર્જન્મ નથી" એવું એ "સ્વપ્ન-દૃષ્ટિથી" જોઈ શક્યા હતા. એ તો જે હો તે હો. સ્વપ્નદૃષ્ટિ એ પણ દેહીની જ દૃષ્ટિ. પરંતુ જે સાધુચરિત આત્માને મૃત્યુની તિતિક્ષા જાણવા પામી છે તેને પુનર્જન્મની યે તિતિક્ષા હોય જ. સર્વ ભૂતોની રચાયેલી નિશામાં જેની ઈશ્વર ઉપરની શ્રદ્ધા સંપૂર્ણ હતી, તેની એ શ્રદ્ધા એ નિશા ઓળંગી મૃત્યુનામક સત્ય જીવનની જાગૃતિમાં પેસતાં સવિશેષ ખીલેલી જ હોવી જોઈએ. ઈશ્વરની ઇચ્છા તેજ આવા આત્માની આપોઆપ પ્રવૃત્તિ.

રાજકોટ, તા. ૩૦–૩–૦૭
'વસન્ત' વર્ષ ૬, અંક ૩
ચૈત્ર, ૧૯૬૩.

બળવંતરાય ક. ઠાકોર

*

જ્યાં શ્રોતા વૈરાગી હોય, લૌકિક શૌર્ય–વીર્ય–મહત્ત્વનાં અવશ્યંભાવિ પરિણામ સંબંધે નિરાસક્ત હોય, ત્યાં કવિ પણ નિર્મળ જ હોય અને કથા પણ સર્વ પ્રકારના ભારમાંથી મુક્ત થઈ કેવળ કુતૂહલને સંતોષવા માટે ત્વરિત ગતિએ ચાલે નહીં.

—રવીન્દ્રનાથ ટાગોર (પ્રાચીન સાહિત્ય, પૃ. ૫૬)

એમ લાગવાથી તેમણે આખરે આ પ્રકારનો ગ્રંથ રચ્યો છે. તેમનો પ્રથમ ગ્રન્થ પ્રકટ થવાના સમયનો કંઈક ખુલાસો આમાં પણ રહેલો છે. પોતાના ચિત્તનું વલણ સમજતાં લેખકને પોતાને પણ કાંઈક વાર લાગે છે, અને ગ્રન્થકારે પોતાના મનોવ્યાપારના આપેલા આ વર્ણનમાં ઊંડી દૃષ્ટિ કરીશું તો જણાશે કે એ વિલંબમાં કેવળ વાચકવર્ગની રુચિ વિશે નિર્ણય થતો હતો એટલું જ નહિ પણ ગ્રંથકારની ઉત્પાદક શક્તિ પોતાનો સૌથી વધારે વિજયવંત માર્ગ ગ્રંથકાર પાસે ગ્રહણ કરાવવાનો આગ્રહ કરતી હતી.

"સરસ્વતીચંદ્ર" ના પહેલા ભાગને પ્રથમ પદ આપતાં એ ગ્રન્થના બાકીના ભાગને અન્યાય કરવાનો હેતુ નથી. બીજા ભાગમાં આપેલા ગુજરાતના હિન્દુસંસારના ચિત્રની વાસ્તવિકતા પહેલા ભાગમા નથી; ત્રીજા ભાગમાં હિન્દુસ્તાનનાં દેશી રાજ્યોનો સંબંધ, ઇંગ્રેજી હકુમત સાથે જોડાતી વેળા થયેલી સંક્રાન્તિનું જે કલ્પનામિશ્ર ઐતિહાસિક દર્શન છે તે પહેલા ભાગમાં નથી; ચોથા ભાગમાં મનુષ્યવસતિથી ઘણે ઊંચે રહી કરેલા વિષયો ઉપરના વિચારતરંગની જે સૃષ્ટિ છે તે પહેલા ભાગમાં નથી; દરેક ભાગમાં પોતપોતાની વિલક્ષણતા છે. પરંતુ વાસ્તવિકતા, કથા, કલ્પના, વિચારતરંગ, એ સર્વને અસાધારણ ભાવનાથી રંગી તથા મિશ્રિત કરી પહેલા ભાગમાં જે કૌતુકતાભર્યું મોહજનક, ઉત્કંઠા ઉપજાવનારૂં હૃદયંગમ ચિત્ર છે તે બાકીના બીજા એકે ભાગમાં નથી. ચિત્રનાં અંગ એકત્ર કરી વાસ્તવિકતા અને ભાવનાનું સમગ્ર દર્શન આપવાની કુશળતા પહેલા ભાગમાં અનુપમ છે અને તે જ કારણથી તે ભાગ વાંચનારનું જે રીતે ઘડી ઘડી આકર્ષણ કરે છે તે રીતે બીજા ભાગ આકર્ષણ કરી શકતા નથી. ગ્રંથકારની ઉચ્ચ વિદ્વત્તા પહેલા ભાગમાં ભાવના અને વાસ્તવિકતામાં ઓતપ્રોત થઈ જાય છે, અને બાકીના ભાગમાં વિદ્વત્તા, ભાવના અને વાસ્તવિકતા એ ત્રણે જુદાં પડી જાય છે અને બહુ પ્રયત્ને સાંધેલાં દેખાય છે. કયા પાત્ર સાથે ગ્રંથકારની એકાત્મતા છે, એ જિજ્ઞાસા વાંચનારને થવાના

પહેલા ભાગમાં અનેક પ્રસંગ આવે છે પણ બાકીના ભાગમાં એવા પ્રસંગ આવતા જ નથી. પહેલા ભાગમાં પણ એ જિજ્ઞાસા નિષ્ફળ થાય છે, પરંતુ એ જિજ્ઞાસા ઉત્પન્ન થાય એવાં સૂક્ષ્મ અને વિસ્તારી રેખાવાળાં સ્વભાવચિત્ર પહેલા ભાગમાં જ છે.

મનુષ્યસ્વભાવનાં વિવિધ ચિત્રો અને તેમાં પરોવાયેલી કથા વર્ણવવામાં ગોવર્ધનરામનું ચિત્રસામર્થ્ય એટલું બધું રોકાયેલું રહ્યું છે કે એ સિવાયની સૃષ્ટિ તેમણે બહુ જ ઓછી વર્ણવી છે. મહાન સૃષ્ટિ-રચનાઓનાં કે ભવ્ય દેખાવોનાં વર્ણન "સરસ્વતીચંદ્ર" ના ચાર ભાગમાં કોઈ ઠેકાણે નથી. પહેલા ભાગના આરંભમાં સુવર્ણપુરને સાગર સાથે નદીના સંગમ આગળ ટેકરીના ઢોળાવ ઉપર આવેલું કહ્યું છે, પણ તે પછી વાર્તામાં સુવર્ણપુર પાસેના સાગરનું કે નદીનું કે ત્યાંની ટેકરીનું કાંઈ વર્ણન આવતું નથી; એ કુદરતી સ્થિતિનો વાર્તા સાથે કાંઈ જ સંબંધ આવતો નથી. પ્રમાદધનનું શબ સમુદ્ર પર તરતું જણાતું ત્રીજા ભાગમાં કહ્યું છે તેટલો જ અપવાદ છે. સુવર્ણપુર અને રત્નનગરી એ બે શહેરોમાં વાર્તાનો ઘણો પ્રસંગ હોવા છતાં એ શહેરોની રચનાનાં વર્ણન કોઈ સ્થળે દેખાતાં નથી. ચોથા ભાગની વાર્તાનું સ્થાન બહુધા સુંદરગિરિ ઉપર છે પણ તે ગિરિ ઉપરના કુદરતી દેખાવ એ મોટા ગ્રંથમાં કોઈ પ્રસંગે ચીતર્યા નથી. પ્રથમ પ્રકરણમાં સુંદરગિરિની તળેટીનું નાનું સરખું પણ સુરુચિર વર્ણન છે, પણ તે ગિરિ ઉપર અનેક બનાવો બનેલા છતાં ત્યાંની કુદરતી શોભાનું દર્શન માત્ર એટલું એ જ છે. બીજા ભાગમાં જંગલમાંની અંધારી રાતનું વર્ણન છે, તેમાં પણ અંધકારમાં જંગલની કેવી સ્થિતિ છે તે દર્શાવવા કરતાં અંધકારમાં જંગલમાં બનતા બનાવોને શાની ઉપમા આપી શકાય તે દર્શાવવાનો વિશેષ હેતુ છે.

પણ, જડ સૃષ્ટિનાં વર્ણનોની આ ન્યૂનતાના બદલામાં મનઃસૃષ્ટિનાં સદા મૂલ્યવાળાં અને અપૂર્વ અદ્ભુતતાવાળાં વર્ણનો આ કથાના દરેક ભાગમાં મળી આવે છે મનુષ્યોના સ્વભાવ કેવી જુદી જુદી બાબતોમાં

મળતા હોય છે અને ભિન્ન હોય છે, જાતજાતના સ્વભાવના મનુષ્યોમાં પ્રસંગે પ્રસંગે કેવા કેવા ભાવ અને કલ્પના ઉત્પન્ન થાય છે અને તેને પરિણામે તેઓ કેવા વિવિધ વિચાર બાંધે છે તથા આચાર આચરે છે, તેનાં અનેક ચિત્રોથી આ કથા ભરપૂર છે. મનુષ્યોના મનના વ્યાપારોની સૂક્ષ્મ અને ઊંડી પરીક્ષા એ કથાના વાંચનારને જેમ આશ્ચર્યથી ચકિત કરે છે તેમ મનુષ્યોના વિધવિધ તર્ક અને વચનનો એમાં આપેલો મોટો ખજાનો વાચકમંડળની અનેક રુચિઓને તૃપ્ત કરે છે. પ્રત્યેક પાત્ર એટલી દશાઓમાંથી સંક્રમણ કરે છે કે તે દરેકના મન તથા વચનનો પ્રતિહાસ વિસ્તારી અભ્યાસનું સાધન થઈ પડે છે. પાત્રોની એ વિવિધતા કેવળ સ્વભાવ અને વિચાર પ્રમાણે નથી પણ સંસારની અનેક અવસ્થાઓ પ્રમાણે પણ છે. રાજા અને રંક, વિદ્વાન અને મૂર્ખ, શ્રીમંત અને સંન્યાસી, કારભારી અને સિપાઈ, બંડખોર અને બહારવટીઆ, ગૃહિણી અને કુમારિકા, સૌભાગ્યવતી અને વિધવા, સ્વામી અને સેવક, પિતા અને પુત્ર, બંધુ અને મિત્ર, પતિ અને પત્ની, ઇત્યાદિ અનેક સ્થિતિનાં સ્ત્રીપુરુષોની મહાન સૃષ્ટિનો સમુદાય આ કથામાં સમાયેલો છે.

આ સર્વ જનસ્વભાવનો વિશાળ અને ઊંડો અભ્યાસ સૂચવે છે તેમ જ પાત્રોનાં ચિત્ર રચવાની કુશળતા દર્શાવે છે. એ કલાને અંગે ગોવર્ધનરામની કલ્પનાએ અનેકાનેક અલંકારો ઉદ્ભૂત કર્યા છે. એ અલંકારઘટનામાં કુદરતના નાના મોટા અનેક પદાર્થો અને સાધારણ–અસાધારણ અનેક બનાવો ઉપયોગમાં લેવાયા છે. રસ્તે ચાલતા સરઘસને આપેલા ‘ પટ ’ની ઉપમા અને તેની બાજુએ ચાલતા સિપાઈઓને આપેલી પાલવની ઉપમા, તેમાં આવી દાખલ થનારને આપેલી ‘ ભમતી માખી ’ની ઉપમા, દરબારમાં રાજાનો પ્રવેશ થતાં એક સામટી સલામો કરતા દરબારીઓના હાથને આપેલી અગણિત કપાળક્ષેત્રો પર ‘ ઉભરાતાં તીડ ’ની ઉપમા, ‘ ગંભીર વિચાર વચ્ચે અટ્ટહાસ્યે અચિંત્યું ડોકિયું કાઢ્યા ’ની કલ્પના, એવી એવી રીતે નાની વસ્તુઓને વિચિત્ર સામ્યમાં મૂકી યોજેલા અલંકારની સાથે

'સ્વપ્નસૃષ્ટિના ધૂમકેતુ આમ મુખાકાશમાં ચઢી આવતા,' 'કાળા તરંગોથી ઉછળતા રાજ્ય-કાલિન્દીમાંના શઠરાય-વાસુકિની ફણા વચ્ચે કૃષ્ણ પેઠે બુદ્ધિધન ઊભો હોય,' 'વામન તક વૈરાટ સ્વરૂપ ધારી પૃથ્વીથી આકાશ સુધી બે પગલાં ભરી ઊભેલો પ્રત્યક્ષ થયો,' 'રાત્રિ...શૂન્ય જેવાં દશે દિશ વ્યાપતા અંધકારના અદૃશ્ય અવયવોમાં કલ્પનાની પેઠે ભરાઈ મચી રહેલાં જંગલો, પર્વતો, નગરો અને પ્રાણીઓના અંતર્ગત ઠઠ ઠાઠને આંખો મીંચી જોઈ રહેતી હોય તે મહા સ્વપ્નમાં ને સ્વપ્નમાં જ સિંહ વાઘ વગેરેની ભયંકર ગર્જનાઓને લવતી હોય, તેમ સુષુપ્તિસમયે જાગ્રત સંસ્કારોમાં પ્રવાહપતિત થઈ ગઈ,' એવી ભવ્ય ઉગ્ર અને પ્રબળ કલ્પનાવાળા અલંકાર સ્થળે સ્થળે રચાયા છે.

આવી સામગ્રીથી ભરેલી લેખનશૈલી ઉચ્ચ, પ્રૌઢ અને શિષ્ટ હોય એ સ્વાભાવિક જ છે. તે શૈલી ઊંડી વિદ્વત્તાવાળી છે અને વિશાળ વાચનનું સુફલ તેમાં એકત્ર થયું છે. સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી ગ્રન્થોમાંથી "સરસ્વતીચંદ્ર"માં કરેલા ઉતારા મૂલ્યવાન સંગ્રહરૂપ છે. અને તેટલાનો અભ્યાસ જ સહૃદયતા તથા મીમાંસાને પુષ્ટ કરવા સમર્થ છે. પરંતુ એ ઉતારાનું મૂલ્ય તેમાં રહેલી રસિકતા અને જ્ઞાનમાં જ નથી. વિચારશ્રેણીઓની ઘટના દર્શાવવામાં, પાત્રોના સ્વભાવનાં ચિત્ર રચવામાં, દેખાવો અને બનાવો વર્ણવવામાં, તથા સારાંશનું દોહન કરવામાં, એ ઉતારા એકાએક આવી કેટલો પ્રસાદ અને કેટલી ઉજ્જ્વલતા કરે છે અને તે જ સાથે સમસ્ત સંદર્ભમાં ભળી જઈ કેવા સંવાદી થઈ જાય છે, એ સાક્ષાત્કાર વાંચનારને ચમત્કાર તથા આનંદ પમાડે છે. ગામડિયાનાં ગીતથી માંડીને મહાકવિઓનાં કાવ્ય અને તત્ત્વચિંતકોનાં વિમર્શનમાંથી કેવાં વિવિધ વચનો ગ્રન્થકારના ચિત્તે ગ્રહણ કરી લઈ સ્મૃતિમાં તરતાં રાખ્યાં છે અને તેનો કેવો યથાઘટિત કુશળ ઉપયોગ ગ્રન્થકાર કરી શકે છે એ દૃષ્ટિથી જોતાં થતો અનુભવ વાચકને વિશેષ

આનુષંગિક લાભ કરાવે છે. પ્રથમ દષ્ટિએ કદાચ એમ લાગે કે ગ્રંથમાં જોઈએ તે કરતાં વધારે ઉતારા છે, પણ ધ્યાન દઈ વાંચનારને પ્રતીતિ થાય છે કે એકે ઉતારો નિરુપયોગી કે અનુચિત નથી અને એકે ઉતારો વિસ્તાર કરવા અથવા શૈલી શોભાવવા દાખલ કર્યો નથી, પણ ગ્રન્થકારે ઊભી કરેલી ચિત્તવ્યાપારની સૃષ્ટિ વર્ણ્ય વસ્તુના એકે એક અવયવ તથા એકે એક પરમાણુ એવી સૂક્ષ્મતાથી ઘડીને પ્રદર્શિત કરે છે કે પદે પદે ભાવ અને તર્કના પ્રસંગ આવી ઊભા રહે છે અને ગ્રંથકારના ચિત્તમાં રમી રહેલ ગુણવંત ઉક્તિઓ પ્રાદુર્ભૂત થઈ રચનામાં ઊતરી પડે છે.

અંગ્રેજી અને સંસ્કૃત ઉતારાનાં ગ્રંથકારે કરેલાં ગદ્યપદ્ય ભાષાન્તર ઘણી સંભાળથી જાળવેલી યથાર્થતા, ઘણા સામર્થ્યથી કરેલી શબ્દયોજના અને ઘણી નિપુણતાથી કરેલો રહસ્યોદ્ધાર દર્શાવે છે અને એવી નાની વાત પણ શિક્ષણરૂપ થઈ પડે છે.

વાર્તાનાં પાત્રો ભણાવેલો પાઠ બોલી જનાર પેઠે વર્તતાં નથી પણ પોતાની બુદ્ધિ અનુસાર મનન કરી સંકલ્પ કરે છે અને આચરણ કરે છે. આ રીતે જીવનમાં ઉત્પન્ન થતા અનેક વિષયો પર જુદા જુદા દષ્ટિબિન્દુથી કરેલા વિચાર ગ્રન્થમાં મળી આવે છે. કેટલાંક પાત્રો થોડું આચરણ અને ઘણે ભાગે ચર્ચા કરનારાં જ છે અને કેટલાંક તો ચર્ચા કરનાર તરીકે જ વાર્તામાં દર્શન દે છે. ગ્રન્થકર્તાનું ગંભીર વિચારવંતપણું આમ બળવંત પ્રભાવ સાથે સ્ફુરિત થાય છે અને સમર્થ ચિંતકની સંગતિમાં અનેક ગહન વિષયોમાં પર્યટન કરી ચર્ચા તથા વિવેચનમાંથી જ્ઞાન મેળવવાનો લાભ વાચકને મળે છે.

આ સર્વ કૃતિમાં ભાવપ્રકાશનના અને મનોવેધક ચિત્ર-ઘટનાના પ્રસંગો ઘડી ઘડી આવે છે અને ગોવર્ધનરામની કવિત્વ-શક્તિ ગદ્યમાં તેમ જ પદ્યમાં પ્રકટ થાય છે. આવી ગદ્યરચનાઓ ઘણુંખરું વૃત્તાંતવર્ણનમાં થઈ છે અને પદ્યરચનાઓમાં ઘણુંખરું

પાત્રોના ઉદ્‌ગાર પ્રકટ થયાં છે. એ છૂટક કાવ્યો એવાં ભાવપૂર્ણ છે કે તે તે પ્રસંગની બધી રસિકતા તે કાવ્યોમાં એકત્ર થઈ વસેલી લાગે છે અને કાવ્યો તે પ્રસંગોને વાંચનારના ચિત્તમાં મુદ્રિત કરી દે છે. "શશી જતાં પ્રિય રમ્ય વિભાવરી," "સુખી હું તેથી કોને શું ?" "દીધાં છોડી પિતામાતા," ઇત્યાદિ કાવ્યોમાંનો મનોરાગ વાંચનારના ચિત્તનું ફરી ફરી આકર્ષણ કરે છે એટલું જ નહિ પણ તે કાવ્યો આસપાસ ગુંથાયેલી કથાની પ્રફુલ્લ સ્મૃતિ જાગૃત કરે છે અને તે કાવ્યો વડે તે કથાભાગ ઓળખાય છે.

આ નાનાં કાવ્યોમાં ગોવર્ધનરામના કવિત્વનો યથાર્થ પ્રકાર નજરે પડે છે. તેમના કવિત્વમાં ભાવનો ઉત્કટ વેગ વસેલો દેખાય છે, લાગણીથી ઊછળી રહેલા તેમના ચિત્તમાંથી નીકળતી કવિતાનો પ્રવાહ બહુ બળથી ચાલ્યો જાય છે. એ કવિતા વાંચનારના હૃદયતલને સ્પર્શ કરી બહુ વ્યાકુલતા ઉત્પન્ન કરે છે. તેના પ્રકાશનમાં કલ્પના નવા નવા અર્થાલંકારો ઉમેરે છે. પરંતુ તેમની કવિતામાં સૌંદર્યના, લાલિત્યના, માધુર્યના બહુ જ થોડા અંશો વિદ્યમાન છે અને તેથી કલાવિધાન પણ દૃષ્ટિએ પડતું નથી.

રમણીયતાની આ ખામી તેમની ઉચ્ચ કલ્પનાઓને શુષ્ક બનાવે છે; તેમના ગંભીર ભાવની ઉક્તિમાં નીરસતા ભળે છે; અને તેમની શૈલીને ક્લિષ્ટ કરે છે. "સરસ્વતીચંદ્ર"માંનાં કાવ્યો વાર્તારસના કુંડળ વચ્ચે આવેલાં હોવાથી તેમાં રુચિરતા જળવાઈ રહે છે. પણ રસહીનતાનો પરિહાર કરનારા એવા અંશો "સ્નેહમુદ્રા"માં નથી, અને બળવાન પ્રેરણાથી તેમ જ ઉદાત્ત ભાવનાઓથી ભરેલું છતાં એ પુસ્તક આકર્ષક લાગતું નથી તેનું એ જ કારણ છે. એ પુસ્તકના નાયકને "ભૂત"રૂપે આણી તેની પાસે વિચારો પ્રકટ કરાવવામાં કાંઈ સફળતા જણાતી નથી અને એ ઘોરતાથી કવિતાની ખૂબીને હાનિ થાય છે એટલું જ પરિણામ નીપજે છે. ઉચ્ચ અને ગંભીર વિચારોના કવિતમય કથનમાં "મૂકી એણે તો દોટ," "એવું શું ઓછું આવ્યું,"

"જતાની પાછળ કૂવે પડી મરવાનો ચાલ", "હાઉતુતુ નહિ અમે કંઈ બહુમાની સ્નેહ" "આવી અક્કલ રહી ન ગાંઠે" એવી છેક સાધારણ વ્યવહારની ઉક્તિઓ કોઈ રીતે શોભતી જ નથી. "ઉલૂકાદિ અધમ ભડવા નીકળ્યા સર્વે ટોળે" "ખાઈ રહું– દોડું જરી ત્યાં જ પચી જાય, અનંત અમર ભાખરી" એવા અલંકાર વાણીના ભૂષણને કદર્થિત જ કરે છે. "સ્નેહમુદ્રા" ના આખા પુસ્તકમાં અપવાદરૂપ તે "નીલ લીલમ સમાં ગાલે બેઠાં તમે જે તણે રે, એવા રૂડા આંબલિયાની ડાળ મૂકીને કોયલ ક્યાં ગયાં રે!" એ કાવ્ય છે. એ ગરબીનું એકેએક પદ લાવણ્ય અને કોમલતા- વાળું છે, તેનું સુન્દર કલાવિધાન ચમત્કારપૂર્ણ છે અને તેમાં કડીએ કડીએ નવી નવી કલ્પનાથી ઊપજતા ભિન્ન ભિન્ન અલંકાર ગંભીર ઉન્નત તથા રસિક ભાવના પ્રકાશનને રુચિર બનાવે છે. એમાં કવિએ કહેલો કોયલના કૂજનનો ગુણ કવિના એ કાવ્યમાં પણ છે કેઃ

"અર્ધનિદ્રા સમે પ્રિયસ્પર્શ સમું કૂજ્યું તમ તણું રે,
ચમકાવે અમારાં ચિત્ત!"

ભૂતના ભડકા, સ્મશાન, ચિતા, ભયંકર અંધકાર, વગેરેના ઘોર વર્ણનથી ભરેલા પુસ્તકમાં આવેલી આ ગરબી—

"કાળે પોતે કસુમ્બલ ભાત, તેવું આ કાળા વિશ્વમાં રે–
રૂડું રૂડું કોમળ તમ ગાન."

એ ઉપમાની સાર્થકતા સિદ્ધ કરે છે અને કવિતાની વિરલતામાં પણ ધન્યવાદનું કારણ રહેલું છે એમ પ્રતીતિ કરાવે છે.

બીજાં કાવ્યોમાં ઓછી આકર્ષકતા લાગશે, પણ "સ્નેહ- મુદ્રા" નાં સર્વે કાવ્યો ગોવર્ધનરામના હૃદયમાં રહેલી ગાઢ સ્નેહ- શીલતા પ્રત્યક્ષ કરે છે. "સરસ્વતીચંદ્ર"ની કથામાં પણ તેમની સ્નેહશીલતા બુદ્ધિધનના વિદ્યાચતુરના તથા મલ્લરાજના કુટુંબ- વર્ગોમાં અંકિત થઈ છે, સરસ્વતીચંદ્રના મિત્રમંડળમાં અંકિત થઈ

થઈ છે, સુંદરગિરિ પરના વિરક્ત સાધુ મંડળમાં અંકિત થઈ છે, અને પ્રાકૃત હૃદયાવસ્થાનાં લક્ષ્મીનંદન તથા ગુમાન પણ આખરે સ્નેહશીલતાથી અંકિત થઈ ઉત્કર્ષ પ્રાપ્ત કરે છે. પરંતુ તેમણે કલ્પેલાં પાત્રોમાં તેમનામાંથી ઊતરેલી સ્નેહશીલતાથી જ તેમના એ ગુણનું દર્શન થાય એમ રહ્યું નથી. અલ્પ વયે વિદેહ થયેલી તેમની જ્યેષ્ઠ પુત્રીના સુશીલ, સરલ, ઉદાત્ત જીવનના તેમણે લખેલા વૃત્તાન્તમાં તેમના એ ગુણના પ્રકર્ષનું દર્શન થાય છે. તેમનામાંથી પુત્રીમાં આવેલા ઉચ્ચ સંસ્કારનો વિકાસ કરવા, પુત્રીની બુદ્ધિ ખીલવી તેને મહાન જ્ઞાનસંપત્તિ પ્રાપ્ત કરાવવા, સંસારના ધર્મ તેને શીખવવા, 'ઈશ્વર' પરની તેની શ્રદ્ધા દૃઢ કરવા, અને આધ્યાત્મિક શ્રેયને તેનું પરમ લક્ષ્ય કરવા તેમણે કરેલા પ્રયાસ તેમનું ગાઢ વાત્સલ્ય પ્રકટ કરે છે. "લીલાવતી-જીવનકલા" પિતા ને પુત્રી બન્નેની અભિજાત વૃત્તિની સાક્ષી પૂરે છે, અને ગોવર્ધનરામની સ્નેહશીલતાથી તેમના કુટુંબ-મંડળમાં પ્રસરેલી સુજનતા તથા સદ્ભાવનું ચિત્ર આપે છે. એ પુસ્તકમાંનો કરુણરસ પણ ગોવર્ધનરામના હૃદયની એ આર્દ્રતાને વિશેષ પ્રમાણથી પ્રતિપાદન કરે છે. ગહન તત્ત્વચિંતન, ભવ્ય વિચાર અને દૂરગામી કલ્પનાના સ્થાનભૂત ચિત્તમાં વસેલી આ મૃદુતા તેમના સમસ્ત જીવનમાં અને લેખનમાં વિશિષ્ટતાથી વ્યાપેલી છે. "તાતના તાત ઈશ્વર" પરની તેમની ગાઢ અચલ શ્રદ્ધા, તેમની ધાર્મિકતા, તેમની ભક્તિમત્તા, "સરસ્વતીચંદ્ર"માં સ્થળે સ્થળે દર્શન દે છે, પણ, આ પુસ્તક, એ લક્ષણોથી પરિપૂર્ણ છે. હિંદુ સંસારને ઉન્નત કરવાની જે ભાવનાઓ કુમુદસુંદરીની સાંસારિક જીવનરેખામાં, વિદ્યાચતુરની પુત્રીહિતની કલ્પનામાં, સરસ્વતીચંદ્રે કરેલી કલ્યાણગ્રામની યોજનામાં, ભગવાં વસ્ત્ર પહેરી કુમુદસુંદરીએ સ્ત્રીઓને કેળવણી તથા સ્વતંત્રતા અપાવવા ધરેલી ઉત્કંઠામાં, તેમ જ '*દુષ્ટ આચાર ને લીધે* '*ક્લેશમાં જીવન ગાળતા*' *હિન્દુઓ* માટે "સ્નેહમુદ્રા"ના નાયક તથા નાયિકાના સમભાવમય ઉદ્ગારમાં

નજરે પડે છે, તે આ પુસ્તકમાં પણ પ્રકટ થાય છે.

ગોવર્ધનરામની એ વત્સલતા, એ ભક્તિ, એ ઉત્કર્ષેચ્છા રાષ્ટ્રીય વિષયમાં પણ ઉલ્લાસ પામેલી છે. સર્વ કર્તવ્યનો ત્યાગ કરી 'રંગાયા વિના રંગ' જેવા ભટકનો સરસ્વતીચંદ્ર પોતાના મિત્ર ચંદ્રકાન્તને પોતાને શોધવાની ચિંતા મૂકી દેવા વિનંતિ કરે છે ત્યારે પણ તે

'ખીચારો દેશ આ આર્ય !—કરે તે કાજ કંઈ કાર્ય.'

માટે તે જ કાર્યો કરવામાં ઉદ્યુક્ત રહેવાનો તેને આગ્રહ કરે છે. "સ્નેહમુદ્રા"ની નાયિકા પણ દેશના દુઃખથી વ્યથિત થઈ ઉદ્ગાર કરે છે કે

"અહો પ્રભુ ! મને હૃદય દીધું તો શાને નથી કરતો સમજા !
રંગભુવન મને નથી ભાવતું, નથી રોચતી અલંકૃતિ;
આમ દેશીજન દુઃખી થાય ને અહું સુખ શું હું જ રતિ ?"

"સરસ્વતીચંદ્ર"ના ચોથા ભાગમાં કલ્પેલી મનઃસૃષ્ટિનો એક માત્ર આશય હિંદુસ્તાનના પ્રાચીન તથા યુરોપના અર્વાચીન સુધારાના સંવાદી મિશ્રણ વડે હિંદુસ્તાનનો ઉત્કર્ષ તથા ઉદ્ધાર કરવાનો છે.

આવા ઉચ્ચ, ઉન્નત, ઉદાર લક્ષણોવાળા મહાન નરની કૃતિઓ જ હવે આ લોકમાં અવશેષ રહી છે. તે કૃતિઓમાં રહેલો વાક્પ્રભાવ ગુજરાતી સાહિત્યમાં ઉજ્જવળ કીર્તિસ્તંભરૂપ છે, તે આદરથી અને પૂજ્યભાવથી હંમેશ જળવાશે એમાં સંશય નથી. જે આત્માએ સનાતન શાન્તિ ધારણ કરી છે તેની ઐહિક કૃતિઓનો અભ્યાસ અને તેના ગુણોનું સ્મરણ ભવિષ્યમાં સદૈવ પ્રોત્સાહક અને ઉત્તેજક થશે એ આશા વડે શોકનું શમન કરવું એ કર્તવ્ય છે.

('વસંત' ચૈત્ર, સં. ૧૯૬૩)

# સ્વ. ગોવર્ધનભાઈ: એક નિરીક્ષણ

લેખક : ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી

[ આ અંજલિલેખમાં પંડિતયુગના અવતંસ જેવા ઉત્તમલાલ ત્રિવેદી ગોવર્ધનરામના ભાવનામય ને મનોમય જીવનનું–તે વખતની સામાજિક ને સાંસ્કારિક સ્થિતિની પૃષ્ઠભૂ પર-સરવૈયું કાઢવા મથે છે. પશ્ચિમનો આદર્શ પરાક્રમનો ભલે હોય પણ પૂર્વનો આદર્શ તો તપનો જ છે એમ સ્પષ્ટ કરી, ગોવર્ધનરામનું જીવન કેટલું તપઃપૂત હતું તે સાંસ્કૃતિક ભૂમિકા આપીને નિરૂપે છે. ગોવર્ધનરામના સિદ્ધાન્તો, તેમનો સમય ને સમાજ–ત્રણેનું દિગ્દર્શન અહીં બહુ કૌશલથી લેખકે કરાવ્યું છે.]

वदनं प्रसादसदनं सदयं हृदयं सुधामुचो वाचः ।
करणं परोपकरणं, येषां केषां न ते वन्द्याः ॥
जो कछु पाप कियो नहीं तो पुन्य कियो शत वार ॥

There may be Heaven : There must be Hell,
Meanwhile there is our Earth here-well.
—Browning.

ગઈ તા. ૪ જાન્યુઆરીને રોજ ગરવી ગુજરાતનો એક તેજસ્વી તારો અસ્ત થયો. સરસ્વતીચંદ્રદ્વારા ગુજરાતની આબાલવૃદ્ધ પ્રજાને આશ્વાસન, ઉપદેશ અને પ્રોત્સાહન આપનાર ગોવર્ધનભાઈ–ગો'ર્ધનભાઈ તે દિવસે યશઃશેષ થઈ રહ્યા ! મુંબઈમાંથી ધન્ધો છોડી સ્વજનની, સ્વદેશની અને માનવકુલની સેવામાં પોતાનુ જીવન અર્પણ કરનાર આ મહા પુરુષ સાથે આપણું લહેણું બહુ થોડું નીકળ્યું. શાન્તિ અને મધુરતાના વાતાવરણમાં રહી કોઈ અપૂર્વ અક્ષરસેવા કરવાનો ઉત્સાહ ધરાવનાર આ જીવે મુંબઈ છોડી, ધન્ધો છોડ્યો અને નડિયાદ જેવા શાંત પ્રદેશમાં અને સ્વજનના મંડળમાં નિવાસ કર્યો; પરંતુ ત્યાં પણ સાંસારિક સંયોગોએ તેમના મનોરથ પાર પાડવાને પૂરતો

અવકાશ ન આપ્યો, અને અનેક શારીરિક અને માનસિક વ્યથાઓથી સીઝાતો આ જીવ ટૂંકી મુદતમાં પરલોકવાસી થયો!

પ્રખ્યાત રાજકવિ ટેનિસન 'ઇન મેમોરિયમ'ના આરંભમાં કહે છે કે:—

I sometimes hold it half a sin
To put in words the grief I feel,
For words like Nature half reveal
And half conceal the soul within.

ટેનિસનનો આ અનુભવ સાચો છે. છતાં કવિજનો આવાં અર્ધસત્ય પ્રકટ કરી શકે તેવાં પણ વચનો ઉદ્‌ભવી શકે છે, પરંતુ મારી પાસે તો સ્વ. ગોવર્ધનભાઈના અવસાનથી થયેલા શોકને પ્રકટ કરવાને શબ્દો નથી જ...*

સ્વ. ગોવર્ધનરામના ઉપકારો સુવિદિત છે. તેમના ઉપકારોની નોંધ અત્યાર સુધીમાં ઘણી લેવાઈ છે અને લેવાશે; અને હું પણ એ પુણ્ય કાર્યમાં યથાશક્તિ ભાગ લઈશ. તેમની કલ્પનાશક્તિ અત્યંત દૂરગામી હતી; તેમની સ્મરણશક્તિ બહુ સ્વચ્છ અને વશવર્તિની હતી; તેમનો બુદ્ધિપ્રભાવ ઘણો તેજસ્વી હતો; તેમનું વાંચન વિશાળ અને સર્વદેશી હતું; તેમની કલમમાં અપૂર્વતા અને અનનુકરણીય કુશલતા હતી; તેમની વિચારશક્તિ ગંભીર હતી; અને તેમની વિવેકશક્તિ સૂક્ષ્મ હતી; આટલું તેમનાં પુસ્તકોને વિવેકથી વાંચનારા સહજ સમજી શકે તેમ છે. પરંતુ આ બધાંની સાથે તેમનું જીવન અત્યંત સરલ અને સાદું હતું અને તે સરલતા અને સાદાઈ સાધનના અભાવથી નહિ પણ સાધન છતાં ભોગૈશ્વર્યના વૈરાગ્યથી ઉત્પન્ન થઈ હતી; કોઈ પ્રકારના દમ્ભથી નહિ પણ વિવેક અને વિજ્ઞાનથી સુસ્થિર થયેલી અંતઃકરણની નિર્મળતાથી ઉદ્‌ભવ પામેલી હતી. તેમની સરળતા અને સાદાઈ તેમના હૃદયની સાધુતાનું પ્રકટ સ્વરૂપ હતું અને તે તેમના બુદ્ધિ-

* થોડીક લીટીઓ જતી કરી છે.–(સંપાદક).

પ્રભાવમાંથી ઉત્પન્ન થયેલાં છતાં એટલાં તો આગળ વધેલાં હતાં કે અત્યારે તેમના જીવનનું ચિંતન કરતી વખત તે સાધુતાનું તેજ વધારે જણાય છે, અને તેનું જ ચિંતન કરવામાં વિશેષ આનંદ આવે છે.

લીલાવતીની જીવનકલાના આરંભમાં સ્વ. ગોવર્ધનરામે સાધુજનોના ગુણ વિષે એકવીસ વાક્યોનો સંગ્રહ કર્યો છે. એ જ પ્રકારનાં વાક્યો એમના 'સરસ્વતીચંદ્ર'માં 'સાક્ષર-જીવન'માં અને બીજા ગ્રંથોમાં પણ યથાપ્રસંગ તેમણે ગૂંથ્યાં છે તેમને આવાં વાક્યોનાં શ્રવણ, મનન અને નિરૂપણ ઉપર અત્યંત પ્રીતિ હતી એમ આપણે જાણીએ છીએ. અને સ્વાભાવિક રીતે એમના જીવનનાં ધોરણો ઉપર એ વાક્યોની અસર ઘણી હતી એમ આપણે સમજી શકીએ છીએ. ગોવર્ધનભાઈ અંગ્રેજી તેમજ સંસ્કૃત ભાષામાં નિષ્ણાત હતા. અને તે તે ભાષામાં લખાયેલાં શાસ્ત્રોના તેમને સારા સંસ્કાર હતા. પણ તેમના મનનું વલણ કોઈ એક શાસ્ત્રને અનુસરવા કરતાં સર્વનાં સારાં તત્ત્વોનું ગ્રહણ કરવા તરફ વિશેષ હતું. એમની ભાવનાઓમાં પણ પૂર્વ અને પશ્ચિમ બન્નેની સદ્ભાવનાઓનું સંમિશ્રણ હતું. પોતાના શ્રવણમાં આવેલી સર્વ પ્રકારની શ્રેષ્ઠતા સંપાદન કરવા કરાવવા તેમનું મુખ્ય લક્ષ્ય હતું. પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને પશ્ચિમના 'ત્રિવેણી'-સંગમમાં જનસમાજના નેતાઓના આચાર વિચાર અને ઉપદેશો કેવા હોવા જોઈએ તેનો નિર્ણય કરવો, તે આચરવા અને તેનો ઉપદેશ કરવો, એ તેમના જીવનનું વ્રત હતું. અને તે વ્રત પાળવા Practical Asceticism, વ્યવહારમાં રહીને સાધુજીવન 'આત્મસંયમ અને પરોપકાર'-પ્રધાન જીવન તેમણે પોતાને માટે નિર્માણ કર્યું. અને તે તેમણે જન્મારા સુધી યથાર્થ રીતે પાળ્યું તેમના આ મહાવ્રત ઉપર તેમની કીર્તિની પ્રતિષ્ઠા થશે અને તે અચળ રહેશે.

આ વ્રતનું પ્રતિપાલન થાય તેવી રીતે જીવનની જે સંયમ-

પ્રધાન યોજના પ્રથમથી જ તેમણે શાસ્ત્રદષ્ટિએ વિચારપૂર્વક ઘડી મૂકી હતી–તે એલએલ બી. થવું, મુંબાઈની હાઈકોર્ટમાં વકીલાત કરવી, અમુક વયે તેમાંથી નિવૃત્ત થવું, અને પછી જનસેવાપરાયણ જીવન ગાળવું; એ હતી. આ નિશ્ચય કરવામાં અને જન્મપર્યંત પાળવામાં તેમણે અતિશય મનોનિગ્રહ બતાવ્યો. આ નિશ્ચયનો અમલ કરવામાં અને તેને જીવિત સુધી પ્રબળ પ્રલોભનો વચ્ચે અને કઠી જરૂરિયાતો વચ્ચે પણ વળગી રહેવામાં અનુપમ વૈરાગ્ય અને ત્યાગશક્તિ તેમણે પ્રકટ કર્યાં. સ્વ. ગોવર્ધનભાઈની ખરી મહત્તા આમાં જ સમાયેલી છે. આ મહત્તાનું માપ તેમની તે તે કાળની પરિસ્થિતિના જ્ઞાનથી જ યથાર્થ રીતે થાય છે. બી. એ. થતી વખતના સંયોગોનો, તે વખતે તેમને થયેલી ઊંચી નોકરીઓની માગણીઓનો, નિવૃત્તિ સ્વીકારતી વખતના અને તે પછીના તેમના ઇતિહાસનો, એ સર્વનો સાક્ષાત્કાર કરતાં પ્રસંગોના બળની સામે ફતેહથી ટક્કર ઝીલનાર આ મહાત્માનું મનોબળ ઘણું પ્રતાપી લાગે છે; અને જો મોટી ભાવનાઓ અને મોટા શબ્દોની પવિત્રતાનું અતિક્રમણ ન થતું હોય તો સ્વ. ગોવર્ધનરામના જીવનની આ ગતિ 'તપ'ની પવિત્ર સંજ્ઞાનો દાવો કરે તો તે અયોગ્ય નથી.

તપ એ જ પ્રાચીન પૂર્વમાં પરાપૂર્વથી મહત્તાની અંતિમ કસોટી મનાઈ છે, અને જેટલે અંશે આપણી અર્વાચીન ભાવનાઓ પ્રાચીન ભાવનાઓને અનુસરે છે તેટલે અંશે હજુ પણ આપણે તપને જ તેવી કસોટી માનીએ છીએ. પરાક્રમ એ અર્વાચીન પશ્ચિમની મહત્તાની કસોટી છે, અને જેટલે અંશે આપણી ભાવનાઓ અર્વાચીન પશ્ચિમની ભાવનાઓથી રંગાઈ છે, તેટલે અંશે આપણે તેને પણ મહત્તાની કસોટીમાં સ્થાન આપીએ છીએ.

અર્વાચીન પશ્ચિમની પેઠે આપણે તપસ્વિતા ( Asceticism )ને ધિક્કારતા નથી, તેમ જ પ્રાચીન પૂર્વની પેઠે પરાક્રમને કેવળ અનાવશ્યક માનતા નથી. આપણે એની વ્યવસ્થા કરીએ છીએ. આપણે પરાક્રમ–જો ઉપકારરૂપ હોય–તો તેને અભિનંદીએ છીએ અને

ઉપકારથી મહત્તાનો અધિકાર પામનારને આપણે ખુશીથી 'મહાન'નું સ્પૃહણીય પદ આપીએ છીએ; કારણ કે આપણે એમ ધારીએ છીએ, કે કોઈ પણ પ્રકારના સંયમ (Self-denial) વિના, એટલે તપસ્વિતા (Asceticism)નો કંઈક અંશ સિદ્ધ કર્યા વિના કોઈ મહાન કાર્ય થઈ શકતું નથી. ચિત્તવૃત્તિને ઇતર વિષયોમાંથી ખસેડીને કોઈ એક માર્ગમાં એકાગ્ર કર્યા વિના કોઈ પણ મહત્ કાર્યની સિદ્ધિ થતી નથી એ ઇતિહાસસિદ્ધ છે, અને અનુભવગોચર પણ છે. સંસારના વિષયોનું જોર એટલું બધું છે, કામક્રોધાદિકનો પ્રતાપ એટલો ઉગ્ર અને તીવ્ર છે, જગતની માયાનો મોહ અને સુખની સ્પૃહા, એવાં તો અનિવાર્ય છે કે તેમાંના કોઈ એકમાંથી પણ નિવૃત્ત થવાની વૃત્તિ એ એક વિરલ સંપત્તિ છે. તેવી રીતે નિવૃત્ત થયા પછી મનુષ્યે જગતમાં શું કરવું એ પ્રશ્ન અત્યંત ગંભીર છે. પણ કાંઈ પણ સત્કાર્ય કરવા માટે નિવૃત્તિ-તપ અમુક અંશે આવશ્યક હોવાથી મોટાં કાર્ય કરનારાઓને પણ આપણે મહાન ગણીએ છીએ. પરંતુ તેની સાથે સમજીએ છીએ કે મોટું કાર્ય થવું ન થવું એ સંયોગબળને આધીન છે. પણ ભોગૈશ્વર્યમાંથી, વિષયવાસનામાંથી, નિવૃત્ત થવું, અને સાધુતા સંપાદન કરવી એ આપણું પોતાનું કાર્ય છે, અને આપણા પોતાના વશમાં છે; અને એટલા માટે જ તપ મનુષ્યની પૂજ્યતાની ખરી કસોટી છે, અથવા હોવી જોઈએ. કહેવું જોઈએ કે દેશકાળના બળે મનુષ્યમાત્રને યુગધર્મો પ્રાપ્ત થાય છે અને તે યુગધર્મના પ્રતિપાલનમાં મનુષ્યે શું કર્યું, તેની પણ સ્વાભાવિક રીતે ગણના થાય છે અને થવી જોઈએ; અને તે ગણનામાં ફળની કસોટી પણ આપણે વાસ્તવિક રીતે સ્વીકારીએ છીએ. તો પણ મહત્તાનું ખરું બીજ તપોમયતામાં હોવાથી એ જ મુખ્ય કસોટી ગણવી જોઈએ, અને ફળને પ્રમાણમાં ગૌણ ગણવું જોઈએ. કાલે કાલે પ્રાપ્ત થતા યુગધર્મોને આપણે માન આપીએ છીએ, તો પણ તેની પાછળ તપોમય, સંસારના વિષયના મોહમાંથી નિવૃત્તિપરાયણ જીવન જો અધિષ્ઠાનરૂપે ન હોય,

તો એ યુગનું પરિપાલન છતાં, લોકભાષામાં મહત્તાની સંજ્ઞાનો અધિકાર છતાં, તત્ત્વદૃષ્ટિથી મહત્તાની યોગ્યતાનો અધિકાર અપૂર્ણ છે, અથવા અપૂર્ણ ગણવો જોઈએ. બીજી રીતે જોઈએ તો જગતમાં મોટા મનાતા પુરુષોનાં જીવન ઉપરથી એમ પણ બતાવી શકાશે કે એકાદ કોઈ વિષયમાંથી નિવૃત્તિ, કામક્રોધાદિકમાંથી એકાદ કોઈનો જય, કોઈ પણ પ્રકારનો મનોનિગ્રહ સર્વ પ્રકારની મહત્તા સંપાદન કરવામાં આવશ્યક છે. આપણી પ્રાચીન ભાવનામાં મહત્તા અને પૂજ્યતા સમાનાર્થ હતાં; અર્વાચીન ભાવનામાં—મહત્તામાં ઉપકારને પણ સ્થાન મળ્યું છે; પરંતુ પૂજ્યતા તો આપણી ભાવનામાં સાધુતા, તપસ્વિતાની સાથે જ જોડાયેલી છે અને રહેશે. પરાક્રમ-ઉપકાર સિદ્ધ થવાનું જેમ સંયોગબળને આધીન છે તેમ તે ઉપર રહેલી કીર્તિ પણ સંયોગબળને વશ થઈને જ રહે છે. 'સરસ્વતીચંદ્ર' કરતાં વધારે ઊંચી કાવ્યપ્રતિભાવાળા, અને આખ્યાનકુશળતાવાળા ગ્રન્થો લખાય, અથવા "સરસ્વતીચંદ્ર"ાદિકદ્વારા પ્રવર્તાયેલા ઉપદેશોની યથાર્થતા અથવા સિદ્ધિકરતામાં ભવિષ્યની પ્રજાને ન્યૂનતા જણાય, તો વખતે ઉપકારમાત્ર ઉપર રહેલી ગોવર્ધનરામની કીર્તિનો પ્રકાશ ઝાંખો પડે. પરંતુ આપણે જાણીએ છીએ કે એમની કીર્તિ ઉપકાર અને તપસ્વિતાના દ્વિદલ પીઠ ઉપર પ્રતિષ્ઠા પામવાને પાત્ર છે, અને જેટલા અંશમાં તે, તપસ્વિતાના નિત્ય અને નિશ્ચલ પીઠ ઉપર પ્રતિષ્ઠાપિત થશે, તેટલા અંશમાં તે સ્થિર રહેશે એ નિઃસંદેહ છે.

ઈ. સ. ના ઓગણીસમા સૈકાના છઠ્ઠા સાતમા દશકામાં આપણા દેશમાં સંગમયુગની કર્તવ્યદિશાનો નિર્ણય કરવાનું કામ સરળ ન હતું. આ વખતે પશ્ચિમમાં કેટલાક કાળથી ઉત્પન્ન થયેલો નવીન બૌદ્ધવાદ[1] (Rationalism) પરિણત કોટિએ પહોંચ્યો હતો. ક્રિસ્ચન ધર્મશાસ્ત્રનું ઐતિહાસિક દૃષ્ટિએ પરીક્ષણ થતાં ઇસુનું ઈશ્વરત્વ વગેરે સિદ્ધાન્તો નવીન બૌદ્ધોએ છિન્નભિન્ન કરી નાખ્યા હતા; અને તેના પરિણામમાં ક્રિસ્યાનિટિને પોતાને અને સામાન્ય રીતે ધર્મની ભાવનાને

1 Rationalism in Theology = બૌદ્ધવાદ, in Ethics = હેતુવાદ.

પણ થોડો ધક્કો પહોંચ્યો ન હતો. પશ્ચિમમાં જ્યારે આ સ્થિતિ હતી ત્યારે આપણે ત્યાં તેવા જ ઐતિહાસિક પરીક્ષણદ્વારા ક્રિસ્ચન મિશનરિઓએ આપણા ધર્મ અને ધર્મસંસ્થાઓ ઉપર સખ્ત પ્રહારો શરૂ કર્યા હતા, અને તે ફતેહમંદ થવાની તૈયારીમાં હતા. આપણા ધર્મના અનેક સ્તરોને ન જાણનારા અને આ મિશનરિઓનાં પરીક્ષણોને પ્રમાણરૂપ માનનારા આપણા નવીન વર્ગમાં પણ આપણા ધર્મ ઉપર અનાદર અને અમિત્રતાની વૃત્તિઓ સબળ થતી હતી. તેની સાથે આચારના પ્રદેશોમાં સ્વાતંત્ર્ય સમાનતા અને ભ્રાતૃભાવના, હેતુવાદને અંગે ઉત્પન્ન થયેલા અહંપરતા અને જનહિતપરતાના પડઘા વેગથી વાગી રહ્યા હતા. અને આપણા કેળવાયેલા જનસમાજના આચાર-વિચારને રંગી રહ્યા હતા; અને તેથી આપણા સ્માર્ત વિધિનિષેધો બન્ધનરૂપ મનાવા લાગ્યા હતા; પરાપૂર્વથી ચાલતી આવેલી રૂઢિઓ હેતુવાદે અયોગ્ય અને હાનિકર ગણાતાં તેને પલટી નાખી સ્થિત્યંતર કરવાના ઉપક્રમો, સત્ય વ્રતના ઉત્સાહથી, અજ્ઞાન હિન્દુઓ તરફ પૂજ્ય અનુકંપાથી, અને ઉદાર આત્મસમર્પણવૃત્તિથી, આગ્રહ સાથે વીરવૃત્તિથી થઈ ચૂક્યા હતા. આ પછી આપણામાં ક્રિસ્ચાનિટિના સંચારનો ઉચ્છેદ કરવા દયાનન્દ સરસ્વતીએ હિન્દુ ધર્મની એક શોધિત આવૃત્તિ રચવા અને ઉપદેશવા માંડી હતી. પરંતુ તેમાં પણ ઈશ્વરવિચારમાં પાશ્ચાત્ય પદ્ધતિ અને આચારમાં હેતુવાદનાં ઘણાં અંગોનો પ્રત્યક્ષ કે પરોક્ષ સ્વીકાર હતો.

બીજી તરફ આ જ અરસામાં પાશ્ચાત્યોમાં બૌદ્ધવાદને અંગે ઉત્પન્ન થયેલા પ્રપંચવાદ (Materialism) ના પ્રતીકાર રૂપે નવીન અધ્યાત્મશાસ્ત્રનો ઉદય થઈ ચૂક્યો હતો, અને કાંઈક થિઓસોફિકલ સોસાઈટીથી અને કાંઈક ક્રિસ્ચન ધર્મના સંજીવનથી, પ્રપંચપરાયણતા ઉપર આઘાતો શરૂ થઈ ગયા હતા. આપણે ત્યાં પણ આ નવા પ્રવાહો પહોંચ્યા અને એક નવીન બળ આપણા દેશમાં જન્મ પામ્યું. લોર્ડ મૅકોલેએ જ્યારે તેના યુગમાં તેને જણાયેલી જરૂરીઆતો પ્રમાણે સંસ્કૃતદ્વારા શિક્ષણ આપવાના માર્ગનો અનાદર કરી અંગ્રેજી વિદ્યાનો પ્રચાર કર્યો, ત્યારે

નવીન યુગમાં યુનિવર્સિટીઓએ પશ્ચિમની ગ્રીક લેટિનના અનુસરણમાં પ્રાચીન ( સંસ્કૃતાદિક ) ભાષાઓ દાખલ કરી હતી. અને આ ભાષાનું આપણા સાર્વજનિક અભ્યાસક્રમમાં પુનઃ પ્રતિષ્ઠાપન થવાથી એક નવું બળ ઉત્પન્ન થયું હતું. પશ્ચિમના બૌદ્ધવાદના પરિશીલનથી તીક્ષ્ણ થયેલી બુદ્ધિ પ્રાચીન સત્યોના સંશોધનમાં વ્યાપ્ત ન થઈ અને તેને પરિણામે આપણે ત્યાં પણ સંજીવનયુગનો આરંભ થયો. આમ ગોવર્ધનભાઈના વિશિષ્ટ દેશકાળમાં જે બળથી 'સુધારો' જન્મ પામ્યો હતો તે બળ ક્ષીણ થતું ચાલ્યું હતું. સુધારાનો પ્રક્ષોભ શાંત પડ્યો હતો, અને તે પ્રક્ષોભના કાળના સંસ્કારોની યથાર્થતાની પરીક્ષા કરવાનો સમય શરૂ થઈ ગયો હતો.

આ સ્વ. ગોવર્ધનરામના શબ્દોમાં 'પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને પશ્ચિમ એ ત્રણના ત્રિવેણી–સંગમના કાળમાં' જનસમાજના શિષ્ટ વર્ગના આચારવિચારનો નિર્ણય કરવો, તે આચરવા અને ઉપદેશવા એ મહાવ્રત એમણે સ્વીકાર્યું હતું. અને તે વ્રતની સિદ્ધિને માટે ગૃહસ્થાશ્રમમાં અન્ય કર્તવ્યો પૂરતી જ વ્યાવહારિક પ્રવૃત્તિ રાખીને નિવૃત્તિપરાયણ, સ્વાધ્યાયપરાયણ અને પરહિતપરાયણ જીવન તેમણે ઘડ્યું હતું. ઉપર કહ્યું છે તે પ્રમાણે તે કાળ જ એવો હતો કે સર્વ વિચારશીલ મનુષ્યને આવા નિર્ણયની પરમ આવશ્યકતા જણાય જ. પરંતુ ગોવર્ધનભાઈને તેનો ખાસ પ્રસંગ હતો. તેમના પોતાના કુટુંબમાં પ્રાચીન અને અર્વાચીન પૂર્વનો અને તેમાં પણ ઘરે ઘરનો સંયોગ હતો. લીલાવતીની જીવનકલામાં લીલાવતીની આસ્થાના સંબંધમાં ગોવર્ધનભાઈ લખે છે કેઃ—

"સંસારમાં કોઈ નાસ્તિક હોય છે, કોઈક મૂર્તિપૂજક હોય છે, કોઈ એક ઈશ્વર અને જુદા જીવ એમ માને છે, અને કોઈક જીવ અને ઈશ્વરનું અદ્વૈત બ્રહ્મરૂપે માનનાર હોય છે. લીલાવતીની આસપાસ આ સર્વ ભાવનાઓ હતી. એનાં માતામહી હરેલક્ષ્મી, હિંદુ મુસલમાન સર્વ દેવની બાધા રાખતાં. લીલાવતીના પિતામહ આ

લેખકના પિતા પરમ વૈષ્ણવ હતા; તેઓ ગોસાંઈજી મહારાજના અનુયાયી ન હતા પણ ષોડશોપચારથી શાલિગ્રામની અને દેવની પૂજા કરતા, પોતાનું સર્વસ્વ દેવને હૃદયથી સમર્પી દેવના પ્રસાદથી પોતાને મળ્યું સ્વીકારતા, દિવસરાત્રિનો ઘણો ભાગ હૃદયપૂર્વક દેવાર્ચનમાં અને બાકીનો કાળ ભક્તિભજનમા, વાંચવામાં, કથાકીર્તનમાં અને ધર્મકાર્યમાં ગાળતા…… તેમને ક્રિયાકાંડ ઉપર અત્યંત આસ્થા હતી… દેવપૂજા, દેવભક્તિ, હૃદયની સાધુતા, હૃદયનો લય, આદિ પવિત્ર પદાર્થો લીલાવતીએ…પ્રત્યક્ષ કર્યા હતા.''

આપણા સાંપ્રત દેશકાલની ધર્મભાવનાનાં સારાં અને નરસાં એ સ્વરૂપો આમ ગોવર્ધનભાઈને પ્રત્યક્ષ હતાં. બીજી તરફ સદ્-વિદ્યાના પરમ ઉપાસક મનઃસુખરામભાઈનો તેમને બાલ્યથી સહવાસ હતો. તે મહાશય તેમના કુટુંબમાં પ્રાચીન પૂર્વના અભ્યાસી હતા. વેદશાસ્ત્રાદિકનો વિચાર અને અંગ્રેજી સાહિત્યમાં આપણા પ્રાચીન વિચારોની શોધ એ આ સદ્વિદ્યાવિલાસી માન્યવરની સાક્ષરપ્રવૃત્તિ હતી. અને તેના સ્વ. ગોવર્ધનભાઈ બાલ્યથી જ સાક્ષી થયા હતા. આની સાથે પશ્ચિમની વિદ્યાનો પ્રવાહ તેમના પોતાનામાં વહન થતો હતો. અને મુંબઈના તે કાળના જગતમાં તેના આચારનો પ્રવાહ શિષ્ટ વર્ગમાં પ્રકટ થયો હતો.

આવી વસ્તુસ્થિતિમાં જો નવીન પ્રવાહ મંદ હોય તો વડીલોના આચારવિચારનાં અનુકરણ ( Conformity )ની બહાર વિદ્યાર્થીઓનું જીવન જતું નથી. જો નવી વિદ્યાથી સમજાતી આચારની નિરંકુશતામાં વ્યાસંગ ઉત્પન્ન થયો હોય તો નવા નિરંકુશ આચારને નવા વિદ્યાર્થી-ઓનું જીવન શરણ થાય છે, અને પરાપૂર્વથી ચાલતું આવેલું સર્વ, બન્ધનરૂપ ગણી લેવાની વૃત્તિ વૃદ્ધિ પામે છે. નવીન વિદ્યાનો પ્રવાહ સબળ હોય અને પ્રાચીન જીવનયોજનાનો સારો ભાગ ગ્રહણ કર-વાની વૃત્તિ અથવા શક્તિ ન હોય, સારે નવી નિરંકુશતામાં વ્યાસંગ ન હોય તો પણ, તે જીવનની ભાવનાઓ નવીન નેમ પ્રમાણે જ રચાય

છે અને નવીન આચારવિચારનો સ્વાભાવિક રીતે સ્વીકાર થાય છે. પરંતુ સ્વ. ગોવર્ધનરામની પરિસ્થિતિમાં આપણે જોયું તે પ્રમાણે પ્રાચીન વિચારનો આગ્રહી પક્ષ સદ્‌વિદ્યાવિલાસી મન સુખરામભાઈમાં, અને પરાપૂર્વના આચારના શુભ અંશો અને તેનાં અત્યંત શુભ અને વિશુદ્ધ ફળ પોતાના તીર્થરૂપમાં સહજ ઉપલબ્ધ હતાં. નિરંકુશ આચારનો વ્યાસંગ થાય એવું બંધારણમાં ન હતું. તેમ વિવેકવિચારથી અને ઉદાહરણથી તેને દૂર પણ રાખી શકાયો હતો. તેમ છતાં પોતે સંપાદન કરેલો નવીન વિદ્યાનો રંગ મદ ન હતો; પણ વ્યાપક અને ઘેરો હતો, અને વિશેષમાં આચાર અને વિચારમાં તે નવીન પ્રવાહ જ તે કાળના સાક્ષરવર્ગ અને તેમના સહાધ્યાયીઓએ ઘણા અંશમાં સ્વીકાર્યો પણ હતો. તેમ જ પ્રાચીન વ્યવહારના અસદંશો, 'લ્હેરીઆના વ્હેમી' પરમેશ્વરની ભાવના અને તે ભાવનાના આચારમાં તેમને ચારે તરફ પ્રત્યક્ષ થતા હતા; અને સુધારકોના જીવનમાં અને નર્મદ વગેરેના સાહિત્યમાં નિરંકુશ આચારના વ્યાસંગનાં ફળો પણ તેમને પ્રત્યક્ષ હતાં. આમ ગોવર્ધનભાઈ પોતાના ઘરમાં અને પોતાની આંખ આગળ જ વર્તતી સર્વ પૃથક્ પૃથક્ ભાવનાઓ અને તેના આચારોના દ્રષ્ટા હતા; અને પોતે પરંપરાના આચારમાં સુસ્થિર રહેવાની સાથે દ્રષ્ટાના ધર્મ પ્રમાણે તે તે ભાવનાઓનાં તત્ત્વોનો અભ્યાસ આદરણીય ગણ્યો, તે કરવા નિશ્ચય કર્યો, અને તે અમલમાં મૂક્યો

આ અરસામાં નવીન શિક્ષણવાળા બે વિદ્વાનો ગુજરાતમાં ઉદય પામ્યા હતા : આપણા ગોવર્ધનરામ અને સ્વ. મણિલાલ નભુભાઈ. બન્ને વિદ્યામાં સુસંપન્ન હતા બન્ને ઉપર થયેલા અંગ્રેજી અને સંસ્કૃતના સંસ્કારોમાં પણ કંઈ બહુ ફેર ન હતો. પરંતુ મણિલાલનો થિઓસોફી સાથે સબંધ થવાથી તેમના નિર્ણયો સત્વર અને સબળ થયા; તેમની નિશ્ચિત, આગ્રહી અને સમર્થ કલમે 'સુધારા' થી ભોળાતી ગુજરાતને સનાતન પક્ષમાં સ્થિર કરી, સનાતન પક્ષને માટે હેતુવાદનું અનુમોદન શોધનારાને તે અનુમોદન આપ્યું અને શાંકર સિદ્ધાંતના નિશ્ચલ

પીઠ ઉપર ધર્મ, ગૃહ અને રાજ્યના સર્વ વ્યવહારનું પ્રતિષ્ઠાપન ફરી પ્રાચીન વ્યવહાર સુસ્થિત કર્યો, અને નવીન ભાવનાઓની વ્યવસ્થા કરી વાદવિવાદથી પ્રાચીન પક્ષનું સમર્થન અને નવીનોનું ખંડન આગ્રહથી શરૂ કર્યું. સ્વ. ગોવર્ધનભાઈએ આમ એકદમ ન કરતાં એક અન્વીક્ષણકાર્યાધિકારી ( Commission of Inquiry ) નું કામ હાથમાં લીધું, અને અસાધારણ ધૈર્યથી ત્રિવેણીના ત્રણે પ્રવાહોની અન્વીક્ષા કરવાનું આરંભ્યું. આપણા આચારકાંડનું, ગૃહ ધર્મ અને રાજ્ય એ ત્રણે પ્રદેશોમાં આપણા વર્તનનું આખું પ્રકરણ ફરી ફાઈલ ઉપર લીધું. ( Reopened ) અને નિર્ણય થતાં સુધી પૂર્વ પ્રમાણે પોતાનો આચાર કાયમ ( Status quoante ) રાખી બીજાઓને ઉદાહરણથી તેમ જ કરવા ઉપદેશ્યું. તેમણે બન્ને પક્ષના પુરાવા લીધા, દલીલો નોંધી અને "સરસ્વતીચંદ્ર"દ્વારા પોતાની અન્વીક્ષાનાં પરિણામો પોતાના સ્વજન આગળ એક પછી એક મૂકતા ગયા.

સ્વ. મણિલાલે જ્યારે સિદ્ધાંતભાગ ઉપર સ્થિર દૃષ્ટિ રાખી, ઇતિહાસ ( સિદ્ધાન્તસાર ) અને નિબન્ધોદ્વારા પોતાના નિર્ણયો મૂક્યા અને પ્રત્યક્ષ રીતે બુદ્ધિને ઉપદેશ્યા, ત્યારે ગોવર્ધનરામે વ્યવહારની ઝીણી ઝીણી ખૂંચો અને મુશ્કેલીઓ ઉપર નજર રાખી નવલકથાના વેશમાં તે આપણી આગળ રજૂ કર્યા. આ માર્ગ સ્વીકારવાથી આપણા સાહિત્યને 'સરસ્વતીચંદ્ર' નો અપૂર્વ લાભ થયો. તેમણે તલસ્પર્શી વિદ્વત્તા, સૂક્ષ્મ અવલોકનશક્તિ અને અપક્ષપાત સર્વગ્રાહી વિવેકશક્તિનો ઉપયોગ નવલકથાદ્વારા કર્યો. અને અપૂર્વ કલ્પનાશક્તિથી હૃદયના ઊંડા ભાવોના ઝીણા ઝીણા ભેદોને મૂર્તિમાન કરવા સારૂ વિવિધ રમણીય પ્રસંગો કલ્પી ધર્મ, ગૃહ અને રાજ્યના પ્રદેશોમાં ત્રિવેણીસંગમના કાળનાં વિવિધ ચિત્રો કુશળ શબ્દ-ચિત્રકારની પીંછીથી આલેખ્યાં, અને અત્યંત સૂક્ષ્મતા સાથે ચઢતી ઊતરતી આછાશ ઘેરાશવાળા મનોહર રંગો પૂરી કંઈક ભાવમય કંઈક ભાવનામય સૃષ્ટિ ઉદ્‌ભાવી; સંગમયુગનો એક સંકુલ પણ રસિક ચિત્રપટ ઉત્પન્ન કર્યો; તેનાં વિવિધ પાત્રોના ગૂઢ

અને પ્રકટ વિચારો વચનો અને કૃતિઓદ્વારા વિચારો અને ભાવનાઓના સંગમયુગના આચાર અને સ્વભાવના નાના પ્રકારો પ્રદર્શિત કર્યા; પ્રત્યેકનાં લાભહાનિ તોળ્યાં; પ્રત્યેકની સારાસારતા અને શિષ્ટાશિષ્ટતા અનુભવગોચર કરાવી, ધર્મ (Ethics) અર્થ (Economics) કામ (Æsthetics) દષ્ટિએ તપાસી અને રસદ્વારા પ્રાચીન નવીન આચારવિચારનાં સત્ત્વોનો સર્વને રુચિકર થાય તેવી રીતે બુદ્ધિને ઉપદેશ કર્યો. ગોવર્ધનભાઈના માનસિક બંધારણમાં જ કવિત્વના પરમાણુઓનો સંગ્રહ મોટો હતો; તેમના તે સ્વરૂપે એમને આ માર્ગ ઉપદેશ્યો, અને તેથી ગુજરાતી સાહિત્યને એથી અપૂર્વ લાભ થયો. 'સરસ્વતીચંદ્ર' માંના વિચારોની ગમે તે તુલના થાઓ, પણ તેમાં પ્રકટ થતી ગોવર્ધનરામની કલ્પનાશક્તિ, જનસ્વભાવનું જ્ઞાન, ભાષા ઉપરનું ઐશ્વર્ય-ઇત્યાદિ કવિત્વની જે અમીરી સામગ્રીની પ્રતીતિ તે ગ્રંથોએ આપણને કરાવી છે, તે સામગ્રી સ્વ. ગોવર્ધનરામની લોકપ્રિયતાની ખરી કૂંચી છે; અને તેણે જ ગુજરાતી ભાષા જ્યાં સુધી રહેશે ત્યાં સુધી ગોવર્ધનરામને માટે ગુજરાતની સાહિત્યસંસદ્‌માં સર્વ કાળને માટે એક ઊંચું અને અભેદ્ય સ્થાન સંપાદન કરી આપ્યું છે. નિવૃત્તિનિવાસ સ્વીકાર્યા પછી શરીર આદિ શાસ્ત્રોની, સાંપ્રત રાજકીય પ્રશ્નોની, અંગ્રેજ અને ભારતકુલના સંબંધની આવી જ અન્વીક્ષા તેમણે શરૂ કરી હતી, પરંતુ તે કામ અધૂરું રહ્યું! જેટલું છે તેટલું કાગળ ઉપર છે અને તેમના ઉત્તરાધિકારીઓ જનમંડળ આગળ રજૂ કરશે એવી વિનંતિ આ સ્થળે કરું તો અયોગ્ય નહિ ગણાય.

એમના ગ્રંથોદ્વારા રજૂ કરેલાં તેમની અન્વીક્ષાનાં પરિણામોને, અને તે પરિણામો મૂકવાની પદ્ધતિમાં કેટલીક કૂંચીઓના ઉપયોગથી સહજ સમજાઈ આવતા તેમના પોતાના નિર્ણયોને આ પ્રસંગે હું હાથમાં લેવા માગતો નથી. પણ આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં આટલું કહેવાની રજા લઈશ કે મારા અભિપ્રાય પ્રમાણે એમના અન્વીક્ષણમાં એમણે ઉચ્ચ અપક્ષપાત સાચવ્યો છે, અને સૂક્ષ્મ

વિવેક અને ઉગ્ર નિર્ણયોમાં બુદ્ધિચમત્કાર આપણા સમજવામાં આવે છે. પણ તે પ્રકટ કરવાના અભિલાષથી એવા નિર્ણય થાય છે એમ માનવાને કારણ નથી. પણ આ પ્રકરણ હવે આટલેથી સમાપ્ત કરીશું, અને એમના હૃદયનું, અને હૃદયની ઊંચી ગગનચુંબી ભાવનાઓનું, એમની રસિકતાનું, એમની મધુરતાનું સ્મરણ કરી આ લેખ સમાપ્ત કરીશું.

એમના લેખોમાં વચને વચને પ્રતીત થાય છે તે પ્રમાણે એમનું વાચન વિશાળ અને સર્વદેશી હતું: એમની અવલોકનશક્તિ ઘણી સૂક્ષ્મ ત્વરિત હતી; પંચતંત્રથી માંડીને કાલિદાસ, ભવભૂતિ, બાણ, માઘ અને નૈષધ, મહાભારત અને રામાયણ, ગીતા, પંચદશી, ધર્મશાસ્ત્ર અને કામશાસ્ત્ર, ઉપનિષદો, સાંખ્ય, ન્યાય અને વેદાન્તદર્શન: અને આ બધા ઉપરાંત સુભાષિતો અને પ્રમાણવાક્યોના કોશના કોશો, સંસ્કૃતમાં; તે જ પ્રમાણે શેક્સ્પિયર, મિલ્ટન, સ્કૉટ, શેલી, વર્ડ્ઝવર્થ, ટેનિસન અને કેટલાંક કાવ્યદોહનો; ઝોલા, લિટન ઇત્યાદિ નવલકથાકારો; મિલ, સ્પેન્સર, કિડ, મેકસનોરડુ વગેરે સમાજશાસ્ત્રીઓ, પશ્ચિમના નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર રચનારાઓ, ઇંગ્લૅંડ અને ઇન્ડિયાના ઇતિહાસો, સ્ટેટ્સમેન ઈયરબુક વગેરે સામયિક વર્તમાન સંગ્રહો, Astrological Self Instructor જેવાં વર્તમાનપત્રો, મેન ક્લિ વોર્નર જેવા આધુનિક લેખકો વગેરે અંગ્રેજીમાં: ભવાઈસંગ્રહથી માંડીને આપણા ગુજરાતના સર્વ પ્રાચીન અને કેટલાક હાલના લેખકો, ગુજરાતીમાં; અને જનસ્વભાવનાં લક્ષણો મનોરમ્ય રીતે મૂર્તિમાન કરનારાં સુભાષિતો અને બીજી ભાષાઓમાં; ટૂંકામાં તત્ત્વદર્શનો, કાવ્યો, નાટકો, નવલકથાઓ, અવલોકનો, સમાચારસંગ્રહો, વર્તમાનપત્રો, ઇત્યાદિ દરેક તરેહનું, સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી સાહિત્યમાત્ર તેમના અભ્યાસ અને અવલોકનમાં આવી ગયેલું જોવામાં આવે છે. તેમ જ ધંધાના પ્રસંગમાં મુંબઈમાં તેમ જ ગુજરાતમાં જ્યાં જ્યાં ફર્યા, જ્યાં જ્યાં રહ્યા, ત્યાં ત્યાં જનસ્વભાવનાં સૂક્ષ્મ અવલોકનો, જનશ્રુતિઓ અને લોકવાર્તાઓ

પણ સંઘરતા રહેતા હોય એમ આપણને સમજાય છે. અને તે બધાંનો એક સંચાની પેઠે અવિરત શ્રમ કરતા દૂરગામી કલ્પના-શક્તિ અને કહ્યું કરનાર સ્મરણશક્તિવાળા મગજમાં અનેક પ્રકારના યોગસંયોગો થતાં, જે કાંઈ નવીન પ્રકાશ તેમની પોતાની અપૂર્વતાથી પડતો તે જુદો. આવા વિશાળ, સર્વદેશી, સર્વસ્પર્શી કાયદાના હિમાયતી તરીકે ટેવાયલા મગજના વાચને અને અવલોકને તેમનું હૃદય પણ તેવું જ વિશાળ અને સર્વસ્પર્શી બનાવ્યુ હતું; તેમનો સ્નેહ પણ તેવો જ ગાઢ અને સ્થિર થયો હતો; તેમની સમાનતા અને ઉદારતા અસાધારણ બન્યાં હતાં. વિશાળ અને ઉન્નત હૃદય, ઉદાર ઊંચી અને સર્વસ્પર્શી ભાવનાઓ અને તે પણ વિવેકી, સ્થિર અને સિદ્ધિપ્રદ: જીવનનાં લક્ષ્ય વિવિધ છતાં સમતુલત ( Balanced ) અને અન્યોન્ય–સંશ્લિષ્ટ ( Harmonious ). દ્રઢવ્રત, સંયમી, અભ્યાસી, આત્મપરીક્ષાશીલ, ગંભીર અને સમગ્ર વિચારશીલ, પરોપકારવ્યસની: આવું કાંઈક ગોવર્ધનભાઈના અંતરાત્માનું ચિત્ર નીકળે છે.

જીવનને કોઈ અંતિમ શુભ અને પરોપકારી લક્ષ્યના સાધન તરીકે માનવું; કાર્યને–શ્રમને જ જીવનનું ફલ માનવું; અને તે શ્રમ જનસેવામાં અર્પણ કરવા સારુ અહંતામમતામાં ઇતર કર્તવ્યોને માટે જરૂરપૂરતો જ સંબંધ રાખીને વર્તવું; તેવી રીતે જીવનની રચના ઘડવામાં અને અનુવર્તવામાં જેટલા મનોનિગ્રહો કરવા પડે તેટલા કરવા; આ તેમના આંતર્ જીવનની છબી જેટલી મનોહર છે તેટલી જ ધર્માનુસારી છે, જેટલી સ્થિતિ ધર્માનુસારી છે તેટલી જ હેતુવાદ–સિદ્ધ છે. પોતાની ભાવનામા તેમણે ધર્મ અર્થ અને કામ એ ત્રણેનો સમન્વય કર્યો હતો, અને સર્વ પ્રશ્નોમાં 'ત્રિદલ નિકષથી સિદ્ધ' થતો નિર્ણય પોતે સ્વીકારતા, અનુસરતા અને ઇતરને અનુસરાવવા યત્ન કરતા હતા.

આ પ્રમાણે તેમનું જીવન બુદ્ધિમાંથી ઉદ્‌ભવ પામેલું હતું, છતાં

સ્વાર્થશુષ્ક ન હતું; તત્ત્વનિષ્ઠ છતાં રસપૂર્ણ છતાં અનીતિનો ગંધ પણ તેનામાં ન હતો; હેતુવાદી છતાં સ્માર્ત શાસ્ત્રના વિધિનિષેધોને અનુસરનારું હતું; અને આ સર્વેના સુસંવાદી સમન્વયથી ફિક્લાર પામેલી અસાધારણ મધુરતા એ એમના જીવનનું ખાસ લક્ષણ હતું. એ મધુરતા પોતાના જીવનમાં જ સમાપ્ત થઈ ન રહેતાં બહાર પણ છૂટથી વહેંચાતી. પોતાની આસપાસ શાન્તિ અને મધુરતા પ્રસરતી જોવાની તેમને અત્યંત પ્રબળ ઇચ્છા હતી, અને પોતાના વ્યક્તિત્વનો ભોગ આપીને પણ આ સ્થિતિ સંપાદન કરવાનું તે ઇષ્ટ ગણાતા.

પોતાના કુટુંબવર્ગના સુખે સુખી અને દુઃખે દુઃખી એ એમનું ગૃહવ્રત હતું. પોતાનો ધર્મ અને ધાર્મિક વ્યવહાર તત્ત્વજ્ઞાનીની કક્ષાનો છતાં આસપાસના વર્ગ ઉપર તેમની અનુકમ્પા અને સમદૃષ્ટિ હતી; અને બને ત્યાં સુધી તેમને તેમની અને પોતાની વચ્ચેના મહાન અંતરનું ભાન પણ આચારમાં થવા ન દેતા. એટલું જ નહિ પણ એક પરિપક્વ ગુરુની પેઠે તેમની ધાર્મિક વૃત્તિઓ જે ભૂમિકામાં હોય તે ભૂમિકામાંથી આગળ વધારવાની સર્વેને અનુકૂળતા કરી આપવામાં, પોતાનો સમય, પોતાનું ધન, પોતાનો અભ્યાસ, અને પોતાની બુદ્ધિ એ બધાં સર્વદા સન્નિહિત રાખતા, અને તે શુભ કાર્યમાં તેમનો વ્યય કરવામાં પોતે આનન્દ માનતા. વિશાળ વિદ્યાથી સિદ્ધ થતી ઉદારતા તેમને સિદ્ધ હતી અને પોતાના નિશ્ચયો ભિન્ન હોવા છતાં અન્યમાં 'બુદ્ધિભેદ' ન ઉત્પન્ન કરવો, અને કલ્યાણને માર્ગે ઉત્કર્ષ જ થશે એવી એક ઉત્કર્ષવાદી (Evolutionist)ની કહો તો ઉત્કર્ષવાદીની શ્રદ્ધાથી, સ્માર્તશાસ્ત્રાભિજ્ઞ ગુરુની કહો તો તેવા ગુરુની શ્રદ્ધાથી, તેમાં જ પ્રોત્સાહન આપતા અને આગળ વધવાનો માર્ગ બતાવતા તેમનું ગૃહજીવન આવી રીતનું હતું, તેમ તેમના પ્રસિદ્ધ થયેલા લેખોમાં પણ આ અધિકાર અને ઉત્કર્ષવાદના પાયા ઉપર રચાયેલું,- આપણા પ્રાચીન ધર્મમાર્ગને ઘણે અંશે

મળતું સર્વાનુમોદન જ આપણને સ્પષ્ટ જોણાય છે. તેની સાથે એમ કહેવું જોઈએ કે એક હેતુવાદીને (Rationalist), એક સર્વાત્મવાદીને, એક જનહિતવાદીને (Utilitarian), એક અંતઃપ્રજ્ઞાવાદીને (Intuitionist), શોભે તેવી નીતિ તેઓ ઉપદેશતા અને પોતે આચરતા, અને ક્ષમાવાન છતાં તેમનો અનીતિનો તિરસ્કાર અસંત ઉગ્ર હતો.

ઊંચી માનસિક સંપત્તિ અને ઉન્નત હૃદયસંપત્તિની સાથે ઉદ્યોગ–શારીરિક માનસિક અને આધ્યાત્મિક ઉદ્યોગ–નો પણ શુભ યોગ તેમનામાં થયો હતો. પ્રકૃતિ તો બાલ્યથી જ તેમની અસ્વસ્થ હતી અને મુંબઈ જેવા શહેરમાં અલ્પ ધનસંપત્તિવાળા અને કુટુંબસેવાપરાયણ જીવને સુખચેનનો અવકાશ જૂજ જ હતો; હાઈકોર્ટની વકીલાતના ધંધાનું કામ પણ દિવસે દિવસે વધતું જતું હતું; છતાં "સરસ્વતીચંદ્ર" આદિને જન્મ આપનારા, અનેક અંગ્રેજી ગુજરાતી સંસ્કૃત ગ્રંથોના વિવેકવિચારપુરઃસર અભ્યાસ; પોતાના ગ્રંથો કલ્પવા રચવા વગેરેનો માનસિક શ્રમ; અને લખવા છપાવવાનો ભગીરથ શારીરિક શ્રમ; આ ઉદ્યોગશીલતાનો સંગીન પુરાવો છે. આ સિવાય સ્વ. ગોવર્ધનરામને વિચાર માત્ર લખીને કરવાની ટેવ હતી. અને તેમની નોટબુકોમાં પણ તેમના વાચનની વિશાળતાનો, તે વાચનના સિદ્ધાંતભાગના સત્વર ગ્રહણનો, તે સિદ્ધાન્તોને સાંપ્રત દેશકાલમાં યોજી આપણા ઉત્કર્ષના માર્ગોનો નિશ્ચય કરવા વગેરેમાં તેમની અહોનિશ પ્રવૃત્તિનો આપણને પૂર્ણ સાક્ષાત્કાર થાય છે, અને તેમના વિચારોની સાથે એકદમ ન હોય તેને પણ તેમને માટે ગંભીર પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થયા વિના રહેતી નથી.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપદેશે છે કેઃ—

> **देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
> **ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥**

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते॥
मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः।
भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते॥

આ ઉપદેશ સાંગોપાંગ પાળનારા તો વિરલ જ હોય છે. તે પાળવાનો યત્ન કરનારા પણ ક્વચિત્ જ દૃષ્ટિગોચર થાય છે. પણ સ્વ. ગોવર્ધનરામનું આખું જીવન આ મહોપદેશને પોતાના જીવનમાં આચરવાનો એક લાંબો પ્રયત્ન હતો અને તે ઘણે અંશે સફળ હતો એમ કહીએ તો અતિશયોક્તિ થતી નથી.

આ લેખક એક વાર ધંધાને પ્રસંગે તેમની સાથે વીસપચીસ દિવસ સુધી તેમના ઘરમાં જ રહેલો છે. તે સિવાય પણ તેણે તેમના પ્રેમી આતિથ્યનો ઉપભોગ ઘણી વાર કર્યો છે. તે પ્રસંગે તેમના આત્માની સુંદરતાનો પ્રીતિકર અનુભવ લેવાને આ લેખક ભાગ્યશાળી થયો છે. શરીર વ્યાધિગ્રસ્ત હોય, મન તીવ્ર ઉપાધિથી ઘેરાયલું હોય, તે વખતે પણ, પરમાત્માનો આનંદ તેમણે છોડ્યો હોય એમ મને યાદ નથી પોતાના અનુભવની કથાઓ, પોતાના ચાલતા સ્વાધ્યાયનાં આવર્તનો, પોતાનાં નવાં જૂનાં ગદ્યપદ્યોનાં શ્રવણો, પુરાણી નોંધપોથીઓ, અને છેવટે કાંઈ નહિ તો પોતાના વિચિત્ર વેશની અને વિચિત્ર ઔષધોપચારની રમૂજી કથાઓ: આમાંના એક અથવા બીજાથી અને વખતે મેઘધનુષ્યના રંગની પેઠે એકથી બીજું અને બીજા ઉપરથી ત્રીજું મેળવીને પોતે આનન્દ લેતા અને શ્રોતાને આપતા. તેમના હૃદયનાં સંબંધીઓ ઉપરનો તેમનો ખરો ઢૂંઢીનો ઉમળકો, તેમના હિતને માટે અવિરત ચિંતા અને આત્મસમર્પણ; અને એ બધાની પાછળ રહેલું રસિક તથા સાદાઈ અને વિશુદ્ધતાથી આજના જમાનામાં વિરલ જણાતા સાધુઓને પણ લજ્જા પમાડે તેવું સાધુ જીવન: આ સર્વનું સ્મરણ થતાં સ્વ. ગોવર્ધનરામની છબી દૃષ્ટિ આગળ તરે છે; અને નિવૃત્તિનિવાસની નાની સરખી

મેડીમાં પોતાના સહાધ્યાયીઓ અને પ્રિય સ્વજનોની અને ગ્લેડસ્ટન, તેલંગ, મહેતા વગેરે મહાપુરુષોની મૂર્તિઓ વચ્ચે, અનેકવિધ પુસ્તકોના સુવ્યવસ્થિત સંગ્રહો વચ્ચે, હીંચકા ઉપર, વિચિત્ર વેશમાં, સ્મિતવદનથી 'રસસુન્દરી અને તત્ત્વાનન્દ'ની પોતાની રચેલી કવિતાનું એક ભાગ્યશાળી ક્ષણે તદાકારવૃત્તિથી શ્રવણ કરાવતા તે પ્રેમી મહાત્માને આ અંતઃકરણ ભક્તિભાવથી નમન કરે છે, અને વર્ડ્ઝવર્થનાં અમર વચનોનો સાક્ષાત્કાર કરે છે કેઃ—

... ... ... ... Serene
Will be our days, and bright
And happy will our nature be
When Love is an unerring light
And joy its own security.

( 'વસંત'–ચૈત્ર, સં. ૧૯૬૩ )

*

ગુજરાતી સાહિત્યને મોખરે વિરાજતા સર્વ લેખકોને–રા. ગોવર્ધનરામ, મણિલાલ, નરસિંહરાવ, રમણભાઈ સર્વેને–સંસ્કૃત શબ્દોનો બહુ છૂટથી પ્રયોગ કરવો પડે છે એ શું બતાવે છે? એ જ કે–જે વિચાર અને ભાવ તેઓ પ્રકટ કરવા ઇચ્છે છે એ માત્ર 'તળપદા' ગુજરાતીથી દર્શાવી શકાય એવા નથી. વળી બોલવાની અને લખવાની ભાષા એક જ હોવી જોઈએ એમ જે આ પક્ષની એક દલીલ છે, એ પણ અમને તો તદ્દન ખોટી જણાય છે...કવિ વર્ડ્ઝવર્થે સરળ ભાષામાં કવિતા રચવાનો યત્ન કર્યો હતો, છતાં એની ઉત્તમ કવિતાઓ તો વિચાર અને ભાવને અનુરૂપ, ઉચ્ચ ભાષામાં જ લખાઈ શકી, એ ધ્યાનમાં લેવા જેવું છે.

—આનંદશંકર ધ્રુવ (દિગ્દર્શન, પૃ. ૨૧૩)

# 'લીલાવતી જીવનકલા'

લેખક: બળવંતરાય ક. ઠાકોર

[ આ વિવેચન દ્વારા શ્રી. બ. ક. ઠાકોરે 'લીલાવતી જીવનકલા' લખવામાં ગોવર્ધનરામનો ઉદ્દેશ તથા સ્ત્રીશિક્ષણનો હેતુ સ્ફુટ કરી, તે સમયે ગુજરાતમાં પ્રવર્તતી સ્ત્રી-વિષયક પરિસ્થિતિનું પણ સચોટ દર્શન કરાવ્યું છે. ]

'સરસ્વતીચંદ્ર'સર્જક શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીએ પોતાની વહાલી પુત્રી લીલાવતી ક્ષયરોગમાં નાની ઉંમરે ગત થતાં, એના ટૂંકા આયુષ્યને લગતી મુખ્ય હકીકતો આ નાની ચોપડીમાં બહુ સાદી રીતે વર્ણવી છે. એ લખતાં લખતાં તેઓ કેટલોક વખત પોતાના મિત્ર શ્રી. ત્રિભુવનદાસ ક. ગજ્જરને બંગલે મુંબઈમાં રહેલા. માંદા હોય ત્યારે પણ એમની આદત સૂર્યોદય પહેલાં ઊઠીને બે કલાક લખવાની અને દિવસમાં પછી પાછા એક બે કલાક લખવાની હતી. અને આમ જે કંઈ તાજું ઉમેરાતું તે તે જ દિવસે કે પછીને દિવસે નવરાશને વખતે કુટુંબનાં ઘણાંખરાં સ્ત્રીપુરુષો ભેગાં મળે અને સાંભળે એમ વાંચવામાં આવતું. લીલાવતીને અગ્નિસંસ્કાર પછી થોડા જ સમયમાં શરૂ કરેલી આ ચોપડી લખતાં લખતાં, કહે છે કે, લેખકપિતા પુત્રીના ગુણો અને ખાસ કરીને એની નિઃસ્વાર્થતા, શ્વશુરકુલ સાથે અભિન્નતા અને સાગર્ભ્યસ્તના દાખલા સાંભરે તેમ તેમ રોવું દબાવી જ શકતા નહીં, ફરી ફરીને પુષ્કળ રોતા. વળી ગજ્જર કુટુંબીઓના નાના મંડળ આગળ એઓને નવાં પાનાં વાંચતાં ડૂમો ભરાઈ આવે અને આંસુની ધારા વહે ત્યારે સાંભળનાર સ્ત્રી-પુરુષોમાંથી પણ કેટલીક આંખો સજળ થઈ જતી.*૧ લીલાવતીના મૃત્યુ પછી લાંબા કાળ લગી અને આ ચોપડી લખાઈ રહી તે

---

*૧ આ ચોપડીને આમ લખાતી સાંભળનાર વ્યક્તિઓમાંથી શ્રી. નાની બહેન ગજ્જર અને ગુજરાતકાઠિયાવાડમાં "વનિતાવિશ્રામ" પ્રવૃત્તિ આપણા જમાનામાં જ સ્થાપવાફેલાવવામાં એમનાં સહાયક શ્રી. ભાઉગૌરી હજી (૧૯૪૩) હયાત છે; જો કે અતિવૃદ્ધ થઈ ગયાં છે.

પછી પણ કેટલાક વખત સુધી, શ્રી ગોવર્ધનરામ જેવા પીઢ અને ફિલસૂફને છાજે એવી પ્રકૃતિવાળા માણસને પણ આ એક વિચાર ફરી ફરીને વ્યગ્ર કરી નાખતો, જે–આ મારી પુત્રી, મને આટઆટલી વહાલી, પોતેય આટઆટલી શાણી, એનો સંસાર આટઆટલો દુ:ખી! અને એવી વહાલી અને શાણી પુત્રીને માટે પણ હું, એનો પિતા, આવો વિદ્વાન અને સમર્થ ગણાઉં, મુંબાઈ ઈલાકાના વકીલો અને લેખકોમાં અને વિદ્વાનોમાં પ્રથમ પહેલી હારમાં ખુરસીનો હક્કદાર, દુનિયાને હરકોઈ ન્યાજવેકાટલે કાનેલો અને વિજયી સન્માનયોગ્ય અગ્રણી ગણાઉં, તથાપિ મને વહાલામાં વહાલા એ એક જીવનનાં દુ:ખ ખરેખર ઓછાં કરવા માટે હું કશું જ કરી ના શક્યો, હેં! વળી કર્તાની પર્યેષક બુદ્ધિ આ વિષાદના અનુભવને વિસ્તારે છે, દેશવ્યાપી રૂપ આપે છે: એક લીલાવતી જ આટઆટલું દુ:ખી જીવન જીવી, એમ આપણા સમાજમાં ક્યાં છે? આ એકના નિકટ દર્શને દેખતી બનેલી આંખ જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં તે આપણી ગુજરાતણો અને હિંદવાણીઓમાં દુ:ખી જીવનો જ જુએ છે, અનેક લીલાવતીઓ મારી લીલાવતીના જેટલી દુ:ખી, અનેક લીલાવતીઓ એના કરતાં ય વધારે દુ:ખી જોવામાં આવે છે. આ આખો સંસાર તેના આધારભૂત સ્ત્રીજીવોને માટે કેટકેટલો તો દુ:ખી છે! સંસારમાં સ્ત્રીઓનાં દુ:ખને આ પ્રમાણે મૂર્ત કરવનારી બીજી એક પણ ચોપડી ગુજરાતી સાહિત્યમાં હશે ખરી? કિશોર અને તરુણ શ્રોતા પૂછશે–શું લીલાવતીને એની સાસુનું દુ:ખ હતું? શું એને અને એના પતિને મનોમેળ ન હોતો?

આવો એક શબ્દ આ ચોપડીમાં શોધ્યો નહીં જડે. આપણા કુળવાન કુટુંબોમાં કેટલીક અદબ આપોઆપ પળાતી આવી છે. જુવાન વરવહુ એકબીજાથી સુખી છે કે દુ:ખી, એમનો અન્યોન્ય મનોમેળ છે કે કેમ, તે પુત્રી પોતાની માતા કે મોટી બહેન આગળ પણ કહે નહીં, તેની જીભ જ ઉપડે નહીં, તો તેના પિતા તો જાણે જ

ક્યાંથી ? સાસુનું વર્તન કેવું છે તે પણ કોઈ પાડોશી સંબંધી કે મિત્ર પાસેથી અછડતા ઈશારા રૂપે જાણવા મળે ત્યારે જ કંઈક જાણવામાં આવે, એ આપણા સંસારમાંના સર્વવ્યાપી મૌન કે સંયમને લગતી એક મોટામાં મોટી હકીકત છે. અને આની સામે કોઈ લોકગીતોમાંથી વહુવારુની સાસુ કે પતિ સામે કડવી ફરિયાદની પંક્તિ ટાંકશે તે સામા પુરાવા લેખે ઝાઝી વજનદાર ગણાવાને પાત્ર નથી. સાહિત્યમાં કરુણરસ પણ ઉપભોગવસ્તુ છે. કલ્પનાશીલ લોકકવિ કે ભાટ કે ચારણ એવી પંક્તિ જોડે તે લલકારવામાં સુખી યુવકયુવતીઓનેય આનંદ પડે છે. એ વર્ણનને વાસ્તવિક ગણીએ અને આપણા જ કોઈ લાગતાવળગતાને લગતું ગણીએ, તેટલે દરજ્જે તો એથી આપણને રોષ અને ખેદ થવા કુદરતી, એ મટાડવાને શું કરવું એવા વિચારાચાર તરફ વળીએ તે કુદરતી. એમાં આપણે આનંદીએ છીએ, એ રાગની મધુરપ, એ શબ્દોનું મોતીના દાણા જેવું ઔચિત્ય આપણે માણીએ છીએ, તે જ જણાવી દે છે કે આપણે એ કરુણ ચિત્રને કાલ્પનિક વા સહેજસાજ વાસ્તવિક ભોંય પર અતિશયોક્તિવડે ઉપસાવેલું ગણીએ છીએ, એમાં નિરૂપાતી સ્થિતિને આપણે સામાજિક કોયડો ગણતા જ નથી, સાહિત્ય-સંગીતોચિત વિલાસ જ ગણીએ છીએ અને તેવી રીતે એની મજા અને તેટલી ફેલાવીએ છીએ.

કર્તા વારંવાર જણાવે છે કે આ લખું છું તે જીવનચરિત એટલે વર્ણનાત્મક ચોપડી છે; એમાં રસ કરતાં હકીકતોને જ પ્રાધાન્ય છે, અમુક હકીકતો ઉચિત છાયાપ્રકાશ અને પરિસ્થિતિઆલેખન વડે યથાર્થ ગ્રહણ થાય એટલી જ ચર્ચા એમાં આવી શકે, વળી નાયિકા કર્તાની પુત્રી છે, કર્તા નાયિકાનો પિતા છે, એટલે પિતા પુત્રીને અને પુત્રીનુ જેટલું જોઈ જાણી શકે તેટલું જ આમાં લખાયલું જોવામાં આવશે; એ પ્રમાણે આ ચિત્ર માત્ર પાર્શ્વચિત્ર છે, આખું ચિત્ર ગણાવાને પાત્ર નથી.

આપણે બધી વગેરે અન્ય પુરાવાથી જાણીએ છીએ કે લીલાવતી પિતામાતાના જેવી કાઠીમાં મધ્યમ કદની, સામાન્ય રીતે આપણા લોકમાં અતિ સ્વરૂપવાન કે કદરૂપી ના ગણાય એવી દેખાવડી યુવતી હતી. આ જીવનચરિત જો તેના પતિએ લખેલું હોત તો તેમાં કોઈક યાદગાર પ્રસંગે પત્નીના રૂપનો અમુક અંશ કે તેની અમુક છટાએ પોતા ઉપર ખાસ અસર ઉપજાવી એ પ્રકારનું વર્ણન તેમાં કોઈ કોઈ સ્થળે આવ્યું હોત. ( જુઓ આનાથી વર્ષો પહેલાં લખાયલી "જયાકુંવર." એ ચોપડીના કર્તા નાયિકાના પતિ શ્રી પોપટલાલ પ્રભુરામ વૈદ્ય હજી (૧૯૪૩) હયાત છે, તે હિસાબે એ ચોપડી બહુ જૂની ના ગણાય. પરંતુ આપણે આજે એ પાનાં ઉથલાવી જઈએ, તો તે આપણને એવા તો જૂનવાણી માનસનો નમૂનો લાગે, કે આ થોડા દાયકાઓમાં જ આપણી સુશિક્ષિત પ્રજાના માનસમાં આવી બાબતોને લગતી રહેણીકરણી અને રુચિઅરુચિમાં કેટલો બધો તફાવત પડી ગયો છે, તે આપણા ખ્યાલમાં અનાયાસે આવી જાય છે. ) પણ આ ચરિત્રગ્રંથના લેખક તો નાયિકાના પિતા છે એટલે એમાં નાયિકાના શરીરસૌંદર્ય વિશે કે તેના ( રોગ સિવાયના ) કોઈ પણ શારીરિક લક્ષણ વિશે કશું જ નથી અને ના હોય એ જ કુદરતી છે.

કર્તા લીલાવતીનાં કુટુમ્બીજનો સાથેનાં વખતોવખતનાં આચરણો અને તે ઉપરથી વ્યક્ત થતી એની કર્તવ્યભાવના અને ધર્મભાવના ઉપર જ ભાર દે છે. વળી એ કર્તવ્યભાવના અને ધર્મભાવના આવા સમગ્ર વિશદ અને દૃઢ રૂપમાં તેણે અપનાવી, પોતાની જીવનસીડીને પગથિયે ચડતાં ચડતાં તે એને દૃઢ અને વિશ્વસનીય બળરૂપે વળગી રહી, શક્તિરૂપે અનુભવી રહી, તેના ખુલાસા તરીકે એ કેવા સંસ્કારો વચ્ચે ઊછરી અને કઈ જાતની કેળવણી કયાં સાધનોદ્વારા મોટી થતાં થતાં પામી, તે બધું કર્તા પૂરતા વિસ્તારથી વર્ણવે છે.

કુલીન કુટુંબોની ગૃહિણીઓમાં આ કર્તવ્યભાવના અને ધર્મભાવના આપણા સમાજનું મહામોટું ધારણાબલ છે. એવા ધારણાબલવાળી ગૃહિણીઓ સ્થલે સ્થલે, શેરીએ શેરીએ, ગામેગામ હશે ત્યાં લગી જ હિંદુત્વ, હિંદુધર્મ, હિંદુસંસ્કૃતિ અને હિંદુસમાજ –સંપત્તિ–વિપત્તિની ગમે તેવા લીલીસૂકીમાં પણ–ભૂતકાલના આસમાની સુલતાનીના અનેકાનેક સૈકા વટાવીને જીવંત રહ્યાં છે, તેમ હજી પણ ભાવિમાં સૈકાઓ લગી જીવંત રહેવાને સમર્થ છે સામી બાજુ, આપણું આ એક પરમ દૈવત જશે તો હિંદુનું નામનિશાન પણ રહેવાનું નથી એવો આ ચોપડીમાં તેના કર્તાનો ધ્વનિ, મંદિરમાંના ઘંટાનાદ જેટલો વ્યાપક અને સુશ્રાવ્ય છે. દુઃખના અસહ્ય બોજા તળે ચંપાયલી તથાપિ લીલાવતી આ ધારણાબલે સંસાર તરી ગઈ છે, જીતી ગઈ છે; એનું જીવન ગમે તેટલું દુઃખી તો પણ બિચારું જીવન હતું નહીં, સાચા મનુષ્યત્વના પ્રકાશે વિજયી, યશસ્વી, અને દાખલો લેવાને લાયક જીવન હતું, દયાપાત્ર નહીં, સન્માનાર્હ જીવન હતું. હિંદુપ્રજા માથે પણ દુઃખ પર દુઃખ, વિપત્તિ પર વિપત્તિના ડુંગર પર ડુંગર પડ્યા કર્યા છે, એના વિલાસ, એના સુખભોગ, એની સમૃદ્ધિ, એના તોર અને એના દોર સૈકા પછી સૈકા લગી ઘવાતા અને ઘટતા જ ગયા છે, કોઈ પ્રજા ઉપર આવી ઉત્તરોત્તર વધતી જતી વિપત્તિ આટલા લાંબા કાળ લગી ચાલી હોય એવો દાખલો જ ઇતિહાસને પાને નથી; અને તો પણ આપણું હિંદુઓનું હીર, આપણું મનુષ્યત્વ, જે કર્તવ્યભાવના અને ધર્મભાવનાના ધારણાબલે માણસની માનવતા છે, પ્રાણીસૃષ્ટિમાં ગૌરવ અને પૂજ્યતા છે, તે ધારણાબલનું મૂલ્યાંકન આપણામાં ઠેઠ આદિ કાલથી ચાલતું આવેલું છે તે ને તે આપણે જાળવી રાખીશું, તો ભાવિમાં કોઈ પણ કાલે, આથી વધારે ઘેરી આસમાનીસુલતાની માથે ધસી પડે તથાપિ, આપણે આપણી પ્રજા, આપણી સંસ્કૃતિ નિર્ભય છે, અવિચ્છિન્ન ટકી રહેશે,

આફતઓપટી, ભીંસ અને નિષ્કિંચનતાના દરિયે દરિયા તરી ઊતરશે એવી મહામોટી શ્રદ્ધા વાચકના મનમાં ઠસાવવાનો જ કર્તાનો એક માત્ર ઉદ્દેશ છે. પોતાની પુત્રીનાં સાચાં યશોગાન તો નિમિત્તમાત્ર છે. હિંદુત્વ, હિંદુધર્મ, શું છે, શેમાં છે, એના બ્રડાની કરોડનો મેરુ, માત્ર મેરુ, થોડામાં થોડા શબ્દોમાં, અનાવશ્યક કે ભૂષણરૂપ કે ટેકા જેવું તમામ બાદ કરતાંય, શો છે, કેવો છે, કેટલો છે, જેને અવિદ્વાન, નિર્ધન, કનિષ્ઠ સ્થિતિમાં પણ, દરેક હિંદુ સ્ત્રી કે પુરુષ વળગી શકે, અને સમગ્ર સમાજધર્મરૂપ પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ગોવર્ધનને ટેકવે છે, તેના સાથમાં પોતાની ટચલી આંગળી ઊંચી રાખતાં પોતે પણ ટેકવી શકે,—એ મહામૂલ્ય મસ સાદામાં સાદા રૂપે જણાવી દેવું એ આ ચોપડીમાં કર્તાનો આશય છે.

આ ધારણાબલ દરેક હિંદુ બાલકબાલિકા પામે તેની આસપાસ કેવા સંસ્કાર અને તેને મળતી કેળવણી કેવી હોય તો, બીજા શબ્દોમાં આ મહદ્વસ્તુપ્રાપ્તિનાં ઓછામાં ઓછાં પણ આવશ્યક સાધન ક્યાં? એ સવાલનો જવાબ પણ કર્તા આ ચોપડીમાં જ ગૂંથી લે છે.

પરંતુ એ વિષય લઈએ તે પહેલાં લીલાવતીનું જીવન આટઆટલું દુઃખી કેમ અને શી રીતે, તે જોઈએ.

પતિપત્નીની વચ્ચે કેવો અને કેટલો મેળ હતો તે વિષે કર્તા કશું જાણતા જ નથી; ના જ જાણે. સાસુવહુને બનતી રાશ હતી કે કેમ તે પણ કર્તા કહેતા જ નથી. વર્ષ જતાં ગયાં તેમ તેમ લીલાવતી શ્વશુરગૃહને જ પોતાનું ગણે છે; પિતૃગૃહને અને એ કુટુંબીઓનેય પરાયાં-મુકાબલે અનાત્મીય-ગણતી થઈ છે તે હકીકત પિતૃગૃહમાં કે શ્વશુરગૃહમાં ઢાંકી રહી નહીં. અને એ સ્થિતિ આવતાં વહુને સાસુ પણ અભિન્નભાવે જોતી થઈ જાય એ કુદરતી છે; અને એનો ઈશારો કરતાં પિતાને પણ સંકોચ થતો નથી.

ત્યારે લીલાવતીને દુઃખ હતું તે આજીવન જ હતું આ દુઃખનું રૂપ એક શબ્દમાં જ જણાવી દેવાય-નિર્ધનતા! આપણા

શ્રદ્ધાળુ લોક માનતા આવ્યા છે, અને માનતા નહીં તો કહેતા તો આવ્યા જ છે કે, દાંત દેનારો ચવેણું નહીં દે? દેશે જ! જેના જાણ્યા વગર અને જેણે દીધેલી રજા વગર પાંદડું પણ હાલતું નથી, તેની અગમચેતી અને પૂર્વતૈયારીમાં ખામી હોય ખરી? નવો જીવ અવતરે તે સાથે જ તેના ભરણપોષણનો પૂરતો બંદોબસ્ત થઈ ગયેલો હોવો જ જોઈએ! પરંતુ હિંદુધર્મીઓમાંય બીજી પ્રજાઓમાં છે તેમ અનેક થર છે. અજ્ઞ થર સૌથી તળિયે, તે ઉપર સામાન્ય જ્ઞાનીઓનું, તેની ઉપર વિશેષ જ્ઞાનીઓનું; જેમાં અસાધારણ જ્ઞાનીઓ અને સ્વતંત્ર ચિંતકો પણ વત્તાઓછા હોય જ. ઉપલી માન્યતા અને કથની હિંદુ પ્રજામાંના પામરોની જ ગણાય. નાકર* જેવાં કવિડાંની રચનાઓમાં જ એ પ્રતિષ્ઠા પામે. સામાન્ય અને વિશેષ જ્ઞાનવાળા હિંદુઓ માને છે કે આખો સૃષ્ટિક્રમ નિયતિનિયમો મુજબ ચાલે છે. આપણે હજી જ્ઞાનમાં ઘણા પછાત છીએ, પણ જ્યાં જ્યાં આપણું જ્ઞાન પૂરતું છે ત્યાં ત્યાં આપણે કોઈ પણ બનાવનાં કારણો દર્શાવી શકીએ છીએ અને જોઈ શકીએ છીએ કે આ કારણોની પ્રવૃત્તિમાં અન્યથા બનાવને અવકાશ જ નથી. માણસ ગમે તેવો શુભાશયી અને ધર્માચરણી હોય તથાપિ ભૂખે મરે પણ. ભરણપોષણનાં સાધન મળે, પુષ્કળ મળે અને ઓછાં મળે કે મુદ્દલ ના મળે, એ આર્થિક સૃષ્ટિનો બનાવ છે; સામાજિક અને વૈયક્તિક આર્થિક બલાબલનું પરિણામ છે, વ્યક્તિનાં નીતિ કે ધર્માચરણ ગમે તેવાં શ્રેષ્ઠ હોય તેથી કંઈ આર્થિકસૃષ્ટિમાં ચમત્કાર બને નહીં, એ સૃષ્ટિમાં તો એ સૃષ્ટિમાંનાં કારણોની પ્રવૃત્તિ પ્રમાણે જ પરિણામો નીપજે, ન અન્યથા. લીલાવતીનું શ્વશુરકુટુંબ નિર્ધન થઈ ગયું હતું; એ કુટુંબમાંના જુવાન ઉદ્યોગી ન હોતા કે શીલવાન ન હોતા એ કારણે નહીં; પણ નાગર જ્ઞાતિના પેશા એ,

* નાકર અને તેની કૃતિઓ માટે જુઓ બૃહત્કાવ્યદોહન.

કલમ અને કડછી;* તેમાંથી કાળક્રમે કડછીના ધંધાઓમાંથી તમામ ગુજરાતની ઊજળિયાત ન્યાતો ખરી ગઈ. અને કલમને કોઈ પણ ધંધે લાગી જવાનું વધારે વધારે દુષ્કર થઈ પડે એવી ભીંસનો ઝમાનો ચોતરફ વ્યાપે છે અને વધતી ભીંસનો થતો જાય છે શ્વશુરને જૂનાગઢમાં ટૂંકા પગારની નોકરી મળી, પતિએ ત્યાં જ વકીલાત માંડી. પરંતુ પરિસ્થિતિવશે એમની ભેગી કમાણી પણ મોટા કુટુંબનું ભરણપોષણ પુગતું થઈ ન શકે એવી જ ચાલ્યા કરી; તો આ કુટુંબ તો ભારે કરજ તળે દબાયલું પણ હતું. તેમાં વળી પતિનો બાંધો મૂળથી નબળો અને માણસ લાગણીવાળો એટલે કુટુંબની ચિંતામાં ને ચિંતામાં શરીર ઘસાતું ગયું અને ક્ષયનો રોગ લાગુ પડ્યો. એને એકને તો દવા અને પોષણ પૂરતું મળવું જ જોઈએ, કુટુંબનાં બીજાનું ભલે સૂકેલૂખે, આખેઅર્ધે રોટલેઢેબરે ગમે તેમ બગડે, એ પરિસ્થિતિમાં અને એની શુશ્રૂષામાં લીલાવતીને ક્ષયનો રોગ થયો; અને પતિને તો મર્યો પણ લીલાવતી

---

* ત્રીજો કડછીનો ગણાવાય છે. પણ હકીકત નજરે તપાસતાં જણાય છે કે આનો અર્થ એ ન્યાત બીજા કોઈના હાથનું ના ખાય એટલો જ; જરૂર પડતાં સ્ત્રીપુરુષ દરેકને હાથે રાંધીને ખાવા જેટલી રસોઈ કરતાં આવડે જ. પછી છેક વળિયે ગયેલાં કુટુંબોના મરદો કલમના ધંધા માટેની આવડતો ખોઈ નાખતાં, હલકારા, ટપાલી, મિલમજૂર આદિ બને, તેમ રસોઇયા પણ થતા, એ જુદી બાબત છે; નાગર બ્રાહ્મણોને ખાસ નામે ઓળખાતા નાના જથાના પેશા એ – ગોરપદું અને કડછી; ડુંગરપરા નાગરોનો મુખ્ય પેશો–કડછી. પાટણનડિયાદના નાગર બ્રાહ્મણો અને નાગરો મૂડીદાર હોઈ વ્યાજવટંદર પણ કરતા. માધવરામ ત્રિપાઠીની પેઢી જેવી બીજી પેઢીઓ પણ નાગરોમાં લાંબોટૂંકો સમય ચાલેલી. અમદાવાદમાં પ્રથમ મિલ સ્થાપનાર સાહસિક નરરત્ન રણછોડલાલ છોટાલાલ સાઠોદ્રા નાગર હતા. ન. ભો. દી.એ એમનું હાસ્યાસ્પદ ચિત્ર આલેખ્યું છે, તે એમની એ ચોપડીનું એક છિદ્ર છે. પોતાના વડીલ ભોળાનાથનું ગૌરવ કર્તાના દિલમાં ઘણું વધારે તેથી એમ બન્યું છે. વળી વડનગરા નાગરની બીજા નાગરોને પોતાથી હલકા ગણવાની ચાલી આવેલી પરંપરામાંથી ન. ભો. દી. મુક્ત નહીં, એ એમની મર્યાદાને લઈને એમ બન્યું છે. (૧૯૪૫)

અકાળ મૃત્યુમાં ઝડપાઈ ગઈ. છેક આખરી હાલતમાં પિતામાતા પાસે આવી; તેમણે બન્યા તે તમામ ઔષધોપચાર શુશ્રૂષા હવાફેર આદિમાં કચાશ રાખી નહીં, તોપણ સુવાણુ ન થઈ, બાળકને નાનાનાનીને ખોળે મૂકી ચાલી જ ગઈ. જતાં જતાં પણ એણે પિતામાતા બહેનો અને ભાઈ પ્રતિનાં કર્તવ્યો બજાવવામાં મણા રાખી નહીં, તેમ શ્વશુરકુલ વિશે એમાંથી કોઈ જરા પણ ઘસાતું બોલે-વિચારે તે સહન કર્યું નહીં, એ તમામ વિગતો અત્યંત ઝીણી છે, ત્યાંય સમભાવી વાચકને કર્તા તેમનું લીલાવતીનું ચારિત્ર આપવામાં કેટલું મહત્ત્વ છે, તે સમઝાવી સ્વીકારાવી શકે છે, એ આ ચોપડીનો વિજય છે. જે વાચક સમભાવી નથી, મૂળથી પ્રતિકૂલ ગ્રહવાળા હોય, તેમના ઉપર અસર ઓછી થાય, બલ્કે તેમાંના કોઈ કોઈ ચોપડી સામે, તેની નાયિકા સામે, કર્તા સામે, કે આખા વ્યૂહ સામે કટાક્ષોક્તિ કરવા પ્રેરાય, એ પણ ન સમઝાય એવું નથી. આ ચોપડી વાંચતાં આપણા જાણીતા પ્રાર્થનાસમાજી ન. ભો. દિ.ને પેલો આત્મશ્લાઘી વણિક સાંભરે છે, જે પોતાના સાતઆઠ વર્ષના પુત્રની અજબ હોશિયારી વિશે સૌ આગળ બડાશ કર્યા કરતો, "ભાઈ, આ મારો છોકરો તો એટલો બધો કુશાગ્રબુદ્ધિ છે, બીજા છોકરા હજી એકડોબગડો ઘૂંટતા હોય ત્યાં એ તો "ઓ ઇશ્વર તું એક છે," "ભણતાં પંડિત નીપજે," એવી એવી કવિતાઓ કડકડાટ ગાઈ જાય છે! એમનું તાત્પર્ય કે "મહા-સમર્થ વેદાંતીઓનેય દુ:સાધ્ય એવી કર્તવ્યનિષ્ઠા અને તપસ્યા આ મારી લીલાવતીએ સિદ્ધ કરી, એવું કહેનાર દીવાનામાં ખપે અને માનનારે દીવાનામાં ખપે એવો-દાવો ગો. મા. ત્રિ. આ ચોપડીદ્વારા પોતાની પુત્રી વિશે કરે છે. હોય ભાઈ, હોય! પુત્રી એમનીને, એ તો મોરનાં ઈંડાં!" ગો. મા. ત્રિ.નું નામ પડતાં જ ન. ભો. દિ.ને વાંકું પડતું, એના બીજા દાખલા પણ જાણીતા છે, ગો. મા. ત્રિ.નું તેજ જ જાણે કે ન. ભો. દિ.ની આંખથી સહેવાતું નહીં.

ચોપડીના સૂત્રવાક્ય લેખે ગો. મા. ત્રિ. મહાકવિ ભવભૂતિનો એક જાણીતો શ્લોક ટાંકે છે, તેની બીજી પંક્તિ જુઓઃ–

विशुद्धेरुत्कर्षस्त्वयि तु मम भक्तिं द्रढयति ।

(તરજુમો) પ્રિયા તૂં મ્હારી તે થઈ પ્રિયતરા શીલ ઊજળે.

ઊજળું શીલ–'વિશુદ્ધિનો ઉત્કર્ષ'–સ્ત્રીઓ માટે શ્રીગોવર્ધનરામ શેમાં માને છે તે 'સરસ્વતીચંદ્ર' ભાગ ૧, ૨ અને ૪ના વાચકને અજાણ્યું ના હોય. આ ચોપડીમાં કર્તા એ જ વસ્તુને તદ્દન નવી રીતે અને નવા સંજોગોમાં નિરૂપે છે, એના અલ્પતમ ('મિનિમમ') કદને આલેખે છે, એ આ ચોપડીની વિશિષ્ટતા છે. વેદાંત પ્રબોધે છે તે વ્યવહારનીતિ, કૌટુમ્બિક ધર્મ અને સામાજિક વ્યવહાર રોમરોમમાં વ્યાપી રહે, 'અનાસક્તિયોગ'ને નામે ઓળખાયેલ ત્યાગ અને તપસ્યા જીવનપ્રવૃત્તિનાં નાનાંમોટાં ગંભીર તેમ ન જેવાં બલ્કે નજીવાં તમામ આચરણોમાં અથચ જીવનના બનાવ માત્રના પ્રતિધ્વનિઓ (રીએકશન્સ)માં નિરપવાદ પ્રત્યક્ષ થયા કરે, તે જ 'વિશુદ્ધિનો ઉત્કર્ષ' છે, એમ અહીં કર્તા દર્શાવવા મથે છે.

પ્રિય પુત્રી લીલાવતીનું જીવન આટલું તો દુઃખદ, એનું આયુષ્ય આટલું બધું અલ્પ, વગેરે હકીકતે પિતાને થતો ઘેરો વિષાદ, મારી એ પુત્રીમાં આવું અનુપમ શીલ પ્રગટ થયું, એ સાત્ત્વિકબળે બલવતી મારી એ પુત્રી તો જીતી ગઈ, એનો શોક ધરવો, એવા જીવનની દયા ખાવી અનુચિત, એનો જે સંબંધી એનો આવો ઉત્કર્ષ સમજી શકે છે, તેને તો હરગીજ એનાં ગુણગાન જ ઘટે,–એ પ્રકારની–આર્યસંસ્કૃતિમાં પુરાતન કાલથી ચાલી આવેલી વિચારમાલા વડે કર્તા પોતાનો વિષાદ તરે છે, અને કરુણપ્રધાન હકીકતમાંથી પણ શમપ્રધાન મનોદશા ઉપજાવે છે તથા વાચકને ભેટ ધરે છે. આ ચોપડીનો રસપ્રવાહ વિષાદબિંદુએ આરંભી શમબિંદુએ આ પ્રકારે સમાપ્ત થાય છે.

અહીં આ ચોપડીમાંથી જ એક અવતરણ (પૃ. ૧૫–૧૬)

એચાર પારિભાષિક શબ્દોને લઈને કડણ લાગશે તો પણ ઉપયોગી થઈ પડશેઃ—

"શ્રુતિબોધિત જિજીવિષા તેમ મુમૂર્ષુતા સાથે લાગી રાખવાનો ધર્મ, લીલાવતી, તું સમજી, અને એ ધર્મ પાળવામાં તેં કૃતકૃત્યતા માની. આ તારા અધ્યાત્મજીવનમાં સર્વદા મળેલું અને જીવનને અંતે તારો ત્યાગ ન કરે એવું તારું શ્રેય મેં પ્રત્યક્ષ કરેલું છે. તો એવી કૃતકૃત્ય તને જોઈને હું તારો શોક અપ્રાસંગિક ગણું છું. તારા જીવનનું ઉન્મથન, તારી ધર્મપરાયણતા, તારું તપ અને તારો યોગ, એ સર્વ સ્મરું છું તેની સાથે દેખું છું. ધર્માર્થે દુઃખની ઉપેક્ષા અને તિતિક્ષા એ તપ, એ તપની અત્યંત સીમા તે મુમૂર્ષુતા…એવી ઉપેક્ષા ( – તિતિક્ષા ) જ્યાં સાધનરૂપે પ્રાપ્ત (–કર્તવ્ય)* નથી, તેટલો જીવનસુખનો શોધ ( અથવા ) તે(ટલી) જિજીવિષા; ( બીજા શબ્દોમાં ) જીવનધર્મને અંગે આટલા સુખની અપેક્ષા તે જિજીવિષા;…દુઃખની આવી ઉપેક્ષા ( – તિતિક્ષા )… (તે મુમૂર્ષુતા): એ ઉભયના યોગવાળું જીવન:…એ ઉભય ગ્રંથિઓથી ગુંથાયલું જીવન: જિજીવિષાના અને મુમૂર્ષુતાના આવા વિષમ સમાગમવાળો–વિરોધાભાસવાળો–જીવનપ્રવાહ:–આ સર્વ અનેક નામે અને અનેક રૂપે આ દેશના કંઈક આર્યોને અને આર્યાઓને ચારે આશ્રમોમાં પોતાના ધર્મજીવનની યાત્રામાં શ્રેષ્ઠ ભાવનારૂપે પ્રાપ્ત થાય છે. અને જ્ઞાનભાવના અને અનુભવ કહી બતાવતાં અખો કહે છે તેમ,

"અકળ કળા ખેલત નર જ્ઞાની;
ધ્રુવ તારા પર રહત નિશાની !"

એક કોમળ વયની બાળા મનોબળની સીમાએ પહોંચેલી અને આર્યસંસ્કારોમાં–જળમાં મત્સ્ય પેઠે–જીવેલી લીલાવતી, આવી અકળતા

---

* કૌંસમાંના અંશ, લખાણ કંઈક વિશેષ સમજાય એવા હેતુએ મેં ઉમેરેલા છે.

જી રીતે ખેલી અને ખેલતી ખેલતી અદશ્ય થઈ ગઈ તે સ્વપ્નને સાક્ષી આ લેખક થયેલો છે. એ સ્વપ્ન…એ ચિત્રનાં રહસ્ય વિચારત આ લેખક…એટલો જ ઉદ્ગાર કરે છે કે,

'મૂગેકું સપનો ભયો, સમઝ સમઝ પસતાય!'"

અનુસંધાનમાં લીલાવતીના પોતાના શબ્દો પણ જોઈ લઈએ, જે અત્યંત સાદા હોઈ નિખાલસતાની અણીશુદ્ધ છાપવાળા દેખાય છે.

"બા, સાસરે મને કોઈ કાંઈ…ના કહે છે? ત્યાં તો સઘ મને જ સોંપી મૂક્યું છે. પણ પિયરમાં એવી ટેવ પાડીએ કે સાસરે છાજે." (પૃ. ૨૨)

"હું જાણું છું કે દુઃખ, ચિંતા, જીવન ત્રણે ક્ષણ માત્ર છે. તે છતાં કોઈ દિવસ લાગી જાય છે." (તા. ૨–૧–૧૯૦૧ના પત્રમાંથી, પૃ. ૯૬)

"જીવવું છે થોડું માટે ભવની રમ ભવાઈ,
ઉચ્ચ લોહી, ઉચ્ચ મરણ, સુખે રહે ગવાઈ."

(આત્મબોધની જાતે જોડેલી પાંચ કડીમાંથી ઉતલી–પૃ. ૯૮)

આપણા લોકમાં કાગળો ઘણુંખરું ફાડી નાખવામાં આવે છે. પરંતુ આવાં કંઈક વધારે વાક્યો ટાંકી શકાયાં હોત તો ચોપડી વધારે પ્રતીતિકર બનત એમાં શક નથી. લીલાવતીની માબાપ, બહેનો આદિ સાથેની વાતચીતો અક્ષરશઃ નોંધાઈ હોય ભાગ્યે, તથાપિ પિતાની ગ્લાનિ દૂર કરવાનો એનો પ્રયત્ન અને બીજી એક બે નોંધ, ખરેખર બનેલા પ્રસંગો હોય એટલી વિશિષ્ટ છે.

હવે આપણે ગો. મા. ત્રિ. એ પોતાની આ સૌથી મોટી અને પ્રિય પુત્રીને શી કેળવણી આપી તે ટૂંકામાં જોઈએ. આ વિશે કર્તાને પોતાને પુખ્ત વિચારે શો માર્ગ સુઝાઓ તે એ પ્રથમ વર્ણવે છે. સ્ત્રીકેળવણી માટે આપણા સમાજમાં મુખ્ય મર્યાદા આ છે કે, પેલી કહેવત પ્રમાણે રાત ટૂંકી છે અને તેમાં ભજવવાના વેશ તો શુમાર વિનાના છે. એને, જેમ પુરુષને તેમ, બધું જ શીખવવું,

જ્ઞાન માત્ર પવિત્ર અને પવિત્ર કરનારું છે, ફક્ત તો 'સ્ત્રીને નિરુપયોગી વા ઓછું ઉપયોગી એમ કહેવાય જ શી રીતે–એ પ્રમાણે તાત્ત્વિક મર્યાદા દેખાતી જ નથી, ત્યારે વ્યવહારુ મર્યાદા મોટી બલ્કે અનુલ્લંઘનીય છે. અમુક વય લગીમાં જેનાં લગ્ન ના થઈ જાય, તે પછી તો સો વસા રહી જ જાય એવું આપણું સમાજબંધારણ છે.* પરણ્યા પછી એ આગળ ભણે ના ભણે તે નથી એના હાથમાં, નથી એના માતાપિતાના હાથમાં; પતિ અને સાસરિયાંની અનુકૂલતા હોય તો જ નવવધૂનો અભ્યાસ આગળ ચાલે (–અથવા તો તેમની પ્રબલ ઇચ્છાય હોય તથાપિ જીવનનાં કુદરતી બળો તેની દરકાર કરતાં નથી, ભાવિનું સુકાન ઝડપી લે છે અને શાળાપાઠશાળાના અભ્યાસ થોડો કાળ અટકેલા સદાને માટે અટકી જાય છે.) એટલે પિતામાતાએ ભણાવવું તે બાળકીનાં લગ્ન લેવાય (વા પરણ્યા પછી ન્યાતના રિવાજ મુજબ વર્ષે બે વર્ષે સાસરવાસનો આરંભ થાય) ત્યાં લગીમાં

* લીલાવતી જન્મી ઈ. સ. ૧૮૮૧માં; એને પરણાવવામાં આવી ઈ. ૧૮૯૫માં; એનો દેહ પડી ગયો ૧૯૦૨માં, એની ઉમર પૂરી બાવીસ વર્ષની થાય તેમાં બે મહિના ને વીશેક દિવસ ખૂટતા હતા એટલો વહેલો.–૧૮૯૫થી ૧૯૦૦ના સમયથી અત્યારે ૧૯૪૩માં આપણા સમાજમાં એટલી તો મોટી ક્રાંતિ થઈ ગઈ છે કે નાગરો પોતાની શાખા બહાર બીજી શાખામાંય પરણે છે; એટલું જ નહીં બીજી નાતમા પણ પરણે છે, કિશોરીઓ અને યુવતીઓ ઘણી જાતે પરણતી થઈ ગઈ છે, ઘણી પરણતી જ નથી; એટલે અનુલ્લંઘનીય હતી તે મર્યાદા, વધતી જતી સંખ્યા અવગણતી જાય છે, એટલે કેળવણી લેવાનાં વર્ષ પણ તેથી ઇચ્છા હોય તેને માટે વધતાં જાય છે; વગેરે વગેરે કોઈથી અજાણ્યુ નથી. આ ફેરફારો હજી પણ ઘણા વધશે, આખું જ્ઞાતિબંધારણ તૂટી જશે અને થોડા દાયકામાં આખા સમાજમાં હાલ કલ્પી પણ ના શકીએ એવું મહાભારત પરિવર્તન થઈ જશે, એમાં શંકા નથી. આ મહાવાસ્તવની દૃષ્ટિએ વ્યાખ્યાનનો આ ભાગ છેક પુરાણા જેવો લાગે તો નવાઈ નહીં. ગૌ. મા. ત્રિ. ના એમના જમાનામા પોતાને માથે આવેલા વડીલધર્મના પાલનમાં આશય કેવા કેવા હતા એટલું જ બરાબર બતાવી શકાય તોય ઘણું છે.

સમાપ્ત થઈ જાય તેટલું જ હોવું જોઈએ. વળી પિતામાતાએ બાળકીને આ જે ભણતર આપવાનું તેના ચોખ્ખા બે વિભાગ પડે છે: પહેલો આવશ્યક વિભાગ, બીજો શોભાનો; રસોઈ કરવી, ઘરકામ કરવું, હાણોદૂણી કપડાં આદિની સંભાળ લઈ જાણવી, શીવવું, ભરવું આદિ આવશ્યક વિભાગ; બીજું તમામ– લખતાં વાંચતાં ગણતાં આવડવું (થ્રી આર્ટ્સ) એ પણ શોભાનો વિભાગ.

"એ તો જ્ઞાન મને ગમતૂ નથી ઋષિરાયજી રે
લાવો બાળક માગે અન્ન, લાગૂં પાયજી રે." (પ્રેમાનંદ)

શ્રીદામા ઋષિની પત્ની તેને ભૂખે ટળવળતાં બાળક દેખાડીને ખોળો પાથરતી એમ વીનવે છે. આપણા સ્વપ્નયુગની આદર્શ ઋષિ-પત્નીઓ પતિ આગળ તેના હીણકમાઉપણા વિશેની કડવી રાવ પણ આમ સુમધુર લહકારે કરતી હશે. વાસ્તવિક દુનિયાની પ્રાકૃત પત્નીઓ પોતાના ધર્મધ્યાનલગનીમાં બીજી રીતે હીણકમાઉ પતિદેવને "બજાર સરસ્વતી" સંભળાવીને વીનવણીને ઠેકાણે ઝાંસા કરે છે, મહેણાં મારે છે, વગેરે કોઈથી અજાણ્યું નથી. પરંતુ બેય પદ્ધતિનો ભાવાર્થ, બંનેનું પ્રેરક તત્ત્વ એક જ છે. પેટપૂજા જ પ્રથમ પહેલી વસ. મરી-મસાલા, પાપડઅથાણાં, વસ્ત્રાભરણ, ઘરબાર, રાચરચીલું અને જ્ઞાન-વિજ્ઞાન, કલાકૌશલ એ કુલકુલાં મુકાબલે માત્ર શોભાની વસઃ પેટપૂજાથી ઊતરતી અગત્યની જ. શું છોકરા કે શું છોકરીની કેળવણીમાં વ્યવહારુ. જેના વગર ઘડી ન ચાલે એવી આવડતો જ પ્રથમ પહેલી વસ. છોકરાછોકરી બંનેને પ્રાથમિક કહેવાતી કેળવણી જીવનવ્યવહાર માટે બીજા નંબરની જરૂરિયાત ગણાય અને હાલના સમયમાં, તેમ અંગ્રેજી આખી દુનિયાની સમાનભાષા (લિંગ્વા ફ્રાંકા) વધારે વધારે બનતી જાય છે તથા આખી દુનિયા ઝડપથી ઉક નાની બનતી જાય છે, તેમ તેમ થોડું અંગ્રેજી જ્ઞાન અને થોડો મુસાફરીપરિચય પણ એ બીજા નંબરની જરૂરિયાતમાં–ગમે તેવા ઘરકૂકડા વા કૂપમંડૂકનેય તે–મૂકવી જ પડે. વળી છોકરી માટે રસોઈ, ઘરકામ સીવણશીવણાદિ

સૌથી વધારે વ્યવહારોપયોગી, તો છોકરાની જાત માટે 'સુથારકામ, લુહારકામ, મોચીકામ, મુદ્રણકામ, લેથ અને યાંત્રિકકામ, વીજળી અને ગેસકામ, વૈદ્યકકામ, આયોજનકામ (ડ્રિાઇંગ), વિશેષ ગુજરાતી, વિશેષ અંગ્રેજી, વિશેષ ગણિત, વિશેષ સામાન્ય જ્ઞાન, વિજ્ઞાનનાં મૂલતત્ત્વો, તેમ જ અંગબળ, અને અંગસ્ફૂર્તિ ખીલવતા વ્યાયામો, વધારે વ્યવહારોપયોગી. ઉચ્ચતર કેળવણી, કલાઓ, ભાષાઓ, ઇતિહાસો, વિજ્ઞાનો, ફિલસૂફીઓ, જેમનો છેડો જ નથી, તે તો અમુક કિશોર–કિશોરી યુવકયુવતીની પરિસ્થિતિ, આર્થિક દશા, સામાજિક વર્ગોમાંના અમુકમાં સ્થાયી સ્થાન, તે પ્રમાણે થોડો કે લાંબો સમય માગે એવાં, માનસિક તથા શારીરિક અમુક જ કે તમામ શક્તિઓનો વિનિયોગ' માગતાં ભણતરો,–કેવળ ઐચ્છિક; તેમ તે પાછળનો ખર્ચ તેનો લાભ લેતી વ્યક્તિ કનેથી પૂરેપૂરો ઉઘરાવી લેવાય એ રૂપનાં હોવાં જોઈએ. વિદ્યાસંશોધન અને વિદ્યાના ફેલાવ માટે મોટી રકમોનાં દાન કરતા પરોપકારી ધનાઢ્યો અને જાહેરસંસ્થાઓ આ ખર્ચનો જેટલો ભાગ ન્યાસનિધિઓ (ટ્રસ્ટફંડો) વડે પૂરો પાડે તે ઉપરાંતનો આવી ઉચ્ચ કેળવણીનો તમામ ખર્ચ તેના લાભ મેળવનારા પાસેથી લેવાવો જોઈએ. આ કક્ષા નીચેની પ્રાથમિક અને દુય્યમ કેળવણીનો બોજો પ્રજાએ લોકહિતાર્થે ઉપાડવાનો, એટલો તો મોટો થઈ પડવાનો કે ઉચ્ચતર કેળવણી માટે પ્રજાની તિજોરીમાંથી આયોજન (પ્રોવિઝન) શક્ય જ લાગતું નથી. આ થયું કેળવણીનું સમગ્ર અને સામાન્ય દર્શન, તથા સ્ત્રીપુરુષભેદ આ આખી સીડીમાં કયે પગથિયેથી કેટલો નિર્ણાયક ગણાય તેનું ઊડતું દિગ્દર્શન.

શ્રી. ગોવર્ધનરામે લીલાવતીને શી કેળવણી કઈ રીતે આપી તે જોઈએ: પ્રાથમિક કેળવણી દરમિયાન તેનું હિસાબી જ્ઞાન પાકું થાય અને તેને ગંભીર પુસ્તકોના વાચનનો શોખ વધે એ તરફ વિશેષ લક્ષ અપાયું. વાચનશોખ થતાં તેને આપણા ધર્મ અને નીતિનો બોધ રસિક રીતે થાય એવાં પુસ્તકો વાંચવાનું વલણ પોષવામાં

આવ્યું. નવલિકા અને નવલકથાઓ મદનકથાઓ છે, (આપણા સાહિત્યમાં "ત્રિકોણ" કથાઓની અનીતિસૂચક અનીતિપોષક જાતિની ઉત્પત્તિ વીસમી સદીના આરંભ પછી થયેલી ગણાય) તે અપરસના ચેપો વળગાડે તેથી ચેતતા રહેવાનું છે. માત્ર વાર્તારસના કુતૂહલથી વાંચવું એ એક પ્રકારનું આળસ જ છે, મોટે ભાગે સમય અને આંખનો બગાડો છે, વખતોવખત ચીવટ અને કૌશલ વડે અવશ્ય કરવાનાં કામકાજ ઉવેખીને છોકરી બેઠી બેઠી વાંચ્યા કરે, તે સારું લક્ષણ નથી, વગેરે ઠસાવી તેને ઘરકામની વ્યવહારુ કલાઓનો મહાવરો–અને મહાવરે મહાવરે ઊપજતો શોખ–વધારવામાં આવ્યો હતો. આમાં તેનો હાથ બેસતો ગયો અને ઉંમર પ્રમાણે તે કરતી ગઈ, તેની સાથે થોડું અંગ્રેજી અને થોડું સંસ્કૃત શીખવવામાં આવ્યું, સંસ્કૃતમાં પદ્ધતિસર વ્યાકરણ ભણે તે કરતાં તેનું શબ્દજ્ઞાન ઝડપથી વધે, અને નામ, વિશેષણ, ધાતુઓનાં રૂપો તે ઓળખતી થઈ જાય તો સ્થૂલ અર્થ તો પ્રયત્ને બેસાડી શકે અને પછી તો જેમ મહાવરો વધે તેમ અર્થબોધની સરલતા વધતી જાય, એ પદ્ધતિ જ ગ્રહણ કરવામાં આવેલી. સાદા સંસ્કૃત શ્લોક મેળે સમજાય એ પગથિયું આવતાં એના અભ્યાસની સોંપણી એક સાત્વિક અને આપણી જૂની પ્રણાલિકાઓમાં વ્યુત્પન્ન શાસ્ત્રીજીને કરવામાં આવી, તેમની સાથે એણે સાદામાં સાદાં ઉપનિષદો અને ગીતાનું કાંઈક અધ્યયન કર્યું, જે પછી અનુકૂળતા પ્રમાણે એના નિત્યપાઠની વસ્તુઓ પણ બની. સ્વતંત્ર વિચારણાશક્તિ ખીલે માટે લઘુ તર્કકૌમુદીનો પરિચય પણ કરાવેલો, એ અંશ આ અભ્યાસક્રમમાં ખાસ નોંધપાત્ર જણાય છે, અને શકુંતલા, ઉત્તરચરિત, ચંડકૌશિક એ નાટકોના અમુક અંક એને શાસ્ત્રીજીએ વંચાવ્યા, બાકીના ભાગ એણે જાતે (તરજૂમાઓની મદદથી) વાંચી લીધા. સામાન્યજ્ઞાન વધે કે ઇતિહાસ જાણે એ માટે અભ્યાસક્રમમાં ખાસ સમય અપાયેલો હોય કે બીજી વ્યવસ્થા ગોઠવાઈ હોય એમ જણાતું નથી. હિંદુધર્મ, હિંદુનીતિ, જીવનમાં

કર્તવ્ય શું, શ્રેય શું, પ્રેય શું, આદિ વિશેનો દિઙ્ વિચારમિનાર એના ચિત્તમાં બરાબર વણાઈ જાય એ જ મુખ્ય ઉદ્દેશ રાખેલો હોય એમ ચોખ્ખું દેખાય છે.

કાચા પણ ખીલતા મગજમાં આ બધા વાચનાધ્યયન દરમિયાન કુદરતી રીતે સવાલો ઊઠે તે ગો. મા. ત્રિ. પોતે એની સાથે છૂટથી ચર્ચતા અને એની બુદ્ધિ સારી લાગી તથા એનો ઝડપી વિકાસ દીઠો, તેમ આ ચર્ચાઓ વધી, રસિક બને, ઊંડી ઊતરે તથા પિતાપુત્રીની પ્રીતિ પણ જામતી જાય એ કુદરતી પરિણામો લીલાવતીના દાખલામાં બહુ વહેલાં દેખાતાં થયાં. પ્રથમ બાલકને પિતામાતાનો સૌથી વધારે લાભ મળે તેમ અહીં પણ થયું.

લીલાવતીનું સંસ્કૃત જ્ઞાન સારી રીતે ખીલી આવ્યું. શંકરાચાર્યનાં કેટલાંક અને કેટલાંક બીજાં સ્તોત્રો, આરતીઓ વગેરે તેણે કંઠસ્થ કરેલાં. નીતિશતક, સુભાષિતો આદિનોય તેને શોખ લાગ્યો. મૂળ મૂડી ભલે આટલી, પરંતુ તેના નિરંતર પરિશીલને અને મનને પિતા સાથેની ચર્ચાએ એ પણ, તેની કર્તવ્યનિષ્ઠ બુદ્ધિ "વિશુદ્ધિના ઉત્કર્ષ" અથવા ધર્મપ્રોક્ત જિજ્ઞાસા અને ધર્મપ્રોક્ત મુમુક્ષુતાનો સુમેળ વહેલો અને સુદૃઢ ઉપજાવી શકી એ પ્રમાણે પુત્રીપ્રેમી કર્તા કહે છે, આગ્રહપૂર્વક આપણને કહાવે છે, અને ઉમેરે છે કે કૌટુમ્બિક નિર્ધનતા અને જીવનની ચોમેરની દુઃખમયતાથી જરા પણ અસ્ત ન થતાં, એ તો એના ધારણાબલે જીવી ગઈ.

થોડું પણ એક જ દિશાનું વાંચન અને તેનું ફરી ફરી ફરીને રટણ અને મનન એમાંથી પણ બુદ્ધિના પોતાના રસકસ પ્રમાણે ઉત્તમોત્તમ ફલ ઊપજી શકે. ઘણું વાંચન, વિષય પર વિષયનું અધ્યયન, એટલા જથ્થામાં અને એટલા લાંબા કાલ લગી, કે બુદ્ધિને મનનની આદતે પડવા ના પામે એટલે તે કેળવાયખેડાય, સ્વતંત્ર પ્રવૃત્તિ કરતી થાય વગેરે તો બને જ ક્યાંથી, એવા શિક્ષણક્રમવાળા અભ્યાસ જેમ લાંબો સમય ચલાવવામાં આવે તેમ તો બુદ્ધિના

રસકસ ઊલટા શોષાઈ જાય અને પરિણામ નિષ્ફલતા એટલે જડતા અને બુદ્ધિમાંદ્યમાં પણ આવે, એ જ આ હાલની બીજી બાજુ છે. આ પદ્ધતિએ આવું જ પરિણામ ઘણુંખરું આવવું જોઈએ, એમ તો કેમ કહી શકાય, કેમકે દરેક દાખલામાં તે તે બુદ્ધિની મૂળ શક્તિઓ દબાય છે, કે ગમે તેટલા ભાર તળેથી પણ પોતાનો માર્ગ કરી લે છે, એના ઉપર ઘણો આધાર રહે છે. કેળવણીનો પણ એક અજબ કાયદો છે!

આટલી ચર્ચા ધ્યાનમાં રાખીને શ્રીગોવર્ધનરામની આ ચોપડી વાંચવા વિચારવામાં આવશે તો હું ધારું છું કે એ લખવામાં કર્તાએ સમભાવી વાચકોને જે લાભ આપવાનો આશય પોતાની સમક્ષ રાખેલો તે વાચકવાચકના પોતાના વત્તાઓછા અધિકાર, વિશેષ સંસ્કાર આદિ પ્રમાણે સિદ્ધ થશે.

અને કર્તાના મૃત્યુ પછી ન. ભો દિ. જેવા પ્રતિકૂલ ગ્રહવાળા વિવેચકે આના વિષે જે કટાક્ષોક્તિ કરી, તેનો જાણે કર્તા પોતે આગળથી રદિયો દઈ દેતા હોય, એવો પણ એક ખંડક આમાં જોવામાં આવે છે, તે અહીં ટાંકીને આ વ્યાખ્યાન પૂરું કરું છું.

ગો. મા. ત્રિ. લખે છે (પૃ. ૪૫)—"સમુદ્રતીર આગળની પર્વતની કોર પર બેઠેલા બાળકનો ફેંકેલો પથ્થર એવા ઊંચા સ્થાનથી અગાધ સમુદ્રને તળિયે જાય છે, તેમ રાજ્યાસન ઉપર બેઠેલા બાળકના પરોપકાર આખી પ્રજાના મર્મભાગમાં પહોંચી શકે છે, તેમાં એ પરોપકારનો વિકાસ એ ઉચ્ચ સ્થાનને લીધે થયો, અને એ પરોપકાર માટેનું બલ તો એ બાલકના હાથમાં હોય તેટલું જ હતું. એ જ બાલક પર્વતને ઠેકાણે ઘરના ઉંબર ઉપર રહી અતિશ્રમથી આકાશમાં પતંગ ઉરાડે, તેમ રંક ઘરમાં જન્મેલું બાળક કુટુંબને (જ)* સુખી કરે, તો તેના પરોપકારનો

* કૌંસમનો જ મેં ઉમેરેલો છે.—લેખક

સંકોચ તેના સ્થાનને લીધે છે, અને તે માટેનું તેનું બલ તો પર્વતશિખર જેવા રાજ્યાસન ઉપરની પોતાની અવસ્થાને કાળે કરવું પડતું હતું તેટલું જ પ્રયોજે છે. માટે અવસ્થારૂપ પડ દૂર કરી તેની નીચે રહેલા જીવે ધર્મકાર્યમાં કેટલું બલ કર્યું અને કેવો ધર્મ પાળ્યો એ જોવા પામીએ, ત્યાં સુધી તેની તુલના શુદ્ધ થતી નથી. આવી તુલનાશુદ્ધિ પ્રાપ્ત કરી પછી વિચાર કરવાનો છે કે અમુક વ્યક્તિએ પોતાનો સનાતન યજ્ઞ કેવી રીતે પ્રજ્વલિત કર્યો. ".

( " વિવિધ વ્યાખ્યાનો " ભા. ૧લો )

*

ઈ. સ. ૧૮૮૨ પછી હમે મુંબાઈના સંપર્કથી છૂટા પડ્યા. ગોવર્ધનભાઈ ભાવનગરમાં હતા, મ્હારા મિત્ર વરજભાઈ હેમને ઘેર હતા. તે વખતે 'સ્નેહમુદ્રા' હસ્તલિખિત કાચા રૂપમાં હતી. હેમાંથી જુદા જુદા ભાગ વરજભાઈને ગોવર્ધનભાઈ એ વાંચી સંભળાવેલા અને હેની દીપ્તિ અને ચમત્કૃતિની પ્રશંસા વરજભાઈ મ્હારી આગળ કરતા હતા; ત્હેવામાં જ ગોવર્ધનભાઈ હમારા અમદાવાદના શહેરની અંદરના મકાનમાં પ્હરુણા રહેલા હતા. તે વખતે મ્હારા પિતા, બન્ધુ, વગેરેની આગળ એ ' સ્નેહમુદ્રા ' માટે ઘડેલી પ્રસ્તાવનાનો મુસદ્દો વાંચી સંભળાવેલો યાદ આવે છે. એ પ્રસ્તાવના પ્રગટ થઈ નહિ; કોણ જાણે કેમ ? હેમાં હ. હ. ધ્રુવની શૈલીને " તારા ટપકીવાળી " એમ વિશેષણ આપેલું સાંભરે છે. —નરસિંહરાવ ભોળાનાથ ('સ્મરણમુકુર' પૃ. ૨૪૬)

# સ્નેહમુદ્રા

## લેખક: મણિલાલ ન. દ્વિવેદી

[ ઈ. ૧૮૭૪માં પોતાનાં પ્રથમ પત્ની હરિલક્ષ્મીનું અવસાન થતાં ગોવર્ધનરામે સંસ્કૃતમાં "હૃદયરુદિતશતક" નામની રચના કરી; ને તેનું અવલંબન લઈને ઈ. ૧૮૭૭માં બાવીસમે વર્ષે-એમણે 'સ્નેહમુદ્રા' લખવાની શરૂઆત કરી. અલબત્ત, તે પૂરી થઈ ઈ. ૧૮૮૫માં, ને પ્રગટ થઈ 'સરસ્વતીચંદ્ર'ના પ્રકાશન પછી બે વર્ષે, ઈ. ૧૮૮૯માં. કાવ્યકૃતિ તરીકે સહૃદયોને સંતર્પક લાગે એવી રચના એ નથી, તેમ છતાં એમાં સૌન્દર્યના, સામર્થ્યના અંશો કાચાપાકારૂપે વેરવિખેર ઠીક પ્રમાણમાં દેખાય છે. આ કૃતિ વિશે ત્રણ શક્તિશાળી કવિ-વિવેચકોએ કરેલી સમીક્ષા અભ્યાસીઓને અતીવ ઉપકારક નીવડશે. આના અનુસંધાનમાં પ્રો. અનંતરાય મ. રાવળની વિસ્તૃત વિવેચના ('માનસી' વર્ષ ૨-અંક ૨) પણ અભ્યાસીઓએ અવશ્ય લેવા જેવી છે.]

રા. ગોવર્ધનરામના "સરસ્વતીચંદ્ર"નું જેણે અવલોકન કર્યું હશે તે એ વિદ્વાનની રસિકતા બુદ્ધિ અને અપૂર્વ યોજકશક્તિ વિચારી આશ્ચર્ય પામ્યા વિના રહ્યા નહિ હોય. તેમનો જ રચેલો આ ગ્રંથ ઘણા સમયથી અમારી પાસે પડી રહેલો છે, અન્યત્ર પણ તેમ જ પડ્યો હશે. કોઈએ હજુ તેના વિશે અભિપ્રાય આપવા પ્રયત્ન કર્યો નથી. સરસ્વતીચંદ્રની આગળીએ સ્નેહમુદ્રા કાંઈક કડક પડે તેવી છે, છતાં છે તો શુદ્ધ કુંદન અને રત્નજડિત એટલે કોઈ અંશે તેને અનુચિત તો નથી જ; પરંતુ સરસ્વતીની પ્રાકૃત પ્રસાદીવાળાને એ કાવ્ય રુચિકર થતું અમને તો અસંભવિત લાગે છે. આ ગ્રંથમાં જે ચમત્કાર સમાયેલો છે તે એક પ્રકારનો નથી કે તેને સહજમાં વાંચક સમક્ષ ધરી શકાય. એમાં વસ્તુસંકલના કોઈક જુદા જ વિષયની છે. પદ્યમાં તેને અધીન રહી સાધવા ધારેલો કાવ્યાર્થ વળી તેથી પણ જુદો છે, અવાંતર પ્રસંગોમાં રહેલા મર્મ એ ઉભયથી વિલક્ષણ છે, અને આખા વિષયમાં સ્નેહનો કોઈ અપૂર્વ સંસ્કાર, જે અપૂર્વ સાથે અવાચ્ય પણ છે, તે જુદા જ રંગે જામેલો છે. આ ગ્રંથનું

બંધારણ છેક પ્રાચીન શૈલી ઉપર નથી, તેમ નથી છેક અર્વાચીન ઉપર. એમાં ઉભયનું મિશ્રણ છે, પણ અર્વાચીન ઉપર કંઈક અધિક વલણ છે. પ્રસંગે પ્રસંગે ભવભૂતિની પેઠે ભાવ ઉભરાઈ જાય છે, પણ એ ભાવનો પ્રવાહ પાછો શૈલીની ભારતીની પેઠે કોઈ એવા ઉદરમાં ઊતરી પડે છે કે તેનો એક છાંટો પણ આપણે હાથ આવતો નથી ને આપણે તેની ગૂઢતાને લીધે જ તેનાથી મોહ પામતા તેની મિથ્યા શોધમાં જ ભમ્યા કરીએ છીએ. આમ છતાં કાવ્ય-પ્રવાહ કોઈ રીતે અણગમો પેદા કરતો નથી.

આખા ગ્રંથનો વિષય પ્રેમ સિવાય બીજો નથી, પણ તે પ્રેમ એટલે અમુક સ્ત્રીપુરુષના યોગે ઉત્પન્ન થતી લાગણીઓની ગરબીઓ નહિ, પણ દિવ્ય ઉચ્ચ પ્રેમ જેનો સંસ્કાર લાગવો જ દુર્ઘટ અને જેનો અનુભવ થવો આ મર્ત્યલોકમાં પણ અમરત્વ જ. નાયક યદ્યપિ પુરુષરૂપે કલ્પ્યો છે ને તેનો એક મિત્ર તથા સ્ત્રી એમ લીધાં છે, તથાપિ તે સર્વમાં અમને તો ઉગ્ર આત્માર્પણ-રૂપ દેશપ્રીતિ અને તેને પ્રોત્સાહન કરનાર વત્સલતા, રતિ, પ્રવણતા ઇત્યાદિ વૃત્તિઓનાં દિવ્ય રૂપક માત્ર જ સમજાય છે.

પ્રવાસી પોતે એકલો નીકળે છે ને રતિના અભાવે દુઃખ સહન કરતાં જડમય બને છે, પણ તેને પ્રાપ્ત કરી ચેતનવંત થઈ આનંદે છે. એ જ પ્રસંગમાં દેશવાત્સલ્યરૂપ યોદ્ધાના હૃદયમાં પ્રેમોદ્ગાર પરાકાષ્ઠાને પામે છે; ને એની સહચરી પણ એ પરાકાષ્ઠાના પ્રસંગને પોતે જે જે રીતે સ્વાર્પણ કરી પોતાની જાતિને દુઃખી દેખી પોતાના સહચર સાથે મૂર્છાવશ થઈ મૃતપ્રાય થાય છે તેથી દીપાવે છે આ સ્થળનો પ્રસંગ હિંદુ સ્ત્રીઓની અધમતા એ છે; અને તેને જ આપણા દુઃખ માત્રનું નિદાન ઠરાવવામાં કવિએ બહુ યુક્તિથી કાવ્યાર્થે ગોઠવ્યો છે. કવિએ પુનરાદાહનો જે નિવેડો આણ્યો છે તે સર્વેને રુચે એવો નથી તથાપિ ઠીક છે એમ કહ્યા વિના ચાલે નહિ, પરંતુ જેણે સ્નેહના તત્ત્વનું આટલું ગૂઢ પાન કરેલું છે,

ને જેના પ્રેમનશાના ઉદ્ગાર પ્રાકૃત લોકને ગળે ઊતરવા પણ કઠિન છે, તથા સતીત્વનો પવિત્ર મહિમા જેણે યથાર્થ ચીતર્યો છે, તેના તરફથી પુનરુદ્વાહ–પ્રસંગે છેક પ્રાકૃત નીતિનો બોધ થાય એ તેના ગૂઢ પ્રેમપાનને શોભતું નથી. પ્રેમની ભૌતિક છાયા સ્ત્રીનું દુઃખ દેખી જીવિતાર્પણ કરી રહેલાં સ્ત્રીપુરુષને તેમનો મિત્ર મળે છે ને તે પછી જે જે કાવ્યના ઉદ્ગાર થયેલા છે તે ખરી કવિત્વશક્તિના નમૂના છે. અહો! પ્રેમનું ઔષધ પ્રેમ જ છે. પ્રેમદીનતા જોઈ ઉદાર પ્રેમે જે અર્પણ કર્યું છે, તે પાછો સમાન પ્રેમથી પુનર્જીવન પ્રાપ્ત કરે છે. ને કવિ જેને ભૂત કહે છે તે રૂપે બોલે છે. પ્રેમીને બધું વિશ્વ પ્રેમમય લાગે છે. કવિની એમાં જ શક્તિ છે. કે તે જે ભાવ પોતાના નાયકને આરોપે છે તે ભાવમાં તેને એવો તન્મય કરે છે કે બધું વિશ્વ તેને તે ભાવમય જણાય છે. હૃદયભૂતે જે જે વસ્તુપદાર્થાદિનું અવલોકન કર્યું છે તેમાં ગાઢ પ્રેમની છાયામાં વિકારી સંસારથી જે જે ડાઘ પડે છે, જે જે ઉત્કર્ષ થાય છે, ધર્મકર્મ વ્યવહાર સંસાર આદિથી તેના જે જે રંગ બદલાય છે, તેનું યોગ્ય વર્ણન કવિએ જે યુક્તિ અને અનુભવથી આપ્યું છે, તેનું અત્રે યથાર્થ પૃથક્કરણ કરતાં વિસ્તાર વધી પડે એમ છે આ ભૂતનો પ્રસંગ રાત્રિમાં મૂક્યો છે, ને પછી પ્રભાત થતાં પાછાં સર્વને જીવનયુત કર્યાં છે, એમાં આર્યાવર્તની ગત અને વર્તમાન દશા બતાવતાં ભાવિ, ઉજ્જ્વલ ભવિષ્યની બહુ યુક્તિપુરઃસર સૂચના સમાવેલી છે. પ્રેમરતિરૂપ પરમ શ્રીમય ચક્રવાકીને પુનર્યોગથી પૂર્ણ પ્રભા ને આનંદોલ્લાસમાં ઉરાડી છે. આમ સર્વ રીતે જોતાં આ ગ્રંથમાં સ્નેહનો જ વિષય છે, પણ તેને અંગે કાવ્યચમત્કૃતિ, દેશસુધારણા, સંસાર, ધર્મ, આદિ અનેક વિષયને ચર્ચ્યા છે. પણ સર્વમાં સુખ, સર્વમાં આનંદ, સર્વનું નિદાન પ્રેમ પ્રેમ ને પ્રેમ જ બતાવ્યો છે. એ મર્માર્થે ગ્રહણ કરવામાં જ સ્નેહમુદ્રાના નામનું સાર્થક છે; કેમકે એક પંક્તિ પણ એવી નથી, જેના પર સ્નેહની મુદ્રા ન હોય.

'પ્રિયંવદા' ઑક્ટોબર, ૧૮૮૯.

# સ્નેહજીવનનો આલેખ.

લેખક: ઉમાશંકર જોષી

હાર્ડીને ઉત્તરાવસ્થામાં અમેરિકન મુલાકાતીઓ કવિતાની વાતચીત ચાલતી હોય તે અટકાવીને 'હવે તમારું ખરું કામ છે તે વિષે કાંઈક કહો' એમ કહેતા ત્યારે હાર્ડીને એ બહુ ગમતું નહિ. પોતાની નવલકથાઓ કરતાં કવિતાને એ વધુ મહત્ત્વનું સર્જન ગણતા. પણ સદ્‌ભાગ્યે હાર્ડી દીર્ઘાયુષ્ય પામ્યા હતા. છેલ્લાં ત્રીસેક વરસ કવિતાને એ અર્પી શક્યા હતા અને જીવનના દર્શનને સુરેખપણે સાકાર કરતા Dynasts જેવા મહાકાવ્યનાટકની રચના કરી શક્યા હતા. આપણા ગોવર્ધનરામ તો અંબાલાલ સાકરલાલે શોક-ઠરાવમાં ઉમેરાવ્યું હતું તેમ 'અકાળ' અવસાન પામ્યા હતા. એમની કવિત્વશક્તિ સરસ્વતીચંદ્રમાંનાં 'સુખી હું તેથી કોને શું'—એ ગઝલ, બુદ્ધનો ગૃહત્યાગ—એ લાવણી, ગોલ્ડસ્મીથના 'ધ હરમિટ'નો સરળ ભાવવાહી 'પંથી ખાધું ન ખાધું કરે છે' —આદિ સ્વભાવોક્તિઓથી મધુર બનેલો અનુવાદ અને છૂટક મુક્તકો અને ગીતોમાં જરૂર ઝળકી ઊઠે છે. પણ એક સર્જક તરીકે એમનું મુખ્ય સર્જન પદ્યમાં નહિ પણ ગદ્યમાં ('સરસ્વતીચંદ્ર' રૂપે) થયું છે એ બાબત એમના પોતાના કે વિવેચકોના મનમાં બે મત હોય એવું જોવા મળ્યું નથી. આનો અર્થ એ નથી કે એમણે પદ્યમાં કોઈ મહત્ત્વાકાંક્ષી પ્રયત્ન કર્યો નથી. 'સ્નેહમુદ્રા' નામનું ૧૧૦ ખંડનું કાવ્ય ગોવર્ધનરામે પોતાની પહેલી વીશી પૂરી થતાંમાં લખ્યું છે. ઉત્તરાવસ્થામાં એ કે એવી કોઈ કૃતિ એમને હાથે રચાવા પામી હોત તો પદ્યમાં પણ એમની સિદ્ધિ કેવી હોત એ પ્રશ્ન મનમાં ઊઠ્યા વગર રહેતો નથી.

'સ્નેહમુદ્રા' કાચી ઉંમરે લખાયું છે એટલે એમાંના જીવન-દર્શનમાં કાંઈ કચાશ કે ઊણપ છે એવું નથી. નવાઈની વાત

તો એ છે કે કાવ્યનું વિચારમાળખું, હવે પછી જોઈશું તેમ, પરિપક્વ બુદ્ધિની છાપ પાડે એવું સર્વગ્રાહી અને ભવ્ય છે. હજી આજે પણ 'સ્નેહમુદ્રા'ના વિચારપિંડમાં કોઈ આંગળી ખૂંપાવી શકે એવું નથી, કોઈ પણ ચિન્તકને આ વિષયની આવી માંડણી ગૌરવ અપાવે એવી છે. તો 'સ્નેહમુદ્રા'ની એક કાવ્ય તરીકેની સિદ્ધિ આડે કયાં તત્ત્વો આવ્યાં હશે ?

એ તો જાણીતી વાત છે કે 'સ્નેહમુદ્રા'ની રચના કવિની પત્નીના અવસાન નિમિત્તે થઈ છે. અંગત શોક એટલે કાવ્યમાં ભાવનો આવેગ વધુ ઉત્કટ હોય, ઊગતી જુવાનીએ અનુભવેલો ઘા એટલે લાગણીનાં ઘોડાપૂર હોય, એવી સંભાવના વધારે તો રહે, પણ આખી કૃતિમાં જે સુયોજિત વિચારમંડાણ છે તેને રુધિરમાંસ-યુક્ત બનાવી શકે એવો ઊર્મિનો પ્રભાવ વરતાતો નથી. એટલું જ નહિ, સાચી લાગણીનો રણકો કયાંક કયાંક જ સંભળાય છે. જો મૃતપત્ની ફરી સજીવન થાય અને આખી કૃતિ હિંમતપૂર્વક વાંચી જાય તો કદાચ ઉદ્‌ગાર કર્યા વગર ન રહે કે 'તમને મારા જવાથી બહુ દુઃખ થયું હોય એવું તો આમાં કાંઈ લાગતું નથી.'

નાની ઉંમરે આ કાવ્યની રચના થઈ છે એટલે એમાં વિચાર પાંખો હોય અને ઊર્મિ બેલગામ હોય, ઊર્મિમાંદ્ય–( Morbidity )ની કોટિએ પહોંચી જાય એવી વેગીલી હોય–એ બે મુશ્કેલીઓની અપેક્ષા રહે, પણ સદ્‌ભાગ્યે એ બંને માટે અહીં અવકાશ જ નથી. ઊર્મિ-મંદતા એ 'સ્નેહમુદ્રા'ની સૌથી મોટી મુશ્કેલી છે. શોકના આવેગની ચોટ કવિહૃદયે પૂરી અનુભવી નહિ હોય ? કાંઈ નહિ તો, શોક અને એમાંથી નિષ્પન્ન થતો કરુણ એ 'સ્નેહમુદ્રા'માંથી એક ગાઢ આત્મીય અનુભૂતિ-રૂપે સહેજે બહાર ઊપસી આવતો નથી, અભિવ્યક્તિ પામતો નથી. સ્નેહ અંગેની કવિની વિચારલીલા હૃદય સાક્ષાત્ જેમાં રચ્યુંપચ્યું રહ્યું હોય એવી લાગણીલીલા સાથે એકરસ થઈ શકી નથી. આથી અભિ-વ્યક્તિ પાંખી–પાંગળી રહી ગઈ છે. 'સ્નેહમુદ્રા'ની પદ્યરચના અને

ભાષા ડગલે ને પગલે એની સાક્ષી પૂરે છે.

અહીં કવિની ઉંમરે—અને અર્વાચીન ગુજરાતી કવિતાની ઉંમરે પણ—ભાગ ભજવ્યો છે એમ કહી શકાય. આમે, લખાવટમાં ગોવર્ધનરામનો હાથ જિંદગીભર ભારે રહ્યો છે, નિબંધ કે પદ્યમાં જ નહિ, નવલકથા જેવામાં પણ એમનો હાથ ભારે વરતાય છે. તેમાં આ તો એક નવીન અપૂર્વ કાવ્યની રચના કરવાની હતી. પશ્ચિમની ઢબનાં ઊર્મિકાવ્યો આપતી નરસિંહરાવની 'કુસુમમાળા' હજી આવવાની હતી, સળંગ સો શિખરિણીમાં ભાવસઘન અનુભૂતિને ઉછાળતી વહેતી 'ક્લાન્ત કવિ'ની રચના હજી પ્રગટ થવાની હતી. દલપત, નર્મદ, અને નવલરામના પ્રયોગો યુવક ગોવર્ધનરામ પાસે હતા; અને હતું સંસ્કૃત અને યુરોપીય (અંગ્રેજી ભાષામાં) સાહિત્ય. ગોવર્ધનરામમાં વિચારના ક્ષેત્રમાં નાનીનાની વિગતો માટે પણ મૌલિક સૂક્ષ્મ વિવેકબુદ્ધિ છે, પણ કાવ્યરચના અંગેની અનેક નાની મોટી વીગતોમાં એમની એ સૂક્ષ્મ વિવેકબુદ્ધિનો વિનિયોગ થતો જવલ્લે જ જોવા મળે છે. ૧૧૦ ખંડમાં વહેંચાયેલી આ કૃતિને એની પદ્યરચના અંગે કોઈ વ્યક્તિત્વ જ નથી, કાવ્યદેહની એટલી બધી ઉપેક્ષા એમને હાથે થઈ છે. સંસ્કૃત છંદો, દોહરા, ચોપાઈ, હરિગીત, સવૈયા, લાવણી, કટાવ, ભજનગાયનના ઢાળો—ગમે તે છંદોરૂપ એમની કલમે ચઢી જાય છે. આ—આ જ છંદોરૂપ અહીં બંધબેસતું છે, બીજું ન જ ચાલત એવી પ્રતીતિ ક્વચિત જ થાય છે. વર્ષાવર્ણનનો કટાવ એ એનો ઉત્તમ નમૂનો છે, 'તેજહીન નિજ તેજહીનતા રોતા દેવા !' —જેવામાં વક્તવ્ય અને વ્યક્તિની સમરૂપતા જોવા મળે છે. સંસ્કૃત છંદો કથચિત્‌જની પાછળ ઘસડાય છે, ક્યાંક જ મુક્તકનો સુરેખ આકાર પામે છે અથવા લયમાં પ્રૌઢિનો પરિચય કરાવે છે. પ્રો. ઠાકોરના યતિભંગ —શ્લોકભંગના રૂપની તો નહિ, પણ એકથી વધુ શ્લોકોમાં વાક્યને વહેવડાવતી સંસ્કૃત પદ્યરચનાને અનુસરતી છંદોની પ્રવાહિતા જોવા મળે છે, એ નોંધપાત્ર છે. બે લઘુને સ્થાને એક ગુરુ અને એક ગુરુને સ્થાને બે લઘુ મૂકતાં કવિ ખંચકાતા નથી. ('પ્રલયવારિ ધરા આચ્છાદતું';

'મુજપડે રખે ગિરિપતિ રુવે', 'ઘડીક નીચું ને ઘડી ઊંચું જુવે'.) બીજી એક ખાસિયત સંધિસ્વર (ડિપ્થૉંગ) અંગે છે. ચઈ, વહી, લઈ, ચૈ, વ્હૈ, લૈ ને બદલે યોજ્યા છે તે ઉપરાંત લપટાઈ, સંતાઈ જેવા શબ્દોમાં દીર્ઘ 'આ'ને લઘુ ગણી ટૈ તૈ ઉચ્ચાર ઇષ્ટ છે. વર્ષાવર્ણનનો કટાવ વિશ્વરમણાએ ચઢયો હતો તે મેઘતાંડવ પૂરું થતાં એનો કેફ જ્યારે ઊતરે છે ત્યારે મંથરગતિ બની જાય છે, અને ક્રમે ક્રમે અંતે પ્રવાહી તોટકમાં સરી પડે છે એ સહજ છંદપરિવર્તન હશે છે, પણ કર્તા એ અંગે સભાન હોય એમ માનવું વધારે પડતું ગણાય. દોહરો ગોવર્ધનરામે શા માટે પસંદ કર્યો હશે એ સમજવું મુશ્કેલ છે. દોહરો સારી રીતે રમાડવો દોહ્યલો છે. ઘૂંટેલો ભાવ સરળ સહજ ઉદ્ગાર પામે અને આપણને સુભાષિત મળ્યાનો આનંદ થાય એવી દોહરા માટે અપેક્ષા રહે છે. ગોવર્ધનરામની પદ્યરચના ઉબડક છે એનો સૌથી કઢંગો ખ્યાલ એમના દોહરા કરાવે છે.

ભાષાની બાબતમાં ગોવર્ધનરામ પોતાની સૂક્ષ્મ વિવેકબુદ્ધિનો ઉપયોગ નથી કરતા એમ નહીં કહી શકાય. અનેક નવા શબ્દો એ યોજે છે, ખાસ કરીને અંગ્રેજીનો અનુવાદ કરતાં: સુતનુસૃષ્ટિ (Fair sex), પ્રભાકીટ (Glow-worm), ફાનસને માટે 'કાચધામ' જેવો શબ્દ, કદાચ એને વધુ કાવ્યોચિત સમજીને, એ યોજે છે, પણ અતિ સામાન્યતામાં કવિતાને ઘસડી જાય એવા ગ્રામીણ, બોલચાલના શબ્દો વાપરતાં એમને સંકોચ નથી. 'વાદળદળ'ને માટે 'જલદપૃતના' જેવા અલ્પપરિચિત સંસ્કૃત શબ્દો પણ કશા ક્ષોભ વગર એ રેડવે છે–અને પરિણામે એમની કાવ્યપદાવલિ (Poetic diction)ની પણ, પદ્યરચનાની જેમ, કોઈ વ્યક્તિતા બંધાવા પામતી નથી. 'સ્નેહમુદ્રા'ની પદ્યશૈલી ઘણે ઠેકાણે નરી ગવાળુ બની જાય છે અને લગભગ આખી કૃતિમાં ઢીલી લગામનો અનુભવ થાય છે.

'સ્નેહમુદ્રા'માં ગોવર્ધનરામને પૂરતી સફળતા મળી નથી, તેમ છતાં ગુજરાતી કવિતાસાહિત્યમાં એમની એ અસફળતા પણ

મહત્ત્વની છે. એમાંનાં વર્ષાવર્ણન, સતીનું વૃત્તાન્ત અને ધ્રુવક, અંધ તિમિર, આકાશ, પ્રભાકીટ, ઓળામેઘ આદિની ઉક્તિઓમાં ઊંચું કવિત્વ પ્રગટ થાય છે. (આટલી ઉત્તમ કૃતિઓ પણ કેટલા સંગ્રહોમાં મળશે ?) ઉપરાંત ગોવર્ધનરામની કલ્પનાલીલા અનેક નવનવી ઉપમાઓ અને રૂપકો ગૂંથવામાં રાચે છે તેનો પણ અહીં ઉત્તમ તેમ જ નિકૃષ્ટ રૂપે પરિચય થાય છે. વર્ષાવર્ણનમાં તો એની આતશબાજી છે. 'ઊભું નિશાનું સ્મિત હોય જાણે', 'કાળકાચ પર' (ખંડ ૨૧), 'તારુણ્ય ગોવાળ ચરાવતો જે। તે તે પશુઓ' (ખંડ ૨૩), 'અંધકારમાં.... સ્વર ઉડતોતો જેવો', (ખંડ ૨૬)—અનેક દૃષ્ટાંતો મળશે. ચિત્રો દોરવાની શક્તિ પણ ઠેર ઠેર પ્રતીત થાય છે.

> બુદ્ધિ ઉદધિ ઉપર ઉડતી ઉંધ ગુલાબી ચાલે. (૩૨)
> કુસુમગંધ વહે નદી ચુંબતો (૩૨)

> ગૌર ગાલ પર ખંજન સમ નદીવદને લ્હેરો પાડું
> ફરફર વાતી મૃદુમૃદુ ગાતી મનુને નીંદે ચ્હડાવું (૧૦૨)

અહીં અને ૪માં ગાલના ખાડા માટે ખંજન (= એક પંખી)નો ખોટો ઉપયોગ જોવા મળે છે. પણ આ પંક્તિઓ જેવી લયવાહિતા કવિને સતત સિદ્ધ હોત તો કેવું સારું ?—'અન્ધતિમિર'ની ઉક્તિમાં સહેજે ચમત્કૃતિ આવી છે.

> ફાળ મારવા જ તેજ પાછળ બેસું વાઘ પેઠ,–
> ચેનજે મધ્યાહ્ન ! હુંય આવું લગોલગ જ ઠેઠ !
> તેજ પાછળ તિમિર રહે તો
> કોઈનું તેથી શું ગયું ?
>
> રવિ પુંઠે રહી જતાં અગાડી આવી વ્યાપું હું,
> તેજ આગળ તિમિર રહે તો
> કોઈનું તેથી શું ગયું ?

ઊતરી આવી વ્યોમમાંથી સુઈ જાઉં લાંબુંલાટ—
આશીઆગષ્નાં ઉશીકાં રચી, રચી ધરાની ખાટ,—
વિશ્વધર્મશાળમાં તો
કોઇનું તેથી શું ગયું ?

—આવ્ય ચિત્રાંકનો કવિને સહેજમાં સિદ્ધ છે. માળામેઘ અને સિંહની ઉક્તિઓમાં પણ ઓજસભર્યાં ચિત્રો મળે છે. 'પ્રભાત સળગતું' (૧૦૯)–જેવા બે શબ્દોથી એ ક્યારેક વાતાવરણ સર્જાવી શકે છે. અનેક ઉપમાઓળાં રચતી, ક્યારેક તો અતિસામાન્ય ઉપમાઓમાં રાચતી કવિની જે કલ્પકશક્તિ ઉષાનું 'તેજતણું ઝસલું' આપણને બતાવે છે (૧૦૮), તે જ્યારે 'તેજગન્ધ' (૭૫) જેવું ચિત્રણ રજૂ કરે છે ત્યારે એને બધું જ માફ કરવાનું મન થાય છે.

પણ 'સ્નેહમુદ્રા'નું મહત્ત્વ મુખ્યત્વે તો એમાં કવિનો જે મહત્ત્વાકાંક્ષી ઉપક્રમ છે એને લીધે છે. સંભવ છે કે પત્નીવિરહના અંગત ઊસરા ઠાલવવાનો જ એમણે પ્રયત્ન કર્યો હોત તો બેપાંચ ઉત્તમ ઊર્મિકાવ્યો આપણને મળ્યાં હોત; પણ યુવક ગોવર્ધનરામને અંગત શોકમાત્ર ગાવો નથી. 'સ્નેહમુદ્રા અથવા હૃદયમાં મુદ્રાંકિત થતા સ્નેહની છાયા' એ શીર્ષકમાં જ સૂચવાયું છે તેમ પોતાના હૃદયમાં મુદ્રાંકિત થયેલા સ્નેહની જ નહિ પણ જનસામાન્યના હૃદયમાં મુદ્રાંકિત થતા સ્નેહની ગાથા એમને ગાવી છે.

અંગત શોક એ, અલબત્ત, કાવ્યની મૂળ સામગ્રી છે. કલાકારોના જીવનમાં એવો પ્રસંગ આવે છે જ્યારે એ પોતાની અંગત ઊર્મિને નિરંજન–પરલક્ષી (Objective)રૂપે પ્રગટ કરવા માગે છે. એ પુરુષાર્થ ગોવર્ધનરામે પોતાની કાવ્યચર્યાના આરંભમાં જ કર્યો એ એમને માટે ગૌરવપ્રદ છે. અલબત્ત, પરલક્ષી કલાકૃતિરૂપે પોતાની શોકોર્મિનું આલેખન કરવા માટે એક કલાકાર તરીકેની એમની ગુંજાયશ પૂરતી દેખાતી નથી, તેમ છતાં આવો પ્રયત્ન પોતે પણ ધ્યાનપાત્ર ઘટના છે. પોતાની આંતર અનુભૂતિને પરલક્ષી

–રૂપે સાકાર કરવાના ગોવર્ધનરામના બે પ્રયત્નો: તેમાંથી આ 'સ્નેહમુદ્રા'માં એમને ન જેવી સફળતા મળી છે, જ્યારે 'સરસ્વતીચંદ્ર'માં એમને પૂરી સફળતા મળી છે 'સ્નેહમુદ્રા'માં પણ હિન્દુ પિતા દીકરીનું ગમે ત્યાં લાકડે માકડું વળગાડે છે અને એને 'કૃતક પતિ સાથ સ્નેહ કૃત્રિમમાં' જીવવું પડે છે એ વિધવા અંગેનો અંશ કવિની ગાઢ આંતર અનુભૂતિનો લાગે છે અને એથી એ એક જ પાત્ર આ આખી કૃતિમાં જીવતું ને સુરેખ લાગે છે. "સરસ્વતીચંદ્ર"માં પણ એ પાત્ર કુમુદરૂપે જોવા મળે છે.

ગોવર્ધનરામે ઉત્તરાવસ્થામાં "સાક્ષરજીવન" અને "અધ્યાત્મ-જીવન" ગદ્યનિબંધો લખેલા છે. આ કૃતિનું નામ 'સ્નેહમુદ્રા'ને બદલે 'સ્નેહજીવન' હોત તો એમાં પૂરી યથાર્થતા સચવાત. કવિએ "સ્નેહમુદ્રા"માં સ્નેહજીવનનો આલેખ આપ્યો છે.

આ કૃતિ અંગ્રેજીમાં જેને Elegy–સ્વજનના મૃત્યુ પર રચાયેલ શોકપ્રશસ્તિ કહે છે તે પ્રકારની કલ્પાઈ નથી. કર્તા સમક્ષ ટેનિસનનું In Memorium છે. પતાકાવચનો તરીકે તેમાંથી એમણે ત્રણ કડીઓ ઉતારી પણ છે. 'ઈન મેમોરિયમ' ૧૩૦ ખંડની કૃતિ છે તે ઉપરથી ગોવર્ધનરામે પોતાની ૧૧૦ ખંડની કૃતિ રજૂ કરવા સામે વાંધો જોયો ન હોય એ અસંભવિત નથી.

ટેનિસનની કૃતિમાં "નરી શોક-પ્રશસ્તિનો જે ભાગ છે એ ભાગે જ મહાન કવિતા છે" એ વિશે સૌ વિવેચકો લગભગ એકમત છે. તેમ છતાં કૃતિનું રૂપ 'એલેજી'નું રહ્યું છે. ગોવર્ધનરામમાં ઊર્મિની ઉષ્માનો એ જ અભાવ જોવા મળે છે, પણ પત્નીના મૃત્યુ ઉપર શોકપ્રશસ્તિ આલાપવા કરતાં એક વૃત્તાન્ત કલ્પી તેની મદદથી પરલક્ષી કૃતિ આપવાનો એમનો પ્રયત્ન સ્પષ્ટ છે. માત્ર ગ્રંથારંભે અર્પણપ્રકાર 'નિવાપાંજલિ' એમણે મૂક્યું છે તેનો પોતાના પ્રિયજનના અવસાન સાથે સીધો સંબંધ એમને ઇષ્ટ છે. 'નિવાપાંજલિ'નો અર્થ પણ એ સમજાવે છે "Inscribed to the memory of."

ટેનિસનની જેમ અંગત શોકપ્રશસ્તિ આપવાનો કર્તાનો ખ્યાલ નથી, પણ બીજા એક કાવ્ય Day-Dreamની પતાકાવચનમાં એમણે પંક્તિ ઉતારી છે તેમ એમનો શોક "...loosely settled into form" શિથિલ રીતે કોઈક આકાર ધારણ કરે છે. ટેનિસનની નવીન છંદોભંગી, ભાષાપ્રભુત્વ, લય-છટા, 'ઇન મેમોરિયમ'ને દૃઢ આકાર આપવામાં સફળ થયાં છે. આપણા કવિમાં આ બધાં જ વાનાં ખૂટતાં. ટેનિસનની અનેકાનેક ઉક્તિઓ ભાષામાં કહેવતરૂપ થઈ ગઈ છે. આપણા કવિની ઘર-દીવડાં અંગેની બે લીટી (૧૧૦), "જેણે નહીં જગતમાં પુરુષાર્થ સાધ્યો,...ધૂળ તેથી સારી" એ શ્લોક (૭૭), "અન્યોન્યાશ્રયથી તરે સ્નેહીજનો સંસાર" (૧), "...ત્હારામાં નથી શું સઘળો ઔષધનિધિ ?" (૨), "પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ,"—"રસઐક્ય વિણ નહિ મિત્રતા"—"અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી"—"વિધિ હસ્તગત ઉરતંત્ર" (૧૫), "આ હિન્દુ લોકનો ચાલ સઉએ માર્ગ એક લેવાનો, જઈ જતાંની પાછળ કૂવે પડી મરવાનો" (૧૬), "મન જેને દેખે જ તે તેનું રતિસર્વસ્વ" (૧૭), "સુરજન અંગે ઘા પલ્લા નિજ અમીથી જ પૂરાય" (૧૮), "સતેજ મુજ સમ સનેજતા નિજ રોતા દેવા" '—એ આગિયાની ઉક્તિ (૫૫), "અભયદાનમાં આત્મ-ઉપેક્ષા, શુદ્ધ વીરસત્તની એ દીક્ષા" (૧૪), "દયા ! તું શૌર્ય-વૈરિણી" (૯૪)-જેવી સૂક્તિઓ મળે છે પણ તેમાંથી થોડીક જ ચલણી બની છે. પદ્યરચના પરનું પ્રભુત્વ એ ટેનિસનનો મુખ્ય ગુણ છે. એની કૃતિમાં ગંભીરતા કરતાં લાલિત્ય વધુ છે. આપણા કવિમાં પદ્યરચના કે ભાષા પરના એવા પ્રભુત્વનો અભાવ છે, ત્યારે સામી બાજુથી વિચારગંભીરતાથી એ લચી પડે છે. ટેનિસનના અકરાક પ્રકૃતિપ્રેમની અસર ગોવર્ધનરામ ઉપર કેટલે અંશે પડી છે તે કહેવું મુશ્કેલ છે, કેમકે ટેનિસનનાં લલિત

પ્રકૃતિચિત્રણોમાં અને ગોવર્ધનરામનાં વર્ષાવર્ણન કે માળામેઘ જેવાં ભવ્ય વર્ણનોમાં કશું જ સામ્ય નથી. પણ 'ઇન મેમોરિયમ'ની એક લાક્ષણિકતા–આત્માની અમરતા પરનું ચિંતન તેની 'સ્નેહમુદ્રા' ઉપર ગાઢ અસર પડી છે. અલબત્ત, અમરતાનો ગોવર્ધનરામનો ખ્યાલ શાંકર વેદાન્તની છાયામાં ઊછરેલા હિંદવાસીનો છે. પણ ટેનિસનના પાંખા ચિંતનપટમાંથી પણ ગોવર્ધનરામને પોતાની કૃતિ માટે અનેક અગત્યના તંતુઓ મળી રહ્યા છે એમાં શંકા નથી. એટલે સુધી કહી શકાય કે ગોવર્ધનરામે પરલક્ષી કૃતિ રચવા માટે જે વૃત્તાંત ગૂંથી કાઢ્યું તેમાં મદદરૂપ નીવડે એવા પણ ઘણા વિચાર-કે કલ્પના-તંતુઓ ટેનિસનમાંથી એમને મળ્યા છે. 'ઇન મેમોરિયમ'ના ૪૨મા ખંડમાં નિદ્રા અને મૃત્યુ જો એક હોય તો જીવ મુકુલિત પ્રભારૂપે અવાંતર દશામાં " In some long trance should slumber on "–લાંબી સમાધિમાં નિદ્રાધીન રહ્યાં કરે એમ કહ્યું છે તેમાં "સ્નેહમુદ્રા"ના નાયક ચેતનપથિકની મરણોત્તર સ્થિતિનું સૂચન જોવું મુશ્કેલ નથી. કર્તાએ પોતે પતાકાવચનમાં ટાંકેલી " My love hath talked with rocks and trees "—(૯૬)માં ગિરિઓ અને વૃક્ષો સાથેના વાર્તાલાપનો ઉલ્લેખ છે. "સ્નેહમુદ્રા"નો નાયક ગિરિ અને વૃક્ષો સાથે જ પહેલાં ભાવવિનિમય આરંભે છે; પછી એની મરણોત્તર દશામાં અનેક પ્રકૃતિસત્ત્વો એની સમક્ષ સંભાષણ કરે છે–એમાં પણ એ જ પ્રવૃત્તિનો વિસ્તાર છે કૃતિને અંતે પ્રિયજનોના આત્મજ્યોતિઓ એકમેકમાં ભળી જાય છે તે ઘટના ઉપર પણ કર્તાએ પતાકાવચનમાં ઉતારેલી

..........at last
His living soul was flush'd on mine,
And mine in his was wound and whirled

–એ 'ઇન મેમોરિયમ'ની પંક્તિઓની સ્પષ્ટ અસર છે.

પણ 'ઇન મેમોરિયમ' અને 'સ્નેહમુદ્રા'માં બે વસ્તુઓ અંગે

ચોખ્ખો ફરક છે. "સ્નેહમુદ્રા" અંગત શોકાલાપનું નહિ પણ એક પરલક્ષી વૃત્તાંતકાવ્ય છે. અને ટેનિસને મિત્રના મૃત્યુના મિષે પોતાના જમાનાના અને જીવન સમગ્રના જે કેટલાક પ્રશ્નો ગાયા તે કરતાં ગોવર્ધનરામને જુદા જ પ્રશ્નો છેડવાના હતા અને એમ કરવા માટે અંગત શોકપ્રશસ્તિ કરતાં પરલક્ષી વૃત્તાંતકાવ્ય જ એમને બધી રીતે અનુકૂળ નીવડે એવું હતું.

વૃત્તાંત નાનકડું જ છે. નાયક ઉત્તર ધ્રુવ તરફનો છે. પત્ની એને જનહિત માટે પ્રેરનારી છે. બંને જ્યાં મિત્રને એ પ્રદેશ સોંપી વિજય-યાત્રાએ નીકળે છે અને અસુરોને હણતાં હિંદુસ્તાન આવી પહોંચે છે, ત્યાં ચિતામાં હોમાતી સતીને જોઈ હિન્દુ વિધવાની દુર્દશાથી અત્યંત દુઃખી થાય છે. નાયકપત્ની એ આઘાતથી મૃત્યુ પામે છે. નાયક પાછો ફરી એક પર્વત ઉપર બેસી વિરહાલાપ કરે છે ત્યાં અંબાગમાં પોતાની તરફ દીવા આવી રહેલા જુએ છે. સખીમંડળી સાથે મિત્રપત્ની એમને શોધવા નીકળેલી તે નાયક પાસેથી બધી કથા જાણી નાયકપત્નીના મૃત્યુના આઘાતથી પોતે પણ મૃત્યુ પામે છે. આ બધું સહન ન થતાં નાયકનું મૃત્યુ નીપજે છે. પણ તેનું ભૂત શરીર ઉપર ઝૂમ્યાં કરે છે. ત્યાં મિત્ર આવી પહોંચે છે. એની આગળ નાયકના હૃદયનું ભૂત પોતાના સ્નેહજીવનની આપવીતી ગાય છે. સૃષ્ટિનાં વિવિધ સત્ત્વો હૃદયભૂતને સમજાવવા ઉદ્બોધન કરે છે. અંતે પ્રભાત થતાં હૃદયભૂતનું સ્વરૂપ પલટાય છે. એનામાં પ્રબોધ (જ્ઞાન)નો સ્પર્શ થાય છે અને એ સ્વ-જ્યોતિમાં પ્રવેશે છે. આખો વખત મિત્રપત્નીનું હૃદય દ્રવ્યા કરતું હતું તે પ્રવાહ હવે પતિના હૃદયમાં ભળી જાય છે. ત્યાં આકાશવાણીથી નાયિકા પોતાનામાં આવી જવા નાયકને નિમંત્રે છે. એ વખતે ચેતન-મિત્ર ઊછળીને નાયકના જ્યોતિને આલિંગે છે અને એનામાં અદૃશ્ય થાય છે. નાયકના હૃદયનું જ્યોતિ પણ નીચે ઊતરતા આકાશગંગાને મળવા ઊંચે જાય છે અને 'બે તણું એક જ્યોતિ" થઈ જતું સખી-મંડળી જુએ છે ને વિખેરાઈ સૌ સૌને ઘેર જાય છે. આ પ્રસંગે 'પર્વતનગ

આગળ ઝંકારભરી નદી કેરે તીરે'' આખી રાત વિખૂટાં ઝૂરતાં રહેલાં ચક્રવાક-ચક્રવાકી 'પ્રભાત સળગતું' જોઈ ફરી એકમેકનો સહચાર સાધે છે અને ચક્રવાકી પોતાના પ્રિયતમને, આમે જીવનપ્રવાહમાં ખેંચાવાનું તો છે જ તો, પ્રસન્નતાથી નિર્ભયપણે રસમાર્ગે સંચરવા પ્રેરી રહે છે. આ સુભગ ચિત્ર આગળ' સ્નેહમુદ્રા'ની પૂર્ણાહુતિ થાય છે.

નાયકનો ઉલ્લેખ ચેતનપથિક અને-એના મૃત્યુ પછીથી હૃદયભૂત-તરીકે અને મિત્રનો ચેતનમિત્ર તરીકે થયો છે. આખી કથા ચેતનપથિક, પત્નીનું હિન્દમાં મૃત્યુ થયા પછી પાછો ફરી, પર્વતશિખરે આક્રંદ કરે છે ત્યાંથી શરૂ થાય છે. થોડી વારમાં મિત્રપત્ની સખીવૃંદ સાથે શોધતી અંધારામાં આવી પહોંચતી હોય છે-અને સવારે તો બધું સંકેલાઈ જાય છે-એટલે આખી કથાનો સમય એક રાત્રિનો જ હોય એ રીતે વસ્તુસંકલના થઈ છે, જે સુશ્લિષ્ટતા ભરી છે

ગોવર્ધનરામ અંગત પ્રેમ-પોતાની મૃતપત્નીનો શોક-આલાપવા બેસે એ એમના પ્રતિભાદર્શન માટે અશક્ય હતું. એ જુએ છે કે હિંદ દેશે સ્ત્રીની જે દશા કરી છે તે જોતાં આદર્શ સ્નેહજીવનનું ચિત્રણ હિંદનાં પાત્રો દ્વારા મુશ્કેલ હતું. પોતાની જાતને કાવ્યમાં ક્યાંય પાત્રરૂપે રાખવાનું તો દૂર રહ્યું, નાયકનાયિકા તરીકે એ પરદેશી યુગલને કલ્પે છે. હિન્દનો શતમુખ વિનિપાત થયો તેમાં મૂળ કારણ હિંદી સમાજની સ્ત્રી પ્રત્યેની વર્તણૂક છે એમ એ સૂચવે છે. પરદેશી નાયકપત્ની હિંદી સતી (વિધવા)ના કહાણી સાંભળી બળવાન આગળ કાયર-પણ અબળા ઉપર બળિયા-હિંદુઓને આર્ય ગણવાની ના પાડે છે.

'' આર્ય એને કોણ કહે ? અનાર્ય લોક એ;
કર્મ કાળું-મુખ કાળું, હિંદુ હિંદુ એ !
અબળાજાત ઉપર જુલમ કરતી જાત એ
જુલમનો જ ભોગ થજો ! ! ! દઉં હું શાપ એ.''

અબળા ઉપર જુલમ કરવાથી આ દેશ ઉપર પરદેશીઓના જુલમનો-ગુલામીનો શાપ ઊતર્યો હોય એમ કવિએ સૂચવ્યું છે.

આ શાપ કવિ પોતે પાત્ર તરીકે હોત ને અપાત તો કેવું કડવું લાગત? એક વિદેશી પ્રેમપ્રવણ વીર સન્નારી પાસે આવો શાપ ઉચ્ચારાવવામાં કેટલું બધું ઔચિત્ય છે! હિંદની સ્ત્રીની અવદશાના આઘાતથી મૃત્યુ પામતાં પહેલાં એ સન્નારીથી કહી જવાય છે: "અસુર દીકા બહુજ પણ ન હિન્દુ તુલ્ય કોય." આ આકરાં વેણ કવિ પરલક્ષી કૃતિ સિવાય કેવી રીતે સંભળાવી શકત?

વિધવાના મુખમાં પણ એમણે એ જ શાપવાણી મૂકી છે:

"પ્રતિપળ વિધવાને નેત્ર વ્હે ઉષ્ણ વારિ;
ભગવતી ધરતીનું ઉર સિંચાય તેથી;
ધરતીપણું તજીને તેથી આ આર્ય ભૂમિ,
સુતપદ પરદેશી લોકને દેઈ દેશે!!!"

ગોવર્ધનરામ હિંદની રાજકીય વગેરે ગુલામીમાં આવા શાપને કારણભૂત સૂચવે છે, તો તે સાથે પશ્ચિમની પ્રજાઓ ત્યાં વિદ્યારૂપે પરમાત્મશક્તિનો નવાવતાર થતાં દુનિયામાં દિગ્વિજયે નીકળી હિંદમાં પણ આવી પહોંચશે અને પરિણામે અહીંની સ્ત્રીઓની સ્થિતિમાં સુખરૂપ પલટો આવશે અને એથી હિંદદેશ આર્યપણું મેળવશે એવું નિવારણ પણ એ શાપમાંથી જ ફૂટતું જુએ છે.

"તે જ સમે પશ્ચિમતણા અંબુધિમાં અવતાર,
વિજયી વિદ્યા-શક્તિનો થશે રમ્ય સાકાર.
ભમશે આખી અવનીમાં અપૂર્વ કરશે કામ,
પગલે પગલે હર્ષથી કરશે જનઉદ્ધાર;
હિન્દભૂમિમાં આખરે વર્તાવતી આનંદ,
એ હવની ખરી વાગશે કરતી દુઃખનિકન્દ,
પડ્યા એના સુણતાં તજશે નિદ્રા લોક,
ખળભળશે જનસંઘ ને ધરશે સર્વે ક્ષોભ.
અસુર જનો સૌ ત્રાસથી કરશે ન્હાસાન્હાસ,
અબળાના સુખભાનુનો નભમાં થશે પ્રકાશ.
હે સતી! તારા શાપનું એ જ રમ્ય અવસાન"

આમ નાયક અંતે સ્વજ્યોતિમાં વિલય પામતાં પૂર્વે મૃત-નાયિકાને ઉદ્દેશીને કહે છે. "હિંદભૂમિમાં આખરે વર્ષાવતી આનંદ, એ હયની ખરી વાગશે"–માં દલપતરામના "હરખ હવે તું હિંદુસ્તાન". જેવો અર્થ લેવાનો નથી. પરદેશી અમલ સામેનો રોષ ગોવર્ધનરામને છે જ, આ ખરી અંગ્રેજ અમલની નહિ, પણ પશ્ચિમના હૃદયસમા 'વિક્ટોરિઆ'ની છે. પશ્ચિમની અસર નીચે સ્ત્રીસન્માનની ભાવના જાગશે એ એમનું દર્શન સાચું છે. મારી સ્મૃતિ બરોબર હોય તો ગાંધીજીએ પણ સ્પષ્ટ કહ્યું છે કે સ્ત્રી-સ્વાતંત્ર્ય અને સન્માનની ભાવના પોતે પશ્ચિમમાંથી મેળવી હતી.

(' સંસ્કૃતિ '–એપ્રિલ-મે, ૧૯૫૨ ) ( અપૂર્ણ )

*

મારો પ્રાંત અવલ દરજ્જાના પ્રતિભાવંતોથી વંચિત રહે એ અલબત્ત મને અકળાવે છે, એકાદ ગોવર્ધનરામનું સ્થાનેય અર્ધી સદી સુધી ખાલી પડ્યું રહે એ અસહ્ય છે, કારણ કે પ્રતિભાવંતોને અભાવે સામાન્યોમાં વામણા આદર્શોની પૂજા પેસી જાય, મધ્યમોનું નેણ ઊર્ધ્વમુખી રહે નહિ, ગુજરાતી વાઙ્મયની શક્યતાના વિસ્તીર્ણ સીમાડા કોઈ મધ્યમોને દેખાડે નહિ. સામસામા કૂપમંડૂકો પેટ ફુલાવતા બેસીએ છીએ. પ્રજાસમસ્ત પણ સાહિત્ય અને સાહિત્યકાર એ બે શબ્દોના ઉચ્ચારમાત્ર સાથે જે એક રગરગવ્યાપી ગંભીરતા ને આકાશી વિસ્તીર્ણતાનો ભાવસ્પર્શ અનુભવી રહે તે સાચા સ્વામીને અભાવે અનુભવી શકતી નથી. હું ટાગોરને ભલે નહિ, પણ ગોવર્ધનરામને તો ગુજરાતને દીધો માંગું છું. વાણીના સ્વામીઓ વિનાની ગુજરાત સેંકડોને પ્રસવ્યા છતાંય વાંઝણી કહેવાય. —મેઘાણી ( સોળમું સાહિત્યપરિષદસંમેલન, રાજકોટ )

## સ્નેહમુદ્રા

લેખક : સુન્દરમ્

### કવિતાનું વૈચિત્ર્ય

ગોવર્ધનરામની કવિતા આ સ્તબકમાં આપણી કવિતાનો એક વિચિત્ર છતાં અસાધારણ અવિર્ભાવ છે કળારૂપ તરીકે તેનામાં કશી દઢતા નથી તોય તેનું સમગ્ર વસ્તુ-આયોજન અર્વાચીન ગુજરાતી કવિતામાં સૌથી વધુ મહત્ત્વાકાંક્ષી અને વિરાટ્સ્પર્શી બનેલું છે. ગોવર્ધનરામમાં સંસ્કૃત કે ગુજરાતી કવિતાના પ્રાચીન કે અર્વાચીન કોઈ સંસ્કારો દઢ રૂપ લઈ શક્યા નથી. તેમનું મેધાશીલ ચિત્ત સંસ્કૃત, ફારસી, અંગ્રેજી, તેમજ ગુજરાતી કવિતાના સ્પર્શમાં આવી તેમાંથી કશું ને કશું લઈ આવે છે. એટલું જ નહિ, તેમની સર્જક કલ્પનાશીલ પ્રતિભાએ કોઈ મહાન રસનું વિરાટ સર્જન પણ કલ્પ્યું છે. પરંતુ તેમની કળાની સૂઝ, ઔચિત્યની દૃષ્ટિ એટલી દરિદ્ર અને અપક્વ છે કે એ સર્વમાંથી તે એક સુયોજિત સુઘટ્ટ અને રસાવહ કાવ્યકૃતિ આપી શકતા નથી.

### પ્રકીર્ણ કૃતિઓ

ગોવર્ધનરામની કૃતિઓમાં 'સ્નેહમુદ્રા' અને 'સરસ્વતીચંદ્ર'માંનાં કાવ્યો મુખ્ય છે. ફારસી ગઝલો અને અંગ્રેજી કવિતાનો સંપર્ક સરસ્વતીચંદ્રનાં કાવ્યોમાં વિશેષ છે. નવલકથાના વસ્તુસંદર્ભને લીધે એમાંનાં અમુક કાવ્યો વિશેષ અસરકારક તથા લોકપ્રિય થયેલાં છે, અને તેમાં પ્રસાદ વિશેષ પ્રમાણમાં છે તોયે એ કૃતિઓ બહુ ઊંચું કળારૂપ નથી લઈ શકતી. મણિલાલની ઢબની લાવણીમાં યોજેલું બુદ્ધના ગૃહત્યાગના પ્રસંગનું કાવ્ય તથા 'હરમિટ' કાવ્યનું 'પ્રેમયોગી' નામે ભાષાંતર જેવી તેમની થોડીક કૃતિઓ વિશેષ નોંધપાત્ર છે.

### સ્નેહમુદ્રા-ક્ષતિઓ

'સ્નેહમુદ્રા'માં ગોવર્ધનરામે પોતાની શક્તિને તથા કલ્પનાને અતિ ગાંભીર્યથી પ્રયોજી છે. છતાં તેમાં તેમને આંશિક સફળતા જ

મળી છે. કાવ્યના કળારૂપની ક્ષતિઓ ઘણી ગંભીર છે. ગોવર્ધનરામ પોતાના આ અત્યંત મહત્ત્વાકાંક્ષી કાવ્ય માટે છંદ, ભાષા, શૈલી કે કાવ્યરૂપનું એકે સુભગ સ્વરૂપ સાધી શક્યા નથી. નથી તેઓ ભીમરાવે ગુજરાતીમાં અસાધારણ રીતે સિદ્ધ કરેલી સંસ્કૃત શૈલીને સાંગોપાંગ અપનાવી શક્યા, નથી તેઓ બાલાશંકરની પેઠે ફારસી શૈલીને પચાવી શક્યા, નથી તેઓ અંગ્રેજી શૈલીની રીતે કાવ્યને અર્વાચીન બનાવી શક્યા, કે નથી તેઓ દલપતની શૈલીમાં ટકી શક્યા. ગુજરાતીમાં આ પ્રતર ભાષાઓની કવિતાની શૈલીઓના સંસ્કારોને જે સૌષ્ઠવથી અને સામર્થ્યથી એમના બીજા સમકાલીન કવિઓ અપનાવી શક્યા તે ગોવર્ધનરામ નથી કરી શક્યા. એનું કારણ એ હોય કે તેમનું આ કાવ્યનું આયોજન એટલું અપૂર્વ અને અસાધારણ હતું કે આ કોઈ પ્રચલિત રૂપો તેમને અનુકૂળ પડ્યાં નહિ હોય ગમે તે હોય તેઓ પોતાનાં કાવ્યો માટે પ્રચલિત રૂપોથી ભિન્ન એવું કોઈ નવું ગૌરવાન્વિત રૂપ સરજી શક્યા નથી. અને પરિણામે 'સ્નેહમુદ્રા' કળા તરીકે એક ઘણી વિરવાદ રચના બની છે

આ કૃતિના દોષોમાં પ્રથમ તો, 'સ્નેહમુદ્રા'માં તેના લાંબા વર્ણનાત્મક વસ્તુ માટે, વૈવિધ્યવાળાં ભલે હોય છતાં, પરસ્પર સંવાદી રહે તેવાં, પ્રૌઢ યા તો હળવાં, પરંતુ એક સમાન ગૌરવથી પ્રયોજાતાં વૃત્તોની યોજના નથી. દેશીઓના ઢાળો, દોહરા, ચોપાઈ વગેરે માત્રામેળ છંદો, નાટકનાં ગાયનો, ભજનોના ઢાળો, તથા સંસ્કૃત વૃત્તોનો કાવ્યમાં વિચિત્ર શંભુમેળો છે. બીજું, કાવ્યની ભાષામાં સરળતાનું અને ક્લિષ્ટતાનું, ગ્રામ્યતાનું અને અતિસંસ્કૃતતાનું વિલક્ષણ મિશ્રણ છે. ત્રીજું, સંસ્કૃતમાં પણ અરૂઢ અર્થવાળા શબ્દો, તથા દલપતરામ પણ જેને વાપરતાં અચકાય એવા ગ્રામ્ય શબ્દોની બનેલી ભાષાવાળા આ કાવ્યની શૈલી દલપતરામની ફિક્કાશ અને નર્મદની સ્થૂલતા, રૂક્ષતા અને વિરૂપતા એ બધું ધારણ કરે છે. ચોથું, કાવ્યની અનેક અલંકારો, અનેક ચિત્રો અને પ્રસંગો, તથા ઘણી ગૌણ અગૌણ ઘટનાઓથી ઊભરાતી વસ્તુસામગ્રીનો વિન્યાસ ઘણી કઢંગી રીતે થયો છે. વાર્તાનાં અંગોની ગૂંથણી શિથિલ છે. વાર્તાનું તત્ત્વ

ઘડીકમાં અતિ વાસ્તવિક તો ઘડીકમાં અતિ વાચ્ય થઈ જાય છે. ચિત્રોની મૂર્તતા ઓસરી જોતજોતામાં તે ધૂંધળાં થઈ જાય છે. અને છેલ્લે, કાવ્યમાં રસનું ઔચિત્ય ઘણા સંદિગ્ધ પ્રકારનું છે. ગોવર્ધનરામનું સ્થૂલતા તરફ વિશેષ વલણ દેખાય છે. વળી એ સ્થૂલતા પણ સંસ્કૃતના જેવી લલિતમધુર નહિ પણ જુગુપ્સિત બનેલી છે. કાવ્યમાં કરુણ તથા બીજા ગંભીર ભાવોનું નિરૂપણ અતિ વાચ્ય તથા ઊર્મિલ ઠર્યું છે.

### કાવ્યનું ગંભીર આયોજન

આવી ગંભીર ક્ષતિઓના પુંજ વચ્ચે થઈને ધીરજપૂર્વક કાવ્યને અંતે પહોંચતાં એક મહાગંભીર આયોજનની મન ઉપર અસર પડે છે. વાર્તાનો તંતુ શિથિલ સંયોજનવાળો છતાં તે આદ્યંત ટકી રહેલો છે. જો કે એ તંતુ ઉપર કવિ મહા ગાંભીર્યથી વિરાટ ધ્વનિવાળા ભાવો ગાવા બેસે છે, ત્યાંય પ્રાકૃતતામાં તથા અનૌચિત્યભરી વિરસતામાં સરી જાય છે. ઉદાહરણ તરીકે, આ કાવ્યનો એક 'સ્નેહનિદાન' નામે અત્યંત લોકપ્રિય થયેલો, બીજાં સંસારસુધારાનાં કાવ્યો પેઠે વિધવાનું દુઃખ નિરૂપતો ભાગ લઈએ. તેમાંની ઘટના માત્ર હિંદની સામાજિક પરિસ્થિતિમાં જ સંભવે છે. તથાપિ તેને ગોવર્ધનરામે જગતના વિરાટ સંદર્ભમાં મૂકી છે.

કાવ્યના વસ્તુની માંડણીમાં પણ ગંભીર પ્રકારનું અનૌચિત્ય છે. જગતનો ઉદ્ધાર કરવા નીકળેલું અને અનેક દાનવોને હણનારું દંપતી એક સતી થવા નીકળેલી વિધવાનું દુઃખ જોઈ એટલી બધી મહાવ્યથા પામે, કે તે યુગ્મમાંની નાયિકા ત્યાં ને ત્યાં જ મૃત્યુ પામે, અને નાયક તેની પાછળ આખા કાવ્યમાં વિલાપ કર્યા જ કરે, અને આખા બ્રહ્માંડનાં સત્ત્વો એ 'રુદુદિયા'માં ભાગ લેવા એક પછી એક આવ્યા કરે. આવી વસ્તુમાં સાચા કરુણરસની નિષ્પત્તિ કે અદ્ભુત રસનું ગૌરવ આવતું નથી. કાવ્યની આ વ્યાપક ક્ષતિને બાજુએ મૂકતાં, આ સ્તબકની બીજી ખંડિત કૃતિઓ પેઠે, આ કાવ્યમાં પણ ખંડિત અને આંશિક સૌંદર્ય ઠીકઠીક જ નહિ, બલ્કે આવી બીજી કોઈ કૃતિઓ

કરતાં ઘણા વધારે પ્રમાણમાં છે. અને કેટલીક વાર તો તે ભવ્ય અને વિરાટ રૂપનું પણ બને છે.

**કાવ્યનાં પ્રકૃતિવર્ણનો**

આ કાવ્યમાં આવતાં પ્રકૃતિનાં વર્ણનો ઘણાં તાદશ અને મનોરમ હોઈ આપણી પ્રાચીન અર્વાચીન રીતનાં પ્રકૃતિનાં કાવ્યોમાં ખડુ ઊંચું સ્થાન પામે તેવાં છે. ઉદાહરણ તરીકે, મેઘના વર્ણનને આપણાં ઉત્તમ શબ્દચિત્રોમાં મૂકી શકાય. એમાં થયેલો કટાવ છંદનો ઉપયોગ પણ ઘણો સુભગ અને સમર્થ છે, અને તેમાં નર્મદાશંકરના કટાવ કરતાં પણ વિશેષ બળ છે. 'સ્નેહનિદાન'નો પ્રસંગ એક સારા ખંડકાવ્ય જેવો છે. અને તેને કાવ્યના અનુચિત સંદર્ભમાંથી મુક્ત કરી લઈએ તો વિધવાને અંગેનાં કાવ્યોમાં આ એક ઉત્તમ ગણાય એવું કાવ્ય બને છે. આથીયે ઉત્તમ અંશો વિશ્વપ્રકૃતિનાં પૃથ્વીપરનાં કે આકાશનાં સત્ત્વોની કેટલીક ઉક્તિઓના છે. નદી, ઝાકળ, પ્રભાકીટ, આકાશ, અન્ધતિમિર, આકાશોદર, તથા સિંહની ઉક્તિઓ અને 'વિશ્વની સુપ્રત' એ ખંડો અલગ અલગ રીતે લેતાં પ્રત્યેક એક સુંદર પ્રકૃતિવર્ણન બને છે. એ સૌમાં આકાશની ઉક્તિ ભવ્ય અને વિરાટ બનેલી છે. કાવ્યમાં એક ઘણો લલિત ટુકડો પણ આવે છે. એ છે 'કોકિલાને સંબોધન'નું નાજુક અને સુંદર કલ્પનાથી ભરેલું ગીત.

**કાચા સુવર્ણ જેવું કાવ્ય**

આવું સુરૂપ–વિરૂપ કાવ્ય, તેને સમગ્ર રીતે વિચારતાં, તથા તેનાં અંગોમાં વિલસતી સાચી ચમક જોતાં, ખાણમાંથી ખોદી કાઢેલા ઘાટઘૂટ વિનાના માટીના મિશ્રણવાળા સોનાના મોટા ગઠ્ઠાનું સ્મરણ કરાવે છે. ગોવર્ધનરામની અપાર ચોકસાઈ, ઝીવટતા, ખંત, ભાવાભીંડાળ, છંદસમૃદ્ધિ, અલંકારસામર્થ્ય તથા મૌલિક કલ્પનામાં જો રસનું ઔચિત્ય અને સંયોજનનું સામર્થ્ય આવ્યું હોત તો 'સ્નેહમુદ્રા' કાવ્યકલાની ચિરંતન સૌંદર્યવાળી સુવર્ણમુદ્રા બની શકત.

('અર્વાચીન કવિતા')

# ‘સરસ્વતીચંદ્ર’ અને આપણો ગૃહસંસાર

લેખકઃ ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી

[ પંડિતયુગમાં જ પંડિતયુગની શ્રેષ્ઠ કૃતિ વિશે આપણને પ્રમાણભૂત વિવેચનો મળ્યાં એ પરમ સંતોષજનક છે. પ્રમાણમાં અલ્પજ્ઞાત પણ અત્યંત શક્તિશાળી એવા આ લેખકે ઉપરના શીર્ષકથી ‘સરસ્વતીચંદ્ર’નું વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી અવલોકન કરવા પ્રયાસ કર્યો છે. સં. ૧૯૫૮માં ‘વસંત’ના પહેલા જ અંકથી–આધથી–શરૂ થયેલી આ લાંબી સુન્દર લેખમાળા આજ પર્યંત અપ્રસ્થસ્થ પડી છે ! અહીં તો આ લાંબી લેખમાળામાંથી માત્ર ચાર જ લેખ લઈ શકાયા છે, પણ લેખકની ગુણવત્તા ને શક્તિમત્તાનું પ્રતિબિંબ એટલામાંથીયે સહેજે મળી રહેશે ]

## (૧) ગુણસુંદરી

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु · यत्
विश्रामो हृदयस्य यत्र, जरसाप्यस्मिन्नहार्यो रसः।

× × × ×

भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत् प्राप्यते ॥

—ભવભૂતિ

What greater thing is there for two human souls than to feel that they are joined together for life, to strengthen each other in all labour, to rest on each other in all sorrow, to minister to each other in all pain, to be one with each other in silent, unspeakable memories at the moment of the last parting?

—George Eliot

સંસ્કૃતિની જુદી જુદી ભૂમિકાઓમાં રહેલાં ચકરાય, બુદ્ધિધન અને લક્ષ્મીનંદનનાં કુટુંબોમાં આપણે જોયું કે સંસારજીવનની ખૂબી અને ખામીઓનો આધાર ગૃહપતિ કરતાં ગૃહિણી ઉપર વધારે છે.

શઠરાયના કુટુંબમાં ગૃહિણીના અભાવ ઉપરથી આપણે આ અનુમાન કાઢ્યું હતું; અને લક્ષ્મીનંદન તથા બુદ્ધિધનનાં કુટુંબોમાં ગૃહિણીના શીલસ્વભાવથી તે તે કુટુંબોના ગૃહપતિ તથા સંતાનોનાં જીવનો રંગાયેલાં આપણે જોઈ ગયા. આપણા ગ્રંથની નાયિકા કુમુદસુન્દરીના પિયરના કુટુંબમાં આ જ વસ્તુસ્થિતિ પ્રકારાન્તરે દૃષ્ટિગોચર થાય છે, અને વિશેષમાં સ્ત્રીસામર્થ્યની ખૂબીઓની વૃદ્ધિ અને ખામીઓનો નાશ કરવાના માર્ગો પણ આ કુટુંબદ્વારા કંઈક અંશે પ્રસક્ષ થાય છે. વળી આ કુટુંબનું બંધારણ મોટા સંયુક્ત કુટુંબનું રાખી હિંદુસંસારની કેટલીએક વિશેષતાઓ ઉપર રા. ગોવર્ધનરામે જનમંડળનું ધ્યાન ખેંચ્યું છે, અને તે તે વિશેષતાઓના સ્પષ્ટીકરણમાં આપણી સાંસારિક રીતભાતોની કેટલીક સારી અને નરસી બાજુઓની નિરીક્ષા કરી. હાલના કેટલાક અગત્યના સાંસારિક પ્રશ્નો ઉપર ગ્રંથકારે ઉપયોગી પ્રકાશ પાડ્યો છે. આટલા માટે આ કુટુંબ આ અવલોકનમાં એક મુદ્દાની સ્થિતિ ધરાવે છે……

પ્રથમ આપણે આ કુટુંબનાં પાત્રોની ઓળખાણ કરીએ. યુનિવર્સિટીની ‘ટેક સુધી’ કેળવણી પામેલા, વિદ્યાચતુર અને તેમનાં પત્ની ગુણસુંદરીની આસપાસ વીંટળાયેલું આ કુટુંબ ‘ગુણસુંદરીની કુટુંબજાળ’ એ સંજ્ઞાથી ઓળખાયું છે. વિદ્યાચતુરના પિતા માનચતુર અને માતુશ્રી ધર્મલક્ષ્મી વિદ્યમાન છે. વિદ્યાચતુરના એક મોટેરા ભાઈ ગાનચતુર ઉદ્યમ વિનાના હોઈ પોતાનાં પત્ની ચંડિકા અને ત્રણ ચાર છોકરાંની સાથે વિદ્યાચતુરના ઘરમાં રહે છે. અને બીજા ભાઈનાં વિધવા સુંદરગૌરી પોતાનાં ભાઈભોજાઈએ તરછોડી કાઢ્યાથી સાસરિયામાં રહ્યાં છે. વિદ્યાચતુરનાં દુઃખબા નામનાં એક પરણેલાં બહેન પતિમાં પ્રાપ્તિ ન હોવાથી પરિવાર સાથે ભાઈને ત્યાં આવેલાં છે. અને મંચળબા નામનાં એક બીજાં બહેન, દુખિયારાં––વિધવા થયેલાં–સ્વાભાવિક રીતે જ અહીં રહે છે. આ બધાં પાત્રોથી રા. ગોવર્ધનરામ એક નમૂનાનું કુટુંબ ઉદ્ભાવી, આપણા સંસારની

અર્વાચીન અવદશાનું ચિત્ર આપતાં, શેષ રહેલાં શુભ તત્ત્વોનું યોગ્ય ઉદ્ઘાટન કરવાનો યત્ન કરે છે.

આ કુટુંબના ચિત્રના વખતની ગૃહિણી ગુણસુંદરીમાં પત્નીના સર્વ ગુણો પરાકાષ્ઠાએ પહોંચાડેલા છે. ગુણસુંદરીના જીવનની શરૂઆત કન્યાશાળાઓ સ્થપાયા પહેલાંની આપણી એક સારા વર્ગની કન્યાના જેવી છે. તે વર્ગમાં જન્મ પામી, જનસમાજની તે ભૂમિકાને સાધારણ એવી જિજ્ઞાસા અને લાગણી ગુણસુંદરીમાં સહજ હતાં. આ જિજ્ઞાસા અને લાગણી સર્વ રીતે સરખી જ ભૂમિકાના સ્વામી સાથે તો સુખી અને સંતોષી દમ્પતીજીવન સિદ્ધ કરવાને માટે બસ હોય; પણ પશ્ચિમની કેળવણીની હવા લાગેલા મનની સાથે અસંસ્કૃત મનનું સંવહન થઈ શકતું નથી. આ વસ્તુસ્થિતિનો નિર્દેશ કરી ગ્રંથકાર વિદ્યાચતુરની સાથે યથેચ્છ દમ્પતીજીવન ગાળવાને જોઈતું પતિપત્નીના મનનું સંવહન સિદ્ધ કરવા માટે પ્રબલ ઇચ્છા, ગુણસુંદરીમાં આરોપી, તેને ઉદાત્ત સ્ત્રીની કોટિમાં મૂકે છે; અને પરિણામે એક અલૌકિક આર્ય સ્ત્રીરત્નની કલ્પના જ મૂર્તિમતી થઈ જગતમાં આવી હોય એવી એને ચીતરે છે.

વિદ્યાચતુર અને ગુણસુંદરીના સંયોગના પહેલા દિવસોનું ચિત્ર અંગ્રેજી અને સંસ્કૃત કાવ્યકથાનકોમાંથી દમ્પતીજીવનની ઊંચી ભાવનાઓ લઈ આવનારા, અને તે ભાવનાઓને સિદ્ધ કરવાના ઉમંગવાળા એક વિદ્વાન અને સંસારરસિક યુવકનું, સુંદર શીળી પણ અભણ વધૂ સાથેના સંયોગનું ચિત્ર છે. યુનિવર્સિટીની કેળવણી લીધા પછી આપણે આપણા જાતિ-બંધુઓ કરતાં કોઈક જુદા જ વાતાવરણમાં ફરીએ છીએ. અંગ્રેજી અને સંસ્કૃતાદિક ભાષાની કવિતાઓથી અને ઊંચા વિચારવાળા ગદ્યગ્રંથોથી રંગાયેલા આપણા મનને આપણી આસપાસ બધું શુષ્ક નીરસ નિઃસત્ત્વ લાગે છે; પાશ્ચાત્યવિદ્યા અને સુખનાં સાધનો જોતાં આપણને આપણો સમાજ અજ્ઞાન અને દુઃખી દેખાય છે. આપણા સંબંધીઓ કલ્પી પણ ન શકે, તેવા

પ્રદેશોમાં આપણા વિચારતરંગો ઘૂમ્યા કરે છે; ટૂંકામાં વિદ્યામાં અને વિચારમાં, સાધ્યમાં અને સાધનોમાં, આપણે કોઈ જુદી જ દુનિયામાં વસતા હોઈએ એવો પ્રથમ તો આપણને અનુભવ થાય છે. આ પ્રસંગે આપણા આત્મબળ અને કુટુંબજનના શીલસ્વભાવ ઉપર આપણા ભવિષ્યનો ઘણો આધાર રહે છે. કુટુંબજનના અને આપણી એ બે જુદી જુદી દુનિયાનો સંઘટ્ટ થતાં પરિણામે કાં તો આપણે કુટુંબજનની દુનિયામાં ઝંપલાઈએ છીએ, અને કેળવણીએ ઉદ્ભાવેલી બીજી દુનિયાને ભૂલી જઈ વ્યવહારજાળમાં ફસાઈ જવાનો વખત આવે છે; કાં તો કુટુંબ તરફ કેવળ દુર્લક્ષ દાખી આપણી જ દુનિયામાં સ્વચ્છન્દ વિહાર કરતાં, પુસ્તકોના ઢગલામાં અનેક નિરાશાઓ અને પરાજયોને અનુભવી આયુષ્ય પૂરું કરવાનું બને છે; અને જ્યારે કેટલાક આ બેના અંતરાલની વિવિધ સ્થિતિઓ અનુભવતાં નાનાવિધ જયપરાજયમાં પોતાનું શબલ જીવન ગાળે છે, ત્યારે કોઈ વિરલા કુટુમ્બજનને પોતાની તરફ ખેંચી વિદ્યા અને વ્યવહાર એ બન્ને દુનિયાનો અભેદ સાધી, આપણા અનેકવિધ કર્તવ્યસમુદાયને ઇન્સાફ આપતા, પોતાનું અને પોતાના કુટુમ્બનું જીવન સાર્થક કરવા શક્તિમાન થાય છે.

આપણું ભવિષ્ય આપણા કુટુમ્બજનોના હાથમાં આટલું બધું હોવાનું મુખ્ય કારણ આપણી વિવાહની રીત છે. વિવાહ એટલે શું? શા માટે કરવો? તેની શી જવાબદારી? તે સિવાય આપણી શી જવાબદારી છે? વગેરે પ્રશ્નો આપણા મનમાં ઉત્પન્ન પણ થવા ન પામ્યા હોય તે પહેલાં આપણાં માબાપો જન્મારા સુધીના—જેનો ઈલાજ નહિ એવા અર્થાત્ એક અપ્રતિવિધેય સંબંધમાં આપણને જોડે છે. અને જ્યારે એક કૌટુમ્બિક તરેહની, સ્વદેશના એક પૌરજન તરેહની આપણી જવાબદારી સમજવા આપણે શક્તિમાન થઈ શકીએ ત્યારે આપણી આસપાસ બહુશઃ એવી વિઘ્નજાળ નંખાયલી આપણે જોઈએ છીએ કે [illegible]

ગુંથાઈ જતાં, આપણા બીજા સંકલ્પોને સુસ્થિત કરવા જેટલો પણ ઉત્સાહ આપણામાં રહેતો નથી. આ સ્થિતિમાં સ્વાભાવિક રીતે જ આપણા પોતાના આત્મબલ ઉપરાંત આપણી પરિણીત પત્નીના શીલસ્વભાવની અનુકૂલતા ઉપર ઘણું રહે છે. એક તરફથી આપણું અખંડવ્રત રાખવાની પ્રતિજ્ઞાવાળી એક અબલાનું જીવન હરેક રીતે સુખી અને સાર્થક કરવાની અભિલાષા આપણા સંસ્કાર પામેલા મગજમાં ઉત્પન્ન થાય છે; અને તેની સાથે જ તે આપણા કરતાં જુદા જ માનસિક જગતમાં વિચરતી હોઈ, આપણે જ્યાં સુધી એ જગતમાં ઊતરીએ નહિ ત્યાં સુધી એ અભિલાષાઓ સિદ્ધ કરવાની મુશ્કેલીઓ આપણું મન પ્રત્યક્ષ કરે છે. બીજી તરફ આપણી નિરીક્ષણ-દૃષ્ટિ આપણી સન્મુખ નાનાવિધ કર્તવ્યનો મોટો ડુંગર ખડો કરે છે. અને આવી સ્થિતિનું અવલોકન કરતાં ઘર, કુટુમ્બ અને સ્ત્રીથી સનાથ હોવા છતાં આ ભવસાગર આપણે એકલે હાથે અથવા અર્ધે હાથે તરવાનો છે એવી બુદ્ધિથી આપણે આક્રાન્ત થઈએ છીએ. આ સમયે પત્નીને તેના જગતમાંથી આપણા જગતમાં લાવી, તેને આપણી ખરી સખી–સહચરી–બનાવવામાં જેટલો આપણે વિજય મેળવીએ તેટલું આપણા સંસારજીવનનું સાફલ્ય અને આપણું સુખ; જેટલો પરાજ્ય એટલી જ આપણા જીવનની વ્યર્થતા અને નિરવિધ દુઃખ.

આ વસ્તુસ્થિતિનો ચિતાર રા. ગોવર્ધનરામે થોડા શબ્દોમાં પણ બહુ અસરકારક રીતે આપ્યો છે. એક પ્રસંગે "વહાલા! તમને શું દુઃખ છે?" એ હૃદયની ઊંડી ગુહામાંથી નીકળેલા ગુણસુંદરીના પ્રશ્નનો વિદ્યાચતુર જવાબ દે છે કે–"અરેરે! પ્રિય મેના! તું બોલે છે મધુર, પણ મેના જ્યારે મનુષ્યનાં દુઃખ સમજી શકશે ત્યારે તું મારું દુઃખ સમજી શકીશ. તને કહેવામાં ફળ શું? મધુર મેના! મારાં આંસુ જોઈ બાળકની પેઠે માત્ર રોયાં કર, અને તે દેખાડી મને વધારે રોવરાવ." આ ઉન્નતની માર્મિક ઉપમા, અને તેના પડેપડમાં રહેલો ઊંડો કરુણભાવ વિદ્યા-

ચતુરના અંતઃકરણનું એક ઉદાત્ત ચિત્ર આપે છે. અને તે સ્થિતિનો મનોમય સાક્ષાત્કાર કરતાં વાંચનારનું હૃદય પણ દ્રવવા માંડે છે. તીવ્ર લાગણીવાળી એક બાળા પોતાની આર્દ્રતાનો આવો પ્રત્યાઘાત થતાં વિશેષ વ્યથિત થાય, અને ભાવનું ઐક્ય છતાં, એક છાપરા નીચે રહેતા છતાં, અનેક પ્રેમપ્રસંગોનો લહાવો લેવા છતાં, સમજ-શક્તિની ન્યૂનતાને લીધે, પરમ દુઃખકર વિરહાવસ્થાની અનુભવી થાય–એ ગુણસુંદરીની ઉદાત્તતા સૂચવે છે. આવી, સાધારણ જગતને તો કલ્પનામાં પણ ન આવી શકે એવી એવી, પણ વસ્તુતાએ સાચી અને બરાબર સમજી શકાય એવી મનોવ્યથામાં ગુણસુંદરીએ કેટલોક કાળ કાઢ્યો. એવામાં એક રમણીય રાત્રીએ જ્યારે "શરદ *ઋતુએ તારારત્નોથી અને શ્વેત મેઘામ્બરથી આકાશસ્થળીને શણગારી* હતી, અને ચન્દ્રમા આ સજ્જિત નાયિકાની સાથે વિહાર કરતો હતો," ત્યારે વિદ્યાચતુર અગાશીમાં આ સૃષ્ટિલીલા નિહાળતો પડ્યો હતો, અને તેની "મધુર મેના" પોતાના ખોળામાં માથું મૂકી સૂતી સૂતી પ્રસન્ન થયેલું પતિમુખ પીતી આનંદ પામતી હતી, ત્યારે વિદ્યાચતુરને "અડોઅડ કપોલ લાગી રહેલ"* ઇત્યાદિ રસાર્દ્ર

---

* "અડોઅડ કપોલ લાગી રહેલ;
મન્દ અતિમન્દ શી ગોષ્ઠિ મચેલ !
નહીં પૂર્વાપર કાંઈ ગણેલ,
મુખે કાંઈ એમ લવતાં ગેલ;
આલિંગન અશિથિલથી રહી ચાંપી કર અકેક,
ગમત-સ્વપ્નમાં એમ નિશાના પ્રહર ન જાણ્યા છેક !
હસતું ત્યાં શિશુ સમું મુગ્ધ પ્રભાત,
આવી ઊભું રહેતું નયનની પાસ;
અચિન્ત્યુ ! લજવાતો શૃંગાર,
છુપાતો લપાઈ તુજ ગાત્ર !
ગોષ્ઠિસુખ સૂતું નયન નિજ માંહ્ય ! પ્રિયે તે !"

લાગણી સાંભરી આવી અને ગાઈ. એ ગાન ગુણસુંદરીના કાનમાં અપૂર્વ સુધારસ રેડતું બંધ થયું ત્યાં અર્થ ન સમજવાથી વિકલ થયેલું તેનું મન બોલી ઊઠયું–"વહાલા! મને એ સમજાવો, શું ગાયું?" સૃષ્ટિસૌંદર્ય, કાવ્ય અને સંગીતની ત્રિપુટીના પ્રભાવથી ઉલ્લાસમાં આવી ગયેલા વિદ્યાચતુરના મનમાંથી પ્રથમનું નૈરાશ્ય દૂર થયું અને કથાનો પ્રસંગ અને લાવણ્યમયીનો અર્થ સમજાવ્યો.

તાત્કાલિક મનોવ્યથા દૂર થઈ તેથી સંતોષમાં બેસી ન રહેતાં ગુણસુંદરીએ પુનઃ પોતાની નિરક્ષરી સ્થિતિનું વિદ્યાચતુરને સ્મરણ કરાવ્યું. અને "હું શું કરું કે એવું એવું મને મારી મેળે સમજાય? તમે મારા મનોરથ બધા પૂરા પાડો છો, પણ એક વિષયમાં હું મરતાં સુધી તમારી લેણદાર રહીશ. મરીશ તો યે ભૂત થઈશ. તમારા મનની વાતો સમજાય અને આમ તમારા સુખદુઃખના વખતમાં મારે તમારા સામું જ જોઈ રહેવું ન પડે એવું શું કરું જે થાય?" એ પૂર્ણ આગ્રહ બતાવનાર અંતઃકરણના શબ્દોએ વિદ્યાચતુરની અનુકમ્પા તીવ્ર અને સતેજ કરી. પ્રસંગની બલિહારીએ પતિપત્નીની વચ્ચે ભણવા ભણાવવાનો કરાર થયો; અને તે દિવસથી માંડી ગુણસુંદરી સીમંત આવતાં સુધી ભણી. ગ્રંથકાર લખે છે કે ધીમે ધીમે તેનામાં પતિના હૃદયમંદિરમાં પેસવાની અને તે હૃદયનો રસ અને મર્મ ઝીલવાની શક્તિ આવી સીમંત પછી પણ યથાવકાશ પોતાનો અભ્યાસ વધારતી ગઈ, અને થોડી મુદ્દતે કાવ્ય અને સંગીતમાં સરખો રસ લેતી થઈ. આમ ગુણસુંદરી વિદ્યાચતુરની ખરી સહચરી બની, બન્ને એક જ માનસિક જગતમાં વિચરવા લાગ્યાં, બન્નેનાં સુખદુઃખ અને સાધ્ય–સાધનો એક જ થયાં. બન્ને ખરો દમ્પતીધર્મ–પતિપત્નીનો અભેદધર્મ–અનુભવવા લાગ્યાં.

"गृहिणी सचिवः सखी मिथः
प्रियशिष्या ललिते कलाविधौ।"

એ કાલિદાસની ઉક્તિ યથાર્થ થઈ.

સ્ત્રીકેળવણી સંબંધી જે સિદ્ધાંતોના નિદર્શનભૂત ગુણસુંદરીની કેળવણીનો આ ઇતિહાસ હોઈ શકે તે સિદ્ધાંતો ઉપર, આપણે આગળ આવીશું. અહીંઆં તો એટલું જ લક્ષમાં રાખીને આગળ ચાલીશું કે 'જેની સ્ત્રી બગડી તેનો જન્મારો બગડ્યો' એ કહેવત જેવી ખરી છે, તેટલી જ સત્યતા 'સ્ત્રી સુધરી તેનો જન્મારો સુધર્યો' એ સૂત્રમાં પણ છે; અને આ વાતના નિદર્શનરૂપે રા. ગોવર્ધનરામે વિદ્યાચતુરના કુટુંબના આંતરજીવનનું એક ભાવાત્મક ચિત્ર આપ્યું છે. આ ચિત્રદ્વારા આપણાં નજીકનાં સગાંસંબંધીઓ આપણા સંસાર-જીવનમાં કેવું અગત્યનું સ્થાન ભોગવે છે તે બતાવતાં તેમના તરફની અનેક મુશ્કેલીઓમાં પતિ સાથે એકરસ થયેલી યુવતી કેવી અને કેવી રીતે સરલતા કરી આપે છે એવું રેખાચિત્ર રા. ગોવર્ધનરામે આપ્યું છે. તો હવે આપણે એ તરફ નજર કરીએ.

વાંચનારને યાદ હશે કે પાઠશાળામાંથી નીકળ્યા પછી વિદ્યાચતુર શાળામાં માસ્તર તરીકે નિમાયો હતો. તે 'નિશ્ચિંત અને નિઃસ્પૃહી સ્થિતિ'ના કાળમાં પતિપત્ની એકલાં હતાં અને શૃંગાર અને સ્નેહની પરિસીમા ભોગવવા ભાગ્યશાળી થયાં. પરંતુ આ સ્થિતિ માત્ર ત્રણ ચાર વર્ષ ચાલી. તે પછી રત્નનગરીના યુવરાજ મણિરાજના શિક્ષક તરીકે તેની યોજના થઈ, અને આ કાલમાં તેના પિતા માનચતુર અને માતુશ્રી ધર્મલક્ષ્મી વગેરે સર્વકુટુંબ રત્નનગરી આવ્યું. અત્યાર સુધી એકલી રહેલી બાળાને તરત તો વસ્તી બહુ સારી લાગી પણ બિચારીને તે બધાંના સંવાસથી કેટલી હરકતો વેઠવી પડશે, કેટલાં મોંઘાં આત્માર્પણો કરવાં પડશે તેનું કાંઈ ભાન ન હતું. પતિના પ્રેમથી અને તેના ઉદાત્ત હૃદય અને મનોરાગથી સબળ થયેલી આ અબળાએ કુટુમ્બભાર અત્યંત ધૈર્યથી વહન કર્યો. ગ્રંથકાર લખે છે કે "મીઠા અને મધુર સ્વરથી, વિનતિના આકારની આજ્ઞાથી, કામનાં સૂચનાથી, કને અનુકૂળ શું કામ પડશે તે શોધી કાઢી તેને જ તે કામ સોંપવાથી, પોતે કોઈના ઉપર શિરજોરી કરતી ન

જ હોય એવી વર્તણૂકથી, કરે છેડો બાંધી આખો દિવસ ખરેખરી માથાકૂટનું કામ જાતે ખરા ઉદ્યોગથી અને વણવિસામે ઉપાડી લઈ, તે કામ કરતાં તેનામાં દેખાઈ આવતા ઉત્સાહના દૃષ્ટાન્તથી, અત્યંત શાન્તિ અને સહનશીલતા રાખી સામાને જણાય નહિ પણ તેના મનમાં રમી જ જાય એવી રીતે શિખામણ આપવાની કળાથી, અત્યંત કુટુંબવત્સલતાથી, ઉદારતાથી, આત્માર્પણથી, અને બીજી અનેક જાતની ચતુરાઈથી, નાની વયની ઊગતી ગુણસુંદરીએ ઘણાં માણસથી ભરેલા ઘરનું નાવ સંસારસાગરમાં વેગથી ધપાવ્યું હતું. અને તેના ઘરમાં આનંદ અને સંપની સીમા ન હતી." દીર્ઘદૃષ્ટિ, ઉદ્યોગ, સહનશીલતા અને સ્વાર્થત્યાગ એ ગુણો જે ગૃહિણીમાં હોય તે જ ગૃહિણી અવિભક્ત હિન્દુ ગૃહમાં પોતાનું કર્તવ્ય બરાબર બજાવી શકે છે. રા. ગોવર્ધનરામ લખે છે કે "કુટુંબસંસાર ચલાવવો એ રાજ્ય ચલાવવા જેવું છે. તે ચલાવનારી ગૃહિણીનું કામ રાજ્ય ચલાવનાર પ્રધાનના જેવું ગહન છે." આ વચન સર્વાંશે સત્ય છે. ગુણસુંદરીનામાં આ બધા ગુણો, બુદ્ધિ અને વિદ્યાના સંયોગથી સારી પેઠે વિકાસ પામ્યા હતા અને ઉપરના ગુણોનો ઉપયોગ કરવાના જે પ્રસંગો રા. ગોવર્ધનરામે ચીતર્યા છે, તે બધા પ્રસંગોમાં ગુણસુંદરી પ્રધાનની કસોટીએ બરાબર ઊતરે છે એમાં કાંઈ સંશય નથી. સ્વાર્થત્યાગ એનામાં બહુ ઊંચા પ્રકારનો હતો અને લગભગ અલૌકિક અંશે પહોંચેલો હતો. એ જાણને માટે જે ઘર રાખેલું તેમાં બધાં કુટુમ્બીઓ એકઠાં થવાથી જગાનો સંકોચ ઘણો માલૂમ પડ્યો તે વખતે, મોટું ઘર રાખી પતિના બોજાનો વધારો કરવા કરતાં પોતાના એકાન્ત સ્થાનનો ભોગ આપવો એ ગુણસુંદરીએ વધારે દુરસ્ત ધાર્યું. સર્વની સગવડ સચવાઈ રહે તે પછી જે શેષ રહે તેને અનુકૂલ પોતાની વૃત્તિઓ કરી લેવામાં ગુણસુંદરી પરાક્રમ માનતી; અને સાસુ-સસરા-નણંદો-જેઠ-જેઠાણી વગેરે સહુને ઇષ્ટ અતિથિરૂપે પૂજવામાં પોતાની આબરૂ સમજતી, પોતાની જાતને કૃતાર્થ માનતી.

આપણા સંસારમાં સાસુ–નણંદોનો ત્રાસ સુવિદિત છે. ગુણસુંદરીને તે બહુ જ હતો, અને જ્યાં વિરોધનો પ્રસંગ આવે ત્યાં ઊંચી દીર્ઘદૃષ્ટિથી અને પોતાના પગ ઉપર કુહાડો મારીને પ્રસંગ સુધારી લેવાની તેનામાં કળ આવી હતી. તેના આ ઉત્તમ ગુણોના દૃષ્ટાન્તમાં રા. ગોવર્ધનરામે તેના સીમંતઉત્સવનો તથા તે પછીનો કેટલોક ઇતિહાસ આપ્યો છે–જેમાં આપણા સાંસારિક જીવનમાં અને ખાસ કરીને સ્ત્રીજનના વ્યવહારમાં ગ્રંથકારની ઊંડી નિરીક્ષણબુદ્ધિ અને ચિત્રણશક્તિનો પૂરતો ખ્યાલ કરવાનાં સાધનો આપણને મળી આવે છે.

સીમંતકાળ પહેલાં ગુણસુંદરીને જ માથે ઘરની તમામ વ્યવસ્થા પડેલી હતી અને ઘરમાં તેના જેટલી મમતા બીજા કોઈની ન બંધાયાથી સીમંતઉત્સવમાં અને છેક પુરા દહાડા થતાં સુધી તે વ્યવસ્થા તેને જ માથે રહી. સાસુ છતાં વહુને આવે પ્રસંગે આવા પ્રકારની તસ્દી લેવી પડે એ સારા ઘરમાં અસ્વાભાવિક લાગે છે, પણ વસ્તુસ્થિતિ તપાસતાં એવું સમાધાન થઈ જાય છે. વાંચનારને યાદ હશે કે વિદ્યાચતુર અને ગુણસુંદરીએ જમાવેલા ઘરમાં સહુ કુટુંબ એકઠું થયેલું હતું. એટલે સ્વાભાવિક રીતે જ ગૃહિણીની–ઘરના પ્રધાનની–સ્થિતિ આ બધાંનાં આવતાં પહેલાં ગુણસુંદરીની હતી, તે જ સ્થિતિ તેને કાયમ રહી. સાસુ ધર્મલક્ષ્મી પોતાની પીડામાં હતાં, નહિ તો તેમને કદાચ ઘરનો સર્વ વ્યવહાર પોતાને હાથ કરવાનું મન થાત ગાનચતુરની પત્ની ચંદ્રિકા અને બીજું સ્ત્રીમંડળ ઘરમાં અતિથિરૂપે જ રહેતું હતું, એટલે ઘરની તમામ કમાન ગુણસુંદરીના હાથમાં જ હતી. કમાનાર પણ વિદ્યાચતુર એકલો હોવાથી સત્તાની બાબતમાં કોઈને ઈર્ષ્યા કરવાનું કારણ ન હતું.

ગુણસુંદરીનો ઘરનો કારભાર આવી રીતે અસપત્ન હતો. અને આ અસપત્નતા બીજા ઉત્તમ ગુણોથી વિભૂષિત હતી; તેથી

ગુણસુંદરી અસાધારણ વિજય મેળવી શકી એમ આપણને સહજ સમજાશે. ગુણસુંદરીમાં જે ઉત્તમ ગુણો રા. ગોવર્ધનરામે અર્પ્યા છે તે ગુણો ગમે તેવા ગૂંચવાડા-ભરેલા પ્રસંગોમાં પણ તેને વિજય અપાવત તેમાં કાંઈ સંશય નથી. પણ ગુણસુંદરીના કુટુંબ-જાળનું જે ચિત્ર આપણી આગળ રજૂ થયું છે, તેમાંથી આ બાજુ પ્રત્યક્ષ થાય છે એટલી નોંધ લેવી જોઈએ. બીજી રીતે જોતાં આ અસફળતા તેના ગુણોનો પરમ ઉત્કર્ષ સાબિત કરે છે. સાધારણ રીતે જ્યારે પતિની માનીતી જુવાન સ્ત્રીના હાથમાં ઘરકારભારની સત્તા હોય છે ત્યારે ઘણુંખરું પોતાનું સુખ સાધવામાં અને કેવલ લોકલજ્જાથી બીજાં બધાંની જુજ સંભાળ લેવા તરફ વલણ જોવામાં આવે છે. આપણા સંસારની હાલની સ્થિતિના આ દુઃખદાયક વલણમાં કુટુંબીજનો ઉપર કેવાં દુઃખ પડે છે તે સ્થિતિનો રા. ગોવર્ધનરામે કોઈ ઠેકાણે પ્રત્યક્ષ ચિતાર આપ્યો નથી. પણ ચંચળ અને સુંદરગૌરી એ બે વિધવાઓની સ્થિતિ ચીતરવામાં એ સ્થિતિનું કાંઈક દિગ્દર્શન કરાવ્યું છે. રા. ગોવર્ધન-રામની અનુપમ કલમથી ગુણસુંદરીના કુટુંબજાળનું વધારે પૂર્ણ અને વ્યાપક ચિત્ર આપણને મળ્યું હોત તો આપણા સંસારજીવન ઉપર વધારે પ્રબળ અસર તેઓ કરી શકત એમ અમારું માનવું છે. માનચતુર અને જ્ઞાનચતુર એ બે અતિથિરૂપે જ રહેતા હોવાથી સાસુ અને જેઠાણી એક સારા અતિથિની પેઠે ઘરધણી થવાનો અભિલાષ રાખતાં નથી, એટલે આ વિધવા આપણા સંયુક્ત કુટુંબના કલહો, અને તે કલહોમાંથી ગુણસુંદરી પોતાના પતિને કેવી રીતે તારી શકે એ જોવાનો આપણે પ્રસંગ આવ્યો નથી. ગુણસુંદરીના કુટુંબ"જાળ"માં સંયુક્ત કુટુંબના માત્ર સંકટનાં જ દુઃખોનો આપણને અનુભવ થાય છે. અનિષ્ટવર્ગ આવો ચાલતો હોય તે વખતે તેને કેટલું સહવાની કેવી જરૂર છે અને તેમાં કેવી રીતે વિજયવંત થવાય છે તે સમજાય છે. આવો અનિષ્ટવર્ગ

આપણી પાસે કેટલે સુધી દાવો રાખે છે, અને તેમની તરફ આપણું ઉદાત્ત ગૃહી-ગૃહિણીઓ કેટલે સુધી મોટું મન રાખી શકે છે એનું પણ કાંઈક ભાન થાય છે. છતાં છેવટે એ સંયુક્ત સંવાસથી ઉત્પન્ન થતી વિષમતાઓ હલકી કરવાની જરૂર પડે છે, અને તે દરેક પ્રકારે ભિન્ન વાસ કરવાથી સિદ્ધ થાય છે એ પણ આ કુટુંબની વૃદ્ધ માનચતુરે કરેલી વ્યવસ્થાથી સાબિત થાય છે. ત્યારે હવે આપણે આ વિષય ઉપર આવીએ.

('વસંત', વૈશાખ સં. ૧૯૫૮)

## (૨) આપણી સંસારયાત્રા

મણિપુરના યુવરાજના શિક્ષક તરીકે વિદ્યાચતુરની યોજના થયા પછી થોડા કાળમાં તેના ઘરમાં માતાપિતા, ભાઈભોજાઈ, બહેન ભાણેજ, વગેરે સહુ એકઠું થઈ ગયાની વાત ગ્રંથકારે પ્રતીત કરાવી છે. આમાં એમણે દૈવયોગને આગળ કર્યો છે, અને આ વાત જે રીતે મુકાઈ છે તે રીતે આપણને આ દૃષ્ટાન્તમાં દૈવયોગજ લાગે છે. પણ આપણા સંસારમાં આ દૈવયોગ એવો તો સાધારણ થઈ પડ્યો છે કે તેમાં ઊંડા ઊતરીને જોવાની ઉત્કંઠા થયા વિના રહેતી નથી. પિતાને મંદવાડ આવ્યો તેથી માતાપિતા પહેલવહેલાં આવ્યાં, ભાઈની ચાકરી તૂટી એટલે ભાઈભોજાઈ સકુટુંબ સપરિવાર આવી રહ્યાં, બનેવીને વ્યાપારમાં નુકસાન ગયું એટલે બહેનભાણેજ આવી રહ્યાં, વગેરે રીતે સહુ કુટુંબ એકઠું થઈ ગયું–એમાં આપણા સંસારજીવનની એક મોટી ખૂબી અને એક બીજી તેટલીજ ખામી પણ જોવાની છે. માતાપિતાએ પુત્રના ઉત્કર્ષમાં પૂરો ભાગ લેવો એ સ્વાભાવિક અને ઉચિત છે; પુત્રની સારી સ્થિતિ જોવાને માતાપિતા ભાગ્યશાળી થાય એમાં તેમની કૃતકૃત્યતા માનવાની છે, પુત્ર તથા પુત્રવધૂને વડીલોની સેવા કરવાનો પ્રસંગ મળે તેમાં તેમનું પણ સદ્ભાગ્ય સમાયેલું છે. આપણો સંસાર અને આપણો પરાપૂર્વનો ધર્મ આ વસ્તુ આ રીતે જ સ્વીકારે છે, અને પાશ્ચાત્યોને મુકાબલે આટલા અંશમાં આપણી ભાવના ઊંચી છે એમ નિઃશંક કહી

શકાય છે. પણ બીજા કૌટુંબિકોના સંબંધમાં આ વિચારશ્રેણી કાયમ રહેતી નથી. બીજાઓના સંબંધમાં તો કેવલ નિરાધારપણું જ સારા સંબંધીની ફરજ ઉત્પન્ન કરે છે, અને એવી રીતે આવી પડેલી ફરજ અદા કરવામાં પ્રમાદ કરનારનો આપણો જનસમાજ વાજબી રીતે તિરસ્કાર કરે છે. પણ–અલ્પનિમિત્તે નિરાધાર થઈ જનાર, ગાડું દેખીને પગ થકવનાર, અને વાસ્તવિક રીતે નિરાધાર થવા પછી કોઈ પણ તરેહના ઉદ્યમ વિના રહી, કુટુમ્બ-પરિવાર સાથે સારા કુટુમ્બો ઉપર પોતાની જાતને નાંખી દેનાર પુરુષો પોતે શરમાતા નથી, અને આપણા જન-સમાજમાં તેમને માટે જોઈએ; તેવો અસરકારક લોકાપવાદ નથી. લોકાપવાદ જૂજ છે એટલું જ નહિ, પરંતુ પેલો સારો કહેવાતો સગો આવા સમયે પોતાના મિજમાનોને પોતાની ફરજ સમજાવવા પ્રયત્ન કરે તો તે આપણા સમાજમાં સ્વાર્થી–એકલપેટો કહેવાય છે, ટૂંકા મનનો કહેવાય છે, અને અનેક રીતે નિંદાને પાત્ર થાય છે.

આપણા સંસારની આ વસ્તુસ્થિતિ, કેટલેક અંશે આપણી અસારની સ્થિતિની કારણભૂત છે, અને કેટલેક અંશે તેનું પરિણામ છે, એ વાત સહજ સમજાય તેવી છે. કારણ એ જણાય છે કે પોતાના સંસારનો અંત સુધી 'સ્વાશ્રયથી જ' નિર્વાહ કરવાની ફરજ ઉપર આપણા અર્વાચીન ગૃહશિક્ષણમાં ભાર મુકાતો ન હતો, અને હજી પણ નથી. યોગ્ય વય પછી આ વાત આપણા મુખ આગળ હંમેશાં રહેતી હોય તો, શરૂઆતથી જ આપણા શીલસ્વભાવ ઉપર તેની અસર થયા વિના રહે નહિ. અન્યનો આશ્રય સ્વીકારવારૂપ અધમતાના ભયથી આપણા વિચાર અને વર્તન ઉપર એક બલવાન અંકુશ મુકાય, અને સ્વાશ્રયસિદ્ધિથી શરીર અને મનનું સત્ત્વ પોતાના ગજા પ્રમાણે સારી રીતે ખીલે પ્રસ્તુત પ્રસંગમાં ગાનચતુર અને આહસરાયમાં યોગ્યકાળે સ્વાશ્રયભાવના આરોપાઈ હત તો તેમનાં શીલસ્વભાવમાં અનેક રીતેનો ફેર પડ્યો હત, અને તેમનું તથા કુટુંબ-પરિવારનું ભવિષ્ય જુદા જ પ્રકારનું નીવડ્યું હત.

આપણા સંસારની રીત પ્રમાણે ગાનચતુરનું પેટ વિદ્યાચતુરની મિજમાની ભોગવવા લાગ્યું. એમનું આતિથ્ય ગૃહિણી ગુણસુંદરીએ સારી રીતે કર્યું. વિદ્યાચતુર અને ગુણસુંદરી, અને ખાસ કરીને ગુણસુંદરીના ગુણોથી અને બન્નેનાં પ્રબળ સદ્ભાગ્યથી બધું સાંગોપાંગ પાર ઊતર્યું. ગૃહી અને ગૃહિણી બન્ને કેળવણીથી પોતાની ફરજ સમજી શક્યાં હતાં. તે ફરજ અદા કરવાને, અને તેમ કરવા જતાં અસાધારણ સ્વાર્પણો કરવાને તૈયાર હતાં. આમાં આપણા જનમંડળની સાહજિક કુટુમ્બવત્સલતા આધુનિક કેળવણી લીધા પછી પણ યોગ્ય સુકાનીના હાથમાં ફરજ અને સ્વાર્પણના પ્રસંગોમાં બહુ પ્રબળ થાય છે એ વાત બતાવવાની સાથે, રા. ગોવર્ધનરામે તેવા પ્રસંગો આપણા સંસારમાં ડગલે ડગલે આવે છે અને તેનો નિર્વાહ કરવાનું સાધારણ સ્ત્રીપુરુષોનું ગજું નથી પણ હૃદય અને બુદ્ધિ બન્નેની ઊંચી સંપત્તિવાળાં સ્ત્રીપુરુષો જ બરાબર ઇન્સાફ આપી શકે છે એમ સ્પષ્ટ રીતે બતાવ્યું છે.

વિદ્યાચતુરનું બીજું બધું કુટુંબ અહીં આવીને રહ્યું, એટલે દમ્પતીનું સાંસારિક સુખ અન્ત થયું—એ વાત રા. ગોવર્ધનરામે પોતાની વાર્તાના વિકાસમાં એટલી તો સ્પષ્ટ કરી છે કે તે ઉપર વિશેષ કહેવાની જરૂર નથી. જે ગુણસુંદરી શરૂઆતમાં એકલાં રહેવામાં "લ્હાવો" માનતી હતી તે જ ગુણસુંદરીને થોડાક અનુભવ પછી "લ્હાવો" લાગ્યો; અને સસરો, સાસુ, નણંદ, જેઠાણી, સહુની સાથે રહેવામાં ગુણ કરતાં અવગુણોનો તો વધારે અનુભવ થયો. સંસારમાં સ્ત્રીની સ્થિતિ સંબંધી નવીન બુદ્ધિવાળા વિદ્યાચતુરને વૃદ્ધ મલ્લરાજ તરફથી પ્રસંગોપાત્ત ઉપદેશ મળ્યો હતો, એ ઉપદેશ સાથે તે કટલે અંશે મળતો હતો તે વાત ગ્રંથકારે આપણા અનુમાન ઉપર જ રાખી છે. પણ તે ઉપદેશથી કુલીન ગુણસુંદરીની સાહજિક કર્તવ્ય-બુદ્ધિનું પરિપોષણ કરવા ચતુર વિદ્યાચતુર ચૂક્યો ન હતો. મલ્લરાજ વિદ્યાચતુરને કહે છે કે "સ્ત્રીને કેટલાં કામ કરવાં પડે છે તે જુઓ.

છોકરાંને ઉછેરવાં, કુટુંબના વડીલોનું કામ ઉપાડવું, ચાકરો ઉપર સત્તા રાખવી, ઘરમાં આવતાં જતાં માણસ આગળ ઘરનું નાક રાખવું, અને તે બધું જાતે મર્યાદા પાળી કરવું! અને દિવસ વીત્યે શૃંગારશાળામાં પતિના ઉપર રાજ્ય ચલાવવું! આટલું તો સામાન્ય સ્ત્રી કરે છે અને તેની સાથે લોકના બોલ સહી જવા, ઘરમાં જુલમ અને અપમાન ખમતાં ગમ ખાઈ જવી, પોતાના દુઃખને ગણવું નહિ, મન અને પેટ બે મોટાં રાખવાં, એ બધું પણ સ્ત્રીને કરવું પડે છે. અને તેટલું જો કરે તો તેને સ્ત્રી કહેવી ન કરે તો તે પુરુષ તો નથી જ, અને સ્ત્રી પણ નહિ. તેને સંસારરંગમાં શંખણી કહેવી." સ્ત્રીના ધર્મ સંબંધે આપણા સાધારણ વર્ગની પ્રતીતિનું આ ચિત્ર યથાસ્થિત છે. તેની સારાસારતામાં ઊતર્યા વિના, અથવા તે સંબંધી પોતાના અભિપ્રાયને ઢાંકી રાખીને-વિદ્યાચતુરે તે પ્રમાણે ગુણસુંદરીના મનનું વલણ બંધાવા દીધું હતું. અને કહેવું જોઈએ, આ મહામંત્રના પુરશ્ચરણે ગુણસુંદરી આત્મવાત્સલ્યને દૂર કરવામાં સમર્થ થઈ હતી.

સંસારના અનુભવ વિનાની અને આત્મવાત્સલ્યના કેટલાક અનિવાર્ય હક્કોથી અજાણી ગુણસુંદરી સ્ત્રીનાં કર્તવ્યોના સંબંધમાં પોતાના પતિને ઉદ્દેશીને કહે છે કે—"તમને જે વિદ્યા સેવવાને અવકાશ નહિ મળે તે અમે સેવીશું. તમારી રસવાસનાને, તમારા કવિત્વને, તમારા જ્ઞાનને, તમારા શૌર્યને, તમારી દેશભક્તિને ઋણાનુબંધ પ્રમાણે ઉછેરીશું અને વધારીશું." પોતાની કેળવાયલી કલ્પનાશક્તિએ ઉપરના સ્ત્રીકર્તવ્યનો પ્રદેશ વિસ્તાર્યો, અને ઉત્સાહમાં આવી જઈ એક ઉચ્ચગ્રાહી કાર્યસરણી ઘડી કાઢી. આપણે પણ આ મનોમય સ્વર્ગનો સાક્ષાત્કાર કરવા યત્ન કરીએ. પણ સાધારણ રીતે આપણા સંસારની વિદ્યમાન સ્થિતિ, અને તેમાં વધૂજનની પદવી એવી તો વિઘ્નકર્તા છે, (૩) આ સ્થિતિનો મનોમય સાક્ષાત્કાર કરવા જતાં પણ '**प्रांशुलभ्ये फले मोहादुद्वाहुरिव वामनः**'ની

સ્થિતિનો સાક્ષાત્કાર થાય છે; પહેલે જ પગથિયે, સાસુનણંદો વગેરેના ગેરઇન્સાફ તળે, શારીરિક અથવા માનસિક કલેશોનાં દુઃખો તળે, સંપત્તિના સંકોચથી પ્રાપ્ત થતી વિપત્તિઓ તળે, નિરક્ષરતાની મૂંઝવણો તળે, અને બાળક પતિના રક્ષણ કે આશ્વાસનના અભાવે, "ફૂલતી ફૂલની કુસુમમંજરીઓ" જેવી આપણી બાલવધૂઓનાં કરમાઈ જતાં સ્વરૂપો આપણી આંખ આગળ ઊભાં થાય છે, અને ગુણસુંદરીની, રા. ગોવર્ધનરામની આ ભવ્ય, હૃદયંગમ ભાવના કોઈ કાળે દૃષ્ટિવિષય થઈ શકવાનું શંકાસ્પદ લાગે છે.

આપણા સંસારમાં બાલવધૂજનની કેવી અવદશા થાય છે, તેનું અથથી ઇતિ સુધીનું એક ચિત્ર રા. ગોવર્ધનરામે આપ્યું નથી. પણ શ્રીમન્ત સમયમાં સાસરે રહેતી ગુણસુંદરીના ઇતિવૃત્તમાં રા. ગોવર્ધનરામે એક હૃદયવેધક પટ આલેખ્યો છે, જે ઉપરથી સાધારણ પ્રસંગોનું આનુમાનિક ચિત્ર બાંધી શકાય છે. પરંતુ આ પટના સંબંધમાં આટલું કહેવાની ફરજ પડે છે કે તેનો પ્રસંગ અસ્વાભાવિક અને આલેખન અતિશયોક્તિવાળું છે. સાધારણ રીતે અને જે વર્ગમાં વિદ્યાચતુર વગેરેનાં કુટુંબો ચીતર્યાં છે તે વર્ગમાં ખાસ કરીને, ગર્ભવૃદ્ધિના અમુક માસ પછી બાલવધૂજન પિતૃગૃહનો આશ્રય લે છે, અને એ ગંભીર સ્થિતિમાં માતાની કોમળ દૃષ્ટિ નીચે જ સર્વ વ્યવહાર થવા દેવાનો અસંત પ્રશસ્ત રિવાજ આપણી સંસારયાત્રામાં જોવામાં આવે છે. અને આ રિવાજ એટલે સુધી સુસ્થિત છે કે માતાના અભાવમાં તે તરફનાં બીજાં નજીકનાં સગાં સાસરા કરતાં પોતાનો આશ્રય ઇષ્ટ ગણે છે. સાસરિયાંમાં કુલીન વહુને આવા પ્રકારનાં દુઃખો પડવા સંભવ છે. માટે ભૂલેચૂકે પણ એ રિવાજ ફેરવશો નહિ એમ બતાવવા ખાસ કરીને ગ્રંથકારે આ પ્રસંગ કલ્પ્યો હોય તો તે બનવા જેવું છે. પણ તેમ કરવામાં અમારે કહેવું જોઈએ કે સાસુ નણંદ વગેરેને ગેરઇન્સાફ થયો હોય એમ જણાય છે. "ઘરની વહુ કામ કરે એમાં નવાઈ શે નહિ અને

સપાડુ ગે નહિ " એવો અભિપ્રાય આપણા સ્ત્રીસમાજમાં છે એ વાત ખરી, તેમ સાસુ નણંદ વગેરેમાંથી કોઈને અમુક વખત સુધી લાગલાગટ રસોઈ વગેરે ઘરકામ કરવું પડે તો ' લચકો ધાન ખાઉં છું અને ભડિયારું-ઘરનું વૈતરું કરું છું. ' એવા ઉદ્ગારો નીકળવાના પણ ખરા. પરન્તુ અવનત છતાં આપણો સ્ત્રીસમાજ હજી એટલો બધો નિષ્ઠુર નથી થયો કે ' નવ સાડા નવ માસ થતાં સુધી ઘરના કમાનાર દીકરાની વહુને પહેલે જ પ્રસંગે સત્તર અઢાર માણસની રસોઈ કરવી પડે અને રસોઈ વખત કોઈ પણ પાસે ન હોય તેથી ' બેર ભરી ભરી પાણિયારેથી પાણી લાવવાં પડે. ' કોઈ ઠેકાણે અપવાદ તરીકે આવે પ્રસંગે પણ નિષ્ઠુર રહેનારી કોઈ સાસ નણંદ હોય, પણ વિદ્યાચતુરના ઘરનાં બધાં બૈરાંને એવાં બનાવવામાં સાધારણ સ્ત્રીસમાજ ઉપર જ આક્ષેપ છે એમ માનવું પડે છે. ગુણસુંદરીને અનુપમ ઉત્કર્ષ અર્પવામાં ગ્રંથકારે ઘરડાં ધર્મલક્ષ્મી સુદ્ધાંતને રાક્ષસ કોટિમાં મૂકી દેવાનું સાહસ કર્યું છે. અમે નથી ધારતા કે પોતાની નાયિકાને દિવ્ય બનાવવામાં આટલો બધો ગેરઇન્સાફ કરવાની જરૂર હોય-અથવા કોઈપણ ગ્રંથકાર નિર્ભયતાથી કરી શકે. અમને લાગે છે કે ગોવર્ધનરામનાં સ્ત્રીવાચકો તેમના ઉપર થયેલો આટલો બધો ગેરઇન્સાફ ક્ષન્તવ્ય નહિ ગણે.

વાંચનારને સ્મરણ કરાવવાની જરૂર નથી કે સગર્ભ સ્થિતિમાં જોઈતી વિશ્રાન્તિને અભાવે ગુણસુંદરીનું શરીર બહુ નબળું પડી ગયું, અને બાળકને જન્મ આપવાને વખતે તે મરણતુલ્ય થઈ ગઈ. આ વાત ધ્યાનમાં રાખતાં એક બે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે-વિદ્યાચતુર શું કરતો હતો ? ગ્રંથકારે ગુણસુંદરીને એવી તો અલૌકિક બનાવવા પ્રયત્ન કર્યો છે કે બે માસથી ગુણસુંદરી પોતાની અવિશ્રાન્તિના સમાચાર વિદ્યાચતુરને જાહેર કરતી નથી. ગુણસુંદરી પાસે ગ્રંથકાર લખાવે છે કે "ઘરકામને લીધે બે માસ થયાં દિવસે તમારી પાસે વાત કરવા સરખો યે વખત મળ્યો નથી, અને રાત્રિએ તમે થાક્યાપાક્યા હો તે વખતે

તમને મારાં ટાયલાં સંભળાવતાં મને કંપારી છૂટતી હતી, એટલે હું તમને સૂવા જ દેતી." ઉપર ઉપરથી જોતાં સ્ત્રીસ્વભાવમાં આટલી બધી સહનશીલતા આપણને બહુ મનોહર લાગે છે. પરંતુ વાસ્તવિક વિચાર કરવા જતાં આમાં અમને આત્માપેક્ષાની સ્વાભાવિક અને આવશ્યક મર્યાદાનું ઉલ્લંઘન થતું જણાય છે, અને આ રેખા ચીતરવામાં રા. ગોવર્ધનરામે સ્ત્રીસ્વભાવની અસાધારણરૂપ વિષમતાનું નિદર્શન આપ્યું છે, એવા તર્ક ઉપર આવવું પડે છે. ગમે તેમ હો પણ–આટલું બધું થતાં સુધી વિદ્યાચતુર શું કરતો હતો તે પ્રશ્નનો ઉત્તર આપણને મળતો નથી. પોતાનું દુઃખ દૂર કરવાની સ્ત્રીએ સ્વતંત્ર સત્તા ન લેવી, તે દુઃખ તેણે મોં ઉપર ન લાવવું, અને પતિ પાસે પણ ન કહેવું, એટલે બધે સુધી સ્ત્રીના 'દાસત્વ'નો સાક્ષાત્કાર થવા દેવો, એમાં તે વ્યક્તિનો ઉત્કર્ષ બતાવાય, અને સ્ત્રીના હક્કોનો પ્રશ્ન થતાં મીસીસ હીટલની પેઠે,

The rights of Woman what are they?
The right to labour and to pray.

× × ×

× × ×

The path of faith that leads above
The path of patience and of wrong.

× × ×

એ ઉદ્‌ગાર સ્ત્રીને ભૂષણ જેવા ગણાય, પણ ઘરનાં કામ તળે કચડાતી, લગભગ મરતી, સગર્ભા સ્ત્રીની ઉપેક્ષા કરનાર પુરુષનું શું કહેવું? એ માસથી ગુણસુંદરીને ઘણું દુઃખ હતું, તે જાણી વિદ્યાચતુર પશ્ચાત્તાપ કરે છે અને પોતાની ન્યાયવૃત્તિને ફોસલાવતો હોય એમ કહે છે કે, "એને કામમાં ને ચિંતામાં પલોટવી એ હેતુથી આ સહુ થવા દીધું." પણ ગુનેગાર હૃદય તરત જ કબૂલત આપે છે કે "હું જરા હદ કરતાં વધારે ગયો ખરો, છેક આટલે સુધી આવવા દેવું જોઈતું ન હતું."

ગુણસુંદરીને 'સંસારરસ'ની પદ્મિની બનાવવા જતાં, ચતુર વિદ્યાચતુરે સહવાસયજ્ઞનું યજ્ઞપશુ બનાવી, અને જે અપવાદ અત્યાર સુધી આપણે અભણ અને સ્વાર્થી સાસુ નણંદ અને મૂઢ પતિ ઉપર મૂકતા આવ્યા છીએ, તે જ અપવાદ બીજા સ્વરૂપમાં યુનિવર્સિટીના ભણેલા અને દેશી રાજ્યની અનુભવશાળામાં પાઠ લેના સ્વામી ઉપર નાંખવાનું પ્રાપ્ત થયું.

સ્થિતિ એ જોવામાં આવે છે કે જે રીતે એ મૂઢ અથવા કલહ કે લોકાપવાદના ભયથી ત્રાસ પામેલો પતિ પોતાની પત્ની ઉપર અનેક તરેહના જુલમો થવા દે, તે જ રીતે વિદ્યાચતુર જેવાને હાથે પણ રા. ગોવર્ધનરામે ગુણસુંદરી જેવી સુશીલ અને સહનશીલ વધૂ ઉપર આપણા સંસારમાં કરાવ્યા. ગુણસુંદરીનામાં અલૌકિક સહનશીલતા આરોપી, વિદ્યાચતુરનું ધર્મસંકટ વિલુપ્ત કર્યું, અને એનામાં એવી સ્વતંત્ર ન્યાયબુદ્ધિ ગ્રંથકારે ન આરોપી, કે જેથી ગુણસુંદરી ફરિયાદી થાય તો પણ ભાઈભાંડુ તરફની કર્તવ્યબુદ્ધિ અને પતિ તરીકેની ધર્મના વિરોધોનો પરિહાર કરવાની અનિવાર્ય આર્તિ થાય. આ સ્થલે કહેવું જોઈએ કે પોતાનાં પાત્રોની આવી અલૌકિક કલ્પનાથી આપણી નવલકથાના સાંસારિક વિભાગની કિંમતમાં ઘણી ન્યૂનતા આવી છે, અને રા. ગોવર્ધનરામની વિવેકબુદ્ધિ અને વિચાર-શક્તિનો આવા ક્લેશકારક પ્રશ્નમાં આપણા જનમંડળને લાભ ન મળ્યો એ જરાક દિલગીર થવા જેવું છે.

('વસંત,' જ્યેષ્ઠ, સં. ૧૯૫૮)

### (૩) ગુણસુંદરીનો ગૃહસ્થાશ્રમ

"To live for others, to suffer for others, is the inevitable condition of our being. To accept the condition gladly is to find it crowned with its own joy."

—Westcott's "Gospel of Life."

ગુણસુંદરીને છેક પ્રસવકાળ સુધી આવી સ્થિતિમાં રહેવું પડ્યું તેમાં આપણે ગમે તેનો દોષ ગણીએ, પણ ગુણસુંદરીને કોઈનો દોષ લાગ્યો ન હતો. તે તો તેના પતિના પ્રેમમાં મશગૂલ હતી, અને પતિના સંબંધે પોતાના સંબંધી થયેલાં નણંદભાણેજો વગેરે ઉપર સરખી જ પ્રીતિ રાખતી. પોતાને મહાવ્યાધિ ઉત્પન્ન થશે એવી અગમચેતી એને થોડા વખત ઉપર મળેલી હતી, અને વખતે વિદ્યાચતુરને નહિ મળાય એવા ભયથી ગુણસુંદરીએ એક પત્ર લખ્યો હતો. આ પત્રમાં રા. ગોવર્ધનરામે ગુણસુંદરીના અંતરના ભાવો અને વિચારો બરાબર પ્રદર્શિત કર્યા છે. અને એ વાંચતાં ગુણસુંદરીનો પ્રેમ–માનુષ પ્રેમની પરિસીમાને પહોંચ્યો હતો એવી બુદ્ધિ ઉત્પન્ન થયા વિના રહેતી નથી

પોતે મરણોન્મુખ છે એવી શંકાનો જ્યારે એના ઉપર પૂર્ણ અમલ છે તે વખતે તેને પોતાનું દુઃખ નથી. વિદ્યાચતુરે એની સંભાળ ન લીધી તે બદલ એને ઠપકો આપવા ગુણસુંદરી પ્રવૃત્ત થતી નથી. હિંદુ કુટુંબ–વ્યવહારની વિષમતાના બલિદાનરૂપ પોતે થઈ શકે છે એવી ફરિયાદ કરતી નથી; પણ પોતાના મરણ પછી પોતાના સ્વામીની શી દશા થશે?–એ સવાલ એના અસ્ત પામતા મગજને વલોવે છે. લખે છે કે "મારી પાછળ તમારી શી વલે થશે? તમે મારા ઉપર આટલો વહાલ શું કરવા રાખ્યો કે તમને આટલું દુઃખ થવા વારો આવ્યો? અરેરે! હું અભાગણી મરતી મરતીયે તમને દુઃખ દેવા સરજેલી છું." પતિપ્રેમની આવા પ્રકારની નિઃસ્વાર્થતા લગભગ દૈવી સ્વરૂપ ધારણ કરે છે. સ્થૂલ

સંબંધથી શરૂ થતો પતિપત્નીનો પ્રેમ ધીમેધીમે

સંસારજીવનમાં મનોમય એકતા કરવા સમર્થ

એકતા વધારે ગાઢ થતાં, આખરે ભેદબુદ્ધિ ટળી, કે

જ પોતાનું સુખ અને પ્રિયના દુઃખમાં જ પોતા

અને પોતાનો દેહ જાણે પ્રિયના જ આત્માનું

હોય, તેવો પ્રેમીનો પ્રિય પ્રત્યે સર્વ વ્યવહાર થઈ ... ઉની

પેઠે, પ્રેમી પ્રિયના જે દેહમાં જાણે પોતાનો સમાસ કરી લે છે. એક અંગ્રેજ કવિ ઠીક લખે છે કેઃ-

"*Love seeketh not itself to please,*
Nor for itself has any care;
But for another gives its ease.
*And builds a heaven in hell's despair.*"

અને ગુણસુંદરીની આ ચિંતા એટલી બધી ગાઢ છે કે મરણ પછી પોતાનું શું થશે તે વિચાર આ વખતે પ્રવેશ પણ કરી શકતો નથી. આગળ ચાલતાં પત્રમાં ગુણસુંદરી પોતાને જો પ્રસવ થાય તો બાળકની સંભાળ રાખવાની વાત લખે છે-અને લખતાં લખતાં વિદ્યાચતુરના ગુણ ઉપર ઘેલી થયેલી ગુણસુંદરી લખી જાય છે કે-"તમારું વહાલ બીજે ઠેકાણે ઢોળાશે તો પણ-ઓ મારા વહાલા, તમે ડાહ્યા છો, ગંભીર છો, નિષ્પક્ષપાતી છો, જોઈ વિચારીને સહુ કરો એવા છો; તમારા વહાલને બાદ કરું તો પણ એ ઘણાક ગુણના ભંડાર! તમારા ગુણ ઇશ્વર અમર રાખો અને બાળકની સંભાળ રાખશો એવી પૂરી ખાતરી રાખી હું નિશ્ચિતપણે જમની જાળમાં લપટાઉં છું." સ્ત્રીના ધર્મ સંબંધે કોઈ પ્રાચીન અથવા તદનુસાર લખાયલો અર્વાચીન આપણો ગ્રંથ જોશો તો "પતિને ઈશ્વરતુલ્ય ગણવો" એ બોધ પહેલે પાને જ માલૂમ પડશે. આવી મરણસમીપ સ્થિતિમાં આવ્યા છતાં, ગુણસુંદરીના મનમાં વિદ્યાચતુરનો વાંક બિલકુલ વસતો નથી, અને જેમ કોઈ ભક્તજન, અનહદ દુ.ખ પડતું હોય છતાં ઈશ્વર જે કરે તે સારાને માટે જ કરે, એમ સમજને અથવા તેના સ્મરણનો અવકાશ મળે છે એ કારણથી દુઃખ નાખવા સારુ ઈશ્વરનો ઉપકાર માને-તેમ ગુણસુંદરી પણ આ વખતે વિદ્યાચતુરના ગુણનું જ સંકીર્તન કરે છે. અને "તમને પરણી મારો જન્મારો સફળ થયો-" એ ઉદ્‌ગારની સાથે સીતાની પેઠે "जन्मान्तरेऽपि त्वमेव भर्ता" એ જ સ્તુતિ કરે છે. "વિદ્યાચતુર ૦ વિના શી રીતે રહી શકશે?" એ ચિંતાનું સમાધાન કરતાં પોતાનું

આવું સુખનું સ્થાન અમુક કોઈ બીજી લેશે એવી પ્રાકૃત સ્ત્રીઓની ઈર્ષ્યા ગુણસુંદરીના હૃદયને સ્પર્શ કરતી નથી, પણ અમુક "કન્યા મારા કરતાં સારી નીવડશે" તેનો સ્વીકાર કરવા પ્રણયથી અને પ્રાણપાતથી વિનવે છે અને કારણ એ બતાવે છે કે "જન્મથી કુંવારા હોય તેની ચિંતા નહિ; પણ સ્નેહમાં રહેલું માછલું બીજે ઠેકાણે ન જીવે!" વિદ્યાચતુર પોતાને ભૂલી શકશે કે નહિ એમ શંકા થતાં ગુણસુંદરી છેવટની ભલામણ કરે છેઃ—

"પણ ઓ વહાલા! તમે સૌ ભૂલી જજો! જાણે કાંઈ થયું નથી એમ! હો! અરે રે! પણ વહાલા! શું આપણે છૂટાં પડીશું!"

" મારા વ્હાલા! વ્હાલ વિસરજો રે! દુઃખ સહુ ટાળજો!
માયાની ભુલામણી રે, એમાં ભમ્યું ભુલવજો!"

ધન્ય છે ગુણસુંદરી! અને ધન્ય છે તને જન્મ આપનાર—તારા પિતા—ગ્રંથકારને! ગુણસુંદરીને ગુણપૂર્ણ કરવામાં આ વિદ્વાન ગ્રંથકારે એટલી બધી કાળજી રાખી છે કે આ પોતે માનેલી છેવટની પળમાં ગુણસુંદરીને એકલા વિદ્યાચતુરનું જ દુઃખ ઉત્પન્ન થાય છે એમ નથી, પણ તેના કુટુંબમાં સહુથી વધારેમાં વધારે દુઃખી સુંદરગૌરીને પોતાનું સ્ત્રીધન આપી દેવાનું વસિયતનામું કરાવવા, રા. ગોવર્ધનરામ ચૂક્યા નથી.

પ્રસવપીડા થતાં ગુણસુંદરી રસોઈ પડતી મકી ગજારમાં ગઈ તે વખતે તેની પીડા જાણનાર સુંદરગૌરી જ હાજર હતી. બાકીનાં બધાં માણસો સહુ સહુના ખ્યાલમાં હતાં. ગ્રંથકાર લખે છે કે "ચંડિકાએ પોતાની મેડીમાંથી એને જતાં જોયાં પણ તપાસ ન કરી. ચંચળ એની સાથે ગપાટા મારવાના ધ્યાનમાં હતી. ધર્મલક્ષ્મી પૂજાના ધ્યાનમાં હતાં અને દુઃખબા ખડકીમાં માથે હાથ દઈ બેઠી હતી;" આમ સહુ પોતપોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થયેલાં, પોતપોતાના મનની દુનિયામાં મશગુલ હતાં, તે વખતે સ્ત્રીજનના ખાસ કર્તવ્યનું ભાન કરાવવા પુરુષની—માનચતુરની જરૂર હતી. ડોસો માંદો હતો પણ સમજુ ને કર્તવ્યનિષ્ઠ હતો, પોતાની વૃત્તિને અમલમાં મૂકવાની

સત્તાવાળો હતો. અને આવે વખતે સ્ત્રીવર્ગ હજી બેદરકાર છે એ જોઈ ગર્જના કરી ઊઠ્યો. ગ્રંથકારે આટલો પ્રસંગ બહુ ચતુરાઈથી લીધો છે. આ ગર્જનાના પરિણામમાં જુદા જુદા સ્ત્રીવર્ગ ઉપર જે અસર થઈ તેનો ચિતાર રા. ગોવર્ધનરામે એનો આપ્યો છે કે, તેથી એ બધાના શીલ–સ્વભાવનો સાક્ષાત્કાર થાય છે. ડોસો કહે છે કે "દુઃખબા, ચંચળ, રાંડો, કરો છો શું?" "મોઈ તમારી મા અને તેની પૂજા! પેલી બીચારીની ખબરે કોણ રાખે છે જો! ઊઠો!" આ ગર્જનાની તરેહ બહુ ગંભીર અર્થવાળી છે. માનસિક કેળવણીના ઘણા કાળના અભાવે આપણા સ્ત્રીસમાજના ઘણા ભાગનો બુદ્ધિવૈભવ અત્યંત ઓછો થઈ ગયો છે, અને જ્યાં આપણે કર્તવ્યશૂન્યતા જોઈએ છીએ ત્યાં સ્વાર્થત્યાગ કરવાની કઠિનતની સાથે, કર્તવ્યની સમજણનો અભાવ એ પણ કારણભૂત છે. ગ્રંથકાર લખે છે કે–"પૂજા એમની એમ રહેવા દઈ ડોશી વૃદ્ધ શરીરમાં જુવાનીની ત્વરા મૂકવા પ્રયત્ન કરી દોડ્યાં;" પૂજાના લયમાંથી જાગ્રત થવા ડોસાની ગર્જનાની જરૂર હતી. પણ તે થઈ ગયા પછી તેની સહુથી વધારે અસર ડોશીમાં થાય છે. જૂના જમાનાનાં માણસો નવા કરતાં વધારે વહાલવાળાં અને પરગજુ હોય છે, એનું આ નિદર્શન છે. દુઃખબા પોતાનાં દુઃખનું પરિશીલન કરતી ખડકીમાં બેઠી હતી, તેને ફરીથી રીસ કરીને ડોસાને ધમકાવવી પડી અને "દોડ, નીકર પછવાડેથી ધક્કો મારીશ કની, એટલે વેગ આવશે."–એવા કઠોર શબ્દો ઉચ્ચારવા પડ્યા. "ચંડી સૌની પાછળ. ડોસા ઉપર મોં મરડતી મરડતી ઊતરી, અને કોઠીને વેગે ચાલી." અને તેના ઉપર ડોસાએ ફેંસલો આપ્યો કે "કોણ જાણે ક્યાંથી એ કુભારજા મળી છે! ભાઈને કમાવું નહિ, ને બાઈનું શરીર જરી જરીમાં ઘસાય છે." સ્વતંત્ર જીવનના અભાવથી ઉત્પન્ન થતી માનસિક અવનતિ (Demoralization)નું સ્વરૂપ આમાં આબેહૂબ પ્રત્યક્ષ થાય છે. ગ્રંથકાર લખવાને ચૂકતા નથી કે ચંચળ દોડતી દોડતી ઊતરી. વાંચનારને યાદ હશે કે ચંચળ

વિદ્યાચતુરની એક વિધવા બ્હેન હતી. સુંદર વિદ્યાચતુરની ભાભી હતી. આ બે વિધવાઓને આ પ્રસંગમાં કર્તવ્યનિષ્ઠ ચીતરી, રા. ગોવર્ધનરામે એમની ગુણજ્ઞતા પ્રત્યક્ષ કરી છે. સુંદર અને ચંચળ બેનું જીવન વિદ્યાચતુરની ગૃહિણી સુખી કરે તો સુખી હતું, દુઃખી કરે તો દુઃખી હતું. ગુણસુંદરીએ બેના દુઃખના દહાડામાં સુખની ઝાંખી બતાવી હતી, અને તે બન્ને આ વખતે ગુણસુંદરીને પડખે હાજર હતાં. વૃદ્ધ સાસુ અને આ બે દુખિયારાં નણંદભોજાઈ ઉપર આ પ્રસંગનો બધો ભાર આવી પડ્યો. ગ્રંથકાર લખે છે કે "વૃદ્ધ અને અશક્ત ધર્મધ્યાનવાળાં અને વ્હેમી, ઘણા પ્રસંગે સહુ આઘું મૂકનારાં, બોલે ખરાં પણ માંહ્યમાંથી વ્હાલવાળાં ડોશી, વહુના ખાટલાની પાંગત પર જઈ બેઠાં." ધર્મ ધ્યાન વ્હેમ અને વખતે ઉંચાં 'મન–એ બધાં આવે પ્રસંગે કોરાણે મૂકવાની ફરજનો, આ દૃષ્ટાન્તથી રા. ગોવર્ધનરામે આપણા સ્ત્રીસમાજને યોગ્ય ઉપદેશ કર્યો છે. આવે વખતે સંસારના રાગદ્વેષનો ત્યાગ કરવો, અને સ્વર્ગાદિક ફળની અથવા ઉંચાં પ્રકારના તાત્કાલિક સુખોપભોગની અપેક્ષાથી થતાં ધર્મધ્યાનાદિકની પણ ઉપેક્ષા કરવાની જરૂર છે, એ વાત ઉપર આપણા જનમંડળનું ધ્યાન ખેંચવાની કાંઈક જરૂર છે. કેટલેક ઠેકાણે તો આ ધર્મધ્યાન વગેરે બહાના રૂપે જ દેખાય છે, પણ જ્યાં તે ખરી ધાર્મિકવૃત્તિથી થતાં હોય ત્યાં પણ આવી તરેહના સાંસારિક કર્તવ્યના પ્રસંગો, તે કર્તવ્યરૂપી ધર્મને મુખ્ય સ્થાન આપવું એ જ વાજબી છે એવી સમજણ પાડવા અદસ્યની ભાવનામાં ડૂબેલા આપણા જનસમાજમાં પ્રાસંગિક છે. અને ધર્મલક્ષ્મીને એ ઉપદેશનું ગુરુકર્મ સોંપી રા. ગોવર્ધનરામે પ્રાચીન વ્યવહારની યોગ્યતા અને કોઈ કોઈ ઠેકાણે દેખાતી તેનાથી વિરૂદ્ધ વર્તનની અપવાદરૂપતા સિદ્ધ કરી છે.

હજી વિદ્યાચતુરને ખબર પડી નથી અને ગુણસુંદરીની સ્થિતિ બગડતી જાય છે તે વખતે ગ્રંથકારે પોતાના સ્ત્રીવર્ગમાં કોઈને રોવરાવ્યાં છે, કોઈને વિદ્યાચતુરને બોલાવવાનું સુઝાડ્યું છે, ત્યારે

બતાવ્યું છે. વિદ્યાચતુર ઓરડામાં દાખલ થતાં રા. ગોવર્ધનરામે કરુણ પ્રસંગ દાખલ કર્યો છે. ગુણસુંદરીના બેભાન મનમાં શોક ઉભરાઈ જાય છે, તેના હૃદયમાં ઊંડામાં ઊંડા ભાવો આ વખતે સર્વ મર્યાદા મૂકી ઉભરાઈ જાય છે, અને—

'દયા ના દીસે રજ પણ, જમ તુજ આંખમાં રે;
બીહામણું ઝાંખમાં રે".

ઈત્યાદિ શોકરસની સીમા ઉત્પન્ન કરતા ભાવો પદ્યના આકારમાં ગુણસુંદરીના મુખમાંથી બહાર આવે છે, અને પત્રની પેઠે જ અહીં પણ—

"વ્હાલા! વ્હાલ વિસારો તમારું, જમ આ કહ્યું ન માને મ્હારું,
તમને જપતી મરતી મરતી રોતી રોતી પણ હસતી હું આશમાં કે—
પામીશ મ્હારો ચતુર અવર અવતારમા રે,
દયા હરિ આંખમાં રે! દયા ના દીસે૦"

એ જ દ્રાવક સાત્વિક ભાવમાં હૃદયના સર્વ મનોભાવો પર્યવસાન પામે છે, અને છેવટે વિદ્યાચતુરના સામું જોઈ કંઈક ભાન આવ્યું હોય તેમ-ગુણસુંદરી-સુંદરને સંબોધીને બોલે છે કે "સુંદર ભાભી, મને બેશરમી ન કહેશો હો! મરવા ચઢતું તેને વહાલામાં વહાલાને બે બોલ કહેવા જેટલી શરમ મૂકવાનો યે છેવટનો અધિકાર નહીં?" આમ લોકલજ્જાને છેવટની અંજલિ આપી ગુણસુંદરી બેભાન થઈ પથારીમાં પડે છે.

આવે સમયે 'લાજ શરમ'ના વિચારો આપણા સુશીલ સ્ત્રીપુરુષોના મન ઉપરનો પોતાનો અમલ કાયમ ન રાખી શકે એ સ્વાભાવિક છે. પણ તેવી શરમનું ઉલ્લંઘન થાય છે એવું ભાન હોવું એ પણ તેનો આપણા ઉપર કેટલો પ્રબળ અમલ છે એ બતાવી આપે છે વિદ્યાચતુરને પણ ગુણસુંદરીના ઓરડામાં કર્તવ્ય અને લાજ વચ્ચે ફેંસલો આપવો પડ્યો હતો. અને લગભગ બેભાન દશામાં જ પોતાના ભાવો પોતાની મેળે જ નીકળ્યા છતાં

ભાન આવ્યે તેનું સ્મરણ થતાં ગુણસુંદરીને આટલો શબ્દોથી પરિહાર કરવો પડ્યો એ પ્રસંગોમાં બહુ અર્થ સમાયેલો છે.

. બાળલગ્ન અને સંયુક્ત કુટુંબવ્યવહારથી ઉત્પન્ન થયેલો શયન-મંદિર સિવાય પતિપત્નીને મળવાનો કે એકમેકના સામું જોવાનો કે વાતચીત કરવાનો પણ હક નહિ, એ રિવાજમાં સદંશ કરતાં અસદંશ વિશેષ જોવામાં આવે છે. વિદ્યાચતુર શાણો અને કર્તવ્ય-ભાવનાવાળો હતો, ગુણસુંદરીના ભાવનું સામ્રાજ્ય અનિવાર્ય હતું– તેથી આ પતિપત્ની આવે સમયે એકબીજાની મૂંઝવણ ભાંગી શક્યાં. પણ આવે વખતે લૌકિક આચારની પાર જવા જેટલી એકનામાં સમજણ અને બીજાનામાં આતુરતા ન હત તો પછી કેવી સ્થિતિ થાય એ કલ્પી શકાય એવી છે; અને કર્તવ્યભાન વિનાના, બાળક જેવા, આપણો સંસાર જેને ડાહ્યા કહે છે એવા પુરુષોમાં કે દુર્બળ મનોભાવવાળી 'લાજમર્યાદાવાળી' આપણી સ્ત્રીઓમાં આવી રીતે લૌકિક આચારની પાર જવાની શક્તિ નથી એ કહેવાની જરૂર નથી. તેવા પ્રસંગમાં એકમેકને મદદ કરવી કેવી મુશ્કેલ છે એ આપણા હંમેશના અનુભવનો વિષય છે.

ઉપરના ઉદ્ગારના શબ્દો સાંભળી વિદ્યાચતુરને કંઈક આવેશ થઈ આવ્યો અને ત્યાંથી ચાલી મેડી ઉપર ગયો. આ વખતે વિદ્યાચતુરનું ધૈર્ય હટી ગયું અને ગુણસુંદરીના ગુણોનું સંકીર્તન કરવા લાગ્યો. છતાં પુરુષની તે વિચારસરણીના પર્યવસાનમાં આપણે જોઈએ છીએ કે વિદ્યાચતુરના મન ઉપર ગુણસુંદરીના ગુણની જેટલી અસર થઈ છે તેટલી તેની, અસાધારણ – લગભગ દૈવી–પ્રીતિની નથી થઈ. વિદ્યાચતુર વિચાર કરે છે કે "મારી ગુણિયલ, હરિની દયાનું મને ભાન કરાવનારી પણ તું જ! તારી પ્રીતિને કોરે મૂકીએ તો પણ તારા ગુણકર્મની મનમાં આવૃત્તિ કરવાથી જ આમ આ અને આવતા સંસારને તરાવે–કારભાર કરતાં શીખવે–અને ઈશ્વરનો માર્ગ બતાવે–એવી તું છે. મલ્લરાજે મંગળાચરણમાં કહ્યું હતું કે કારભાર

કરેલો હોય તેનામાં સ્ત્રીના પણ ગુણ હોવા જોઈએ. જો એ મર્મવચન ખરું હોય તો મારે તો નક્કી કારભારે ચઢવું જોઈએ—ગુણિયલ !"–વિદ્યાચતુરની પોતાની પ્રીતિ ગાઢ હતી–અને તે ગુણસુંદરીના આવા ગુણો ઉપર રચાયલી હતી તેટલું બેશક આપણને સમજાય છે. પણ તેની સાથે કડણ–ગણતરીવાળા અને ભાવ કરતાં બુદ્ધિના વિશેષ વૈભવવાળા વિદ્યાચતુરમાં–પુરુષમાં–ગુણસુંદરીની પોતા ઉપરની પ્રીતિએ બહુ સાધારણ અસર કરી છે એવું પણ સમજાય છે; અને આમ વિદ્યાચતુરનું ભણેલાગણેલા અને દુનિયાદારીના માણસ તરીકેનું ચિત્ર આવા પ્રસંગમાં પણ યથાર્થ છે.

('વસંત,' શ્રાવણ, સં. ૧૯૫૮)

## (૪) પ્રેમૌષધિનો પ્રતાપ

Wouldst thou over wayward childhood hold rule
And sun thee in the light of happy faces;
Love, hope and patience, these must be thy graces.

—( Coleridge )

પુરુષવર્ગ ગમે તેટલું અભિમાન રાખે પરંતુ આટલું નિર્વિવાદ છે કે આપણું–આપણી પ્રજાનું, મનુષ્યજાતિનું–ભવિષ્ય, આપણા–જગતના–સ્ત્રીસમાજના જ હાથમાં છે. પત્ની અથવા માતા જે રીતે જીવનનું રહસ્ય અને સંસાર તરફની પોતાની ફરજો સમજે તેના ઉપર કુટુંબના ભવિષ્યનો ઘણો આધાર રહે છે. એના જીવનનું રહસ્ય પ્રેમ હશે, તો તે પતિને અને પતિકુટુંબના સર્વ સ્ત્રી–પુરુષોમાં તે અખૂટ અમૃત છૂટથી વહેંચશે, અને પ્રસંગોપાત્ત અનેક વિઘ્ન અને વ્યવધાનો આવ્યા છતાં તે જ પ્રેમદ્વારા પતિગૃહમાં પોતાનું પ્રેમસામ્રાજ્ય સ્થાપી શકશે. બીજી બાજુએ 'સુખ' એ એનું આદર્શ હશે તો થોડે જ કાળે એને અસંતોષનાં કારણ જડશે. અસંતોષને અંગે રહેલાં ઈર્ષ્યા, ક્રોધ, વગેરે મનુષ્ય–આત્માના હઠીલા

શત્રુઓ એક પછી એક તેના હૃદયમંદિરમાં પ્રવેશ કરશે અને પરિણામે પોતાને, પતિને, અને પતિકુટુંબને દુઃખમહાસાગરમાં ડુબાડશે. પ્રેમવાસના જ્યાં દયા, ક્ષમા, કર્તવ્યબુદ્ધિ, અને ઉત્સાહ ઉત્પન્ન કરશે, ત્યાં સુખવાસના લોભ, અધીરાઈ, કલહ, અભિમાન અને પાપને જન્મ આપશે. 'પ્રેમી' સ્ત્રી પોતાના પતિને, પતિસંબંધીઓને અને પોતાની પ્રજાને ઉત્તરોત્તર ઉત્કર્ષને માર્ગે લઈ જશે, ત્યારે સુખાસક્ત સ્ત્રી કાજે કરીને પોતાની આસપાસ નરક ઉપજાવશે, પોતાનાં સંતાનને પણ શત્રુરૂપ ગણશે અને પોતાનું જીવન વ્યર્થ માની પોતાનાં માબાપ અને પરમેશ્વરના ઉપર પણ ક્રોધ કરી પોતાના આત્માની હાથે કરીને ઘાત કરશે. અને આટલું સહજ સમજાય એવું છે કે જો જગતનો સ્ત્રીસમાજ આ બીજા પ્રકારનો હોય તો મનુષ્ય-આત્માને વિકસાવવાનો પ્રસંગ જ ન આવે, અવકાશ પણ ન મળે, અને જગત જીવવા લાયક પણ ભાગ્યે જ રહે. ત્યારે જો જગત જીવવા લાયક છે, મનુષ્ય-આત્માની કેળવણીની રંગભૂમિ છે, મોક્ષના દ્વારરૂપ છે, તો તે પ્રેમપૂજક સ્ત્રીવર્ગને જ લીધે છે. સ્ત્રીનો અથવા માતાનો પ્રેમ પુરુષોના બાહુબળને-મનોબળને વાપરવાનો, કેળવવાનો અવકાશ આપે છે. અને 'પ્રેમ'ભાવના વિનાના સ્ત્રીસમાજથી આપણા આ જગતની સ્થિતિ કેવી થાય એ કલ્પના પણ ભયંકર અંધકારમય લાગે છે.

ગુણસુંદરીના કુટુંબમાં સામાન્ય રીતે 'સરસ્વતીચન્દ્ર'માં પદે પદે આ સત્ય બહુ સ્પષ્ટતાથી તરી આવે છે. ગુણસુંદરીના પોતાના જ જીવનમાં આપણે અત્યાર સુધી આ જ વાત પ્રત્યક્ષ કરી છે, અને વિદ્યાચતુરના કુટુંબનાં જુદાં જુદાં સ્ત્રીપાત્રોદ્વારા અન્વય-વ્યતિરેકથી રા. ગોવર્ધનરામે આ જ વસ્તુસ્થિતિ, સ્ત્રીને કંઈક તિરસ્કારની અથવા અવગણનાની નજરથી જોનારા આપણા જનમંડળને અસર કરે તેવી રીતે બતાવી છે. આ વસ્તુ ચંડિકા, ધર્મલક્ષ્મી અને ગુણસુંદરીના સંબંધમાં ગ્રંથકારે યોજેલા કેટલાક વાર્તાપ્રસંગોથી પ્રત્યક્ષ થઈ શકે છે. વાંચનાર જાણે છે કે જ્ઞાનચતુર વિદ્યાચતુરનો મોટો

ભાઈ હતો. પિતાના દોષમાત્રનું જેમ સંગ્રહસ્થાન હોય તેવું એનું ચારિત્ર્ય હતું, અને પોતાના ગુણો અને ધર્મલક્ષ્મી જેવી પત્નીના સંપર્કનો જે લાભ પિતાને હતો તે ગાનચતુરને બિલકુલ ન હતો. એટલું જ નહિ પણ ચણ્ડિકા પ્રાકૃત સ્વભાવની સ્ત્રી હતી: ઈર્ષ્યા, ક્રોધ, આલસ્ય વગેરેની જ જાણે પૂતળી હતી. એટલે ગાનચતુરના આત્માના અધઃપાતના સામું બળ કરે એવાં કંઈ પણ તત્ત્વના અભાવની સાથે સહાયબળ ચણ્ડિકા પૂરું પાડતી. વાંચનારને સ્મરણ હોવું જોઈએ કે ગાનચતુર પાસે ગ્રંથકારે તેની ભાભી 'સુંદર' ઉપર નજર નખાવી છે; તે પ્રસંગ ઉપર આવતાં પહેલાં એટલું કહેવાની જરૂર છે કે આ સ્થિતિ આપણા સંસારમાં સાધારણ કે સ્વાભાવિક નથી. અને આવા પ્રકારનો ભ્રમ કોઈ પણ કાળે કોઈ પણ વાંચનારના મનમાં ન થાય તેટલા સારુ આ વાત ઉપર ખાસ કરીને નોંધવાની જરૂર છે. વિદ્યાચતુરનું કુટુંબ જે સ્થિતિનું અને જે વર્ગનું કલ્પ્યું છે તેમાં તો વિશેષ કરીને 'વિધવા'ઓની સંભાળ ઘણી જ કોમળતાથી લેવાય છે, તેમને કોઈ રીતે ઓછું ન આવે એવી ખાસ કાળજી રખાય છે, અને તેમના સામું જોનાર નરાધમનો સર્વ સ્થળે તિરસ્કાર થાય છે. બાળવિધવાઓને આપણાં સારા વર્ગનાં કુટુંબોમાં સાધારણ રીતે પિતૃગૃહમાં જ રાખવાનો રિવાજ છે. અને માતાપિતાની કે ભાઈભોજાઈની કરુણાભરી દેખરેખમાં તેઓ પોતાનું દુઃખી જીવન ઈશ્વરેચ્છાને સંપૂર્ણપણે વશ થઈ કુટુંબને ઉપયોગી થવાની અને પ્રભુના સ્મરણની વચ્ચે ગાળે છે. રા. ગોવર્ધનરામે 'સુંદર'નું પણ જીવન આવી જ રીતનું કલ્પ્યું છે. છતાં આ પ્રસંગ મૂકવાથી રા. ગોવર્ધનરામ આ વસ્તુસ્થિતિને ગૌણ કરતા હોય એવો ભ્રમ થવા સંભવ છે. અને જો કે ગાનચતુર જેવા સંયોગોમાં માણસ કેટલે સુધી પડે છે તેના દૃષ્ટાંતમાં જ રા. ગોવર્ધનરામે આ વાત કલ્પી છે, તેમ જ પિયરિયાંની બેદરકારીથી બાળવિધવાઓની કેવી સ્થિતિ થાય છે તેના નિદર્શનરૂપે

ગાનચતુર પાસે સુંદર ઉપર કુદષ્ટિ કરાવવાની કલ્પનાનો કંઈક બચાવ થઈ શકે તેમ છે, તો પણ કહેવું જોઈએ કે આ પ્રસંગ વાંચનારના હૃદયની નૈતિક અને રસની કોમળતાને વિશીર્ણ કરે છે, અને આ સિવાય બીજાં પાત્રોથી–બીજા સંયોગોથી–આ કાલ્પનિક મસો બતાવ્યાં હત તો 'સરસ્વતીચન્દ્ર' જેવા ગ્રંથનું, અને આ કુટુંબમાં ચીતરેલા ઊંચા સંસારનું ઔચિત્ય વધારે સચવાત, એમ માનવું પડે છે.

ગાનચતુર આવી સ્થિતિએ શી રીતે પહોંચ્યો તે ઇતિહાસ ઉપર વાંચનારનું ધ્યાન ખેંચવાની જરૂર છે. ગ્રંથકાર લખે છે કે "માનચતુરના કચેરીમંડળની કુત્સિત ચેષ્ટાઓનો એ અનાયાસે પોતાની કે પરકી ઇચ્છાથી સાક્ષી બનતો; આ સર્વ પુરુષો એક જાતની બહાદુરી કરે છે, પુરુષાતન બતાવે છે, અને તેમના જેવું શીખે ત્યારે જ છોકરાં હોશિયારમાં ખપે, એવી બુદ્ધિ ઊગતા બાળકમાં આવતાં વાર ન લાગી અને આવી ખરાબ ભેજવાળી હવાનો સહવાસી બાળક મોટો થયા પછી પણ તે હવા વિના તેને ચેન ન પડતું." બાળક ઉપર ઉપદેશ કરતાં દૃષ્ટાન્તની વધારે અસર થાય છે, અને બાલ્યદશામાં જ્યારે સારા ખોટાનું કંઈ ભાન હોતું નથી અને મગજ ઉપર છાપ જલદીથી પડે છે ત્યારે છોકરાં આગળ કેવાં દૃષ્ટાન્તો રજૂ કરવાં એના ઉપર ધ્યાન આપવાની જરૂર છે, એ આ ઉપરથી સહેજ સમજાય તેવું છે. આ વાત ઉપર ધ્યાન ન આપવામાં માનચતુર પોતાની ભૂલ ઘણું મોડું થયા પછી જ સમજ્યો. જુવાનીમાં પોતે પણ કુછંદી હતો, પરંતુ એનામાં આત્મબળ બહુ ઊંચા પ્રકારનું હતું, તે બળનું તેને અભિમાન હતું, અને તેની પત્ની ધર્મલક્ષ્મી અપૂર્વ ક્ષમા, શાન્તિ, અને આવડવાળી સ્ત્રી હતી. પરાક્રમ એ જ ડોસાનું એક વ્યસન હતું, અને ધારી વાત કરવી એ જ તેનો છંદ હતો. વિદ્યા કે ધર્મના સંસ્કારને અભાવે આવી ઊંચી પરાક્રમશાલિતા અત્યંત કુમાર્ગમાં

વહન કરવા લાગી. પણ એ જ પરાક્રમશાલિતાદ્વારા શાણી, સદ્‌ગુણી અને આવડવાળી ધર્મપત્નીએ ડોસાને સુધાર્યો હતો. પુરુષ અને સ્ત્રીના સંબંધનો આ ધર્મવિશેષ રા. ગોવર્ધનરામ ડગલે ડગલે આપણને જણાવવા ચૂકતા નથી. આ અવલોકનના પહેલા ભાગમાં જ્યાં જ્યાં આ વાત બતાવવાના પ્રસંગો આવ્યા છે, ત્યાં ત્યાં આ લેખકે પણ તે વાચકવર્ગ આગળ તારવી કાઢવા યત્ન કર્યો છે. આ સુસ્પષ્ટ ધર્મવિશેષ આ અવનતિના કાળમાં એવો જવલ્લે જોવામાં આવે છે કે રા. ગોવર્ધનરામે એનું આમ સવિશેષ ભાન કરાવવામાં બહુ યોગ્ય કર્યું છે. પુરુષના મનનો, બુદ્ધિનો, ચારિત્રનો અભ્યાસ કરવાનું જેટલું પત્નીને બને છે તેટલું તેના પ્રિયતમ મિત્રને પણ બનતું નથી; અને પત્નીનું આ અસાધારણ જ્ઞાન જ એવી ફરજ ઉત્પન્ન કરે છે. ધર્મલક્ષ્મી પોતાની આ ફરજ બરાબર સમજતી હતી, અને તેનામાં સ્ત્રીને સ્વાભાવિક આવડ એવી તો ઊંચા પ્રકારની હતી કે તે માનચતુર જેવા પુરુષને પણ પાંજરામાં પૂરી શકી. માનચતુરનું જે ખાસ લક્ષણ તેને જ આગળ કરી, ડોશીએ પ્રસંગ મળ્યે ઉપદેશ કર્યો તેનું એક વાક્ય જ અહીં ઉતારી, એ પ્રસંગ ઉપર વાંચનારની સ્મરણશક્તિને દોરીશું. ગ્રંથકાર ધર્મલક્ષ્મી પાસે આ ઉપદેશના પ્રસંગમાં કહેવરાવે છે: "સ્ત્રીઓ કરતાં પણ નપાટ અને નબળી એવી પુરુષજાતમાં ખરેખર બળવાળો અને દૃઢ મનવાળો પુરુષ તે એક મને મળેલો છે. એનું પુરુષપણું જોઈ મને અભિમાન આવે છે. જ્યારે બધા ગરબે ગાય છે કે 'મારા સ્વામીજી બાવન વીર રે' ત્યારે હું આનંદમાં આવી જાઉં છું અને મનમાં સૌ ગાનારીઓને કહું છું કે 'સૌ ખોટું બોલો છો, એવા સ્વામીજી તો મારે એકલીને જ છે.× × ×' "મેં જેટલા પુરુષ જોયા તે સૌ ખોટાં પૂતળાં છે, ને તમે જ એક પુરુષ છો એનો મને પૂર્ણ અને પ્રત્યક્ષ જાતઅનુભવ છે." ઇત્યાદિ શબ્દોથી ધર્મલક્ષ્મી માનચતુરનું પુરુષત્વાભિમાન જાગ્રત કરે છે, અને તે જ અભિમાન આખરે માનચતુર પાસે સત્સંકલ્પ

કરાવે છે. અને તે દિવસથી ડૉસો સર્વ કુછંદ છોડી દે છે. પોતાના આવા અનુભવથી ગાનચતુરના પ્રસંગમાં પણ ડૉસો અભિપ્રાય આપે છે કે, "બાયડી બગડે તે ભાયડાને વાંકે, ને ભાયડો બગડે તે બાયડીને વાંકે; બીજો કશો વાંક ન હોય તો પણ એક બીજાને સુધારે નહિ તે પણ વાંક."

સ્ત્રીના ધર્મોના આ અંગ ઉપર આવી રીતે ધ્યાન દોરી રા. ગોવર્ધનરામે સ્ત્રીકેળવણીની ઉપયોગિતા એક સંગીન પાયા ઉપર મૂકી છે એમ કહી શકાય. સ્ત્રીને આવી રીતે પુરુષવર્ગની ઉપદેષ્ટા તરીકે ગાનવામાં—તે ઉપદેષ્ટૃત્વ માટે લાયક થાય એવી સર્વ કેળવણી એને આપવી જોઈએ, એ સહજ અનુમાન છે. સ્ત્રીકેળવણીને માત્ર ઘરકામે અટકાવી રાખનાર પક્ષને સ્ત્રીધર્મનું આ અંગ અચૂક વિચારવા જેવું છે. તેઓ કદાપિ સ્ત્રીનો આ ધર્મવિશેષ છે એ વાતનો જ સ્વીકાર નહિ કરે; તો તેના ઉત્તરમાં એટલું જ કહેવું બસ છે કે, સ્ત્રીનું ઉપદેષ્ટૃત્વ વસ્તુસિદ્ધ છે; ઘરજંજાળની કુથલીમાં સ્ત્રીની (આમાં માતા, પત્ની, વગેરે સર્વનો સમાવેશ થાય છે.) કેટલીક વાર સલાહ લેવી પડે છે, કેટલીક વાર તેણે સ્વતઃ આપેલી સલાહ પુરુષોને સ્વીકારવી પડે છે, એ વાતનો નિષ્પક્ષપાત સાક્ષાત્કાર કરવાના યત્નની સાથે જ આટલું પ્રતીત થાય છે કે સ્ત્રીના વિચારોની આપણા ઉપર થતી અસર એવી ઉંડ જૂજ નથી કે જેની (જન)સમાજશાસ્ત્રનો વિદ્યાર્થી ઉપેક્ષા કરી શકે. પુરુષ કરતાં સ્ત્રીને એક મોટો ફાયદો એ છે—અને તે આપણા સમાજમાં ખાસ કરીને—કે તે જીવનકલહમાંથી મુક્ત છે. પુરુષવર્ગ એનું પોષણ કરે છે, અને ઘરની વ્યવસ્થા કરવા પૂરતું કામ કરવાની ફરજ જ્યાં એણે અદા કરી એટલે બાકીનો બધો વખત એ અન્ય કામમાં ગાળી શકે એવી સ્થિતિમાં છે. બીજી તરફ ભર્તૃહરિ કહે છે તેમ—

संसारार्णवलंघनक्षमधियां वृत्तिः कृता सा नृणाम् ।
यामन्वेषयतां प्रयान्ति सततं सर्वे समाप्तिं गुणाः ॥

"સંસારરૂપી સમુદ્રને તરવાના સામર્થ્યવાળા પુરુષોની 'વૃત્તિ' એવી કરી છે કે જેને શોધતાં સર્વે ગુણોની સમાપ્તિ થાય છે." આ સ્થિતિમાં જગતના જીવનને ઊંચા પ્રવાહમાં રાખવું, દોરવું, વગેરે કાર્ય સ્વાભાવિક રીતે જ સ્ત્રીવર્ગના હાથમાં જ રહે છે. પુરુષનાં સ્ખલનો ઉપર સર્વથા દૃષ્ટિ રાખી ગૃહદેવતાની પેઠે તેના હૃદયની દેવતા થઈ પુરુષત્વનું સાફલ્ય કરાવવાનું કામ આમ સ્ત્રીના જ હાથમાં છે. આપણા પ્રાચીન શાસ્ત્રકારો અને સાહિત્યકારો પણ સ્ત્રીનો આ ધર્મ અસંકોચથી સ્વીકારે છે. સીતાહરણના સંબંધમાં મંદોદરી પાસે ઘણા કવિઓ રાવણને ઉપદેશ કરાવે છે-અને કિરાતાર્જુનીયમાં દ્રૌપદી પાસે યુધિષ્ઠિરને કરાવેલો ઉપદેશ સુપ્રસિદ્ધ છે. *પાશ્ચાત્યોનાં જીવનચરિત્રોમાં સ્ત્રીની મદદથી સંસારમાં, જગતમાં, વિજયી થયેલા ઘણા દાખલાઓ આપણને જડી આવે છે. આ વસ્તુસ્થિતિ જોતાં સ્ત્રીનાં મગજને અણકેળવાયલાં રાખવાની અને તેના જ્ઞાન અને વિચારને પાછળ રહેવા દેવાની આપણી રીત કેવળ આત્મઘાતક છે એ સહજ સમજાય તેવી

---

*ડૉક્ટર ટાઇન્સના "Woman: Her Charm and Power"માં આવા ઘણા દાખલાઓનો સંગ્રહ કરેલો છે તેમાં નીચેનો એક અહીં ઉતારવા લાયક છે:-

Sir James Mackintosh—

By the tender management of my weakness she cured the worst of them. She became prudent through affection; and though of the most generous nature, she was *taught economy* and *frugality* by her love for me. She gently reclaimed from dissipation; she propped my weak and irresolute nature; she urged my indolence to all the exertions that have been useful and creditable to *me, and she was perpetually at hand to admonish my* heedlessness and improvidence. To her I owe whatever I am, to her whatever I shall be.

વાત છે. કુલોદ્ધાર કરનારી સ્ત્રીની આપણી પરમ ભાવનામાં "**કાર્યેષુ મંત્રી,**" એ જે સ્ત્રીનું એક પદ છે અને તે પદનો યથાર્થ ઉપયોગ કરવાની આપણામાં ઇચ્છા છે, તો આ કામમાં–આપણા જમાનાની આપણા પુરુષોની અનેકવિધ ફરજોને ઇન્સાફ આપવામાં આપણું મંત્રિત્વ સ્ત્રી ત્યારે જ કરી શકશે કે જ્યારે તેને આપણે ઊંચી કેળવણી આપીશું, જ્યારે તે આપણી પોતાની, આપણા જ્ઞાતિબંધુઓની, આપણા દેશની, આપણી સરકારની અને વિશેષમાં પશ્ચિમ અને પૂર્વની જુદી જુદી ભાવનાઓના સંમિશ્રણથી ડહોળાયલી આપણી માનસિક સ્થિતિની મુશ્કેલીઓ સમજવા લાયક થશે. કહેવાની બિલકુલ જરૂર નથી કે ત્યાં સુધી આપણું ગાડું એક જ પૈડાથી ચાલે છે–જે સ્થિતિ બિલકુલ પૈડાં વિના ચલાવવા કરતાં પણ વધારે મુશ્કિલ છે. અને આપણી પ્રજાની 'દ્વારામતી' અને આપણી વચ્ચે હજી અસંખ્ય કોસનું અંતર છે.

જે વિષય ઉપર આપણે અત્યારે છીએ–તે વિષયમાં માનચતુરની સ્ત્રી બરાબર મંત્રિત્વ કરી શકે એવી હતી–તેથી માનચતુરના આત્માનો સમૂળ ઘાત થતાં અટક્યો. ગાનચતુરની સ્ત્રી એથી ઊલટા સ્વભાવની હતી–અને છેવટે આટલા ઊંડા ગર્તમાં પડ્યો, એ આપણને ગ્રંથકારે બતાવ્યું. અને ગૃહના સર્વ કાર્યમાત્રમાં 'ગુણસુંદરી' કેવા ઊંચા પ્રકારનું મંત્રિત્વ કરી શકી હતી તે આપણને 'સરસ્વતીચન્દ્ર'ના બીજા ભાગમાં ડગલે ડગલે માલૂમ પડે છે. 'બાયડી બગડે તે ભાયડાને વાંકે' ઇત્યાદિ માનચતુરનાં વચનો સાંભળી ચંડિકા–ગાનચતુરની સ્ત્રી–ને બહુ ખોટું લાગ્યું, અને સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે વાતનો મર્મ ન સમજતાં પોતાના ઉપર અકળામણ કરવા લાગી. ગુણસુંદરી આ વખત પાસે જ હતી તેણે આ પ્રસંગને બહુ ચતુરાઈથી કેળવી લીધો, અને ગુણસુંદરી ચંડિકાની દેરાણી જેઠાણીને ઉપદેષ્ટા થઈ. ઇર્ષ્યાની પૂતળી જેવી ચંડિકાને ગુણસુંદરીએ પ્રેમોપનિષદ્ ભણાવ્યું અને એ રીતે ગાનચતુર અને ચંડિકાના જીવનમાં વિષમતા કંઈક અંશે દૂર કરવા સમર્થ થઈ.

વિદ્યાચતુરના કુટુંબમાં ગ્રંથકારે આપણા સંસારની ઘણી ખરી મુશ્કેલીઓ એકઠી કરી છે, અને તે બધામાંથી મુક્તિ ગુણસુંદરીને જ હાથે પ્રેમૌષધિથી જ અપાવી છે, તે વાત આ સંબંધમાં જોવા જેવી છે; આ કુટુંબમાં એક કજોડું પણ કલ્પ્યું છે અને તે દ્વારા એવા પ્રસંગમાં સામાન્ય રીતે આપણા સંસારમાં કેવાં પરિણામો આવે છે તેનું યથાર્થ ચિત્ર રા. ગોવર્ધનરામે આપ્યું છે. કહેવું જોઈએ કે પ્રથમ કરતાં હાલની વીશીમાં કજોડાં ઓછાં થાય છે. અને જેમ જેમ આવી અનિષ્ટતાઓનો સાક્ષાત્કાર વધારે થતો જશે તેમ તેમ હજી ઓછાં થશે. છેલ્લાં પચીસ ત્રીસ વર્ષના સુધારકોને 'બાર વરસની કન્યા અને અઢી વરસનો વોર,' એ પ્રકારનાં કજોડાં નાબૂદ કરવામાં નિમિત્તભૂત થવાનું માન ઘટે છે. રા. ગોવર્ધનરામે આ કુટુંબમાં 'મનોહરી'નું પાત્ર દાખલ કર્યાનો હેતુ આર્ય સ્ત્રીઓની સ્વભાવગત સાધુતા બતાવવાનો, અને વિષમ પ્રસંગે ક્ષણ વાર આચ્છાદિત થઈ હોય છતાં યોગ્ય સુકાનીના હાથમાં આવતાં પુનઃ એ સાધુતા કેવી રીતે પ્રગટ થાય છે તે બતાવવાનો છે. યૌવનમદથી ઉન્મત્ત થયેલી 'મનોહરી' હાથથી ગઈ હતી. સાસુ ચંદ્રિકા 'વર' દ્વારા કંઈક કહેવરાવી, મરાવતી, પણ તે વ્યર્થ ગયું એટલું જ નહિ પણ તેની ઊલટી અસર થઈ, અને આખરે પ્રેમવ્રતવાળી ગુણસુંદરીની પ્રેમૌષધિએ મનોહરીને સુધારી. કજે કજે કામ લેતા પ્રેમપારસમણિના સ્પર્શથી મનોહરી પણ સુવર્ણ થઈ. બીજા પ્રકારનાં-'મિયાં થાય ઘોરજોગ ને બીબી થાય વરજોગ,' એવાં કજોડાં કરતાં પોતાનું કજોડું સારું છે એ સંતોષ ધારણ કર્યો. અને મનોહરી પતિવ્રતપણાના માર્ગ ઉપર આવી અને ગુણસુંદરીના પ્રેમે પોતાના ઘરના એક અંગને-જેઠ જેઠાણી અને વહુને પોતાના પ્રેમવ્રતથી સુધારી દીધાં. આ પ્રસંગમાં પ્રેમજનિત સાગરવૃત્તિની ઉત્કૃષ્ટતા જણાઈ આવે છે. તેની નણંદ દુઃખબાની દીકરી પરણવા લાયક થઈ હતી અને નણદોઈ પાસે કંઈ સાધન ન હતાં. પોતાના 'પલ્લા'માંથી ભાણેજને પરણાવાનો નિર્ણય

કરી ગુણસુંદરીએ વિદ્યાચતુર પાસે વાત છેડી. આ પ્રસંગ રા. ગોવર્ધનરામે અસાધારણ સંસારરસિકતાથી હાથ ધર્યો છે, અને તેનાં અંગેઅંગની નિરવદ્યતા, રસપૂર્ણતા, ગ્રંથકારની ઊંચી નિરીક્ષણશક્તિ અને તેમની કલમની આજ્ઞાકારિતા બતાવી આપે છે. પોતાનાં આશ્રિત જનોના દુઃખમાં મદદ કરવી એ ગૃહપતિનો ધર્મ છે અને સામાન્ય રીતે તેવા ધર્મના પ્રતિપાલનમાં ગૃહિણી તરફથી 'વિરોધ' થવાનો અવકાશ હોય તેને બદલે જ્યારે તેના તરફથી જ પ્રોત્સાહન મળે ત્યારે ગૃહપતિના સંતોષની સીમા રહેતી નથી. આ પ્રસંગને અન્તે ગ્રંથકાર વિદ્યાચતુર પાસે અંતરમાં ઉદ્‌ગાર કરાવે છે કે "ભાર્યા એટલે ભાર ઉપાડનારી–મારા કુટુંબને હાથમાં લેનારી–છાતીસરસું રાખનારી–તે તું જ–ગુણિયલ–તું જ! તારાથી આ કુટુંબ–ફુટુંબ જેવું સુખી અને સંપીલું છે. તારા વિના તે કાંટાની પથારી જેવું હત–"

વિદ્યાચતુર અને ગુણસુંદરીને માટે જે વિસ્તૃત કર્તવ્યક્ષેત્ર આપણો શ્રીમતપ્રધાન લોકમત કલ્પી શકે તેને આ બેનો નિશ્ચય અનુરૂપ ગણાય, પણ આના સંબંધમાં માનચતુરના વિચાર વિચારવા યોગ્ય છે, એમ કહેવું જોઈએ. ગુણસુંદરીનો આ નિશ્ચય સાંભળી માનચતુર જે વિચારો દર્શાવે છે તે આપણી વધી ગયેલી કુટુંબભાવનાને યોગ્ય મર્યાદામાં મૂકનારા હોઈ અત્રે ઉતારવા યોગ્ય છે. જૂના જમાનાનો, અંગ્રેજી વિદ્યાનો અજ્ઞાત, વ્યક્તિભાવનાની ગંધ પણ જેણે લીધી નથી એવો, પણ વિચાર, વિવેક અને અનુભવવાળો એક ગૃહસ્થ–માનચતુર કહે છે કેઃ—

"ગુણસુંદરી તમને તમારી દયા નથી. હજી તો બાળક છો, અને ઘણો વિસ્તાર તમારો પોતાનો વધશે વિદ્યાચતુરની કમાઈ હજી લાખે લેખાં કરીએ એટલી નથી. અને આજથી વ્યવહાર વધારી મૂકશો તો આગળ જતાં પહોંચાશે નહીં. આજ એકને કરશો ને કાલ બીજાને નહીં થાય તો એકને કર્યું ધૂળ મળશે ને બીજાની વખન ગાળો ખાશો. માટે આ કામ કરવું પડતું મૂકો. જે વાતની

સાહસરાયને ચિંતા નહિ તેની તમે શી બાબત કરો છો ? તમને જશ વહાલો છે, પણ જશ જાનગરો છે. જશ વહાલો કર્યાથી આપણા ઘરમાં કંઈ રંધાય નહિ. જો તમને ઘણું લાગતું હોય તો કહો દુઃખબાને, અને સાહસરાયને બોલાવો. પણ 'ઘરનાં છૈયાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો' એ કામ કરશો તો મારે તમારે નહિ બને. દીકરીઓ માવરોને વહાલી હોય તે દીકરાનું ચોરી ચોરી દીકરીઓનું ઘર ભરે, તે જોગવે જમાઇ. ને દીકરીઓ તો પાછી આપણે ને આપણે કપાળે ચોંટી હોય તે આવે. તમારી સાસુને તમે આથી વહાલાં લાગશો, પણ મને વહાલાં થવું હોય તો મારો દીકરો રાત દિવસ પગ ઘસી શેર આટો લાવે છે તેની દયા આણો. નણંદો આપણે બારણે ધાન ખાવાની અધિકારી; પણ ભાણેજોને પરણાવવા બેસીએ તો દૈવ રૂઠ્યો સમજવો."

ડોસાના આ શબ્દોમાં જે સંકુચિતવૃત્તિ જોવામાં આવે છે તે આપણા ઔદાર્યરસને સારી લાગતી નથી અને બીજી તરફથી આપણા જીવનમાં આવા વિચારો બહાર મૂકવા પડે તેવા પ્રસંગો પણ ઘણા થોડા આવે છે, કેમકે વાસ્તવિક રીતે 'ગુણસુંદરી' અને 'વિદ્યાચતુર' જેવાં ભાણેજો તરફ આવી રીતનું ઔદાર્ય બતાવનારાં સ્ત્રીપુરુષો ઘણાં થોડાં છે; પણ આટલું તો જોવામાં આવે છે કે એ વર્ગ તરફથી આશાઓ ઘણી રાખવામાં આવે છે, અને માનચતુરનાં આ વચનો, એ આશાઓ રાખવી એ એમને માટે ખોટી છે એટલું બતાવવા પૂરતાં ઉપયોગનાં છે. આપણી કુટુંબભાવના ગૃહી–ગૃહિણીના મનની ઊંચી વૃત્તિઓના પોષણ સારુ ઘણી ઉત્તમ છે એ વાત આપણે સ્વીકારીએ, છતાં તે ઊંચી વૃત્તિઓનો લાભ લેનાર કુટુંબીઓમાં તે એક પ્રકારની અધોગતિ (Demoralization) ઉત્પન્ન કરે છે અને તે બાજુથી જોતાં માનચતુરના જેવા ઠરેલ વિચારોનો પ્રસાર આપણા સમાજમાં વધારે ને વધારે થાય એ ઇષ્ટ–આ ક્ષણે ઇષ્ટ છે.

ગ્રંથકાર એક તરફથી ગુણસુંદરી પાસે પલ્લાના દાગીના ઉતરાવે

છે. બીજી તરફથી વિદ્યાચતુર પાસે રોકડ તૈયાર રખાવરાવે છે. બધું ખરચ પણ પરિણામે એ સાહસરાય પાસે દુઃખબાના પરશામાંથી અપાવીને, આવા પ્રસંગમાં ખરી રીતે શું થવું જોઈએ તે બાબતમાં પોતાનો અભિપ્રાય યોગ્ય રીતે જ બતાવે છે. આપણાં હાલનાં અનેક પ્રકારનાં દુઃખો આપણી કુટુંબભાવનાની આવી સ્વાભાવિક મર્યાદાઓનું ઉલ્લંઘન કર્યાથી જ આવ્યાં છે, એવો આ પ્રસંગનો ધ્વનિ સ્પષ્ટ છે.

પ્રેમવ્રતવાળી 'ગુણસુંદરી' આ રીતે પોતાના કુટુંબનાં જીવન સારાં, સુખી અને સંતોષી કરે છે, અને તેમ કરવામાં 'સર્વસ્વનું' અર્પણ કરતાં આંચકો ખાતી નથી. આમ ઉદાર અને ઊંડા પ્રેમ માત્રથી જીવતી આપણી કુટુંબભાવનાના નિદર્શનની એક રમણીય સૃષ્ટિ ગ્રંથકાર 'ગુણસુંદરીના કુટુંબજાળ'માં પ્રસંગે પ્રસંગે ઉત્પન્ન કરે છે, અને તેની સાથે જ તે પ્રેમને અભાવે એ ભાવના નિરર્થક છે એવો ગર્ભિત ધ્વનિ ગુણસુંદરીની જીવનયાત્રામાં પ્રતીત કરાવે છે. કુટુંબજીવનની ચારુતા ગુણસુંદરીના ઇતિવૃત્તમાંથી પ્રતીત કરાવવાની સાથે જ તે ભાવનાના એકતરફી આચરણથી ઉત્પન્ન થયેલાં કેટલાંએક અનિષ્ટ તત્ત્વો ગ્રંથકાર માનચતુરદ્વારા બતાવે છે…

('વસંત,' આશ્વિન, સં. ૧૯૫૮)

*

ઈ. સ. ૧૮૮૪માં હું ખેડા જિલ્લામાં પ્રથમ સરકારી અધિકારે ચઢ્યો તે વખતે અમદાવાદથી આણંદ મુકામે હું જવાનો હતો ત્યારે નડિયાદ સ્ટેશને ગોવર્ધનભાઈ કરમોડાયેલો, ચૂંથેલો પગ ઘસડતા, લંગડાતા લંગડાતા આવ્યા અને 'બાળાકાકા'એ આગ્રહથી મ્હને નિમંત્રણ કર્યું હતું કહીને મ્હને જબરજસ્તીથી ઉતારીને મનઃસુખરામભાઈને ઘેર તેડી ગયા……હેમની હૃદયની જન્મસિદ્ધ ઉદારતાનાં પ્રમાણ મ્હને અનેક વાર મળ્યાં હતાં.

—નરસિંહરાવ ભોળાનાથ ('સ્મરણમુકુર' પૃ. ૨૫૧)

## 'સરસ્વતીચંદ્ર'નું અવલોકન

### લેખક: રમણભાઈ મ. નીલકંઠ

[ 'સરસ્વતીચંદ્ર' ભાગ પહેલો ઈ. ૧૮૮૭માં પ્રગટ થયો ને એ પહેલા જ ભાગને અવલંબીને ઈ. ૧૮૯૦માં તો શ્રી. મણિલાલ ન. દ્વિવેદીના ઉપોદ્ઘાત સાથે પુસ્તકાકારે શ્રી. વિશ્વનાથ પ્ર. વૈદ્યે "'સરસ્વતીચંદ્ર'નું અવલોકન" પ્રગટ કર્યું ! 'સરસ્વતીચંદ્ર'ની વધતી જતી ખ્યાતિનો આંક કંઈક આ પુસ્તિકા દ્વારા પણ મળી રહે છે. શ્રી. રમણભાઈ નીલકંઠે આ પુસ્તિકાને અનુલક્ષીને 'સરસ્વતીચંદ્ર'ના અવલોકનનું ય અવલોકન કર્યું; જે ઈ. ૧૮૯૦ના ઓક્ટોબરથી ઈ. ૧૮૯૧ના જુલાઈ સુધી 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ થયું. પછીથી તે અવલોકન આગળ ચલાવી 'કવિતા અને સાહિત્ય, ભા. ૨'માં ઈ. ૧૯૦૪માં રમણભાઈએ પૂરું કર્યું; 'સરસ્વતીચંદ્ર'ની માર્મિક ને મૌલિક આલોચનાવાળા આ લેખમાંથી આરંભનો કેટલોક ભાગ અતિવિસ્તારના ભયથી જતો કરવો પડ્યો છે.]

.........કુમુદસુંદરીનું લગ્ન સરસ્વતીચંદ્ર સાથે થઈ શક્યું નહિ એ વાંચનારને વસમું અને ગૂંચવણ ભરેલું લાગે છે. સરસ્વતીચંદ્ર માટે નહિ પણ કુમુદસુંદરી માટે સમભાવ થવાથી આવી વૃત્તિ થાય છે. રા. વિશ્વનાથ કહે છે કે 'મનથી ચિંતવેલ એક પતિ જતાં પછીથી અન્યની સાથે લગ્ન કરવું પડ્યું એ સમજુ બાળાને ગણિકાકર્મ બરાબર ભાસે છે.' આ તો ખરું નથી જ. મનથી ચિંતવેલા પતિ સાથે સંબંધ ન થયો તેથી કુમુદસુંદરીનો આનંદ લુપ્ત થઈ ગયો છે એ ખરું છે. પરંતુ, લગ્નની ભાવના તેના મનમાં ઘણી દૃઢ છે. 'પ્રમાદધન સુજ સ્વામી સાચા, એ વણ જુઠું સર્વ બીજું' એ જ પોતાના લગ્ન સંબંધે તેના મનમાં સર્વોપરિ વિચાર છે. સરસ્વતીચંદ્ર હૃદયમાં સ્થાન પામે એ તેની 'પતિવ્રતાવૃત્તિ'ને ગમતું ન હતું. સરસ્વતીચંદ્ર પર હવે પ્રેમ હોય એ તેને 'ગણિકાકર્મ' લાગે છે. 'અકલ્પ્ય આત્મપ્રયાસ' કરી તે સરસ્વતીચંદ્રનો ચિત્તમાંથી 'સનાતન ત્યાગ' કરે છે, ત્યારે તેનો 'હૃદયનો ભાર હલકો' થયો લાગે છે અને શાંતિ થાય છે. રા. વિશ્વનાથ કહે છે કે "વિશેષ પીડાકારી તો

પોતાની વિદ્વત્તા જ થઈ પડે છે. બિચારીને પોતાની વિદ્વાનવૃત્તિનો પરીક્ષક નથી મળતો.'' પણ તેની સાથે, વિશેષ સહાયકારી તેની વિદ્વત્તા જ થઈ પડે છે. એ ઉચ્ચ સંસ્કારને બળે તે મહાન આત્મ-પ્રયાસમાં વિજયવંત થાય છે.

કથાના નાયક અને નાયિકા લગ્નથી જોડાયાં નહિ એ હકીકત ઉપર જ કથાનો મૂળ પાયો છે, તેમનું લગ્ન થયું હોત તો પછી આ અદ્ભુત કથાનો પ્રસંગ ન હોતો અને એવાં યોગ્ય જોડાં બંધાતાં વિઘ્ન આવી, તે જુદાં પડી જાય છે એમ વાસ્તવિક રીતે બને છે, તેથી એ કથા સામે વાંધો લેવાનો વાંચનારને કંઈ હક નથી. એ યુગ્મ જોડાઈ શકાયું નહિ તે ઉપરથી કુમુદસુંદરીના સ્વભાવની મહત્તા પ્રકટ કરવાની અતિ કુશળ યોજના કર્તાએ રચી છે. સરસ્વતીચંદ્ર તરફનું આકર્ષણ અતિ બળવાન છતાં તે આકર્ષણમાંના દૂષિત અંશ કુમુદસુંદરીએ કેવી રીતે દૂર કર્યા અને તે આકર્ષણને પવિત્ર તથા ઉદાર કેવી રીતે બનાવ્યું તે વર્ણનનો કંઈક સાર ઉપર અમે આપ્યો છે. રા. વિશ્વનાથ આ કથાભાગ નાપસંદ કરે છે. તેઓ કહે છે, ''કેવળ સરસ્વતીચંદ્ર અતિથિરૂપે ઘેર આવ્યો, પતિના દુર્ગુણનો એકાદ પ્રસંગ નજરે પડ્યો, સખી-વર્ગમાંની એકાદની નીચ વૃત્તિ જણી, એક પતિવ્રતા સખીના સુખનું ચિંતન થયું; આવા આવા તુચ્છ પ્રસંગોથી કુમુદસુંદરીનું મહાસમર્થ મન ચલિત થાય એ ખરેખર અયોગ્ય અને અસંભવિત કહેવાય.'' એ પ્રસંગો તુચ્છ છે? સરસ્વતીચંદ્ર સાથે પ્રથમ થયેલો પ્રેમ અને તે પ્રેમ ખાતર સરસ્વતીચંદ્રે કરેલા ત્યાગનું જ્ઞાન: એ બે અંશો આ પ્રસંગો સાથે જોડાતાં એ પ્રસંગોનું બળ શું નહનું થાય છે? અને એ લક્ષમાં રાખવું જોઈએ કે કુમુદસુંદરી સંન્યાસિની કે તપસ્વિની નથી પણ સંસારમાં રહેનારી સ્ત્રી છે. તેના સંસ્કારો બળવાન છે. તેનો બુદ્ધિવેગ તીવ્ર છે. તેની રસિકતા ઊંડી છે. બળવાન શત્રુનો પરાજય કરતાં તેના પ્રહાર જેમ ખમવા પડે છે તેમ સરસ્વતીચંદ્ર

ઉપરના પ્રેમના ઉછાળાને દાબી દેવાના પ્રયાસમાં તે ઉછાળાની અસર કુમુદસુંદરીના કોમળ હૃદયને ખમવી પડતી હતી. કર્તા પોતે આ પ્રસંગે કહે છે તેમ "મનુષ્યનું જીવન એ અનેક સૂત્રની એક રજ્જુ (દોરી) છે; અનેક આમળાની એક ગાંઠ છે. તે સૂત્રોની–તે આમળાઓની–પોતપોતાની નિરનિરાળી સ્થિતિ–જાતિ–છે, અને તેઓમાં ઘણી વખત પરસ્પર વિરોધ આવી જાય છે. આ સૂત્રો અને આમળાઓ, તેમની ઘટના, અને તેમના વિરોધ અધિકતર બુદ્ધિથી, અધિકતર વિદ્યાથી, અને અધિકતર રસજ્ઞાનથી વધારે વધારે સૂક્ષ્મ અને વિચિત્ર બને છે અને તેની સંખ્યા પણ વધે છે. પ્રમાદધનમય બનેલું જીવન સરસ્વતીચંદ્ર હીન થઈ શકયું નહિ."

આ પ્રસંગ ઉપરથી રા. વિશ્વનાથ શંકા કરે છે કે "શું ખરેખર કુમુદસુંદરી સતી હતી? તેનું અંગ શુદ્ધ હતું, તેનું આચરણ શુદ્ધ હતું, પણ તેનું મન શુદ્ધ હતું? કદાચિત્ પાછળથી શુદ્ધ થયું એમ માનીએ. એક વાર પણ જે મન ઉપર અશુદ્ધ વિચારે જય કર્યો તે મન અસંત નિર્મળ કેમ કહેવાય? ન કહેવાય તો તેવું મન ધારણ કરનારી સ્ત્રી સતી કેમ કહેવાય?" કર્તાએ પોતે આ પ્રશ્ન આવો સંશયગ્રસ્ત ગણ્યો નથી. એ પ્રકરણને અંતે તેઓ કહે છે, "અકલ્પ્ય આત્મપ્રયાસથી વિશુદ્ધ બનવા જતાં ઇશ્વરકૃપાએ મહાજય પમેલી ભાગ્યશાળી પવિત્ર ઉત્કૃષ્ટ સતી કુમુદસુંદરી તપને અંતે આનન્દસમાધિ પેઠે જાતે આવેલી અસ્વપ્ન નિદ્રાને વશ થઈ." તેના સતીત્વ વિશે સરસ્વતીચંદ્રના મુખમાં પણ આવા જ વિચારના ઉદ્‌ગાર કર્તાએ મૂકયા છે: "કુમુદસુંદરી!···ખરે તું સતી છે. અણગમતા પુરુષને વશ ન થવામાં ઘણીક સ્ત્રીઓ ભયને ગણતી નથી. તેમનું સતીપણું વધારે, કે આટલી ઊંડી અને ન ભુંસાય એવી પ્રીતિ છતાં મળેલા પ્રસંગે આટલી દૃઢતા રાખે તેનું સતીત્વ વધારે? સીતાને રાવણ ઉપર પ્રીતિ ન હતી અને તેનાથી એ વિમુખ થાય એમાં નવાઈ શી? કુમુદસુંદરી! તેં એ નવાઈ કરી–તેં

મને એમ આપ્યો!" અમને લાગે છે કે આ ધોરણમાં સત્તતા રહેલી છે. અનુપમ સતીત્વ વિના કુમુદસુંદરી અશુદ્ધિ પર આવો જય મેળવી શકત નહિ. પણ વળી એ આખું પ્રકરણ સૂક્ષ્મતાથી વાંચતાં જણાશે કે કુમુદસુંદરીએ મનમાં કંઈ દુષ્ટ વિચાર બાંધ્યા ન હોતા, દુષ્ટ સંકલ્પ કર્યા ન હોતા, દુષ્ટ ઇચ્છા આણી ન હોતી. સરસ્વતીચંદ્ર સાથેના પૂર્વપ્રેમનું સ્મરણ જાગૃત થતાં, આસપાસની કેટલીક સ્થિતિથી મન વેગવાળું થતાં, કુમુદસુંદરી પોતાની સ્થિતિ સમજ્યા વગર સરસ્વતીચંદ્રના ઓરડાના બારણા તરફ જવા ઊભી થઈ, પણ પોતાનું મન કલંકિત વૃત્તિ તરફ ઘસડાવાની અણી આવી છે એ ભાન થતાં જ તે અટકી અને નિગ્રહ કરતાં તેની પવિત્રતાનો પ્રકાશ ઉજ્જવળ થઈ રહ્યો: એ સ્થિતિમાં તેના મન ઉપર અશુદ્ધ વિચારે એકે વાર જય કર્યો હતો એમ ન કહેવાય. અશુદ્ધ વિચાર તેના મનમાં થયો જ ન હોતો. તેનું મન વિચારશૂન્ય થઈ ગયું હતું અને પછી માત્ર મૂઢ દશામાં તેણે શારીરિક કૃતિનો આરંભ કર્યો હતો. હું શું કરું છું, શા માટે કરું છું, એ વિચારણા તેના મનમાં થઈ ન હોતી તો અમુક અપવિત્ર વિચાર પ્રથમ મનમાં કરી પછી એ શારીરિક કૃતિ (દ્વાર તરફ જવાની) કરવાનો દોષ જ ક્યાં લાગ્યો? અપવિત્ર વિચારનો સંગ તેવા વિચારનો પરાભવ કરવાને પ્રસંગે જ તેને થયો હતો. અને, એ પરાભવ કરવામાં ઉત્કૃષ્ટ સતીત્વ રહેલું હતું. રા. વિશ્વનાથ આ સંબંધે કુમુદસુંદરીની સૌભાગ્યદેવી સાથે સરખામણી કરે છે, પણ એ સરખામણી થઈ શકે તેમ નથી. સૌભાગ્યદેવીને એવી કસોટીના પ્રસંગ જ નથી આવ્યા. અને કસોટીમાં ઊતરવું પડે તેમાં ઊતરનારનો દોષ નથી.

જ્ઞાનસંપત્તિ અને ગૃહશિક્ષણથી સ્ત્રીની પાત્રતા કેવી ઉદારતા અને ઉત્કૃષ્ટતા પામે છે, એ કુમુદસુંદરીના ચરિત પરથી મળતો સાર વાચક તરફથી અભિનંદન પામી ગ્રંથકાર તરફ ઉપકારબુદ્ધિ ઉત્પન્ન કરે છે.

ગ્રંથમાંનાં ઉપપાત્રોનાં લક્ષણો અને પ્રસંગવશાત્ કેટલાક ઉપયોગી વિષયોની ગ્રન્થકારે કરેલી ચર્ચા પણ વિવેચન યોગ્ય છે....

આ નવલકથાનો પહેલો ભાગ પ્રસિદ્ધ થયા પછી ચૌદ વર્ષની દરમ્યાન કર્તાએ બીજા ત્રણ ભાગ રચીને બહાર પાડ્યા છે અને એ રીતે કથા પૂરી કરી છે. એ સર્વે ગ્રંથોનું સંક્ષેપમાં અવલોકન કરવું શક્ય નથી, પરંતુ પ્રથમ ભાગના વિવેચન સાથે બાકીના ગ્રંથ વિશે બે શબ્દ કહેવા એ ઉચિત છે.

ચારે ભાગમાં નવલકથા તરીકે પ્રથમ ભાગ સર્વોત્તમ છે. અને તે પછી દરેક ભાગ ઊતરતી શ્રેણીમાં છે એમ અમારા જાણવા પ્રમાણે સર્વે વાંચનારમંડળની પ્રતીતિ છે. "જિજ્ઞાસારસને દ્રવતો કરી મિષ્ટ વાર્તા ભેગો ઉપદેશ પાઈ દેવો" એ જે યથાર્થ સૂત્ર કર્તાએ કથાના પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં દર્શાવ્યું છે તેનું અનુસરણ તે પછીના ભાગમાં ધીમે ધીમે ક્ષીણ થયું છે. ત્રીજા ભાગમાં જ્યાં "લક્ષ્યાલક્ષ્ય–રહસ્યવિવરણ" સંસ્કૃત ભાષામાં આપ્યું છે અને સરસ્વતીચન્દ્રે પુસ્તક ઉઘાડીને વાંચ્યું તેમાં એ પ્રકરણ હતું કહી એ વિવરણને કથામાં દાખલ કર્યું છે, ત્યાં એવા પ્રસંગોમાં 'નવલકથા' રહી જ નથી. ચોથા ભાગમાં વળી એથી વધારે વાર ગ્રન્થનું નવલકથાપણું લુપ્ત થયું છે; એમાં 'પંચ મહાયજ્ઞ' સરખાં પ્રકરણો વાંચનારના ચિત્તની ગતિને રોકનારી અને મંદ કરી નાખે છે. બીજા ભાગમાં વાર્તારસ ખંડિત થતો નથી, પણ પ્રથમ ભાગ જેટલી અદ્‌ભુતતા એ ભાગના વાર્તાકથનમાં સમાઈ નથી. પ્રથમ ભાગમાં ભાવનામય અંશ ( ideality ) વિશેષ છે, અને બીજા ભાગમાં સાંસારિક વાસ્તવિક્તા ( reality ) ગુણસુંદરીની સુવાવડની વીગતો સુધી જઈ પહોંચી છે.

બીજા ભાગમાં વર્ણવેલી વિદ્યાચતુર અને ગુણસુંદરીની કુટુંબસ્થિતિ પહેલા ભાગમાં કહેલા બુદ્ધિધન અને સૌભાગ્યદેવીના ગૃહથી જુદા જ પ્રકારનું સંસારચિત્ર આપે છે. તે અનેક સુબોધથી

ભરેલું છે. પણ કુમુદસુંદરી અને કુસુમસુંદરીના મનના સંસ્કાર કેમ બંધાયા તે દર્શાવવા જેટલે જ અંશે આગળની કથા જોડે આ ચિત્ર સંધાયેલું છે. આ ભાગની બાકીની કથા સરસ્વતીચન્દ્રને જોગીઓને સોંપી તથા કુમુદસુંદરીને સુભદ્રા નદીમાં તણાતી મૂકી, સમાપ્ત થાય છે. સુવર્ણપુરથી જુદાં પડેલાં નાયકનાયિકાને સુન્દરગિરિ પર્વત ઉપર એકઠાં થવાનો માર્ગ યોજવાનું કૃત્ય આ કથાભાગ કરે છે; તેમનાં વિશિષ્ટ લક્ષણ પ્રકટ થવાનો પ્રસંગ આ ભાગમાં આવતો નથી.

ત્રીજા ભાગમાં કુમુદસુંદરીનું દર્શન થતું જ નથી અને સરસ્વતીચંદ્ર પણ સુન્દરગિરિ ઉપરના મઠના જોગીઓનું નિરીક્ષણ કરનાર અતિથિ તરીકે જ નજર આગળ આવે છે. તેમની પરોણા-ચાકરી તે ચાલવા દે છે અને તેમના ગુરુ વિષ્ણુદાસનો "લખ" તથા "અલખ" વિષેનો ઉપદેશ પોતાના કાન ઉપર તે આવવા દે છે. એટલું જ વર્તન તે આ કથાભાગમાં કરે છે. એ તટસ્થતામાંથી તે માત્ર એક વાર બહાર આવે છે. યદુનન્દનના મંદિરમાં પ્રવેશ કરતાં તે મૂર્તિને નમવાની વિષ્ણુદાસે કરેલી સૂચનાના ઉત્તરમાં સરસ્વતીચંદ્ર કહે છે, "હું મારા ઇષ્ટદેવને જ નમું છું. તે નિરંજન નિરાકાર છે." વિષ્ણુદાસને સરસ્વતીચંદ્રની બુદ્ધિના પ્રતાપનો આ પ્રસંગથી અનુભવ થાય છે. વિષ્ણુદાસ સરસ્વતીચંદ્રનું વિચારધોરણ ગ્રહણ કરી તેને પોતાની વિભૂતિમાં પ્રવેશ કરાવે છે અને ઉત્તમ જ્ઞાનનો અધિકારી બનાવે છે. મઠના બાવાઓનો પણ સરસ્વતીચંદ્ર ઉપર પૂજ્યભાવ થાય છે. આ ભાગમાં આ કરતાં વિશેષ કથા રત્નનગરીનાં રાજાઓ અને પ્રધાનોની છે અને હિન્દુસ્તાનમાંનાં દેશી રાજ્યોની સ્થિતિ વિષે વિચારણા છે. નાયકનાયિકાના વૃત્તાન્ત સાથે એ પ્રકરણોને સંબંધ નથી.

ચોથા ભાગમાં અનેક વિષયોનો અને અનેક શૈલીઓનો સંગ્રહ છે. 'નવલકથા' કરતાં 'પુરાણ' અથવા 'અનેકચર્યાસંગ્રહ'

નામ તેને વધારે ઉચિત છે. રાજ્ય, સંસાર, ધર્મ, પ્રેમ, દેશોદ્ધાર ઇત્યાદિ વિષયો સંબંધી અનેક દૃષ્ટિબિન્દુનાં વિવેચનોનો એ ગ્રંથમાં સમાવેશ થયેલો છે. નવલકથામાં વિષયાન્તર થઈ શકે છે, અને વાર્તા તથા વર્ણન સાથે અમૂર્ત વિવેચન દાખલ થયું છે. પરંતુ કથાનો વૃત્તાન્ત મુખ્ય છે અને બીજા સર્વ વિષયો ગૌણ છે તથા વૃત્તાન્તને પુષ્ટ કરવા સારુ તે માત્ર ક્વચિત્ ક્વચિત્ આવી શકે છે. પરંતુ, તેમ ન થતાં જ્યારે વિચારણાભાગ બહુ વિસ્તારી થાય છે અને ગ્રન્થમાં ઘડી ઘડી દાખલ થાય છે, ત્યારે વૃત્તાન્તનું સાતત્ય તૂટી જાય છે, વાર્તારસ છિન્ન થાય છે, કલ્પનાની રમ્યતાનો અનુભવ થતો નથી અને વિવિધ પાત્રોમાં મૂકેલા જન–સ્વભાવની રેખાઓ વિખૂટી પડી જઈ સમસ્ત ચિત્ર દૃષ્ટિગોચર થઈ શકતું નથી. ગ્રંથકારે કરેલી ચર્ચાઓ ઘણા મહત્ત્વની છે એ નિર્વિવાદ છે, પણ, કલાવિધાનનો ભોગ આપી નવલકથાના સ્વરૂપનો નાશ થવા દેવા કરતાં એ ચર્ચાઓનો કોઈ જુદા ગ્રંથમાં સમાવેશ કરવાની યોજના કરી આ ગ્રંથમાં તે વિશે ફક્ત થોડા ઈશારા કરવાનું વધારે ઉચિત હતું, એમ અમારો નમ્ર અભિપ્રાય છે.

આ ચર્ચાઓમાંનો કેટલોક ભાગ મહાભારતની કથાનું વિશાળ રૂપક કલ્પી તેને આધારે નિરૂપણ કરેલો છે. આ કલ્પના મનોરંજક છે, અને રાજ્યવ્યવસ્થાની વિવિધ ભાવનાઓની વ્યાખ્યા સ્પષ્ટ કરવામાં એ કલ્પનાનો કર્તાએ બહુ ચતુરાઈથી ઉપયોગ કર્યો છે. અલબત્ત, મહાભારત રૂપક તરીકે લખાયેલું છે એવો ઐતિહાસિક પુરાવો કાંઈ પણ નથી. વ્યાસનો હેતુ કલ્પિત વૃત્તાન્ત રચી તેમાં રૂપક ગર્ભિત રાખવાનો હતો એમ માનવા માટે કાંઈ પણ આધાર નથી. અને ભારતવર્ષમાં મહાભારતની કથા ઇતિહાસ તરીકે જ આજ સુધી મનાતી આવી છે, જૂના સંસ્કૃત કવિઓએ ઇતિહાસ તરીકે જ તે કથાનો ઉપયોગ કર્યો છે. આ નવલકથાના ગ્રન્થકારે પોતે પણ કેટલાંક પાત્રો પાસે આ સંબંધી શંકાઓ પ્રકટ કરાવી છે. 'આટલી

બધી વિચારણાઓને શાંતિકાળની અને આજની અંગ્રેજ યુગની વ્યવસ્થાઓ, તે સર્વનો ' મહાભારતની કથામાં સમાસ કરવામાં આવે તે બુદ્ધિ સહી શકે નહિ; 'વ્યાસને માથે રૂપક લખી આખું હિન્દુસ્તાન ઠગવાનો આરોપ' મુકાય છે અને રૂપક પણ 'ક્લિષ્ટ' થાય છે; 'ઇતિહાસ ગણાતા કાવ્યમાંના પાત્રવર્ગને રૂપકરૂપ કર્યાથી નાસ્તિકતાનો આરોપ' આવે છે : ઇત્યાદિ શંકાવચનો કેટલાંક પાત્રોનાં મુખમાં મૂકી બીજાં પાત્રો પાસે તેના ઉત્તર દેવડાવ્યા છે કે, "વ્યાસ કવિએ ઐતિહાસિક અથવા કાલ્પનિક વ્યક્તિઓના અંજનકાળે તેમનામાં રૂપક-ગુણનું પણ સાથે આવાહન કરેલું હોય તેમાં શું કાંઈ અસંભવિતના છે ?" "મહાકવિએ કરેલી એક કલ્પનાને કાળાંતરે અન્ય કવિઓ દેશકાળની અનુકૂળતા પ્રમાણે અનેક રૂપ આપે છે." "પાંડવો અને કૌરવોને ઐતિહાસિક પુરુષો ગણવા નહીં, એવું કહેવાનો ઉદ્દેશ અમે રાખતા નથી. તેવા પુરુષ થઈ ગયા હો કે ન હો એ શોધ કરવો એ તમારા જેવાનું કામ છે. મહાકવિએ ઇતિહાસ સાથે રૂપક પણ કેમ મૂક્યાં ન હોય ?" આમાં કયો મત ગ્રન્થકારને માન્ય છે તે જણાવ્યું નથી, તેમ જ રૂપક ઉદ્દિષ્ટ માનવાની દલીલમાં બળ જણાતું નથી. "રૂપક કેમ ઉદ્દિષ્ટ ન હોય ?" એ કાંઈ રૂપક ઉદ્દિષ્ટ હોવાનો પુરાવો નથી. અતિ વિસ્તારી રૂપક ઉદ્દિષ્ટ કર્યું હોય તો તે વિશે મહાભારતના સમયે કર્તા તરફથી કોઈ ઠેકાણે ઇશારો પણ ન થાય એ સંભવિત લાગતું નથી. રૂપક સમજાવતાં ગ્રંથનો વિસ્તાર થઈ જતો એવો વ્યાસ મુનિને ભય હતો નહિ. મહાકવિની કલ્પનાને કવિઓ અનેક રૂપ આપે છે તે ઉપરથી તે રૂપ તે મહાકવિએ કલ્પિત રાખેલું હતું નથી. આ નવલકથામાં જે રાજકીય ભાવનાઓનો મહાભારતના રૂપકમાં સમાવેશ કર્યો છે તેમાંની કેટલીક તો આધુનિક છે અને તે મહાભારતના સમયમાં વિદ્યમાન હતી એમ કહેવાનો કંઈ સાધન નથી. નવલકથાની પ્રસ્તાવનામાં સ્પષ્ટ કહે છે કે મહાભારતની કથામાં આદિથી અંત

સુધી પ્રજાના ઉત્કર્ષક્રમનું રૂપકમય સુવ્યવસ્થિત નિરૂપણ નજરે પડે છે, પણ મહાભારતમાં તે રૂપક ઉદ્દિષ્ટ છે કે નહિ એ સુસ્પષ્ટ નથી કર્યું. અતિ વિસ્તારી વૃત્તાન્તો કરતાં નાની પુરાણકથાઓમાં રૂપક ઉદ્દિષ્ટ હોવાનો કંઈક વધારે સંભવ હોય છે, અને અતિ પ્રાચીન કાળમાં રૂપકોદ્વારા વિચાર બાંધવાનો પ્રચાર વધારે હોવાથી એ કાળની લેખનશૈલીમાં રૂપકને મળતી ભાષા ઘણી વપરાયેલી લાગે છે. તેથી એવા લેખમાંથી રૂપક ઉપજાવવાં વધારે સુકર પડે છે, આ કારણથી, મહાભારતમાં રૂપક ઉદ્દિષ્ટ હો કે ન હો, પણ વિચારો પ્રદર્શિત કરવાના કલાવ્યાપારમાં રૂપકની કલ્પના કરવામાં કાંઈ હાનિ નથી; માત્ર એ કલ્પના છે તે કેવળ ગુપ્ત રહેવું ન જોઈએ.

આ રૂપકની કલ્પના મનનું રંજન કરી વિષયચર્ચા સુગમ કરે છે એ અમે ઉપર કહ્યું છે. પરંતુ તે સાથે કહેવું જોઈએ કે વિષયોની ચર્ચા પેઠે આ રૂપક પણ બહુ વિસ્તારી થઈ ગયું છે અને નવલકથાના વૃત્તાન્તથી જુદું પડી જાય છે. ઉત્કર્ષની ગતિરૂપ અર્જુનના વાયુરથની કલ્પના અને પ્રજાદેવીરૂપ પાંચાલીને પીડા કરનાર વિપરીત બ્રાહ્મણત્વરૂપ અશ્વત્થામાની કલ્પના તો મૂળ પાત્રોનાં ચિત્રથી એટલે દૂર જાય છે કે એ સર્વ વિવરણ માટે એ કલ્પનાની શી આવશ્યકતા છે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે.

એક બીજું વિશાળ રૂપક પિતામહપુરનું છે. એ સ્વપ્નસૃષ્ટિમાં આર્યસંસારની વિધવિધ દશાઓનાં પ્રતિબિમ્બ દર્શાવી ગ્રન્થકારે બહુ રુચિકરતા ઉત્પન્ન કરી છે. એ સ્થળના વર્ણવેલા રાફડા, વડવાઈઓ, નાગલોક, મણિસંગ્રહ, વગેરેની સ્થિતિઓની વીગત પૂરેપૂરી સમજી શકાતી નથી, પરંતુ, એ સાધનોદ્વારા કરેલી રૂપકરચના ગ્રન્થકારનું તાત્પર્ય ઘણા નર્મ અને મર્મ સાથે ઉદિત કરે છે

ગ્રન્થના નાયક તથા નાયિકાના કથાના આ ભાગમાં આપેલા વૃત્તાન્ત વિશે થોડું વિવેચન કરવા ઉપરાંત વધારે અવકાશ આ અવલોકનમાં નથી.

પહેલા ભાગમાં આલેખેલા સરસ્વતીચંદ્રમાં અનેક ફેરફાર થયેલા આ ભાગમાં નજરે પડે છે. સુંદરગિરિના સાધુઓના સહવાસની અને વિષ્ણુદાસના આદર્શની સરસ્વતીચંદ્ર ઉપર ઘણી અસર થઈ છે એ સ્પષ્ટ છે. સાધુઓના આતિથ્યથી અને તેમની સુજનતાથી તેનું હૃદય આર્દ્ર થયું છે અને વિષ્ણુદાસના ઉપદેશથી પોતાના કર્તવ્યનું નવું ભાન તેને થયું છે. "સુખી હું તેથી કોને શું? દુખી હું તેથી કોને શું?" એવું એકલાપણું તેનામાંથી ઘસાઈ ગયું છે, અને જનસમાજનાં સુખદુઃખ સાથે પોતાનાં સુખદુઃખ જોડાયેલાં હોવાથી પોતાનાં પણ સુખદુઃખ કરવા લાયક છે એમ તેને સમજાયું છે. તેના ચિત્તની કઠોરતા દૂર કરી તેને વધારે સૌમ્ય કરવામાં પ્રબળ અસર સુન્દરગિરિની સાધ્વી સ્ત્રીઓની થઈ છે. ત્યાંના પરિવ્રાજિકામઠની અધિષ્ઠાત્રી ચંદ્રાવલીનો ઉપકાર સ્વીકારતાં સરસ્વતીચંદ્ર તેને કહે છે, 'મારા હૃદયમાં આજ સુધી કોઈક બલવાન અન્ધકાર વ્યાપ્ત રહ્યો હતો તેમાંથી મને પ્રથમ મુક્ત કરનાર ઉપદેશી તે આપ છો.' આ વૃત્તિની પરીક્ષા કરતાં વિષ્ણુદાસે તેને પ્રશ્ન કર્યો કે યદુનન્દનને નમસ્કાર ન કરનારે ચંદ્રાવલીમૈયાને સાષ્ટાંગ નમસ્કાર કરવા પ્રયત્ન કર્યો તેને માટે ને તમારે માટે તમારા સંસાર શો અભિપ્રાય બાંધશે?" તેનો ઉત્તર સરસ્વતીચંદ્ર એવો દે છે કે "સંસાર છોડી આપનો આશ્રય પામનાર આપના અભિપ્રાયનો વધારે જિજ્ઞાસુ છે. નમસ્કાર કર્યા તે એ પવિત્ર મૈયાના અલક્ષ આત્માને અને તેના સંસિદ્ધ જીવસ્ફુલિંગને × × × આ દેશના સંસારીઓ સ્ત્રીપુરુષમાં જે ભેદ સ્વીકારે છે તે આપનાં ચરણમાં આવ્યા પછી હું કેવળ ભૂલી જ ગયો છું." આ ભક્તિને સુન્દરગિરિના સાધુજનો ખરેખરા પાત્ર છે. ગિરિ ઉપરનું સાધુજીવન ઉચ્ચ ભાવનામય છે અને તેમના સહવાસથી તથા બોધથી સરસ્વતીચંદ્ર ચિત્તમાં વિલક્ષણ ઉલ્લાસ અનુભવે એ યથાર્થ છે. ગ્રંથકારે એ સાધુમંડળની ઉન્નતિ, ઉદારતા, સરલતા, આત્મશાસન, ઇત્યાદિનું બહુ હૃદયંગમ ચિત્ર

આપ્યું છે. ન્યૂનતા એટલી જ છે કે એ મંડળ સંસારથી બહુ દૂર અને બહુ ઊંચું છે. સંસારના સરસ્વતીચંદ્રોને ઠેકાણે આણવા વિષ્ણુદાસ તથા યદુશૃંગના સાધુજનો સંસારમાં મળે તેમ નથી, અને તેથી આ ચિત્ર પર ભાવનાના ભંડાર તરીકે જ દૃષ્ટિ કરવાની છે. એવા ઉત્કર્ષકારક પ્રસંગો કોઈને મળશે એવી ધારણા કરવાનું કારણ નથી.

એ સાધુજનોની પ્રેમભાવના પણ બહુ ઊંચી છે. ગિરિ પર પરિવ્રાજિકામઠ અવિવાહિત અને વિધવા સાધુસ્ત્રીઓ માટે હતો, તેમ ગૃહસ્થ સાધુદંપતી માટે વિહારમઠ હતો. પ્રવ્રજ્યા લીધા પહેલાં ચંદ્રાવલી વિહારપુરી સાથે વિવાહિત હતી. તે સ્થૂળ અને સૂક્ષ્મ પ્રીતિના વિષયમાં પ્રવીણ હતી અને 'એક કાળે રસિક હતી.' વિષ્ણુદાસની પાછળ અનુયાયી થવા વિહારપુરી સિવાય બીજું કોઈ યોગ્ય ન હોવું તેથી ચંદ્રાવલીની ઇચ્છાનુસાર તે દંપતી વિયુક્ત થયાં, વિહારપુરી વિષ્ણુદાસ પાસે જઈ રહ્યો અને ચંદ્રાવલી પરિવ્રાજિકામઠની અધિષ્ઠાત્રી થઈ. પોતાનો અને વિહારપુરીનો અનાયાસે મેળાપ થાય તે પણ ઉભયના વૈરાગ્યને ભયનું કારણ છે એમ ગણી ચંદ્રાવલી પર્વત છોડી તળેટીમાં દેવીના મંદિરમાં જઈ રહી હતી. અને તેની પાછળ મોહિની નામે સાધ્વી પરિવ્રાજિકામઠની અધિષ્ઠાત્રી થઈ હતી. ચંદ્રાવલી અને મોહિની બન્નેને કુમુદસુંદરી ઉપર વત્સલતા થઈ હતી. કુમુદસુંદરી અને સરસ્વતીચંદ્રનો ઇતિહાસ જાણતાં તેમને સૂક્ષ્મ પ્રીતિથી જોડવા બન્ને સાધ્વીઓએ સંકલ્પ કર્યો. કુમુદસુંદરીને મોહિનીએ 'અલખમન્મથ' વિશે ઉપદેશ કર્યો, અને પરિશીલન, સંવનન, (Courtship) તથા વિવાહ શું તે સમજાવ્યું. ચંદ્રાવલીએ સરસ્વતીચંદ્રને આ વિષય ઉપર ઉપદેશ કર્યો. કુમુદસુંદરીની પ્રીતિ સરસ્વતીચંદ્ર ઉપર છતાં પ્રમાદધન સાથે કરાવેલું તેનું લગ્ન તે કેવળ વંચના હતું, સરસ્વતીચંદ્ર તેનો ખરો પતિ અને પ્રમાદધન કેવળ જાર, એવાં આ સાધ્વીઓનાં વચનથી કુમુદસુંદરી અને સરસ્વતીચંદ્ર ચમક્યાં અને એ મત સામે તેમણે ઘણો વિવાદ કર્યો. આખરે કુમુદસુંદરી અને સરસ્વતીચંદ્રે પરસ્પરનાં હૃદય ઓળખવા

મારુ કેટલોક કાળ સાથે રહેવું એ યોજના આ સાધુસ્ત્રીઓએ તેમની પાસે કબૂલ કરાવી, અને નાયકનાયિકાના ભવિષ્યનો પાયો સાધ્વીઓના આ સખીકૃત્ય પર રચાયો. કુમુદસુંદરીનું પ્રમાદધન સાથેનું લગ્ન પ્રીતિવિરુદ્ધ હોવાથી પ્રમાદધનની હયાતીમાં પણ તે અધર્મ્ય અને વ્યર્થ ગણવાની આ સાધુસ્ત્રીઓની દલીલ આશ્ચર્યજનક છે અને સુંદરગિરિ નીચે આવેલા સંસારના જીવનમાં એ વિચાર ગ્રહણ કરવા યોગ્ય છે એમ માનતાં વાચકને સંકોચ લાગશે. આ શંકાનો સરસ્વતીચંદ્ર એટલો જ નિર્ણય કરે છે કે 'હું પતિ કે પ્રમાદ પતિ એ પ્રશ્ન પ્રમાદના મરણથી શાંત થાય છે.' આ પ્રશ્ન બાજુએ મૂકતાં, આ સાધુસ્ત્રીઓનું ઊંચું જ્ઞાન, ઉચ્ચ ભાવનાઓ અને દૃઢ પ્રતીતિ બહુ પ્રશંસા યોગ્ય છે. મોહિની નિઃશંકપણે કહે છે કે 'પિતાએ બલાત્કારે કે આજ્ઞાવડે પુત્રીની પાસે પ્રતિજ્ઞાઓ લેવડાવવી એવું કોઈ શાસ્ત્રનું શાસન કે વિધાન નથી. એ તો તમારા મૂર્ખ ભ્રષ્ટ સંસારીજનોના આચાર છે." ચંદ્રાવલી સરસ્વતીચંદ્ર સરખા પંડિતને ઉપદેશ કરે છે કે "માત્ર શમસુખના અભિલાષથી અથવા પરમ જ્યોતિના યોગના લોભથી કુમુદસુંદરીને તેની સંમતિ વિના દૂર રાખતા હો તો તમે અલખમાર્ગનો યોગ સમજ્યા નથી તે ગુરુજી પાસે સમજી લેજો. આ ગિરિરાજના યોગીઓ અલક્ષ્ય અને લક્ષ્ય ઉભયના યોગી છે અને લક્ષ્યનો તિરસ્કાર કરવામાં પોતાના અદ્વૈતને બાધ ગણે છે." આવી વિચારવંત અને આવી હિમ્મતવાળી સ્ત્રીઓનું દર્શન આધુનિક હિંદુસંસારમાં નહિ તો હિન્દુસ્તાનમાં કોઈ પર્વત પર રહેલા સાધુમંડળમાં પણ ગ્રન્થકારે આપ્યું છે, તે માટે તેમને ધન્યવાદ આપવો જોઈએ.

આ સાધુ સ્ત્રીઓમાં પણ કુમુદસુંદરી પોતાની સુશીલતાથી દીપે છે, પણ એની પાત્રતા સરસ્વતીચંદ્ર પેઠે આ મઠમાં આવી નવી ઘડાતી નથી. આદિથી અંત સુધી તે એની એ જ છે. સાધુ સ્ત્રીઓના સમાગમનો લાભ તેને એ થાય છે કે સરસ્વતીચંદ્ર તરફની

પોતાની પ્રેમવૃત્તિનું પૃથક્કરણ તે કરી શકે છે અને એ સંબંધે શો માર્ગ લેવો તે તે નક્કી કરી શકે છે. સાધુ સ્ત્રીઓએ કરેલી આ સિદ્ધિ તેમની વિરલ શક્તિ દર્શાવે છે.

સ્ત્રીની ઉન્નતિની ભાવના કથાના પહેલા ભાગ કરતાં આ ભાગમાં કર્તાએ બહુ આગળ વધારી છે એમાં સંશય નથી. પ્રથમ ભાગમાં એ ભાવના માટે માત્ર કુમુદસુંદરીની ઊંચી કેળવણીનું ચિત્ર છે, અને એ સંબંધે પણ કર્તાએ તે ભાગમાં એક સ્થળે સંકોચ દર્શાવ્યો છે. "ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે! પેલીનું તો ચિત્ત ચૂલા માંહ્ય! દેશી! કૂહોની કેનું આ કહેવું તે કહેવાય!" એ રા. નવલરામની પંક્તિઓ ઉતારી તે વિરુદ્ધ ટીકા કરતાં કર્તા કહે છે: 'ભૂગોળ અને ખગોળમાં રમનાર પંડિત ચૂલાના ભડકાના પ્રકાશથી વિશેષ રેતાશ પામતા–ખગોળને સળગાવનાર ગોળા જેવા–ગૌર ગાલવાળી અભણ ઉપર પણ મોહ પામે છે.' પંડિત પોતાની અભણ સ્ત્રીને ચૂલા આગળ બેઠેલી જુએ તો સંસારમાં પર્યાપ્તિ છે, એવો જે અભિપ્રાય અહીં સૂચિત કર્યો છે, તેથી ચોથા ભાગમાં કર્તા અગાડી વધે છે. દેશોદ્ધાર માટે સરસ્વતીચંદ્રે કલ્પેલી મહાન યોજનામાં વિદ્વાનોની 'સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબ-પોષક થાય * * * યોગ્યતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી ને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ પ્રચ્છાઓ અને ક્લેશમાંથી છૂટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને" એવા ઉપાય લેવાના છે. "સ્ત્રીને રસોડામાંથી અને ગૃહકાર્યમાંથી મુક્ત કરવાનાં સાધન વિદ્વાન સ્વામીને હોય તો તે સ્ત્રીને મુક્ત કરે" તે માટે તેને એવાં સાધન આપવાનાં છે. આ યોજનાનો વિસ્તાર કરતાં સરસ્વતીચંદ્ર કુમુદસુંદરીને કહે છે, "આપણા દેશમાં સમર્થ સ્ત્રીઓ થાય ત્યાં સુધી અંગ્રેજોની કુલીન સ્ત્રીઓને સારા પગાર આપી આપણી આવી સ્ત્રીઓમાં જતી-આવતી ને વાર્તાથી ને સહવાસથી ઉચ્ચ જીવન આપતી કરીશું. આપણી સ્ત્રીઓને આમ ઘેર બેઠે ગંગા પ્રાપ્ત કરાવીશું ને એ સ્ત્રીઓને પણ

ધીમે ધીમે ગૃહ–કાર્યમાંથી મુક્ત કરી બહાર કાઢીશું, ને પરદેશની ને આપણા દેશની પંડિત સ્ત્રીઓને એકઠી કરવાનાં ને બોધ અને રસ આપવાનાં સ્થાન રચીશું." સુન્દરગિરિનાં સાધુ–સાધ્વીઓની ભાવનામય કલ્પનાની અસર આમ બહુ ફલવતી અને ઉદારતાજનક થઈ છે.

સાધુ સ્ત્રીઓએ કરેલી યોજના પ્રમાણે સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી ચિરંજીવ શૃંગ ઉપર પાસે પાસે આવેલી ગુફાઓમાં રાત્રે નિવાસ કરે છે અને ત્યાં તેમનો એકાંત મેળાપ થાય છે. આવે પ્રસંગે નાયકનાયિકાએ જાળવેલી વિશુદ્ધિ કર્તાએ બહુ ઉત્તમ રીતે વર્ણવી છે. પરંતુ એક સરખામણી સહજ ઉત્પન્ન થાય છે. બુદ્ધિધનના ઘરમાં રાત્રે આ નાયકનાયિકાના ઓરડા વચ્ચેનું બારણું ઉઘાડું રહી જવાથી તેમનો થયેલો મેળાપ સ્વાભાવિક અને વાસ્તવિક લાગે છે. સૌમનસ્ય ગુફા અને વસંત ગુફાના માળ વચ્ચેના પુલદ્વારા તેમનો થયેલો મેળાપ કૃત્રિમ અને કલ્પિત લાગે છે. તેમની સ્વગત ઉક્તિઓ અને તેમનાં સંભાષણ અતિશય લાંબાં છે. કુમુદસુંદરીને મૂર્છાઓ આવવાની ટેવ છે, તેમ આ પ્રસંગમાં પણ તેને મૂર્છા આવે છે. પરંતુ તેની મૂર્છાને સમયે પણ સરસ્વતીચંદ્રના ઉદ્ગારમાં બહુ વાગ્વિસ્તાર આવે છે.

નાયકનાયિકા વિશ્રમ્ભથી ખુલાસા કરે છે. તેમના હૃદયના ભેદ ભાંગે છે અને તેમના વચ્ચેની સૂક્ષ્મ પ્રીતિ અખંડિત છે એમ તેમને અનુભવ થાય છે. એકાન્તમાં રહેવાનો તેમને ભય રહેતો નથી. તેમને બન્નેને બે રાત્રિઓએ સ્વપ્નદર્શન થાય છે. બન્નેને એકસરખાં સ્વપ્ન આવે છે, અને સ્વપ્નસૃષ્ટિમાં તેઓ સિદ્ધલોકમાં યાત્રા કરે છે, સિદ્ધાંગનાઓના પ્રસાદ પામે છે, હિન્દુસ્તાનના આધુનિક સંસારની સ્થિતિ પ્રતિબિમ્બરૂપે પિતામહપુરમાં જુએ છે, અને અર્જુન, કુન્તી, અશ્વત્થામા, વગેરે મહાભારતનાં પાત્રોદ્વારા ભારતવર્ષના ભવિષ્યની ઝાંખી કરે છે. આ સ્વપ્નદર્શનો બહુ વિસ્તારી છે અને રૂપકમય તથા સંકુલ છે. ઘણી વીગતોની વિષમતા ન હોય તો આ સ્વપ્નોની કલ્પના મનોરંજક છે.

સ્વપ્નમાં સાથે ફર્યાથી અને સર્વત્ર અભિનન્દન પામ્યાથી કુમુદસુંદરીને તથા સરસ્વતીચંદ્રને પ્રતીતિ થાય છે કે સૂક્ષ્મ પ્રીતિનો તેમનાથી ત્યાગ થઈ શકે તેમ નથી, પણ ઊલટું દેશોદ્ધાર માટે તેમણે અદ્વૈત સાત્વી પ્રીતિનું પોષણ કરી એકઠા પ્રયાસ કરવાની જરૂર છે. આને પરિણામે એ પ્રશ્ન ઉદ્‌ભૂત થાય છે કે, તેમણે કેવા પ્રકારનો સંબંધ બાંધવો? સરસ્વતીચંદ્ર કુમુદસુંદરીનું પાણિગ્રહણ કરી મુંબઈ નગરીમાં જઈ પ્રકટપણે રહેવા ખુશી છે અને કુમુદસુંદરીને પૂછે છે કે "આપણાં જીવનનો સમાગમ તમે કેવળ સૂક્ષ્મ ઇચ્છો છો કે, સ્થૂળ ને સૂક્ષ્મ ઉભય ઇચ્છો છો?" સરસ્વતીચંદ્રને આ માર્ગ ગ્રહણ કરતાં લેશ માત્ર ભય નથી. કુમુદસુંદરીને માત્ર સરસ્વતીચંદ્રની સૂક્ષ્મ પ્રીતિથી આયુષ્યની તૃપ્તિ છે. પિતાએ તેના કન્યાશરીરનું દાન જેને આપ્યું હતું તેના પ્રતિ પોતાનો "ધર્મ સમાપ્ત થયો" હતો અને "હૃદયના વિવાહ"થી તે અને સરસ્વતીચંદ્ર "વરી ચૂક્યાં" હતાં તેથી "લોકલજ્જાને કે કૃત્રિમ શાસ્ત્રોને ન સ્વીકારતાં" તે "સર્વ શાસ્ત્રના શાસ્ત્ર" "પ્રીતિ"ને વશ થાય છે. તેના પિતા વિદ્યાચતુરની ઇચ્છા છે કે 'કુમુદ પોતાની વિધવા અવસ્થામાં સરસ્વતીચંદ્રના આશ્રયથી જ સુખી થવા ઇચ્છતી હોય તો તેમાં વિઘ્ન નાંખવું નહિ પણ સાહાય્ય આપવું" અને એમ "હોય તો કુમુદનું સરસ્વતીચંદ્ર પાણિગ્રહણ કરે એ જ યોગ્ય છે." અને આમ કરતાં જરૂર પડે તો પ્રધાનપદ છોડી દેવા પણ તે તૈયાર છે. તેના કુટુંબનો સ્ત્રીવર્ગ આ વિચારથી વિરુદ્ધ છે. તેના પિતા માનચતુરનો અભિપ્રાય એવો હતો કે કુમુદસુંદરી સરસ્વતીચંદ્ર પાસે રહેવા ઇચ્છતી હોય તો સુંદરગિરિ પર તેમને રહેવા દેવાં અને લોકમાં કુમુદસુંદરી મૃત્યુ પામેલી મનાતી હતી તે ભૂલ ભાંગવી નહિ. સરસ્વતીચંદ્રના મિત્ર ચંદ્રકાંતની સલાહ એવી હતી કે સરસ્વતીચંદ્રનાં અને કુમુદસુંદરીનાં લગ્નથી હાલની સાંસારિક સ્થિતિ લક્ષમાં લેતાં તેમની લોકકલ્યાણ કરવાની શક્તિ

નષ્ટ થશે, માટે તેમ કરવું નહિ; પણ સહવાસ વિના તેમણે જોયેલાં 'સુંદર પવિત્ર સ્વપ્ન નિષ્ફળ' જાય, તેમણે 'વેરેલું બીજ નિષ્ફળ' જાય અને તેમના 'રસોત્કર્ષની વીજળીના ચમકારાને સ્થાને અમાસની રાત્રિ' થાય, માટે સરસ્વતીચંદ્રે કુમુદસુંદરીની બ્હેન કુસુમસુંદરી સાથે "દેખીતું લગ્ન" કરવું અને કુમુદસુંદરીએ પરિવ્રાજિકાવ્રત પાળી સરસ્વતીચંદ્રના પ્રયાસમાં સહાયભૂત થવું. આ માર્ગ આખરે અફળ થાય છે અને આ યુગ્મ લગ્ન કરી મુંબાઈ જઈ રહે છે. કુમુદસુંદરીની ફરી લગ્ન કરવાની ઇચ્છા ન હોતી તેથી એ પ્રશ્ન ત્યાં અટકે છે પણ, કુસુમસુંદરી અને સરસ્વતીચંદ્ર બંનેની ઇચ્છા ન છતાં સંબંધીઓના આગ્રહથી તેમનું થયેલું આ લગ્ન ભાગ્યે જ પ્રશંસનીય ગણાશે. સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી "હૃદયના વિચારથી વરી ચૂક્યાં છતાં" સરસ્વતીચંદ્ર "દેખીતું લગ્ન" અન્ય સાથે કરવા કબૂલ થાય એ પ્રીતિના પૂર્વે આવી ગયેલા નિરૂપણને નિષ્ફળ કરે છે. કુમુદસુંદરીને પોતાની ભૂલથી થયેલા જે અન્યાય માટે સરસ્વતીચંદ્ર અને વિદ્યાચતુર પ્રાયશ્ચિત્ત કરવા તત્પર થયા હતા તે જ અન્યાય સરસ્વતીચંદ્ર હવે ફરીથી પોતાના લગ્ન સંબંધે આચરે અને વિદ્યાચતુર પોતાની બીજી પુત્રી જે પરિવ્રાજિકા થવા ઇચ્છતી હતી, તેને સંબંધે આચરે એ સંભવિત પણ લાગતું નથી. હૃદયમાં ઊંડી સ્થાપિત થયેલી પ્રીતિની અવગણના કરી સરસ્વતીચંદ્રે કરેલું "દેખીતું લગ્ન" લોકકલ્યાણ કરવાનું વિવાહિત સ્થિતિનું સામર્થ્ય તેને પ્રાપ્ત કરાવે એ પણ શક્ય લાગતું નથી. ચંદ્રકાન્તની સલાહ પ્રમાણે લગ્ન પછી કુસુમસુંદરીએ "ચંદાવરી પેઠે સ્વતંત્ર" રહેવાનું હતું, અને ઈષ્ટ વિવાહિત સ્થિતિ સરસ્વતીચંદ્રને એ રીતે સિદ્ધ થવાની ન હોતી.

હિન્દુસ્થાનના ઉદ્ધાર માટે સરસ્વતીચંદ્રે કરેલી યોજનાઓ સંબંધી કંઈ વિશેષ કહેવાની જરૂર નથી. કર્તાએ પોતે એ પ્રકરણને "મનોરાજ્ય"નું નામ આપ્યું છે. એવી કલ્પનામય સૃષ્ટિની સ્થિત

તેમાં રહેલી ભાવના માટે જ છે, તેથી તેની વિગતોની ઝીણી તપાસ કરવાની જરૂર નથી; અને તે વાસ્તવિક રીતે . અમલમાં મૂકી શકાય એવી છે કે નહિ એ વિચાર ઝાઝો કરવાની જરૂર નથી. પોતાનું સર્વ દ્રવ્ય અસ્પૃષ્ટ રાખી તેનું ઉત્પન્ન દેશોદ્ધારના કાર્યમાં ખરચવાનો સરસ્વતીચંદ્રનો વિચાર બહુ ઉદાર અને ઉત્તમ છે. યુનિવર્સિટીની કેળવણી પામેલા યુવકોને વેપારમાં પ્રવૃત્ત કરવાની યોજના પણ યોગ્ય છે. એ રીતે દર બે વર્ષે ચાળીશ હજાર રૂપિયાની મૂડી આપી વેપારીઓ સ્થાપ્યાથી દેશનું દ્રવ્ય વધશે કે કેમ એ ભવિષ્ય કોઈ નિશ્ચયપૂર્વક કહી શકે નહિ, પરંતુ પરદેશમાંથી હુન્નર અને કલા શીખી લાવવાની એ અનુકૂલતા ફલવંત થવી જ જોઈએ. દેશના વિદ્વાનોનાં કુટુંબોમાં સરસ્વતીચંદ્રે અને કુમુદસુંદરીએ કરવું અને "તેમના કલ્યાણ માટે ને દેશના ઉદ્ધાર માટે સંયુક્ત સખીકૃત્ય" કરવું એ સંકલ્પ બહુ આદરણીય છે. આવા વિરલ પરિવ્રાજકો દેશની સંસારસ્થિતિના "આધિ વ્યાધિ ઉપાધિ" જોઈ લઈ સંસારની ઉન્નતિ કરવામાં બહુ મદદ કરી શકે એ નિ:સંશય છે.

'કલ્યાણગ્રામ'ની યોજનામાં કલ્પનાસૃષ્ટિ ઘણી વધારે છે. "અંગ્રેજી પાઠશાળાઓની છેલ્લી પરીક્ષામાં તરી આવેલા વિદ્વાનો અને પરીક્ષા લઈ શોધી કાઢેલા શાસ્ત્રીઓ, વૈદ્યો અને કારીગરો"ના નિવાસ માટે પર્વત પર કે દરિયા કિનારે જુદું ગામ વસાવી શકાતું હોય અને અભ્યાસ તથા શોધ અગાડી ચલાવવાની તેમને અનુકૂલતા કરી અપાતી હોય તો એ પ્રયોગ કરવા યોગ્ય છે. અલબત્ત "સંતોષ અને ધૈર્ય જેને હોય નહિ તેને માટે આ ગામ નથી." કેમકે, ત્યાં દ્રવ્યોપાર્જન નથી કરવાનું; માતપિતાને અમુક વખતે જ નિયમસર મળવાનું છે, અને ભોજન, વસ્ત્ર, શયન વગેરે સર્વ વિષયના નિયમ પાળવાના છે; વર્ષમાં અમુક માસ સુધી ભારતવર્ષમાં પરિવ્રજ્યા કરી આવવાની છે. આવું ગામ દુનિયાથી અલગ રહી શકતું હોય તો તેની ભાવના જળવાય. પણ થોડા

વખતમાં દુનિયાદારી તેમાં કેલાઈ જવાનો સંભવ છે: "નાતજાતના પટેલો, શેઠો અને ગોરગોરાણીઓ" કલ્યાણગ્રામની ધર્મશાળામાં આવી શકે છે. વળી મોટા અને બદલાતા જનમંડળ પાસે નિરંતર ઉગ્ર નિયમવ્યવસ્થા અખંડિત પળાવવી એ શક્ય નથી.

પરંતુ, દેશોદ્ધાર માટે સરસ્વતીચંદ્ર પાસે કર્નાએ કરાવેલી યોજના કર્તાની ઊંડી દેશપ્રીતિ પ્રકટ કરે છે. સમસ્ત નવલકથામાં તેનાં પ્રમાણ પુષ્કળ છે. આ વૃત્તિ સાથે પરમ વિદ્વત્તા, ઊંચી રસિકતા, વિશાળ કલ્પના તથા કુશળ લેખનશક્તિનો સમાગમ થવાથી 'સરસ્વતીચંદ્ર' એ ગુજરાતી સાહિત્યમાં અનુપમ ભૂષણરૂપ ગ્રંથ બન્યો છે. એ પુસ્તકમાંનાં બધાં ચિત્રોનું અને બધા વિચારોનું વિવેચન અતિ વિસ્તારી નિરૂપણ વિના થઈ શકે તેમ નથી, તેથી મુખ્ય પાત્રોની કથાનું અવલોકન કરી સમાપ્તિ કરીએ છીએ.
( " કવિતા અને સાહિત્ય " વૉ. ૨ જું )

*

અર્વાચીન ગુજરાતી સાહિત્યની પહેલી બે દષ્ટાંત વ્યક્તિઓ—ભાવનાસંતનાં પહેલાં બે અમરપાત્રો કલ્પનાપુત્રીઓ—તે સરસ્વતીચંદ્ર અને કુમુદ: સાક્ષર શ્રી. ગોવર્ધનરામની નવલકથાના એ બે અમર સર્જન. એના પહેલા ભાગમાં એ દંપતીનાં, રસનાં, ઇચ્છા ને સિદ્ધાંત વચ્ચે ઝોલાં ખાતાં હૃદયનાં મનુષ્યો આપણા નિકટ બાંધવો સમાં આપણા હૃદયમાં જાગૃત થાય છે. એમનાં દુઃખો અનુભવો આપણને ડોલાવે છે. એમના પ્રેમ ને કર્તવ્યની ભાવના આપણને ઊંચે ચઢાવે છે.

—ક. મા. મુનશી ( [illegible] )

## "સરસ્વતીચંદ્ર"નાં બે ગિરિશૃંગો

લેખક: ચંદ્રશંકર ન. પંડ્યા

[વિવિધ ભાવોનાં અટપટાં ચઢાણ ને ઉતરાણ 'સરસ્વતીચંદ્ર'માં અનેક સ્થળે આવે છે, આવાં ભાવશિખરોમાંથી કાંચનજંઘા ને ગૌરીશિખર જેવાં બે ઉત્તુંગશૃંગોને નજરમાં રાખીને લેખકે વિલેપારલે સાહિત્યસભાના ઉપક્રમે ઈ. ૧૯૩૬માં જે વાર્તાલાપ આપેલો, તે કેટલોક પ્રાસ્તાવિક અંશ બાદ કરીને અહીં આપ્યો છે. આના અનુસંધાનમાં આચાર્યશ્રી આનંદશંકરનો લેખ પણ જોવા જેવો છે.]

"સચ્ચે સાહિત્યકા એકહી માપ હૈ. ચાહે ઇસમેં રસ કોઇભી હો પર **યદિ વહ માનવજાતિ કો ઉપર લે જાતા હો તો સચ્ચા સાહિત્ય હૈ**. ઔર ઇસકા પ્રભાવ ઇસસે ઉલ્ટા પડતા હો તો ચાહે જૈસીભી સુન્દર ઔર લલિત ભાષામેં ક્યોં ન હો, **વહ ગ્રાહ્ય નહીં હો સકતા.**"

બાબુ રાજેંદ્રપ્રસાદ
(નાગપુર હિન્દી સંમેલન, ગાંધીજી–અધિષ્ઠિત)

"લોકમતનો લાભ લઈ, સ્વચ્છંદી જીવનનાં ચિત્રો દોરવામાં અને સ્વચ્છંદની વૃત્તિ પ્રજ્વલિત કરવામાં જેઓ પોતાની કલાશક્તિનો દુરુપયોગ કરે છે તેઓ વસ્તુતઃ રસદ્રોહી છે."

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

"ઓ રસતરસ્યાં બાલ, રસની રીત ન ભૂલશો."

ન્હાનાલાલ દલપતરામ કવિ

* * * *

અમદાવાદની "ગુજરાત સાહિત્ય સભા" સમક્ષ વર્ષો પૂર્વે મેં એક વ્યાખ્યાન આપણા ગુજરાતના સંસ્કારમૂર્તિ શા આચાર્ય શ્રી. આનન્દશંકરભાઈને પ્રમુખપદે આપ્યું હતું, તેનો વિષય હતો: "ગુજરાતી સાહિત્યમાં નૈતિક ભાવનામયતા."

ગોવર્ધનરામ અને ન્હાનાલાલ એ બે અર્વાચીન ગુજરાતી સાહિત્યકારો "સરસ્વતીચન્દ્ર અને કુસુમ" દ્વારા તથા "જયા અને જયંત" દ્વારા "લગ્ન–જીવનમાંય બ્રહ્મચર્ય" એ માનવજાતિના મોટા ભાગ માટે દુઃસાધ્ય આદર્શ લોકસેવા અર્થે આવશ્યક ગણીને રજૂ કરવાનું ઉચિત ધારે છે, તે કેમ ? એ બન્નેને…લોકસેવામાં અન્તરાય આવ્યા હશે તે સ્વાનુભવથી ? અનેક કારણો કલ્પાય અને અનન્ત ચર્ચા શક્ય કરાય. એ વિષય વિષે કાંઈક મર્મગામી વિચારણા કરવામાં આવી હતી, અને એવું નિવેદન રજૂ થયું હતું કે "અનેક દિશાઓમાં આપણા બન્નેય શ્રેષ્ઠ સાહિત્યકારો નૈતિક ભાવનામયતાથી પ્રેરિત છે. એ આપણું ગુજરાતીઓનું પરમ સદ્‌ભાગ્ય છે, કારણ તે વિના "માત્ર મનોરંજક સાહિત્ય" કદાચિત્ શક્ય હશે, પરન્તુ જગદુદ્ધારક, કલ્યાણમય, શુદ્ધ સાહિત્ય નો શક્ય નથી. "કલા ખાતર કલા," "માત્ર મનોરંજન," "હળવું સાહિત્ય," "વાસ્તવિકતા (Realism)" વગેરે વગેરે આકર્ષક લેબલો લગાડીને જે ઉઘાડું, અશ્લીલ વિકારોત્તેજક સાહિત્ય (?) ઉત્પન્ન થઈ રહ્યું છે–અને જો સ્પષ્ટ ભાષામાં કહેવામાં આવે તો "ગટરો ખુલ્લી મુકાતી થઈ ગઈ છે" તે સામે "સાવધાન" પુકારવા હું કેટલેક અંશે આજે ઊભો થયો છું. જીવનમાં અધર્મ અને અનીતિ છડેચોક અગ્રસ્થ બની રહ્યાં છે, ત્યાં જો સાહિત્ય પણ 'ગંગા'ને સ્થાને "ગટર" બનશે અને જગતને તેમાં ઝબોળશે તો સત્યાનાશની પાટી બેઠી સમજવી. "**અધોધો गंगेयं-प्रभवति विनिपातः शतमुखः**" "નીચે ને નીચે જતી આ ગંગાનો વિનિપાત સેંકડો મુખોદ્વારા થઈ રહ્યો છે." એ ભગવાન ભર્તૃહરિજીનું ભવ્ય સાવધાન–વચન કંપ અનુભવાવે છે. કોઈપણ સમયે નૈતિક ભાવનાઓથી ભવ્ય બનેલું શુદ્ધ સાહિત્ય સત્કારપાત્ર જ લેખાય, પરન્તુ જે યુગમાં સ્ત્રીઓ અને પુરુષોનો પરસ્પર છૂટવાળો સમાગમ વધતો જાય છે તે યુગમાં તે સંકોચરહિત સમાગમ પરસ્પર ઉદ્ધારક નીવડે તે માટે ઉભયની સલામતી ખાતર વિશુદ્ધ નૈતિક ભાવનાઓથી ભરેલું

સાહિત્ય વધુ ને વધુ સત્કારપાત્ર જ માત્ર નહિ, પરન્તુ અનિવાર્ય રીતે આવશ્યક બને છે. એ શુદ્ધ બુદ્ધિની સમજથી અને શુદ્ધ હૃદયના ભાવથી પ્રેરાઈ ને જે બે પ્રસંગોક્તિઓ મને પોતાને "સરસ્વતીચન્દ્ર"ના સાહિત્યગિરિનાં ઉત્તુંગ શૃંગો સમી લાગી છે તેને નૈતિક ભાવના-મયતાની તારવણી રૂપે રજૂ કરવાની રજા લીધી છે. શ્રોતાઓ વક્તાનો આશય યથાસ્થિત સમજે તો જ ગોવર્ધનરામભાઈની સાર્થક ભાષામાં "તાલબંધ"—"Harmony" જામે.

હવે અનુક્રમે બન્નેય વિષયીભૂત ઉદ્‌ગારો :

## (૧) "હું તમારો ભાઈ થાઉં, હોં!" (ભાગ ૧ લો)

ગોવર્ધનરામભાઈએ એ વચન જે સંયોગોમાં સરસ્વતીચન્દ્ર પાસે અલકકિશોરીને કહેવડાવ્યું છે તે તેઓ માત્ર પ્રસંગવર્ણનની કલાના જ નહિ, પરન્તુ મનોવિજ્ઞાનના પણ ઉચ્ચ ભૂમિકાના સ્વામી છે એમ સિદ્ધ કરે છે. એ કરતાં પણ વધુ અગત્યનું તો એ છે કે જગતનાં સર્વ ભાષાઓનાં સાહિત્યમાં નૈતિક ભાવનામયતાના એક ઉદ્‌ગાર રૂપે ગુજરાતી ભાષાના સાહિત્યને સગર્વ ટટ્ટાર ઊભું રાખી શકે એવું એ વાક્ય છે, અને એ વાક્યના ઉત્પાદક રૂપે ધર્મનીતિપોષક ભાવનાશાલી સાહિત્યકાર એઓશ્રી અવશ્ય છે, એ હકીકત ગુજરાતી સાહિત્યનું જેવું તેવું સદ્‌ભાગ્ય નથી, એ ક્રમે ક્રમે વિકસતી જતી "વિશ્વદર્શી વિવેચનદષ્ટિ" (World-vision-criticism) દેખી શકશે હવે, જરાક વીગતોમાં ઊતરીએ. કલ્પનાની પાંખ પર આરૂઢ થાઓ. પ્રથમ દૈવયોગ:-અભિમાને જેને ઉન્નત અને વિશુદ્ધ રાખી છે તેવી જબરદસ્ત જાજરમાન, પ્રભાવશાલિની અલકકિશોરીમાં-દીવાન-દુલારીમાં-દુષ્ટ કૃષ્ણકલિકા, પોતાની અધમ વિકારવાસનાની તેને આખરે સહભાગિની બનાવવાના ઉદ્દેશથી, વિષબીજ વાવે છે : "અલકબહેન, વિદુરપ્રસાદ તે કાંઈ તમારે લાયક છે? તમારે યોગ્ય તો મુંબાઈને ય મોહ પમાડનાર રસિક નવીનચન્દ્ર!" ગોવર્ધનરામભાઈ ઝીણી

ઝીણી વીગતોની ઘીચ ઝાડી ઉપસ્થિત કરવામાં જેટલા કલાસ્વામી છે, તેટલા જ કલાસ્વામી ગૂંચવણભરેલી વીગતોની ઘીચ ઝાડીમાંથી મહત્ત્વનો મુદ્દો તારવી તેને બહાર મૂકવામાં પણ છે. "Losing the wood in the trees"—"ઝાડોના ઝૂંડમાં જંગલ ચૂકે" એવા એ નથી. તેઓ એક સચોટ છૂટક ઉદ્‌ગાર સંકુલ ( complex ) સ્થિતિમાંથી તારવી કાઢે છે, અને તેમ કરી સકલ સ્થિતિને કેન્દ્રિત તથા સરલ બનાવે છે : "કુસંગતિ વન્ધ્યા ન રહી." કેટલું બધું ખરું, અને છતાં કેટકેટલાથી ભુલાઈ જ જવાતું, અથવા ગુમાનની ગફલતમાં બેદરકારીનો ભોગ બનતું, મહાસલ ! તરત તો નીતિને જ ટેવાયેલી અલકકિશોરી એ વિષબીજ વાવવાના કૃષ્ણકલિકાના પ્રયત્ન માટે તેને તરછોડી કાઢે છે, પરન્તુ યૌવનવશ હૃદયભૂમિમાં વિષબીજ વવાઈ જ જાય છે, અને જેમ "રક્તબીજ" નામનો પુરાણપરિચિત દૈત્ય તેમ વિષબીજ "वर्धते एव नित्यम् !"-રોજ વધ્યે જ જાય છે. સુજ્ઞ વાચક માટે કેવી સાવચેતી ! × × × સાધક-બન્ધુ ! નીતિના પન્થ નિષ્કંટક નથી-ન જ ધરે વિષબીજ વિશુદ્ધિમય હૃદયભૂમિમાં કદાપિ ! સતત સાવધાનતા એ વિશુદ્ધિનું મૂલ્ય છે— "Continuous vigilance is the price for purity." દૈવયોગ બીજેઃ—અલકકિશોરીને જાલીમ જમાલના બેહૂદા હુમલામાંથી બહાદુરીથી બચાવવા જતાં નીતિવીર નવીનચન્દ્ર જખ્મી બન્યો હતો. તે ઘાયલની "સહૃદય સારવાર" કરવાનું સેવિકાકર્મ આભારવશ અલકને સ્વાભાવિક રીતે કૃતજ્ઞ બુદ્ધિએ અને સૌભાગ્યદેવીએ શ્રદ્ધાથી સોંપેલું છે-ઉભયની યુવાવસ્થા વિસરી જઈને. થવા કાલ તે કોણ મિથ્યા કરી શકે ? પ્રારબ્ધપાશ પાસે પુરુષાર્થ તે કોણ માત્ર ? માનવી મિથ્યાભિમાન મૂકી દે-બાકી ભલે પુરુષપ્રયત્ન યથાશક્તિ કરે. અલકને એકલાં નવીનચન્દ્રની પાસે ને પાસે જ રહ્યાં કરવાના પ્રસંગો ઉપસ્થિત થયે જ જાય છે-અને કોઈ પણ સ્ત્રી-પુરુષ માટે એકાન્ત-સેવન સાહસ, તો જેઓ બદલ્લુવાની બીજી રહ્યાં હોય તેવાં સ્ત્રી-

પુરુષો માટે તો એકાન્ત-પ્રસંગ એટલે શું? કવિ કાલિદાસ ભોજરાજાને સુપ્રસિદ્ધ ઉત્તર દે છે : "कामस्य तातः यकान्तः ।"–" એકાન્ત એ કામનો જનક છે." નવયૌવનમાં પૂર બહારમાં મહાલતાં હોય તેવાં સ્ત્રી-પુરુષોએ તો એકાન્તથી સદૈવ દૂર રહેવું જ સલામત–બાકી તો પ્રદીપમાં પતંગ પડે જ પડે એ પ્રકૃતિપ્રભાવ ! ઘાયલ નવીનચન્દ્ર અશક્તિથી લાચાર × × બની ગયેલો નિદ્રાવશ છે, તે સમયે પલંગની સામેના મોટા અરીસામાં અલક-નવીનચન્દ્રનાં પ્રતિબિમ્બો બન્ને ય પરસ્પર પાસે હોય એવી પરિસ્થિતિમાં પ્રત્યક્ષ કરી શકાય છે-અને પછી તો કહેવું શું? કૃષ્ણકલિકાની કુસંગતિએ વાવેલું વિષબીજ આબાદ કામ કરે છે. "અમે બે સાથે સાથે કેવાં શોભીએ ?"– એ અલકનો આત્મપ્રશ્ન વિશુદ્ધિમાં વિષબિન્દુ ! દૈવયોગ ત્રીજો:-શ્રી ગોવર્ધનરામભાઈની પ્રસંગ-પ્રસંગીની કલા છે ! ઊંઘમાં ને ઊંઘમાં સરસ્વતીચન્દ્રનો હાથ અકસ્માત્ અલકના ખભા ઉપર આપોઆપ પડે છે—"ભાવતું હતું અને વૈદે કહ્યું." અલકને એ હાથ ઠીક લાગી જાય છે-એ બિચારી વિકારવશ બની ગયેલી છે. અલક એ હાથ એમ ને એમ પડેલો ખભે રહેવા દે છે—હાથ જડ છે, પણ ખભો તો સચેત છે ને? ઘેલી અલક ! તું નાદાન બાળા મદનના ... મારના મર્મ શું સમજે? જ્યાં ભલભલા ઋષિમુનિઓ ચલિત થઈ ગયા છે ત્યાં તારો તે શો વાંક કાઢવો? હાથ ક્રમે ક્રમે આપોઆપ ગુરુત્વાકર્ષણના નિયમાનુસાર સરકતો સરકતો નીચે ને નીચે ઊતરતો આવે છે—નીચી ગતિ જ એવી છે ! ભગવાન ભર્તૃહરિએ નથી કહ્યું? **अधोधो गंगेयं—भवति विनिपातः शतमुखः ।**"-શંકરશિરેથી ભ્રષ્ટ થયેલાં ગંગાજી પણ નીચે ને નીચે ઊતર્યાં જાય છે, અને આખરે સેંકડો મુખોમાં વિનિપાત પામી સાગરમાં ખારાં બની જાય છે. એ ભર્તૃહરિભાષિત અનુભવાર્ક છે × × × × × × × × નીચે ને નીચે ઊતરતા હાથની ગતિમાં અવરોધ આવે છે-એ અવરોધક અંગ પણ વિસામો બની જવા દે છે

અલક ઊતરતા હાથનો. વિકારવશ ... વિહ્‌વલ લાચાર અલક એ એમ ને એમ રહેવા જ દે ને? એમાં આશ્ચર્ય અસ્થાને– ... ... એ તો પ્રકૃતિના પ્રચંડ પ્રભાવ! શ્રી ગોવર્ધનરામભાઈની પ્રસંગની પસંદગી છે? અને નથી લાગતું શું કે જેવી પસંદગી તેવું પ્રસંગાલેખન પણ— ક્લાકમાલ! × × × દૈવયોગ ચોથો:—પાસેના ખંડની બારી અકસ્માત અધખોલી રહી ગઈ છે, તેમાંથી વનલીલા કુમુદને ઉપરનું દૃશ્ય પ્રસક્ષ કરાવે છે, અને મર્મવેધક ગેરસમજની હોળી નિર્દોષ સ્નિગ્ધ હૃદયમાં સળગાવે છે. એક બાજુથી દુ:ખદ દુર્ભાગ્ય! બીજી બાજુથી ગોવર્ધનરામની કલાનો કનકકલશ! પ્રેમમાં વહેમ જેવું વિષ નથી—કેંક ભોગ અપાયા! દૈવયોગ પાંચમો અને અન્તિમ:—ધીરો ભક્ત ગાય છે: "જેને રામ રાખે તેને કોણ મારી શકે રે?" રામરખવાળું તો પરમ સંરક્ષણ છે. નિર્બલ માનવજાતિનું–અને પ્રાર્થનાના પ્રભાવ વિષે ધર્મોપદેશકો બોધ દીધાં જ કરે છે તે કાંઈ અમસ્તા નહિ. કેંક પૂર્વજન્મનાં પુણ્યનો પરિપાક હોય ત્યારે જ પ્રભુપ્રસાદે આવા વિકટ પ્રસંગો નિર્વિઘ્ન પસાર કરાય! એ તો "ખરાખરીના ખેલ છે." સરસ્વતીચન્દ્રનાં પૂર્વજન્મનાં પાકાં પુણ્ય કે એની આંખ ખરે અણીને અવસરે આપોઆપ ઊઘડી જાય છે—'આંખ' એટલે 'ચર્મચક્ષુ' જ માત્ર નહિ, પરન્તુ સાથે સાથે 'દિવ્ય ચક્ષુ' પણ. નહિ તો પળમાં પરિસ્થિતિનો પાર એ કેમ પામી જાય? એ પળમાં કળી જાય છે એટલું જ નહિ, અહોભાવજન્ય પવિત્રતાથી પ્રેમપૂર્વક કોમલ ઉદ્‌બોધન–બોલ બોલે છે:—"હું તમારો ભાઈ થાઉં, હોં!"

બન્ધુઓ, એ બોલ અમોલ છે, હોં! એના મર્મ પામવા પૂરા પુરુષાર્થથી પ્રયાસ કરો. એ કાંઈ બાલખેલ નથી. પુનઃ પુનઃ મનન કરો એ પ્રસંગ પર–પ્રભુપ્રસાદ જ એ પ્રસંગ પર પૂરતો પ્રકાશ નાખી શકે, અને બહેનભાઈના સંબંધની આદર્શ સ્નેહશુદ્ધિ તો આર્યસંસ્કૃતિની મોંઘામાં મોંઘી સંપત્તિ છે. કોઈ પણ એને

કોઈ પણ પુરુષે "બ્હેન" કહી–બસ બાકી શું રહ્યું પછી? કેંક કથાઓ છે પતિ-પત્નીની, જ્યાં ભૂલથી પત્નીને "બ્હેન" તરીકે સંબોધનારે પછીનું જીવન "ભાઈ રૂપે" બ્રહ્મચર્યપાલનમાં ગાળ્યું હોય, અને તે પણ × × × પત્નીની હાર્દિક સંપૂર્ણ સંમતિ સહિત. ક્યાં એ ઉન્નત આર્યભાવના! કલાની જ કેવલ દૃષ્ટિએ, કેવી નાટકોચિત (dramatic) સંયોજના! કલાનો કનકકલશ! કેવું અચિન્તિત, અને છતાં "હા……શ"નો ઉદ્ગાર તથા "શાબાશ"નો જ, સર્વ ચિન્તાગ્રસ્ત વાચકો પાસે કઢાવે એવું! અને ઉક્ત ઉદ્ગાર માત્ર કલાનો જ કનકકલશ નથી, પ્રધાનાંશ ધર્મનીતિનો તો છે જ છે. એ તે ગોવર્ધનરામભાઈનો કલા–નીતિનો સ્વર્ગીય સંગમ!

નવયુગના નવજુવાનો, જાગો–જુઓ–અને આદર્શો સેવો તો આવા પવિત્ર અને ઉદ્ધારક! ઘડીભર જુઓ તો ખરા કે અલક બહેનને સંબોધેલા સરસ્વતીચંદ્રના ઉદ્ગારદ્વારા ગોવર્ધનરામભાઈની કલા નીતિશુદ્ધ માનવતાનાં પૂરને કેવા ઊંચામાં ઊંચા જ્યાંકે (highest water-mark) પહોંચાડે છે!

(૨) "ઘેલી મારી કુસુમ!" (ભાગ ૪ થો)

હવે ઉત્તુંગતમ ગિરિશૃંગ સમો ઉદ્ગાર બીજો. પ્રથમોદ્ગાર તો લગ્ન બહારની વિશુદ્ધિનો (extra-marital) હતો, જે મોટે ભાગે દુર્લભ હોવા છતાં સર્વાંશે અલભ્ય નથી. વળી અલક વિકારવશ હતી, પરન્તુ સરસ્વતીચંદ્ર નીતિનિષ્ઠ હોઈને એને વિકાર-વિજય બાલખેલ હતો. પણ બીજા ઉદ્ગારદ્વારા સૂચવાતી વસ્તુસ્થિતિ તો "લગ્નજીવનમાં પણ બ્રહ્મચર્ય"ની. તે તો માનવજાતિના મોટા ભાગ માટે લગભગ અશક્યવત્ દુ:સાધ્ય–એ તો "અસિધારાવ્રત," એ તો "ખાંડાની ધારે ખેલવાં," એ તો મુનિઓની અને "મહાત્માઓ"ની પણ મૃગતૃષ્ણિકા!. ગોવર્ધનરામભાઈ સરસ્વતીચંદ્ર–કુસુમ દ્વારા,

-ન્હાનાલાલ જયા-જયન્ત દ્વારા, લગ્નજીવનમાં બ્રહ્મચર્યની દાંપત્યભાવના રજૂ કરે છે.

વિગતોના વિસ્તારમાં ઊતરી શકાય તેમ નથી જ; વિદ્યાચતુરનું કુટુમ્બમંડલ સુન્દરગિરિ જાય છે, અને ત્યાં માનચતુર તથા ગુણિયલ-સુન્દર વગેરે ચન્દ્રાવલીમૈયાને મુખેથી કુમુદની કરણ કથા સાંગોપાંગ સાંભળે છે. "પુત્રી પવિત્ર છે," એ જાણી માતાને હૃદયે અદ્‌ભુત ટાઢક વળે છે. "કુમુદે કુલકલંકથી કુટુમ્બકીર્તિ કલુષિત નથી કરી" એ સમાચાર સમી શીતલતા સ્વજન-સમુદાયને અંતર તે શી હોઈ શકે? પછી ગોવર્ધનરામભાઈ એમની લાક્ષણિક સાર્થકતાથી શોભતા "ગંગા-યમુના"ના શીર્ષકવાળા પ્રકરણમાં કુમુદ-કુસુમ એ બે બ્હેનોનો સંગમ સંયોજિત કરે છે. વિદ્વાનમાં વિદ્વાન વિશારદોના વાદ વધુ વિસ્મયકારક ભાગ્યે હોઈ શકે. શી એ બ્હેનોની દિલજીત દલીલો છે? બૅરિસ્ટરોનેય શોભા આપે તેવી! ગંગા એટલે ગંભીરતા અને પવિત્રતા તેમ જ ગૌરવ; યમુના એટલે લહરીઓથી તરંગી, રમતિયાળ, કૃષ્ણક્રીડાનું સ્થાન કુમુદ માટે ને કુસુમ માટે કેવી યોગ્ય ઉપમા! બન્ને બ્હેનોમાં રહેલી સ્વભાવસમાનતા સ્પષ્ટ રેખાઓથી ગોવર્ધનરામભાઈ કુશલ ચિત્રકારની પીંછીથી ચીતરે છે. એ સમગ્ર પ્રકરણ વાર્તાવિકાસની તેમ જ સંવાદની દૃષ્ટિથી કલાની સુન્દર વાનગી છે. કુમુદના વક્તવ્યમાં બે મુખ્ય મુદ્દા તરી આવે છે: (૧) એક કે સરસ્વતીચંદ્રે પોતાના જીવનના ઉત્તરભાગને કુમુદત્યાગના પ્રાયશ્ચિત્ત રૂપે લોકકલ્યાણમાં જ વ્યતીત કરવાનો સંકલ્પ કરેલો છે, અને તે દિશામાં "સરસ્વતીના મનોરાજ્ય" રૂપે ("Dreamland of Minerva") "કલ્યાણગ્રામ"ની ભવ્ય ભાવના રજૂ કરેલી છે. કુમુદનો દેશવ્રતમાં સક્રિય સહકાર સતતનાથી જ માત્ર નહિ, પરન્તુ સફલતાથી શક્ય થાય માટે "વિધવા વિવાહ" અને "પુનર્લગ્ન" સમો આર્યસમુદાય (bulk of the Hindus)ને અસ્વીકાર્ય પ્રયોગ કરવાનું

સાહસ ન કરવું, અને તે પગલાથી જે અપયશ થવાની ભીતિ તે અપયશ જ લોકસેવામાં અન્તરાયરૂપ બની "લોકસેવાની સાધ્ય સિદ્ધિ" અશક્ય કરે. ( Widow-remarriage by being unacceptable to the bulk of the Hindu people, the main object of serving them will be defeated by that very act of remarriage of Kumud). "લોકસેવકે લોકાપવાદને કારણ ન આપવું" એ શક્તિ-સંરક્ષણનું શાણપણ છે. "સુધારકો" અણસમજથી આપત્તિઓને આમંત્રે છે. કુમુદનો સક્રિય સેવાસહકાર અપરિણીત રહીને શક્ય થશે તેટલો પરિણીત થયે નહિ જ થાય, એ પચાસ વર્ષ પૂર્વે કલ્પવામાં ગોવર્ધનરામભાઈ ખરા ન હોતા એમ ક્યો પુનર્લગ્નોનો અનુભવી કહી શકશે? આજે પણ પુનર્લગ્ન કરનાર વ્યક્તિઓની ખરેખરી હાર્દિક પ્રતિષ્ઠા હિન્દુ કોમના મોટા ભાગનાં કુલીન કુટુમ્બોમાં નથી. એ પુનર્લગ્ન કરનાર વ્યક્તિઓનો પોતાનો પણ નિત્યનો આઘાતજનક અનુભવ નથી શું? લોકમતને અને લોકલાગણીને કેટલું માન ઘટે? —એ ભિન્ન પ્રશ્ન છે, પરન્તુ ગમે તેટલાં ભાષણો થતાં હોય અને ગમે તેટલા લેખો લખાતા હોય છતા, પ્રતિષ્ઠિત અને વજનદાર હિન્દુ કુટુંબોમાં પુનર્લગ્ન કરનાર વ્યક્તિઓની પ્રતિષ્ઠા જોઈએ તેવી હજી ખરેખર નથી જ. ખાલી ખાલી વિવેકના દંભથી ન ઉતરાઓ. મૂલ્યાંકનમાં ગોવર્ધનરામભાઈ વધુ વાસ્તવિક ( realistic ) હતા અને હજી છે. પછી પ્રયોગો અને સાહસો વ્યક્તિગત કરવાં એ તો જુદી જ સંસારસુધારાશહીદ ( Social Reform Martyrs )ની કાર્યપદ્ધતિ છે. સંક્ષેપમાં, સ્ત્રીજાતિની સેવા માટે આવશ્યક કે સરસ્વતીચન્દ્રે પરિણીત થઈને લોકટીકાથી પર રહી શકાય એવો સ્ત્રીસહકાર શક્ય કરવો, પરન્તુ "કુમુદ સાથે પુનર્લગ્ન" ઉપરનાં કારણોથી અશક્ય લાગવાથી કુમુદ મધ્યમ માર્ગ શોધી કાઢે છે કે કુમુદે જાતે

પુનઃપરિણીત ન થતાં કુસુમને સરસ્વતીચન્દ્ર સાથે લગ્ન કરવા સમજાવવી. જે કુમુદ માટે અશક્ય છે તે કુસુમ માટે અશક્ય નથી, અને કુસુમ સરસ્વતીચન્દ્ર સાથે પરિણીત હોય તો તેની બ્હેન તરીકે સરસ્વતીચન્દ્રની લોકસેવાઓમાં સહકાર કુમુદ કરે એમાં લોકાપવાદ થવાની ભીતિ નહિ—અથવા વસ્તુત: ઓછી. પણ કુસુમને સમજાવવી કેમ? એ તો મક્કમ મનની ને "બડી બૅરિસ્ટર!" કુમુદ કુસુમને સમજાવવાનું કાર્ય સાધી શકે છે તે દિલ-સ્પર્શથી, દલીલથી નહિ જ નહિ. "દૂધનાં દાઝ્યાં છાશ ફૂંકીને પીએ" એ ગુજરાતી કહેવત મુજબ કુમુદ જેવી નિર્દોષ બાળાનો ભેહૂદો ત્યાગ કરી, સરસ્વતીચન્દ્ર સમો સુશિક્ષિતોનો શિરોમણિ યુગપુરુષ જો ભટકવા ચાલ્યો જાય, તો પછી પુરુષજાતિ ઉપર શ્રદ્ધા શી! પુરુષોની પરતંત્રતા પછી સ્વતંત્ર કુસુમ તે સ્વીકારે? અને લગ્ન એટલે સાફ સાફ પરતંત્રતા પહેલી અને પૂરી—મીઠી મીઠી વાતો મિથ્યા! મૂળ જ સ્વભાવે ને સમજણે સ્વતંત્ર, તેમાં ફ્લોરા જેવી પાશ્ચાત્ય અધ્યાપિકા પાસેથી નવયુગની સ્ત્રી-ભાવનાઓને ઝીલેલી, એટલે ઉછેરે પણ સ્વતંત્ર અને નવયુગયોગ્ય જ—એ લગ્નપાશમાં ફસાઈ પડનાર પંખીડું નહિ જ. "For a Hindu woman marriage is as inevitable as death," એ તે એ માને? એ તો કોઈ હિટલર કાયદો કરે તો જુદી વાત. પરિણામે, કુમુદ-કુસુમ વચ્ચેનો સંવાદ બે માનવપ્રકૃતિઓ વચ્ચે જ સંવાદ માત્ર નથી, પરન્તુ બે યુગો વચ્ચે પણ એ સંવાદ છે; પરન્તુ આખરે "બ્હેન" તે "બ્હેન"!—માણસજાતિ અને તેમાંય સહૃદય સ્ત્રીત્વ! કુસુમનું "બ્હેન-હૃદય" દુખિયારી લક્ષ્મી કુમુદના કરુણ ઉત્તરજીવનમાં કાંઈક નવીન પ્રાણસંચાર થઈ શકતો હોય તો ને કરવા પોતાનાં સિદ્ધાન્તોનો પણ ત્યાગ કરવા તૈયાર થાય છે—સ્વાર્થનો ત્યાગ તે સિદ્ધાન્તત્યાગ સમીપ શા હિસાબમાં? હૃદય હોય તો હિટલરનો આપખુદ કાયદો બિનજરૂરી. સંક્ષેપમાં, કુસુમનું

સરસ્વતીચન્દ્ર સાથે લગ્ન એ કુસુમનો પોતાની બહેન કુમુદ ખાતર સ્પષ્ટ સ્વાર્થત્યાગ છે– સિદ્ધાન્તત્યાગ છે. બીજો મુદ્દો, કુસુમને કુમુદ બરાબર સમજે છે ને તેથી જ તેને સમજાવી શકે છે. કુસુમને "લગ્નમાંય બ્રહ્મચર્ય" પાળવા વિચાર હતો, અને એ વિચારની સિદ્ધિ સરસ્વતીચન્દ્ર સાથે લગ્ન કરવાથી વધુ સરલતાથી થઈ શકશે એમ કુમુદ કુસુમને સ્વાનુભવથી ખાતરી દે છે. કુમુદ કબૂલ કરે છેઃ "બ્હેન, હું તો અત્તરની શીશી માફક ઢોળાઈ જવા" તૈયાર બની ગઈ હતી, પરન્તુ મને સીધી રાખી હોય તો સંયમસામર્થ્યથી શોભતા એ મહાત્માએ.

પિંડીકરણ કરીએ તો, "કુસુમ–સરસ્વતીચન્દ્ર"નું લગ્ન અનેક દૃષ્ટિએ વિવાદાસ્પદ નીવડશે, એ તો ગોવર્ધનરામભાઈ જેવા સર્વદર્શી પ્રથમથી જોઈ શકે જ. અને તેથી બને તેટલા મુદ્દા પહેલેથી પોતે ઉઠાવીને તેમનાં સમાધાન સૂચવ્યાં છે. વધુમાં, દયારામ ગીડુમલે જે પ્રસ્તુત પ્રશ્ન વિષે કડક ચર્ચા કરી છે–અને તે પણ લાંબી અને અનેકદેશીય, તે અત્યારના નવામાં નવા નવજુવાનને પણ પછાત વિચારનો દેખાડે એવી સ્વતંત્ર છે, એવી મર્મગામી છે, એવી સચોટ અને સીધીસટ છે. ગોવર્ધનરામભાઈનો ઉત્તર પણ લાક્ષણિક સમાધાનશીલતાથી શોભતો છે—"સંતોષતો" કહી શકાય તેમ હોત તો વધારે સારું થાત, પણ સર્વસંતોષ તો શક્ય ક્યાંથી? બે સમર્થમાં સમર્થ ધારાશાસ્ત્રીઓ અને સંસાર-શાસ્ત્રીઓ વચ્ચેની એ ચર્ચા જેટલી મનોરંજક તેટલી પ્રકાશક છે, અને તે આજના નવજુવાનોએ ખૂબ વાંચવા જેવી છે. એમાં માત્ર અદ્ધરતરંગો નથી–સદ્ધર પર્યેષણા છે; વાચક 'વિવેચક' બનતા પૂર્વે જવાબદારીની ગંભીરતા સમજે અને ધૃષ્ટ બનતો અટકે.

છેલ્લા પ્રકરણમાં, સમારંભથી ક્લાન્ત સરસ્વતીચન્દ્ર નિદ્રાવશ થઈ પલંગમાં પડ્યો છે. "કલ્યાણગ્રામ"ના મનોરાજ્યથી મુગ્ધ

કુસુમ સરસ્વતીચન્દ્રના જીવનસમર્પણની ઊંડી હાર્દિક કદર કરે છે અને ઉમળકાથી આરતી ઉતારે છે. એ "પતિપૂજન" નથી; એ ભાવના-સત્કાર છે, આદર્શ-અંગીકાર છે, અને એ કદરની કમાલ પણ ત્યારે થાય છે જ્યારે ઉમળકામાં ને ઉમળકામાં કદરનો શારીરિક આવિર્ભાવ ચુંબનથી બ્રહ્મચારિણી કુસુમ કરે છે. "It is a holy kiss of appreciation by the heroine of the hero's ideals." કુમુદ આવી પહોંચે છે, દૃશ્ય દેખે છે, ઉદ્‌ગાર આપોઆપ નીકળી જાય છે સાધ્યસિદ્ધિના સંતોષનો: "ઘેલી મારી કુસુમ."

અને આ કેવલ કલાના કનકકલશ શા અન્તને ભાઈ મુનશી એમના "Gujerat and its Literature"માં "inartistic"-કલાવિહીન-કહેવાની ધૃષ્ટતા કરે છે! "કલાવિહીન" તે સાહિત્યકારની સુન્દર સૃષ્ટિ કે વિવેચકની વિકૃત વિવેકહીન દૃષ્ટિ? કંઈ "કલાના ય ધન્તરા" "भिन्न रुचिर्हि लोकः" એવી આ દુનિયામાં હોતા હશે? किं बहुना?-આટલુંય ન છૂટકે ધર્મ પ્રાપ્ત થયે! દુઃખ અને દુર્ભાગ્ય!

*

માનવની અમર લાગણીનું ચિત્ર ક્ષણભંગુર ન હોય. પુરુષને સ્ત્રીમાં રસ છે અને સ્ત્રીને પુરુષનાં આકર્ષણ છે, ત્યાં સુધી તો અકુલિન રીતે ગોવર્ધનરામના અક્ષર સજીવન રહેશે. આત્મભોગ અને ત્યાગથી પરદુઃખભંજનની ભાવના સુંદરગિરિ ઉપર લેખકે રોપી છે. સાધુતાનો ઉછરતો રોપ આજે તો ગુજરાતને મ્હોકાવી રહ્યો છે.

—સુરેશ દીક્ષિત ('કૌમુદી' ઓક્ટોબર, ૧૯૩૧.)

# સરસ્વતીચંદ્ર : પુરાણ

લેખક: આનંદશંકર બા. ધ્રુવ

[ 'સરસ્વતીચંદ્ર'ના થોડાક સમર્થ વિવેચકોમાંના એક આચાર્ય આનંદશંકર છે. આચાર્યશ્રીની વિદ્વત્તા, મૌલિકતા ને રસિકતાનો મનભર સમન્વય એમના આ લેખોમાં દેખાશે, વિશેષે કરીને ' " સરસ્વતીચંદ્ર : " પુરાણ' અને ' "સરસ્વતીચંદ્ર"નો ઉપસંહાર'માં. 'સરસ્વતીચંદ્ર'ના અંત વિશેનું આચાર્યશ્રીનું દષ્ટિબિન્દુ ખૂબ મનનીય ગણાય તેવું છે. પહેલા લેખમાંથી આરંભનો કેટલોક ભાગ અહીં તો પડતો મૂક્યો છે, પણ તે મૂળમાંથી ('સાહિત્યવિચાર' પૃ. ૪૬૪) અવશ્ય જોવા જેવો છે. ]

.......રા. ગોવર્ધનરામનું અમર નામ એમના "લક્ષ્યાલક્ષ્ય"ના સિદ્ધાંત ઉપર, કે એમણે અંગ્રેજીમાં લખી રાખેલા " Philosophy of Consumption " નામના એક વિચિત્ર નિબંધ ઉપર, કે એમણે હમણાંહમણાંમાં આદરેલા અભ્યાસ ઉપર (એ અભ્યાસ ફળ પર્યન્ત પહોંચ્યો હોત તો પણ) બન્યું રહે એમ અમને લાગતું નથી. સ્વ. ગોવર્ધનરામની ઉજ્જ્વળ કીર્તિ તો "સરસ્વતીચંદ્ર" ઉપર જ ધ્વજાની માફક ફરકયા કરશે, અને તેમાં પણ એમનાં સ્ત્રીપાત્રો ઉપર: એમ અમારી કલ્પના જાય છે. આપણા સ્વદેશી બંધુઓને પશ્ચિમના મહાન પુરુષો સાથે તો કેમ જ સરખાવાય, એવો આપણી વર્તમાન અધમ દશાથી ઉત્પન્ન થયેલી પરદેશપૂજાથી જન્મ પામેલો, સંકોચ છાંડી કહેવું જોઈએ કે સ્વ. ગોવર્ધનરામની "કુમુદ" શેક્સપિયર અને ડેન્ટીનાં ઉત્તમ સ્ત્રીપાત્ર સાથે જરા પણ અતિ પ્રશંસા વિના મૂકી શકાય એમ છે. " સરસ્વતીચંદ્ર"ને નવલકથા કહેવી કે નહિ એ શબ્દપ્રયોગનો પ્રશ્ન છે. નવલકથાના બંધારણના –આજ પર્યંત અંગ્રેજી સાહિત્યમાં જે નિયમો પ્રચલિત છે તે સર્વથા અર્થહીન છે એમ કહેવાનું તાત્પર્ય નથી. પણ કથાની આકૃતિમાં જ નવલકથાની સઘળી ખૂબી સમાઈ રહે છે, એ વાત કબૂલ થાય તેવી નથી. જગતની એક જ પ્રજા–અંગ્રેજ કે ગ્રીક જ–સાહિત્યના

જે નમૂના આપે તેમાંથી જ રસશાસ્ત્રના નિયમ બંધાય એમ માનવું એ તો બુદ્ધિનું પારતન્ત્ર્ય છે. એ પારતન્ત્ર્યમાંથી મુક્ત રહી, "સરસ્વતીચંદ્ર"ની કિંમત આંકવામાં આવે તો અમને લાગે છે કે એ કિંમત ઘણી ઊંચી થાય. "સરસ્વતીચંદ્ર" એ અર્વાચીન સમયના હિન્દુસ્તાનના સાંસારિક, રાજકીય, ધાર્મિક વગેરે મહાપ્રશ્નોની ચર્ચાનો "આકરગ્રંથ" છે. હાલની તરેહની પ્રસ્તાવનાને બદલે પ્રાચીન રીતિની એવી પ્રસ્તાવના લખાઈ હોત તો તે કદાચ આ પ્રમાણે લખાતઃ– "કલિકાલમાં જ્યારે ભરતખંડના મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનું રહસ્ય સમજી શકાયું નહિ ત્યારે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામાં આ 'સરસ્વતીચંદ્ર' પુરાણ* રચ્યું."

પણ આ આવો બોધકગ્રંથ છે એટલાથી જ કેટલાકને ખાસ અસન્તોષ થશે. પણ જેઓને મનોહર સ્ત્રીપુરુષોના હાવભાવ કે સુખદુઃખની કહાણીથી જ સન્તોષ પામવો હોય તેને આજકાલ નવલકથાની અને નાટકોની ક્યાં ખોટ છે કે એ વર્ગનો આ ગ્રન્થ નથી એમ કહી નિસાસો મૂકવાનું કારણ હોય? રા. ગોવર્ધનરામ કહે છે કે "સુંદર થવું એ સ્ત્રીનું તેમ જ નવલકથાનું લક્ષ્ય છે. પરંતુ એ લક્ષ્યની સંપત્તિ તે માત્ર કોઈ ગુરુતર લક્ષ્ય પામવાનું પગથિયું છે–એ પગથિયે ચડીને પછી ત્યાં અટકવાથી ચડવું નકામું થાય છે, હાનિકારક થાય છે." અને એ ધોરણ "સરસ્વતીચંદ્ર"ની પરીક્ષા કરતી વખતે લક્ષ્યમાં રાખવાનું છે.

પણ આ સ્થળ "સરસ્વતીચંદ્ર"ના ગુણદોષ તપાસવાનું નથી. માત્ર એ ગ્રન્થ ઉપર થતા બે મોટા આક્ષેપ સંબંધી રા. ગોવર્ધનરામનો

* "પુરાણ"–શબ્દ કોઈને મશ્કરી જેવો લાગશે; અમને નથી લાગતો–બલ્કે પુરાણમાં જ અમને પ્રાચીન ભારતનો ખરો મહિમા દેખાય છે. અને તેથી અમને આ વિશેષણ વડે "સરસ્વતીચંદ્ર"નું ગૌરવ કરતાં સંકોચ આવતો નથી.

ખુલાસો જાણવા જોગ હોવાથી એ જણાવી આ લેખ અમે સમાપ્ત કરીશું.

એક વખત રેલવે મુસાફરીમાં રા. ગોવર્ધનભાઈ સાથે એક ગ્રેજ્યુએટ ગૃહસ્થ હતા. તેમણે "સરસ્વતીચંદ્ર"ની ભાષા કઠિન છે. અને તે બૈરાંથી પણ સમજાય એવી સરળ હોવી જોઈએ એ ટીકા બહુ સુન્દર રૂપમાં આ પ્રમાણે કરીઃ—

"ગોર્ધનભાઈ! આપે તો અમારા ઘરમાં કજિયો દાખલ કર્યો!"

રા. ગોવર્ધનભાઈએ પૂછ્યું—"કેમ?"

પેલા ગૃહસ્થે ખુલાસો કર્યો—"અમારાં બૈરાં "સરસ્વતીચંદ્ર"માંના શબ્દોના અર્થ અમને પૂછ પૂછ કરે છે. અમારે એમની સાથે વાંચવા બેસવું પડે છે. અને કોઈક વખત તો અમને પણ એ શબ્દોના અર્થ આવડતા નથી અને ડિક્ષનેરી જોવી પડે છે, ત્યારે અમારી બૈરાં આગળ આબરૂ જાય છે."

રા. ગોવર્ધનરામે એમના હંમેશના સ્મિતપૂર્વક જવાબ વાળ્યોઃ—"હું આ સાંભળીને બે રીતે ખુશી થયો. તમારાં બૈરાં સાથે તમારે વાંચવા બેસવું પડે છે એ એક ખુશીની વાત. અને ડિક્ષનેરી ઉઘાડવી પડતી હશે તો તેથી તમારો પણ અભ્યાસ વધતો હશે—એ બીજી ખુશીની વાત."

સરસ્વતીચંદ્ર છેવટે કુસુમને પરણી જાય છે, એથી ઘણાં રસિક હૃદયોને ધક્કો લાગ્યો છે. અને અમે પણ એ સંબંધમાં રા. ગોવર્ધનરામની કૃતિને નિર્દોષ માનીએ છીએ એમ નથી. તથાપિ એ વિશે એટલું જણાવીએ છીએ કે રા. ગોવર્ધનરામ અને મિ. ગિડુમલ વચ્ચે આ સંબંધી પત્રવ્યવહાર ચાલેલો, એ વાંચવા જેવો છે. મિ. દયારામે સિન્ધીમાં એક નવલકથા રચી છે વા રચવા માંડી છે અને તેમાં "સરસ્વતીચંદ્ર"માંથી "મધુરી"—એ નામ લીધું છે. એ બાબતમાંથી

એ પત્રવ્યવહાર શરૂ થયો હતો. એમાં રા. ગોવર્ધનરામે પોતાનાં કારણો સબળ રીતે દર્શાવ્યાં છે; તેમ "સરસ્વતીચંદ્ર"માં પણ આ પ્રશ્નનું સમાધાન કરવાનો કવિએ પોતે યત્ન કર્યો છે.

પણ રા. ગોવર્ધનરામનો એક બચાવ હું અત્રે નોંધવા જેવો ગણું છું: રા. ગોવર્ધનરામે એક વખત આ ચર્ચાને અંગે મને પૂછ્યું હતું કે સરસ્વતીચંદ્ર કુસુમને પરણ્યો ન હોત તો કુમુદ અને સરસ્વતીચંદ્ર શુદ્ધ પ્રેમથી પણ, એકઠાં શી રીતે રહેત ? * આ પ્રશ્ન સાથે હું એક પ્રશ્ન મારા તરફથી પણ ઉમેરું છું કે–"સરસ્વતીચંદ્ર કુસુમને પરણી ગયો ન હોત, તો ભગવી ચૂંદડીએ શોભતી "મધુરી મૈયા"માં મૂર્તિમંત થતું સ્ત્રીનું માહાત્મ્ય–પુરુષને શરમાવનાર અને નારીપ્રતિષ્ઠાને ઉચ્ચતર કરનાર સ્ત્રીનું દૈવી લક્ષણ–શી રીતે પ્રત્યક્ષ કરાત? અને શું નારી-પ્રતિષ્ઠા એ જ વર્તમાન સમયના હિન્દુસ્થાનનો એક મોટામાં મોટો પ્રશ્ન નથી?"

[ 'વસંત' : વર્ષ ૬, અંક ૩, ચૈત્ર, સં. ૧૯૬૩ ]

## સરસ્વતીચંદ્ર

પદ્યમાં જેમ નવી દિશા 'કુસુમમાળા'એ ઉઘાડી, તેમ ગદ્યમાં 'સરસ્વતીચન્દ્રે' નવી જ કલ્પનાનું જગત અમારી આગળ ખડું કર્યું. 'કુસુમમાળા' કરતાં પણ 'સરસ્વતીચન્દ્રે' ગૂજરાતી વાચકોનું વિશેષ ધ્યાન ખેંચ્યું–કારણ કે એક તો એ નવલકથા એટલે સર્વભોગ્ય; અને બીજું–હિન્દુ સંસારના કેટલાક મહાપ્રશ્નોની એમાં ચર્ચા; ગોવર્ધનભાઈનું નિરીક્ષણ ઊંડું, વિચાર પણ ગંભીર–પણ સૌને માથે આ એક બાબત કે કૉલેજના વિદ્યાર્થીઓ સરસ્વતીચન્દ્રના પાત્રમાં પોતાનું

* વિધવા-વિવાહ તો રસિક દૃષ્ટિએ એમનાં નિર્વિવાદ રીતે દૂરાપાસ્ત હતો; અને નાયક કે નાયિકાના મરણમાં પર્યવસાન ન લાવવું એમ મારું પણ કહેવું હતું. એટલે આ બે માર્ગ બંધ હતા.

પ્રતિબિમ્બ જુએ, અને 'ગૂજરાતમાં હજી ઘણી કુમુદ ઉત્પન્ન થયેલી નહિ તો પણ એમને જીવનસહચરી કુમુદ જેવી જોઈએ !' આ સમય પહેલાંની અમારી પરિચિત નવલકથાઓ માત્ર 'કરણઘેલો' અને 'વનરાજચાવડો'. એ બંને રાજપૂત ગૂજરાતનાં સારાં ચિત્રો છે, અને તેમાં પણ 'કરણઘેલા'ની કીર્તિ ગયા જમાનાના ગૂજરાતી સાહિત્યના એક ઉત્તમ નમૂના રૂપે જલદી લુપ્ત થાય એવી નથી. બાગલાણની સીમમાં શ્રાવણ માસ અને દેવદેવીની મુગ્ધકામાવસ્થાનાં વર્ણન કોણ ભૂલી શકશે? તથાપિ 'કરણઘેલો' અને 'સરસ્વતીચન્દ્ર' એ બેના જમાના જ જુદા, એમનાં વાતાવરણ જ જુદાં. 'સરસ્વતીચન્દ્ર'માં 'રાત્રિસંસાર–જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' (ભાગ ૧, પ્રકરણ ૧૯) એવું પ્રકરણ ગૂજરાતી ભાષામાં વાચકે કદી પૂર્વે જોયું ન હોતું. અને ઉપર કહ્યું તેમ, આપણા આર્યસંસારના સંક્રાન્તિકાળમાં તત્ત્વબોધક અને મર્મભેદક એવાં ઘણાં નવાં દૃષ્ટિબિન્દુઓ તથા હૃદયના ઘણા ઊંડા અનુભવો રજૂ થયેલા જોવામાં આવ્યા. અમારાથી સહજ આગળના એક વિદ્વાન મિત્રે અમદાવાદમાં પ્રસિદ્ધ થતા 'ગૂજરાત ગૅઝેટ' નામના પત્રમાં 'સરસ્વતીચન્દ્ર'નું અવલોકન લખ્યું–તેમાં એ પુસ્તકની ખામીઓ દર્શાવતાં વાપરેલાં એક બે વચનો અત્યારે યાદ આવે છે. 'Kumud is a creature of Romance'–અને સરસ્વતીચન્દ્ર 'a philosophic vagabond'! મને લાગે છે કે આ અવલોકનથી સરસ્વતીચન્દ્ર ઉપરનો અમારો પ્રેમ જરા પણ કમી થયો નહિ. કુમુદના પાત્રની જે ખામી એ અવલોકનકારે બતાવી–તે જ અમારી દૃષ્ટિએ ગુણ હતો; કારણ કે સંક્રાંતિયુગ વાસ્તવ સ્થિતિ કરતાં ભાવનાને વધારે પસંદ કરે છે—ભાવના જ એના જીવનનું 'dynamic force'–સંક્રાન્તિ કરાવનાર ચાલક બળ હોય છે. સરસ્વતીચન્દ્ર એક 'tragic character' કરુણરસનું પાત્ર છે: વાસ્તવ જગતમાં એ અસ્થાને છે, અને એની અને જગતની વચ્ચે શાશ્વત વિસંવાદ રહ્યો હોત,

તો સરસ્વતીચન્દ્રની એક ઉત્તમ 'tragedy' બનત; અથવા તો એ વિસંવાદમાંથી, જેણે જગતને વશ કરીને અર્થાત્ પોતાની ભાવનાને અનુરૂપ કરીને, સંવાદ ઉપજાવ્યો હોત, તો સરસ્વતીચન્દ્ર એક ભવ્ય (grand) પાત્ર બનત. પ્રથમ ભાગ પ્રસિદ્ધ થયો ત્યાં સુધી આ બેમાંથી એ કયું વલણ લેશે એ નિશ્ચિત ન હતું—અને તેથી, પરિણામે જે વિરસતા ઉત્પન્ન થઈ છે તે ત્યાં સુધી ન હતી: માત્ર એ વિરસતામાં મને અત્યારે માત્ર એક જ બોધ સમાયેલો દીસે છે, અને તે એ કે પુરુષ કરતાં સ્ત્રીને પ્રભુએ ઊંચા તત્ત્વમાંથી ઘડી છે—સરસ્વતીચન્દ્ર તે કુમુદ નહિ જ: આ ગર્ત્ય જીવનમાં દિવ્ય લોકનું દર્શન કરાવનારી—દિવ્યતાની પ્રત્યક્ષ મૂર્તિ—તે સ્ત્રી જ છે; સ્ત્રી જ એની દિવ્યતા છેક સુધી સાચવી શકે છે; વ્યવહાર માટે ઘડાયેલો પુરુષ જીવ ઉત્તમ સંસ્કાર છતાં વ્યવહારની ઐહિકતામાંથી નીકળી શકતો નથી એ સરસ્વતીચન્દ્રના પાત્રનો ચોથા ભાગને અન્તે ફલિત થતો—બોધ છે....

[ 'દિગ્દર્શન'—'અમારા સમયની કેળવણીનાં સ્મરણો'—પૃ. ૧૭૬ ]

## "સરસ્વતીચંદ્ર" નો ઉપસંહાર

રા. ચંદ્રશંકરે "સરસ્વતીચંદ્રનાં બે ગિરિશૃંગો" ઉપર જે ચર્ચા કરી હતી, તે આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થઈ છે, એમાંનું બીજું 'ગિરિશૃંગ'—માત્ર ત્રણ શબ્દનું ઊર્મિકાવ્ય "ઘેલી મારી કુસુમ!" એને હું એમાં રહેલી વ્યંજનાને કારણે હંમેશાં ઉત્તમ કવિની પ્રતિભારૂપે પૂજતો આવ્યો છું. અને તેથી શ્રીયુત કનૈયાલાલ મુનશીએ એને 'inartistic' કહ્યું છે એમ સાંભળી મને આશ્ચર્ય થયું. શ્રી. મુનશીના 'Gujarat and its Literature' નામના કર્તાની બુદ્ધિના પ્રભાવ અને વેગથી ભર્યા પુસ્તકની મેં પ્રરોચના લખી તે પહેલાં એ પુસ્તક હું ઉપરઉપરથી જોઈ ગયો હતો, પરંતુ

બહુ બારીકાઈથી નહિ–અને તેથી રા ચંદ્રશંકરનો આક્ષેપ કેટલો યથાર્થ છે એ પુસ્તક જોઈ નક્કી કરવાનું મેં મુલતવી રાખ્યું હતું. આજ શ્રીયુત મુનશીનું પુસ્તક જોયું; અને જોઈને રાજી થયો કે શ્રી. ચંદ્રશંકર માને છે તેવું કહ્યું નથી. શ્રી મુનશી લખે છે: The end is inartistic in the extreme.' એ શબ્દોથી શ્રી. ચંદ્રશંકર ભ્રાન્તિમાં પડ્યા છે. વસ્તુતઃ શ્રી મુનશીની ટીકા "ઘેલી મારી કુસુમ" એ અન્તિમ વાક્ય ઉપર નથી, પણ સામાન્ય રીતે "સરસ્વતીચંદ્ર"ની વાર્તાનો અન્ત અર્થાત્ ચતુર્થ ભાગ અને તેમાં અન્તે સરસ્વતીચંદ્રનું કુમુદને ન પરણવું એ ઉપર છે. ઉપરના વાક્ય પછી તરત પછીનું વાક્ય "The only relieving feature is a short living picture of Chandrakant's domestic life" એથી સ્પષ્ટ જણાય છે કે રા. મુનશી ચોથા ભાગના છેલ્લા વાક્ય વિશે ટીકા કરતા નથી, પણ ચોથા ભાગના ઉપસંહારનાં પ્રકરણ વિષે જ બોલે છે શ્રી મુનશીના અસંતોષનું બીજ અમને એમની પોતાની સ્વભાવસિદ્ધ realistic રુચિ અને સાહિત્યકૃતિના સ્વરૂપમાં દેખાય છે. એમાં બીજો ઉમેરો એમના સંસારસુધારાના વિચારે પણ કર્યો હશે, કારણ કે એમણે એ જ પૃષ્ઠને આરંભે લખ્યું છે કે "The lovers swear eternal love and companionship, but decide not to marry, evidently for no better reason than that Kumud is a widow." (અહીં 'eternal' અને 'for no better reason' એ શબ્દો સખ્ત ટીકાના કટાક્ષથી ભરેલા છે.)

હું પણ માનું છું કે વિધવાવિવાહ સ્ત્રી પુરુષ વચ્ચે ન્યાય ખાતર, તેમ જ મનુષ્યની નિર્બળતાની વ્યાવહારિક દૃષ્ટિએ, ઇષ્ટ છે; અને સંસારસુધારાનો "propagandist" પ્રચાર માટે નવલકથા લખતો હોય તો તેને એનાં નાયકનાયિકાને વિધવાવિવાહથી જોડવાનો હક્ક છે. પણ શુદ્ધ કવિએ શું કરવું જોઈએ? હું તો

નિઃસંદેહ મ'નું છું કે લગ્નની ભાવના સાથે વિધવાવિવાહ કે વિધુર-વિવાહ બેમાંથી એકે સંગત નથી—અને સરસ્વતીચંદ્ર અને કુમુદ પરણ્યાં હોત તો એ ઉપસંહાર પ્રમાદધન અને કુમુદ વચ્ચે થયેલા લગ્ના-ભાસની દૃષ્ટિએ ક્ષન્તવ્ય થાત, પણ રસની દૃષ્ટિએ તો એમાં રસક્ષતિ જ આવત.

આ કારણથી હું શ્રીયુત મુનશીની ટીકામાં સંમત થતો નથી—મારાં અને એમનાં સાહિત્ય સંબંધી દૃષ્ટિબિંદુઓ જુદાં છે. એ સાહિત્યના વિષયમાં 'realistic' (ભાવનાવાદી નહિ, પણ મૂર્તવાદી) છે, અને એમની કૃતિઓમાં પણ જે સરસાઈ છે તે મનુષ્યવ્યક્તિ-ઓનાં ગુણદોષ લોહીમાંથી મજ્જાદિક સપ્તધાતુઓની મનુષ્યવ્યક્તિ ચીતરીને એમાં પ્રત્યક્ષ કરાવવામાં રહેલી છે પરંતુ વસ્તુતઃ 'realistic' અને *idealistic* (મૂર્ત અને ભાવનાત્મક) રા. મુનશી-રમણલાલ અને ગોવર્ધનરામ—ન્હાનાલાલ, બંને વર્ગની કૃતિઓનો આસ્વાદ લેવો અશક્ય નથી, માત્ર જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી એ બે વર્ગને અવલોકવા જોઈએ; અને મનુષ્યહૃદય એવું વિશાળ છે કે એમાં બંને રસવૃત્તિ સમાઈ શકે છે.

રા. ચંદ્રશંકર અન્તભાગનો જે બચાવ કરે તે તે સ્વતંત્ર રસવૃત્તિની કસોટીથી નહિ, પણ હિંદુ જનસમાજનાં લોકમત અને લોકલાગણી ધ્યાનમાં લઈ સ્વ. ગોવર્ધનરામને અમુક મધ્યમ માર્ગ લેવો પડ્યો એવી સગવડ અને અગતિકતાની દલીલ આગળ ધરીને. અને તે માટે સ્વ. ગોવર્ધનરામને 'realistic' પણ કહી દે છે. સ્વ. ગોવર્ધનરામ એમના વ્યવહારમાં 'realistic' હતા કે નહિ એ વાત સાથે આપણે લેવાદેવા નથી—તેમ સ્વ. દયારામ ગિદુમલ અને સ્વ. ગોવર્ધનરામ વચ્ચે આ અંતભાગ વિષે પત્રવ્યવહાર ચાલેલો એનાથી રા. ચંદ્રશંકર છક થઈ ગયા છે, તે થવાનો પણ એમને અધિકાર છે. અમે તો માનીએ છીએ કે એ પત્રવ્યવહારમાં રા. ગોવર્ધનરામે પોતાના બચાવમાં ગમે તે દલીલ કરી હોય તે સાથે

પણ આપણે સંબંધ નથી, કારણ કે કવિ પોતાની કૃતિ જગત આગળ મૂકે પછી એના ઉપર કવિનો હક્ક રહેતો નથી, જગત એ કૃતિને નિહાળવાને અને એનો અર્થ કરવાને સ્વતંત્ર છે. અત્યારે એ પત્રવ્યવહાર અમારી પાસે નથી, પણ સ્મરણ આવે છે કે અમે જ્યારે એ વાંચેલો ત્યારે અમને થયેલું કે સાદા રસના પ્રશ્ન ઉપર અહીં મગજ અને શાહી કાગળનું વધારે પડતું ખર્ચ થયું છે.

તે માટે એ પત્રવ્યવહાર બાજુ પર રાખી–અમે કહીએ છીએ કે, "લોકસેવકે લોકાપવાદને કારણ ન આપવું એ શક્તિસંરક્ષણનું શાણપણ છે. સુધારકો અણસમજથી આપત્તિઓને આમન્ત્રે છે." ઇત્યાદિ રા. ચંદ્રશંકરની સગવડ અને વસ્તુસ્થિતિની દલીલ અમારા હૃદયને સ્પર્શતી નથી. અમે તો સ્પષ્ટ રસદૃષ્ટિએ જ આ પ્રશ્ન વિચારીએ છીએ અને એ દૃષ્ટિએ ગોવર્ધનરામની કૃતિની પૂર્ણ કદર કરીએ છીએ. રા. ચંદ્રશંકરે કરેલી ક્ષન્તવ્યતાની દલીલમાં અમે ભળીશું નહિ અને રા. ચંદ્રશંકરને અમે એટલું જ પૂછીશું કે 'વિધવાવિવાહ' એ હિંદુજનસમાજમાં નિન્દ્ય છે અને તેથી સ્વ. ગોવર્ધનરામે કુમુદ અને સરસ્વતીચંદ્રનાં લગ્ન ન કર્યાં, તો શું 'લગ્નમાં બ્રહ્મચર્ય' એ હિંદુ-જનસમાજમાં ઇષ્ટ કે શક્ય મનાય છે?

કવિ જ્યાંથી વસ્તુ છોડી દે ત્યાંથી જ વાચકે પણ છોડી દેવી જોઈએ. "કલ્યાણગ્રામ"ની યોજના કુસુમ અને સરસ્વતીચંદ્રનાં લગ્નથી સફળ થશે કે કેમ એ વિચારવાનું કામ આપણું નથી. કુસુમ અને સરસ્વતીચંદ્રના પછીના જીવન માટે તો હું કુસુમ કહે છે તે જ ખરું માનું છું કે–"મારા હૃદયની કેવી વૃત્તિ છે તે હું સમજી શકતી નથી. મારા શરીરમાં માંહ્ય શું છે તે હું જાણતી નથી, તેમ મારા હૃદયમાં કેવી નાડીઓ છે તે પણ જાણતી નથી." કોણ કહી શકશે કે કુસુમ આગળ ઉપર 'ઘેલી' નહિ જ થાય? અને કુસુમની, સરસ્વતીચંદ્રની અને કુમુદની કથા લંબાઈને, કરુણાન્ત થાય અને કોઈ કવિ એની ભવ્ય "Tragedy" (કરુણાંત મહાકથા) રચે તો શું અશક્ય

છે? અમને તો આ કથામાં આટલે સુધી સ્ત્રી–કુમુદનું જીવન્ત દેહે કિમ્યરૂપે સ્વર્ગારોહણ, અને પુરુષ–સરસ્વતીચંદ્રનું કરુણ મનુષ્યજીવન પ્રત્યક્ષ થાય છે.

હવે શ્રીયુત મુનશીની 'સરસ્વતીચંદ્ર'ની સામાન્ય કદરના સંબંધમાં એટલું કહીશું ' form 'ની દૃષ્ટિએ ભલે " સરસ્વતીચંદ્ર " inartistic ઠરે, પણ નવલકથાની કદરમાં 'form' એ જ એક વસ્તુ છે? જગતનાં કેટલાં બધાં નાટકો અને નવલકથાઓ અને મહાકાવ્યો એના '*form*'ની દૃષ્ટિએ ન જોવાતાં, એનાં અનેક બીજાં તત્ત્વોના કારણથી ઉત્તમ કોટિમાં મુકાયાં છે?

[ 'વસંત' : વર્ષ ૩૫, અંક, ૭–૯.
શ્રાવણ–આશ્વિન, સં. ૧૯૯૨ ]

*

અસાધારણ શૌર્યથી અને ભારે પ્રયાસથી તે ભયંકર રાવણના હાથમાંથી સીતાનો જ્યારે છુટકારો થાય છે, ત્યારે આપણી સઘળી ચિંતા દૂર થઈ જાય છે, આપણે આનંદને માટે તૈયાર થઈ જઈએ છીએ: એટલામાં તો એક ઘડીની અંદર કવિ દેખાડી દે છે કે સીતાનો અંતિમ શત્રુ અધાર્મિક રાવણ નથી, એ શત્રુ તો ધર્મનિષ્ઠ રામ છે...જે સુંદર હોડકાને ખૂબ વાર ઝૂઝીને તોફાનમાંથી ઉગારી લેવાય છે તે ઘાટના પથ્થરને અડતાં જ એક ઘડીની અંદર ભાંગી જાય છે! કથા ઉપર જેની સહેજ પણ મમતા હોય તે શું આવો આકસ્મિક ઉપદ્રવ સહન કરી શકે? જે વૈરાગ્યના પ્રભાવે આપણે કથાની પ્રાસંગિક અને અપ્રાસંગિક એવી જાતજાતની અડચણો સહન કરી લીધી છે તે જ વૈરાગ્યથી કથાનું મૃત્યુ થતાં આપણું ધૈર્ય ટકી રહે છે.

—રવીન્દ્રનાથ ટાગોર (પ્રાચીન સાહિત્ય, પૃ. ૫૬)

# 'સરસ્વતીચંદ્ર'માં વસ્તુની ફૂલગૂંથણી

લેખક: બળવંતરાય ક. ઠાકોર

[ આ વ્યાખ્યાન અપાયું તો બત્રીસ વર્ષ પૂર્વે, છેક ઈ. ૧૯૨૩માં, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સમક્ષ. પણ 'સરસ્વતીચંદ્ર'ની વસ્તુસંકલનાનું આટલું સૂક્ષ્મ ને સર્વાંગી પૃથક્કરણ આજે પણ અસાધારણ મહત્ત્વનું છે. 'ચતુર્મુખ બ્રહ્મા'નાં 'ચાર મુખ' જેવા 'સરસ્વતીચંદ્ર'ના ચારે ભાગના પંચજૂટ જટાકલાપનું વિવેચન આ કૃતિને સમજવામાં ખૂબ માર્ગદર્શક નીવડે તેવું છે. અભ્યાસીઓએ તો 'સરસ્વતીચંદ્ર'ના અધ્યયન માટે 'વિવિધ વ્યાખ્યાનો' ગુચ્છ પહેલો આખો જ જોવા જેવો છે. ]

સ્વ. ગોવર્ધનરામે પોતાની અતિકાય નવલની વસ્તુરચનામાં કેવી ફૂલગૂંથણી કરી છે તેનું આજે આપની આગળ રેખાચિત્ર દોરવા ઇચ્છું છું. 'પૂર્ણાહુતિ'નો ચોથો ભાગ* બહાર પડ્યો તેને બાવીશ વર્ષ થયાં છે. કર્તાની શૈલીની છટા, કલ્પનાની અદ્દ્ભુત શક્તિ અને પ્રકરણે પ્રકરણે ઊભરાતા અનેકાનેક ગંભીર વિષયોની રસિક પરંપરા, એ ત્રેવડી મોહની પુસ્તકના પહેલા બીજા ભાગ નવાસવા હતા ત્યારે, સ્ત્રી અને પુરુષ, કિશોર અને હરેલ, વિદ્વાન અને સામાન્ય, સર્વ વાંચનારને આંજી દેતી, એ સમય વીતી ગયો છે. અને તો પણ પુસ્તકની લોકપ્રિયતા હજી તો વધતી જણાય છે.+ નરસિંહ કે મીરાંની અમરતા સાહિત્યના અક્ષરપ્રદેશમાંયે બેશક અતિવિરલ છે. પણ અખા, શામળ, કે પ્રેમાનંદના જેવી ચિરસ્થાયી અને દાયકે દાયકે, નવી નીપજતી જનતા ઉપર, નવી

---

* ભાગ પહેલો ઈ. સ. ૧૮૮૭માં, બીજો ૧૮૯૨માં, ત્રીજો ૧૮૯૮માં, અને ચોથો ૧૯૦૧માં પ્રથમ બહાર પડયા; ઉપરાંત પહેલા ભાગની પ્રસ્તાવનાઓમાં એપ્રિલ અને વસંતમાસ, અને છેલ્લાની પ્રસ્તાવનામાં તા. ૨૭મી ઓગસ્ટ, એટલા જ કાલનિર્દેશ કર્તાએ જાતે નોંધેલા છે.

+ દરેક ભાગની હાલ ચાલતી આવૃત્તિમાં રા. રમણીયરામે દરેક આવૃત્તિની સાલ અને પ્રતસંખ્યા જણાવેલાં છે, તે ઉપરથી દરેક ભાગની

આણુ વર્તાવતી લોકપ્રિયતા, નર્મદથી આરંભાતા આ ચાલતા સમયના આપણા લેખકો વા પુસ્તકોમાંથી જો કોઈએ સાધી હોય, તો તે એક ગોવર્ધનરામે, એક આ 'સરસ્વતીચંદ્રે' સાધી છે. એટલે એ નવલનાં અવલોકન, વિવેચન હવે તત્કાળ દૃષ્ટિપાતના ઊભરાથી જેવાં થાય એવાં નહિ, પણ તટસ્થતાથી, પર્યેષક દૃષ્ટિએ, અને કલાશાસ્ત્રની પદ્ધતિએ, તેમ લેખક અને પુસ્તકના જનક–બાલક સંબંધ કંઈક ખૂલે એવી ઐતિહાસિક ચાવીઓ પણ લાગુ પાડીને, કરવાની

---

આજ સુધીની ખપત વિશે નીચે પ્રમાણે તારણ નીકળે છે, જે મનનીય હોવાથી આપું છું:–

ભાગ ૧: ખપતઃ પહેલાં ચાર વર્ષમાં વાર્ષિક ૪૦૦ નકલ, પછી સત્તર વર્ષમાં વાર્ષિક ૬૦૦ નકલ, અને ૧૯૦૮થી ગણતાં ચૌદ વર્ષમાં વાર્ષિક ૭૫૦ નકલ;

ભાગ ૨: ખપતઃ પહેલાં સોળ વર્ષમાં વાર્ષિક ૩૭૫ નકલ અને ૧૯૦૮થી ગણતાં તેર વર્ષમાં ૭૦૦થી કંઈક ઓછી વાર્ષિક.

ભાગ ૩: ખપતઃ વીશ વર્ષમાં વાર્ષિક ૪૫૦ નકલ.

ભાગ ૪: ખપતઃ ઓગણીશ વર્ષમાં વાર્ષિક ૪૭૫ નકલથી કંઈક ઓછી.

આ આંકડા આ ચોપડીની લોકપ્રિયતા સ્થાયી ગણાય એવી છે અને ધીમે ધીમે વધતી જાય છે એટલું સાબિત કરે છે; પણ સાથે સાથે –ગુજરાતી પ્રજામાં શિષ્ટ સાહિત્યના વાંચનની પ્રગતિનો વેગ કેટલો તો ધીમો છે, એ પણ ખુલ્લું બતાવી આપે છે. ધન્ય હો ધન્ય જ પુણ્યપ્રદેશ અમારો ગંડૂ ગુર્જરદેશ–જેમાં તેના અર્વાચીન શિષ્ટ સાહિત્યમાંથી જે નવલકથા સૌથી વધારે વખણાઈ અને લોકપ્રિય થઈ, તેના ચારમાંથી એકે ભાગની વાર્ષિક હજાર નકલ કે તેમાંના બેની તો વાર્ષિક પાંચસો નકલ પણ હજુયે ખપતી નથી. ગુજરાતે લખેશરીઓની સંખ્યા કદાપિ ઓછી ન હોતી અને મોટો પાડ બ્રિટિશ રાજતંત્રનો કે તે સુસ્થાપિત થયા પછી તે સંખ્યા વધતી ગઈ છે; મધ્યમ વર્ગની સ્થિતિ એટલી સુધરી છે કે સૌ જોડા પહેરે છે, છત્રી, ઘડિયાળ રાખે છે, ઝૂંપડાં મટી પાકી ઈંટો, પથ્થર અને સિમેંટ ચણેલી મેડીઓ લાખો થઈ ગઈ છે અને વધતી જાય છે,–એટલે ઉપર નોંધેલી હકીકત વિશેષ સૂચક બને છે.

જરૂર છે; પરંતુ વસ્તુ, પાત્રાલેખન, રસપ્રવાહ, સર્જનસામર્થ્ય, શૈલી, કર્તાનું હૃદ્ગત અને તેની ભાવનાઓ, કર્તાના જીવનચરિતમાં આ સર્વનાં ઊગમસ્થાન અને સ્વરૂપ, વગેરે આવા સમગ્ર અવલોકન-કાર્યનાં બધાં અંગોને યથાયોગ્ય ચર્ચવા જઈએ, તો એક મોટું પુસ્તક ભરાય એટલાં વ્યાખ્યાનો જોઈએ: એક દોઢ કલાકને બદલે પારાયણની સપ્તાહ જેટલો સમય જોઈએ. માટે આજે તો બીજાં બધાં અંગોને બનતાં સુધી અલગ રાખીને આ આશરે અઢારસો પાનાં લાંબા નવલ–પુરાણના કે કાલ્પનિક મનોરાજ્યના અવલોકનનો માત્ર આરંભ કરતાં, તેની વસ્તુસંકલનાને જ આપણે યથામતિ તપાસીશું અને વીંખીશું, અને તેની લટે લટ ઉકેલી ઉકેલીને અંતે પાછી સંકેલવાની ફળ જોઈ લઈશું.

ઈ. સ. ૧૯૦૧ પછી આપણે સૌ કરવા મથીએ છીએ તેમ ચારે ભાગને એક દૃષ્ટિબિંદુમાં લઈ એક કથા, એક કૃતિ તરીકે ગણનાર, પૃથક્કરણના ઊંબરામાં જ એક મોટી ઠોકર ખાય છે. ચારે ભાગ એક કૃતિ, એક કથા છે તેની ના પાડવા ઇચ્છતો નથી, અને આખું એક દૃષ્ટિક્ષેત્રે એક બીજા ભાગવિભાગની ધૂપછાંવમાં જોવાનું છે, એ તો દેખીતું જ છે; પરંતુ ઘણા વાંચનારને આનો એવો અર્થ કરતા જોઉં છું કે સરસ્વતીચંદ્ર, કુમુદસુંદરી અને કુસુમસુંદરી એ ત્રિપુટી સાથે જે કંઈ બનાવાદિ સીધી રીતે સંબદ્ધ તે જ મુખ્ય વસ્તુ, અને આ અઢારસો પાનાંમાંનું બીજું સર્વ તે આડકથાઓ, ઉપકથાઓ વગેરે: અને એવા મત વિશે હું ભાર દઈને કહેવાની રજા લઉં છું કે તે જાતે ખોટો છે અને વળી ભ્રામક હોઈ અવલોકન કે પૃથક્કરણકાર્યનાં લગભગ બધાં જ અંગમાં અનેકાનેક ગૂંચો ઉત્પન્ન કરનારો થઈ પડે છે. મહાભારતમાં અથવા તો કોઈ પણ પુરાણમાં જેમ, તેમ 'સરસ્વતીચંદ્ર'માં ય મુખ્ય વસ્તુ પોતે જ એકથી વધારે છે; અને એમાં જેટલી મુખ્ય વસ્તુઓ છે તેટલાં આદિ, મધ્ય, અને અંત છે, તેટલાં નાયક, નાયિકા, ઉપનાયક,

પ્રતિનાયક છે, તેટલાં જ મુખપ્રતિમુખ, ગર્ભનિર્વહણાદિ પણ હોવાં જોઈએ અને છે. કર્તાએ ચોપડી ચાર ભાગે બહાર પાડી એટલું જ નહીં પણ ચાર ક્રમે લખેલી છે, ઓગણીશ વર્ષે પૂરી કરેલી છે, અને દરેક ખંડ યોજતાં તે તે ભાગવિભાગને દષ્ટિક્ષેત્રના મધ્યમાં આણી મુખ્ય વસ્તુ ગણીને જ રચેલી છે. ચતુર્મુખ બ્રહ્માનાં આપણે ચારે મુખ એક ક્ષણે પ્રકટ થયાં માનીએ છીએ. આ અક્ષર મૂર્તિ બ્રહ્માનાં ચાર મુખ એક પછી એક યોજાયાં અને ઘડાયાં છે. એટલે એ દરેક મુખ ઉપરની એક એક, અને વચલી તાલકી ઉપરની પાંચમી-ચારેમાં ગૂંથાઈ ઉપરતળે પરોવાઈ પાંચેને પાછી એકમાં સાંકળી લેનારી, એ પ્રમાણે આ જટાજૂથમાં પાંચ જટાઓ સંલગ્ન છતાં એક એક સ્વતંત્ર પણ છે, જે બધીને છૂટી છૂટી ઉકેલવાની અને પાછી સંકેલવાની છે.

( ૨ )

આ પંચજૂટ જટાકલાપમાંની પહેલી જટામાં નાયક બુદ્ધિધન છે, ઉપનાયક ભૂપસિંહ છે, અને પ્રતિનાયક શઠરાય છે. એ કથાનો આરંભ બુદ્ધિધન પિતા મરતાં અને પોતાનું લગ્ન કરતાં કરજદાર થાય છે, અને પછી માંદો પડે છે તે દરમિયાન વર્ષાસન અટકે છે, માતાને પોતાનું પલ્લું વેચી નાખવાની વારી આવે છે, અને કારભારી શઠરાય તરફથી અસહ્ય અપમાન ગળી જવું પડે છે, એ બનાવોથી શરૂ થતા વૈરાગ્નિમાં, અને એક જબરા માણસના નબળા શત્રુઓ એકબીજાને મળી જાય એ ન્યાયે બુદ્ધિધન અને ભૂપસિંહની મંડાતી મિત્રતામાં છે. બુદ્ધિધનની રાજ્યનીતિ ધીરી, મિત્રતાને ટકાવી વધારી ખીલવી મિત્રને ખરેખર સુધારવાનું શ્રેય અને સ્થાયી ફલ વાંછનારી, અને શત્રુ ઉપર સામો ઘા ન કરતાં તેનાં દુષ્કૃત્યોની ઘસી પડતી ઇમારતના ઢગલા તળે જ તેને કચરાવા દેવાની હોવાથી, એ નીતિના ફલને પાકતાં પાકતાં ચોવીશેક વર્ષ વહી જાય છે ખરાં. પરંતુ પરિપક્વ ફલ જ્યારે ખરે જ હાથમાં આવે છે ત્યારે તે—ચૈત્ર સુદ

પડવાને દિવસે—ઘાટ, તેજ, રંગ, ગંધ, અને માધુર્ય, સર્વ વાતે અનુપમ જ નીવડે છે. કર્તા એ આખું ફૂલ ત્રણ જુદી જુદી ક્ષણોનાં ત્રણ ચિત્રોવડે આલેખે છે. પહેલું ચિત્ર "શઠરાયની ખટપટનું ઊંડાણ જોઈ અમાત્ય આભો ન બન્યો," ત્યાંથી માંડીને "રાણો અમાસને આંગળીએ લઈ ચાલ્યો અને સૌને અદૃશ્ય થયો," ત્યાં સુધીનું પંદર પાનાંનું છે. (૧,૧૫૩–૧૬૮). આમાં શઠરાય હાર્યો, જમીનદોસ્ત થયો, એ પ્રધાન વક્તવ્ય છે. ભૂપસિંહના બુદ્ધિધન ઉપરના ભાવ આથી વધારે સ્પષ્ટતાથી અને હૃદયના સુકોમલ રંગોમાં વ્યક્ત કરતું બીજું ચિત્ર, તે જ રાતે બગીચામાં ફુવારા પાસેની બેઠકના આરંભનું છે, જ્યાં બુદ્ધિધન મહેલના સભાખંડમાંના ઉત્સવવૈરાગ્યના ગૂંચવાડાથી શ્રાન્ત થયેલો જરા પવન ખાવા બાંક ઉપર આવીને બેઠેલો, વા આડો પડેલો, પડ્યો પડ્યો જ આંખ મળતાં સાત્ત્વિક સ્વપ્નાવલિની આનંદલહરો માણતો હતો, અને ભૂપસિંહે ત્યાં આવી, એને જગાડવાને બદલે એના માથા તળે ઉશીકું ગોઠવાવ્યું, અને એની જ આસપાસ ગાલીચા અને સોનેરી રૂપેરી વાલસરોની બેઠક જમાવી (૧,૨૭૮–૨૮૩), એ છે. અને ત્રીજું ચિત્ર આ બે વચ્ચેનું, પાછલે પ્રહરે બુદ્ધિધન, સૌભાગ્યદેવી પોતાની ખાનગી મેડીમાં મળે છે, અને સૌભાગ્યદેવીની સાત્ત્વિક વાંછનાઓ તૃપ્ત કરી, બુદ્ધિધન એની સાથે શુદ્ધ ગૃહસ્થાશ્રમના દીર્ઘ તપને અંતે તેના પરિપાકરૂપ શુદ્ધતર વાનપ્રસ્થાશ્રમમાંની પ્રવેશક્ષણની આનંદસમાધિ અનુભવે છે, તે છે. (૧,૨૬૨–૨૬૪).

દુનિયામાં ચોવીશ વર્ષથી પણ વધારે લાંબો કાળ ચાલે એવી ઘણી પ્રવૃત્તિઓ હોય છે, પણ આદિથી અંત સુધી સુકાની તે ને તે એવી થોડી હોય છે, અને તેમાં પણ પ્રવૃત્તિ બધો વખત એકસરખી ચાલી રહેલી એવી તો કોઈક જ. વળી એવી વિરલ પ્રવૃત્તિને ચોવીશ વર્ષ એકધારી નિરૂપવાનું કાર્ય ઇતિહાસ કરી શકે ખરો, પણ કલાની જુદી પદ્ધતિને તે અનુકૂલ પડતું નથી. આથી

કરીને કર્તા ચૈત્રી પડવાથી એક મહિના આગળથી જ–માઘ શિવરાત્રિના આગલા દિવસથી–ખરો આરંભ યોજે છે, અને તે પહેલાંનો બધો ઇતિહાસ વચ્ચે ટૂંકામાં ગોઠવે છે. પિતાઓનો જાતિવિરોધ પુત્રીઓમાં ઊતરેલો છે અને અલકકિશોરી ખલકનંદા ઉપર મોં મરડે છે, એટલે ખલકનંદા તેનો મદ ઉતારવાનો નિશ્ચય કરી જમાલને ઉશ્કેરે છે. જમાલ તેને રાતે સાસરે જતી આંતરવાનો મૂર્ખ ખેત રચે છે. અને તે અકસ્માત સરસ્વતી પડતાં અમાત્યના ઘરમાં જ ઘૂસી જવાનું વધારે મૂર્ખ સાહસ કરે છે. આ બિંદુથી વાર્તા જામે છે અને કર્તાના વર્ણનોના વિશાળ મનોહર તરંગાવલિ–ભરેલા પટ ઉપર વાંચનારને વિવિધ રસોમાં નિમગ્ન કરતી કરતી એકસરખા વેગથી ધસે છે, અને ઉપર આપણે જોઈ ગયા તે શિખર સુધી ચડે છે.

વર્ણનોમાં કર્તા ત્રણ જુદા જુદા હેતુ સદૈવ પોતાના લક્ષ્ય તરીકે એકસરખા નજર આગળ રાખે છે, અને અધિકારી વાંચનારને એ ત્રણ હેતુ એકસાથે સાધવાની કર્તાની કલા છક કરી નાખે છે પ્રથમ લક્ષ્ય સજીવન અંગોપાંગસંપૂર્ણ ચિતાર વાંચનારની નજર આગળ ખડો કરવાનું. અને તે કર્તા વર્ણનમાં તેમ સંવાદોમાં અને જુદા જુદા બનાવોની તે તે પાત્રોની પ્રકૃતિ સાથેની સંકલનામાં આબાદ ખડો કરી શકે છે. આના દાખલા આપવાની જરૂર જ નથી, કેમકે કર્તાની કલ્પનામાં આ વાસ્તવિકતાનો ગુણ "સરસ્વતીચંદ્ર"માં જ્યાં જોશો ત્યાં આંખે ઊડીને વળગે એટલો પ્રકાશી છે; વસ્તુના કોઈ વિભાગની આખી ઇમારત કેવલ કાલ્પનિક અને અદ્ધર લટકતી લાગે ત્યાં પણ તેની ઘણી ઘણી વિગતો, તેની ઈંટો, બારી, જાળી, થાંભલીઓ, છત આદિ, કર્તા બનતાં સુધી વાસ્તવિક કે વાસ્તવિક જેવી જ વાપરે છે; અને "સરસ્વતીચંદ્ર"ની સ્થાયી અને વધતી જતી લોકપ્રિયતાનું એક મોટું કારણ એ જ છે.

કર્તાનું બીજું લક્ષ્ય કોઈ પણ બનાવ અને તેને લગતાં પાત્રો એવાં જ કેમ, તે પાત્રોની આગલીપાછલીમાં પૂરતી ઝીણવટ પર્યેષણા

અને અનુભવી દૃષ્ટિથી ઊતરીને વાંચનારની ખાતરી થાય તેમ સચોટ બતાવી આપવાનું છે. આવી માનસશાસ્ત્રી વિવેચના કર્તા પોતાના દરેક મુખ્ય પાત્ર વિશે ફરી ફરીને કરીને તેને અમુક દેશ, કાલ, સંજોગાદિ વાસ્તવિક જલનું વાસ્તવિક માછલું ચીતરી આપે છે. "સરસ્વતીચંદ્ર"માંનાં સ્ત્રીપુરુષો અને તેમના રાગદ્વેષ, તેમના થતા અનુભવો અને તેમણે કરેલાં ફલો, આથી કરીને જ એકપરિમાણી રેખાચિત્ર કે લંબાઈ અને પહોળાઈ એ બે જ પરિમાણવાળાં ભિત્તિચિત્ર મટીને ત્રણે પરિમાણવાળી મૂર્તિઓ બની શકે છે: અને જે કોઈ કાવ્ય, નાટક કે નવલકથા આવી સ્વયંભૂ સ્વયંગતિમાન સ્ત્રીપુરુષ–સૃષ્ટિ જમાવે છે, તે જ બહોળો ફેલાવ પામી, અસંખ્ય હૃદયોમાં પોતાની મોહની લગાડી જગાડીને, લાંબા કાલ સુધી પ્રજાની ભાવનાઓનું ઉદ્‌બોધન અનેકાનેક રૂપે કર્યે જવા સમર્થ છે.

કર્તાનું ત્રીજું લક્ષ્ય આવાં વર્ણનોનાં તેજ, બાહ્ય ગૌરવ આદિથી અંજાઈ તરુણ કે સમાનશીલ વાંચનાર રખેને નીતિઅનીતિના સનાતન ભેદ ભૂલી આકર્ષક મોહજાલમાં સપડાઈ જાય, તેના પ્રતિકાર માટે તે તે વસ્તુનું નીતિઅનીતિની વિવેકદૃષ્ટિએ ખરું સ્વરૂપ પણ તેની બુદ્ધિ ઉપર ખુલ્લેખુલ્લું છાપી આપવાનું છે. આ ભાગના બારમા પ્રકરણમાં ભૂપસિંહના દીવાનખાનાને અધિકારૈષણા અને રાજવૈભવની મોહનિદ્રા માટેના પલંગની ઉપમા, દેશી રજવાડાના અમલદારોનું પીનલકોડની ગુનાકલમોના દૃષ્ટાન્તો તરીકે વર્ણન, અને શઠરાયનું તેજ ડગલે ડગલે લેવાતું જ ગયું અને આખરે એના આખા જન્મારાના સંગી ગુમાને પણ એને સજી દીધો એ આખું ચિત્ર, અને ત્રીજા ભાગમાં આખા બુદ્ધિધનવસ્તુની સમાપ્તિમાં "એતદ્ધિ પરિભૂતાનાં પ્રાયશ્ચિત્તં મનસ્વિનામ્" એવા કડક સૂત્રનો ઉપયોગ,–એવા એવા દાખલામાં કર્તાનું આ વલણ અતિ ઉત્કટ મુદ્રા ધારણ કરે છે. નીતિવિવેચક ધર્મરાજના નિર્ણય સંપૂર્ણ સાચા અને ન્યાયીની સાથે ઉગ્ર, ભયાનક, રોમહર્ષણ પણ હોવા જોઈએ, એવું ભાન, મોટે ભાગે

" કાન્તાસંમિતતયા " જ બોધને મીઠાશથી પાવાની વૃત્તિવાળા સાહિત્યરાશિમાં, ગોવર્ધનરામ જેટલા માપમાં કોઈક જ કર્તામાં માલૂમ પડે છે. અને વળી સૌંદર્યની ભવ્ય પ્રતિમા દેખાવા પામે તો તે આવા રોમાંચક ઉગ્ર રૂપમાં જ, જેને 'પ્રસાદ'ને નામે અસંત વળગવામાં આવે છે તેવા રૂપમાં કદાપિ નહિ, એવું ભાન ગુજરાતે તો સારા વિવેચકોમાંય અસંત વિરલ થઈ ગયું છે.

વસ્તુના આ ભાગની સંકલનામાં બે બિંદુ વિશે થોડી વિગતમાં ઊતરીને ચર્ચા થવી ઘટે છે. જમાલ અમાત્યના ઘરમાં પેઠો કઈ તિથિએ ? ફાગણ સુદમાં કે વદમાં ? કર્તા પ્રથમ લખે છે, " રાત અંધારી હતી " (૧,૯૬), અને તે જ રાતે જરોક કલાક ઉપર– આશરે સાડા દશે–નરભેરામ બુદ્ધિધનને લીલાપુરમાં રાજ્યના સાથે આડો સંબંધ હતો, એ મતલબના ખોટા કાગળો તૈયાર કરવામાં આવ્યાની બાતમી આપીને ઉમેરે છે, કે તે રાણાને તરતમાં બતાવવાના છે (૧,૮૫), તથા બીજે જ દિવસે બપોરે એ કાગળો રાણાને બતાવવામાં પણ આવે છે. તેનું વર્ણન કરતાં કર્તા લખી જાય છે કે " બે ચાર દિવસ પછી ચૈત્રી પડવો હતો " (૧,૧૧૨). આ શબ્દોને વળગી રહીએ તો જમાલે ગૃહપ્રવેશ વદ આઠમ નોમથી વહેલો* કરેલો નહીં એમ લેવું પડે. પરંતુ રાતે સાડા દશ અગિયારે ચંદ્ર અસ્ત થાય એવી તિથિ એટલે કે સુદ ૭૬, સાતમ લઈએ તો પણ પ્રસ્તુત બનાવની કોઈ વિગત સાથે વાંધો આવે એમ જણાતું નથી, એટલું જ નહીં

* જમાલના ગૃહપ્રવેશને માટે રાતે સાડા દશ અગિયારે ચંદ્ર આથમી જાય, અગર થોડી રાતે આશરે દોઢ વાગે ઊગે તે પડેશાં નહીં, એવી રાત લઈએ એટલે વર્ણનની કોઈ પણ વિગતનો બાધ નહીં આવે. આ બેમાંથી વહેલી શુક્લપક્ષની તિથિ જ લેવાનાં કારણો ઉપર દર્શાવ્યાં છે: અગર જો કે કર્તાએ વર્ણન લખ્યું તે વખતે તેમના મનમાં કૃષ્ણપક્ષની તિથિ જ હશે એમ પણ લાગે છે. સુદ ૬–૭ અને વદ ૮–૯ ની વચ્ચેની કોઈ તિથિ નહીં જ ચાલી શકે.

પણ નવીનચન્દ્રને તે રાતે ઘા વાગ્યો, તે રુઝાતાં પરંતુ એ હજી અશક્ત હતો અને દવા ચાલુ હતી તેવામાં અલકકિશોરીને એના ઉપર મોહ થયો, કૃષ્ણકલિકાની દુષ્ટ સૂચનાઓએ એવી કલ્પનાને ધીરે ધીરે તૈયાર કરેલી હોવાથી; અને તે પછી પાછી એ મોહની વાત પણ જૂની થઈ ગઈ, અને અલકકિશોરીએ પોતે જ બધું ભોળપણમાં ભાભી આગળ કહી દીધું; વગેરે બનાવની પરંપરા ચૈત્રી પડવાના પહેલાં બની જાય છે, તેને માટે પૂરતો અવકાશ વદ આઠમ નોમ લઈએ તો રહેતો જ નથી. સામી બાજુએ જમાલ ક્યાં ગયો, એનું શું થયું હશે, તેની શઠરાયના પક્ષને ખબર જ પડતી નથી, એ પ્રમાણેની ઘટના પાંચસાત દિવસ ચાલે તેમાંય જેટલો અસંભવ આવી જાય છે, તે એ ઘટના ત્રેવીશ ચોવીશ દિવસ સુધી બુદ્ધિધન ટકાવી શક્યો એમ લેવું પડે, તેથી કંઈ હદ ઉપરાંત વધી જાય એવું નથી; અને, આગળ ચાલતાં જોવામા આવશે તેમ, ચન્દ્રકાન્ત અને ધૂર્તલાલના પ્રકરણોને માટે ફાગણ સુદ પાંચમ, છઠ અને ચૈત્રી પડવા વચ્ચેનો ગાળો પણ પૂરતો ગણી શકાય એટલો નથી જ. એ પ્રકરણોને માટે સુદ પાંચમ છઠ કરતાં પણ વહેલી તિથિ આવશ્યક છે, જે કોઈ રીતે પણ મળી શકે એમ છે નહીં, કેમ જે વાર્તાનો આરંભ જ શિવરાત્રિના આગલા દિવસથી થાય છે, અને નવીનચન્દ્રને અમાસને ઘેર સૌ સાથે ઘરના જેવો થઈ જતાં સાતેક દિવસ તો લાગે જ. બધું જોતાં મને લાગે છે કે જમાલના ગૃહપ્રવેશને માટે ફાગણ સુદ છઠ કે સાતમ–એથી વહેલી તિથિ અશક્ય જ હોવાથી–લેવી પડે એમ છે, અને એ પ્રમાણે લેતાં પણ જે કંઈ ત્રુટિઓ સંકલનામાં રહી જાય છે તે અનિવાર્ય ગણીને નિભાવી લેવાની છે.

વસ્તુઘટનાનું બીજું ચર્ચાસ્થાન વધારે નિશ્ચિત મત આપી શકું એવું છે. અલકકિશોરીને આરંભમાં વીશબાવીશ વર્ષની કહી છે (૧. ૭). જાજરમાન કાયાનું વય ખીલતી જુવાનીમાં લોક હોય તે કરતાં મોટું ધારે, એ કારણથી એનું ખરું વય આપણે વીશ જ

લઈશું. પ્રમાદધન બહેન પછી તેર કે ચૌદ માસે જન્મ્યો છે (૧, ૫૭). અલકકિશોરી વીશની ત્યારે પ્રમાદધન ઓગણીશ લગભગ. હવે તે જ વખતે રાણા ભૂપસિંહને સાડત્રીશ આડત્રીશની ઉંમર જણાવી છે (૧, ૨૧). આ પ્રમાણે રાણાથી અલકકિશોરી સત્તર વર્ષ અને પ્રમાદધન અઢાર વર્ષ નાનાં થાય.

પરંતુ કર્તાએ આ વર્ષોની ગણતરી બીજી રીતે પણ આપેલી છે. ભૂપસિંહ સગીર મટતાં અને પોતાની જાતનું રક્ષણ કરી શકે એવડો થતાં મોસાળથી સુવર્ણપુર આવે છે અને લાગલો બુદ્ધિધન જોડે સંબંધ આરંભે છે (૧, ૪૫). આ ક્ષણે એની ઉંમર અઢારથી ઓછી ન જ હોય. થોડા વખત પછી ભૂપસિંહ અને બુદ્ધિધન બંને લીલાપુરવાસી બને છે (૧, ૪૬). આ ગાળો ઓછામાં ઓછો ૭ માસનો ગણવો પડે. લીલાપુર ગયા પછી ચાર વર્ષે અલકકિશોરી અને પાંચ વર્ષે પ્રમાદધન જન્મ્યાં એમ પણ કર્તાએ લખ્યું છે (૧, ૫૭). એટલે આ ત્રણે આંકનો સરવાળો લેતાં અલકકિશોરી અને પ્રમાદધન રાણાથી સત્તર અઢાર નહીં પણ ઓછામાં ઓછાં બાવીશ અને ત્રેવીશ વર્ષ નાનાં ઠરે છે.

વાર્તારીતે અલકકિશોરી વીશથી નાની સંભવતી જ નથી, અને આખી સંકલના તપાસતાં બીજી રીતે પણ આ બીજી ગણતરી જ બેસતી આવે છે. ભૂપસિંહ બુદ્ધિધનને ચૈત્રી બીજને દિવસે કામદાર પદનો સિરપાવ આપે છે ત્યારે તે બેતાળીશ કે ત્રેતાળીશ વર્ષનો, અને સાડત્રીશ આડત્રીશનો તો એ તેથી ત્રણ ચાર વર્ષ પહેલાં (૧, ૨૧) જડસિંહના પછી ગાદીએ આવી રાણો બન્યો ત્યારે, એમ લેતાં જ સર્વ સચવાય છે. બંનેએ વીશેક વર્ષ લીલાપુરમાં કહાડ્યાં; તેમાંનાં છેલ્લાં સોળ તે અલકકિશોરીના પહેલાં સોળ, તથા બુદ્ધિધને લીલાપુરે ગયા પછી એક બે વર્ષે સનંદ મેળવી, ત્રણચાર વર્ષ વકીલાત કરી, આશરે પંદર વર્ષ શિરસ્તેદારી કરી, અને પછી તે રાણાનો હજૂર સેક્રેટરી (૧, ૬૯) અને અમાત્ય થયો, એમ બધો મેળ મળી રહે છે.

બેશક શિરસ્તેદારીનો ચૌદ કે પંદર વર્ષનો ગાળો ઘણો લાંબો છે, અને ભૂપસિંહને ગાદી મળી ત્યારે તેને ચોત્રીશેકનો ગણી લેવામાં કર્તા આ ગાળાને ટૂંકો કરવાના હેતુથી જાણ્યે અજાણ્યે પ્રેરાયા હોય. પરંતુ એમ પણ ઓછામાં ઓછાં દશ વર્ષનો ગાળો રહે છે, જે બુદ્ધિધનની મહત્ત્વાકાંક્ષા જોતાં અને એ ગાળા માટે કર્તાએ ટૂંકામાં પણ સુવર્ણપુરને લગતાં જે જે પ્રકરણો વર્ણવ્યાં છે તે લેતાં, આખી સંકલનામાં દોષરૂપ ગણવો પડે એટલો લાંબો તો છે જ; અને વળી ઉપર જોઈ ગયા છીએ તે પ્રમાણે, અલકકિશોરીની જે ઓગણીશ કે વીશની ઉંમર વાર્તાની આખી ઉઠાવણીને માટે આવશ્યક છે, તેને અસમ્ભવિત બનાવી દે એવો છે.

શિરસ્તેદારીનો ગાળો ચૌદને બદલે દશ વર્ષથી પણ કંઈક ઓછો રાખી શકાત અને ભૂપસિંહને ફાગણ કે ચૈત્રમાં કર્તાએ લખ્યું છે તેમ સાડત્રીશેકની ઉંમરનો પણ રાખી શકાત, જો કર્તાએ અલકકિશોરી, પ્રમાદધનને બુદ્ધિધન લીલાપુર ગયો તે પછી તરતમાં જ અવતરેલાં ઠરાવ્યાં હોત તો. બુદ્ધિધન, ભૂપસિંહે બધાં મળીને વીશ નહીં પણ પંદર સોળ વર્ષ લીલાપુરમાં ગાળ્યાં, તેમાં લીલાપુર જતાં જ સૌભાગ્યદેવીને અલકકિશોરી સાંપડી, પછી વર્ષે પ્રમાદધન અવતર્યો, તે પછી તરત એના શુભ પગલાને પ્રતાપે પિતાને સનંદ મળી, અને વકીલાત કરતાં પાંચ છ વર્ષ થયાં ત્યાં સદાશિવપંતવાળો કિસ્સો બનતાં એ શિરસ્તેદાર નીમાયો, એ પ્રમાણેની યોજના ચોગર્દમ દોષરહિત ગણી શકાય એવી થાત, એમ લાગે છે.

( ૩ )

'ગુણસુંદરીનું કુટુંબજાલ' એ બીજા ભાગમાં નાયિકા ગુણસુંદરી, નાયક માનચતુર, ઉપનાયક વિદ્યાચતુર અને ઉપનાયિકાઓ ધર્મલક્ષ્મી અને સુંદરગૌરી છે. કુમુદસુંદરી અલકકિશોરીનાથી નોખી પ્રકૃતિની કેટલી અને કેમ તેનું દિગ્દર્શન કરાવતાં કર્તાએ કુમુદસુંદરીના પિતા-માતા આદિનો ઇતિહાસ કંઈક આપ્યો છે તે આ જટાકલાપમાંની

પહેલી અને બીજી જટાને બાંધનારી પહેલી લટ ગણી શકાય. પહેલા ભાગની કથાના બનાવો મુખ્યત્વે લીલાપુર અને સુવર્ણપુરમાં બને છે, તો આ બીજા ભાગમાંના બનાવો મુખ્યત્વે મનોહરિયું ગામ અને રત્નનગરી રાજધાનીમાં બને છે. પહેલી કથાના આરંભ અને અંત સુવર્ણપુરમાં છે, માત્ર ઇતિહાસ તરીકે વિહંગમદૃષ્ટિએ જોઈ લેવાનાં વચલાં વર્ષો અને બનાવોનું મથક લીલાપુર છે, તેમ બીજી કથાનાં પણ આરંભ અને અંત મનોહરિયામાં છે, અને સિંહાવલોકને ટૂંકામાં જાણી લેવાની વચલી વિગત રત્નનગરીની છે. પણ આવાં આવાં સામ્ય ઢૂંઢીએ તે ખરું જોતાં લગભગ નકામું છે. સંકલનાની દૃષ્ટિએ પહેલા અને બીજા ભાગને સાથે જોતાં એમની એકબીજાથી અસંત વિભિન્નતા જ નજરે ચડે છે, જેનું કારણ એ બેના વિષયો વચ્ચેનું ઉત્તર અને દક્ષિણ ધ્રુવના જેટલું અંતર છે. પહેલા ભાગના વસ્તુનો મુખ્ય વિષય રાજખટપટ, રાજદરબાર, અને કારભાર–વિવર્તનો હતો. બીજા ભાગના મુખ્ય વસ્તુનો વિષય કુટુમ્બ–કબીલાની જંજાળ અને ઘરગથ્થુ બનાવો અને વ્યક્તિગત ગુણદોષ અને રાગદ્વેષમાંથી ઉપજતાં સુખદુઃખ અને મૂંઝવણો જ છે. એ "ગુણસુંદરીના કુટુમ્બજાલ"ની કથા અને તેનાં આદિ, મધ્ય અને અંત હવે તપાસીએ.

એ કથા કર્તાએ એકને પાપે હોડી ડૂબે તો એક બેને પુણ્યે તરે પણ, એ કહેવતના દૃષ્ટાન્ત જેવી રચી છે. વિદ્યાચતુર મુંબઈની પાઠશાળામાં "હેડ સુધી" (૨, ૩૨) ભણી રત્નનગરીની ઇંગ્રેજી શાળામાં માસ્તર* થયો. અને ફુરસદના વખતમાં એણે ગુણસુંદરીને

* હેડમાસ્તર એમ ઘણું કરીને કોઈ ઠેકાણે લખ્યું નથી, જેમ "હેડ સુધી" એટલે એમ. એ. પણ અભિત રાખેલું છે. પરંતુ આગળ આ વાર્તાનો સમય ૧૮૮૩ની આસપાસનો છે એમ દલીલ કરવામાં આવશે, તે પહેલાં સત્તર કે અઢાર વર્ષે, એટલે ૧૮૬૫–૭૦ના અરસામાં, ડિગ્રી મેળવીને થોડા જ સમયમાં માણસને હેડમાસ્તરની જગા મળતી જ, તો આ તો મામાની વગ પણ હતી. જુઓ એક સ્થલે મેં નોંધેલ ટી. સી. હોપ સાહેબ સુરતી

ભણાવી. ગુણસુંદરી પણ હોંસીલી અને બુદ્ધિશાળી એટલે થોડા જ વખતમાં મગજની ખીલવટ, જ્ઞાન મેળવતાં જ રહેવાની વૃત્તિ, સ્વતંત્ર વિચારશક્તિ, અને રસપરિપાક બહુ સારાં થયાં. ત્યાં એક તરફથી વિદ્યાચતુર બાળક યુવરાજ મણિરાજનો આચાર્ય નીમાયો અને બીજી તરફથી તેનાં માતપિતા, ભાઈભાભીઓ, બહેનો અને તેમનાં છ છોકરાં વખાનાં માર્યાં એને આવીને વળગ્યાં. આ તેર જીવમાંથી છ છોકરાંને બાદ કરીએ તો બીજાંનો વધો પણ નિર્દોષ અને કેવળ સંજોગજન્ય, માતા ધર્મલક્ષ્મી અને વિધવા મોટી ભાભી સુંદર એ બેનો જ ગણી શકાય પિતા માનચતુર આખી જુવાની નોકરી કરેલી છતાં નિષ્કિંચન રહેલો કટેવને લીધે, વળી ઊતરતી જુવાનીમાં અસાધ્ય રોગનો ભોગ બનેલો કટેવને લીધે, એટલે ન્યાયતુલાના એના પલ્લામાં મૂકી શકાય એવી બે જ બાબત કર્તા પૂરી પાડે છે; પ્રથમ એ કે મોડી મોડી પણ એણે એ કટેવ છોડી જ, અને બીજી કુટુંબમાંના ભલમનસાઈવાળાં જન્તુઓને તેમની જ ભલમનસાઈનો લાભ લઈ લઈને નઠાર ઢોર જેવાં બીજાં કુટુંબીઓ કચરી ન નાખે એ તપાસવાનો કુટુમ્બરક્ષા અંગે જ વડીલનો જે મોટો ધર્મ, તે જાણી પાળવા-પળાવવાની એની કર્તવ્યબુદ્ધિ અને શક્તિ. સાંસારિક પ્રશ્નોમાં સ્થિતિરક્ષક વળણ રાખીને આપણી રૂઢિઓના શુદ્ધ રૂપનો બનતો પક્ષવાદ કરવો એ જ પોતાનો પોતાના જમાનામાં મુખ્ય ધર્મ છે, એવી દૃઢ પ્રતીતિ વાળા કર્તાએ* પણ આ ભાગમાં સંયુક્ત હિંદુ

---

પોળમાં કેશવલાલ હીરાલાલની માતાને મળવા ખાસ ગયેલ, એ ઐતિહાસિક હકીકત. ગો. મા. ત્રિ. ના મિત્ર હરિરામ પણ ડિગ્રી મેળવતાં જ ભુજની નવી હાઈસ્કૂલના હેડમાસ્તર નીમાયા હતા.

* (અ) જુવો 'સાક્ષર-જીવન'નો મારો પ્રવેશક, પૃષ્ઠ. ૬૪ અને તે તળે ટીપ. (બ) ભાગ ૪ પ્રકરણ ૬માં પણ અવિભક્ત કુટુંબ સંસ્થાના દોષો ચીતરતાં પાછું વળી જોયું નથી. બીજા ભાગમાંના ચિત્રમાં કુટુંબી વ્યક્તિઓમાંથી કેટલીકની અનીતિ, કટેવો આદિ કારણરૂપે આપ્યાં છે, તે

કુટુમ્બસંસ્થાનાં દોષસ્થાનો ચીતરવામાં મણા રાખી નથી, એ એમની કલ્પનાના વાસ્તવિકતા ગુણનો મહિમા પ્રતિપક્ષીઓને પણ સ્વીકારવો પડે એવો છે. સામી બાજુએ આ અવિભક્ત કુટુમ્બચિત્રની બીજી વિશેષતા એ છે કે એમાં કર્તાએ કમાનાર, ભાર વહેનાર દમ્પતીને, વડીલના ધર્મ જેમનું કર્તવ્ય તે માતાપિતા–દમ્પતીથી, જુદું પાડી નાખ્યું છે. હિન્દુ અવિભક્ત કુટુમ્બની કેટલીક વિલક્ષણ મુશ્કેલીઓ આથી કરીને એમના ચિત્રમાં સ્થાન જ પામી નથી. તેમ વડીલ સ્થાને અને ભાર વહેનાર એ ને એ વ્યક્તિઓ હોય ત્યાં કેટલીક સરળતાઓ પણ થઈ જાય છે, તેનો લાભ પણ ગુણસુંદરીને. એ પોતાના ગુણોત્કર્ષથી નાની છતાં વડીલ જેવી સૌના મનની પ્રીતિ અને શ્રદ્ધા સંપાદન કરી શકી, ત્યાં સુધી મળતો નથી.

કથાનું કલાદૃષ્ટિએ મધ્યબિંદુ ગુણસુંદરીને કુમુદ અવતરી તે દિવસથી ચાળીશમે દિવસે એની અશુદ્ધિ મટી અને એ નાઈ, એટલા સમયનું છે. આ અરસામાં પરેલી અગવડોથી જ ઢોર જેવાં કુટુમ્બીઓને પણ જાણવામાં આવ્યું કે કુટુમ્બમાંનું દરેકે દરેક પોતીકા

---

પણ ચોથા ભાગના ચિત્રમાં નથી; મનુષ્ય માત્રને કુદરતી સ્વાર્થ, અજ્ઞતા, અને તાણાતાણ જેવી પામર વૃત્તિઓ જ મુખ્ય કારણો રૂપે રાખેલી છે અને તો પણ અતિકરુણ ચિત્ર દોરેલું છે. કર્તા પોતે જેમાં જન્મ્યા, ઉછર્યા, અને જેને આખું આયુષ્ય વળગી રહેલા, તે કુટુમ્બ ગુજરાતી હિંદુ અવિભક્ત કુટુમ્બોમાં સારી પેઠે મોટું ગણાય એવું હતું, અને એવા કુટુમ્બનો એમનો પોતાનો અનુભવ એકંદરે એટલો તો ગ્લાનિકારક હોવો જોઈએ, કે તે મારા જેવા એકલ ઉછરેલા અને રહેલા માણસથી પુષ્કળ પુરાવા વગર મનાય પણ નહીં. બેશક, દેશભરમાં વ્યાપેલી સંસ્થામાં અતિ ગુણિયલ નમૂના તેમ અતિ દોષપ્રચુર નમૂનાને બાજુએ રાખીને, મધ્યમ સ્વરૂપના અસંખ્ય નમૂના ઉપરથી જ સ્થૂલ અભિપ્રાય બાંધવો ઉચિત. એ દૃષ્ટિએ લેતાં પણ, કાળબળે–સુભ્યત્વે તો આર્થિક કારણોની ઠેલંઠેલાએ આપણું અવિભક્ત કુટુમ્બ છેક વિરલ થઈ જવાની અણી ઉપર છે. એનો સદંતર નાશ બીજા બે ચાર દાયકામાં જ થઈ જવાનો, એ જે થશે તે સમુચિત જ થશે એમ લાગે છે.

આગવા રાગદ્વેષ, સ્વાર્થ, ઈર્ષ્યા, સદસદ્વાદ આદિમાં જ મચ્યું રહે, પોતાનાં દુ:ખને પણ ભૂલવા જેટલી કુટુમ્બભક્તિ અને કુટુમ્બસેવા કોઈ ન સ્વીકારે, તો કુટુમ્બ ચાલી જ ન શકે. નિષ્કામ જેવી અથવા કુટુમ્બસુખ વધારવાના જ રાગવાળી ગુણસુંદરી રાતદિવસ બધે પહોંચી વળતી હતી અને બધાની ચિંતા રાખતી હતી તેથી જ આજ સુધી અગવડો ન હોતી પડતી. આ પ્રમાણે એમના હૃદયમાં થોડું પણ સ્થાન મેળવવા પામેલી ગુણસુંદરીએ ખાટલામાંથી હરતીફરતી થઈ શકી તે પછીનો અશુદ્ધિને લીધે પોતાને મળતી ફુરસદનો વખત સૌની પ્રકૃતિ અને સૌની ઇષ્ટ વસ્તુઓ વધારે જાણી લેવામાં ગાળ્યો. અને એ જ અરસામાં ગાડાની ખાલી પડેલી ધુરા ઉપર હાથમાં રાશ ઝાલીને બેઠેલા માનચતુરે પણ વડીલકર્તવ્ય હાથમાં લીધું અને પછીના સમયમાં ગુણસુંદરીની અતિ કોમલતા, અતિ ઉદારતા આદિથી આખા કુટુમ્બને અને ખાસ કરીને વિદ્યાચતુર, ગુણસુંદરીને કંઈ મોટી હાનિ થઈ ન બેસે એ બાબત સાવચેતી રાખવા માંડી. આમ આ મધ્યબિંદુની આગળના અને પાછળના બંને ઇતિહાસ ટુંકાવી દેવામાં આવ્યા છે, તથાપિ આખા ચિત્રના પ્રમાણમાં ખામી રહી નથી.

આ કુટુમ્બકથાનો અંત આ ભાગમાં પાંચમા પ્રકરણને છેડે આવે છે. "ગુણસુંદરીના કુટુમ્બમાં સર્વ વાતે હવે સિદ્ધિ થઈ, અને એ કુટુમ્બનો સંસાર ચાલે પળો" (૨, ૧૩૭). વળી કુટુમ્બનાં જે માણસોને વિદ્યાચતુરને વળગી રહ્યા વગર છૂટકો જ ન હતો તેમનામાંનાં ઘણાંખરાંને માનચતુર પોતાની જોડે મનોહરિયામાં રાખવા લાગ્યો (૨, ૧૩૮ અને ૧૫૧). એટલે એ રીતે પણ વિદ્યાચતુર-ગુણસુંદરીને સુખશાંતિ અને રુચતા ભોગસાગાદિના માર્ગ મોકળા થયા. પરંતુ આ વસ્તુ એટલેથી જ સમાપ્ત થઈ ગણી શકાય ખરી? વિદ્યાચતુર, ગુણસુંદરીની બે પુત્રી, કુમુદસુંદરી અને કુસુમસુંદરીના ભાગ્ય રૂપ બીજા બે તંતુઓ—એ બંને જ્યાં પરણે તેને લગતી કથાઓમાં જાય, તથાપિ સાથે સાથે આ વસ્તુના પણ તંતુઓ

ગણવા ન પડે ? મોટી કુમુદસુંદરીને પરણાવેલી હતી, સાસરે વળાવેલી પણ હતી. ત્યાં એનાં સુખદુ:ખાદિ આ કથાના પણ ભાગ ન ગણાય ? કુમુદસુંદરી અને કુસુમસુંદરી–આખા જટાકલાપમાંની એક બીજી જટામાં નાયિકાઓ હોવાથી તેમનાં ભાગ્યના તંતુ તે વસ્તુમાં જ ઊકલે. આ ભાગના વસ્તુનું અવલોકન પૂરું કરતાં એટલું જ કહેવું બસ છે કે ગુણસુંદરી અહીં કુમુદસુંદરીને સાસરે થયેલા અનુભવો વિશે પુત્રીએ બીજને દિવસે લખી ફતેસંગ સવાર સાથે મોકલેલી ચિઠ્ઠી તેને ઠેઠ સાયંકાળે મળી, તેમાંના એક વાક્યમાં જે મિતાક્ષર છે તેટલું જ જાણવા પામે છે: "હું અત્રે છું તો સુખી, પણ મારું હૈયું આજ ભરાઈ આવે છે તે કાલ તમને મળીશ ત્યારે ખાલી કરીશ" (૨, ૧૪૦). પ્રમાદધન અને કૃષ્ણકલિકાએ મળીને કુમુદસુંદરી ઉપર સામો આરોપ મૂકવાની સંતલસ વિશેની વિગતનો કાગળ વનલીલાએ કુમુદસુંદરી તે પછીની પાછલી રાતે આવી ત્યારે તેને હાથોહાથ આપેલો (૨ ૧૭૪), તે ગુણસુંદરીને પુત્રી નદીમાં તણાઈ તે પછી કલાકેકમાં તેની પોટલીમાંથી મળે છે, ત્યારે જ માતા, અને પછી તુરત પિતા, જમાઈનાં અપલક્ષણો વિશે અને તેથી ઊપજતાં પુત્રીરત્નના દુ:ખો વિશે કંઈ યે જાણવા પામે છે. (૩, ૪૬–૫૦).

( ૪ )

ત્રીજા ભાગની ઇંગ્રેજી પ્રસ્તાવનામાં બીજું વાક્ય એ ભાગના વસ્તુનું અવલોકન આરંભતાં જ સ્મરવા જેવું છે. "This narrative still continues to be a mosaic or even blending of the actual and the ideal aspects of our life in these days, but the latter, henceforth, begin to acquire a distinct predominance over the former. આપણા દેશમાં આ સંક્રાન્તિકાળ ચાલે છે, તેમાંનાં વાસ્તવિક જીવનચિત્રો, અને ભાવનામય કલ્પનાવડે રચાતાં વધારે ઉચ્ચ જીવનના અભિલાષોનાં કલ્પનાચિત્રો, એ બંને વસ્તુ

જોડે જોડે; અને વળી એ એનાં સંમિશ્રણથી પરિણમતાં ન કેવળ વાસ્તવિક તેમ ન કેવળ કાલ્પનિક એવાં ચિત્રો, એ ત્રીજી વસ્તુ: આ વર્ણનાત્મક કૃતિમાં હું આજ સુધીમાં આપતો આવ્યો છું તેમ આ ત્રીજા ભાગમાં પે આપું છું; પણ આ ત્રીજા ભાગથી માંડીને કાલ્પનિક વિધાનો વાસ્તવિક છબીઓને દાબી દે, ઝાંખાં પાડે, એવાં થવા માંડે છે." 'રત્નનગરીના રાજ્યતંત્ર'નું વસ્તુ પણ, પહેલા ભાગના જેવું, રાજ્યખટપટ અને રાજ્યતંત્ર છે પણ એ બે ભાગો વચ્ચેનું અંતર જમીન અને આસમાન વચ્ચેના અંતર જેવું છે. પહેલા ભાગનાં વાતાવરણ, બનાવો, અને પાત્રો, હું કહી ગયો તેમ, ત્રણે પરિમાણના યથાયોગ્ય સંયોગવડે સધાતા વાસ્તવિકતા* ગુણવાળાં છે. આ ત્રીજા ભાગમાં મહરાજ અને એનો પ્રતિહાસ આકાશના રંગો, વાદળાંની આકૃતિઓ, અને ઊંડા ઊંડા વ્યોમપારના તેજ:પુંજ, તારા, તેજાભાસ, આદિ કાલ્પનિક અંશોના બનેલી અમાનુષ પ્રતિમાઓ છે. નવલકથા નવલકથાપણું આ ભાગથી જ તજતી જાય છે. છબીઓ પાડતી પાડતી પીંછી અટકી જાય છે, આંખ સન્મુખ સૃષ્ટિ જોતી જોતી બીજું જ કંઈ જોઈ રહે છે, અને પીંછી એ "દર્શન (vision)" ચીતરવાને મથે છે. પ્રસ્તાવનામાં કર્તા દલીલ કરે છે કે ગૂંચવાયલા વિસંવાદી અસુંદર જગતમાં કલાનું કાર્ય સરલતા અને સંવાદ રચવાનું છે, સૌંદર્યસર્જનની પદ્ધતિએ. આ દલીલનો લાભ કર્તાને કેટલે સુધી મળી શકે એ મુદ્દાનો નિર્ણય તો આખી અવલોકનક્રિયાના સમાપ્તિકાલે સંભવે. એવી ક્રિયાની માત્ર શરૂઆતના આ વ્યાખ્યાનમાં એટલું જ કહીને ચલાવી લેવું પડે છે, કે આ બિંદુથી કર્તા નવલના ભૂલોકમાંથી પુરાણના ભુવર્લોક તરફ વધારે તણાય છે, અને બને છે એમ કે સજીવન પાત્રોનાં સુખદુ:ખ, રાગદ્વેષ, ભોગત્યાગ આદિનાં ચિત્રોને ઠેકાણે વા તેમની સાથે સાથે, એમના

* એ પાત્રો આદિમાંના દોષ જોવા અને માપવાનું કાર્ય પાત્રાલેખનના અવલોકનમાં વધારે સારી રીતે થઈ શકે એવું હોવાથી અહીં પડતું મૂક્યું છે.

ગ્રંથસંદર્ભમાં પ્લેટોના સંવાદોનું અથવા ફ્લિમ્પ્રડ, રાજપુરુષ પક્ષવાદી, નિબંધલેખક, ટીકાકાર, એવા એવાના વાદપ્રતિવાદ અને વ્યાખ્યાનોનું, કે પત્રકારની સ્કારોના જેવી થીંગડિયા, ઉપલકિયા વાક્યમાળાઓનું પણ સ્મરણ કરાવે, એવું એવું ઘણુંયે આવી જાય છે.

કર્તાએ આ ત્રીજા ભાગમાં જે ઇતિહાસ કલ્પી કહાડ્યો છે, તે આખો એક પ્રશ્નના જવાબ જેવો છે. ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની સત્તા જે સમયે નવીસવી પ્રસરતી હતી, તે વેળા તેના અધિકારીઓમાં અને તેના તંત્રમાં જે ગુણ, જે મર્યાદાઓ અને જે ઉચ્ચગ્રાહો હતા, તેનો પૂરેપૂરો લાભ લેવા સમર્થ અને એ બદલાતા કાળમાં એ લાભ લઈને તેમ પોતાના જ વીર્યથી બળવત્તર અને વિશુદ્ધતર થવાની શક્તિવાળું એક પણ દેશી રાજ્ય હોત તો તેનો ઇતિહાસ કેવો સ્યાત? પ્રધાન ગમે તેવો દૂરંદેશ, નિપુણ, નિઃસ્પૃહી, છાતીનો આઘો, અને સમર્થ હોય તો પણ એકહથ્થુ સત્તાકસ્થાપના અમર્યાદ શાસનતંત્રમાં તેનું આવા પરિવર્તકાલમાં થોડું જ નીપજત, અને લોકપ્રતિનિધિઓ કે લોક–નાયકોનું કોઈ પણ રૂપમાં અસ્તિત્વ નહીં, એવા પાયામાંથી આવો કલ્પિત ઇતિહાસ ઉઠાવવાનો, એટલે એવા કલ્પનાવૃક્ષના બીજ લેખે પોતાના રાજ્યવંશ અને તેની પ્રણાલિકાઓના ગૌરવને રાષ્ટ્રના પરમ દૈવત પ્રમાણે રક્ષનારા એક પછી એક મહાસમર્થ રાજાઓની અખંડ પરમ્પરા જ લેવી ઘટે, એટલો અંશ કર્તાના દર્શનમાં વાસ્તવિક પણ છે. પરંતુ અહીં આગળ જ એમની વાસ્તવિકતા સમાપ્ત થઈ જાય છે. જગતનો ઇતિહાસ અનેકાનેક દૃષ્ટાન્તો વડે પુકારી પુકારીને કહે છે કે મહા પરિવર્તોના સમયમાં રક્ષણને સારુ સ્વતંત્રતા ઉગારવાને માટે ગમે તેવા સમર્થ રાજાઓ વા નાયકોની એક જ પરંપરા પર્યાપ્ત નથી. પાસે પાસેનાં રાજ્યોમાંથી એવી બેચાર પરંપરાઓ અવિચ્છિન્ન ચાલે અને અન્યોન્ય ખરા દિલનો સહકાર સાધે, તો જ એ આખો રાષ્ટ્રસંઘ પોતાનું સ્વરાજ્ય ટકાવી રહી પરિવર્તકાળનો પાર પામી શકે. આની સામે દલીલ

આવી શકે છે કે જ્યાં પદ્ધતિ ઇતિહાસની નહીં પણ કલાની સ્વીકારવામાં આવે, ત્યાં એક જ અસ્ખલિત પરંપરા પણ—કલ્પનાના પ્રદેશમાં—દોષવાળી નથી, અને કલામાં તો લાઘવનો ગુણ મોટો છે.

અસ્તુ. આ કાલ્પનિક ઇતિહાસ કે અભિત્તિચિત્ર કે પુરાણ આ ભાગના સાતમાથી તેરમા સુધી એમ સાત પ્રકરણમાં આવે છે. મોગલાઈ કે પેશવાઈ પેસી જ શકવા ન પામેલી એવાં નાનાં નાનાં દેશી રાજ્યો ગુજરાતની સરહદ ઉપર કચ્છથી ઈડર, પાલનપુર, ડુંગરપુર સુધીમાં છે ખરાં. આ હકીકતનો લાભ કર્તા રત્નનગરીને આપીને જ આરંભ કરે છે. કંપનીએ પેશવાઈના પ્રતિનિધિ, વારસ અને ભક્ષક બની પોતાની સાર્વભૌમ સત્તા પ્રસારવા માંડી તે દાયકામાં નાગરાજ અને કંપની સાથે વિગ્રહ થાય છે; તેમાં નાગરાજ અને હસ્તિદંતનાં શૌર્ય અને સેનાપતિત્વને બળે, સમીપના રાજાઓને સાથે રાખવાના નાગરાજના નય-વ્યવહાર (diplomacy)* ને લીધે, અને કંપનીના સેનાપતિની ઉદાત્ત ઉદારતાને લઈને અંતે "નિર્દોષ દેખાતી શરતોના કરારવાળો સંધિ" (૩, ૧૩૩) થાય છે. ઇતિહાસનું બીજું પ્રકરણ સત્તાવનના બળવાના સમયનું યોજ્યું છે. મલ્લરાજના ઇતિહાસનું એ પહેલું પ્રકરણ હોઈ તેમાં જ આ ત્રીજા ભાગના વસ્તુનો આરંભ ગણવો યોગ્ય છે. મુખ્ય ભાયાત તેમ છતાં અપુત્ર મલ્લરાજના વારસ સામંતસિંહની અડગ રાજભક્તિ આ પ્રકરણમાં પરખાય છે અને વજ્રલેપ થાય છે. મલ્લરાજને સંક્રાન્તિકાલ સામે લેવાના કાયમી ઉપાય પણ સ્પષ્ટ, દૃઢ રેખાઓમાં સ્ફુરે છે. રાણી અને પ્રધાન એ મુકાબલે ગૌણ સાધનો પણ કસોટીમાં શુદ્ધ કાંચન ઊતરે છે. સુભાજીરાવ અને કેશવશાસ્ત્રી સાથેના વિવાદમાં કર્તા કથાને પછી વાસ્તવિક ભૂમિ ઉપર આણી પણ શકે છે.

પછી તુરત રાજાઓ અને ભાયાતોનું ક્ષત્રિયત્વ પોષાય અને બંને

---

* આ શબ્દ મારો નથી, મને રુચતો પણ નથી, પણ અહીં વાપરું છું, કર્તાએ એ જ શબ્દ વાપરેલો હોવાથી—જુઓ ૪, ૭૧.

વચ્ચેના બંધુભાવની નદી વહેતી જ રહે એવી નવી રૂઢિઓ યોજાય છે અને કદાપિ કોઈ ભાયાતને રાજા સાથે વિરોધ પડે તો તે ચૂકવવામાં રાજાની અમર્યાદ સત્તા ઉપર ભાયાતોના અંકુશનો વ્યવહારમાં બૂઠો ન નીવડે એવો નવો કાયદો પણ ભાયાતોની સર્વાનુમતિથી યોજાય છે, અને આ પ્રમાણે સાર્વભૌમ સત્તાના પ્રવાહની છોળો ચારે પાસ વધારે નજીકમાં ઊછળતી આવતી હતી, તેની સામે–માત્ર રાજ્યતંત્રમાં ઘટતા ફેરફારથી જેવી બની આવે એવી*–પાળ રચાય છે. વળી મલ્લરાજને પુત્ર પણ અવતરે છે.

રાજા સામે સાચા રાજકીય ( political ) હક્ક મેળવનાર ભાયાતો તરફથી, રાજ્યનું એટલા જ મહત્ત્વનું બીજું અંગ, જે રાજ્યના પ્રધાનાદિ પગારદાર અમલદારો, તેને ભય ઉત્પન્ન થાય એ દેખીતું છે. એ ભયનો પણ ખરો અને સ્થાયી જવાબ આપ્યા કરે એવો પ્રતિકાર ન યોજાય તો અમલદાર વર્ગ નબળો પડી જાય, અને તેથી પ્રજાને, રાજાને અને રાજ્યને પણ નુકસાન થાય. આ

---

* સાર્વભૌમ સત્તાના સૈન્યબળ, આર્થિક બળ, કે આખો દેશકાળ ફેરવી નાખે એવા મનોબળ સામે શો ઉપાય ? એવો સવાલ સ્ફુરતાં જ આ ચર્ચાઓને કર્તાના શૈલીબલે અર્પેલું ગૌરવ નિઃસાર જેવું લાગી જાય છે. ચોથા ભાગના ચોથા પ્રકરણમાં વીરરાવ ધમ્પાટે, ચંદ્રકાન્ત, પ્રવીણદાસ, શંકરશર્મા, અને વિદ્યાચતુરનાં ભાષણોમાં આ કર્તાએ સ્વીકારેલું છે જ. એટલે અવલોકનકાર વા કર્તાનું હાર્દ શોધનારને માટે સાર એ નીકળે છે, કે ત્રીજા ભાગમાં મલ્લરાજને લગતી નવલકથા અને ચોથા ભાગમાં મલ્લમહા–ભવનમાંની ચર્ચાઓ, એ બેને પૂર્વકાંડ અને ઉત્તરકાંડ જેવાં, એક મહાવિષયની અનેક દૃષ્ટિબિંદુએ કરેલી સળંગ મીમાંસાનાં અન્યોન્યપૂરક અંગ જેવાં, ગણવાનાં છે. ચોથા ભાગમાં ચંદ્રકાન્ત ઉપરના પત્રો અને તેના એણે લખેલા જવાબ મળીને જે ચિત્ર થાય છે, તે જેમ બીજા ભાગમાંના સંસારચિત્રની પુરવણી તરીકે લેવાનું છે, તે જ પ્રમાણે, મલ્લમહાભવનમાંની ચર્ચાઓ ચોથા ભાગમાં સરસ્વતીચંદ્ર અને કુમુદના ચિરંજીવ શૃંગપરના સ્નાનસહચાર માટે પૂર્વપીઠિકા જેવી પણ કર્તાએ નિર્ધારેલી લાગે છે.

કાલ્પનિક ઇતિહાસમાં પણ કર્તા આ જોતા નથી; જુએ છે તોય જોતા નથી; જોઈએ એવો પ્રતિકાર એમણે યોજ્યો કે સૂચવેલો પણ નથી. માત્ર સામતસિંહ પ્રધાનનું ખૂન કરવાનો ઇચ્છાર સરખો આવેશમાં કરી દે છે, ત્યાં મલ્લરાજ એને દેશવટાની સજા કરી પ્રધાનનું રક્ષણ કરી લે છે. કાલ્પનિક આકાશપુષ્પ રચીએ ત્યારે તેની પાંખડીઓ આદિ યથાયોગ્ય રચવી જોઈએ, ભાયાતોના હક્કનો કાયદો રચ્યો તો અમલદારોના પણ ભાયાતોથી રક્ષણને માટે રાજાની અંતિમ સત્તાના ઉપયોગ ઉપરાંત કાયદા જેવી બીજી પણ ઢાલ જોઈએ. સામંત સામંત હતો અને મલ્લરાજ મલ્લરાજ હતો એટલે એકદમ શિક્ષા થઈ અને તે એકદમ પળાઈ, પણ બીજા સંજોગોમાં આવા બનાવમાંથી આખી સેના કે તેનો એક ભાગ બંડ કરી બેસે અને રાજ્યવિપ્લવ વા આંતરવિગ્રહ સળગે જ. એ દૃષ્ટિએ જોતાં આ ઊણપને સંકલનાદોષ ગણીને ચર્ચવામાં આવી છે. મને તો લાગે છે કે, અમર્યાદ એકશાસનના તંત્રમાં રાજાની કુલ સત્તા ઉપર ગમે તેવા અગત્યના કોઈ પણ વર્ગના હક્કના સ્વીકારની રાજકીય (political) મર્યાદા દાખલ કરવામાં આવે, તો ડગલે ડગલે આખું તંત્ર પ્રજાસત્તાક (democratic) અને જવાબદાર (responsible) બની ન જાય ત્યાં સુધી સ્થિરતાનો કાંઠો આવે જ નહીં. રાજકીય ફિલસુફીનો આ સિદ્ધાન્ત ખરો હોય તો તો અસ્થિર વચલી સ્થિતિઓના વાસ્તવિક ઇતિહાસો જ ઉપયોગી છે, વચલી સ્થિતિઓમાંથી કોઈ એકનું કલ્પનાચિત્ર ગમે તેવું મોહક આલેખવામાં આવે, તો પણ તે અવાસ્તવિક હોવા ઉપરાંત લગભગ નિરુપયોગી અને નિઃસાર પણ છે. આપણા રાજાઓનું અત્યારે પ્રચ્છન્ન ક્ષાત્રતેજ પુનરુત્થાન પામે અને મલ્લરાજ જેવાં રત્ન પાકે તો–એ પ્રકારની અતિશ્રદ્ધા મારા જેવાને અતિ વહેમની બહેન જેવી જ લાગે છે.

સાર્વભૌમ સત્તા મરાલપટ્ટણમાં મુખ્ય અને લીલાપુરમાં પેટા થાણું નાખે છે, મલ્લરાજ રત્નનગરીના વિશેષ રક્ષણને માટે એની

ચતુઃસીમા એક પાસ સમુદ્ર અને એક ખૂણે સુંદરગિરિથી છે તેવી યોગર્દમ સુદૃઢ કરવા મથે છે, સામન્ત પુત્ર મૂળરાજ સામો થાય છે, અને મણિરાજ વચમાં આવવાની સંધિમાં મૂળુને એક અસંભવિત જેવા મલ્લયુદ્ધમાં હરાવે છે, તે પછી તે અને કમળાકુમારી અન્યોન્ય પસંદગીથી પરણે છે, અને આ પ્રમાણે સર્વ રીતે વિજયી અને યશસ્વી મલ્લરાજ પ્રફુલ્લ મને અને ઉમંગી હૃદયે નિવૃત્તિ સ્વીકારી મોક્ષસાધના આદરે છે અને થોડા જ કાળમા વિદેહ થાય છે. આ પ્રમાણે ત્રીજા ભાગના આ વસ્તુનો અંત છે. આ ભાગ છોડીને આગળ ચાલતાં સામંતસિંહ અને મૂળરાજનાં આલેખન વિષે સ્વીકારવું પ્રાપ્ત થાય છે કે એ બેમાં તો વાસ્તવિકતાના અંશ કાલ્પનિક અંશો તળે દબાઈ ગયેલા નથી.

( ૫ )

જડસિંહ–ભૂપસિંહના રાજકુળ, રાજદરબાર અને તંત્રના કરતાં જેમ રત્નનગરીના રાજાઓ અને ઇતિહાસની ભૂમિકા ઊંચી છે તેમ ગુણસુંદરીધર્મલક્ષ્મીનાં કુટુંબજાલ કરતાં વિષ્ણુદાસ અને વિહારપુરી ચંદ્રાવલી અને મોહનીમૈયાના મઠત્રિપુરીનો સંસાર અને તેની ઘટમાળ અત્યંત ઊંચા કલ્પેલાં છે. ચંદ્રકાન્ત આપણી અવિભક્ત કુટુંબ–સંસ્થાના બચાવમાં કહે છે કે એ સંસ્થાના આશય, વ્યક્તિ વ્યક્તિના-ભોગ અને પ્રગતિ અને તે માટેની સાધનસંપત્તિ યથાશક્ય વધારવાં, એવા છે જ નહીં; સંસ્થાછત્ર તળે જન્મતી અને સંસારયાત્રા કરતી નાનીમોટી વૃદ્ધ સ્ત્રી અને પુરુષ સર્વે વ્યક્તિઓની સમાનતા જળવાય અને સંસૃતિમાં જનસ્વભાવ અને પરિસ્થિતિનાં બળે કુદરતી રીતે પ્રકટતાં સુખદુઃખ સૌ વ્યક્તિઓ સંસ્થાનાં અંગી તરીકે સહી જવા અને વેઠવામાં અન્યોન્ય સદ્‌ચારના ગુણ અને પ્રભાવ કેળવે, *એ જ આપણી આ પુરાણ સંસ્થાના સનાતન આશય છે.* ઇંગ્રેજી અર્થશાસ્ત્રની પરિભાષામાં કહીએ તો આપણી કુટુંબસંસ્થા progressive અને competitive individualism ની નહીં પણ

protective અને co-operative communalism ની સંસ્થા છે (૪,૧૬૧-૨ ). આપણાં કુટુંબો કરતાં પણ આપણા મઠોમાં મઠ સંઘનું અને મઠપતિનું આધિપત્ય વધારે, અને મઠમાંની વ્યક્તિઓનું નિયમન-નિયંત્રણ વધારે કડક, પરાપૂર્વથી ચાલતું આવેલું છે. વળી કર્તાએ સાક્ષરજીવનમાં વાપરેલી પરિભાષામાં, કેવળ અન્નપૂર્ણાના લૂખાસૂકા પ્રસાદથી જ તૃપ્ત રહેવું, અર્થોપાર્જન અને અર્થસંચયનાં કર્તવ્યોને છેક જ ગૌણ ગણવાં, એ પણ આપણા મઠોએ બૌદ્ધ સંઘ ઉત્પન્ન થયો તે પહેલાંના કાલથી ઉમંગભર સ્વીકારેલો સંપ્રદાય છે. જે ભૂપ્રદેશ, ખેતી વગેરે લૌકિક ઉદ્યોગોની દૃષ્ટિએ નકામા જેવા હોય તેમાં વસવું, રાજારાણીઓ, શેઠશાહુકારો અને સામાન્ય ગૃહસ્થોની ઉદારતાથી જે ધન, અનુકૂલતા આદિ મળે, તે આવાં સ્થલની સાદા સાધુજીવનને પ્રતિકૂલ નહીં એવી સુંદરતાઓ ખીલવવામાં વાપરવાં, અને અર્થસંચયનાં બીજાં સ્વરૂપો પણ વ્યક્તિભોગ્ય નહીં પણ સંઘભોગ્ય અનુકૂળતાઓવાળાં રચવાં; તથા જ્ઞાન, કલા, સંસ્કૃતિ અને ટૂંકામાં ચિત્રશક્તિના આત્મોત્કર્ષ જાતે ખીલવવા અને સામાન્ય પ્રજામાં પ્રસારવા, ખીલવવા એ પ્રકારના મંથનને જ મઠનો તેમ મઠમાંની વ્યક્તિઓનો પ્રધાન ધર્મ ગણવો, એ પણ આ આપણા મઠો સજીવન પ્રગતિમાન દશામાં હશે ત્યારે તેમનું ખાસ લક્ષણ નિઃસંશય હતું. હિંદુ સંસ્કૃતિનું આ વલણ પકડવામાં અને આ નવા અને અતિસૂચક દૃષ્ટિબિન્દુથી આપણી સંસ્કૃતિ, આપણી સંસ્થાઓ અને નાનીમોટી પ્રણાલિકાઓ અને આપણો ઇતિહાસ સાંગોપાંગ તપાસવાનો પ્રયત્ન કરવામાં ગોવર્ધનરામ પહેલા જ હતા. આથી કરીને આવા દર્શને દર્શને એમને પ્રોત્સાહન મળે, અને એવાં એવાં પૃથક્કરણ, સંશોધન અને શાસ્ત્રસંસ્કરણની સાથે સાથે એમની કલ્પક શક્તિઓ પણ, આ સર્વ મૂર્ત સ્વરૂપોમાં અને અનુકૂલ સંસ્થિતિના ભાવપ્રકાશમાં મૂકવામાં આવે તો કેવીં રસચમત્કૃતિઓનાં પ્રતિફલન પામીએ, તે જાતે જોવા અને સૌને દેખાડવા ઉમંગથી કૂદી પડે, એ

પણ સમજી શકાય છે. *

આપણા જટાકલાપમાંની ચોથી જટાનું રૂપ આવું છે. રત્નનગરીના ઇતિહાસના અભિલિખિતચિત્રમાં તે ઇતિહાસ હોવાથી મહારાજની કારકિર્દીના આરંભ, મધ્ય અને અંત જેવાં આદિ, મધ્ય અને અંત બતાવી શકાય એમ છે. પણ યદુશૃંગ ઉપરના વિષ્ણુદાસજીની મીઠી, સાત્વિક આણુ તળેના મઠ, વિહારમઠ અને પરિવ્રાજિકા મઠનું તેજોમય ચિત્ર કોઈ ઠેકાણે, કોઈ કાળે હતું જ નહીં છતાં "સરસ્વતીચંદ્ર"ના કાલ્પનિક દેશકાલમાં છે, રત્નનગરીના ભુવર્લોકમાં યે નથી છતાં છે, ચમત્કારભૂ સુંદરગિરિનો જ મોટામાં મોટો, સુંદરમાં સુંદર ચમત્કાર જ છે, તેને વળી આદિ, મધ્ય, અંત કેવાં અને નાયક, નાયિકાદિ પણ ક્યાંથી હોય! વિષ્ણુદાસ સંસાર મૂકી અહીં આવ્યો. અહીંના ગ્રંથભંડાર અને પ્રણાલિકા–ખાણોમાંનાં તત્ત્વોનું તારતમ્ય કરીને અને મઠપતિ થઈને સર્વતોભદ્ર સમુદ્ધાર કર્યો, એટલાને આ ભાગનો આદિ કહીએ; પંચમહાયજ્ઞનું વ્યાખ્યાન કરીને તેણે ચાર રાત્રિનો સમાધિ સાધ્યો, અને તે પૂરો થતાં સરસ્વતીચંદ્રની પોતાના નાના સરખા સંકુચિત કર્તવ્ય અને હિતશક્તિવાળા મઠને મુકાબલે બધી રીતે ચડી જાય એવા કોઈ મહા મઠની સ્થાપના કરવાની યોગ્યતા અને જિજ્ઞાસા જોઈને તેને સ્વતંત્ર કર્યો, એ હકીકત અંત કહીએ, અને આ બે બિંદુ વચ્ચેના ભાગને મધ્ય કહીએ; તો એમાં બાધ તો નથી પણ–એવા છેક ઉપરછલા પૃથક્કરણથી અર્થલાભ પણ નામનો જ છે.

આ ભાગને લગતી એક ટીકા અહીં જ નોંધી લઈશું. નવીનચંદ્રને અલક્ષ્ય રહસ્યમાંથી સિદ્ધાન્તમંત્રો સંભળાવ્યા, મઠના બાવાબાવીઓના વેશનું રહસ્ય પ્રકટ કર્યું અને "દક્ષિણાક્ષ કરી પૂજ્યું,

---

* ગો. મા. ત્રિ. ની આ મૌલિકતા ઉપર એમના ઇમેજ નિબંધો આદિથી વધુ પ્રકાશ પડે છે.

'કેમ બચ્ચા, તારામાં અલખ જાગ્યો?'" અને ઉત્તરમાં એણે મનન માટે સમય માગ્યો, તે પછી કર્તાએ વિષ્ણુદાસના મુખમાં જે વિજ્ઞપ્તિનાં અંગત આછીછી જેવાં વચન મૂક્યાં છે, તે એ મહાત્માને તેમ આ ભવ્ય સૌંદર્યની સાથે સુકોમલ માધુર્યથી ઊભરાતા આખા ચિત્રને અછાજતાં છે. (૩,૧૦૭–૮).

હવે આપણે આ ચાર વસ્તુમાં પરોવાઈ, ઉપરતળે ગૂંથાઈ, અનેકાનેક રીતે સંબંધમાં આવી આખો કેશકલાપ સાંકળી લઈને તેની એક જટા બનાવે છે, તે પાંચમું વસ્તુ લઈએ. ડોકું જેમ શરીરનું ઉત્તમાંગ, તેમ એ ઉત્તમાંગનું પણ જે ઉત્તમાંગ તેમાંથી નીકળેલી આ જટા આ ચારે એકબીજાથી સ્વતંત્ર વસ્તુને પોતાના જુદી જુદી રીતે ઉપકારક અંગ બનાવતી બનાવતી તેમનામાં અગર તો કે તેમના વડે જ ગૂંથાય છે અને ઉપર, વચ્ચે અને તળેથી વીંટાઈ વળે છે. આ વસ્તુનો નાયક સરસ્વતીચંદ્ર છે અને નાયિકાઓ કુમુદસુંદરી અને કુસુમસુંદરી એ બે બહેનો છે. તેમાં દીન કરુણરસનું પાત્ર એકલી કુમુદસુંદરી છે, ઉત્સાહક રસતેજનાં કિરણોનું પ્રભવસ્થાન એકલી કુસુમસુંદરી છે; આટલા ભેદને માટે જે જે જોઈએ તે તે કેળવણી, બુદ્ધિ અને પ્રકૃતિના ભેદ– પરંતુ એટલા જ–કર્તાએ બે બહેનો વચ્ચે રાખેલા છે. દિવસ અને રાત એ બે મુખ વારાફરતી ધરતો સૂર્યોદયથી સૂર્યોદય સુધીનો પ્રત્યેક કાલખંડ જેમ દ્વિમુખી પણ એક જ વ્યક્તિ છે, અથવા ચંદ્રમાનો આખો ગોળો તેજસ્વી અને ભાગ્યવશાત્ નિસ્તેજ એવા બે ગોળાર્ધનો બનેલો છે, તેમ આ વિચિત્ર નવલમાં નાયિકા છે તો એક, પણ તે એક કાયા ઉપર બે મુખ સોઢી રહ્યાં છે, એક મુકાબલે શ્યામ અને બીજું ગૌર. વળી નાયક સરસ્વતીચંદ્રનો બંને સાથેનો સંબંધ સાત્વિક અફલાતૂની (Platonic) ઉરયોગનો જ છે. કુમુદસુંદરીની સાથે એનું લગ્ન વા પુનર્લગ્ન થતું જ નથી, એની સાથે સરસ્વતીચંદ્રનો ઉરયોગ સૌમનસ્ય ગુફા અને તેમાંના સ્વપ્નમાં થાય છે; કુસુમસુંદરીની સાથે એનું લગ્ન થાય છે તે વિશે

બીજાંઓ ગમે તે આશા બાંધે, પણ વર કે કન્યા એકેએ તે લગ્નગાંઠને સંસારી લગ્નગાંઠ તરીકે સ્વીકારી જ નથી; આમ બે સ્ત્રીઓ સાથે ઉરયોગ સાધનારો નાયક સંસારી દૃષ્ટિએ સંન્યાસી જ રહે છે, એ પણ આ આખી નવલકથાનું મોટામાં મોટું લક્ષણ-વિશેષ ધ્યાનમાં રાખવાનું છે. વિષ્ણુદાસજીની દીક્ષા એ સ્વીકારે છે; પછી પાછો સંસારમાં-"વિહારમઠ"માં-આવે છે; સંસારના કલ્યાણને જ અર્થે, સંન્યસ્તધર્મ જાતે તો પાળે જ છે: પ્રકૃતિએ જન્મથી જ એના ઉરમાં જડી આપેલો હોવાથી. *

સરસ્વતીચંદ્ર શિવરાત્રિને આગલે દિવસે વહાણમાંથી સુવર્ણપુર ઊતર્યો અને તેની અને કુમુદસુંદરીની રાજેશ્વર મહાદેવના વાડામાં "મળી દષ્ટોદષ્ટ"-એ આ વસ્તુનો આરંભ છે. પણ અહીં સરસ્વતીચંદ્રને પોતાનાં નામ અને ઓળખાણ છુપાવવાં પડે છે, શા માટે? વળી એ છેલ્લા ત્રણ મહિનામાં એટલો કૃશ અને વિવર્ણ થઈ ગયો છે કે કુમુદસુંદરી એને બરાબર ઓળખી પણ શકતી નથી. આ બેય વાતનો ખુલાસો બંનેના પૂર્વેતિહાસમાં છે. કુમુદ બાળક હતી ત્યારની એ એની સગાઈ કરી મૂકવામાં આવેલી; છેલ્લાં વર્ષ દોઢવર્ષમાં એ બેને પત્રવ્યવહાર પણ થયેલો, અને સરસ્વતીચંદ્ર કુમુદના પિતાને ત્યાં એકથી વધારે વાર જઈ દર વખત વત્તાઓછા દિવસ ત્યાં રહેલો, અને આ પ્રમાણે કુમુદસુંદરીનું કિશોરાવસ્થામાંથી યૌવનમાં સંક્રાંત થતું બાલક અને સરલ અને વિદ્યાવ્યાસંગથી રસલોલુપ બનેલું હૃદય એણે પૂરેપૂરું હરી લીધેલું, તથા લગ્નતિથિ પણ નક્કી થયેલી; પણ પછી સરસ્વતીચંદ્રે અચાનક જુદો જ માર્ગ પસંદ કર્યો. સરસ્વતીચંદ્રની માતા એના બચપણમાં જ મરી જતાં, એના પિતા લક્ષ્મી-

---

* અથવા, "સંસારીઓ સ્ત્રીપુરુષમાં જે ભેદ સ્વીકારે છે તે આપના ચરણમાં આવ્યા પછી હું કેવળ ભૂલી જ ગયો છું." (૪, ૪૩૩)- એ પ્રમાણે, પ્રકૃતિબીજ અનુકૂલ બલિષ્ઠ પોષણ મળતાં પૂરેપૂરું ખીલ્યું એમ લેવું.

નંદન સરસ્વતીચંદ્રથી પણ નાની ગુમાન નામે નવી વહુ પરણ્યા હતા. ગુમાનની પંદરેકની ઉંમરે તેને એક પુત્ર થયો અને એ હલકા સ્વભાવની સાવકી મા સરસ્વતીચંદ્રને શત્રુ જેવો જોવા લાગી. વળી લક્ષ્મીનંદન બીજા વરની જાણીતી નબળાઈ ને વશ થઈ મોટા પુત્ર વિશે વહેમાવા લાગ્યા; અને છેલ્લા દોઢ વર્ષમાં બનાવ પણ એવા બન્યા કે ગુમાન એટલી હલકી અગર લક્ષ્મીનંદન એટલા નબળા ન હોત, તોપણ પિતાપુત્રનાં મન એકબીજાથી થોડાં ઘણાં ઊંચાં થોડા કાળ ગાટે તો થાત જ. સરસ્વતીચંદ્ર ભણી રહ્યો અને પિતાએ તેને પોતાના વ્યાપારરોજગારમાં સાથે જોડ્યો, એટલે થોડા જ સમયમાં પુત્રની અસાધારણશક્તિ, ઉદ્યોગ અને નિર્ણયાત્મક પ્રકૃતિને લીધે પિતાએ એને સોંપેલું એટલા કામકાજમાં જ નહીં, પરંતુ આખા ધંધામાં તે જ મુખ્ય શેઠ જેવો બની ગયો. લક્ષ્મીનંદનની ઠંડી અને વિલાસી પ્રકૃતિ અને ઉંમર થતાં મંદ પડતી શક્તિને લીધે આ પરિણામ આવી ગયા પછી જ તેમણે પ્રત્યક્ષ કર્યું. વળી સરસ્વતીચંદ્ર સંજોગબળે ગર્ભશ્રીમંત હતો. તે ઉપરાંત પ્રકૃતિથી પણ ગર્ભશ્રીમંત જન્મેલો હતો, પૈસા સત્તા અને માન તૃણવત્ છે, એમ બોલનારા ઘણા છે, પણ જે કંઈ આચરણ કરે વા જાણીને પડતું મૂકે તે સર્વમાં ડગલે ડગલે એ તૃણવત્તાની પ્રતીતિ ઊપસી જ આવે એવા નર વિરલ હોય છે, જે અતિ ટેકીલા પણ હોય છે. સરસ્વતીચંદ્રમાં તો મૂલથી આ બે ઉપરાંત એથી યે અસાધારણ એક ત્રીજું લક્ષણ પણ હતું. તે જેટલો ચતુર, કોમલ, સહૃદય અને રસિક હતો, જેટલો બાહોશ અને કાર્યકુશલ હતો, તેટલો જ અનનુરાગી પણ હતો. તે સામા માણસના સ્નેહ વા ઉપકારને વશ થઈ સામાન્ય અનુરક્ત માણસોના કરતાં ઘણાં વધારે સ્નેહ અને માયા બદલામાં આપતો, સાચા ઉમળકાથી આપતો; પણ સાથે એ પોતે જાત–ઉમળકાથી બીજા કોઈનો સ્નેહ કરે, એ લગભગ અશક્ય હતું. આવા માણસ જ જન્મના વૈરાગી ગણાવા લાયક છે. અને એવો કોઈ ગર્ભશ્રીમંત પણ હોય, તો શૌર્ય

અને ઉત્સાહ એ બે ગુણ જેનામાં સાથે હોય તે એ બે ગુણોના પરસ્પર ઉદ્‌ભાવનથી અતિ સાહસિક બની જાય, તેમ આવા ગર્ભ-શ્રીમંત વૈરાગ્યના દાખલામાં પણ બને છે. ગુમાન ઘર, વ્યાપારરોજગાર આદિની ઝીણી મોટી હકીકત જુદી દૃષ્ટિએ જોશે, પિતા પણ શંકિત થશે, એ કંઈ સરસ્વતીચંદ્રે જોયું જ નહિ; લેખામાં લીધું જ નહિ; તો એ પ્રમાણે બનવું કુદરતી છે, એવો વિસંવાદ થતો જ અટકાવવાને સજ્જ રહેવાની પણ જરૂર છે, સ્નેહ અને સંપને અંગે એવાં કર્તવ્ય પણ અનિવાર્ય છે, એવો કંઈયે વિચારોદય એને થાય જ શેનો ! સરસ્વતીચંદ્રે ઊગતી શક્તિઓના અલ્પાનુભવમાં આ ભૂલ થઈ ગઈ, તો એની દાદીએ સામી બાજુની પણ એટલી જ ગંભીર ભૂલ થઈ ગઈ. એણે માની લીધું કે લક્ષ્મીનંદન ગુમાનનું પૂતળું જ બની ગયો છે, એ બાબત અસાધ્ય જ થઈ ગઈ છે, અને પૌત્રને સાવકી મા રઝળાવશે જ. આથી પોતાનું જે કંઈ હતું તે પૌત્રને આપી દેવાનો અને એ લક્ષ્મીનો કેવળ નિઃસ્પૃહી માણસ એટલું આપેલું ન છૂટકે પણ સ્વીકારે, અને કોઈ રીતે પાછું ફગાવી ન જ દઈ શકે, એમ તેને આપવાનો નિશ્ચય કર્યો. દાદી નિદાનમાં ભૂલી, તે માટેનો ઉપાય પણ ખોટો લીધો, અને તે અમલમાં આણવાની રીતમાં પણ એ અતિ સાવધતાને રસ્તે ગઈ. ઘડપણનો કે નબળા મનનો અતિસ્નેહ સામાન્ય દ્વેષના કરતાં પણ મોટો શત્રુ નીવડે છે. સરસ્વતીચંદ્રે સૌ થઈ જતાં સુધી કંઈયે જાણ્યું નહિ; અને લક્ષ્મી-નંદનને કારી ઘા વાગ્યો,—અહોહો, મોટો આટલો બધો ખટપટી ! પિતાએ બે બોલ કહેવાના હેતુથી વાત ઉપાડી પણ બોલવા બેઠા તે બોલતાં બોલતાં તપ્યા અને વાટનું વરેસર થઈ ગયું. સરસ્વતીચંદ્ર સાંભળી જ રહ્યો, દંગ થઈ ગયો, વિવેકશૂન્ય થયો. બે દિવસમાં જરેજર સોંપી દીધું, એક રાતમાં સાપ કાંચળી ઉતારે તેમ વૈરાગ્યોન્મુખ થઈ ગયો. બીજી રાતે એના દિલોજાન મિત્ર ચંદ્રકાન્તે એની લાલપીળું જોતી ફાટેલી આંખને વસ્તુઓ તેમના ખરા પ્રકાશમાં

અને પ્રમાણસર દેખાડવા માટે સખત પ્રયત્ન કર્યો. પરંતુ અનુભવ ન જ હોય અને આત્મપિંડમાં ઊતરેલાં હૃદયનાં ગયળી મૂલમાંથી ફુવારો ઊછળે, ત્યારે સાચા સ્નેહીની ખરેખરી સલાહ પણ એક કાને પેસવા પામે છે તથાપિ બીજા કાન વાટે નીકળી જ જાય છે. સરસ્વતીચંદ્રે પિતા અને ઘરબાર ત્યજ્યાં તે ત્યજ્યાં જ. બે અઢી માસમાં જ પોતાની થનાર કુમુદસુંદરીને ત્યજી દીધી તે સાથે તેના ભાવિના વિચારને પણ 'શું અમંગળ થવાનું હતું જે!' એમ અકર્તવ્ય ગણ્યો.

આ ક્યારે બન્યું? કર્તા સ્પષ્ટ કાલનિર્દેશ કરે છે તે પ્રમાણે ઈ. સ. ૧૮૮૩ની સાલના ચૈત્રી પડવાથી આશરે ચાર મહિના પહેલાં. કર્તાએ ઈ. સ. ૧૮૮૩માં આ નવલકથાના વસ્તુનું પહેલું ખોખું ઘડ્યું, ઈ. સ. ૧૮૮૪માં લખવા આરંભ કર્યો, અને ઈ. સ. ૧૮૮૩ની આખરે એમણે મુંબઈમાં વકીલાત આરંભી. તે પછી ૧૮૮૭ સુધીમાં વકીલ તરીકે કામકાજને અંગે એકથી વધારે દેશી રાજ્યોની ખાનગી હકીકત જાણવામાં આવેલી તેનો, તેમ ૧૮૮૩ સુધી કેટલાંક વર્ષ તે ભાવનગરમાં એવા મંડળના અતિ નિકટ સંસર્ગમાં હતા કે ભાવનગર અને બીજાં એક બે રાજ્યોની અને કેટલાક મોટીપદવીના માણસોના કુટુંબ, કબીલા અને ખાનગી જીવનની હકીકતો એમના જાણવામાં આવેલી, તેનો પણ લેશમાત્ર ઉપયોગ કરેલો નથી. સુવર્ણપુરને લગતા ઇતિહાસ, રાજ્યખટપટ, ચિત્રો આદિ કલ્પિત જ છે, એના સ્પષ્ટ પુરાવા તરીકે એમણે વિચારપૂર્વક વસ્તુમાંના બનાવોને માટે ઈ. સ. ૧૮૮૩ ની સાલ જ પસંદ કરેલી છે. પિતાપુત્ર વચ્ચે ચાલેલા પ્રશ્નોત્તરમાં 'રશિયાવાળો આવશે તો?' અને 'નોટ તો બેશી ગઈ છે' એ વાક્યો છે ખરાં (૧,૨૩૫), જે ઈ. સ. ૧૮૮૫ના માર્ચ માસના અંત અને એપ્રિલ માસના આરંભને આબાદ લાગુ પડે છે. અમીર અબદુર રહેમાનખાન વાઇસરૉય ડફરિનની મુલાકાતે રાવળપિંડી આવ્યો ત્યાં તેની પાછળ જ સમાચાર

આવ્યા કે રશિયાનું લશ્કર ધસી આવ્યું છે, ઝપાઝપીમાં અફઘાન લશ્કરનાં પાંચસો માણસ કપાઈ ગયાં છે, અને પેન્જદેહ રશિયાના સેનાપતિએ ખાલસા કરેલું જાહેર કર્યું છે. પરન્તુ આટલા ઉપરથી જ વસ્તુનો સમય ૧૮૮૫ નો ગણી ન શકાય. ઈ. સ. ૧૮૮૭માં પ્રકટ થવા પામેલા પહેલા ભાગમાં ઈ. સ. ૧૮૮૩ થી'૮૭ સુધીના બનાવોમાંથી કોઈ ને કોઈ વિશે ઇશારા આવે તો તેટલા માત્રથી કર્તાએ સ્પષ્ટ જણાવેલો સમય ખોટો ગણવાને પૂરતું કારણ ઊભું થતું નથી. વળી ઈ. સ. ૧૮૮૫ લેવા જઈએ તો એક વાંધો એ આવે છે કે માર્ચ આખરના એ સાલના ઉપર જણાવ્યા તે બનાવો શિવરાત્રિની લગોલગના છે, એટલે કે સરસ્વતીચંદ્રે ઘર તજ્યું અને તે સુવર્ણપુર આવ્યો એ બે વચ્ચે ત્રણ માસનો ગાળો જોઈએ તે મળી શકતો નથી *

* (૧) શિવરાત્રિ પહેલાં ત્રણેક માસના ગાળાની આવશ્યકતા માટે જુઓ ૧, ૧૯૧; "ચાર માસ પ્હેલાં એટલી ખબર હત........"

(૨) ઈ. સ. ૧૮૮૩ના સ્પષ્ટ નિર્દેશ માટે જુઓ (૧, ૩૧૩). "ચંદ્ર" ના વાંચનનું વર્ણન દશ પાના પહેલું છે. ત્યાં "નવું આવેલું બુદ્ધિપ્રકાશ" એમ (૧, ૩૦૩) અને સાલ અહીં દશ પાના પછી જાણીને ખાસ ઉમેરેલી જણાય છે, કેમકે ન લખી હોત તો કશી જરૂર ન હતી, અને વળી ટિપ્પણમાં છે, તથા નવલકથાને માટે લેશ પણ જરૂરના નહીં, અને અક્ષરશઃ જ લેવા પડે, એવા શબ્દોની સાથે છે.

(૩) છતાં પણ આમાં અતિ ઝીણવટ લાગે, અને કોઈ પણ એક સાલ ને વળગવામાં કે શોધવા જવામાં પણ દુરાગ્રહ લાગે, તો કર્તા પ્રસ્તાવનામાં જણાવે છે કે "વાર્તાનો સમય ઉક્ત સમીપનો રાખેલો છે," એ પ્રમાણે વસ્તુમાંના બનાવો ઈ. સ. ૧૮૮૦ થી ૧૮૮૭ સુધીના પાંચસાત વર્ષના ગાળામાં કોઈ વખતે બન્યા હશે, એમ લઈ વિશેષ ચર્ચાને જતી કરવી એ જ ઉત્તમ છે.

(૪) વસ્તુનું પહેલું ખોખું ક્યારે ઘડ્યું વગેરે વિગત માટે જુઓ શ્રીયુત ગોવર્ધનરામ, પૃ. ૬૭-૭૫.

મહાદેવના વાડામાંની વાતચીત ઉપરથી બુદ્ધિધનને આ "અનુભવાર્થી" નવીનચંદ્ર એક નવા વિનોદસ્થાન જેવો લાગ્યો, વળી તેને એક ઇંગ્રેજી ભણેલા નવા જ માણસની તત્કાલ જરૂર હતી. રોજ જમવા આવવાજવાનું નોતરું દીધું તે નવીનચંદ્રે સ્વીકાર્યું. આમ કુમુદસુંદરીની માનસસ્થિતિ વિશે કુતૂહલવાળાને બુદ્ધિધન અને શઠરાય વચ્ચેની ખટપટનું તે ક્ષણનું રૂપ સહાયક થયું. થોડામાં જ પ્રમાદધને એની પાસે એક ઇંગ્રેજી આર્ટિકલ લખાવ્યો. તે મુંબઈના મુખ્ય ઇંગ્રેજી દૈનિકના તંત્રીને પહોંચતાં જ છપાયો. આ અંક સુવર્ણપુર આવેલો તે જ સાંઝે લીલાપુરથી સાહેબના શિરસ્તેદાર ત્યાં આવી ચડેલા, તેમણે જોતાં જ એ આર્ટિકલ બુદ્ધિધન આગળ વખાણ્યો. શિરસ્તેદારની સરભરામાં અમાત્ય ઘેર મોડો આવ્યો. જમવાનું એટલું મોડું થઈ ગયું કે ઘરમાં સૌને ગમવા માંડેલો અને આજે જ ઉપયોગિતા સિદ્ધ થયેલી એવા નવીનચંદ્રને ત્રણ ગાઉ દૂર રાજેશ્વરમાં સુવા જવા દેવામાં ન આવ્યો. અલકકિશોરી પણ સાસરે ન ગઈ, અને આજ રાતે જમાલે દુષ્ટ હુમલો કર્યો જેમાંથી નવીનચંદ્રે જ અલકકિશોરીને સાચવી લીધી અને એમ કરતાં તે ઘવાયો. આમ નવીનચંદ્ર થોડા જ સમયમાં

(૫) જાણવામાં આવેલી ખાનગી હકીકત વગેરે વિષે ગુપ્તિભંગ કે વિશ્વાસઘાત જેવું કર્યું જ નથી, એટલો જ "લેશમાત્ર ઉપયોગ કર્યો નથી" એ શબ્દોનો અર્થ લેવાનો છે (જુઓ, "વસંત" માસિકના ગોવર્દ્ધન સ્મારક અંકમાં મ્હારો નિબંધ', ઈ. સ. ૧૯૮૭માં ભાગ ૧ લો પ્રકટ થયો ત્યાર સુધીમાં એમને આ પ્રકારનું મળેલું સર્વ જ્ઞાન નિસંશય, એમને બનાવોની સંભવિતતા, શક્યતા આદિ વિશે નિર્ણયો કરવામાં, અને તદનુરૂપ પોતાની નવલકથાને છેવટનું રૂપ આપવામાં ઘણું ઘણું ઓધક નીવડેલું. અથવા કલાકારીગરને સોની, લોહાર જેવા કારીગરની માફક જ સ્થૂલ વાસ્તવિક વસ્તુઓ અને બાબતો બીજી રીતે પણ ઉપયોગી થઈ પડે છે. તેને માટે સરખાવો R. Browning: The Ring and the Book–આરંભની જ પંક્તિ ૮થી ૩૦.

અમાત્યને ત્યાં ઘરના સુપરિચિત પ્રિય માણસ જેવો બની રહ્યો. આ બનાવોમાંનો દરેક ઝીણો છે, દરેક કુદરતી છે, પણ એ પણ ધ્યાનમાં લેવાનું છે કે એ દરેક ભાગ્યાધીન છે અને એ બનાવ-પરંપરા અતિમોટાં ફળ ઉત્પન્ન કરનારી નીવડે છે. ભાગ્યાધીન કુદરતી બનાવોમાંથી કર્તા વાંચનારને ભાગ્યાધીન અદ્ભુત બનાવોને માટે તૈયાર કરે છે, એ એમની કલાની એક અગત્યની કૂંચી છે.

નવીનચંદ્રનો ઘા રુઝાયો અને એની અશક્તિ પૂરેપૂરી મટવામાં છે. ત્યાં અલકકિશોરીને મોહ થાય છે. આ બનાવનું વર્ણન કર્તાએ નવીનચંદ્ર પડવાના દરબારમાંથી ઘેર જાય છે ત્યાં રસ્તામાં એને સ્મૃતિ થઈ એવા રૂપમાં કેમ મૂક્યું છે? મદનશરથી વીંધાયલા હૃદયની પલટાતી મનોદશાઓનું વર્ણન બીજા જ માણસની સ્મૃતિના વર્ણનમાં શી રીતે સંભવે? પણ આ કર્તાની શરતચૂક ગણી શકાય એમ નથી. આવા દોષવાળી સંકલના એમણે ઘણો અને સૂક્ષ્મ વિચાર કરીને જ સ્વીકારી લીધી છે. મનોદશાઓનું વર્ણન ન કરે તો "બ્હેન! હું તો તમારો ભાઈ થાઉં હો!" એ વાક્યમાંના ગર્ભિત આક્ષેપનો સ્વીકાર અલકકિશોરી એકદમ કરે, તે વાંચનારને ગળે કેમ ઉતરે? મનોદશાઓનું ઉત્કટ વર્ણન ન કરે તો કુમુદસુંદરીનું વધારે ઉત્કટ પદ અને તેને અંતે એની મૂર્છા, તેમ એ મૂર્છા દરમિયાનના લવારા આદિમાંથી નવીનચંદ્રને એ પરસ્ત્રી થયેલીના માનસિક મંથનનું વાસ્તવિક જ્ઞાન તથા તજ્જન્ય પોતાની મૂર્ખતાનું માપ અને પશ્ચાત્તાપનો આરંભ, આ સર્વે કરુણ પરંપરાનો અવિચ્છિન્ન રસ શી રીતે વહે? આ એક પાસું થયું હવે એ જ વિષયનું બીજું પાસું જુઓ. કુમુદસુંદરીને નવીનચંદ્ર સરસ્વતીચંદ્ર જ એની લગભગ ખાતરી કુસુમસુંદરીનો એના ઉપર કાગળ આવે છે તેથી થાય છે; લગભગ, જો કે પૂરેપૂરી નહીં. નવીનચંદ્રને પશ્ચાત્તાપનો ઉદય થતાં જ એને સુવર્ણપુરથી જતા રહેવા મન થતું હતું, પણ બુદ્ધિધનને લાભકારક થઈ પડે એવાં બુદ્ધિધન-પ્રમાદધનની સૂચનાઓથી અને પોતાને સૂઝતાં બીજાં પણ એ લખાણો કરતો હતો તે પ્રવૃત્તિ પડવા સુધી ચલાવવાની હતી, પડવાનો દરબાર જોવા પણ

એને મન હતું, એ પહેલાં કે પછી જવાનું કર્તા જણાવે તેમાં નવીનચંદ્ર તે સરસ્વતીચંદ્ર જ એ આવ્યા વગર રહે જ નહીં. પડદો ઊઘડે તો તે આખો જ ઊઘડે, એક પગ દૂધમાં અને એક પગ દહીંમાં રાખી શકાય જ નહીં. વાંચનારને માટે એ પડદો પડવાનો દરબાર પૂરો થતાં આખો ઉઘાડી નાખવો અને માત્ર કુમુદસુંદરીના મનમાં થોડો સંશય રાખવો એ માર્ગ કર્તા લે છે; અને તેમાં સંપૂર્ણ સંભાળ લેતાંય જે જે દોષ રહી જ જાય તે નિરુપાયે રહેવા દે છે.

કુમુદસુંદરીના મનની હાલાયમાન સ્થિતિનો ચિતાર પણ સાથે સાથે એટલો જ આવશ્યક છે. પડવાને દિવસે સૌ દરબારમાં ગયા એટલે દયાશંકરે ઉખેળેલા પાછલા ઇતિહાસથી અને સૌભાગ્યદેવીની ખલકનંદા તરફની દયાથી અમાત્ય કુટુંબના ઉપર એની માન અને હેતની લાગણીઓ પ્રબલ બની. પછી પોતાની મેડીમાં એ જાતે વરઘેલી થવા અને નણંદને પણ એવી બનાવવા મથતી હતી. મધ્યાહ્ન થતાં પોતાની મેડીમાં એકલી પડી, અને કુસમનો પોતા ઉપરનો કાગળ અને સરસ્વતીચંદ્રના ખિસ્સામાંથી પડી ગયેલો એણે ઊંચકી લીધેલો કાગળ વાંચતાં એના મનમાં પાછાં સરસ્વતીચંદ્રના ઉપર દયા અને પ્રીતિ ઉભરાયાં. ત્યાં જમવા નીચે ઊતરવું પડ્યું અને વનલીલાની ગરબી અને સૌના ઉત્સવથી વળી મૂલ સ્થિતિ પર આવી. સૌભાગ્યદેવી પોતાની મેડીએ ચડી. કૃષ્ણકલિકા પણ ચોર જેવી ઉપર ચડી. કુમુદ પાછળ ગઈ. અસહ્ય વસ્તુ જોઈ. પ્રમાદધને જાણે કંઈ જ બન્યું ન હોય એવો ડોળ રાખ્યો. કુમુદસુંદરીએ રોષના આવેશમાં સાંકળી અને કેવડો રસ્તામાં ફૂટતી તેની માલકણ ઉપર ફેંક્યાં. પતિવ્રતાએ સ્વમુખે સ્વામી ઉપર આરોપ ન મેલાય તે એણે ન મેલ્યો. તથાપિ ન દાબી શકાય એવી વૃત્તિએ આરોપની સાબિતી જેવો સંગીન પુરાવો જાહેર કરી દીધો. અને પછી મોકળું મૂકી દીધું. માથું પછાડ્યું. સૂક્ષ્મ શસ્ત્રે હૃદયના ચૂરા કરી મૂક્યા તે લાગણી-હીન પતિને આ નજીવા જેવા પણ સ્થૂલ ઘાની કંઈક દયા આવી.

કંઈક આસનાવાસના કરવા લાગ્યો. કુમુદસુંદરીને કંઈક પતિ ઉપર ઉમળકો પણ આવ્યો. કંઈક એ સુધરે એવી વાતો પણ કરી અને પિયર જવાની રજા લઈ લીધી. પ્રમાદધન લીલાપુર જવા નીકળ્યો એટલે નીચે આવી સાવિત્રીઆખ્યાનની કથા કંઈક સાંભળી. પાછી ઉપર ચડી અને એટલું રોઈ કે થાકી જ ગઈ શૂન્ય જેવી બેઠી છે ત્યાં અલકકિશોરી અને વનલીલા આવ્યાં. શેતરંજ રમવા બેઠાં. વનલીલાએ 'ચંદ્ર'ની નવી કવિતા જોઈ તે સમજાવવા કહ્યું. એમ કરતાં કરતાં રાત પડી. કુમુદ એકલી પડી. અસહ્ય શોકભારથી નિઃશ્વસ્ત બનેલીને ઊંઘે ઉપાડી. દાસી પથારી કરવા આવી તેણે ઉઠાડી. ફરી 'ચંદ્ર' વાંચતાં 'અસ્થિર મેદુલા' શબ્દે પ્રમાદધન સાંભરી આવ્યો અને પાછી વરઘેલી બનવા મથી. નામજપથી પ્રેરેલા ધૈર્યબળે પાછી ઊંઘરાટી થઈ સૂઈ જવા માટે કમખો કહાડે છે ત્યાં સરસ્વતીચંદ્રે મોકલેલો શ્લોક સરી પડ્યો તે જોતાં વળી મન સરસ્વતીચંદ્રમાં લીન થયું. એના બધા કાગળો કહાડ્યા. ફરી ફરી વાંચ્યા. છળી પણ નીકળી ઘેલી થઈ આ ઊર્મિવેગથી પણ થાકી ગઈ. પાછી નિદ્રા આવી. બારણે બેઠેલા સિપાઈઓના ગાનનો સ્વર કાનમાં આવતાં ચમકી ઊઠી અને પાછી સરસ્વતીચંદ્ર-રુદન કરવા લાગી. કરુણ કવિતાકડીઓ લવવા લખવા લાગી. ત્યાં બુદ્ધિધન અને નવીનચંદ્ર આવ્યા. "ઓ મારા સરસ્વતીચંદ્ર! કેમ ખમાય!" એમ કરી ખુરશીના તકિયા સાથે માથું કૂટ્યું. વળી લવતી ગઈ અને વધુ દીન બનતી ગઈ. એવામાં નવીનચંદ્ર જોડેની મેડીમાં આવીને સૂતો. કૃષ્ણકલિકા પ્રમાદધનના પલંગ પરથી વચલે બારણે નાઠી હતી તે સ્થળેથી એ બારની નવીનચંદ્રની મેડીમાંની સાંકળ ઉઘાડી રહી ગઈ હતી, જે કુમુદના જાણવામાં હતું. એ બારણા તરફ એક વાર ગઈ, બે વાર ગઈ. મદનથી તણાયલી ત્રીજી વાર ગઈ. પોતાની બાજુની સાંકળ ઉઘાડવા હાથ લાંબો કર્યો. ત્યાં છાયાહાથ પોતા તરફ આવતો જોયો. એ હાથ જોતો તે આખી છાયા જોઈ; તે માતા ગુણસુંદરી

જેવી લાગી. અને મદનાંધ જાગી ગઈ. મદન મરી ગયો. એની આણ પળ પણ માની તેથી ગળગળી થઈ ગઈ. મહાપાતકથી ઉગરી માટે ભિન્નભિન્ન સ્તવન કરી રહી. એ સ્તવનસમાધિમાં એ પ્રાયશ્ચિત્ત-ડુબકીમાં એને ગુણસુંદરી ઉપરાંત સૌભાગ્યદેવી, વિદ્યાચતુર, અલક-કિશોરી, કુસુમસુંદરી, બુદ્ધિધન અને સરસ્વતીચંદ્ર પણ પ્રત્યક્ષ થયાં. એ અદષ્ટદર્શનથી વળી દીન બનેલી પાછી સ્તવન કરવા લાગી અને કેટલીક વારે શાંત થઈ. પછી તેણે નિશ્ચય કર્યો. સરસ્વતીચંદ્રની એક સેવા કરવાનું મારા હાથમાં છે, આજની રાતમાં જ, અત્યારે જ. એના ઉપર કાગળ લખ્યો; અને તે એના ખિસ્સામાં મૂકવા ચાલી. સાંકળ ઉઘાડીને અંદર ગઈ. પત્ર લાવી હતી તે ખિસ્સામાં મૂકી દીધો. ત્યાં ખાટલામાં કંઈક વાંચતો વાંચતો નિદ્રિત થયેલો જેવો નવીનચંદ્ર દીઠો. કુમુદે એ કાગળ ખેંચ્યો. આખો એના હાથમાં આવ્યો. અક્ષર જોતાં ખાતરી થઈ કે એ સરસ્વતીચંદ્ર જ. અને એના હાલ જોઈ ડુમો ભરાઈ આવ્યો, રોઈ પડી, મુર્છા ઊઠી. સરસ્વતીચંદ્રે આંખ ન ઉઘાડી. કુમુદ કાગળમાંની ગઝલો વાંચવા લાગી. વંચાઈ રહેતાં ઉદ્‌ભ્રાન્ત થઈ બકવા લાગી અને મુર્છા ખાઈ પડી. સરસ્વતીચંદ્ર ઊઠ્યો. તેનું માથું ખોળામાં લઈને આસનાવાસના કરવા લાગ્યો. કેટલેક કાળે મુર્છા વળી અને એકદમ ખસી અને આઘે જઈને બેઠી. સરસ્વતીચંદ્રે એનો હાથ ઝાલ્યો અને પાછો છોડી દીધો. એ ઊઠી ખાટલામાં બેઠો અને કુમુદ તેને વાગ્બાણ મારતી મુંબઈ પાછા જવાનું કહી પોતાની ઓરડીમાં દોડી ગઈ બારણું દઈ દીધું. અને પછી સરસ્વતીચંદ્રના તમામ કાગળ કહાડી કાડી બાળી તેની ભસ્મ શીશીમાં ભરી, 'મર્મદારક ભસ્મ' એવી શીશી ઉપર ચિઠ્ઠી મારી, "તપને અંતે આનન્દસમાધિ પેઠે જાતે આવેલી અસ્વપ્ન નિદ્રાને વશ થઈ." મનોદશાઓની આવી વંટોળચક્રી (સાઈક્લોન–cyclone) કોઈ પણ કર્તાએ ચીતરી હશે ખરી? એ ચિત્રમાં નવીનતા હો વા ન હો, એ ચિત્રની વાંચનાર સ્ત્રીપુરુષોનાં હૃદય વલોવી નાખવાની

શક્તિ નિર્વિવાદ છે, અને રવૈયાની ઘુમરીએ ઘુમરીએ જેમ ગોળીમાંથી મધુરતા અને સુવાસ, તેમ બીચારી કુમુદના મંથનમાંથી પળે પળે કરુણતા અને મુલાયમી જ ઊઠી રહે છે. તથાપિ અહીં મારો આ વ્યાખ્યાનપટ અતિ ટૂંકો છતાં તેમાં આ ચિત્રની છટીઓ ઊપસાવવી પડી છે, તે સંકલનાની દૃષ્ટિએ પણ એ ચિત્રના અદ્વિતીય મહત્ત્વને લીધે છે. "સનાતન ત્યાગ" કરી શકી છું એમ માન્યું, અને વળી "મર્મદારક ભસ્મ" ની શીશી પણ બનાવી, એ શું? પ્રમાદધનમય બનવા મથતી હતી, અને વળી વચ્ચે વચ્ચે ભીતરાઉ ઊંડાણોમાંથી "સરસ્વતીચંદ્ર-સરસ્વતીચંદ્ર!" એ તાર પણ કંપી ઊઠતા, તે શમતા જ ન હોતા, એ શું? પડવને દિવસે પોતાની જ મેડીમાં પોતાના જ પલંગપર વ્યભિચાર કરનાર પતિએ બીજને જ દિવસે તેની સહ-પ્રતિવાદિની (co-respondent)ની જ શીખવણીએ પ્રસારેલ મહી કહાણો; કુમુદસુંદરી આ જાણે છે, વનલીલાના કાગળથી પાછલી રાતે. હદ થઈ ગઈ! પોચામાં પોચી ચીજ પણ કોઈક કેળવણીને પરિણામે અતિ કઠણ બની શકે છે. પ્રથમ તો કુમુદસુંદરી જડ જ બની ગઈ. નદીએ એને પોતાના ગૈલમાં લઈ લઈને એની કાયાને પણ શીંગડું બનાવી દીધી. પછી આ સર્વ ઉત્પાતમાંથી જાગે છે તે કુમુદસુંદરી કોઈ બીજી જ સ્ત્રી છે, અને તે સંસારની સાધારણ સ્ત્રી પણ રહી નથી. પૂર્વાવસ્થામાંથી માત્ર બે લક્ષણ આ નવી સ્ત્રીમાં રહ્યાં છે, જેમનું પ્રમાણ પણ ઘણું વધી ગયું છે—એની મધુરતા અને એની પવિત્રતા. પ્રમાદધનની પાસે, પ્રમાદધનને ઘેર, એ દિશામાં પણ હવે જવું જ નથી. એ કરતાં તો મોત ભલું, અને સરસ્વતીચંદ્ર તો પર પુરુષ,—એમ કુમુદસુંદરીને હાડોહાડ વૈરાગ્ય વ્યાપે છે, અને તે માજીને શરણ જાય છે. સ્થૂલ વાસનાઓને પૂરેપૂરી જીતી શકે છે, જો કે આની એને પોતાને ખબર નથી. પાછી નવીનચંદ્ર સુંદરગિરિ ઉપર છે એમ સાંભળતાં જ એની સૂક્ષ્મ વાસના બળ કરે છે, અને એને ગિરિયાત્રાની ઇચ્છા થઈ જાય છે. સાધ્વીઓ એની નિર્દોષ ઇચ્છા આડે આવતી

નથી. અને ગિરિ ચડતાં જ માર્ગમાં એ માનસશાસ્ત્ર–પારંગત અને આચારવિશુદ્ધિબળે હૃદયની જુદી જુદી ગુહાઓમાંની લાગણીઓનાં બલાબલ અને ધર્માધર્મ પારખવામાં અતિ ચકોર બની રહેલી સહિયરો, "તારામૈત્રક" જુવે છે. અતિદારુણ દુઃખના તપને અંતે જે સાચો વૈરાગ વિશુદ્ધ પાત્રમાં જામે, અને બુદ્ધિમાંથી હૃદયમાં અને હૃદયમાંથી મૂળે મૂળે આત્મામાં સ્થાયી સર્વવ્યાપી સર્વોપરિ બની રહે, તે પછી જ કેવલ સાત્વિક સૂક્ષ્મ ઉપયોગનો વા આત્મા આત્માની સુનિર્મલ મૈત્રીનો સંભવઃ આવા વજ્રસાર સિદ્ધાન્તોને મનુષ્યજીવનના સનાતન સત્ય તરીકે સ્વીકારીને કર્તાએ કરેલી સંકલનામાં, વસ્તુનાં ઉપર્યાં પગથિયાં આ વંટોળચકીના પગથિયા વડે જ કુમુદસુંદરીના કૌમાર વયના સંવનનેતિહાસ સાથે સંકળાયાં છે. વળી પહેલો ભાગ પૂરો કર્યો ત્યારે આખા કાફલાનું અંતિમ બંદર કયું એ કશો વિચાર કર્તાએ કરેલો જ નહીં, લખતાં લખતાં જેમ જેમ જાલ વધારે ગુંચવાઈ તેમ તેમ કર્તા પોતે અંદર વધારે વધારે વિવશ થતા ગયા, અને આખરે ગમે તે સમાપ્તિ ઠોકી દીધી, એવા એવા ઉપલકિયા મત, આ વંટોળચકીમાં પકડાઈ અટવાઈ કચ્ચરઘાણ થઈ જાય છે.

"મળી દષ્ટોદષ્ટ" એ આ સુવર્ણપુરમાંના કથાભાગનો આરંભ છે, અને સરસ્વતીચંદ્ર ચાલ્યો તથા સોળ–સત્તર કલાક પછી કુમુદસુંદરી સુવર્ણપુરથી ચાલી નીકળી એ અંત છે, તો આખું વસ્તુ લેતાં આ આખો કથાભાગ આરંભ છે, અને સૌંદર્યનસ્ય ગુફામાંથી સરસ્વતીચંદ્ર વસંત ગુફામાંથી ગાતી મધુરીને ઓળખી ત્યાંથી આખી કથાનો અંત શરૂ થાય છે, અને વચલો કથાભાગ આખી કથાનું મધ્ય છે.

બહારવટિયાઓની કથામાં સંભવિતતાના વસા બહુ ઓછા છે. શઠરાયના પક્ષની હાર સંપૂર્ણ થઈ છે એ સરસંગ નજરે જોઈ આવેલો તથાપિ કુમુદસુંદરીને પકડવાનો પ્રયત્ન કરવાનો નિશ્ચય થાય છે; બળકે પ્રસન્ન થાય છે કે રાતે કરેલી યોજનાઓ પા ભાગની

પણ અમલમાં આણી શકાઈ નથી: તોપણ સૂરસંગ આંધળિયાં કરે છે. સંકલનાનો આ નબળો ભાગ કર્તાએ હરભમજી વગેરેની વધારે સંભવિત પ્રતિકારક યોજનાઓ તળે અને માનચતુરના સેનાપતિત્વના આકર્ષક વર્ણન નીચે ઢાંક્યો છે.

ચંદ્રકાન્તને લગતા બનાવોમાં એકથી વધારે વિગત પરસ્પર વિરુદ્ધ જેવી છે. એ જે દિવસે પાછલા પ્રહર દરમિયાન લુંટાયો તે જ દિવસે બહુ તો કલાક રાત જતાં પાછો ગુણસુંદરીનો અતિથિ થયો મનોહરિયામાં. સરસ્વતીચંદ્ર લુંટાયો તે જ સમયે લગભગ ચંદ્રકાન્ત પણ લુંટાયો હોવો જોઈએ, પણ તે કયા રસ્તા ઉપર, એ કર્તાએ સ્પષ્ટ કરેલું નથી. આ પ્રમાણે લુંટાવાને માટે એ રત્નનગરીથી જે સમયે નીકળ્યો હોવો જોઈએ તે સમયે એ નીકળેલો; એ સમય કયો તે અસ્પષ્ટ જ રહે છે. રત્નનગરીથી સુવર્ણપુર જવા નીકળ્યો, પછી રસ્તે એણે ભદ્રેશ્વરનો માર્ગ લીધો, તે માર્ગે પણ આગળ ન વધવા એને સંદેશો મોકલવામાં આવેલો એણે ન ગાંઠ્યો, અને લુંટાયો; અને બાવાઓએ જેમ સરસ્વતીચંદ્રને રસ્તામાંથી ઉચકી લીધો તેમ ચંદ્રકાન્તના પોટકાને પણ ઉપાડી લીધું; જે થોડા દિવસ પછી સરસ્વતીચંદ્રને સ્વાધીન થયું. રત્નનગરીથી નીકળતાં પહેલાં ચંદ્રકાન્ત કેટલા દિવસથી ત્યાં આવેલો? વિદ્યાચતુર અને એની વાતચીત એ રત્નનગરી પહોંચ્યો ને તુરતમાં થયેલી હોય એવી જ છે, અને તે પછી એ થોડા કલાકમાં જ નીકળેલો અને બીજે દિવસે લુંટાયેલો. પણ આથી ઊલટું પાછળ ગંગા માંદી પડી, મરવા જેવી થઈ ગઈ, વગેરે કાગળ આવે છે, બીજા કાગળો મિત્રોના આવે છે, જે સર્વેને જવાબનાં ટાંચણ એ કાગળો સાથે, લુંટાઈ સરસ્વતીચંદ્રને મળવા પામી તે પોટલીમાં હતાં. એ સર્વ ચંદ્રકાન્ત રત્નનગરી ગયા પછી ત્યાં એના દશેક દિવસ ભાંગ્યા હોય તો જ સંભવે પૂર્તલાલ લક્ષ્મીનંદનને ગાંડા ગણાવવાનો પ્રયત્ન કરે છે, તેમાં થાય છે એમ કે પોતે જ કેદમાં જાય છે, એ બનાવ પણ ચંદ્રકાન્તે મુંબઈ છોડ્યું તે પછી જ બનેલો છે.

હશે. સંકલનાની દષ્ટિએ આ સર્વ વિગતોનું અન્યોન્ય ગાંઠણ નબળું રહી ગયું છે, એ વિશે મતભેદ સંભવતો નથી.

પહેલા ભાગમાં સરસ્વતીચંદ્ર કુમુદસુંદરીને જોવા આવે છે તો ચોથા ભાગમાં મધુરી નવીનચંદ્રને જોવાને સુંદરગિરિ ચડે છે. પહેલા ભાગમાં જેમ "મણી દદોદય"થી આરંભ છે તેમ ચોથા ભાગમાંની કથાનો તારામૈત્રકથી આરંભ છે. પહેલા ભાગમાં જેમ નવીનચંદ્ર સરસ્વતીચંદ્ર જ કે બીજું કોઈ એ સવાલ કુમુદસુંદરીને છેક આખર સુધી રહે છે, તેમ ચોથા ભાગમાં નવીનચંદ્રને શંકા આખર સુધી રહે છે. આ પ્રમાણે ઝીણી ઝીણી સંકલનાઓ સૌ જોઈ શકે એવી આપોઆપ ગુંથાઈ છે. આખા કથાકલાપમાં સૌથી વધારે દુર્ઘટ સંકલના આવા ઊંડા, ઉગ્ર, અનિવાર્ય જેવા શોકમાં ગિરફતાર સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરીનાં જીવનને કરુણાવસાનમાંથી ઉગારી લેવાની છે. કુમુદ પહેલી વાર નદીમાં પડી ત્યારે એ રડતી, બળતી, ઝળતી એટલી તો વ્યગ્ર, કે દિઙ્મૂઢ કે બેભાન હતી કે તે જાતે પડી કે અકસ્માત પડી કે કોઈએ ખેંચીને પાડી, તે કશું એ સમજવા પામી જ નહિ. બીજી વાર હાથે કરીને સમુદ્રમાં ડૂબવા ગઈ. અને એવું અનિષ્ટ થયું હોત તો સરસ્વતીચંદ્રનો પણ પશ્ચાત્તાપ એટલો દારુણ થઈ જાત કે શોકસાગર તરી ઊતરવાનું તેને પણ અશક્ય થઈ જાત. બહારવટિયાના અસમ્ભાવિત જેવા પ્રકરણનું મૂળ શૈરસંગના પુત્ર પ્રતાપની દુષ્ટ વાસના હતી, અને બહારવટિયાનું વાદળ વેરાયું તથાપિ કુમુદસુંદરી નદીમા તણાઈ ત્યારે એ દુષ્ટ વાસના એની પાછળ પડેલી જ હતી. પ્રતાપની પાછળ બુદ્ધિધનનો ગુપ્ત પક્ષકાર દગાબાજ શંકર મહારાજ પડ્યો. પ્રતાપે નદીમાં જ એનું ડોકું ઉડાવી દઈ પિતાનું વેર લીધું. પરંતુ દુષ્ટ વાસના એવી ચીજ છે કે તેના આધારના જે બીજી રીતે મિત્ર તે પણ મિત્ર મટી તેના શત્રુ થાય છે જ. અનુભવ-પરિપાકથી વિચાર શુદ્ધ થતાં મણિરાજ અને વિદ્યાચતુરને વફાદાર બનેલા મૂળરાજે નદીમાં ઝંપલાવી પોતાના મિત્ર

પ્રતાપને પણ હણી કુમુદને એના તરફનો ભય દૂર કર્યો. અને સંગમ-સ્થળના સામસામા પ્રવાહરૂપ કુદરતે કુમુદના બેભાન દેહને માતાજીના બેટ પાસે આણી મૂક્યો. આ પ્રમાણે એ ચંદ્રાવલીની 'મધુરી' બની, માતાજીના યોગમાં હૃદય પરોવવા મથતી ચાર દિવસે જરા શાંત થઈ, ત્યાં સુંદરગિરિ ઉપર નવા પ્રકટ થયેલા નવીનચંદ્રની વાત એણે સાંભળી અને આઠમના સૂર્યોદય પહેલાં જ બાવીઓ સાથે નીકળી સુંદરગિરિ ચડી. સામે યદુશૃંગથી ઊતરી સુરગ્રામ જોવા જતા-નવીનચંદ્ર અને બાવાઓ માર્ગમાં મળ્યા. સુરગ્રામમાં નવીનચંદ્રે વર્તમાનપત્રોથી પ્રમાદધન બીજની રાતે જ ડૂબી ગયાનું, કુમુદસુંદરી ત્રીજની સવારે તણાયાનું, અને સૌભાગ્યદેવીના પણ અકાલ મૃત્યુનું જાણ્યું, તેમ પોતાના પિતાના શોક વિષે પણ એની ખાતરી થઈ. પરિવ્રાજિકા મઠમાં આવેલી કુમુદસુંદરીને સાધ્વીઓએ મદન અને લગ્નના ખરા સ્વરૂપનો બોધ કર્યો, સંસ્કારવિડમ્બનાએ એના વરેલા પતિને એનો જાર જ કહ્યો, હૃદય હરનાર પહેલા પુરુષને જ એનો પતિ ગણ્યો, અને એ પતિ સાથે વિશ્રંભાલાપ વગર એને પોતાનો ધર્મ સૂઝે નહીં, બલ્કે ધર્મ ન સૂઝે ત્યાં સુધી સાચી શાંતિ પણ મળે નહીં; એટલે નવીનચંદ્ર જ એ હૃદય હરનારો પુરુષ હશે, એમ પ્રયોગની ખાતર માની લઈને, વળી નવીનચંદ્ર એ ન હોય તો એવા સાધુ પુરુષ સાથે એકાંતથી મધુરીને લેશ પણ ભય નથી એવી ખાતરી સાથે, બંનેના એકાંત મેળાપની યોજના કરવી ધારી. કુમુદસુંદરીના શ્રેષ્ઠ હિતની સાધના એ સાધ્વીઓનો પ્રવૃત્તિહેતુ હતો. તે જ સમયે નવીનચંદ્રના શ્રેષ્ઠ હિતની સાધના એ સ્વતંત્ર હેતુથી વિષ્ણુદાસજીએ યોજના કરી, જે સાધ્વીઓને અનુકૂળ આવી ગઈ. નવીનચંદ્રની વાસનાઓને વિષ્ણુદાસજીએ એટલી સૂક્ષ્મ થયેલી ગણી કે તેમનો સૂક્ષ્મતમ પરિપાક તુરત જ થઈ જાય એવો વડીલધર્મ સ્વીકારીને વિષ્ણુ-દાસજીએ એને ચિરંજીવ શૃંગના સંસિદ્ધ સ્થાનમાં એકાન્તવાસ આપવા અને દરમિયાન પોતે સમાધિસ્થ રહી એવું બનતું ઉદ્‌ભાવન કરવાની

ગોજના કરી. મધુરીને પણ પોતાની તેમ નવીનચંદ્ર બંનેની સંમતિથી નવીનચંદ્રની જોડના જ સ્થાનમાં એકાન્તવાસ આપવો એ એક જ ડગલું બાકી રહ્યું. મધુરી પોતાના દેહની વૃત્તિઓ ઉપર પોતાની શક્તિઓ કેટલી છે તે વિશે સાધ્વીઓને અનભિજ્ઞ લાગી; દેહની વૃત્તિઓને દાબી ન શકાય તો, એ ભયથી કમ્પતી લાગી; સ્વયંભૂ મદન પ્રકટ થતાં હૃદય હરનાર અધિકારી પતિને દેહનો પણ અધિકાર સોંપી દેવાના સ્પષ્ટ ધર્મને લૌકિક શિક્ષણના ખોટા ગ્રાહ–પંજરમાં પુરાયેલી હોવાથી ભયંકર પાપ જેવો ગણતી લાગી:* અને આથી કરીને તેમણે ગાંઠ વાળી કે એ સ્વમુખે સંમતિ આપવાની જ નથી તો ફિકર નહીં, પણ ડગલે ડગલે જે કંઈ ગોઠવણ કરીએ છીએ તે એને આગળથી સ્પષ્ટ જણાવતાં રહીશું, અને ડગલે ડગલે એ તેને અનુકૂલ વર્તશે તો તેને જ એની હૃદયગુહામાંથી નીકળતી સાચી સંમતિ માની લઈશું. આ પ્રમાણે પ્રત્યક્ષ સંમતિ મેળવવાની રહી નવીનચંદ્રની. એ ત્રણ ડગલે મળી. પ્રથમ ચંદ્રાવલી વ્રતભંગનું જોખમ ખેડીને પણ વિહારપુરીને મળી. તેણે નવીનચન્દ્રને વાત કરી રાખી, અને પછી ચંદ્રાવલી જાતે નવીનચંદ્રને મળી. મધુરીનું પદ રાસ-લીલા પ્રસંગે નવીનચંદ્રે સાંભળ્યું હતું અને સુરગ્રામયાત્રા દરમિયાન પ્રમાદધન–સૌભાગ્યદેવી મુઆના સમાચાર વર્તમાનપત્રોથી જાણ્યા હતા. કુમુદસુંદરી માટેનું એનું દુઃખ અત્યંત તીવ્ર થઈ ગયું હતું.

---

* આચારમાં આપણા પામર બંધુઓ શિષ્ટ માને તે મર્યાદાઓ પૂરેપૂરી પાળવી અને મનોવ્યાપારને પૂરેપૂરી સ્વતંત્રતા આપવી તથા મનઃપૂત સુધારાનો બોધ કરવામાં પૂરેપૂરી છૂટ લેવી, જો કે જાતે તેવો કોઈ પણ સુધારા અમલમાં મૂકવામાં જ્ઞાતિનો મોટો ભાગ તેને ખરેજ અભિનંદે ત્યાં સુધી ધીરજ રાખવી, એ "સુધારા"ના પ્રશ્નો વિશે ગોવર્ધનરામે જાતે પોતાના જીવનવ્યવહારમાં પાળેલા નિયમોનું કુમુદસુંદરી આ સ્થળે સમ્પૂર્ણ દૃષ્ટાન્ત બની રહે છે. સૂક્ષ્મ પ્રીતિયોગનો અવસર મળે છે તેનો સમ્પૂર્ણ લાભ લે છે. અને પ્રમાદધન તરફ દેહની વફાદારી અણીશુદ્ધ જાળવવાનો આચાર પૂરેપૂરો પાળે છે. સરખાવો ૪, ૩૭૩–૪.

એ સુકુમાર સ્નેહલતિકાનું હૃદય ચિરાઈ ગયું છે તે મારે લીધે. એણે આપઘાતનો પ્રયત્ન કર્યો તે મેં એને આવી અસહ્ય યાતનામાં ફેંકી દીધી તેને લીધે. પ્રમાદધન અને સૌભાગ્યદેવી મરી ગયાનું જાણતાં એના આ ઊછળતા ઊકળતા દુઃખસાગરમાં ન જાને હજીય કેટલા મોટા હોડા આવશે! બસ, બસ, મારા અતલ અતટ પાપને લાયક પ્રાયશ્ચિત્ત એક જ—જે માર્ગે કુમુદસુંદરીનું દુઃખ ઘટાડી શકવાનો સંભવ તે એક જ મારો મોટામાં મોટો ધર્મ! પરંતુ આ સમયે જેમ એવા જ પ્રસંગમાં પહેલા ભાગમાં કુમુદસુંદરીને નવીનચંદ્ર તે સરસ્વતીચંદ્ર જ કે નહિ એવી થોડી શંકા રહી હતી તેમ ચોથા ભાગમાં સરસ્વતીચંદ્રને મધુરી તે જ કુમુદ ખરી કે નહિ એની પૂરેપૂરી પ્રતીતિ થઈ ન હતી. ચંદ્રાવલીએ એ પ્રતીતિમાં એક અંશ ઉમેર્યો. એના "પૂર્વાશ્રમનું સાક્ષીભૂત હૃદય" ફૂટી ન હોતું ગયું અને તે જ આ મધુરી. તથાપિ મધુરીએ ચંદ્રાવલીને પણ પોતાનું પૂર્વાશ્રમનું નામ કહેલું ન હોતું તેથી અભિજ્ઞાનમાં એટલી એક ખામી હજીયે રહી.

ચંદ્રાવલી કહે, નવીનચંદ્રજી, જે પ્રીતિપરિપાકથી તમારાં હૃદયયુગ્મ અદ્વૈત પામ્યાં છે, "તે પ્રીતિના તંતુ ઉપર બલાત્કાર કરવાથી ઉભય હૃદય ખેંચાય અને તૂટે એ પ્રીતિની પ્રકૃતિ છે. કેટલોક કાળ ઉભય હૃદયના તંતુઓના યથાપ્રાપ્ત સમાગમનું પાલન કરો, અને ધીમે ધીમે ઉભયની કલાથી, વૃત્તિથી, સંયુક્ત અભિલાષથી, અને પ્રયત્નસંવાદથી એ તંતુઓને ક્લેશ ન પહોંચે એમ છૂટા કરો. તમે મધુરીને પુણ્ય માર્ગે જ પ્રેરવા અભિલાષી છો એ તમારી મહાનુભાવતા છે. ચંદ્ર અને કુમુદના જેવી શરીરોને દૂર રાખનારી પણ દૃષ્ટિમનઃસંયોગ રક્ષનારી તમારી બંનેની અનિસૂક્ષ્મ પ્રીતિ છે. અને એવી સૂક્ષ્મ પ્રીતિને માટે જ તમારાં સૂક્ષ્મ શરીરોનો સમાગમ રચવાની અમારી યોજના છે. તમારાં શરીર આવા સમાગમકાળે અન્યોન્ય આસક્ત થાવ કે અનાસક્ત રહો તેમાં અમે સાધુજન ઉદાસીન છીએ. સૂક્ષ્મ કામ તૃપ્ત થવાની સાથે–સ્થૂલ કામ જાગો હો વા ન હો, તૃપ્ત

થયો હો, વા ન હો, તથાપિ અલખ કલ્યાણનો ધર્મ સચવાયો સમજીએ છીએ, અને એ જ પરમ સાધ્ય છે."§

નવીનચંદ્ર સંમતિ આપે છે. બંને મળે છે. પહેલા ભાગમાંનો કુમુદસુંદરીની પલટાતી મનોદશાનો વંટોળ આપણે જોઈ ગયા. અહીં શરીરની કુદરતી પ્રેરણાઓ અને તે પ્રેરણાઓને ધર્માતિક્રમ ન કરવા દેવા શરીરશાયીનો સંકલ્પ, એ બેનું સીધું કારમું સંઘટ્ટન બંને અનુભવે છે. પૂર્ણ બલથી ધસી રહેલી પ્રેરણાઓ મર્યાદાવજ્ર સામે એવી પછડાય છે કે બંને શરીર મૂર્છા પામે છે: પહેલી કુમુદસુંદરી અને પછી સરસ્વતીચંદ્ર. કુમુદસુંદરીનાં દુઃખાતિશય અને સ્ત્રૈણ નાજુકતાને લીધે આ ક્રમ યોગ્ય જ છે. અને શરીરશાયીના અધિક બલને લીધે મદનવાસનાએ પ્રાપ્ત કરેલી આ મૂર્છા દરમિયાન જ્ઞાનેંદ્રિયો પોતાનું કર્તવ્ય કર્યા કરે એ પણ યોગ્ય છે. અને મનનાં પડ પછી પડ ઊકલતાં અને સંવાદ વધતો જતાં બંને શાંત, પ્રસન્ન અને પવિત્ર બને છે. એટલું જ નહીં પણ પોતપોતાના અંતરમાંની ઉત્કૃષ્ટ ભાવનાઓના આવેશોલ્લાસભર્યા વિકાસ બંને એક કાલે થતા એક દીર્ઘ સ્વપ્નોદયમાં અનુભવે છે. આ દમ્પતી-સ્વપ્નની સૌથી મોટી ચમત્કૃતિ એ છે કે વચ્ચે દિવસ અને જાગૃતિકાલ આવે છે, તોય પણ તે સમાપ્ત થતાં જ પાછો એ સ્વપ્નોદય આગલી રાતના બિન્દુથી આગળ જ વધે છે * પરસ્પર સૂક્ષ્મ પ્રીતિના શુદ્ધ વિનિમયો-

---

§ સંક્ષિપ્ત.

* આ સ્વપ્નસહચર્યાનું વર્ણન આપતાં આરંભમાં જ એ કેમ બની આવ્યું હશે તે વિષે કર્તા તર્કવિતર્કનો એક પેરા લખે છે (૪. ૫૪૬). પણ તેમાં અશ્રદ્ધાળુ જગત આવો બનાવ છેક જ અસમ્ભવિત ગણીને તો કહાડી ન નખાય, એટલું સ્વીકારે, તેની અશ્રદ્ધા એટલી પીગળે તો ઘણું છે, એવી વૃત્તિ જ કર્તાએ રાખી છે. એટલે આ વિષયમાં કર્તાનો ખરો આશય જાણવાને સારુ આવી શાબ્દ ચર્ચાનાં સ્થાનો છોડી દઈને તેમણે ગોઠવેલાં કલાસૂચનોનો ક્રમ તપાસવો અને ઉકેલવો એ જ માર્ગ છે. અહીં ટૂંકામાં

ત્કર્ષથી લોકોત્તર શાંતિ અને સાહસ અને સત્યાગ્રહ પામેલાં એ દમ્પતી "દેશયજ્ઞમાં દેશપ્રીતિ"ની સુધા પીઈ પીઈ ને આષાઢી મેઘ જેવાં વર્ષણોન્મુખ બને છે, કલ્યાણગ્રામ નામે સનાતન ભાવનાઓને વર્તમાન યુગની પરિસ્થિતિમાં પોષી શકે એવા મઠની યોજના કરે છે, અને જેવી એ

દિગ્દર્શક નોંધ જ કરીશ. સરસ્વતીચંદ્રને સુંદરગિરિ ઉપર આવ્યો ત્યારથી વિશ્વદૃષ્ટિ જેની શક્તિ વધતી જાય છે, કુમુદસુંદરીએ માળામાં મન પરોવવા માંડયું ત્યારથી કે વનલીલાના કાગળે જડ બનાવી દીધેલી એ નદીકાંઠે આવી ત્યારથી-એને પણ સ્થૂલ જ્ઞાનેંદ્રિયો ઉપરાંતની કંઈક શક્તિ આવવા માંડે છે. વ્યક્તિગત ધર્મોના સૂક્ષ્માતિસૂક્ષ્મ વિવેક કરવાનાં જ્ઞાનબોધ બંનેને વિષ્ણુદાસ, ચંદ્રાવલી આદિ પાસેથી મળે છે. એ સાધુસાધ્વીઓના સંસર્ગથી પણ એમનાં નિરીક્ષણશક્તિ, આત્મજ્ઞાન, શાંતિ, અને ધર્માચરણ માટે *આગ્રહ પોષાય છે. બંને મળ્યાં ત્યારે વારાફરતી મૂર્છા પામે છે તથાપિ* મૂર્છિત દયિતદયિતા, દયિતાદયિતના વર્તનવિચાર આદિનાં સાક્ષી રહે જ છે. બંનેનું સૂક્ષ્માદ્વૈત એવું જામે છે કે તેઓ બે ખોળિયામાં એક જીવ જેવાં થઈ જાય છે (પ્રકરણ ૨૯ મું). કુમુદસુંદરીની સરસ્વતીચંદ્ર ઉપરની પ્રીતિ ભક્તિપ્રધાન બને છે, તો તેના પ્રત્યાઘાત રૂપે સરસ્વતીચંદ્રની કુમુદસુંદરી ઉપરની પ્રીતિમાં પણ ભક્તિ ઉત્પન્ન થાય છે. વળી આ સ્થાનની સંસિદ્ધતા, વિષ્ણુદાસજીએ અમુક સંકલ્પથી સ્વીકારેલી સમાધિ-અવસ્થા, સમાધિસ્થ મહાપુરુષની સહજે શક્તિ, તથા જેમને એ શક્તિનો લાભ આપવાનો આશય, તે વ્યક્તિઓની એમની શક્તિ ઝીલવામાં પૂરેપૂરી અનુકૂલતાઃ- આમાંનું કંઈયે માની ન શકે, તેવા વાંચનારને માટે,-બીજું તો શું કહી શકું પણ-કર્તાએ પોતાની કૃતિ લખેલી જ નથી! સરખાવો 'સાક્ષરજીવન'ના પ્રવેશકમાં મારી દલીલ :

"ગુરુકૃપાથી, મંત્રસામર્થ્યથી, અને અનુકૂલ સ્થલના પ્રભાવથી કોઈ કોઈ મહાભાગ્યશાલી વ્યક્તિની આવી સંસિદ્ધિ અનાયાસે અને એકાએક થઈ આવે; અને અન્તર્દૃષ્ટિની સંસિદ્ધિનો આ ચમત્કાર માર્ગ કર્તાએ "સરસ્વતીચંદ્ર"ના ચોથા ભાગમાં નાયકનાયિકાને [વિષ્ણુદાસજીની રક્ષા તળે અને ચંદ્રાવલી જેવીનાં આશીર્વાદ સહાનુભૂતિ સાથે] ચિરંજીવ શૃંગની સિદ્ધોના ચિરનિવાસથી સાત્ત્વિક અને પાવક (અને ઉદ્ભાવક) થયેલી ગુફાઓમાં સ્થાન આપીને લીધો પણ છે." (પૃ. ૬૬).

યોજના થાય છે કે, મેઘ ઝઝૂમી રહે છે ને વાયુ, ઠંડક, તુરત વિકાસ સમુન્નતિ અને પરિપક્વતા પામી શકે એવાં ધરતી, બી, તરુ, છોડ આદિ સર્વ સામગ્રી આવી મળે છે અને વળી જોઈએ તે કરતાંય વધારે પ્રમાણમાં "જી હજૂર!"ના ઉચ્ચાર કરતી આનંદથી સામે ધસે છે, તેમ જ એ ગ્રામ માટે લક્ષ્મીદાસ, ચંદ્રકાન્ત જેવા સખા, કુસુમસુંદરી જેવી સહધર્મચારિણી, લક્ષ્મીનંદન, બુદ્ધિધન, અલકકિશોરી, ગુમાન જેવાંની સહાનુભૂતિ, અને વિષ્ણુદાસજી અને ચંદ્રાવલી જેવાંના આશીર્વાદ, સર્વે વસ્તુઓનો સમુચ્ચય કોઈ ધારે નહિ એવડા પ્રમાણમાં અને કોઈ કલ્પી પણ ન શકે એટલી ત્વરાથી આવી મળે છે. અને આ રીતે ઓગણીશ વર્ષના દીર્ઘ ઉન્નત અનન્યાશય અનિશ્ચિ-યત્નને અંતે કૃતકૃત્ય કર્તા વાંચનાર યુગસહોદરોની રજા લેતાં ઇંગ્લિશ કવિ બાયરનની પંક્તિઓ સ્મરી રહે છે:—

"Farewell! with him alone may rest the pain,
If such there were–with you the moral of his strain.

સલામ–છેલ્લી સલામ! આ બધાનું દુઃખ, જો વેઠવું પડ્યું હોય તો, ભલે મારા એકલાનો ભાગ: અને એ મારાં તપોગાનનો સારબોધ, ભલે મારા બંધુઓ, તમારો ભાગ!"

*

ભગવદ્‌ગીતાના માહાત્મ્યનો કોઈ અસ્વીકાર કરતું નથી, પરંતુ સામે કુરુક્ષેત્રનું તુમુલ યુદ્ધ ઝઝૂમી રહ્યું હતું તે વખતે આખી ભગવદ્‌ગીતા ધ્યાનપૂર્વક સાંભળી શકે એવો કોઈ દેશ તો ભારતવર્ષને છોડીને જગતમાં બીજો નથી. કિષ્કિંધા અને સુંદર કાંડમાં સૌંદર્યનો અભાવ નથી એ વાત અમે કબૂલ કરીએ છીએ, છતાં રાક્ષસ જ્યારે સીતાને હરણ કરીને લઈ ગયો ત્યારે કથાની ઉપર એવડો મોટો પથરો મૂકી દીધો છે કે સહિષ્ણુ ભારતવર્ષ જ માત્ર તેને ક્ષમ્ય ગણી શકે. અને ક્ષમ્ય ગણી શકે તેનું કારણ? કારણ એટલું જ કે કથાનો અંત સાંભળવાની તેને જરા પણ ઉતાવળ નથી. વિચાર કરતે કરતે, પ્રશ્ન પૂછતે પૂછતે, આસપાસનું અવલોકન કરતે કરતે, ભારતવર્ષને સાત પ્રકાંડ કાંડ અને અઢાર મહાન પર્વો શાંત ચિત્તે મૃદુ મન્દ ગતિએ પસાર કરતાં જરા પણ થાક જણાતો નથી. —રવીન્દ્રનાથ ટાગોર ('પ્રાચીન સાહિત્ય', પૃ. ૫૫)

## 'સરસ્વતીચંદ્ર'ની આકૃતિ અને વક્તવ્ય

### લેખક: શ્રી. રામનારાયણ વિ. પાઠક

[ આ લેખમાં, આકારવિહોણી કહેવાતી કે ધણીનાર ગણાતી નવલકથા 'સરસ્વતીચંદ્ર' ને પણ આકાર છે, તેના વક્તવ્યને બહુ અનુકૂળ ને અનુરૂપ આકાર છે, તથા એ આકૃતિવિધાન કેટલી સૂક્ષ્મ સમજદારીથી કર્તાએ કરેલું છે, તે શ્રી. રામનારાયણ પાઠક તેમની વિશિષ્ટ વિવેચનદૃષ્ટિથી જાણે સિદ્ધ કરી આપે છે. આ કૃતિની રચનામાં દેખાતી કેટલીક ત્રુટિઓની એમણે કરેલી વિચારણા પણ એમના મૌલિક ને ઊંડા વાચન-મનનની સાખ પૂરે છે. ]

પ્રારંભમાં મારે આ મથાળાનો અર્થ સ્પષ્ટ કરવો જોઈએ. 'આકૃતિ' શબ્દથી મને જે અર્થ અભિપ્રેત છે તે અર્થ હજી આપણાં વિવેચનોમાં રૂઢ થયો નથી, જો કે અંગ્રેજી વિવેચનોમાં તેની ચર્ચા આવે છે.

આપણને સર્વને સુવિદિત છે કે કાવ્યને-એટલે કે કાવ્યના શબ્દને, કાવ્યની શબ્દરચનાને-એક પ્રકારની આકૃતિ હોય છે, અને તે તેનો છંદ છે. એ આકૃતિ કાવ્યમાં પ્રયોજાયેલી ભાષાના અક્ષરોના લઘુ ગુરુત્વથી અથવા અક્ષરોની માત્રાથી ઘડાયેલી હોય છે. ગદ્યને એવી આકૃતિ હોતી નથી. એવી આકૃતિ ગદ્યને ઇષ્ટ નથી. ગદ્યને એવી આકૃતિ આપવા જતાં ગદ્ય બગડે. નવલકથાઓ ગદ્યમાં લખાય છે, એટલે 'સરસ્વતીચંદ્ર'ના સંબંધમાં એવી આકૃતિનો પ્રશ્ન રહેતો નથી.

પણ નવલકથાને, અને અનેક વૃત્તાન્તો કે બનાવોથી રચાતી બધી વાર્તાઓને, વાર્તાના બનાવોથી અને વાર્તાનાં પાત્રોનાં કાર્યોથી, એક જાતની આકૃતિ બંધાય છે, તે આકૃતિ આજનો મારો વિષય છે. નવલકથામાં શું જોઈએ ને શું ન હોય તો ચાલે, એ સંબંધી ઘણી ચર્ચા થાય છે, પણ નવલકથામાં બનાવો અને કાર્યો જોઈએ એ સંબંધી ભાગ્યે જ મતભેદ હશે. બનાવો એટલે દેશ કે

સમાજમાં, કોઈપણ એક વ્યક્તિનાં કાર્યથી નહિ બનતા એવા બનાવો–જેમકે અકસ્માતો, દુકાળ પડવો, કે ટ્રેન ચૂકી જવી,–અને કાર્યો એટલે વાર્તાનાં પાત્રો પોતે જે કંઈ કરે તે,–જેમકે, સરસ્વતીચંદ્રનો ગૃહત્યાગ. સામાન્ય રીતે કહી શકાય કે બનાવો એ કાર્યોની ભૂમિકા હોય છે, જો કે એકનું કાર્ય તે બીજાના કાર્યની ભૂમિકા પણ બને.

"સરસ્વતીચંદ્ર" ઉપર એવો એક આક્ષેપ છે કે એ એવડી મોટી નવલકથાને સુઘડ આકાર નથી. એ ટીકા ઉપરથી હું એ દિશામાં વિચાર કરવા પ્રેરાયો. આને વિશે આગળ બોલું તે પહેલાં એક વાત સામાન્યરૂપે પ્રથમ કહું કે નવલકથાને આકાર વિના ચાલે જ નહિ, એવું નથી. જગતની કેટલીક મહાન વાર્તાઓને કશો આકાર હોતો નથી. પણ એ વાત ઉપર હું ફરીથી લખીશ.

હવે આકાર કેમ થાય છે તે જોઈએ. એક બહુ જ સાદો આકાર તે દોરામાં મણકા પરોવવા જેવો આકાર છે. અડવાનાં પરાક્રમોની વાર્તા આવી છે. તેમાં વાર્તાનો નાયક અડવો એક પછી એક પરાક્રમ કર્યે જાય છે. તે પરાક્રમોમાં પણ સમયનો કે સ્વભાવવિકાસનો કશો ક્રમ નથી. તમે એને ગમે તેમ ગોઠવી શકો. તમારી ઇચ્છા હોય તો ગાંડનો એકાદ કિસ્સો અંદર ઉમેરી પણ શકો–જો કે એ જાતની પ્રતિભા હાલના જમાનામાં કામ કરતી જણાતી નથી. અકબર–બીરબલના કિસ્સાઓ પણ આ જ પ્રકારના છે. એમાં વળી નાયક–ઉપનાયકનો બેવડો દોરો છે. પણ ઘાટ એ જ છે. ભદ્રંભદ્ર આ પ્રકારની વાર્તા છે.

આને જ મળતી પણ જરા વધારે વિકસિત આકૃતિ તે હું માળાની આકૃતિ કહીશ. તેમાં આદિ ને અંત છે, વાર્તાને અંતે એક મેર મૂકી વાર્તાને પૂરી કરેલી હોય છે. વચમાં કેટલાક કિસ્સાઓ આવે છે, તેમાં ખાસ ક્રમ હોતો નથી, તેમાં વધઘટ કરી શકાય છે. પણ તેનાં આદિઅંત નિયત હોય છે. આવી ઘણી વાર્તાઓ આપણે બધાએ નાનપણમાં સાંભળી હશે. ગામને પાદર જુવાન

છોકરાઓ ગેડીદડે રમે છે, તેમાં એક છોકરાએ ગેડી મારી તે દડો એક ડોશીને વાગ્યો. ડોશીએ મહેણું માર્યું કે એટલું બધું જોર હોય તો ઓલનો દીવો (કે ગાતું પક્ષી કે સોનાનું પાણી કે એવો કોઈ ચમત્કારક પદાર્થ) લઈ આવને! મારા પર શું જોર બતાવે છે? આ વાર્તાનું બીજ થયું. પછી અનેક પરાક્રમો કરતો એ છોકરો એ વસ્તુ લઈ આવે ત્યાં વાર્તા પૂરી થાય. આ આદિ અને અંત નિયત છે. અથવા તો વાર્તાની શરૂઆત એમ થાય કે ભાભી ઘરમાં સંજવારી કાઢતી હોય; ને ઘરનો લાડકો દિયર કહે કે ભાભી ધૂળ ન ઉડાડો, અને ભાભી મહેણું મારે કે એવું હોય તો ફલાણા રાજાની કે કોઈ રાક્ષસની કુંવરીને પરણી આવોને! એમ વાર્તા શરૂ થાય. પછી કેટલીય મુશ્કેલીઓમાંથી પસાર થતો, પરાક્રમો કરતો, ભલો હોય તો રસ્તામાં બીજી અનેક સ્ત્રીઓને પરણતો પરણતો, છેવટે પેલી મહેણાની સ્ત્રીને પરણીને ઘેર આવે ને ભાભીને પગે લાગે, અને ભાભી વહુને કળશ કરી ઘરમાં લે. આવી વાર્તાઓ, તેમના નાયકોની પેઠે પ્રાંત પ્રાંતમાં કે દેશ દેશમાં ફરતી હોય છે, અને દરેક જગ્યાએ તેમાં પરાક્રમોના કિસ્સા જુદા જુદા હોય છે. પણ વાર્તાની આકૃતિ તેમાં આ જ રહે છે. આ આકારમાં અનેક પ્રકારના વક્તવ્યની વાર્તાઓ મૂકી શકાય. એક દુષ્ટ માણસ કોઈ સજ્જનના નાશને માટે કાવતરાં અને તરકટો કર્યા જ કરે, છેવટે કાં તો દુર્જન સુધરે અથવા પોતાના પાપે જ નાશ પામે. આવી વાર્તાનું વસ્તુ અનેક દેશ પર વિસ્તરે, તેમ કાલમાં જન્મજન્માન્તરમાં પણ વિસ્તરી શકે.

ત્રીજી વાર્તાની પદ્ધતિ તે આપણે તપેલીમાં તપેલી ગોઠવીએ એવી, કે પટારામાં પેટી ને પેટીમાં દાબડી મૂકીએ એવી, વાર્તામાં વાર્તા આવે એવી કહી શકાય. આપણાં પુરાણોમાં, અને પંચતંત્રમાં પણ આવી વાર્તાઓ ઘણી આવે છે. એક મુખ્ય વાર્તા ચાલી આવતી હોય તેમાં જ એક પાત્ર દૃષ્ટાંત તરીકે બીજી વાર્તા કહે, અને

એ બીજી વાર્તાનું કોઈ પાત્ર વળી ત્રીજી વાર્તા કહે એમ વાર્તાઓ ચાલે. અરેબિયન નાઇટ્સ જો કે મેરવાળી માળા જેવી વાર્તા છે, પણ તેમાં પાછી વાર્તામાં વાર્તા પણ ઘણી વાર આવે છે. કથાસરિત્સાગરમાં સાત ભાઈઓ કોઈ અકસ્માતથી જુદા પડી જાય છે, અને એકે એકે ભેગા થતા જાય છે તેમ તેમ દરેક પોતાની વાર્તા કહેતો જાય છે, અને તેમાં વળી બીજી વાર્તાઓ પણ આવે છે. આ કથાસરિત્સાગરની વાર્તાને માટે એમ પણ કહેવાય કે તેમાં જાણે સૂત્રો જુદાં પડી જાય છે, અને પછી પાછાં ભેગાં થાય છે. રામાયણ પણ એ જ પ્રકારની વાર્તા છે. એક કુટુંબની વ્યક્તિઓ જુદી પડી જાય છે, અને પછી ધીમે ધીમે ભેગી થાય છે. આવી પણ ઘણી વાર્તાઓ આવે છે. પ્રાચીન કાળમાં જ્યારે જવા આવવાનાં સાધનો ચોક્કસ નહોતાં, હતાં તે ધીમાં હતાં, ભૂગોળની માહિતી નહોતી, ત્યારે જીવનમાં આવા અકસ્માતો ઘણા થયા હશે, અથવા અકસ્માતો લોકમાનસમાં એટલા સુરેખ હશે કે વાર્તાની ભૂમિકા તરીકે બહુ જ રસનિષ્પાદક નીકળે.

આ આકારો ગણાવ્યા તે બધા એક દૃષ્ટિએ શિથિલ છે જ. તેમાં વધારોઘટાડો ઉમેરણ ફમફેરફાર બધું કરી શકાય એમ છે. અલબત્ત આગળ કહ્યું તેમ આ શિથિલ આકૃતિમાં પણ ઉત્તમ સાહિત્ય આવી શકે છે અને ફેરફાર ઉમેરણ થતાં અસંગતિ આવતી નથી. આકૃતિ શિથિલ હોવા છતાં તેના નાયકનો સ્વભાવ મૂળથી જ એટલો સુરેખ કલ્પાયેલો અને નિરૂપાયેલો હોય છે કે નવો કિસ્સો ઉમેરાય તો પણ એ મૂળ પ્રકૃતિને અનુરૂપ જ ઉમેરાય છે એ આ વાર્તાની ખૂબી છે. છતાં એ આકાર તો શિથિલ જ છે. એની અપેક્ષાએ નાટકનું વસ્તુ હંમેશાં વધારે સુડોળ સુરેખ અને સકાર્યવાળું હોય છે. શેક્સપિયરનાં નાટકોની અપેક્ષાએ સંસ્કૃત નાટકોનો ઘાટ વધારે સાદો હોય છે—એમાં જટિલતા નહિ જેવા જ હોય છે (જો કે તેમાં 'મૃચ્છકટિક' અને 'મુદ્રા-

રાક્ષસ' અપવાદો છે.) છતાં તેમાં પણ રૂઢ ઘાટ હોય છે. નાટકની પરિભાષામાં વપરાતા શબ્દોનો જ ઉપયોગ કરું તો કહું કે કેટલાંક નાટકો વૃક્ષ જેવાં હોય છે, તેમાં બીજ-નિક્ષેપ હોય છે અને છેવટ ફલાગમ આવે છે. દુષ્યંતને શકુન્તલા તરફ મોહ થાય છે ત્યાં નાટકનું બીજ નખાય છે. છેવટે પુત્ર-સહવર્તમાન શકુન્તલા પાછી મળે છે ત્યાં ફલપ્રાપ્તિ થાય છે. પણ શેક્સપિયરનાં વધારે જટિલ નાટકોમાં ઘાટને યોજનાબદ્ધ સ્થાપત્યકામના જેવો ઘાટ હોય છે. તેના બધાં પાત્રો બધા પ્રસંગો અંદર અંદર સંકળાએલાં હોય છે, અને બધાં ભેગાં થઈ એક મહેલ કે હવેલી જેવી રચના રચે છે, જેમાં બધાં ગૌણ અંગો એક મુખ્ય અંગને ઉઠાવ આપે છે. આપણે "રાઈનો પર્વત"નો દાખલો લઈ શકીએ. તેમાં અનેક સ્વભાવનાં પાત્રો આવે છે. રાઈ, જાલકા, કલ્યાણકામ, શીતલસિંહ એ પાત્રોની એક નીતિદષ્ટિથી જાણે કોઈ સરણી રચાય છે, તો દાંપત્યભાવનાની દૃષ્ટિથી પર્વતસિંહ-લીલાવતી, કલ્યાણકામ-સાવિત્રી, રાઈ-વીણાવતી, દુર્ગેશ-કમલા એમ યુગલોની એક પરિપાટી રચાય છે; વચ્ચે વંજુલ અને મંજરી પણ ગોઠવાઈ જાય છે. બધાં પાત્રો એક મોટા બનાવ-કાર્યની આસપાસ અથવા કહો કે એ બનાવ-કાર્યની અંદર જ ગોઠવાઈ અને એક આખું સ્થાપત્ય-કામ રચાય છે. તંતુઓ વણાયેલા રહે છે, તેના છેડા પણ છૂટા દેખાતા નથી. બધાં જટિલ વસ્તુઓવાળાં નાટકો સ્થાપત્યકામ જેવાં હોય છે, જો કે બંગલાના આકારો જુદા જુદા હોય તેમ આ નાટકોની આકૃતિઓમાં ભેદ દેખાય જ, પણ રચના બધાંની સ્થાપત્ય જેવી સુદૃઢ, અંદર અંદર સંબંધ-સંપર્ક-પરસ્પર આધાર ધરાવનારાં અંગોવાળી હોય છે. હું એમ માનું છું કે નાટક અમુક સમયમાં જ ભજવવાનું હોય છે, તેની રંગભૂમિ મર્યાદિત હોય છે, માટે તેને સુદૃઢ આકારની જરૂર રહે છે. નવલકથાને એવી મર્યાદા નથી. કોઈએ મશ્કરીમાં કહ્યું છે કે રિચર્ડસન (કે ફીલ્ડિંગ તે બરાબર યાદ નથી)ની નવલકથા એટલી લાંબી છે કે બાપ શરૂ કરે ને દીકરો પૂરી કરે.

૨

હવે આપણે 'સરસ્વતીચન્દ્ર'ના આકારની ચર્ચા કરીએ. પણ તે પહેલાં મારે કહેવાનું કે ઉપર જે આકારો કહ્યા છે તે બધાં શું વાર્તાના ખરેખર આકારો જ છે? એ આકાર આપણે કેવળ વસ્તુ ઉપર આરોપેલા નથી? અને આકારો આરોપતાં પણ આપણે માત્ર રૂપકોથી જ ચર્ચા કરીએ છીએ, દોરા અને મણકા, મેરવાળી માળા, પટારામાં પેટી, સ્થાપત્યકામ એ બધાં રૂપકો જ છે. હું જ્યાં અમુક રૂપ આરોપું ત્યાં તમે જરૂર બીજું રૂપ આરોપી શકો. મોલ્ટન નાટકોના વસ્તુના ગ્રાફ કાઢી બતાવે છે, તે પણ શક્ય છે. એને મારા વિષય સાથે સંબંધ નથી અને એની ચર્ચા લાંબી કરવી પડે માટે એને અહીં સ્પર્શતો નથી. અને બીજું એ કે બધાં સૌંદર્યો આકારસૌષ્ઠવની જ દૃષ્ટિએ જોવાનાં હોતાં નથી. ધરતી કુરસબંદીને સુંદર આકાર હોય છે. ભરતકામમાં સુંદર આકૃતિઓ હોય છે. તાજમહેલમાં અનેક દૃષ્ટિબિન્દુઓથી અનેક સુંદર આકૃતિઓ દેખાય છે. પણ આકાશને શો આકાર છે? સમુદ્રને શો આકાર છે? પર્વતને કોઈ આકાર-સૌંદર્ય નથી. તેમ જ વનને પણ કોઈ આકારસૌંદર્ય નથી. છતાં એ બધા દૃશ્યપદાર્થો છે, અને સુંદર છે. તેમ મહાન વાર્તાને આકાર ન હોય તો ચાલે. મહાભારત મને ઘણી વાર એક મહાવન જેવું લાગે છે, પણ મહાવન કહેવાથી એક રૂપક આરોપાયું, કોઈને તેથી આકાર-સૌષ્ઠવજિજ્ઞાસા તૃપ્ત થઈ લાગે, પણ વનને આકાર છે? મહાભારતને વન જેવું કહો તો ખોટું નથી, પણ તે છતાં તે આકાર વિનાનું જ રહે છે.

એમ 'સરસ્વતીચન્દ્ર'ને આકાર ન હોય તો એ કૃતિને કોઈ દૂષણ લાગી જતું નથી, તેમ તેના સૌંદર્યને કોઈ ખોટ લાગતી નથી. પણ એ પછી મારું કહેવું તો છે કે તેને આકાર છે, અને તે આકાર તેના મુખ્ય વક્તવ્યને બહુ જ અનુકૂળ છે. એ આકારને હું મહાનદનો આકાર કહું. એક મોટી નદી રસળતી રસળતી

ચાલે છે, સમુદ્રને મળે છે, અને વચમાં તેને બીજી અનેક નદીઓ મળે છે. મહાનદ તે સરસ્વતીચન્દ્રની મુખ્ય વાર્તા અને તેમાં મળતી નદીઓ તે બુદ્ધિધન, ગુણસુંદરી, રત્નનગરી, સુંદરગિરિ, બહારવટિયા વગેરેની મોટી નાની વાર્તા કે પ્રકરીઓ. કથાકાર દરેક સંગમે ઊભો રહી એ આખી નદીની વાર્તા આપણને કહી જાય છે.

*કહી સંભળાવવાની વાર્તા* અને પુસ્તકાકારે વાંચવાની વાર્તાનાં વૃત્તાન્તોની ગોઠવણીમાં એક ભેદ હોય છે. કહી સંભળાવવાની વાર્તામાં વાર્તાના બનાવો–વૃત્તાન્તો સમયાનુક્રમે જ કહેવાય. પુસ્તકાકારે વાંચવાની વાર્તામાં રચનાર વાર્તાને મરજીમાં આવે ત્યાંથી ઉપાડી શકે છે, સમયાનુક્રમમાં બનેલા બનાવોમાંથી ગમે ત્યાંથી વાર્તા ઉપાડે છે, અને પછી, વાર્તા કહેતાં કહેતાં, ઠીક લાગે તે સ્થાને પૂર્વવૃત્તનો કોઈ ભાગ કહે છે. આ વાર્તાના આરંભની પસંદગી અલબત્ત રચનારની ઇચ્છા ઉપર આધાર રાખે છે છતાં એ ઇચ્છા કલાનું કોઈ પ્રયોજન સાધવા જ પ્રવૃત્ત થાય છે. ઘણા એમ માને છે કે સરસ્વતીચંદ્રની વાર્તા લેખક મરજી પડે ત્યાંથી ઉપાડી છે, અને આગળનાં વૃત્તાન્તો પછી મરજી પડે ત્યારે કહે છે. પણ એમ નથી. સરસ્વતીચંદ્રની વાર્તા, સરસ્વતીચંદ્ર પોતાના જીવનમાં રખડવું–રસળવું શરૂ કરે છે ત્યાંથી શરૂ થાય છે, અને એનાં પરિભ્રમણો પૂરાં થાય છે ત્યાં પૂરી થાય છે. સરસ્વતીચંદ્રની વાર્તા અંગ્રેજીમાં જેને રખડુની વાર્તા ( Picaresque novel ) કહે છે તેવી એક પરિવ્રાજકની વાર્તા છે. નંદશંકરે પહેલો ભાગ પ્રસિદ્ધ થતાં એક જ વાક્યમાં યોગ્ય કહ્યું હતું: "You have given us a *philosophic* vagabond." તમે તો એક રખડુ ફિલસૂફની અમને ભેટ આપી છે !"

સરસ્વતીચંદ્રમાં રખડવાનો સ્વભાવ છે એમ ન માનીએ, એની પૂર્ણ પ્રતીતિ ન હોય, તો સરસ્વતીચંદ્રના પાત્રને અને કથાને આપણે પૂરી નહિ સમજી શકીએ. સરસ્વતીચંદ્રના સ્વભાવના બેત્રણ અંશો એવા અસાધારણ છે, અને વાર્તામાં એવા પ્રસંગે પ્રથમ

પ્રવર્તમાન થાય છે, કે તે સ્પષ્ટ સમજાય નહિ, અને એ ન સમજાતાં સરસ્વતીચંદ્રનાં બધાં કાર્યો, પ્રવૃત્તિઓ બરાબર સમજાય નહિ, ખોટાં સમજાય.

૩

સરસ્વતીચંદ્રનો સ્વભાવ સમજવામાં સૌથી પહેલું એ જાણવાનું છે કે તેના મનમાં ઊંડે ઊંડે તે વિરક્ત હતો. વૈરાગ્ય એ એનો સ્વભાવ હતો. એ વાત કર્તા પહેલામાં પહેલી તકે કહે છે, અને વારંવાર કહેતા જ રહે છે. વાર્તામાં સરસ્વતીચંદ્રનો બુદ્ધિધન સાથે પહેલો પરિચય થાય છે ત્યાં જ એ પોતાને માટે કહે છે:

"હું બોલ્યા વગર જોઈ શકું છું. કાને સાંભળેલું મનમાં રાખી શકું છું. જાતે રંગાયા વિના સઉ રંગ જોઈ શકું છું." (સ. ૧, પ્ર. ૭, પૃ. ૮૦).× "જાતે રંગાયા વિના સઉ રંગ જોઈ શકું છું" ત્યાં ભલે કોઈને માત્ર ભાષાની ઝલક લાગે પણ ત્યાં વૈરાગ્યનું જ સૂચન છે. અને સરસ્વતીચંદ્રના પૂર્વવૃત્તના પ્રકરણમાં તો કર્તા સ્પષ્ટ વૈરાગ્યનો જ ઉલ્લેખ કરે છે. સરસ્વતીચંદ્રના "વિચાર પ્રમાણે તો માણસના જીવનને સ્ત્રી આવશ્યક ન હતી; લગ્ન આખા જન્મારાના પાશરૂપ હતું. નિર્વંશ થવામાં વૈરાગ્યની સંપત્તિ હતી; સ્નેહ માનસિક રાખવો જ ઉચિત હતો; શરીરસૌંદર્ય મૂર્ખનું જ મોહક હતું; મન્મથ મનમાંથી દૂર રાખવો એ સર્વ કાળે શક્ય હતું; અને સંસાર ક્ષુદ્ર, નિઃસત્ત્વ, નિર્માલ્ય, અને નિરુપયોગી હતો." (સ. ૧, પ્ર. ૧૫, પૃ. ૨૧૬). તેમ છતાં તેણે વિવાહ સ્વીકાર્યો તે "વૃદ્ધ માતામહીના વત્સલ ઉત્સાહનો ભંગ ન કરવો એટલી ઇચ્છાથી." (એજન પૃ. ૨૧૭) તેમ જ પિતાના સ્નેહને લીધે. ગૃહત્યાગ વખતે સરસ્વતીચંદ્ર ચંદ્રકાન્તને કહે છે કે "તને ખબર છે કે માત્ર પિતાના સ્નેહને વાસ્તે જ હું સંસારી હતો, અને એ સ્નેહ હવે નથી!" (એજન પૃ. ૨૩૯). સરસ્વતીચંદ્ર કુમુદના પ્રેમથી આર્દ્ર થાય છે ત્યાં

× સર્વત્ર પહેલા ભાગની સને ૧૯૧૨ની આવૃત્તિમાંથી અવતરણો લીધાં છે.

પણ કર્તા તેના 'વિરક્તરંગી' માનસની વાંચનારને યાદ આપે છે. (એજન પૃ. ૨૨૧). એટલું જ નહિ પણ મિત્રને એ રંગમાં રંગાતો જુએ છે ત્યારે પણ ચંદ્રકાન્ત, લાંબા પરિચયથી, અને વિશેષ તો એક પ્રકારની અંતર્દૃષ્ટિથી સમજે છે કે "પ્રથમ થયેલા વૈરાગ્ય અને પાછળનો સ્નેહ એમાં અવર્ણનીય સામાન્યતા હતી." અને તેથી કોઈક પ્રસંગે પોતાના પૂર્વ સંસ્કાર જાગતાં કુમુદસુંદરીને સાથે લઈ એ જ સરસ્વતીચંદ્ર વાનપ્રસ્થ સ્વીકારે." અહીં મને તો કર્તા, સાથે સાથે, કથાને અંતે આવતા લગ્નમાં સંન્યાસની આગાહી આપતા હોય એમ પણ જણાય છે. આખી કથામાં પ્રસંગ મળે તે દરેક સ્થળે કર્તા નાયકની વૈરાગ્ય–સંપત્તિનો ઉલ્લેખ કરે છે. તે બધાનો નિર્દેશ કરવાની અહીં જરૂર નથી. પણ ગૃહત્યાગ જેટલા જ મહત્ત્વના અને નાયકના માનસ પર પ્રકાશ નાખતા "હૃદયના ભેદનું ભાંગવું" પ્રકરણમાં પણ સરસ્વતીચંદ્ર એ જ કહે છેઃ "આ ( વિવાહનો ) સ્વીકાર મેં શા માટે કર્યો એમ તમે પૂછશો. હું કહું છું તે માનવું હોય તો માનજો કે પિતાની તૃપ્તિ વિના બીજું કાંઈ એ પ્રવૃત્તિનું પ્રયોજન મારે ન હતું. ( સ. ૪, પ્ર. ૨૯, પૃ. ૫૧૭).*

પણ આ વૈરાગ્ય–વૃત્તિ કેવળ નિર્વેદમય, નિવૃત્તિમય નહોતી. સરસ્વતીચંદ્રને નાની ઉંમરથી દુનિયા જોવાનો સમજવાનો અને જગતનું સત્ત્વ શોધવાનો શોખ હતો. ખરી રીતે કર્તાને મન વૈરાગ્યનું આ નવું સ્વરૂપ જ ઇષ્ટ છે. સરસ્વતીચંદ્રનો વૈરાગ્ય પાશ્ચાત્ય વિદ્યાથી 'વિધિવિહીન' અને 'સ્વતંત્રમાની' થયો હતો. ( સ. ૨, પ્ર. ૨, પૃ. ૧૭) તે સાથે સરસ્વતીચંદ્ર ઐહિક સંસારનો તત્ત્વજિજ્ઞાસુ છે અને વૈરાગ્ય સાથે તેનામાં ક્યાંય પણ રસની અનભિજ્ઞતા નથી. હું માનું છું કે ગોવર્ધનરામના તત્ત્વદર્શનનું એ પરિણામ છે. તેમના લક્ષ્યાલક્ષ્ય

* સર્વત્ર ચોથા ભાગ માટે ૧૯૧૫ની ત્રીજી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે. બીજા ભાગ માટે ૧૯૧૩ની ચોથી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે. ત્રીજા ભાગનાં અવતરણો માટે ૧૯૧૨ની ત્રીજી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

વિવરણની બીજાં દર્શનો સાથે દાર્શનિક દષ્ટિએ હજી સુધી કોઈએ સરખામણી કરી નથી, પણ વિગતવાર સરખામણીમાં ઊતર્યા વિના એટલું કહી શકીએ કે શાંકર કેવલાદ્વૈતથી તેમાં કંઈ પણ વિશેષ હોય તો તે એ જ કે આ મત માયાને મિથ્યા માનતો નથી.

જુલમ મત કરના રે બચ્ચા!
અલખકા ખેલન સબ સચ્ચા.

સ. ભા. ૩, પ્ર. ૫, પૃ. ૯૬

વિષ્ણુદાસ સ્પષ્ટપણે કહે છે. "અમે માયાને ત્યાજ્ય અથવા હેય ગણતા નથી." (પૃ. ૧૦૩).

આ પ્રકારના વૈરાગ્ય સાથે સરસ્વતીચંદ્રને ફરીને દુનિયા જોવાની અદમ્ય ઇચ્છા છે. આ ઇચ્છાને પિતાની ખાતર તેણે દબાવી રાખી હતી તે, પિતાએ સ્નેહ છોડતાં, તરત પ્રવર્તમાન થાય છે.

"રંક અવસ્થાનાં સુખદુઃખ, ગ્રહોના જેવી નિરાધાર સ્થિતિ, સંસારના ધક્કા, નિર્ધનતાના અંધકારમાં ઢંકાયેલાં રત્ન, અવિદ્યાના પ્રદેશ અને એવું એવું ઘણુંક જોવાનો મારો અભિલાષ છે અને આ અનુકૂળતા થઈ ગઈ છે." (સ. ૧, પ્ર. ૧૫, પૃ. ૨૪૦). વધારે અવતરણો આપવાની મને જરૂર લાગતી નથી.

સરસ્વતીચંદ્રનાં પરિભ્રમણોમાં આ જ મુખ્ય પ્રવર્તક હેતુઓ છે. છતાં ઘણાને-ઘણા વાંચનારાને તેમજ આ મહાનવલનાં ઘણાં પાત્રોને પણ-એની પૂર્ણ પ્રતીતિ થતી નથી. એનું એક કારણ એ છે કે આ બે વૃત્તિઓ સામાન્ય માણસમાં-પ્રાકૃત જનમાં બહુ વિરલ હોય છે. પણ તેથી વધારે પ્રબલ કારણ તો એ છે કે આ વૃત્તિઓને જ્યારે પ્રવૃત્તિનો પ્રથમ અવકાશ મળે છે ત્યારે સામાન્ય રીતે એવો વહેમ જાય છે કે પિતાએ સરસ્વતીચંદ્ર ઉપર જે ખોટા આરોપો મૂકયા, અને ક્રોધ દર્શાવ્યો, તેના રોષથી સરસ્વતીચંદ્રે ગૃહત્યાગ કર્યો. પણ એમ નથી, અને એવો કર્તાનો અભિપ્રાય પણ નથી. ગૃહત્યાગ વિશે તે ચંદ્રકાંત સાથે ચર્ચા કરે છે તેમાં તેનામાં પ્રકોપ દેખાય

છે, તો પણ તે પોતાના અપમાન માટે નથી પણ વિદ્યાચતુરના અને કુમુદના અને કુમુદ દ્વારા થતા સ્ત્રી-જાતિના, કુટુંબની વધૂના અપમાન માટે છે. એ સ્પષ્ટ કહે છે. "જો કોઈ પણ શાસ્ત્ર એમ ગણતું હોય કે માતાપિતાનો મિજાજ જાળવવા પત્ની પર જુલમ કરવો-તેને અશરણ કરી દેવી—તો તે શાસ્ત્ર મારે માન્ય નથી." (એજન પૃ. ૨૪૨) અને આ જ પ્રસંગ ઉપર ટીકા કે ભાષ્ય જેવા ચોથા ભાગના "હૃદયના ભેદનું ભાંગવું" પ્રકરણમાં સરસ્વતીચંદ્ર પોતે પોતાના મનનું પૃથક્કરણ કરે છે ત્યાં એ વધારે સ્પષ્ટ થાય છે.

કુમુદ-જગતના કહેવા પ્રમાણે તો પિતાનાં વચન તમારાથી સહી ન શકાયાં ને રોષમાં ને રોષમાં સર્વના ત્યાગનું તમે અતિ સાહસ કર્યું.

સર૦-મેં પણ એ વાત વર્તમાનપત્રોમાં વાંચી છે. પણ તે માનનારનું અજ્ઞાન છે. મને રોષનો અભ્યાસ હતો નહિ અને છે નહિ …સત્ય માનજો કે હું હજી એમ જાણું છું કે પિતા ઉપર રોષ કરી ભાગી નથી ગયો. (સ. ૪, પ્ર. ૨૯, પૃ. ૧૮).

તેમ છતાં વાર્તાકલાની એક વાત અહીં નોંધવા જેવી છે. વાર્તાકલામાં નાટકની પેઠે જ વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવની જ, વાચક ઉપર અસર થાય છે. તટસ્થ કથનની એટલી નથી થતી. સરસ્વતીચંદ્રની વૈરાગ્યવૃત્તિ અને પરિભ્રમણની ઇચ્છા, ગૃહત્યાગ સુધીમાં ક્યાંય પ્રવર્તમાન થતી દેખાતી નથી, અને એ પ્રવર્તમાન થાય છે એ પ્રસંગ સાધારણ માણસ માટે રોષનો છે તેથી વાંચનાર સરસ્વતીચંદ્રે રોષથી ગૃહત્યાગ કર્યો એમ માનવા તરફ ઢળે છે. પણ સૂક્ષ્મ રીતે કર્તાનાં બધાં વિધાનો અને સૂચનો લક્ષમાં લેતાં આ સ્ફુટ થશે.

૪

પણ આ બધા ભાગોમાં કુમુદનો ત્યાગ વાંચનારને અને આગળ કહ્યું તેમ નવલનાં પાત્રોને પણ ખૂંચે છે. આ મહાન બનાવ આખી નવલકથામાં ઘણો મહત્ત્વનો છે અને એ બનાવ જ ખૂંચે

એવો છે. પિતાના સ્નેહને લીધે સરસ્વતીચંદ્ર સંસારમાં જકડાઈ રહ્યો હતો, અને એ સ્નેહનો લોપ જોતાં એ સંસાર છોડી જાય તે સમજાય એવું છે. જો કે સાથે કહેવું જોઈએ કે ગુમાનના ભરમાવ્યાથી પિતાએ વહેમાઈને ક્રોધમાં આવી કહ્યું તે ઉપરથી પિતાનો સ્નેહ નિઃશેષ લુપ્ત થઈ ગયો એમ માનવું એ સામાન્ય બુદ્ધિનો અભાવ દર્શાવે છે. બીજી તરફ એ પણ ખરું કે ગૃહત્યાગ કરવાને બદલે તેણે ચંદ્રકાન્તે દર્શાવેલો બીજો જે કોઈ માર્ગ લીધો હોત તેથી કદી પણ પિતાનો ભ્રમ ખસી જાત અને બંને વચ્ચે સ્નેહસંબંધ બંધાત એવું દેખાતું નથી. અને સરસ્વતીચંદ્રે ગૃહત્યાગ કર્યો એનો પણ વિશેષ ખુલાસો તો એ એ જ આપે છે કે જેણે સંન્યાસ લેવો હોય એણે આવી તકનો પણ લાભ લઈ લેવો જોઈએ. (એજન પૃ. ૫૨૧). એ ગમે તેમ હોય, પણ એ કશાથી કુમુદનો ત્યાગ ન્યાય્ય બનતો નથી. માનો કે સરસ્વતીચંદ્ર કહે છે તેમ "આ દ્રવ્ય જોઈ વિદ્યાચતુરે સંબંધ બાંધ્યો" હોય, જો કે એને વિષે એમ માની લેવું તેમાં વિદ્યાચતુરને પણ અન્યાય છે. એના જેવા સંસ્કારી અને વિદ્વાન પુરુષને દ્રવ્ય સર્વસ્વ જણાય (સ. ૧, પ્ર. ૧૫, પૃ. ૨૪૦) અને સરસ્વતીચંદ્રનું વ્યક્તિત્વ મૂલ્યહીન જણાય એમ સાધારણ રીતે કોઈ માને નહિ, પણ એ વાત પણ જતી કરીએ. પણ કશાથી કુમુદનો ત્યાગ કેમ કરી શકાય? કુમુદના ત્યાગ વિષે તેણે કરેલા વિચારો અને નિર્ણયોનાં કારણો નીચેનાં વાક્યોમાંથી મળે છે.

ચંદ્રકાંત–"વારુ, કુમુદસુંદરીનો વિચાર કર્યો?"

સરઃ–"એનો વિચાર ઈશ્વરને સોંપું છું. ટૂંકા પ્રસંગથી ઉત્પન્ન થયેલો સ્નેહ ટૂંકા સમયમાં શાંત થશે. કોઈ સારો વર મળશે એટલે મને ભૂલી જશે."

(સ. ૧, પ્ર. ૧૫, પૃ. ૨૪૧).

"કુમુદ-મોરાં-ચિત્તમાંથી ખસેવાની નથી. એના હૃદયનું

લાવણ્ય મારા મસ્તિષ્કને ઘેલું બનાવી મૂકે છે તેમ જ સદૈવ બનાવશે. એનાથી છૂટાં પડતાં મને અસહ્ય વેદના થશે તે હું સારી રીતે જાણું છું. કુમુદને પણ વેદના થશે. પણ મારે મન પિતા ખરા અને ખરા જ રહે એટલા માટે હું લગ્નપ્રસંગ નહિ આવવા દઉં, પિતાને ખાતર હું દુઃખ સહીશ, બીજાને પરણી કુમુદ મને કાળક્રમે ભૂલશે........" (એજન પૃ. ૨૪૨).

આનો અર્થ તો એ થયો કે સરસ્વતીચંદ્ર એમ માને છે કે પોતાનો કુમુદ માટેનો સ્નેહ સાચો છે, અને કુમુદને છોડવાને લીધે પોતાને અસહ્ય દુઃખ થશે, પણ એક કર્તવ્ય તરીકે એને પોતે સહન કરી લેશે; પણ કુમુદનો પોતા માટેનો સ્નેહ એટલો દૃઢમૂળ નથી, અને તેથી થોડું દુઃખ સહી, પછી બીજાને પરણી તે પોતાને ભૂલી જશે.

સરસ્વતીચંદ્ર પોતા માટે જે માને છે તે કુમુદ માટે માનવા તૈયાર નથી. "શાઈનો પર્વત" માં દુર્ગેશ, પોતાના પ્રેમ વિશેના મનોબળની કમલાએ શી રીતે ખાતરી કરી એમ પૂછતાં, કમલા કહે છે: "મારા મનોબળથી તમારા મનોબળનું માપ હું કરી શકી હતી. એક ધરી પર ફરનારાં બે ચક્રમાં એકની ગતિના સરખી જ બીજાની ગતિ હોય છે." એવો ઉદાર તર્ક સરસ્વતીચંદ્રને આવતો નથી. કદાચ પ્રસંગના આઘાતમાં ગૃહત્યાગના તાત્કાલિક કરેલા નિર્ણયમાં તે બરાબર વિચારી શકતો નથી. કદાચ પોતે સર્વસ્વ ત્યાગ કરવાના આવેશમાં અન્યને પૂરું મહત્ત્વ આપી શકતો નથી. કદાચ જ્ઞાન, ફિલસૂફી વગેરેના અભ્યાસ અને ચિંતનથી તેનું મન અસંત અંતર્મુખ થઈ જતાં બાહ્ય પરિસ્થિતિનું વાસ્તવિક દર્શન તે કરી શકતો નથી. કદાચ એ એનું પોતાને પણ અજ્ઞાત રહેલું અભિમાન હોય! સરસ્વતીચંદ્રના વારંવાર આવતા પશ્ચાત્તાપો, સંતાપો, પોતે કરેલી પોતાની અવજ્ઞાઓ વગેરેમાં પણ મને સૂક્ષ્મ અભિમાન દેખાય છે. અલબત્ત પોતાના પ્રેમપાત્ર કુમુદનો ત્યાગ, અને પછીથી અણધારી રીતે થયેલી કુમુદની અવદશા, તીવ્ર વેદનાનો સતત પશ્ચાત્તાપનો સ્વાભાવિક વિષય છે, છતાં મને એમ લાગે છે. પણ

એવા સૂક્ષ્મ અભિમાનથી તો માત્ર સંપૂર્ણ યોગી જ પર હોઈ શકે, એમ પણ હું સાથે સાથે માનું છું એટલે દોષ રૂપે નહિ પણ મને જે સમજાયું છે તેની અહીં આમ નોંધ કરું છું! પણ ગૃહત્યાગના પ્રસંગનું નિરૂપણ જોતાં એમ રહી જાય છે કે સરસ્વતીચંદ્ર કુમુદને મોટો અન્યાય કરે છે.

પણ આ જ પ્રકરણની પૂર્તિરૂપ ચોથા ભાગના પ્રકરણમાં કર્તા આ શંકાને નિર્મૂળ કરવા એક સુંદર પ્રયત્ન કરે છે. હું કહેતો આવ્યો છું તે જ શબ્દોમાં કહું તો ત્યાં કુમુદના તેમ જ વાચકના હૃદયનો ભેદ ભાંગે છે. વાંચનારને જે ખટકે છે તે જ કુમુદના હૃદયનું શલ્ય છે. કુમુદ બે પ્રશ્નો પૂછે છે: "એક તો એ કે ત્યાગકાળે મેં તમારો શો વિચાર કર્યો અને બીજો એ કે અત્યારે શો વિચાર કરું છું."

સરસ્વતીચંદ્રે નિઃશ્વાસ મૂકી વાર્તા ચલાવી.

"મુંબાઈમાં તો એટલો જ વિચાર કર્યો હતો કે રત્નનગરી જવું અને અજ્ઞાતરૂપે તમારા મનની ઇચ્છા જાણી લેવી."

કુમુદ–"જાણીને શું કરવું હતું?"

સર:–"તમારી પ્રીતિ પ્રજ્વલિત હોય તો તમારી પાસે છતા થઈ તમારા પિતાને મળવું ધાર્યું હતું. એ તમારા વિવાહને અનુકૂળ ન થાય તો સીતાને લઈ રામ ગયા ને દમયંતીને લઈ નળ ગયો હતો તેમ હું તમને સાથે લઈ જાત. તમારા પિતા તમને અનુકૂળ ન થયા હોત તો તમારું પ્રારબ્ધ નક્કી કરવા તમે સમર્થ થાત ત્યાં સુધી હું મારી ઇષ્ટ યાત્રામાં મગ્ન રહેત અને સમયપરિપાક* થતાં તમને મારી

* આનો અર્થ એ છે કે કુમુદ ઉંમરલાયક થાય ત્યારે સરસ્વતીચંદ્ર કુમુદને તેડવા આવે. અર્થાત્ પરણતી વખતે કુમુદ સગીર વયની છે. સરસ્વતીચન્દ્ર ૩૨મા પ્રકરણમાં એ સ્ફુટ કરે છે. "તમારું વય એ આજ્ઞા પ્રમાણે બાળક છે. અજ્ઞાન છે—ત્યાં સુધી તમારું પ્રારબ્ધ તમારા હાથમાં નથી, પણ તમારા પિતાના હાથમાં છે." અને તેટલા માટે સરસ્વતીચન્દ્ર કુમુદને બે વર્ષ ચન્દ્રાવલીમૈયા સાથે ગાળવાનું કહે છે. (સ. ૪, પ્ર ૩૨, પૃ. ૫૯૮). અર્થાત્ અત્યારે કુમુદ

સાથે લેવા આવત. તેમ ન થયું. સમુદ્ર-માર્ગે રત્નનગરી આવતાં પ્રતિકૂળ પવનને લીધે દિવસ વીતી ગયા. ત્યાં આવ્યો ત્યારે તો તમે સુવર્ણપુર ગયાં હતાં. તે પછીનો ઇતિહાસ તમે જાણો છો."

કુમુદઃ—" હા…શ ! આજ મારા હૃદયનું મહાશલ્ય દૂર થયું. " ( સ. ૪, પ્ર. ૨૯, પૃ. ૫૩૧–૩૨ ).

'ઉત્તરરામચરિત'માં રામ સીતાને વનવાસ મોકલી દે છે તે પછી શંબૂકનો વધ કરવા દંડકારણ્યમાં જાય છે ત્યાં, રામને અદૃશ્ય સીતા રામના પોતા તરફના પ્રેમના ઉદ્‌ગારો સાંભળે છે ને કહે છે **उत्खातमिव मे हृदयशल्यम्** જાણે મારા હૃદયનું શલ્ય નીકળી ગયું ! ગમે તેટલો અન્યાય સહતાં, ગમે તેટલું દુઃખ કરતાં પણ સ્ત્રી જાણે કે પતિને પોતા તરફ પ્રેમ છે તો એ એને મન મહાસાન્ત્વન છે. પતિનો અપ્રેમ તે સ્ત્રીને મોટામાં મોટું હૃદયશલ્ય છે. સંસ્કૃત સાહિત્યમાં તરબોળ થયેલ ગોવર્ધનરામના મનમાં એ પ્રસંગે સીતાનું આ વાક્ય હોય તો ના નહિ.

આ હકીકત જેમ કુમુદના હૃદયનું સમાધાન કરે છે તેમ વાંચનારના હૃદયનું પણ સમાધાન કરે છે. પણ કુમુદને ન થાય તેવી વાંચનારને શંકા થાય છે કે આ ગોવર્ધનરામનો પાછળનો તર્ક તો ન હોય ? પહેલા ભાગના ગૃહત્યાગ સમયના ઉદ્‌ગારો ઉપરથી જ આ તર્કને પાછળનો કહી શકાય તેમ નથી, કારણ કે ચોથા ભાગના પ્રકરણમાં એનો એક વિશેષ ખુલાસો પણ છે કે રત્નનગરી જઈ વિદ્યાચતુરને અને કુમુદને મળવાનો વિચાર પાછીથી સ્ફુર્યો છે. સરસ્વતીચંદ્ર કહે

---

૧૬ વર્ષની છે. 'સરસ્વતીચન્દ્ર'માં કુમુદ કુસુમ અને સરસ્વતીચન્દ્ર ત્રણેયમાં તેના જ્ઞાનના પ્રમાણમાં કર્તાને ઉંમર નાની રાખવી પડી છે. તેનું એક કારણ તે જમાનામાં બાળલગ્ન થતાં હતાં એ તો ખરું: પણ બીજું એ કે કુમુદને સગીર રાખવાની જરૂર હતી, અને પ્રમાદધન સાથેના લગ્ન વખતે એ પોતાની સ્વતંત્ર ઇચ્છાનો આગ્રહ ન કરી શકે એવડી નાની રાખવાની જરૂર હતી. કથાબંધ કરવામાં ઘણી વાર પ્રયોજન અમુક વસ્તુનું નિર્ણાયક બને છે.

છે. " તમને એ ત્રીજું લોચન હોય એવું મને પ્રથમ પળે સૂઝયું નહિ, પણ પાછળથી વિચાર થયો કે રખેને તમને એ ત્રીજું લોચન હોય ! એ વિચારને બળે, એ શંકાને બળે, મારું હૃદય વલોવાવા લાગ્યું અને તેમાંથી હું માખણ ફ્હાડું ત્યાર પહેલાં તો તમારા પ્રારબ્ધે તમારા શરીરને હોમી દીધું ને મારા વલોણાને નકામું કરી દીધું ! તમને સુખમાં અને સંતોષમાં જોઉં તો મારા હૃદયનું નિષ્ફળ મંથન બંધ પડે અને હું મારા ત્યાગથી મળવા ધારેલો શમ પામું એ સ્વાર્થી ધારણાથી હું સુવર્ણપુરમાં આવ્યો. સુવર્ણપુરને અનુભવે સિદ્ધ કર્યું કે મારો ધર્મ શાંત સંન્યસ્તનો નથી, પણ વ્યર્થ સંન્યાસની વિડમ્બનામાં ભ્રમણ કરવાનો છે…"

(સ. ૪, પ્ર. ૨૯, પૃ. ૫૨૯.).

સરસ્વતીચંદ્રને આ રત્નનગરી જવાનો સંકલ્પ ગૃહત્યાગ સમયે નહિ થયેલો, પણ પછીથી થયેલો એમ કર્તા કહે છે. એટલે ગૃહત્યાગની ચર્ચા કે ઉદ્ગારો ઉપરથી આ સંકલ્પને કર્તાની ઉત્તર-કાલીન કલ્પના ન કહી શકાય. પણ બીજી બાજુ, અહીં સરસ્વતીચંદ્ર એને પાછળથી સૂઝેલો સંકલ્પ કહે તેટલા ઉપરથી કર્તાનો એ તર્ક પાછળનો નથી એમ પણ સિદ્ધ થતું નથી. કોઈ પણ કર્તા આવો પાછળનો તર્ક ઉમેરે ત્યારે પોતે આગળ કહી ગયેલ હોય તેની સાથે તેનો મેળ બેસાડીને જ ઉમેરે. એટલે આ અવતરણો આપણા તર્કને સાધક નથી તેમ બાધક પણ નથી. હજી આગળ પર્યેષણ કરવું જોઈએ. સમયની ગણતરી લાગુ કરી શકાય તો બહુ જ નિર્ણાયક નીવડે. પણ એ પ્રયત્નમાં મને જરૂરનાં બધા કાલનાં સીમાચિહ્નો મળતાં નથી. સરસ્વતીચંદ્ર વાગ્દાન પછી વિદ્યાચતુરને ત્યાં જાય છે ત્યારે તેને કુમુદ કહે છેઃ " મ્હારા પિતાજી લગ્નનો દિવસ આવતા માઘ માસમાં રાખનાર છે જાણી મ્હારો ઉત્સાહ માતો નથી !" (સ. ૧, પ્ર. ૧૫. પૃ. ૨૨૦ ). આ મેળાપ ક્યારે થયો તે આપણે જાણતા નથી. પણ તે જરૂરનું પણ નથી. વધારે જરૂરની તો લગ્નતિથિ

છે. પણ તેઓ મળ્યાં ત્યારે લગ્નતિથિ નક્કી થઈ જણાતી નથી, કારણ કે નક્કી થઈ હોત તો કુમુદ એ પણ કહેત. પણ સરસ્વતીચંદ્રનું રત્નનગરી તરફનું પ્રયાણ સંભવિત કરવા આપણે માઘની વહેલામાં વહેલી, વણજોયા મૂરતની વસંતપંચમીને લગ્નમિતિ ગણીએ. સરસ્વતીચંદ્ર સુવર્ણપુરને બંદરે "માઘ માસમાં એક દિવસ" ઊતર્યો એમ પ્રથમ ભાગના પહેલે જ પાને છે, અને પહેલા પ્રકરણના અંતમાં જાણવા મળે છે કે એને બીજે જ દિવસે શિવરાત્રિ છે. એટલે સરસ્વતીચંદ્ર સુવર્ણપુરમાં માઘ માસની વદ તેરશને દિવસે આવ્યો. સરસ્વતીચંદ્રની ગૃહત્યાગની મિતિ મળતી નથી. પણ બીજા પ્રકરણમાં એટલું મળે છે કે "લગ્નનું મુહૂર્ત" પાસે આવ્યું તેવામાં ઈશ્વર જાણે શાથી સરસ્વતીચંદ્ર એકાએક અલોપ થઈ ગયો. તેની ભાળ ખોળતાં પણ લાગી નહિ, અને આખરે મુંબઈથી લખેલો તેનો એક કાગળ વિદ્યાચતુર ઉપર આવ્યો એમાં તેણે લખ્યું હતું કે: "કાંઈ કારણથી મેં મ્હારું ઘર ને નામ છોડી દીધું છે, મ્હારે પરણવાની ઇચ્છા નથી,...ગુણવતી કુમુદસુંદરીને પરણી હું ભાગ્યશાળી થાત, પરંતુ મ્હારાથી તે સુખી થઈ શકત એવું એકદમ મ્હારાથી મનાતું નથી.....તેને હવે મરજી પડે ત્યાં પરણાવજો." આ કાગળ વાંચી તેની ખાતરી કરી, નિરાશ થઈ, વિદ્યાચતુર કુમુદસુંદરીનું શું કરવું તે વિશે ગભરાટમાં પડ્યો;...આ વાતો દેશવિદેશ પ્રસરી ગઈ. વર્તમાનપત્રોમાં છપાઈ. પ્રમાદધને એ વાત વાંચી, સાંભળી, અને જમતી વખતે કહી બતાવી....અલકબ્હેન બોલી ઊઠ્યાં: 'ત્યારે મ્હારા ભાઈને એ કન્યા ન ખપે?' સૌભાગ્યદેવીએ કહ્યું કે, 'ખપે....' અલકબ્હેને કહ્યું કે પ્રાતઃકાળમાં કન્યાનું માગું કરવા માણસ મોકલવું. તે દરખાસ્ત પસાર થઈ....સવારે માણસ સંદેશો લઈ રત્નનગરી ભણી ગયો. વિદ્યાચતુર ચિન્તાગ્રસ્ત હતો. તેથી સઉ કામ તેની સ્ત્રી ચલાવતી. તેને વર ને ઘર બંને સારાં લાગ્યાં. વરની બહુ ખબર ન હતી પણ ઘર સારું એટલે વર પણ સારો જ હશે એમ કલ્પના કરી, સ્વામીનાથને વાત કહી. લોભ પામેલ હોવાથી પ્રધાનના મુખમાંથી હા

નીકળી ગઈ. બુદ્ધિધનનો માણસ વધામણી લઈ પાછો સુવર્ણપુર દોડ્યો. પ્રધાનને ભાન આવ્યે વિચાર થયો પણ હા કહેલી તેની ના કહેવાઈ નહિ. ઈશ્વરે સારા સારુ જ કર્યું હશે ધારી ચિંતામુક્ત થયો. લગ્ન થયાં અને કુમુદસુંદરી પિયર છોડી સાસરે આવી. કથાનો પ્રસંગ ચાલે છે તે સમયે તેને સાસરે આવ્યે માત્ર દશ પંદર દિવસ થયા હતા."

(સ. ૧, પ્ર ૨, પૃ. ૧૦–૧૧).

માઘ વદ તેરશને દિવસે કુમુદને સાસરે આવ્યે દશપંદર દિવસ થયા હશે એટલે તેનાં લગ્ન માઘ સુદ તેરશની આસપાસ થયેલાં હોવાં જોઈએ. સરસ્વતીચંદ્રે ગૃહત્યાગ કર્યો, તે વાત વર્તમાનપત્રોમાં આવી, પ્રમાદધને વાંચી અને માણું નાખ્યું એ બધાને બહુ બહુ તો દસ દિવસ જાય. માણસ જઈને લગ્નનું મુહૂર્ત લઈને આવે તેને ત્રણચાર દિવસ થાય. લગ્નનું મુહૂર્ત પણ કંઈ માણસ પહોંચે તે પછીનું તરતનું જ ન હોઈ શકે. આ રીતે ગણતાં વધારેમાં વધારે કુમુદ–પ્રમાદના લગ્ન પહેલા પંદરેક દિવસ ઉપર સરસ્વતીચંદ્રે ગૃહત્યાગ કરેલો હોવો જોઈએ. સરસ્વતીચંદ્રનું લગ્ન માઘમાં લેવાવાનું હતું. તે માઘની વસંતપંચમીનું અથવા તેથી પણ એક બે દિવસ વહેલું ગણીએ, તો લગ્ન પહેલાં બે પાંચ દિવસ અગાઉ જ તેણે ગૃહત્યાગ કર્યો હોવો જોઈએ એમ કાલગણનાથી કહેવું પડે. આમ કથાના બહુ મહત્ત્વના બનાવો બહુ ટૂંકા સમયમાં ખીચોખીચ ભરેલા લાગે છે. અને છતાં આ સમયમાં સરસ્વતીચંદ્ર રત્નનગરી જઈને પાછો સુવર્ણપુર આવે એ અશક્ય નથી. ખરું તો મુંબઈથી રત્નનગરી કે મુંબઈથી સુવર્ણપુર દરિયા રસ્તે કેટલા દિવસની મુસાફરી છે તે જાણતા ન હોવાથી કાલગણના અપૂર્ણ રહે છે અને તેથી તે આપણા તર્કને સાધક કે બાધક થઈ શકતી નથી.*

*પહેલા ભાગના 'રસ્તામાં' પ્રકરણમાં નીચેનું વાક્ય સરસ્વતીચંદ્રના એકાન્ત મનનમાં આવે છે: ''પ્રીતિ એટલે મનની નિરંતરતા–લગ્ન એટલે સાંસારિક જીવનનો સંયોગ: એ વ્યાખ્યા અપૂરી છે. અરેરે, આ જ્ઞાન મને આજ મળ્યું! અલકકિશોરી, હું ત્હારી ગુરુ થઈ–ચાર માસ પહેલાં એટલી ખબર હોત તો–

પણ તેમ છતાં આવડી મોટી બાબતમાં વિધિએ તેને નિષ્ફળ કર્યો તેનું ક્યાંક તો ચિંતન આવતં. એ બનાવ પ્રારંભથી હોત તો એ એટલો મહત્ત્વનો છે કે સંસારના આખા અભ્યાસની તેની દિશા બદલાઈ ગઈ હોત. જે જ્ઞાનને શિખરે તે ચડ્યો છે તે તરફ જ તે પ્રયાણ કરત પણ કદાચ તેની કેડી જુદી હોત.

બીજા ભાગમાં ઘવાયેલા સરસ્વતીચંદ્રને ધાબાજરિયું ચોટતાં તેનો ઘા વહેતો બંધ પડતાં તેને વિપત્તિમાં 'પ્રથમ ઈશ્વિરદર્શન' થાય છે. (સ.૨, પ્ર, ૩. પૃ. ૨૧). તે પહેલાં તેને વિધિનું કંઈ બીજું દર્શન થયું હોત, અથવા આ પ્રથમ દર્શન પણ વિધિએ વિફલ બનાવેલા તેના પ્રયત્નની ભૂમિકા ઉપર થાત. આ દૃષ્ટિએ નાયક રત્નનગરી જવા નીકળેલો એ બનાવ મને કર્તાની ઉત્તરકાલીન કલ્પના લાગે છે.

પણ આથી પણ વધારે બલવાન પ્રમાણ કર્તાના પોતાના, સરસ્વતીચંદ્રની મનોદશાના એક વર્ણનમાંથી મળી રહે છે. આવડી મોટી નવલકથા જ્યાં નાયકના ચિત્તની દશાઓ જ મહત્ત્વની છે ત્યાં કર્તાને વારંવાર એવાં વર્ણનો કરવા પડે એ સ્વાભાવિક છે. અહીં બીજા ભાગમાં આવતું એક એવું વર્ણન પ્રસ્તુત છે.

આપણે ચોથા ભાગનો એ જ પ્રસંગ ફરી જોઈએ. તેમાં કુમુદના હૃદયના ભેદ ભાંગવાના પ્રકરણમાં, રત્નનગરી જવાના ખુલાસાના જ સંબંધમાં કુમુદ કહે છે કે, રત્નનગરી આવવાના હતા પણ "મને લખેલા પત્ર કે શ્લોકમાં તો તે કંઈ ન હતું." તેનો સરસ્વતીચંદ્ર જવાબ આપે છે, "ના ન હતું. એ પત્ર તો તમને મ્હારા ઋણમાંથી મુક્ત કરવા લખ્યો હતો; પણ રજની વાટ જુવે તો ફરતો ફરતો બીજે દિવસે ચંદ્ર પણ આવી પ્હોંચે એટલી બારી તમારી આશાને માટે મ્હારા શ્લોકની અન્યોક્તિમાં ધ્વનિત હતી." (સ. ૪, પ્ર, ૨૯. પૃ ૫૩૨). આ શ્લોક તે પ્રસિદ્ધ–

"શશી જતાં પ્રિય રમ્ય વિભાવરી,
થઈ રખે જતી અંધ વિયોગથી;
દિનરૂપે સુભગા બની રહે, ગ્રહી
કર પ્રભાકરના મનમાનીતા."

જેને કર્તા પ્રથમ ભાગના બીજા પ્રકરણમાં જ મૂકે છે. (સ. ૧ પ્ર. ૨, પૃ. ૧૯). આ શ્લોકમાં આવેલો ધ્વનિ મને તો દેખાતો નથી. સરસ્વતીચંદ્ર ગૃહત્યાગ વખતે બોલેલો કે બીજા પતિને પરણી કુમુદ સુખી થઈ મને ભૂલશે, એ જ અહીં તો સૂચના રૂપે દેખાય છે. પણ વિશેષ તો એ છે કે કર્તા પોતે પણ સરસ્વતીચંદ્રની અનોદશાનું વર્ણન કરતાં એ જ અર્થ કરે છે. બીજા ભાગમાં સરસ્વતીચંદ્ર ઘવાયેલો પડ્યો છે તે પ્રસંગે ગોવર્ધનરામ તેના ચિત્તની આખી ભૂમિકા ઉપર ફરી વળે છે, અને તેનું લાંબું બ્યાન આપે છે. ત્યાં કહે છે, "રસમાં પલોટાઈ લાગી થતું, લાગી થઈ પોતાના વૈરાગ્યબળની પરીક્ષા કરવા 'ચંદ્ર–વિરહી કાળ રાત્રિરૂપ તજી સૂર્યનાં કિરણયોગે દિનરૂપ ધરશે' અર્થાત્ કુમુદ નવી અવસ્થાને અનુકૂળ બની ભૂતકાળ વીસરી સુખી થશે એ પોતાની કલ્પના ખરી પડી જોવા અને સુસ્થ થવા સુવર્ણપુર આવવું:– એ સર્વ છતાં પોતાની ગર્ભ-શ્રીમત્તા રહે છે કે નષ્ટ થાય છે તેનો અનુભવ કરતો હતો." (સ. ૨, પ્ર. ૩, પ્ર. ૧૨). સરસ્વતીચંદ્રના ગતજીવન અને તેના અનુભવ તથા આશયો ઉપર દૃષ્ટિ કરતાં કર્તા લખે છેઃ" પિતાનાં વચનથી ઓછું આવ્યું હતું; કુમુદસુંદરીની નિંદા સહી શકાઈ ન હતી; ચંદ્રકાન્ત પાસે રોવું આવ્યું હતું; અઢળક દ્રવ્ય અને વૈભવ એક ઘડીમાં છોડી કંપારી સરખી ખાધી ન હતી; કુમુદસુંદરીનાં રણકારાથી કંપી રહેતો પ્રેમસિતાર તોડી નાંખતાં પોતાનું આખું હૃદયતંત્ર ચીરાયું-ચૂરા થયું અને તે છતાં વૈરાગ્યના શિખર ભણી દોડતા વિચારે તે જોયું પણ નહીં હતું. ઈશ્વર પરની આસ્થાએ "કુમુદસુંદરીનું શું થશે" એ વિચાર કર્તવ્ય સરખો પણ ગણ્યો ન હતો અને

બાલ્યાવસ્થામાં જન્મ પામેલો વૈરાગ્ય આર્યવિદ્યાથી દૃઢ થઈ અને પાશ્ચાત્ય વિદ્યાથી વિધિવિહીન બની સ્વતંત્રમાની થયો હતો……" ( એજન પૃ. ૧૭. ગૃહત્યાગ વખતે સરસ્વતીચંદ્રે કુમુદ વિશે એમ જ કહેલું, કે "એનો વિચાર ઈશ્વરને સોંપું છું." અને અહીં પણ એમ જ કહે છે. સરસ્વતીચંદ્રને ગૃહત્યાગ પછી, કુમુદ તરફ ઈશ્વરને સોંપવા ઉપરાંત પોતે કંઈ કરવાની ફરજ છે એમ લાગ્યું હોત, અને એ ફરજને લીધે તે રત્નનગરી જવા નીકળ્યો હોત અને પ્રતિકૂળ પવનને લીધે એનો સંકલ્પ નષ્ટ થયો હોત તો કર્તા એ વિશે અહીં કશુંક કહેત જ. હું માનું છું કે કર્તાની મૂળ કલ્પનામાં આમ જ હતું. વૈરાગ્ય માટે સંસાર છોડતો માણસ જેમ પોતાનાં સર્વને ઈશ્વરને સોંપે છે તેવું જ સરસ્વતીચંદ્રનું માનસ કર્તાએ મૂળ કલ્પેલું, અને સરસ્વતીચંદ્રના સુવર્ણપુર જવા વિશે પણ ઉપર પ્રમાણે જ કલ્પેલું કે તે પોતાની કુમુદ વિશે કરેલી કલ્પના ખરી પડી જોવા જ ગયેલ, પણ ત્યાં કુમુદની વિપરીત દશા જોતાં તેને પોતા પર તિરસ્કાર ઊપન્યો અને પોતાનો સંન્યાસ શાન્તિહીન લાગ્યો. પણ વાર્તામાં આગળ વધતાં કર્તાને સમજાયું કે સરસ્વતીચંદ્રનો એવો વૈરાગ્યભાવ દૂષિત છે, ક્ષતિવાળો છે, અને તેથી તેમણે તે વસ્તુ રત્નનગરી જવાના પ્રસંગથી સુધારી.

ભલે પછીથી સુધારી, પણ એ સુધારો ઘણો સુંદર છે, અને તેના પ્રકટીકરણનો તેમણે જે પ્રસંગ શોધ્યો, તે ખરેખર બહુ જ ઔચિત્યવાળો છે, અને કુમુદે તત્કાલ પોતાના સર્વ હૃદયથી તે સ્વીકારી લીધેલો હોવાથી વાંચનારને તે બહુ જ પ્રતીતિકર થાય છે. વાર્તામાં પછીથી કરેલા ઉમેરણનું એ એક ઘણું જ કુશલ ઉદાહરણ છે.

ગોવર્ધનરામે પોતાના નાયકનું માનસ તીવ્ર વૈરાગ્યવાળું, અને દુનિયામાં બધે રખડીને સંસારનું તત્ત્વ પામવાને ઉત્સુક, અને તે સાથે ઉત્તમરસનું અધિકારી એવું કલ્પ્યું છે. આમ કરવાનું કારણ પણ વાર્તામાં સ્પષ્ટ છે. કારણ એ છે કે ગોવર્ધનરામને આ નવલકથા

દ્વારા સમગ્ર જીવનની સમીક્ષા કરવી હતી, આર્યાવર્તની વર્તમાન સ્થિતિ પારખી, તેના ભૂતકાળની વિભૂતિઓ સાથે પશ્ચિમની સિદ્ધિઓનો યોગ કરી તેને ઉન્નત કરવાની દિશા બતાવવી હતી. આટલી ઉચ્ચ સામગ્રી આપવાને માટે તેનો નાયક પણ એટલો ઉચ્ચગ્રાહી હોવો જોઈએ. ઉચ્ચગ્રાહ સિદ્ધ કરવા માટે વૈરાગ્ય તો જોઈએ જ—, વૈરાગ્ય એટલે પોતે દીઠેલો મહાન આશય સિદ્ધ કરવાના માર્ગમાં અંતરાયરૂપ થતી સર્વ વાસનાઓ ઉપર સંયમ, તેમાં વિઘ્નરૂપ થતાં સર્વ નાનાં નાનાં ઇષ્ટોની અનાસક્તિ. એ સિવાય બહાદુરી, ઉદારતા, જ્ઞાન વગેરે અનેક દૈવી સંપત્તિ જોઈએ તે પણ કર્તાએ સરસ્વતીચંદ્રના ઘડતરમાં વાપરેલી છે. પણ આ સર્વ ઉપરાંત તીવ્ર સંવેદન જોઈએ. એ સંવેદનશીલતા નાયકમાં સ્વભાવથી છે જ, પણ તે ઉપરાંત ગૃહત્યાગ, પત્નીત્યાગ અને દારુણ અનુતાપ એનાથી એ શક્તિ દશગુણ વધી ગઈ છે. એનાથી એની ચિંતનશક્તિ પણ વધી છે. માનવસ્વભાવમાં દુઃખ જેવું સંવેદનને વિશાલ અને ગહન કરનાર કોઈ બીજું સાધન નથી, અને એ સરસ્વતીચંદ્ર એકલામાં નહિ, એ કથાનાં બીજાં અનેક પાત્રોમાં ભારોભાર ભર્યું છે. "સરસ્વતીચંદ્ર" એક રખડુની નવલકથા છે, પણ તેનો રખડુ આવા સ્વભાવનો છે.

અને એ રખડુ માત્ર પરાક્રમો કરવા કે પોતાની કોઈ વાસનાના અંધ ધક્કાથી પ્રેરાઈ રખડનો નથી, પણ જગતનું સત્ય જોવા રખડે છે. પિતાના દોષારોપણ પહેલાં પણ "સરસ્વતીચંદ્રના મનમાં એવો સંકલ્પ થવા ઉપર હતો કે ચંદ્રલક્ષ્મીવાળું સર્વ દ્રવ્ય કંઈક દેશોન્નતિને અર્થે રોકી દેવું, પિતાનું દ્રવ્ય પિતામહોપાર્જિત હતું તેમાં પોતાનો ભાગ હતો તેના ઉપરથી પોતાના સ્વત્વનો (માલિકીનો) ન્યાસ (ફારકતી) કરવો, પોતે ભગવાં ધારણ કર્યા વિના પણ અજ્ઞાત વેશે સાધારણ વર્ગમાં ભળી જઈ દેશાટન કરવું, લોકઅનુભવ અને ઇશ્વર શોધવો, અને ત્રણ ચાર વર્ષમાં પાછાં ફરી કોઈ ઠેકાણે સ્થિર રહી અવલોકન અને અનુભવનું ફળ લોકના ઐહિક અને આમુ(મુ)–ષ્મિક અર્થે

કેમ વાપરવું તે વિચારી તે પ્રમાણે યથાશક્તિ શાંત પણ ગુરુ યત્ન કરવો." (સં. ૧. પ્ર. ૧૫, પૃ ૨૩૦). આ રીતે આ નાયક રખડુ છે પણ અમુક વસ્તુ સિદ્ધ કરવા તેમાં રખડપાટ છે, એનાં પરિભ્રમણો પ્રયોજનવાળાં છે, અને તેથી સરસ્વતીચંદ્રના રસળાટને હું મહાનદના જેવો રસળાટ ગણું છું. મહાનદ રસળે છે પણ તેને છેવટે સમુદ્રમાં મળવું છે. સરસ્વતીચંદ્રના રસળાટનું પ્રયોજન પણ સમુદ્ર જેવું વિશાળ અને ગંભીર છે. અને મહાનદની પેઠે તેના માર્ગમાં તેને અનેક વ્યક્તિઓ મળે છે, અને તે બધી વ્યક્તિઓ આને મળતાં, તેના જીવનનું પ્રયોજન એ જ મહાન સમુદ્ર બની જાય છે. એના જ પ્રતીકરૂપ જાણે સર્વનાં ઇષ્ટોનો સરસ્વતીચંદ્ર દ્વારા એ પ્રયોજનમાં જ વિનિયોગ થાય છે. કુમુદ કુસુમ દ્વારા, જમનાગંગા દ્વારા સમુદ્રને મળે એમ એ પ્રયોજનમાં લીન થાય છે. તેમ જ વિદ્યાચતુર બંને પુત્રીઓ દ્વારા પોતાનું સર્વસ્વ સરસ્વતીચંદ્રને સમર્પે છે. તો બુદ્ધિધન પણ એમ જ કરે છે, અને ધનનંદન પણ એમ જ કરે છે. (સ. ૪, પ્ર. ૫૧, પૃ. ૮૪૦).

આ મહાનદ જેમ જેમ સમુદ્ર પાસે આવતો જાય છે, અને સરસ્વતીચંદ્રની વાર્તા જેમ જેમ તેની પૂર્ણાહુતિ તરફ આવતી જાય છે તેમ તેમ કર્તાનું દર્શન પણ વધારે સ્પષ્ટ થતું જાય છે, અને આ નવલકથા દ્વારા પોતાને જે આપવું છે તેની મૂલ્યવત્તા વધારવાની મહેચ્છા પણ તેમની વધતી જાય છે. અલબત્ત સરસ્વતીચંદ્રને એક મહાન પ્રયોજન માટે સર્વસ્વ ત્યાગ કરતો તો તેમણે પ્રથમ ભાગમાં જ કલ્પેલો છે, એ ઉપર આપેલ પ્રથમ ભાગના અવતરણથી આપણે જોયું, પણ ગ્રંથ આગળ ચાલતાં તેમને એમ પણ થાય છે કે પૂર્ણ પુરુષ જ મહાન આદર્શની સાધના કરી શકે અને તેથી સરસ્વતીચંદ્રને એક પૂર્ણ પુરુષ કરવાની મહેચ્છા તેમના મનમાં સ્થાતી જતી હોય એમ મને લાગે છે. "સાક્ષરજીવન"માં સાક્ષરજીવનના ઉચ્ચતમ નમૂના તરીકે તેઓ વ્યાસને ગણાવે છે. તો વ્યાસે જેમ કૃષ્ણના

પાત્રમાં પૂર્ણપુરુષોત્તમ આર્યાવર્તને આપ્યો તેમ ગોવર્ધનરામને પણ સરસ્વતીચંદ્રના પાત્રમાં એક પૂર્ણપુરુષ, સિદ્ધ નહિ તો ભવિષ્યત્ પૂર્ણપુરુષ આપવાની ઇચ્છા જાગી હોય એમ મને જણાય છે. પૂર્ણપુરુષની કસોટીનાં ધોરણો પણ તેઓ પોતે જ આ મહા નવલમાં આપે છે. અને પછી "હૃદયના ભેદનું ભાંગવું" પ્રકરણમાં સરસ્વતીચંદ્રનાં અત્યાર સુધીનાં બધાં કાર્યો એ પયમહાયજ્ઞની ફિલસૂફીના સિદ્ધાન્તો પ્રમાણે જ થયાં છે એમ કર્તા દર્શાવે છે. વચમાં વચમાં એ કાર્યોના હેતુઓને બોધિસત્ત્વનાં પૂર્વજન્મનાં કાર્યો સાથે પણ સરખાવ્યાં છે. વાંચનારના મન ઉપર એવી અસર પડે છે કે પોતે પણ, બોધિસત્ત્વ જેવું કોઈ સત્ત્વ આપ્યું છે એવો કર્તાનો ગૂઢ પણ અભિપ્રાય છે.

પોતાનાં આચરણોની આ બધી ચર્ચા, વિવરણ, સમર્થન અને ઉપર કહી તે તુલનાઓ સરસ્વતીચંદ્ર પોતાને જ મુખે કહે છે એ મને જરા ખટકે છે. પણ એ પ્રસંગ જ એવો હતો એમાં શંકા રહેતી નથી, એટલે આપણે એ દૃષ્ટિ જતી કરીએ. પણ તે સિવાય પણ સરસ્વતીચંદ્ર બોધિસત્ત્વની કોટિએ ન જઈ શકે એવી એકાદ મર્યાદા મને આ મહાનવલની મૂળ કલ્પનામાં જ દેખાય છે. ગૌતમબુદ્ધ સંસારમાં બધી રીતે સુખી હતા. માત્ર માનવજાતિનાં જન્મ, જરા, વ્યાધિ, મરણનાં દુઃખો, વાસનાનાં બંધનો એ જોઈને જ એમને પોતાનાં સુખો ઉપર વૈરાગ્ય આવ્યો અને સર્વત્યાગ કરી તેમણે મહાભિનિષ્ક્રમણ કર્યું. સરસ્વતીચંદ્રમાં વૈરાગ્યવૃત્તિ હતી એ ખરું પણ તેણે સર્વસ્વત્યાગ કર્યો તે પિતાના અન્યાયી વર્તનથી, અને પોતાની ભવિષ્યની પત્ની ઉપરના ખોટા આક્ષેપોથી. સરસ્વતીચંદ્રની ગમે તેવી ઉદારતા છતાં એના પહેલા મહત્તમ કાર્યને આદિવેગ અંગત લાગણીના આઘાતથી જન્મે છે અને બીજું એ કે સરસ્વતીચંદ્ર અલકને બચાવે છે, બહારવટિયા સામે થાય છે, અને તેથી પણ ગંભીર–મુનિઓ પણ જ્યાં હારી ગયા છે એવી અલકકિશોરી અને કુમુદસુંદરીના એકાન્ત મિલનની

કસોટીમાંથી વિજયી થઈ બહાર નીકળે છે, પણ આ બધા પ્રસંગો તેના જીવનમાં અકસ્માત્ ઊભા થયા છે. તેણે પોતે પોતાના સંકલ્પથી, કોઈ મહાન આશય સિદ્ધ કરવા, જેમાં સમગ્ર જનતાને કોઈ ઉન્નતિકર ધ્યેય તરફ જવાનો વેગ મળે એવાં કોઈ મહાન કાર્યનો ઉપક્રમ કર્યો નથી. અલબત્ત એમ કરવાનો સમય આવે છે ત્યાં વાર્તા પૂરી થાય છે. આ વાર્તા જ એવા પ્રકારની છે, એટલે ઉપર કહ્યું તે એની ક્ષતિ નથી. પણ તો એ પણ ખરું કે એવી વાર્તામાં બોધિસત્ત્વ પ્રગટ ન થઈ શકે, પણ કલાક્ષેત્રમાં હલકા ધ્યેયની સિદ્ધિ કરતાં, મહાન ધ્યેયને લક્ષ્ય કરવું એ વધારે મહત્ત્વનું છે. અને સરસ્વતીચંદ્રની સિદ્ધિની અપૂર્ણતા આપણે જોઈ શકતા હોઈએ તો બીજી બાજુ એણે જે જે સિદ્ધ કર્યું છે તે કેટલું બધું છે, કેટલું વિવિધ છે, કેટલા વિશાળ ક્ષેત્ર પર વિસ્તરેલું છે, કેટલું મહાન છે, એ જોવું જોઈએ. હું તો કહું છું, જે ગુણોને સમજી શકતો નથી, તેને દોષો કહેવાનો અધિકાર ન હોવો જોઈએ. અને ગોવર્ધનરામનું જમા પાસું જોઈએ તો, તેમાં કેટકેટલું ભર્યું છે! અર્વાચીન યુગમાં, આખા જીવન-ફલક પર વિસ્તરતી, આખા જીવનને સમેટી લેતી, આખા જીવનને વેધીને પાર જતી એવી દૃષ્ટિની, પૂર્વ પશ્ચિમ બંનેમાં આ પહેલી જ નવલકથા છે. રોમે રોલાંની જીન ક્રિસ્ટફર આ પછીની છે. આ મહાનવલમાં કર્તાએ કેટકેટલાં પાત્રો સરજ્યાં છે,—તેનાં પાત્રોનું વસ્તીપત્રક કરવા જેવું છે—મનુષ્યના ચિત્તની કેટકેટલી અવસ્થાઓ ઉત્તમ, મધ્યમ, હીન ચીતરી છે, કેટલાં વિશાળ કલ્પનાનાં ઉડ્ડયનો કર્યાં છે, કેટલી કવિતા સર્જી છે, ગાઈ છે, (મને સદ્‌ગત મણિશંકરે કહેલું કે ગોવર્ધનરામમાં Poetic energy, કાવ્ય–સર્જનશક્તિની સંપત્તિ, બહુ માતબર છે) અને માનવ સ્વભાવનાં ગોચર અગોચર સ્થાનો ઉપર પ્રકાશ પાડ્યો છે! કેટલા ઉન્નતિના માર્ગો બતાવ્યા છે, અને કેટલાં રહસ્યોને નવી દૃષ્ટિએ સમજાવ્યાં છે! એમની મહાનવલમાં આ ભાગ માત્ર

નિબંધાત્મક છે, આ માત્ર ચર્ચાત્મક છે, આ નીરસ છે એમ બતાવવું સહેલું છે. પણ મહાવનમાં પણ સૂકા ઉજ્જડ પ્રદેશો આવે. અને એ એટલો મહાન કથાકાર છે કે, નીરસ જણાતા ભાગો પણ નવલકથામાં નિર્વાહ્ય બનાવવા, કથાકલાગમ્ય કઈ કઈ યુક્તિઓ કે હિકમતો એણે વાપરી છે, એનો અભ્યાસ કરવો વિશેષ રસદાયી ને ફળદાયી નીવડે. એણે ભાખેલું ભાવિ કયાં કયાં ખોટું પડયું તે બતાવવું સહેલું છે. પણ એણે જોયેલું ભાવિ કેટલું સાચું પડયું, એની દિશા કેટલી બધી સાચી હતી, અને એ જ દિશાએ આગળ જોવાનું રહે છે, એમાં સાચી સમજ રહેલી છે. ગોવર્ધનરામ એટલો મહાન સ્રષ્ટા છે, તેણે મેળવેલી સામગ્રી એટલી વિપુલ અને વિવિધ છે, અને એ સામગ્રીનો તેણે એટલો કલાત્મક ઉપયોગ કર્યો છે, કે એના ગ્રન્થને માટે ગુર્જર સમાજ હંમેશાં અભિમાન લે અને તેના સતત અભ્યાસ અને રસોપભોગને પોતાનો પુરુષાર્થ સમજે!

[ "શતાબ્દી વ્યાખ્યાનમાળા" ]

તા. ૧૮-૫-૪૯

*

આ મહાનવલની નાયિકાઓ કુમુદસુંદરી અને કુસુમસુંદરી એ બે બહેનો છે. તેમાં દીન કરુણરસનું પાત્ર એકલી કુમુદસુંદરી છે......દિવસ અને રાત એ બે મુખ વારાફરતી ધરતો સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો પ્રત્યેક કાળખંડ જેમ દ્વિમુખી પણ એક જ વ્યક્તિ છે, અથવા ચંદ્રમાનો આખો ગોળો તેજસ્વી અને ભાગ્યવશાત્ નિસ્તેજ એવા બે ગોળાર્ધનો બનેલો છે, તેમ આ વિવિધ નવલમાં નાયિકા તો છે એક, પણ તે એક કાયા ઉપર મુખ બે ચોંટી રહ્યાં છે: એક મુકાબલે શ્યામ અને બીજું ગૌર. નાયક સરસ્વતીચન્દ્રનો બંને સાથેનો સંબંધ સાત્ત્વિક અહ્લાદની ઉપયોગનો જ છે."

—બ. ક. ઠાકોર

## 'સરસ્વતીચંદ્ર'નું પાત્રવિધાન

લેખકઃ અનંતરાય મ. રાવળ

[ વસ્તુસંકલના જેવું 'સરસ્વતીચંદ્ર'નું અતિ મહત્ત્વનું અંગ છે તેવું જ મહત્ત્વનું અંગ પાત્રાલેખન છે. 'સરસ્વતીચંદ્ર'ના ઊંડા અભ્યાસી પ્રો. અનંતરાય રાવળે તેના પાત્રવિધાન પર કરેલી આ વિવેચના 'સરસ્વતીચંદ્ર'ના એક બીજા મહત્ત્વના પાસાને સ્પર્શે છે ને અજવાળે છે. અભ્યાસીઓને 'કારુણ્યમૂર્તિ કુમુદ' ('ગન્ધાક્ષત'માં) તથા ગુણસુંદરી અને સરસ્વતીચંદ્રને લગતા પ્રો. રાવળના લેખ ('સાહિત્યવિહાર'માં) પણ ઉપકારક થાય તેમ છે.]

"પ્રેમરલીલાનું સદર્થે ચિત્ર આપવું એ જ પ્રયાસ છે."

—સરસ્વતીચંદ્ર ભા. ૧ લાની પ્રસ્તાવના

છેલ્લાં થોડાં વરસમાં આપણે ત્યાં કેટલાક વિવેચનસંગ્રહો બહાર પડ્યા છે એ હકીકત આમ આનંદજનક ગણાય, છતાં આપણને તેનાથી બહુ પોરસાવા જેવું મળી ગયું લાગતું નથી. ભલે પ્રતિષ્ઠિત વિદ્વાનોએ લખેલા, પણ એ છે તો તેમણે અવારનવાર ફુરસદે લખેલા છૂટક લેખોના જ સંગ્રહો. યુગવાર અને સાહિત્યપ્રકારવાર તેમજ સમર્થ સાહિત્યસ્વામીઓ પર વ્યવસ્થિત વિવેચનગ્રંથોની ઊણપ શું, તેના સદન્તર અભાવનું મહેણું ટાળવું હજી બાકી છે. ગોવર્ધનરામ, નાનાલાલ ને મુનશી જેવા આપણા સમર્થ અર્વાચીન સાહિત્યકારો પર પણ અભ્યાસપૂર્ણ સાચું, પૂરું, વેધક, વ્યવસ્થિત વિવેચન આપવાના પ્રયાસ કરતો એકેક ગ્રન્થ આપણે ત્યાં કયાં? અલબત્ત એ ત્રણેય સાવ વિવેચન વિનાના રહી ગયા નથી. અને ગોવર્ધનરામ તો વિશ્વનાથ પ્રભુરામ, રમણભાઈ, ઉત્તમલાલ ત્રિવેદી, બળવંતરાય ઠાકોર, આનંદશંકર ધ્રુવ, નાનાલાલ કવિ, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, કેશવલાલ કામદાર જેવા વિદ્વાનોને હાથે સારું વિવેચન પામ્યા છે. એ ખરું, પણ એ બધું કેવડા મોટા ગાળામાં અને કેવું છૂટક છૂટક? ગોવર્ધનરામ અને તેમનું સાહિત્ય કોઈ એક જ એકનિષ્ઠ અભ્યાસીના હાથનો

વિવેચનગ્રન્થ માગી રહેલ છે. કવિશ્રી નાનાલાલ અને મુનશીના સાહિત્ય માટે પણ આમ જ કહી શકાશે.

'સ્નેહમુદ્રા', 'સાક્ષરજીવન', 'દયારામનો અક્ષરદેહ', 'નવલજીવન', 'લીલાવતી જીવનકલા' અને 'પ્રાચીન ગુજરાતના કવિઓ' (Classical Poets of Gujarat) જેવી કૃતિઓને અલગ રાખીએ તોય ગોવર્ધનરામની 'સરસ્વતીચંદ્ર' એ નવલકથા જ એકલી આખા વિવેચન-ગ્રન્થની અધિકારી છે. વર્ષો સુધી ખૂબ વંચાતી રહેલી ગુજરાતી સાહિત્યની એ મહાનવલ અત્યારે ઓછી વંચાય છે, એટલું જ નહિ, નવલકથા તરીકે અવગણાય પણ છે. આચાર્ય આનંદશંકરે એમાંની સર્વતોભદ્ર જીવનમીમાંસા પર ધ્યાન આપી તેને 'પુરાણ' કહ્યું, ત્યાર પછી તો બસ 'પુરાણ' શબ્દમાં બધું કહી નખાયું માની આગળ ચાલવાની જ, જાણે કે આધુનિક જમાનાની વૃત્તિ થઈ ગઈ લાગે છે. આનંદશંકર ધ્રુવે તેને આપેલી 'પુરાણ' સંજ્ઞામાંનું પ્રશંસાતત્ત્વ ઉવેખી આક્ષેપાત્મક બોલ તરીકે "સરસ્વતીચંદ્ર"ના સંબંધમાં એ શબ્દનો ઉપયોગ થતો ઘણીવાર જોવામાં આવે છે. 'સરસ્વતીચંદ્ર' પુરાણ હશે, છે; પણ એમાં સંક્રાંતિકાળનાં બલાબલોની મીમાંસા કરવા મથનાર ગોવર્ધનરામે ભલે સાધન તરીકે તો સાધન તરીકે, પણ નવલકથાનું કલાસ્વરૂપ નિયોજ્યું તો છે. નવલકથા તરીકે એમાંનું કલાતત્ત્વ જોવા-તારવવાના ખાસ પ્રયાસ આપણે ત્યાં થવા જોઈએ તેટલા નથી થયા. એવો પ્રયાસ કરનારને ખાતરી થવાની જ કે તેની વસ્તુસંકલના, પાત્રાલેખન વા સંવાદરચના, સંસારચિત્ર, જીવનમીમાંસા, અને નિરૂપણશૈલીમાં રહેલી ગોવર્ધનરામની કલાસમજ કંઈ કમ નથી. ઊંડા ઊતરી એ સર્વનો અભ્યાસ કરાય તો એકન્દરે પુરાણી ગોવર્ધનરામમાં પ્રતિભાવંત કલાકાર ગોવર્ધનરામ પણ છુપાયેલા છે જ તેની પ્રતીતિ અવશ્ય થવાની.

પણ એ તો અભ્યાસીઓના ધ્યાન ને મનનને પાત્ર મોટો વિષય થયો. કોઈએ એ વિષય ઉપાડી લઈ તેની પર મંડ્યા રહેવું

જોઈએ એટલું જ મારે સૂચવવું હતું. મારું આજનું વક્તવ્ય તો ગોવર્ધનરામની પાત્રસૃષ્ટિ પૂરતું જ મર્યાદિત રહેવાનું છે. એમાં આશય છે પાત્રાલેખન પરત્વે ગોવર્ધનરામે બતાવેલી સર્જકતા અને શક્તિનો શક્ય તેટો પરિચય આપવાનો....

"સરસ્વતીચંદ્ર" ના પાત્રાલેખનનો વિચાર કરતાં સૌથી પહેલી વસ્તુ નજરે પડવાની તે એનાં પાત્રોનું સંખ્યાબળ. ચારે ભાગનાં પાત્રોની સંખ્યા ગણી જોશો તો દોઢસોની ઉપર થશે. ચાર ભાગ ને પોણા બે હજાર ઉપરાંત પાનાંમાં આટલાં પાત્રો આવે જ ને? ના, કેટલાંક તો ચારે ભાગમાં સામાન્ય છે, અને તે છતાં આટલાં બધાં, એ જોવાનું છે. અલબત્ત, આમાંનાં ઘણાં પાત્રો ગૌણ છે છતાં તે ગૌણ પાત્રોય કામનાં છે અને પોતપોતાને ભાગે આ નવલસૃષ્ટિમાં આવેલું કાર્ય તેમના વ્યક્તિત્વને સુસંગત રહીને બજાવી જાય છે, પછી એ અર્થદાસ હોય, ગાડાવાળો હોય, ધૂર્તલાલ હોય, ગંગાભાભી હોય, કે સુંદર હોય, મેરુલો હોય, જમાલમિયાં હોય કે નરભેરામ હોય. એમ દલીલ થાય કે આટલાં બધાં પાત્રોની જરૂર શી હતી? પણ આપણે ગોવર્ધનરામના ચિત્રફલકની વિશાળતાનો ખ્યાલ કરવો જોઈએ. એમનો આશય હતો ગુજરાતના—અને તે વાટે સમગ્ર ભારતવર્ષના—સંસારચિત્રને આલેખવાનો. એમનો પટ બીજી નવલકથાઓ કરતાં કેટલોય વિશાળ છે. ગૃહસંસાર, રાજખટપટ, ધર્મતત્ત્વ, દેશોત્કર્ષ જેવી ઘણીઘણી બાબતો એમને બણવી હતી, એટલે તે દરેક ક્ષેત્રને તેમાં રમતાં તેનાં પ્રતિનિધિરૂપ પાત્રોથી રજૂ કરવું તેમને માટે જરૂરી થઈ પડ્યું. ને તે ક્ષેત્રોનાં માનવીઓની પલટણથી ભરી દીધા વિના એ કેમ થાય? એટલે આટલી સંખ્યા અનિવાર્ય બની છે. ટોલ્સટોયની પેલી અતિકાય નવલની અંદર પણ કેટલાં બધાં પાત્રો છે?

"સરસ્વતીચંદ્ર"ની આ પાત્રસૃષ્ટિ વિવિધ અને બહુરંગી છે. પહેલા ભાગમાં રસ પ્રથમ સુવર્ણપુરમાં ને પછી મુંબઈમાં કેન્દ્રિત

ચાય છે, તો સુવર્ણપુરના ભૂપસિંહના રાજ્યની ખટપટમાં ભાગ લેતા બુદ્ધિધન અને શઠરાય એ બે જબરા પ્રતિસ્પર્ધીઓ અને તેમના કુટુંબ તથા પક્ષકારોનાં મંડળ અને પછી મુંબઈનાં સરસ્વતીચંદ્ર અને તેનાં કુટુંબજનો તથા મિત્ર આપણું ધ્યાન ખેંચે છે. બીજા ભાગમાં પ્રથમ બહારવટિયા મંડળ અને પછી રત્નનગરીમાં ગુણસુંદરીની કુટુંબજાળમાં ગુંથાયેલાં સુંદર, ચંદ્રિકા, ધર્મલક્ષ્મી, માનચતુર આદિ પાત્રો આપણું લક્ષ રોકી રાખે છે. ત્રીજામાં રત્નનગરીના બે પેઢીના રાજાઓ અને તેમનાં પ્રધાન, રાણીઓ અને સામંતો, મુંબઈમાં ધૂર્તલાલનું મંડળ અને યદુશૃંગના સાધુઓ બધો કથાપટ ભરી દેતાં જણાય છે. ચોથા ભાગમાં પ્રથમ યદુશૃંગવાસીઓ અને પાછળના ભાગમાં કથાનાયકની સાથે સંસારી સંબંધ ધરાવતાં પાત્રો મહત્ત્વનો ભાગ ભજવે છે. પૃથક્કરણ કરતાં જણાશે કે આમાં સમાજના બધા થરનાં અને સંસ્કારની બધી ભૂમિકાનાં પાત્રો આવી ગયાં છે. એમાં રાજાઓ છે, તેમના અમલદારો, ભાયાતો, ગોરાસાહેબો ને તેમના શિરસ્તેદારો છે; શ્રીમંત કેળવાયેલાં ભાવનાશીલ યુવકયુવતીઓ છે; પત્રકારો, વિદ્વાનો, કવિઓ, સાધુઓ અને બહારવટિયાઓ છે; મધ્યમવર્ગની ગુજરાતણો પણ છે; મહેતાજી, જમાલ, ગાડાવાળો, ડોશી, મૂર્ખદત્ત પૂજારી જેવાં નીચલા થરનાં પાત્રોય છે. ટૂંકમાં વિધિનિર્મિતિમાં જે કંઈ છે તેનું આ નવલકથાની દુનિયા પૂરતું પ્રતિબિંબ કે પ્રતિનિધિત્વ અહીં છે. ગોવર્ધનરામે રાખેલો પણ ઈશ્વરલીલાનું ચિત્ર આપવાનો આદર્શ. બીજી રીતે કહીએ તો દશે દિશાએ મચી રહેલા કોલાહલની વચ્ચે સરતા ભિન્નચિત્ર સંસારને જોવાનો સરસ્વતીચંદ્રનો અભિલાષ એ એના સર્જકનો જ અભિલાષ છે. એ અભિલાષ એમણે આવું સંસારદર્શન કરીકરાવીને જાણે સિદ્ધ કર્યો છે. 'સરસ્વતીચંદ્ર'ના પહેલા ભાગની પ્રસ્તાવનામાંનું-'વિદ્યા, દ્રવ્ય, અધિકાર, સ્વતંત્રતા ને વિશુદ્ધિ એ સર્વના પ્રકાશમાં, છાયામાં, અંધકારમાં તથા અધવચ રહેતાં મનુષ્યોની સ્થિતિઓ ને સંક્રાન્તિઓ દર્શાવવા યત્ન કર્યો છે

કે સર્વે વાંચનારને કોઈ કોઈ પાત્ર ઉપર સમભાવ થાય અને અનુકરણ સારુ ઉપમાન મળે'—એ વાક્ય આ પાત્રવૈવિધ્યની સહેતુકતા દર્શાવી આપે છે. એક એક થરનાં પાત્રોનું અને એ પાત્રોની લીલાભૂમિ બની શકે તેવા આવડા વિશાળ પટનું આવું સમૃદ્ધ દર્શન કોઈ એક જ કૃતિમાં ગોવર્ધનરામ સિવાય બીજા કોઈ ગુજરાતી નવલકથાકારે નથી કરાવ્યું. ના, મુનશીએ, રમણલાલે, મેઘાણીએ, ધૂમકેતુએ, કોઈએ નહિ.

આ પાત્રસૃષ્ટિ અમસ્થી જ દર્શન નથી દેતી. "ઈશ્વરલીલાનું 'સદર્થ' ચિત્ર આપવું એ જ પ્રયાસ છે". ખરું, પણ ઈશ્વરની સૃષ્ટિલીલાનો હેતુ તો તત્ત્વદર્શીઓ ને સંતમહંતો બોલ્યા કરે તોય પામે ભાગ્યે. પણ ગોવર્ધનરામનું એવું નથી. એમનો હેતુ સ્પષ્ટ છે. પ્રેલક્ષ પ્રવૃત્તિમાં પડ્યા વગર દેશભરના વાતાવરણમાંના વિચારપ્રવાહોને અને પ્રવૃત્તિપ્રવાહોને તટસ્થ દ્રષ્ટા બની અવલોકવા અને તે પર ચિંતનમનન કરી કોઈ પથ્ય માર્ગદર્શન કે ઉકેલ પોતાનાં દેશજનોને દાખવી જવો, એવી સ્વદેશવત્સલ ભાવનાથી ગોવર્ધનરામની લેખન-પ્રવૃત્તિ આરંભાઈ હતી. એવી વિચારણા જ રજૂ કરવાનો એમનો તો આશય. પણ ગંભીર નિબંધાત્મક પર્યેષણ બહુજનભોગ્ય ન નીવડે એ સંભવ જોઈ નવલકથા દ્વારા વાચકોને, સ્ત્રી પતિને કરે છે તેમ, અભિમુખ કરીને વાર્તારસ ભેગો જ્ઞાનરસ પાઈ દેવો એવો નિર્ણય એમણે કર્યો તે સુવિદિત છે. એ નિર્ણયનો અમલ કરવામાં ગોવર્ધનરામે એવી ખૂબી વાપરી છે કે વાર્તારસ માટે તેમણે કેટલાંક પ્રલક્ષ ચિત્રો આપ્યાં છે, અને એ રીતે પરોક્ષ રીતે વાચકોને તૈયાર કરી પછી સીધી વિચારણા પણ પ્રસંગ સાધીને એમણે રજૂ કરી છે. સંયુક્ત કુટુંબમાં કુટુંબના આધારભૂત પુરાની પત્નીની દશા પણ કેવી થાય છે એનું પ્રલક્ષ ચિત્ર આપવા એમણે બીજા ભાગમાંની ગુણસુંદરીની કુટુંબજાળની કથા યોજી, તો સંયુક્ત કુટુંબના પ્રશ્નની સીધી વિચારણા માટે ચોથા ભાગમાં ચન્દ્રકાન્તના પત્રોની

પોટલીના સરસ્વતીચંદ્રકૃત વાચનનો પ્રસંગ ગોઠવ્યો છે. એવી રીતે દેશી રજવાડાંનો સડો બતાવવા માટે પહેલા ભાગની સુવર્ણપુરની ખટપટની કથા તેમ જ ચક્રવર્તી બનવા નિર્માયેલી સત્તા સાથેના દેશી રાજ્યોના સંબંધ માટે નાગરાજ, મલ્લરાજ ને મણિરાજની ત્રીજા ભાગમાંની કથા પ્રત્યક્ષ ચિત્રો લેખે યોજાઈ છે. તો એની સીધી અપરોક્ષ વિચારણા ચોથા ભાગમાં મણિરાજની રાજસભામાંની ચર્ચા દ્વારા રજૂ કરવામાં આવી છે. સમાજબંધનો અને તેને લીધે શુદ્ધ પ્રીતિને વેઠવો પડતો ત્રાસ કુમુદ અને સરસ્વતીચંદ્રની વેદનાના પ્રત્યક્ષ ચિત્ર દ્વારા બતાવાયો છે, તો વિવાહ અને પ્રીતિની તાત્ત્વિક મીમાંસા ચોથા ભાગમાં સાધ્વીઓના સંવાદમાં કરી છે. સંસ્કૃતિસંઘર્ષ અને આપણી પ્રાચીન ભારતીય સંસ્કૃતિ, તેનો અર્વાચીન આચાર અને અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિના ત્રિવેણીસંગમને આરે ઊભેલો સંસ્કારી શિક્ષિત વર્ગ શી ભાવનાઓ સેવે તે બતાવાયું છે ખાસ સરસ્વતીચંદ્રના પાત્ર દ્વારા, અને પછી તેનું તાત્ત્વિક નિરૂપણ તથા તેની સિદ્ધિ માટેની સાધનાના ક્રમનું માર્ગદર્શન સરસ્વતીચંદ્ર-કુમુદનાં સ્વપ્ન દ્વારા, વિષ્ણુદાસજીના ઉપદેશ દ્વારા તથા કલ્યાણગ્રામની યોજના દ્વારા ચોથા ભાગમાં રજૂ કરવામાં આવ્યું છે. નવા જમાનામાં, નિષ્પ્રાણ ખોખા રૂપે નહિ પણ આર્ય સંસ્કૃતિ તથા તત્ત્વજ્ઞાનને જીવંત રાખી તેને જીવનમાં વણી દેનારો, નવી દૃષ્ટિને બધી રીતે સંતર્પે એવો માર્ગ બતાવવા યદુશૃંગવાસીઓનું ચિત્ર અપાયું છે.

આ રીતે વિશિષ્ટ હેતુ માટે યોજાયેલાં આ પ્રત્યક્ષ ચિત્રોની પાત્રસૃષ્ટિ પણ તે તે હેતુને સિદ્ધ કરવા સારુ જ નિર્માયેલી લાગે છે. આમ છતાં, પાત્રો પોતાનું માનવ્ય નથી ખોતાં, તેમ હેતુ ખાતર જ યોજાયેલાં નિર્જીવ પૂતળાં જેવાં નથી લાગતાં, એ ગોવર્ધનરામની ખૂબી છે. "સુચિત્રોના મિષ્ટ પરિપાકમાં શાસ્ત્રના સંસ્કારોનો મધુર સંભાર ભરવો"[1] ગોવર્ધનરામે ધારેલો તે નવલકથાના તેમને માન્ય

[1] પહેલા ભાગની ગુજરાતી પ્રસ્તાવનામાંથી.

આદર્શોના પાલનના આગ્રહને પરિણામે જ. એ આદર્શ કયો તે તો પહેલા ભાગની અંગ્રેજી ગુજરાતી બન્ને પ્રસ્તાવનાઓ કહી આપે છે.[૨]

પાત્રસૃષ્ટિ આમ ઇષ્ટ હેતુએ યોજાયેલી છે અને એ હેતુ સંસારસમીક્ષાનો છે, એ આપણે જોયું. એ સંસાર–સમીક્ષા ગોવર્ધનરામ અમુક વિશિષ્ટ પરિસ્થિતિમાં કરે છે, એ હકીકત પણ એમનાં પાત્રોની પૂરી ઓળખ માટે જાણી લેવી જરૂરી છે. એ પરિસ્થિતિ છે "વર્તમાન કાળની તીવ્ર ને ઉગ્ર" સંક્રાન્તિની. એની વાત કરી ગોવર્ધનરામ લખે છે: 'આ આવા કાળનાં કષ્ટોનાં ભ્રમર વચ્ચે, વર્તમાનથી વ્યાકુળ અને ભવિષ્યથી ક્ષણમાં ઉદ્વિગ્ન અને ક્ષણમાં મોહિત ચિંતાઓની ભીંડાભીંડના દબાણ વચ્ચે સર્વસંગ્રહી ઉદારતાનાં અને સારસંગ્રહી બુદ્ધિનાં તેમ જ ઉચ્ચગ્રાહી ઉદાત્તતાનાં ઉદય પામતાં થોડાં પરંતુ ચિરંજીવ કિરણ પણ દષ્ટિગોચર થતાં જણાય છે. એ સંક્રાન્તિનું વર્તમાન ચિત્ર અને એ કિરણોનું ભાવિ ચિત્ર એ ઉભય આ કથાના ચારે ભાગનો એક પ્રધાનઉદ્દેશ છે." (ત્રીજા ભાગની પ્રસ્તાવના). આ સંક્રાન્તિનું ચિત્ર આપવાના ઉદ્દેશથી ગોવર્ધનરામે એમણે કહ્યું છે તેમ "આ વાર્તાનો સમય છેક સમીપનો અને પ્રદેશ ગુર્જર વસ્તીનો રાખેલો છે. એટલે હજી સુધી આપણા કાનમાં વાગતા ભૂતદશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રત્યક્ષ પડદો અને ભવિષ્યકાળમાં વિદ્યાર્થી થનાર અવસ્થાના આજથી આપણી

૨. "સરસ્વતીચન્દ્ર"ના ચારે ભાગની પ્રસ્તાવનાઓમાં તેનું ખરું વિવેચન ગોવર્ધનરામે આપી દીધું છે, અથવા ખરા વિવેચન માટે માર્ગદર્શક નોંધ આપી છે. નવલકથાકાર ગોવર્ધનરામ ત્યાં પોતાના વિવેચક બન્યા છે એમ કહીશું? કે ગ્રંથના પ્રયોજન વસ્તુ–પાત્ર ઇત્યાદિની યોજના વગેરે બાબતો વિશે પહેલેથી કહી નાખી એ દૃષ્ટિએ એને વાંચવા સમજવાની માત્ર સૂચના જ એમણે ત્યાં કરી છે એમ ગણીશું? ગમે તેમ, "સરસ્વતીચન્દ્ર"ના પહેલા, ત્રીજા ને ચોથા ભાગની પ્રસ્તાવનાઓ પૂરતા લક્ષથી વાંચવી જોઈએ છે. એ વાંચ્યા વિના "સરસ્વતીચન્દ્ર"નો યથાર્થ અભ્યાસ કરવાની દૃષ્ટિ મળવાની નહિ.

કલ્પના પર પડતી પ્રતિચ્છાયા–એ સર્વનું મિશ્રણ કરવાથી શાસ્ત્રીય દેશોદ્ધારકોને કાંઈ સૂચના મળશે એવી કલ્પના છે". (પહેલા ભાગની પ્રસ્તાવના).

આવા સંક્રાન્તિકાળના ચિત્રને યોગ્ય રીતે પ્રતીતિજનક બનાવવા જાતે જ એક શાસ્ત્રીય દેશોદ્ધારક એવા ગોવર્ધનરામે પાત્રાલેખન પણ એવું કર્યું છે. ત્રીજા ભાગમાં રત્નનગરીના નાગરાજ, મલ્લરાજ અને મણિરાજ એ ત્રણ રાજાઓની કથામાં "ભૂતદશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રસક્ષ પડદો અને ભવિષ્યકાળમાં વિદ્યાર્થી થનાર અવસ્થાની આપણી કલ્પના પર પડતી પ્રતિચ્છાયા" અવશ્ય જોવાય છે. એવી જ રીતે જરાશંકર, બુદ્ધિધન અને વિદ્યાચતુર, મેનારાણી અને કમલા, અને સૌભાગ્યદેવી, ગુણસુંદરી, કુમુદસુંદરી અને કુસુમના પાત્ર–ચિત્રણથી જૂનાં પાત્રો અને નવી કેળવણી અને નવા વાતાવરણથી ઘડાતાં નવાં પાત્રો અને તેમના માનસનું દર્શન કર્તાએ કરાવ્યું છે. કથાનાયક સરસ્વતીચંદ્ર પણ જે મનોરાજ્યમાં વિહાર કરે છે તે સંક્રાન્તિકાળનું જ છે. સુવર્ણપુરમાં દેશી રાજ્યની આંતરિક ખટપટ જોઈ, ચંદ્રકાન્તના સંયુક્ત કુટુંબનો કલેશ પત્રો દ્વારા જાણી, શુદ્ધ પ્રીતિનું દર્દ કુમુદની વેદના પ્રસક્ષ જોવાથી અને સ્વાનુભવથી સમજી, યદુશૃંગ પર નવયુગ માગે છે તેવા સેવા-યજ્ઞનો પ્રેરક પાઠ ભણી, સરસ્વતીચંદ્ર મંથન બાદ સ્વદેશહિત માટે જે યોજના ઘડે છે, તેમાં સંક્રાન્તિકાળના જ બધા પ્રશ્નોને છણી લઈ પોતાને સૂઝ્યો તે ઉકેલ ગોવર્ધનરામે રજૂ કર્યો છે.

પાત્રોમાં ઘણાં આદર્શ છે અને ઘણાં વાસ્તવિક છે. પોતાના ઇષ્ટ ધ્યેયને સાધવા ગોવર્ધનરામને બે વાનાં કરવાનાં હતાં: એક, વર્તમાન સંક્રાન્તિકાળનું તાદૃશ ચિત્ર આપી સમસ્યાઓ રજૂ કરવી, અને બીજું, એને ઉકેલી નવો આદર્શ બોધી જવો. આમાંના પહેલા હેતુ માટે એમને વાસ્તવિક પાત્રો દ્વારા સમાજદર્શન કરાવવું પડ્યું છે, અને બીજા માટે આદર્શ પાત્રો યોજવાં પડ્યાં છે. ગોવર્ધનરામે પોતે પહેલા ભાગની અંગ્રેજી પ્રસ્તાવનામાં પ્રથમ કહ્યું છે કે સામાન્ય વાચકને

અભિમુખ કરતા લોહીમાંસની ખરી વાસ્તવિકતા જરૂરી છે, અને પછી પુસ્તકમાંના વાસ્તવદર્શન પરત્વે ખુલાસો કર્યો છે કે: "The actualities of life or locality are referred to only and strictly so far as they belong to any of the varied conditions of life amongst our people. And even these are on occasions ideal. The ideal and the actual are in some places inseparable." નવલકથાનાં પાત્રોનું પૃથક્કરણ કરતાં એમનાં આ વચનનું સત્ય સમજાઈ જાય છે. પહેલા ભાગમાં સુવર્ણપુરની રાજ્યખટપટમાં સંડોવાતાં પાત્રો, એટલે કે બુદ્ધિધન, શઠરાય, કરવતરાય, નરભેરામ, મેરૂલો, અને બીજાં બધાં પૂરેપૂરાં વાસ્તવિક છે. એ ભાગ એટલો બધો વાસ્તવદર્શી છે કે વકીલ તરીકે મળેલી માહિતીના દુરુપયોગનો આક્ષેપ ગોવર્ધનરામને માથે એને લીધે આવેલો કહેવાય છે. બીજા ભાગમાંની ગુણસુંદરીની કુટુંબકથા પણ એવાં અનેક સયુંક્ત ગુજરાતી કુટુંબોમાંથી ગમે તે કોઈની કથા છે એમ વાચકને લાગી જાય, અને ચંડિકા, દુઃખબા, ધર્મલક્ષ્મી, સુંદર, માનચતુર, આદિ બધાં પાત્રોને પોતાની આસપાસના જીવનમાં પણ એ ઓળખાવી શકે, તેમ છે. ત્રીજા ભાગથી કર્તા પોતે જ સ્વીકારે છે તેમ આદર્શનું તત્ત્વ વાસ્તવને દાબીને વધતું જાય છે. એમાંનો મલ્લરાજ એટલે જેટલો શૂરવીર તેટલો જ દીર્ઘદર્શી, ડહાપણવાળો, અસ્તગામી ક્ષાત્રવટનો છેલ્લો નાદર પ્રતિનિધિ, સામંત એટલે રાજાને ખાતર પુત્રનેય મારવા આતુર આદર્શ રાજભક્ત ભાયાત, જરાશંકર એટલે આદર્શ પ્રધાન, મેનારાણી એટલે આદર્શ રાજરાણી અને હરિદાસ એટલે આદર્શ સ્વામિભક્ત નોકર. વિષ્ણુદાસ મહંત અને તેના મઠનાં સાધુસાધ્વીઓનું આલેખન તો સ્પષ્ટ રીતે ઠરાવી આપે છે કે યદુશૃંગ એટલે પ્રાચીનતા અને નવીનતા ઉભયના સદંશોના પૂજક-સંગ્રાહક ગોવર્ધનરામનો મનોવાંચ્છિત કલ્પનાલોક.

આ આદર્શ અને વાસ્તવનાં તત્ત્વ એકમેકમાં ઘણીવાર ભળી ગયાં છે તે ગોવર્ધનરામની વાત ખોટી નથી. સરસ્વતીચંદ્ર, ચંદ્રકાન્ત,

કુમુદ, કુસુમ, ગુણસુંદરી, વિદ્યાચતુર જેવાં પાત્રોમાં આપણે એ જોઈ શકીશું. અઢાર ઓગણીશ વર્ષની વયે એમ. એ., એલએલ. બી. થનાર ભાવનાશીલ, રસિક, સ્વદેશવત્સલ, પંડિત, સરસ્વતીચંદ્ર; ઘરબાર ને કામધંધો મૂકી મિત્રને ઢૂંઢતો ફરનાર ચંદ્રકાન્ત; કુટુંબજનોના સ્વાર્થ અને અનેકવિધ અળગીતરાંને પી જતી સુશીલ, ધીર, ગૃહિણી ગુણસુંદરી; નવી દૃષ્ટિવાળો, પત્ની અને પુત્રીઓને યોગ્ય કેળવણી આપતો વિદ્યાચતુર; નાની વયે રસિકતા, જ્ઞાનગાંભીર્ય, શીલ અને સંસ્કારની સમૃદ્ધિ દાખવતી અને તેને લીધે સાસરિયાં વડે દેવી માફક પૂજાતી કુમુદસુંદરી–આ બધાં પાત્રો પહેલે પરિચયે ભાવનાસૃષ્ટ લાગે તેવાં છે. છતાં એ બધાંને સંસારની એવી ભરચક વાસ્તવિકતાઓ વચ્ચે કર્તાએ મૂક્યાં છે, જેની અસર તેમણે અનુભવવાની હોય છે, જે તેમની પ્રવૃત્તિઓને વહે કે દોરે છે, અને જેમની વચ્ચે અને સામે એમને કામ કરવાનું છે. સરસ્વતીચંદ્ર અપરમાના હેત(!)નો સ્વાદ ચાખી, પિતાના જે સ્નેહને વાસ્તે જ એ સંસારી હતો તે સ્નેહ હવે રહ્યો નથી એમ લાગતાં જ ઘર છોડી ચાલી નીકળે, પણ તેમ કરતાં જેને હૃદયથી કદી છોડી શકવાનો નથી તે કુમુદનોય ત્યાગ કરવાની ભૂલ કરી નાખે; માનસસરની હંસી જેવી કુમુદ રૂઢ સમાજલગ્નનો ભોગ થઈ પડી બુદ્ધિધનના ખાખોચિયા જેવા અસંસ્કારી ઘરમાં પતિથી અવગણાતી પોતાના હૃદયના સ્વામી સરસ્વતીચંદ્રને માટે ઝૂરી રહે; ચંદ્રકાન્ત અને ગુણિયલને પોતપોતાના ક્લેશગર્ભિત ઘરસંસાર જોગવવાના હોય; નવી દૃષ્ટિને ઝીલી પુત્રીઓને કેળવતો વિદ્યાચતુર પણ, સમાજની પ્રણાલિકાને પ્રથમ ભાંગી ન શકી[1] સરસ્વતીચંદ્ર ભાગી ગયાનું જાણતાં, કોઈ દુનિયાદારી વહેવારુ માણસની માફક કુમુદને તરત પ્રમાદધન વેરે પરણાવી નાખે. આ બધી હકીકત આદર્શ ને વાસ્તવનું

૧. અલબત્ત, થોડા મંથનને અંતે પોતાના પ્રધાનપદને જોખમે પણ વિધવા કુમુદને સરસ્વતીચંદ્ર જોડે પુનર્લગ્ન કરવા દેવાનું પગલું લેવાનો નિર્ણય એ કરે છે, ત્યારે સમાજમાન્ય પ્રણાલિકાને કોરે મૂકવાની હિંમત તે બતાવે છે એમ કર્તાએ છેવટના ભાગમાં બતાવ્યું છે.

મિશ્રણ ગોવર્ધનરામે કેવું કર્યું છે તે બતાવી આપે છે. બીજા ભાગમાં એક ગુણસુંદરી સિવાય બીજાં બધાં પાત્રોમાં પૂરેપૂરી વાસ્તવિકતા છે, અને ગુણસુંદરીનું આલેખન પૂરેપૂરું ભાવનાત્મક છે. બીજા ભાગમાં નામ તેવા ગુણવાળી, આદર્શ કુલવધૂ તરીકે આલેખાયેલી ગુણસુંદરીને પણ ચોથા ભાગમાં સમાજચણલિકાની પ્રતિષ્ઠાનું જોર બતાવતાં, ગોવર્ધનરામે ઘરની, કુળની ને આબરૂની ખેવનાવાળી વહેવારુ સ્ત્રી બનાવી દીધી છે, ત્યાં પાછું ભાવના સાથે વાસ્તવનું મિશ્રણ થયું છે.

પાત્રોનાં નામ તેમની વાસ્તવિકતાને આડે આવતાં હોય એમ પ્રથમ લાગે છે. શઠરાય, ધૂર્તલાલ, મૂર્ખદત્ત, દુઃખબા, ચંડિકા, ગરબડદાસ, સાહસરાય, ઉદ્ધતલાલ, તરંગશંકર, વિદ્યાચતુર, પ્રમાદધન, સરસ્વતીચંદ્ર, અર્થદાસ, વીરરાવ ધર્મપાટે એમ બધાં જ નામો તપાસો. એમ જ લાગવાનું કે જાણે ગોવર્ધનરામે દરેક પાત્રને તેના ગુણ, સંસ્કાર ને આચરણ પ્રમાણે નામ આપી દઈ, એ પાત્રને એના નામથી જ સંપૂર્ણ રીતે ઓળખી શકવાની આબાદ સરળતા પોતાના વાંચનારાઓને કરી આપી છે. કર્તાનો હેતુ પણ આમાં આગળ આવી જતો દેખાય છે. પણ પ્રશ્ન એ છે કે આવા નામો શક્ય ખરાં, વાસ્તવિક જીવનમાં, ગુજરાતમાં? અત્યારે સરસ્વતીચંદ્ર ને કુમુદ ને કુસુમ ને મધુરી જેવાં નામો ઠેર ઠેર નજરે પડે છે, જો કે એ પણ ગોવર્ધનરામના "સરસ્વતીચંદ્ર"ની પછી, પરંતુ શઠરાય, ધૂર્તલાલ, ઉદ્ધતલાલ જેવાં નામો કોઈ ફોઈબા પોતાના ભત્રીજા માટે પસંદ કરે ખરી? વાત એ છે કે ગોવર્ધનરામ લખતા હતા તે જમાનામાં આપણે ત્યાં પાત્રનાં નામ યથાગુણ રાખવામાં ખાસ કશું અસ્વાભાવિક થઈ જાય છે એમ મનાતું નહિ. "લલિતાદુઃખદર્શક" નાટક (૧૮૬૬), "અંધેરી નગરીનો ગર્ધબસેન" (૧૮૮૬), અને "બુદ્ધિ ને રૂઢિની કથા" (૧૮૮૩) જેવી "સરસ્વતીચંદ્ર" (૧૮૮૭)ની પુરોગામી કૃતિઓમાં કર્કશા, કજીયાબાઈ, ગંડુપુરી, દુર્બળસિંહ, અજ્ઞાનભટ્ટ, જુલમેશ્વર, કપટચંદ્ર, ગુર્જરદાસ, રૂઢિદેવી, અવિદ્યાદેવી, પુરોપરાજ જેવાં નામો જોવામાં આવે છે.

ગોવર્ધનરામને, તેમના અન્યથા રૂપકશોખીન માનસને લીધે, આ ચીલે ચાલવું ગમ્યું હશે એમ તર્ક થાય છે. છતાં એક વાત સ્પષ્ટ છે. ગોવર્ધનરામની લખાવટ અને પાત્રનિરૂપણ એવાં છે કે પાત્રોનાં વાણી, વર્તન વગેરેની વિગત વાંચતાં તે આપણને પૂરાં વાસ્તવિક ને સ્વાભાવિક લાગે છે, અને તેમનાં બનાવટી નામો ભુલાઈ જઈ શઠરાય ને બુદ્ધિધનની, કે પ્રમાદધન અને ધૂર્તલાલની ખરી વ્યક્તિઓ નજર સામે ખડી થઈ જાય છે. આ ગુણવાચક બનાવટી નામોને બદલે બીજાં સાચાં નામો મૂકી દેતાં જરાય વાંધો આવશે નહિ. ગુણ અને દુર્ગુણ માનવી આકૃતિઓ ધરી નવલની રંગભૂમિ પર હરતાંફરતાં હશે એવો ખ્યાલ આ નામને પ્રથમ વાંચતાં થાય તે તરત જ ચાલ્યો જાય છે. માણસનાં ગુણાવગુણલક્ષણોને સીધી સટ રીતે કહી નાંખતાં નામો કંઈ દુનિયામાં જોવામાં આવતાં નથી એટલા પૂરતી અસ્વાભાવિકતા એ પાત્રોનાં નામમાં ગણવી હોય તો ગણી શકાય, બાકી એમનાં ચિત્રણમાં તો સજીવતા ને વાસ્તવિકતાના રંગો લેખકે પૂર્યા છે એમ કહ્યા વિના ચાલશે નહિ.

કર્તાએ વાસ્તવદર્શનનો આગ્રહ રાખ્યો, એટલે પાત્રોને સૃષ્ટિનાં માનવી જેવાં સાચાં માનવી, સદ્ગુણદુર્ગુણનાં કે તેજઅંધારનાં મિશ્રણ જેવાં સાચાં માનવી જ ચીતરવાં પડ્યાં છે. કર્તા પોતે જ લખે છે: " માનવી માત્ર સારાસારની મેળવણી જેવું છે. આ જગતમાં સર્વ રીતે સારું જ અથવા સર્વ રીતે નરસું જ એવું કંઈ નથી. એ મેળવણી અત્ર દર્શાવવામાં આવી છે." ('સરસ્વતીચંદ્ર'–ભા. ૧ની પ્રસ્તાવના) સરસ્વતીચંદ્રના કુમુદસુંદરીનું શું થશે એનો પૂરો વાસ્તવદર્શી ખ્યાલ કર્યા વિનાના આવેશમાં ને આવેશમાં કરેલા ગૃહત્યાગમાંની ભૂલ, વિદ્યાચતુરની કુમુદને તરત જ બીજે ઠામ બેસાડી દેવાની ઉતાવળ, અને ગુણસુંદરીની સમાજમાન્ય પ્રતિષ્ઠાના ખ્યાલથી દોરવાઈ વિધવા કુમુદને ન જોવાની અનુદારતા–આવી આવી ગુણવાન પાત્રોની ખામીઓ ને નબળાઈઓ ગોવર્ધનરામે આથી હેતુપુરઃસર જ બતાવી જણાય છે. વળી જેમ હરિદાસ ને સામંત જેવાની સ્વામિ-

ભક્તિનું ઊજળું ચિત્ર આલેખ્યું છે, તેમ ધૂર્તલાલ ને મૂળુના સ્વાર્થજન્ય મહત્ત્વલોભ અને સ્વામિદ્રોહનાં કાળાં ચિત્ર પણ વર્ણવાયાં છે. એવી જ રીતે અલકકિશોરી, બુદ્ધિધન, માનચતુર આદિ પાત્રોમાં સારાં નરસાં તત્ત્વોની સુંદર મેળવણી કરેલી પણ જણાય છે. શઠરાય અને તેના કુટુંબ તથા મંડળની કથા વિસ્તારપૂર્વક કહેવાઈ છે તે સ્વાર્થરત માનવીઓની કુટિલતા ને કાળાશનું તાદૃશ ચિત્ર રજૂ કરવાના આશયથી જ.

પણ ગુમાન, ધૂર્તલાલ, શઠરાય, મૂળુ આદિ પાત્રોની પ્રપંચલીલાં જેટલું જ, કદાચ તેથી વધુ, મહત્ત્વ ગોવર્ધનરામ કામ-વિવશતાનાં ચિત્રોને અને એની સજાવટને આપતા હોય એવી એક છાપ "સરસ્વતીચંદ્ર"ના પ્રથમ વાચને જ વાચકચિત્ત પર પડ્યા વિના રહેશે નહિ. ભૂપસિંહ અને રમાબાઈના, પ્રમાદધન અને પદ્મા તથા કૃષ્ણકલિકાના, ખલકનંદા અને જમાલના, રૂપાળી ને મેરૂલા તથા ગરબડદાસના, રઘી અને મહાવા તથા રણજીતના અને દુષ્ટરાય તથા કલાવતીના સંબંધની વાતમાં, ("સરસ્વતીચંદ્ર" ભા. ૧) તેમ જ માનચતુર અને મનોહરીનાં પાત્રો–એ મનોહરીના મોમાં તો પ્રાકૃત રુચિને ગોઠે તેવાં બે શૃંગારી ગાયનો પણ મૂકાયાં છે!–ના કર્તાએ કરાવેલા પરિચયમાં (ભાગ–૨) આ વસ્તુ ખાસ જોઈ શકાય છે. એવી જ રીતે ગાનચતુરની સુંદર પરની (ભા. ૨), મૂળુની ગુણસુંદરી પરની કુદૃષ્ટિની (ભા. ૩) વાત કરતા પ્રસંગો, અને સૂક્ષ્મ પૃથક્કરણ સમેત નિરૂપેલા અલકકિશોરી અને નવીનચંદ્ર વચ્ચેના, એને બુદ્ધિધન તથા રાજબા વચ્ચેના વિકારમય નાજુક પ્રસંગો (ભા. ૧), તથા ઘેરી તાદૃશતાથી વર્ણવાયેલો અલક પરના કામાસક્ત જમાલના આક્રમણનો પ્રસંગ (ભા. ૧), પણ આ જ બતાવી આપે છે. આનું શું સમજવું? ગોવર્ધનરામે નવલકથાના વાંચનાર વર્ગની ત્રણ કક્ષા પાડી, તેમાં ત્રીજી અને બહોળી કક્ષાવાળાઓમાંના કેટલાકને તેમનાં "મદન અને સ્ત્રીની વાર્તાઓને વશ થયેલાં ચિત્ત" નવલકથાવાચનમાં પ્રેરે છે એમ કહ્યું

છે. (સ. ભા. ૧ લાની પ્રસ્તાવના). એવા વર્ગની અપેક્ષાઓ સંતોષવા તો ગોવર્ધનરામે આમ નહિ કર્યું હોય? "For the people who must be made, and not left, to read." આ બાબત પરત્વે કર્તાએ થોડો ખુલાસો કર્યો છે તે પણ લક્ષમાં લેવો જોઈએ. એ કહે છે:

"આ ગ્રંથનાં પાત્ર ઉત્કૃષ્ટતમ કર્યાં નથી કે વાંચનાર તેમને કેવળ કાલ્પનિક ગણે અને અનુકરણનો વિચાર જ ન આવે. તેમ જ લોકવર્ગનાં કેવળ સાધારણ મનુષ્યો જ ચીતર્યાં નથી કે ઉત્કર્ષને ઉત્સાહક પગથિયું જ જોવામાં ન આવે. આપણા સાધારણ વિકારો–ક્ષમા કરવા યોગ્ય નિર્બળતા–તેથી ડગમગતાં પરંતુ સ્થિર થવા, ઉત્કર્ષ પામવા, યત્ન કરતાં માનવીઓનાં ચિત્ર આપ્યાં છે. *નિર્બળ માનવીમાં નિર્બળ માનવી પર સમભાવ ઉત્પન્ન થાય, અને તેમ* કરતાં, સંસારસાગરમાં બાથોડિયાં મારવાના ઉપાય સૂઝે; એ માર્ગનું દિગ્દર્શન અત્રે ઇચ્છ્યું છે. તેમ કરવામાં **મલિન માણસોનાં ચિત્ર શુદ્ધ ચિત્રોમાં કાળા લસરકા પેઠે ક્વચિત્ આણવાં પડ્યાં છે; કારણ અશુદ્ધિના અવલોકનથી શુદ્ધિના ગૌરવનું માપ સ્પષ્ટ થાય છે."** (ભાગ ૧ લાની પ્રસ્તાવના).

આ દૃષ્ટિએ જોતાં જણાય છે કે એવાં ચિત્રો એના મદનરસને ખાતર નહિ પણ "શુદ્ધિના ગૌરવનું માપ" દેખાડવા ખાતર પડછા તરીકે યોજાયાં છે. નિર્બળ માનવી પોતાના જ જેવાં નિર્બળ માનવીઓને એમની ક્ષમ્ય નિર્બળતાની સામે ઝૂઝતાં જોઈ ઉત્કર્ષ માટે ઉત્સાહ મેળવે એ હેતુથી ગોવર્ધનરામે આમાંનાં અનેક પાત્રોને ભૂલ અને પાપમાંથી સુધરતાં અને ઉદ્ધારને માર્ગે જતાં બતાવ્યાં છે. વિકારની ખીણમાં પડું પડું થતી અલકકિશોરી એવી અત્યંત નાજુક અને વિષમ પળે નવીનચંદ્રના "અલકબેન, હું તો તમારો ભાઈ થાઉં હો!" એ એક જ વાક્યના ઓચિંતા શ્રવણથી વિકારનો આવેગ ખંખેરી નાંખી વિશુદ્ધનિર્મળ બની જાય છે એ પ્રસંગ,

તેમજ સરસ્વતીચંદ્રવાળા ઓરડામાં જવા માટે બારણાની સાંકળ ઉઘાડવાની ઇચ્છા કરતી વેળા ઘડીભર "મદન-અંધા" બનતી કુમુદસુંદરી કમાડ પર પોતાની છાયા જોઈને તેમાં પોતાની જનનીનું દર્શન કરી પુણ્યશુદ્ધ અને સ્વસ્થ બની જાય છે એ પ્રસંગ, યોજવામાં તથા નિરૂપવામાં કર્તાનો ઉપરકહ્યો નિર્મળ આશય જ દેખાઈ આવે છે: આ ઉપરાંત, બુદ્ધિધનને એક વખતે રાજબાના વિકારી આકર્ષણમાંથી; માનચતુરને એને સ્વભાવસહજ બની ગયેલ સ્રીલંપટતામાંથી, ગાનચતુરને સુંદર પ્રત્યેની કુદૃષ્ટિમાંથી, અને મનોહરીને તેના અતૃપ્ત જોબને શીખવેલ પતનાભિમુખ વૃત્તિચાંચલ્ય અને નફટાઈમાંથી મુક્ત થતાં ગોવર્ધનરામે બતાવ્યાં છે, એ પણ યાદ રાખવું જોઈએ: એમના એ ઉદ્ધારમાં અનુક્રમે સૌભાગ્યસુંદરી, ધર્મલક્ષ્મી અને ગુણસુંદરી જેવી સુશીલ સાધ્વીઓને નિમિત્ત બનાવી કર્તાએ એ સ્રી-પાત્રોને ઊજળાં બનાવ્યાં છે. "હું તો તમારો ભાઈ થાઉં હો!" એ અલક-કિશોરીને વિશુદ્ધ બનાવતા વાક્યનીય પ્રેરક તો છે કુમુદસુંદરી. "ભ્રષ્ટ થઈ મતિ તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો" એ કુમુદના વેદના-ટપકતા ગીતમાંના મૃદુ ઉપાલંભની ચોટ વાગતાં જ પળવાર નબળો બનેલો નવીનચંદ્ર સચેત બની જઈ ઉપરકહ્યું વાક્ય બોલી નાખે છે. એટલે તે પ્રસંગે નવીનચંદ્રને સાક્ષાત રીતે અને તેના દ્વારા અલકકિશોરીને પરોક્ષ રીતે પતનમાંથી ઉગારી લેવાનો યશ કુમુદસુંદરીને જાય છે. આમ, સતેજ નીતિભાવનાવાળા ગોવર્ધનરામે પોતાનાં કેટલાંક પાત્રોને ઉજ્જ્વલ, નિર્મળ, ઉદાત્ત શીલવાળાં બનાવ્યાં છે, કેટલાંકને મલિન જ ચીતર્યાં છે અને કેટલાંકને માનવી નિર્બળતાને અને વિકારોને પ્રથમ વશ થતાં વર્ણવી, પછી તે સ્થિતિમાંથી ઉત્કર્ષગામી ડગલાં માંડતાં બતાવ્યાં છે. ગ્રન્થનાં ખુદ નાયક-નાયિકાને પણ ઉદાત્તશીલ બનાવવા સાથે જ, કોઈ કોઈ વાર વિકારનો ને માનવી નબળાઈનો ફફડાટ અંતરમાં અનુભવતાં ને તેની સામે વિજયી ટક્કર ઝીલતાં બતાવવામાં આવ્યાં છે! કર્તાની નીતિનિષ્ઠાનું દર્શન આ બધી હકીકત

ઉપરાંત શઠરાયમંડળ, જમાલ, પ્રતાપ, ધૂર્તલાલ, પ્રમાદધન આદિ પાત્રોને તેમનાં કરતૂકનું યોગ્ય ફળ મેળવતાં બતાવી તેમને કવિન્યાય ((Poetic Justice) એ આપે છે તેમાં પણ ક્યાં નથી થતું ? ખૂંચે છે માત્ર ખલકનંદા, રૂપાળી આદિના લંપટ આચરણનાં વર્ણન દ્વારા ઘાટાઘેરા રંગે ચીતરાયેલો શઠરાયના ઘરનો સડો. પણ એ તો તેના પ્રતિસ્પર્ધી બુદ્ધિધનના ઘરનાં નીતિસંસ્કારથી સ્પષ્ટ રીતે એને વિરુદ્ધ બતાવવા માટે જ યોજાયેલ લાગે છે.

પાત્રવિવેચનમાં ઘણી વાર એ જાતિચિત્રો (Types) છે કે વ્યક્તિચિત્રો (Individuals) એ પ્રશ્નને આગળ કરવામાં આવે છે. "સરસ્વતીચંદ્ર"માંનાં પાત્રોને એ દૃષ્ટિએ અવલોકવાનો પ્રયાસ કરતાં જણાશે કે એ બહુધા જાતિચિત્રો બની ગયાં છે. સરસ્વતીચંદ્ર એટલે સંક્રાન્તિકાળના યુનિવર્સિટી–ઘડયા શ્રીમંત. ભાવનાશીલ, સ્વદેશવત્સલ, વિદ્વાન, યુવકોનો પ્રતિનિધિ. કુમુદ એટલે હૃદયમાન્ય પુરુષને પરણી ન શકતી, અસંસ્કારી પતિ જોડે લગ્નસંબંધે જોડાયેલી, સુશિક્ષિત, સંસ્કારી યુવતીઓની પ્રતિનિધિ. ગુણસુંદરી એટલે સંયુક્ત કુટુંબમાં દબાતી અને એના વિષને અમૃત બનાવી દેતી સુશીલ ગુજરાતણોની પ્રતિનિધિ. કુસુમ એટલે નવી દૃષ્ટિવાળા પિતાએ યોગ્ય કેળવણી દ્વારા જેને પૂરેપૂરી વિકસવા દીધી છે એવી, કુમુદને મુકાબલે વધુ અર્વાચીન યુવતીઓની પ્રતિનિધિ. પ્રમાદધન એટલે અમલદાર પિતાનો અવિકસિત સ્ખલનશીલ પુત્ર. આમ બધાં જ પાત્રોને માટે તમે વિચાર કરી શકશો. પણ આનો અર્થ એ નથી કે પાત્રોનું પૂરું વ્યક્તિસ્વરૂપ બંધાતું નથી. કોઈ બે પાત્રની વ્યક્તિતા એક બીજામાં સેળભેળ ન થઈ જાય એટલા સારુ એકમેકથી વ્યાવર્તક લક્ષણો દરેક પાત્રમાં મૂકી કર્તાએ એમને વ્યક્તિત્વવિશિષ્ટ જાતિ–ચિત્રો બનાવી દીધાં છે. વિદ્યાચતુર બુદ્ધિધન કરતાં જુદો છે. કુસુમ કુમુદ કરતાં જુદી છે. અલકકિશોરી પોતાના સહોદર પ્રમાદધન કરતાં સ્વભાવે ભિન્ન છે. ચંદ્રિકા, સુંદર, ધર્મલક્ષ્મી વગેરે એકમેકથી તેમ ગુણસુંદરીથી

ભિન્ન છે. ખાસ કરીને કથાવસ્તુમાં કંઈ ને કંઈ કાર્ય સાધી જતાં નાનાં પાત્રોનું ચિત્રણ તો ગોવર્ધનરામ મોટાં પાત્રો કરતાંય વધુ સજીવન ને સ્પષ્ટરેખ કરી શક્યા છે. ગુમાન, અર્થદાસ, નરભેરામ, હરિદાસ, મનોહરી, બીમછી, દુઃખબા, વગેરે પાત્રો તે તે પ્રકારનાં માનસ ને સ્વભાવ-લક્ષણવાળાં માનવીઓનાં પ્રતિનિધિ હશે એટલે કે વર્ગચિત્રો હશે, છતાં દરેકની વ્યક્તિતા વાચકની ચિત્તભૂ પર સ્પષ્ટપણે છાપરૂપે અંકાઈ જાય છે. સરસ્વતીચંદ્ર જેવાં મુખ્ય પાત્રોનાં ચરિત્ર-લક્ષણો તો સંભારી જઈને એકઠાં કરી તેની સુશ્લિષ્ટ આકૃતિ વાચકોએ મનમાં ઘડવી પડે એવું હોય છે, કારણ, તેમને મોટા વિસ્તારમાં હરતાં ફરતાં વિચારતાં બતાવેલાં હોવાથી તેમના વ્યક્તિત્વરંગો ક્યારેક રેળાઈ જાય એમ પણ બને છે, જ્યારે આ નાનાં પાત્રોમાં તેમ નથી બનતું.

પોતાનાં પાત્રોની રજૂઆત ગોવર્ધનરામ કેવી રીતે કરે છે? પાત્રોનો ખપ પૂરતો અલ્પ પરિચય આપી દઈ, પછી બધો વખત પોતે નેપથ્યમાં જ ભરાઈ જઈ પાત્રોને નવલકથાની રંગભૂમિ પર રમતાં મૂકી દે તેવી રીતે તો નહિ જ. એ પોતે જ પાત્રોનો ખાસો મજાનો પરિચય એમનાં સ્વભાવ અને સંસ્કારઘડતરના વિગતવાર ઇતિહાસ સાથે આપણને આપી, તેમની આંગળી ઝાલી પોતાની સાથે ચલાવતા હોય એમ લાગ્યા વિના રહેતું નથી. પહેલા ભાગના બીજા પ્રકરણમાં અલકકિશોરી અને કુમુદસુંદરીનો પરિચય આપતાં, એમના એકમેકથી ભિન્ન એવા વ્યક્તિત્વને સમજવા ખાતર, એમનાં માતપિતાની તથા કુટુંબના સંસ્કાર વાતાવરણ વગેરેની વિગત કર્તા આપે છે. નવલકથાનું વસ્તુ શરૂ થાય છે તે વખતની બુદ્ધિધનની પ્રવૃત્તિ અને કાર્યનીતિને યોગ્ય રીતે સમજવાની ભૂમિકા એમણે રજૂ કરી છે, બુદ્ધિધનનો પૂરો પૂર્વ ઇતિહાસ આપીને. ચોથા ભાગમાં દેખાતો સંસ્કારી મણિરાજ એવો કેમ તે, એના દૂરદર્શી પિતા મલ્લરાજે જે હેતુથી અને જેવી તાલીમ એને વિદ્યાચતુર દ્વારા અપાવી હતી તેની વિગત

સાથે, એ તાલીમની અસર વ્યક્ત કરતા તેના જીવનના કેટલાક પ્રસંગો ત્રીજા ભાગમાં વર્ણવીને, બતાવ્યું છે. પિતાના પરુષ વચનથી ગૃહત્યાગ કરવા તત્પર બની જનાર સરસ્વતીચંદ્રનું માનસ એવા ગૃહત્યાગને અને વૈરાગ્યવૃત્તિને પ્રથમથી જ કેવું અનુકૂળ હતું તે પહેલા ભાગમાં બતાવાયું છે. નાનાં મોટાં બધાં જ પાત્રોના સ્વભાવ, સંસ્કાર ઇત્યાદિ ચારિત્ર્યઘટક તત્ત્વોને આ રીતે તેમનાં કુટુંબ, વાતાવરણ કે અન્ય વિશિષ્ટ પરિસ્થિતિઓની વિગત આપી કર્તા પ્રથમથી સમજાવી દે છે. પછી તો તેમના એ ચરિત્ર-અંશોને અમુક અમુક પરિસ્થિતિમાં કામ કરતા બતાવવાનું જ બાકી રહે છે. આ સંબંધમાં પ્રો. ઠાકોરનું મંતવ્ય અહીં ઉતારવા જેવું છે :

" કર્તાનું બીજું લક્ષ્ય કોઈ પણ બનાવ અને તેને લગતાં પાત્રો એવાં જ કેમ તે પાત્રોની આગલી પાછલીમાં પૂરતી ઝીણવટ પર્યેષણા અને અનુભવી દૃષ્ટિથી ઊતરીને વાંચનારની ખાતરી થાય તેમ સચોટ બતાવી આપવાનું છે. આવી માનસશાસ્ત્રી વિવેચના કર્તા પોતાના દરેક મુખ્ય પાત્ર વિશે ફરીફરીને તેને અમુક દેશકાલસંજોગાદિ વાસ્તવિક જગતનું વાસ્તવિક માછલું ચિત્રી આપે છે. "સરસ્વતીચંદ્ર"માંનાં સ્ત્રીપુરુષો અને તેમના રાગદ્વેષ, તેમને થતા અનુભવો અને તેમણે કરેલાં કૃત્યો, આથી કરીને જ એક-પરિમાણી રેખાચિત્ર કે લંબાઈ અને પહોળાઈ એ બે જ પરિમાણવાળાં ભિત્તિચિત્ર મટીને ત્રણે પરિમાણવાળી મૂર્તિઓ બની શકે છે......"

("સરસ્વતીચંદ્રમાં વસ્તુની ફૂલગૂંથણી.")

નવલકથામાં ગોવર્ધનરામનો સાધ્ય હેતુ તો વિચારણા જ, એટલે પાત્રો કાર્ય કરે છે એના કરતાં વિચારે ને બોલે છે વિશેષ. પરિણામે ઘણીવાર બીજાં પાત્રો સાથેના એમના સંવાદ અને કેટલીકવાર તો એમનાં ખાનગી સ્વગતો પણ આપણને સાંભળવા મળે છે. પાત્રોનાં આ સંભાષણ વિશે આટલું બેધડક કહી શકીએ તેમ છીએ કે જેમ ગુજરાતની પહેલી ગણનાપાત્ર શિષ્ટ નવલકથા "કરણઘેલો"માં જ્યારે પાત્રો સંવાદ

કરતાં જણાય છે ત્યારે એ પાત્રો નહિ પણ તેમના સર્જક નંદશંકર જ તેમને મોંએ બોલતા હોય એવી છાપ પડવા સાથે એ સંવાદ ઘણી વાર અસ્વાભાવિક કે કૃત્રિમ લાગે છે, તેવું "સરસ્વતીચંદ્ર"માંના સંવાદને વિશે કહી શકાય તેમ નથી. પરિસ્થિતિને અને પાત્રના સ્વભાવ સંસ્કાર ઇત્યાદિને સર્વથા સંગત એવી શિષ્ટ, મધ્યમ, અશિષ્ટ બધા સ્તરની પાત્રોચિત ભાષા "સરસ્વતીચંદ્ર"નાં પાત્રોના સંવાદને સાચો અને સ્વાભાવિક બનાવે છે. પહેલા ભાગમાં જમાલ, નરભેરામ અને બુદ્ધિધનની, બીજામાં બીમજી, દુઃખબા, ચંડિકા, માનચતુર આદિ પાત્રોની, ત્રીજામાં મલ્લરાજ, સામંત, હરિદાસ, ધૂર્તલાલ આદિની અને ચોથામાં વીરરાવ ધમ્પારે, કુસુમ, વિષ્ણુદાસ આદિની ભાષા આ સંબંધમાં દૃષ્ટાંત લેખે જોવા જેવી છે. સરસ્વતીચંદ્ર, વિદ્યાચતુર, ચંદ્રકાન્ત, અને કુમુદની ભાષા તો બધે વખતે તેમનાં સંસ્કાર શિક્ષણ ઇત્યાદિને અનુરૂપ શિષ્ટ અને સંસ્કારી હોય છે. બીજે પક્ષે, આટલું સ્વીકાર્યા વગર છૂટકો નથી કે સંવાદમાંથી પાત્રોનું વ્યક્તિત્વ ઊપસી આવે, એના કરતાં એમના કર્તાએ ઘડી રાખેલા તેમના વ્યક્તિત્વને લીધે જ એવા સંવાદ એમને મોંએ નીકળતા હોય છે. બીજા શબ્દોમાં, ગોવર્ધનરામ ઘણી વાર પાત્રોને પોતાની રેજ બોલવા દેવાનો ડોળ કરતા લાગે છે એટલું જ, બાકી ખરી રીતે તો પોતાની ઇષ્ટ વિચારણાને આગળ કરવા તેમનો પોતાના વાહન કે મુખ (Spokesmen) તરીકે ઉપયોગ કરતા હોય છે, એવી છાપ પણ ચિત્ત પર પડ્યા વિના રહેતી નથી સંવાદની ભાષા આ કારણે કોઈ કોઈ વેળા પુસ્તકિયા અને પાંડિત્યદંભી બની ગઈ છે. ધારદાર, વ્યક્તિત્વદ્યોતક, સ્વાભાવિક, પ્રસંગાનુકૂળ, નાટ્યોચિત સંવાદ તો ગુજરાતી નવલકથામાં પ્રથમ મુનશીનાં પાત્રોનાં મોંમાંથી જ નીકળતો *જોવાય છે. અલબત્ત ગોવર્ધનરામે ધાર્યું છે ત્યારે એવી દૃશ્ય* સંવાદકલા બતાવી તો આપી છે. ઉદાહરણ લેખે, "અલકબેન, હું તો તમારો ભાઈ થાઉં -હો!" એ સરસ્વતીચંદ્રનો વ્યક્તિત્વદ્યોતક

અને પ્રાપ્ત પરિસ્થિતિને સાવ પલટી નાખતો ઉદ્ગાર તથા કુસુમના અન્ય પાત્રો જોડેના કેટલાક ચબરાક સંવાદને ટાંકી શકાય તેમ છે.

પાત્રની રજૂઆતનો વિચાર કરતાં લેખક પાત્રોને આરંભમાં ઓળખાવ્યાં એવાં જ અન્ત લગી રાખે છે કે તેમનો મનોવિકાસ કે દૃષ્ટિપરિવર્તન સાધી આપે છે, તે બાબત પણ ખાસ જોવી જોઈએ. બધાંનો તો નહિ પણ કેટલાંક પાત્રોનો વિકાસ ગોવર્ધનરામે આ નવલકથામાં યથાપ્રમાણ બતાવ્યો છે. ખાસ તો આ સંબંધમાં કથાનાયક સરસ્વતીચંદ્રનો, થતો દેખાડાયો છે તેટલો, વિકાસ અભ્યાસ-પાત્ર છે. ભાવનાસેવી, પંડિત સરસ્વતીચંદ્ર ઘર છોડે છે ત્યારથી વિદ્યાર્થી મટી અનુભવાર્થી બને છે અને તેના આદર્શવિહારમાં દુનિયાના અનુભવનો રંગ પુરાવા માંડે છે. કોઈમાં દ્રષ્ટા બનતાં તો કોઈમાં સક્રિય ભાગ લેતાં તેને સંસારના સમવિષમ અનેક અનુભવોમાંથી પસાર થવું પડે છે. જેમાં પ્રજાનો તો વિચાર કરવાની કોઈને પડી ન હતી તેવી સુવર્ણપુરની રાજખટપટ તેણે જોઈ. ચંદ્રકાન્તના મિત્રસ્નેહની અને કુમુદની પ્રીતિની આકરી કસોટી તે કરી શક્યો. કુમુદની દુર્ગતિ નિહાળી પોતાના ગૃહત્યાગના પગલાંનો પસ્તાવો તેને થયો. ચંદ્રકાન્તના કલેશગર્ભિત ગૃહસંસારનું કરુણ ચિત્ર તેના પત્રોમાંથી પ્રત્યક્ષ કરી સંયુક્તકુટુંબના લાભાલાભ તેણે જોયા. પૈસાનો પણ સ્વદેશસેવામાં પડતો ખપ ને શક્ય ઉપયોગ તેને સમજાયો. અનેક ચંદ્રકાન્તોની ને કુમુદસુંદરીઓની ને ગંગાભાભીની સ્થિતિ સુધારવા કટિબદ્ધ થવાનો તેણે નિશ્ચય કર્યો. સ્ત્રીજનની સેવાના કાર્યમાં સહચારિણી વિના સફળ થવાશે નહિ તે એ સમજ્યો. યદુશૃંગ ઉપર લક્ષ્યાલક્ષ્ય-વિવેક, પંચમહાયજ્ઞ અને સ્થૂલસૂક્ષ્મ પ્રેમનો વિવેક તે શીખ્યો. વિષ્ણુદાસની પ્રેરણાથી દેખેલા સ્વપ્નમાં હિન્દના રોગ અને તેના નિવારણ વિશે જાણ્યું અને પરિણામે કલ્યાણગ્રામની યોજના તેણે ઘડી. આ બધું સંકલિત કરીને વિચાર્યું હોય તો જરૂર પ્રતીત થાય કે આ અનુભવપર્યટનને અંતે સરસ્વતીચંદ્ર જ્ઞાનસમૃદ્ધ બની, નવી

દષ્ટિ મેળવી દેશની સેવા કરવા માટે પૂરો તૈયાર બન્યો છે. આ રીતે તેનો મનોવિકાસ સૂક્ષ્મ રીતે ગોવર્ધનરામે સધાતો બતાવ્યો છે. ચંચળ, છેલ મનોહરીને ગુણસુંદરીના પ્રભાવથી ને અસરથી સ્વસ્થ પતિવ્રતા બનતી વર્ણવીને, તેમજ ધૃષ્ટ, સ્ત્રીલંપટ માનચતુરને ધર્મલક્ષ્મીની ધીમી પવિત્ર અસરને પ્રતાપે વિશુદ્ધશીલ થતો બતાવીને એ બે પાત્રનો પણ કર્તાએ વિકાસ બતાવ્યો છે. પર થયેલા સ્વજન સરસ્વતીચંદ્રને ખાતર અંતરમાં રીબાતી છતાં પ્રમાદધન પ્રત્યેનો પોતાનો પ્રાપ્ત પત્નીધર્મ બજાવવા મથતી, વિકારની પળે સાવધ બની પવિત્ર રહેતી, અને આખરે સરસ્વતીચંદ્ર જોડે પુનર્લગ્નથી જોડાવાની અનુકૂળતા છતાં સરસ્વતીચંદ્ર પ્રત્યેની પ્રીતિથી જ પ્રેરાઈ દેશની ને સમાજની સેવા કરવાના તેના અભિલાષની સિદ્ધિને ખાતર કુસુમને એની જોડે લગ્નસંબંધથી જોડી, પોતે ખસી જઈ ભવ્ય આત્મવિલોપન કરનાર કુમુદસુંદરી પણ ચોથા ભાગને અંતે આરંભની મુગ્ધા કુમુદ જ નથી રહી. અપરિણીત રહી મીરાંબાઇ બનવા ચાહનાર સ્વતંત્ર કુસુમ પણ પરણી ને આખરે બદલી એવું કથાન્તે સૂચન મળે છે. વૈરથી બળતો ખટપટી, સ્વાર્થી અને સત્તાપ્રાપ્તિ માટે પ્રતિસ્પર્ધીની સામે શાઠ્ય આચરવામાં ન અચકાનાર બુદ્ધિધન પોતાના પુત્રને શિક્ષા કરવા તૈયાર થાય, તે વેળા પોતાના પ્રધાનપદનો "ઈશ્વરની સેવા, લોકની સેવા, મહારાણી શુદ્ધ હશે તેટલી તેની સેવા"ને ખાતર ઉપયોગ કરવાનો નિર્મળ નિર્ણય કરે (સ. ભા. ૩, પ્ર. ૪૬નું છેલ્લું પૃ), વિધુર બન્યા પછી બાહ્ય અનુકૂળતા છતાં કુસુમને પરણવાની ના કહે, અને આખરે સાધુ બનવા તૈયાર થાય, એ હકીકત એ પાત્રનો પણ વિકાસ સૂચવે છે.

આમ આવાં કેટલાંક પાત્રોનો વિકાસ ગોવર્ધનરામે બતાવ્યો તો છે, પણ એ વિકાસ સૂક્ષ્મ, મનોગત અને ધીમો હોઈ વ્યક્તિમાં અમુક પળે જબ્બર પરિવર્તન તેના આચરણ તથા વિચારમાં કરી નાખે એવો ક્યાંય જણાતો નથી, અને એથી પ્રથમ અવલોકને ધ્યાનમાં

આવે તેવો નથી હોતો. પણ ગોવર્ધનરામનું પેલું વિચારકત્વ એમને બહુ ક્રિયાપ્રેમી કે પ્રસંગપ્રેમી બનવા દેતું નથી એને લીધે આમ બન્યું હશે એમ મનાય. પાત્રો શું કરે છે એના કરતાં અમુક અમુક પરિસ્થિતિઓનાં દર્શન અને અનુભવને 'પ્રસંગે તે શું વિચારે છે એ બતાવવા તરફ કર્તાએ વધુ લક્ષ આપ્યું હોઈ, પાત્રોનો વિકાસ સૌથી પ્રથમ તો એમનાં આંતર જીવનમાંથી અને પછી જ અમુક પરિસ્થિતિમાં થતાં તેમના બાહ્ય વર્તનમાંથી શોધવો પડે તેમ છે.

પાત્રોના આ આંતર જીવનનું દર્શન ગોવર્ધનરામે સામર્થ્યપૂર્વક કરાવ્યું છે. પાત્રોનાં બાહ્ય વાણીવર્તનથી આપણને વાકેફ કરીને જ એ સંતોષ માનતા નથી. એ તો એમના હૃદયના પાતાલઘરા સુધી આપણને લઈ જઈ તેમાં આપણને સ્નાન કરાવે છે. એમની વેદના, મંથન, હર્ષશોક, સહનતપન વગેરેનો આથી એવો તો સાક્ષાત્કાર વાચકોને થઈ જાય છે કે ઘણા વખત સુધી એમની સ્મૃતિ ચિત્તમાંથી ખસતી નથી. વિશેષતઃ આ દેખાય છે કેટલાંક પાત્રોનાં મહત્ત્વનાં મનોમંથનોના નિરૂપણમાં. ખરી રીતે કલાકારની શક્તિની ખરી કસોટી અચંડ ભાવયુદ્ધો કે મનોમંથનોને એ કેવી રીતે ચીતરી જાય છે તે પરથી જ થાય. ગોવર્ધનરામની એવી શક્તિનું દર્શન કરાવતાં આવાં પાત્રમંથનોમાં સૌથી મહત્ત્વનાં છે ગ્રંથના નાયક અને નાયિકાનાં. નાયકના ગૃહત્યાગની સાથે જ નાયક અને નાયિકાનાં હૃદય પ્રાપ્ત પરિસ્થિતિને અનુકૂળ બનવાનો ભગીરથ પ્રયત્ન કરતા છતાં, પરસ્પર પ્રીતિની વિરહવેદનાનો ઓજ ઊંચકે છે તે લગભગ છેક લગી. એ ઓજ અસહ્ય બનતાં કુમુદસુંદરી તો આપઘાતની સીમા સુધી પહોંચી જાય છે. બંનેના હૃદયની એ મર્મદારક ઘનવ્યથા ડગલે ને પગલે ગોવર્ધનરામ આપણને વાચકોને બતાવતાં ચૂકયા નથી. આખરે જ્યારે યદુશૃંગ પર એમનું પુનર્મિલન થાય છે ત્યારે કયો આદિ માર્ગ અખત્યાર કરવો તેનીયે મૂંઝવણ એમને ઓછી થતી નથી. સરસ્વતીચંદ્રને તો બીજી રીતે પણ મંથનશીલ ચીતરવામાં આવ્યો છે. રજવાડાની ખટપટનો અને કુમુદની

સ્થિતિનો પ્રત્યક્ષ દ્રષ્ટા બની, ક્લેશમય ગૃહસંસારે ચંદ્રકાન્ત જેવા નરરત્નને કરેલી ગુંગળામણનો પરોક્ષ જ્ઞાતા બની, અને યદુશૃંગ પર લાધેલા સ્વપ્ન દ્વારા ભારતની વર્તમાન દુર્દશા અને તેનાં કારણોનું રહસ્ય પામી સરસ્વતીચંદ્ર શોકસંવિગ્ન બની જાય છે.[1] અને કેટલાય વખતથી ચાલતા ધીમા અને ગુપ્ત ચિંતનમંથનનો વેગ વધારી દઈ, એ સ્થિતિ સુધારવા માટે શું કરી છૂટવું જોઈએ એ વિચારવા મંડી જાય છે, એ હકીકતમાં તેની આ મંથનશીલતા જોઈ શકાય છે.

આ થઈ જ્યારથી નવલકથાનો આરંભ થાય છે ત્યારથી માંડી તેની પૂર્ણાહુતિ સુધીના સમયપટને ભરી દેતા નાયકનાયિકાના આંતરજીવનની વાત. ગોવર્ધનરામની ખરી કુશળતાનું દર્શન તો થાય છે એમણે સરસ રીતે યોજેલી કેટલીક એવી નાજુક અને વિષમ પરિસ્થિતિઓમાં, જેમાં પાત્રોના આંતરવિકારો ને ભાવોનું ઉત્કટ મંથન વ્યક્ત થઈ એમનાં શીલ ને સત્ત્વની આકરી તાવણી પણ થાય છે. સરસ્વતીચંદ્રના ગૃહત્યાગ વખતે,[2] બુદ્ધિધનને ત્યાં કુમુદ સરસ્વતીચંદ્રને મળી લેવાનો પ્રયત્ન કરે છે તે પ્રસંગે,[3] કૃષ્ણકલિકાનાં ઝેરી

---

૧. જુઓ :—

સર.—કુમુદસુંદરી ! હું બહુ દુઃખી છું.

કુમુદ—આપ દુઃખનો નાશ આપે કર્યો ને આપના દુઃખનો મારાથી નાશ નહિ થઈ શકે તો હું તેમાં ધર્મસહચારિણી સમભાગિની થઈશ.

સર.—તમારું દુઃખ મને વીંછીના દંશ પેઠે શરીરમાં અંદર સાલતું હતું, પણ આ દુઃખ તો પવન પેઠે ચારે પાસથી બાંધી લે છે.

કુમુદ —એ દુઃખ શું છે ?

સર.—આપણા દેશની ને લોકની સ્થિતિ-એ હવે મારું એકલું દુઃખ છે. તેમાંથી કેમ મુક્ત થવું એ વિચાર હૃદયને હલમલાવી નાખે છે.

(સર. ભા. ૪ પ્ર. ૩૩)

૨. સર. ભાગ—૧—પ્રકરણ ૧૫.

૩. સર. ભાગ—૧—પ્રકરણ ૧૯.

સૂચનોથી નવીનચંદ્ર પ્રત્યે આકર્ષાયેલી અલકકિશોરી ક્ષણિક નબળાઈને વશ થઈ પધારીવશ નવીનચંદ્રનો હાથ પકડે છે તે વેળા,[૪] અપત્યસ્નેહની સ્વાભાવિક માનવી વૃત્તિને ઠેલીને શિક્ષાપાત્ર પુત્રને દંડ દેવાનો નિર્ણય બુદ્ધિધન કરે છે તે વખતે,[૫] સૌમનસ્ય ગુફામાં સાધ્વીઓએ યોજી આપેલા સરસ્વતીચંદ્ર અને કુમુદના એકાંત મિલનના પ્રથમ પ્રસંગે[૬] અને સમાજની સામે થઈને તથા ગુણિયલને દુભવીને તો ખરું જ, પણ પ્રમાદધનને પણ જોખમે, દુખિયારી કુમુદને સરસ્વતીચંદ્ર જોડે ફરી પરણાવી તેને સુખી કરવાના નિર્ણય પર વિદ્યાચતુર આવે છે તે વખતે,[૭] આવી મંથનાનુકૂળ ઉત્કટ પરિસ્થિતિઓ કર્તાએ યોજી છે. આ પ્રસંગોએ તેમાં કામ કરતાં પાત્રો એમનાં હૃદયને રહેંસી નાખે તેવાં તીવ્ર વૃત્તિસંઘર્ષણ અનુભવતાં ચીતરાયાં છે. એ ભાવસંઘર્ષણો ને મંથનોનું પાત્રોના હૃદયદલને નાજુકાઈથી ઉકેલતા જઈ કોઈ કુશળ મનોવિશ્લેષકના અદાથી એવું તો સુરેખ અને સુંદર નિરૂપણ કર્તા કરે છે કે આપણે એટલા વખત પૂરતા એ પાત્રોના આંતરવલોવાટના સહાનુકંપી પ્રેક્ષકો બની જઈએ છીએ.

— આ બધામાં પહેલા ભાગમાં ૧૯ મા પ્રકરણમાં કુમુદનું દારુણ મનોમંથન એમાં છતાં થતા ગોવર્ધનરામના સર્જનસામર્થ્ય અને કલાને લીધે ખાસ અભ્યાસપાત્ર છે. પ્રમાદધન વડે થયેલી પોતાની અવમાનના, 'ચંદા' કાવ્યના એક ખંડનું વાચન, સરસ્વતીચંદ્રપ્રેષિત વિદાયશ્લોકનું વાચન, સરસ્વતીચંદ્રના પત્રોનું વાચન ને છબીનું દર્શન, "મેરા બીલમેં કછુ ઘર આવે" એ એટલા પરના સિપાઈઓના ગાણાનું શ્રવણ, ઘરમાં પેસતા નવીનચંદ્રનો સ્વર, સુખી વનલીલાનું રંગીલું ગીત ('ઊભા રહો તો કહું વાતડી, બિહારીલાલ.') વગેરે

૪. સર. ભાગ—૧—પ્રકરણ ૧૩.
૫. સર. ભાગ—૩—પ્રકરણ ૪.
૬. સર. ભાગ—૪—પ્રકરણ ૨૮
૭. સર. ભાગ—૩—પ્રકરણ ૧૫ અને ભાગ-૪-પ્રકરણ ૪૦.

ભાવોદ્દીપક સામગ્રી અને વાતાવરણની અચ્છી સજાવટ પછી, કુમુદના ઉદ્દીપ્ત થયેલા ભાવના પ્રેર્યા અનુભવો ખૂબ વિસ્તારથી અને સૂક્ષ્મ વિગતે કર્તા પોતે વર્ણવે છે.* એ સાથે જ

---

* જુઓ, "મારી પાસે આવી..............જાણે કે આત્મભાન વિનાનું રાજ્ય સર્વથા ન હોય !" (પૃ. ૩૦૮-૯ ભા. ૧).

પાત્રોના હૃદ્ગત ભાવોને અભિવ્યક્ત કરવાની ગોવર્ધનરામની આ જાણીતી રીત છે. એ પોતે જ કથાકાર બની પાત્રોની વૃત્તિઓનું વાચકોને જરાક પાંડિત્યપૂર્વક પૃથક્કરણ કરી આપે છે. એનો એક વધુ દાખલો: "અંતે પાછલી રાત્રે પાસેના વૃક્ષમાં કોયલ ટૌકી ને એનું હૃદય જાગ્યું. જાગતાની સાથે પોતાના ચરણ-સ્પર્શને સ્થાને પરિણામ પામેલા મોહક સ્પર્શનું ભાન આવ્યું. એ ભાન આવતાં મુંઝાઈ: મૂંઝવણ ફૂટતાં લજવાઈ; લજ્જા વિકસતાં સંકોચાઈ; સંકોચ પામતાં ગભરાઈ; ગભરાતી ગભરાતી બ્હીની; બ્હીતી બ્હીતી પ્રિયચરણને દૂર કરી ઊઠી જવા ગઈ; ઊઠતાં પહેલાં એ ચરણ જ્વરવાળાં લાગ્યાં; તેમાં જ્વર લાગતાં તેને મદનજ્વર કલ્પ્યો; તે કલ્પનાની સાથે દયા ને પ્રીતિની ધારાઓ છૂટી; એ ધારાઓએ એને પાછી રસમાં ડુબાડી; રસે એને લલચાવીને લોભાવી; લાલચે ને લોભે એને ઊઠતી અટકાવી ને આ સર્વ વિડમ્બનાનું કારણ નષ્ટ થતું થતું જીવ્યું; થયેલું સ્વપ્ન સાંભરતાં એ વિડમ્બના વધી; વિડમ્બના વધતાં સ્વપ્નનું સ્મરણ સવિશેષ થયું......નિદ્રાવશ થઈ." (સ. ભા. ૪. પ્ર. ૩૨ આરંભ). પણ આ એક રીજ ત ગોવર્ધનરામ વારેવારે વાપરતા નથી. કેટલીક વાર તે પાત્રોની મંથનાત્મક મનોદશાનું તેમના મનોમંદિરમાં આપણને લઈ જઈ તેમનું ખાનગી સ્વગત સંભળાવીને દર્શન કરાવે છે. કેટલીક વાર નીચેના જેવા સૂચક વાક્યથી પાત્રોનો અંતઃક્ષોભ છતો કરી દે છે.

"મૈયા, તમારે હાથે પરસેવો વળ્યો છે. મને હવે ઉતરવા ધો ને અમૃતપાન કરાવતા સર્વ શ્લોક ફરી ફરી સાંભળવા ધો." "મધુરી, એ પરસેવો લ્હારો પોતાનો છે-મ્હારો નથી." (ભા. ૪, પ્ર. ૧૩-અંત). તો કોઈ વાર નીચેના જેવા પ્રયોગથી પાત્રમાનસનો સુંદર પરિચય આપી દે છે: "દક્ષિણમાંથી કુમુદસુંદરી અને ઉત્તરમાંથી વિષ્ણુદાસની પ્રતિમાઓ ચાલી આવી અને સરસ્વતીચંદ્રની બે પાસ વિહારપુરી અને રાધેદાસની પેઠે ઊભી રહી. તે પ્રતિમાઓનાં મુખમાંથી તેમના જેવા કંઠથી વારાફરતી સ્વર નીકળવા લાગ્યા.

એના અભિજાત સંસ્કારો અને આર્યબુદ્ધિ હૃદયની એ અવસ્થાની સામે મેદાને પડે છે, અને પછી એનું સુકુમાર હૃદય વિકાર અને વિશુદ્ધિ એ બે બળોના તુમુલ સંગ્રામનું કુરુક્ષેત્ર બને છે, એની ઝીણી વિગતો પણ રજૂ થતી રહે છે. એ બળિયા પ્રતિસ્પર્ધીઓના આઘાતપ્રત્યાઘાતો ખમી અંતર્ગત સાત્ત્વિક વિશુદ્ધિને બળે કમાડ પર પડેલી પોતાની છાયામાં પોતાની વિશુદ્ધશીલ માતાનું દર્શન કરી પવિત્ર બની, પ્રચંડ વાવાઝોડા પછીની કુદરતની શાંતિ જેવી સ્વસ્થતા એ મેળવે છે. એ બધું ગોવર્ધનરામે એવા અભિનિવેશથી, એવી તાદૃશતાથી રજૂ કર્યું છે કે એ પ્રકરણે ઘણાં સહૃદય વાંચનારાંની આંખો અવશ્ય સજળ કરી હશે. આ પ્રસંગ વિના કુમુદની દારુણ મર્મવેદનાનો વાચકોને બીજી કોઈ રીતે સાક્ષાત્કાર કરાવી શકાયો હોત નહિ. પાત્રોના સૂક્ષ્મ મનોભાવનું વ્યવસ્થિત પૃથક્કરણ આવાં મંથનોવાળી પરિસ્થિતિઓની ઓથે ગોવર્ધનરામ ખૂબ સફળતાથી કરી ગયા છે, એ એના પાત્રનિરૂપણની એક ન ભૂલવા જેવી વિશિષ્ટતા છે.

આવાં મનો-મંથનોમાં પાત્રો પૂરેપૂરાં માનવી (human) જ રહે છે, અતિમાનવી અને તેથી અસ્વાભાવિક બની જતાં નથી. એવી વૃત્તિખેંચાણની પળોમાં સંયમી ને સંસ્કારી પાત્રોને પણ પોતાનું ભાન ભૂલી ઘડીભર માનવસુલભ નબળાઈ બતાવતાં ગોવર્ધનરામે વર્ણવ્યાં છે. એકાન્તની પળે રાજબાના આવાસમાં બુદ્ધિધન અને રાજબાએ "પોતાની ઇચ્છા–વિરુદ્ધ કોઈકનાં ધકેલ્યાં લાચાર બન્યાં હોય તેમ" "એકમેકની હાથેલીમાં હાથેલી મૂકી" તે વેળા આકસ્મિક

---

કુમુદસુંદરીની પાસથી સ્વર નીકળ્યોઃ "गेहे गेहे जंगमा हेमवल्ली ।"
વિષ્ણુદાસની પાસથી સ્વર નીકળ્યોઃ "मार्गे मार्गे जायते साधुसंगः ।"
(ભાગ ૪. પ્ર. ૨, અંત)

એ પંક્તિઓ દ્વારા સરસ્વતીચંદ્રના હૃદયના ઊંડાણમાં એક સાથે વસી રહેલી પ્રીતિ અને વૈરાગ્યની, રાગ અને ત્યાગની લાગણીઓનું પણ સૂચક કલાથી લેખકે દર્શન કરાવ્યું છે.

ચમકારાનો અવાજ થયો ન હોત તો બુદ્ધિધન કદાચ પતનમાંથી બચ્યો ન હોત એટલો વિકારવશ એ સારે થઈ જાય છે. અલકકિશોરી અને નવીનચંદ્રવાળા પ્રસંગે પણ, નવીનચંદ્ર પડ્યો કે પડશે એવો ફફડાટ જેમ કુમુદના તેમ વાંચનારનાય હૃદયમાં ઘડીભર થાય એટલી માનવસુલભ નબળાઈ પ્રારંભમાં એ બતાવે છે. ઉપર જરા વિસ્તારથી જેનો નિર્દેશ કર્યો છે તે વિષમ પળે કુમુદસુંદરી પણ પ્રથમ તો વિકારવશ અને વિવશ બની જાય છે, જે વર્તન માટે તો કર્તાને વચમાં આવી તેના સતીત્વ ને પાવિત્ર્યનો બચાવ કરવાની જરૂર પડી છે. ખરી રીતે એ ડાહ્યા બચાવની જરૂર જ ન હતી. સ્થૂળનું સૂક્ષ્મ પર, વાસનાનું આત્મા પર આક્રમણ થાય તેના ઝપાટા ખમતાં ખમતાં કેટલીક વાર વિકાર આગળ હારી જવાનો અનુભવ થાય, તેમ છતાં પડતાં આખડતાં તેની સામે ટક્કર ઝીલી સત્ત્વસંશુદ્ધિ જાળવી રાખે તે વ્યક્તિ એવી કોઈ આકરી કસોટીથી પરીક્ષાયા વિનાની વિશુદ્ધ વ્યક્તિ કરતાં માનવતાની દૃષ્ટિએ વધુ આકર્ષક છે. સૌમનસ્ય ગુફામાંના મિલનની પ્રારંભપળે જ્યારે "ચેતન વિનાની વૃત્તિ-ઉક્તિ અને શ્રોતા વિનાની પ્રત્યુક્તિ"નો અદ્‌ભુતરંગ જામે છે સારે, મૂર્છાવશ કુમુદને પોતાના ખોળામાં સુવાડીને તેને જગાડવાનો પ્રયત્ન કરતાં સરસ્વતીચંદ્રને પ્રથમ "દૃષ્ટિમોહથી અને સ્પર્શમોહથી ......મોહનિદ્રાની લહેરો જણાવા લાગી" એમ કર્તાએ કહ્યું છે. એટલું જ નહિ, સરસ્વતીચંદ્ર મૂર્છાવશ કુમુદના વદનને એકમીટે નિહાળી રહે છે, ભાન ભૂલી તેના ગાલ અને હોઠ સુધી પોતાનું મુખ નીચું નમાવે છે, પછી અચિંત્યો સાવધ બની જઈ અટકે છે, છતાં "શરીરના સ્થૂલ મર્મ"ને હૃદયપર ચઢાઈ કરતા અનુભવે છે, અને આખરે "મદનવિષની લહેરો"ના અસહ્ય આક્રમણમાંથી બચવા "આટલે સુધી સહું છું–આગળ વિશ્વાસ નથી–પવન! મદન! હવે બસ કરો! Now have done with your nonsenses! હરિ! હરિ!" એમ આકળે અવાજે ચીસ પાડી

ઊંડે છે. એ પરિસ્થિતિમાં ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રને, એવી જ પરિસ્થિતિમાં મુકાયેલા—

"થંભો, ઓ દેવનેય દુભતા કામદેવ !
થંભો બારણાની બહાર.
આ જોડો જુદો છે."[1]

એમ કહી મદનને હાથની તર્જનીથી ચંબી જવાનો આદેશ ફરમાવનાર જયન્તના જેવો અતિમાનુષી નથી બતાવ્યો. પણ વિકારનો ઝપાટો અનુભવતો છતાં એની પર વિજય મેળવવા મથતો, સ્ખલનશીલ પણ પુરુષાર્થી માનવી, બનાવ્યો છે. આમ એમનાં પાત્રો સામાન્ય માનવની મર્યાદાઓમાં રહી તે મર્યાદાઓને વટાવવાની પ્રવૃત્તિ કરતાં હોવાથી પૂરેપૂરાં વાસ્તવિક અને પ્રતીતિ-જનક લાગે છે. અનુકરણપ્રેરક નમૂના વાંચકોને પૂરા પાડવાનો ગોવર્ધનરામનો આશય એ બર લાવે છે

"સરસ્વતીચંદ્ર"નાં મુખ્ય પાત્રો ધમાલિયાં, ચપળ, ક્રિયાશીલ કે બાહ્ય ચળકવાળાં નહિ પણ ઊંડાં અને વિચારશીલ લાગે છે, તેનું કારણ ગોવર્ધનરામ આ રીતે તેમનાં આંતરજીવનનું લગભગ પૂરું દર્શન કરાવવા મથ્યા છે તે છે. "સત્યશોધક વર્ગ માનસશાસ્ત્રના અભ્યાસને અર્થે જ નવલકથા વાંચે છે,"[2] એમ કહેનાર એ વર્ગને પૂજનીય ગણે છે. એ પૂજનીય સત્યશોધક વર્ગને વાસ્તે આ રીતે એમણે પૂરતો ખોરાક પોતાની નવલકથામાં પીરસ્યો છે. આટલું ગોવર્ધનરામ કરી શક્યા છે તે એમની જનસ્વભાવની કુશળ પારખને લઈને જ. એને લીધે જ એ નાનાં મોટાં બધાં પાત્રોની—પછી તે બ્હાયર હોય, બિન્દુ હોય, અર્થદાસ હોય, ચંડિકા હોય, વીરરાવ હોય કે ચંદ્રકાંત કે કુસુમ હોય—વ્યક્તિગત લાક્ષણિકતાઓ, તેમજ અમુક પરિસ્થિતિમાં તેમના એવા વ્યક્તિત્વને સર્વથા સુસંગત એવું તેમનું

1 "જયા અને જયન્ત": અંક ત્રીજો, પ્રવેશ પહેલો.
2. સરસ્વતીચંદ્ર ભાગ ૧ની પ્રસ્તાવના.

વર્ણન, કુશળતાપૂર્વક વર્ણવી શકયા છે. માનવમનના કુશળ જ્ઞાતા બન્યા વિના કોઈ નવલકથાકાર આવી મહતી પાત્રસૃષ્ટિ સરજી શકે નહિ.

સાહિત્યકારને પાત્રો પ્રસંગો ઇત્યાદિ પોતાની ઉપાદાનસામગ્રી લેવી પડે છે તો જીવનમાંથી જ, અને એમના કરતાં એને પ્રથમ પોતાના જેટલા હોય તેટલા સ્વાનુભવની અને પછી જીવન અને જગતના પોતાથી શકય તેટલા વેધક અવલોકનની મદદ લીધા સિવાય ચાલતું નથી. ગોવર્ધનરામના એવા સ્વાનુભવ અને અવલોકનનું ઘણું ફળ "સરસ્વતીચંદ્ર"ને મળ્યું છે. ગુણસુંદરીની કુટુંબજાળના ચિત્રમાં તેમજ ચંદ્રકાન્તના ગૃહસંસારના પરોક્ષ વર્ણનમાં જે વાસ્તવિકતા અને તાદૃશતા આવી છે તે તેના કર્તાએ પોતાના જીવનમાં જરાક ચાખેલ અને આસપાસ જોયેલ ગૃહક્લેશને આભારી છે એમ કહી શકીએ. આમ હોવાથી જ ચંદ્રકાંત, ગંગા, દુઃખબા, ધર્મલક્ષ્મી, ચંચળ, માનચતુર, ગુણસુંદરી આદિ પાત્રોનાં માનસ અને લાક્ષણિકતા એ બરાબર ઉપસાવી શકયા છે. તેમાંય સંયુક્ત કુટુંબ જોગવતાં ગુણસુંદરી, ચંદ્રકાંત અને વિદ્યાચતુરનું માનસ તો ગોવર્ધનરામ પાસેથી જ આવે છે એમ કહેવું હોય તો કહી શકાય. એવી રીતે સરસ્વતીચંદ્રના ગૃહત્યાગના પ્રસંગના બિમ્બરૂપ બનેલો કર્તાના જીવનમાંનો ગૃહત્યાગના પ્રયાસનો (આમ તો અસફળ નીવડેલો) પ્રસંગ રા. કાંતિલાલ પંડ્યાએ "શ્રીયુત ગોવર્ધનરામ"માં નોંધ્યો* છે. ખરી રીતે તો સરસ્વતીચંદ્રના પાત્રમાં ગોવર્ધનરામનો જ આત્મવિસ્તાર (Self-projection) થયો છે. એ કેમ બનતું હશે તેની માનસશાસ્ત્રીય અન્વેષણા અહીં નથી કરવી, પણ એમ બને છે તો હમેશાં, કે લેખકના જ સ્વભાવ, સંસ્કાર, જીવનભાવના વગેરેની છાપ તેનાં બધાં પાત્રો પર નહિ તો મુખ્ય પાત્રો પર તો જરૂર પડ્યા વિના રહેતી નથી. જયંત અને ઇન્દુકુમાર જેવા આત્માના અમીર ભાવનાવિહારી જોગન્દરો કવિ નાનાલાલ પાસેથી જ મળે, પ્રભુનિષ્ઠ, નીતિપરાયણ,

*પૃષ્ઠ ૨૩૩-૩૬.

સુધારક 'રાઈ' રમણભાઈનું જ માનસસંતાન હોય અને કાક, મુંજ, મુંગલ, કે કૌટિલ્ય મુનશીની કલમે જ સરજાય. સરસ્વતીચંદ્ર પણ એવી રીતે ગોવર્ધનરામનો જ માનસપુત્ર છે. એ ઊંચી જ્ઞાતિનો નાગરસ્તો, બ્રાહ્મણ છે, અઢારવીસ વર્ષની ઉંમરે એમ.એ.એલએલ.બી. થઈ ગયો છે, પોતાની વિદ્યાને નોકરી કરીને વેચવા કે વટાવવા માગતો નથી, રસિક પંડિત, વૈરાગ્યવાન વિચારક અને અનાસક્ત સંસારી છે; પૂરેપૂરો સ્વદેશવત્સલ છે, ગર્ભશ્રીમંત અને સત્ત્વસંશુદ્ધ છે. આ બધું ગોવર્ધનરામના સંસ્કારપિંડમાંથી જ તેનામાં ઊતર્યું છે એમાં શક નથી. એનાં સ્વગતો ને સંભાષણો પંડિતના જેવાં બની ગયાં છે તેય આ કારણે. એનું મનોરાજ્ય તે ગોવર્ધનરામનું જ મનોરાજ્ય છે; એની ભાવનાઓ, કલ્યાણગ્રામની યોજના, મંથન અને સમગ્ર વ્યક્તિત્વ ગોવર્ધનરામનાં છે.

આ એમના સ્વાનુભવે એમનાં પાત્રોના ઘડતરપર શી, કેટલી, અસર કરી છે તેની વાત થઈ. એમના સંસારનિરીક્ષણને એમનાં પાંચ વરસના[1] ભાવનગરનિવાસે સારી મદદ કરી હતી. નવીનચંદ્રને જેમ બુદ્ધિધને રાખી લીધો, તેમ જ અંગ્રેજી જાણતો ખાનગી સેક્રેટરી પોતાને જોઈતો હતો તેથી, ભાવનગરના તે વેળાના દીવાન સામળદાસે ગોવર્ધનરામને તે પદે ગોઠવેલા. "આ પાંચ વર્ષમાં ગોવર્ધનરામે પોતાનાં આંખ, કાન તથા મનનો ઘણો સારો ઉપયોગ કર્યો, અને રજવાડાની તથા અંગ્રેજોની રાજનીતિ સંબંધી આશ્ચર્યકારક જ્ઞાન પ્રાપ્ત કર્યું."[2] "સરસ્વતીચંદ્ર"ના પહેલા તથા ત્રીજા

---

૧. ઈ. સ. ૧૮૭૯ના આરંભથી ૧૮૮૩ના અંત સુધી.

૨ "શ્રીયુત ગોવર્ધનરામ" પૃષ્ઠ ૬૭. વધુ વિગત માટે વાંચો એની પહેલાંની પંક્તિઓ:—

"આ વખતે કાઠિયાવાડમાં અંગ્રેજ સરકારની સત્તા નવી જ જામતી હતી. તેને લીધે એક પાસથી જૂની ક્ષત્રિવટ અને જૂના કારભાર અસ્ત થતાં હતાં, ત્યારે નવી રાજનીતિ અને નવા કારભાર જન્મ પામતાં હતાં. તેથી

ભાગમાંના રજવાડાંના ચિતારને તથા રજવાડી પાત્રોના બહુધા વાસ્તવિક સર્જનને ગોવર્ધનરામના આ જ્ઞાનનો ટેકો છે. રજવાડાંના અવલોકન ઉપરાંત પોતાના અને આસપાસના હિંદુ ગૃહસંસારના તથા મુંબઈના જીવનના નિરીક્ષણને પ્રતાપે જ એ ત્રણે ક્ષેત્રનાં પાત્રોનાં આલેખનમાં પ્રતીતિજનકતા આવી છે. આમ સ્વાનુભવ નિરીક્ષણ અને જનસ્વભાવની ઉત્તમ પરખ એ કોઈ પણ ઉત્તમ નવલકથાકાર પાસે હોવી જોઈતી સામગ્રી ગોવર્ધનરામ પાસે પૂરતા પ્રમાણમાં છે. એથી જ તે સમૃદ્ધ માનવતાના ખરા દ્રષ્ટા અને દર્શક-નિરૂપક બની શક્યા છે. આટલાં બધાં પાત્રો, સાંસ્કારિક તથા સાંસારિક સ્થિતિની આટલી વિવિધ ભૂમિકાઓનાં પાત્રો, તેમનું આટલું ઊંડાણ, તેમની આટલી વાસ્તવિક માનવતા, એ બધાંનો જશ વિશાળ પટ પર ચિત્રામણ કરી શકનારી ગોવર્ધનરામની સર્જક પ્રતિભાને જ જાય છે. 'સરસ્વતીચંદ્ર'ની વસ્તુ-સંકલના, સંવાદ, સમગ્ર કલાવિધાન વગેરે બાબતો માટે ગમે તે કહો, પણ પાત્રાલેખન પરત્વે તો ગોવર્ધનરામની સિદ્ધિથી મુગ્ધ થયા વિના રહેવાશે જ નહિ.

અહીં પૂરું કરું. ગોવર્ધનરામની 'સરસ્વતીચંદ્ર'માંની પાત્ર-સૃષ્ટિના અભ્યાસને ઉપકારક કે માર્ગદર્શક નીવડે એવાં કેટલાંક

---

કરીને "જૂના તથા નવા રાજાઓ, જૂના તથા નવા કારભારીઓ, પોલિટિકલ એજંટ વગેરેના આચાર-વિચાર-ખટપટ, પગપેસારો કરવાની અંગ્રેજોની હોશિયારીભરેલી રીતિ અને અજ્ઞાન રાજાઓની નબળાઈ—એ સંક્રાન્તિકાળની બધી સ્થિતિ ઊંડી રીતે તપાસવાની ગોવર્ધનરામને એક સરસ તક હાથ આવી......તેમાં પણ ભાવનગરની ઊથલપાથલ તો ઘણી બોધકારક તથા મનોરંજક હતી. આ બધાં રજવાડાંની બારીકમાં બારીક હકીકત જુદે જુદે સ્થળેથી ગોવર્ધનરામે મેળવી, અને તે સર્વમાંથી બહુ અગત્યના એવા કેટલાક ઐતિહાસિક સિદ્ધાંતો બાંધ્યા."

આનો લાભ 'સરસ્વતીચંદ્રના' પહેલા તથા ત્રીજા ભાગને સારા પ્રમાણમાં મળ્યો છે.

દષ્ટિબિંદુઓ જ અહીં રજૂ કરી શકાયાં છે. એ દરેક દષ્ટિબિંદુને દષ્ટાંતપુષ્ટ વિસ્તારથી વિચારી શકાય તેમ છે. મુખ્ય મુખ્ય પાત્રોનો વ્યક્તિગત અભ્યાસ આ વ્યાખ્યાનમાં થઈ શક્યો નથી, તેમ વ્યાખ્યાનનું સ્વરૂપ ને મર્યાદા જોતાં થવો શક્ય પણ ન હતો. એવો સરસ્વતીચંદ્ર, ગુણસુંદરી અને કુસુમ એ ત્રણ પાત્રનો અભ્યાસ કરવાનો એક પ્રયાસ મેં અન્યત્ર* કરેલ છે તે તરફ જિજ્ઞાસુઓનું ધ્યાન ખેંચું છું. એ જ રીતે શેક્સપિયરનાં કરુણાંત નાટકોમાં નાયકો નથી, નાયિકાઓ જ છે એવા એક પ્રસિદ્ધ અભિપ્રાયને "સરસ્વતીચંદ્ર" નાં સ્ત્રીપાત્રો માટે લાગુ પાડી દેવાનું મન થાય, એવા ગોવર્ધનરામે કરેલા સ્ત્રીપાત્રોના પુરુષપાત્રો કરતાં વધુ સુંદર અને કુશળ, આલેખન સંબંધી પણ અહીં કરું છું તે ઇશારા સિવાય આગળ કશું વિશેષ કહી શકાયું નથી. પણ તે વિશે બોલતાં કુમુદસુંદરી, કુસુમ, ગુણસુંદરી, અલકકિશોરી, ચંદ્રાવલી, બિન્દુમતી, કમલારાણી, મેનારાણી, સુંદર, ધર્મલક્ષ્મી જેવાં પાત્રોના વ્યક્તિગત અભ્યાસમાં ઊતરી જવું પડત, તેથી તેમ કર્યું નથી. પણ એ મુદ્દો પણ અભ્યાસીઓના ખાસ ધ્યાન ને મનનને પાત્ર છે એટલું સૂચવું છું.

---

* સરસ્વતીચંદ્ર અને ગુણસુંદરીના પાત્રદર્શન માટે જુઓ આજ લેખકનું 'સાહિત્યવિહાર'.

*

થોડાં વર્ષો ઉપર તો આપણા સાહિત્યસ્વામીઓ એકેક કૃતિમાં જ પોતાનું સર્વસ્વ અર્પી દેતા. ગોવર્ધનરામની એક કૃતિ 'સરસ્વતીચંદ્ર'માંથી આજે મુનશીએ કે રમણલાલે ચાર પાંચ નવલકથા સહેલાઈથી નીપજાવી હોત.

—ધનસુખલાલ મહેતા

## જગત્કાદંબરીઓમાં 'સરસ્વતીચંદ્ર'નું સ્થાન

લેખકઃ—ન્હાનાલાલ દ. કવિ

[ કવિ ન્હાનાલાલનું કવિ તરીકેનું વ્યક્તિત્વ એમનાં ગદ્યલખાણોમાંયે આગળતું આગે જ રહે છે. જગત્ સાહિત્યમાં 'સરસ્વતીચંદ્ર'નું સ્થાન મૂલવતાં કવિએ ગોવર્ધનરામને ભવ્ય અંજલિ આપી છે. અહીં તો એમના પુસ્તકમાંથી કેટલાક ખંડો જ મૂક્યા છે ]

"સરસ્વતીચન્દ્ર"ની ગુણપરીક્ષા આદરતાં પૂર્વે પગરણમાંનો પ્રશ્ન અનુત્તર નહિ રખાય. કેટલાકોને શંકા થાય છે કે "સરસ્વતીચન્દ્ર" કાદમ્બરી જ કહેવાય કે કેમ? સજ્જનો! ભડકવાને કારણ નથી. એ પ્રશ્ન આપણે ત્યાં નવો હશે, યૂરોપમાં નવો નથી; ત્યાં તો અનેક રસ-વાર્તાઓ વિશે એમ પુછાયેલું છે. ગોએથેની જર્મન મહાકાદમ્બરી "વિલ્હેમ મિસ્તર," પરત્વેની એવી શંકાનો ઉત્તર દેતાં Schlegal-શ્લેગલ કહે છેઃ To judge of this book × × × by our common notion of the novel, a notion pieced together and produced out of custom and belief, out of accidental and arbitrary requisitions—is as if a child should grasp at the moon and stars, and insist on packing them into its toy-box. આ વચનોને કારલાઈલ અનુમોદન આપે છે કેઃ Unhappily the most of us have boxes, and some of them are very small! મેઘદૂત ને ગીતગોવિન્દ જ વાંચી, એટલા રસાભ્યાસથી જ કવિતાની વ્યાખ્યાપરિસીમા બાંધી, ગીતા શાન્તિપર્વ કે રામાયણ મહાભારત—માનવવંશનાં કલ્યાણક જગત્કાવ્યો વિશે 'એ કાવ્ય કહેવાય કે નહિ?' એવી શંકા ઉઠાવનારાઓ પડ્યા છે; ને એ પ્રકારની આ શંકાયે છે. 'મારી હથેળીમાં માય એ ખરી' એવું બોલનારા કેટકેટલાક સાથા પડશે? એવા પ્રશ્નથી

મહાકાવ્ય કે મહાકાદમ્બરીનું દ્વષણ નથી ઝંખાતું, પ્રશ્નકારની દૃષ્ટિમર્યાદાનો નાનકડો પરીઘ ઝંખાય છે.–ને આ પ્રશ્નનો ઉત્તર ભારતવાસીને સમજાવવો અઘરો નથી–મહાભારતની પેઠે સરસ્વતીચંદ્રે બંગલો નથી, હવેલી છે: અમદાવાદના કે વડતાલના, મૂળીના, જૂનાગઢના કે ગઢડાના સ્વામીનારાયણ મન્દિરની જાણે ગામવિશાળ હવેલી. નર્મદાજીને ખોળે ઊભેલા મેઘાડમ્બર સમોવડ કબીરવડનાં દર્શન કરતાં પૂછજો ને શોધજો કે મૂળ કયું ? ને થડ કયું ? ને વડવાઈઓ કઈ ? અને પૃચ્છક આંખડીને એ ન ઓળખાય તો ઠરાવજો કે કબીરવડ તે વડ જ નથી ! હિન્દમાતાના વામદક્ષિણ વજ્રબાહુ સરીખડા હિમાલય ને સુલેમાનહાલા; પાયયુગલ સમોવડ પશ્ચિમઘાટ ને પૂર્વઘાટ; દ્વિગુણ કટિમેખળારૂપ સાતપુડા ને વિન્ધ્યાચળ; અનેકદેશવિસ્તરતી એ ગિરિમાળાઓને વિલોકો ને પૂછો કે એમનાં મૂળશિખર કયાં ને શાખાશિખર કયાં ? અને એ પ્રશ્ન અનુત્તર રહે તો ઉચ્ચરજો કે એ પર્વતમાળાઓ જ નથી ! એ ખરું છે કે આખ્યાનઉપાખ્યાનોનાં વનઉપવનોભરી મહાભારતની ભૂમિકામાં પાંડવકૌરવની રસકથા ગંગાયમુનારૂપે વહી અન્તે કુરુક્ષેત્રના મહારણસંગ્રામમાં સમાય છે. "સરસ્વતીચન્દ્ર"નાં વાર્તાપૂર એવાં–પણ નિરાળાં, એ જાતનાં–પણ જુદાં રંગરૂપનાં છે. લક્ષ્મીનન્દનની મુંબઈગરી સંસારકથા, સુવર્ણપુરમાંની બુદ્ધિધનની બહુરંગી કારભારકથા, રત્નનગરીવાળી મલ્લમહાભવનમાંની ધીરવીર પ્રાજ્ઞસૂક્ષ્મનિયોની બહુશ્રુત રાજકથા, ગુણસુન્દરીની–ગુંથાયેલી વેલીઓના જેવી–અનેકજાળ કુટુંબકથા, સુંદરગિરિનિવાસી યદુનન્દનોપાસક સાધુસાધ્વીઓની પુણ્યનિર્મળી સાધુકથા; પંજાબની પેઠે "સરસ્વતીચંદ્ર"ની રસભૂમિકામાં એમ પંચ કથાનદ વહે છે, અને એ પંચનદનો સંગમ કલ્યાણગ્રામમાં પરિણમે છે. ઇતિહાસ–ને ભૂગોળ–કહે છે કે એક જ હિમાદ્રિદેવામાંથી એ પંચનદ વહે છે. ગંગાને ને સિન્ધુને અનેક શાખાસરિતાઓ મળે છે, માટે એ નદીઓ નહિ ? શાખાસ્રોતવિનાની, નાની કે મોટી, નદી કો દીઠી છે ખરી ?

ગંગા અને સિન્ધુ નદીઓ નથી, નદ છે—મહાનદ છે. પંચાંગુલિઓવન્તું સરસ્વતીચંદ્ર તો હસ્તકમળ છે. પંચકાર્યેન્દ્રિયે સ્થૂલદેહ ને પંચજ્ઞાનેન્દ્રિયે જ્ઞાનદેહ બંધાય છે. સરસ્વતીચન્દ્રના સ્થૂલદેહ ને જ્ઞાનદેહ એમ બન્ધાયેલા છે, અને ઉભય પુણ્યફલ ને કલ્યાણસિદ્ધિના સાધક છે. પંચાયતન દેવમૂર્તિની પેઠે અનેક છતાંયે એક દેવપ્રતિમા સમી 'સરસ્વતીચંદ્ર'ની મહાકાદમ્બરી છે.

સજ્જનો ને સજ્જનીઓ! આઠ કે નવ વર્ષનાં આપણે હતાં, અને ત્રીજાચોથા ગુજરાતી ધોરણમાં ગુજરાતના ઇતિહાસનાં કેટલાંક પાનાં આપણે ભણ્યાં હતાં. એ પછી ગુર્જરદેશની મહાકથાનો અભ્યાસ આપણે કેટલોક વધાર્યો છે? પધારો ને નિહાળો આપણી પ્રજાની જીવનવાર્તા. એય તે અજબ છે. કુરુક્ષેત્રમાં અઢાર અક્ષૌહિણી સૈન્યસાગરોની વચ્ચે નિઃશસ્ત્ર ઊભી ગીતાજી ગાયાં એ શ્રીકૃષ્ણચન્દ્ર આપણા ગુજરાતની દ્વારકાનગરીના રાજકુમાર હતા. સજ્જનો! ગુજરાતે જગતને ગીતા અર્પી છે. યૂરોપે પ્યૂરિટનોને અમેરિકા કહાડયા; ગુજરાતે સાગરઝોલાં ખાતા પરધર્મી પારસીઓને સત્કારી હૈયાસમાસ દીધો. ખારગાઝાનું બન્દર ગ્રીસમીસર-શું વેપાર ખેડતું; સ્તંભતીર્થના બન્દરે આરબો આવી વસતા; સૂરતને બારે સારા યૂરોપની મહાપ્રજાઓ ઊતરી. વલ્લભીપુરથી ઈડર, ઈડરથી ચિતોડ, ને ચિતોડથી દક્ષિણમાં શિવાજી ને પૂર્વમાં નેપાળરાજ્યકુળ: ઇતિહાસનાં એ કાળપગથિયાં લોકજાણીતાં છે. અખિલ આર્યાવર્તે વેદગર્જના ગર્જતા વેદાન્તકેસરી સ્વામી દયાનન્દ સરસ્વતી—પણ ગુર્જરદેશની યશસ્વિની ઇતિહાસગાથા એ આજનો વિષય નથી. શસ્ત્રખેલન ગુજરાતે થોડાં ખેલ્યાં છે; પણ ગુજરાતના સન્તોની, ગુજરાતના જગત્ વ્યાપારીઓની, ગુજરાતના કવિવરોની, ગુજરાતની તાનારીરીઓની, ગુર્જરસુન્દરીની નિઃશસ્ત્ર રમણા, ગીતાજી જેવી, ઇતિહાસના મુગટે મણિ થઈ જડાય એવી છે. "સરસ્વતીચન્દ્ર" એ મણિપરંપરામાંનું રત્ન છે. જગતનો જ્ઞાનભંડાર યથાશક્તિમતિ નહિ સંભરે એ ખરેખર! અપૂરિયાં રહેશે;

ખંડખંડની માનવકથાનાં જ્ઞાનવિજ્ઞાન વિના, આપણે કે પરને, કોઈને ચાલવાનું નથી. પણ ઘરની વાર્તા નહિ વાંચે એના તો પાયા જ નહિ ગંડાય. માતપિતાનાં ગૃહતીર્થો ઉવેખી તીર્થયાત્રાએ રખડે એનાથી તો દેવે આઘા નાસે. સૌ સૌને નિજ નિજના દેશનો ઇતિહાસ એ તો ગળથૂથીનાં અમૃત છે.

સહુ પ્રજાઓના વિશિષ્ટ સાક્ષરવર્ગો ઘણાખરા દેશસાક્ષર હોય છે, કોઈક મહાવ્યક્તિ જગતસાક્ષર હોય છે. બાણ, સરવેન્ટિસ, બાલ્ઝાક, ટોલ્સટોય, ગોઈથે, હ્યૂગો એ કાદમ્બરીકારો જગતસાક્ષરો હતા. આપણા ગોવર્ધનરામભાઈ એ કક્ષાના જગતસાક્ષર છે, ને 'સરસ્વતીચન્દ્ર' જગતકાદમ્બરી છે. સૌ જગતસાક્ષરો પ્રાયઃ દેશસાક્ષરો હોય છે; ને પોતાની માતૃભાષા દ્વારા, તથા દેશબંધુઓ દ્વારા, જગતને સંબોધે છે. ગોવર્ધનભાઈએ પણ એમ જ કીધું છે. ગોવર્ધન કલાસ્વામીએ "સરસ્વતીચન્દ્ર"માંનું કોઈ વાર્તાપાત્ર સર્વાંગે ઐતિહાસિક નથી ચીતર્યું; પણ મણિરાજ, ભૂપસિંહ, જરાશંકર, બુદ્ધિધન, સરસ્વતીચંદ્ર, પ્રમાદધન કુસુદસુંદરી, અલકકિશોરી ને એવાં પાત્રોમાંની ઐતિહાસિક વિશેષતા તો સ્પષ્ટ છે. પાયારૂપ ઇતિહાસે અમુક સ્થળકાળની છતાં સાર્વત્રિક મનુષ્યજાતની "સરસ્વતીચંદ્ર" કાદમ્બરી છે. કોણ કહેશે કે મલ્લ-મહાભવન ને મહાભારતનો અર્થવિસ્તાર માત્ર ભાવનગરના વિજયસિંહ મહારાજાને જ ગગા ઓઝાનો રાજધર્મબોધ છે? કયસરે, ઝારે, ખલીફાએ, અમાનુલ્લાએ એ ગોવર્ધનવચનામૃત વાંચ્યાં, વિચાર્યાં, પીધાં હોત તો કદાચ આજની દશા એ ન ભોગવતા હોત. લક્ષ્યાલક્ષ્યની ધર્મવિચારણા શું માત્ર ચિદ્ઘનાનંદસ્વામીએ ગગા ઓઝાને જ એક ભણાવી હતી? કે ચિદ્ઘનાનંદી ગીતા જેમ આજ સૌ મુમુક્ષુજન કાજે છપાય છે એમ લક્ષ્યાલક્ષ્યવિચારણા પણ સહુ અધ્યાત્મદેશના યાત્રિકો કાજે છે? અવિભક્ત કુટુંબભાવનાની બળવત્તર દલીલ માત્ર શું નડિયાદનાં કે ભાવનગરનાં નાગરકુટુંબો કાજે છે? કે Pater familiasને પદભ્રષ્ટ કરતી, જગતપ્રવર્તતી

Individualism 'હૂતોહૂતી'ની ભાવનાને એ ગોવર્ધનઆહ્‌વાન છે ? સુંદરગિરિ ઉપરનાં સાધુસાધ્વીઓનાં જોગ-સુંદર જીવનવ્રત અને સૌમનસ્ય ગુફામાંની પંચરાત્રિમાં પ્રગટતાં પ્રેમપાવનકારી આંતરરહસ્યો, સૂર્યપ્રભાથીયે પ્રકાશવંતાં એ સ્વપ્નદર્શનો, બસ ગુજરાતની સીમાઓમાં જ પરિસમાપ્તવાને અર્થે નથી; જગતભરમાં વ્યાપતી લગ્નઅરાજકતાને પરિશુદ્ધવાને ને પવિત્ર કરવાને કાજેનાં એ રસસરોવરો છે. કુમુદસુંદરી અને સરસ્વતીચંદ્રના સમાગમોની મર્મછલિણી વાર્તામીમાંસા સર્વદેશસ્થ માનવજાતનાં અભિજાત અપાપવિદ્ધ સ્ત્રીપુરુષોની હૃદયમીમાંસા છે. "સરસ્વતીચંદ્ર" ગુજરાતનો ને ગુજરાતીઓનો છે; ગુજરાતીઓ એથી ગૌરવવંતા ને ગુણગર્વીલા છે; છતાં "સરસ્વતીચંદ્ર" જગતનો ને જગજ્જનોનો છે. ગોવર્ધનભાઈના હૃદયદેશમાં ગુર્જરરુધિરનાં પૂર વહતાં. પણ તેમની ભાવનાઓ ને કવિતા વિશ્વવહન્તી હતી. "સરસ્વતીચંદ્ર" ગુર્જરગિરામાં છે, પણ "સરસ્વતીચંદ્ર"માં વિશ્વભોગ્ય રસસામગ્રી છે. ગોવર્ધનરામભાઈ બેશક આપણા છે, પણ જગત કાજે છે.

"સરસ્વતીચંદ્ર"ની કાદમ્બરી રચતાં ગોવર્ધનભાઈનો મહાશય શો હતો તે તેમણે જ ઉચ્ચારેલો છે. યજ્ઞની પૂર્ણાહુતિને અવસરે નૌબત વાગે, શંખ બોલે, ને બ્રાહ્મણોના બ્રહ્મમંત્ર ગાજી રહે એમ ૧૯૦૧માં, આ સૈકાના આદિમાં, એ મહાકાદમ્બરીના પૂર્ણાહુતિ-અવસરે ગોવર્ધનભાઈ ગાજી ઊઠે છે કે :

"પ્રિય વાંચનાર ! પંદર વર્ષે આપણો સમાગમ હવે સમાપ્ત થાય છે. તું પુરુષ હો કે સ્ત્રી હો, સાક્ષર હો કે પ્રાકૃતજન હો, રાજા હો કે પ્રજા હો, શ્રીમાન્ હો કે રંક હો, ત્યાગી હો કે ભોગી હો, જૂના સંપ્રદાયનો હો કે નવા વિચારનો હો—હો તે હો—સર્વથા તું જે હો તેને માટે યથાશક્તિ, યથામતિ થોડી થોડી સામગ્રી આ ગ્રંથનાં કોઈક કોઈક પાનામાં તને મળી આવે, કે કાંઈ પણ ભાવતું ભોજન ન મળવાથી કેવળ નિરાહાર પાછાં જવાનો વારો તારે ન

આવે, તારે જોઈતા પદાર્થેથી આવે સ્થાને બની શકે એટલી તૃપ્તિ અને એટલો બોધ, અને બોધ નહિ તો સૂચના, ને સૂચના નહિ તો અભિલાષસ્થાન પણ તને આ ચાર ગ્રંથોમાંથી મળી આવે અને મનની જે વાતો પૂછવાને તારા મનને કોઈ અનુભવી રસિક કે જ્ઞાની સન્મિત્રની અપેક્ષા હોય એ વાતોનાં સમાધાન કંઈક કરવાને તને આ ગ્રંથો કોઈ સ્થાને કંઈ અંશે મિત્ર જેવા નીવડ્યા હોય, તો આપણી મિત્રતા અને તારી સેવા કંઈક થઈ છે એમ સમજાશે, અને તેનું શુભ ફળ તારા આયુષ્યમાં કાંઈ પણ સુખને અને કલ્યાણને અંશ ભરશે તો આ લેખ સફળ થશે. એક નવલકથાનો લેખક તે કોઈનું એથી વધારે કલ્યાણ શું કરી શકે?—અથવા કરવાને અધિકારી હોઈ શકે?"

આમ સ્ત્રી કે પુરુષ, રાજા કે પ્રજા, શ્રીમાન કે રંક, ત્યાગી કે ભોગી, પુરાણવાદી કે નવીનવાદી-સર્વથા જે હો તે હો—એવી અનેકવર્ણી માનવવ્યક્તિઓને માટે અનેકવિધ સમાધાનસામગ્રી માનવવંશના એ 'અનુભવી રસિક ને જ્ઞાની સન્મિત્રે' આ ગ્રન્થચોસરમાં સંભરી છે. ગોવર્ધનભાઈની લોકકલ્યાણની સદ્‌વાસના સર્વતોમુખી હતી, ને તેની સિદ્ધિને અર્થે એમનો સાહિત્યગ્રમે મહાભારત હતો. એ જગતસાક્ષરની આવી અનેકદેશીયતા સાનન્દાશ્ચર્યકારિણી હતી. બાણભટ્ટસમાં રસવૃત્તિ ને કલ્પનાપ્રભાવ તથા શંકરાચાર્ય સમું ઊંડું ને ગહન ચિન્તનગામ્ભીર્ય એ એમનાં હતાં. લોકપ્રવૃત્તિનાં અનેક અંગો એમને સુગમ ને સુપરિચિત હતાં. કૅકો, લાઇકરગસ કે સોલન, ભીષ્મ કે ચાણાક્ય સમા પ્રાચીન રાજનીતિવેત્તાઓ, અને વોરીંગ્ટન કેવોર ને ગ્લેડસ્ટન, બિસ્માર્ક ને ઇટો સમા અર્વાચીન રાજમન્ત્રીઓની મન્ત્રસભામાં મલ્લમહાભવનમાં મહાભારતનો અર્થવિસ્તાર પ્રટાવનાર ગોવર્ધનભાઈ રાજનીતિના ભાષ્યકાર ગુર્જરપ્રતિનિધિ તરીકે ઉપયોગી ને યશસ્વી નીવડે. ચિરંજીવ કવિજનોની કાવ્યપરિષદમાં બાણભટ્ટના ગુર્જરાવતાર ગોવર્ધનભાઈ ગુર્જરમાતાના રસસૌન્દર્યવૈભવી

સુપાત્ર સંતાન જેવા શોભે. એરિસ્ટોટલ ને શંકર, રામાનુજ ને કેન્ટ—ફિલસૂફીનાં નિગૂઢ તત્ત્વોના તત્ત્વચિન્તકોનું ચિંતકમંડળ મળ્યું હોય તો તેમાં પણ લક્ષ્યાલક્ષ્યવિચાર અને એ સિદ્ધાન્તપરિવારના પિતામહ ગોવર્ધનભાઈ તેજસ્વીરૂપે વિરાજે. મનુ ને પ્લેટો, કોમ્ટ ને રાનડે સમા સર્વગ્રાહી સંસારશાસ્ત્રીઓની મહાસભામાંયે ગુજરાત ગુણસુંદરીના કુટુંબજનના કથાકાર ગોવર્ધનરામભાઈથી લજ્જાસ્પદ ન થાય. મહાભારતકારની શૈલીના અનુયાયી ગોવર્ધનભાઈ અનેક પહેલે ઝળકન્તા સાક્ષરરત્ન હતા. દક્ષતા, સમુદાયનેતૃત્વ, સંઘમેલન–કાર્યધુરન્ધર લોકનેતાની એ ક્ષાત્રવૈશ્ય ગુણસામગ્રી બાદ કરતાં મહર્ષિ રાનડેનાં અનેકદેશી કલ્યાણચિન્તન, સિંહનાદશાળી સુરેન્દ્રનાથનો વાણીવૈભવ, રાજા રવિવર્માથી અધિકી સૂક્ષ્મદર્શી શબ્દચિત્રકળા, સ્વામી દયાનન્દ સમો ત્યાગવૈરાગ્ય, મહારાષ્ટ્રકેસરી ટિળક મહારાજના જેવું શાસ્ત્રઅધ્યયન, ભારતી પ્રજાના Pater familias સમા સન્તભદ્રાળા દાદાભાઈના જેવા દેશોન્નતિના અખંડ આશઅભિલાષ, એ બ્રાહ્મ ગુણભંડાર ગોવર્ધનભાઈમાં હતા. કૂવામાં હોય તે હવાડામાં આવે, ગોવર્ધનભાઈનું બ્રાહ્મણત્વ "સરસ્વતીચન્દ્ર"માં ઠલવાયું છે. ગોવર્ધનભાઈનું બ્રાહ્મણજીવન ઉચ્ચાશયી હતું; એમનું બ્રહ્મવર્ચસ્ મહાઓજસ્વી હતું, એ સૌ "સરસ્વતીચન્દ્ર"માં અવતર્યાં છે. "સરસ્વતીચન્દ્ર"ના પ્રાણમાં છે ભારતનું એ બ્રહ્મવર્ચસ્.

*　　　*　　　*

ગોવર્ધનરામભાઈનો—અને 'સરસ્વતીચન્દ્ર'માંનો પ્રતિભાપ્રવાહ આપણી પરિસીમાળી બુદ્ધિએ અમાપ છે એટલું જ નહિ, એમનો જ્ઞાનભંડાર કુબેરભંડારીના જેવો અગાધ છે. તેમની કવિતજ્યોત તેજસ્વિની છે એટલું જ નહિ, એમનો અનુભવસંચય રત્નાકરવિશાળ છે. તેમનું ધર્મચિન્તન ઊંડું ગહન આભસમું અગોચર છે એટલું જ નહિ, એમનું સંસારચિન્તને માનવઉદ્ધાર છે. તેમની રાજનીતિ રાજપ્રજાની હિતકારિણી છે એટલું જ નહિ, એમની લોકસંસ્થાઓની ફિલસૂફી ને રહસ્યવાદ લોકકલ્યાણક છે. Nationના નહિ, Societyના; રાજ્ય-

બંધારણના નહિ, સંસારબન્ધારણના ગોવર્ધનભાઈ મોટેરા મન્ત્રવિચારક ને મન્ત્રોચ્ચારક છે. કોમ્ટના જેવી સંસારમીમાંસા, વર્ટરની રસકથા સમી નાનકડી પણ પ્રબળ વેગવન્તી કુમુદચન્દ્રની સ્નેહકથા, ન્યૂમેનના જેવી પ્રાચીન પુજા, માનવમુદ્રાના સાદશી ચિત્રકાર જેવી પાત્રોની મુદ્રાલેખનકલા ને આન્તરગુણાદર્શકલા, ડાન્ટે કે સ્વીડનબોર્ગની કલ્પનાભૂમિમાંનાં વિશુદ્ધચરિત દેવદેવીઓ જેવાં સુન્દરગિરિવાસી સાધુ-સાધ્વીઓ, દુઃખી કુમુદમાં સીતાજીની આછીપાતળી છાયા, બાણભટ્ટના જેવી શબ્દગાજન્તી સમર્થ વર્ણનમાળા, અને એ સમર્થ સામર્થ્યમાં યે નિગૂઢ સંતાતી, તોફાનની ગેઘમાળા માંહેલી ચન્દ્રલેખા સમી, મૃદુ મૃણાલિકાના જેવી, ચિરંજીવ લેખિનીમાં ભવભૂતિની ભાવમયતા ને સુકુમારતા; અને એ સકલ વૈભવોપનો ઉપર ઝરમરતી વીજળીઓના ચમકારવન્તી કવિતાની રસવૃષ્ટિ; આવા આવા વિભૂતિયોગવન્તો "સરસ્વતીચન્દ્ર"નો રસગ્રન્થ છે, મહાભારત કે રામાયણ સમો. 'સરસ્વતીચન્દ્ર' એટલે મહાકાવ્યનો ગદ્યાવતાર.

યૂરોપનું ઇલિયડ, ઈરાનનું શાહનામું, ભારતવર્ષનાં મહાભારત, રામાયણ ને ભાગવત, મારે મન જગતનાં એ પંચમહાકાવ્યો છે. ધવલગિરિ ને કાંચનગંગા સમાં રસહિમાદ્રિનાં એ પંચ પરમ જગત્-શિખરો. આટલાન્ટિક, પાસીફિક કે હિન્દી મહાસાગર તરનારા તારા જન્મશે ત્યારે એ રસસાગરોના પણ તાગ લેવાઈ રહેશે. રસશાસ્ત્રની સીમાબદ્ધ વ્યાખ્યાઓમાં એ નહિ સમાય. પૃથ્વીની દૃષ્ટિમર્યાદાયે એમને સાંકડી પડશે. માનવદેવો મપાશે ત્યારે એ પંચમહાકાવ્યોયે પૂરાં મપાશે. દર્શન કરવાનું, વન્દી રહેવાનું, આપણી કાચલીઓ ભરી પીવાય એટલાં એમનાં રસામૃત પીવાનું આપણે કાજે તો સૌભાગ્યનિર્માણ છે. એમનામાંથી ચોમેર ઝરણાં વહે છે તે પૃથ્વીને રસવન્તી ને ફળદ્રુપ કરે છે. એ મહાકાવ્યોનો 'સરસ્વતીચન્દ્ર' અર્વાચીન ગદ્યાવતાર છે.

એ અવતાર આપણે ત્યાં કેમ થયો? એ તો પેલા જગતપ્રશ્નના

સન્તાનપ્રશ્ન સમો ભાસે છે કે પયધર્ઝબરો સૌ એશિયાખોળે જ કેમ જન્મ્યા? એ ઇતિહાસપ્રશ્નોની ઉત્તરમીમાંસા તો અનેક કારણજાળભરપૂર સંસારશાસ્ત્રનો વિષય છે. સંસારશાસ્ત્રનું સાગરમન્થન આજ નહિ કરીએ, પણ "સરસ્વતીચન્દ્ર"ની જન્મોત્રીના ગ્રહયોગની આછીપાતળી વિચારણા અહીં અસ્થાને ન જ ગણાય. મહાકાવ્યના એ ગદ્યાવતારનાં કારણો શાં હતાં?

એ કારણમાળા ચોસરી છે.

તેમાં પહેલી સર છે ગોવર્ધનભાઈની સાત્ત્વિક સંપત્તિની. વિપુલ સાત્ત્વિક સંપત્તિ વિના મહાકાવ્યનો અવતાર સંભવે જ નહિ. જ્ઞાની, અનુભવી, કવિ, ફિલસૂફ, માનવશાસ્ત્રી, સંસારશાસ્ત્રી, નીતિવેત્તા, ધર્મવેત્તા એવા નાનાગુણાલંકૃત ને વિધવિધ આત્મવિભૂતિવન્તા ગ્રન્થકાર વિરલ હોય છે. ગોવર્ધનભાઈ વિરલ હતા. 'સરસ્વતીચન્દ્ર' વિરલ છે.

બીજી કારણસર છે ગોવર્ધનભાઈની અક્ષરપ્રવૃત્તિ વિશેની લોકકલ્યાણક ભાવનાની. શેક્સપિયરની સાક્ષરભાવના યૂરોપી રસમીમાંસકો હેમ્લેટનાં વચનોમાં વાંચે છે: The purpose of playing, whose end, both at the first and now, was and is, to hold, as 'twere, the mirror up to nature; to show virtue her own feature, scorn her own image, and the very age and body of the time his form and pressure. સદસદ્ સંસારપ્રસંગો સન્મુખ દર્પણ ધરવું છે એવું જગતદર્શન કરાવવું, એટલી જ એ મહાન નાટકકારની કલાધર્મભાવના છે. ઝોલાની પણ કંઈક એવી સાક્ષરભાવના હતી. ગોવર્ધનભાઈની કલાભાવના છે તે જગતમાં જ પરિસમાપ્તી નથી. છે ત્યાંથી પગથિયેપગથિયે જગતને ઉપર ચડાવવું એ એમની કલાભાવના. 'સરસ્વતીચન્દ્ર'ની પ્રસ્તાવનાઓ ફરીથી વાંચી વિચારનારને સ્પષ્ટ થશે કે જગત્ઉન્નતિ એ ગોવર્ધનભાઈનો સાક્ષરમન્ત્ર હતો, અને એ ભાવનાજન્ય મન્ત્રસિદ્ધિને અર્થે સોપાનશ્રેણી સમી પાત્રપરંપરા 'સરસ્વતીચન્દ્ર'માં

એમણે યોજેલી છે. આદર્શો ઘડતાં ગોવર્ધનભાઈની એક આંખ સ્વર્ગલોકે રહેતી ને બીજી આંખ પૃથ્વીલોકે રહેતી. શેક્સપિયરની ને ગોવર્ધનરામભાઈની અક્ષરપ્રવૃત્તિના ભાવનાધર્મમાં પૃથ્વીલોક ને અન્તરિક્ષ-લોક જેટલું અવસ્થાન્તર છે.

એ બે કારણસરો ગોવર્ધનભાઈની વ્યક્તિગત હતી. ત્રીજી કારણસર આર્યાવર્તના સંસારબન્ધારણમાંની છે. હજારો વર્ષજૂનો કાળ-જરજરિત આર્યસંસાર હજી નિત્ય જીવન્ત ને ઋષિજીવનવંતો છે. એ આર્યજીવનને ગોવર્ધનભાઈ સાક્ષરજીવન કહેતાઃ અન્ય કો એને બ્રાહ્મણજીવન કહે છે.

> શમ દમ ક્ષમા શૌચ જ્ઞાન વિજ્ઞાન આર્જવ;
> તપ આસ્તિકનાઃ સૌ તે બ્રાહ્મ કર્મ સ્વભાવથી.
> ગીતા, અ. ૧૮, શ્લો. ૪૨.

એ શ્લોક-ભાખ્યાં સ્વભાવજન્ય ગુણકર્મ ઋષિજીવનનાં છે.

> અભય, સત્ત્વની શુદ્ધિ, સુસ્થિતિ જ્ઞાનયોગમાં,
> દાન ને દમ, ને યજ્ઞ, તપ, સ્વાધ્યાય, આર્જવ;
> અહિંસા, સત્ય, અક્રોધ, અનિન્દા, ત્યાગ, શાંતિ ને
> મૃદુતા, દક્ષતા, લજ્જા, અલોભ, ભૂતની દયા;
> ના અભિમાન કે દ્રોહ, શૌચ, તેજ, ક્ષમા, ધૃતિ;
> એ તેને હોય, જે પાર્થ! જન્મિયા દૈવી સંપદે.
> ગીતા, અ. ૧૬, શ્લો. ૧, ૨, ૩.

એ દૈવી સંપત્તિ ઋષિજીવનની આત્મલક્ષ્મી છે.

> પૂજા દેવ ગુરુ પ્રાજ્ઞ દ્વિજની, શૌચ, આર્જવ,
> અહિંસા ને બ્રહ્મચર્યઃ કહ્યું તે તપ દેહનું.
> અનુદ્વેગી સદા વેણ, સત્ય જે, હિત ને પ્રિય,
> સ્વાધ્યાયનો જ અભ્યાસઃ કહ્યું તે તપ વાણીનું.

આત્મસંયમ ને મૌન, ચિત્ત કેરી પ્રસન્નતા,
સૌમ્યતા, ભાવની શુદ્ધિઃ કહ્યું તે તપ માનસી.
ફ્લેચ્છા તજી કો યોગી જને શ્રદ્ધા પરમ્ વડે
એ ત્રિધા તપ જે કીધું, સાત્વિકી તપ તે કહ્યું.
ગીતા, અ. ૧૭. શ્લો. ૧૪, ૧૫, ૧૬, ૧૭.

ઋષિજીવનવન્તા તપોધનોનું એ ગીતામન્ત્રોમાં વર્ણવેલું સાત્વિક તપોમય જીવનવિધાન છે.

ગીતા, અ. ૧૬, શ્લો. ૫:
મોક્ષદા દૈવી સંપત્તિ, બન્ધિની માની આસુરીઃ
એ ઋષિ જીવનની છે જીવન્મુક્તિ.

ઋષિજીવન પરત્વેનો ગોવર્ધનભાઈનો ભાષ્યવિસ્તાર એમના સાક્ષરજીવન અને Practical Asceticism નામના નિબન્ધલેખોમાં છે. ઋષિજીવન પુણ્યપ્રભાવી, વૈરાગ્ય-વર્ચસ્વી ને પાવનકારી હોય. જ્યાં ત્યાગ હોય, જ્ઞાન હોય, તપ હોય, સેવાભાવ હોય એ ઋષિજીવન. દલપતરામ ને ગોવર્ધનરામનાં સાક્ષરજીવન નવયુગનાં ઋષિજીવન હતાં. માધવ ગોવિન્દ રાનડે અને દાદાભાઈ નવરોજજી પણ દેશકાળ અવસ્થાનુસાર ઋષિજીવન જીવતા. સ્વામી દયાનન્દ સરસ્વતી, કેશવચન્દ્ર સેન, સ્વામી વિવેકાનન્દ, ને તેમના ગુરુવર્ય સ્વામી રામકૃષ્ણ પરમહંસનાં ઋષિજીવન તો તેમના આશ્રમધર્મ હતા. એસીસીના ફ્રાન્સિસ અને કાઉન્ટ ટોલ્સ્ટોય એ યુરોપના ત્યાગમૂર્તિ તપસ્વી ઋષિજનો હતા. Plain living and high thinking તો આર્યજીવનના જીવનમન્દિરનો પ્રથમ પગથાર છે. એવા ઋષિજીવનવન્તા સાક્ષરની અક્ષરપ્રવૃત્તિમાં કાવ્યાનન્દ બ્રહ્માનન્દસમોવડ હોય. ગોવર્ધનરામભાઈનો-અને "સરસ્વતીચન્દ્ર"માંનો રસાનન્દ બ્રહ્માનન્દના ભર્ગવન્તો છે.

ચોથી કારણસર છે આપણી મહાકાવ્યની ભાવના. સાહિત્યકારોની મહાકાવ્યની વ્યાખ્યા કરતાં મહાકવિઓની મહાકાવ્યની ભાવના વધારે પ્રાચીન ને વિશાળ છે; અને યૂરોપ એશિયા ઉભયવાસી

આર્યપ્રજાઓમાં એ સત્કારાઈ છે. વ્યાસ, વાલ્મીકિ ને ફિરદૌસી, હોમર, વર્જીલ ને ડાન્ટે: એ સહુ મહાકવિઓએ અમૃતસરોવરો સમાં મહાકાવ્યો રચ્યાં છે. મિલ્ટનનું પેરેડાઇઝ લોસ્ટ એ પ્રાચીન મહાકાવ્યભાવનાનું નાનકડું અનુકરણ છે. યુરપજન્ય Reformation–ધર્મસુધારણા ને Renaissance—સાહિત્ય-પુનરુત્થાનવાદે જે પુરાણી ભાવનાઓને પાછી પાડી એમાંની એક મહાકાવ્યભાવના પણ હતી. એશિયામાં હજી એ પ્રાચીન રસમૂર્તિ પ્રાચીન પૂજ્યભાવે પૂજાય છે. એશિયા યુરોપના પૂર્વજોની એ પુરાણી મહાકાવ્યભાવનાના નવાવતાર તે કાદમ્બરી, અરબ રાત્રીઓ, વિલ્હેમ મિસ્ટર, લે મિઝરેબલ, ને 'સરસ્વતીચન્દ્ર'. પૂર્વે બાણભટ્ટે નિજનું સર્વસ્વ–આત્મધન કાદમ્બરીમાં ઠાલવ્યું હતું; આજે ગોવર્ધનભાઈએ એ ગુરુપરંપરા પાળી છે. પશ્ચિમ દેશોમાં પ્રધાનપણે હવે એમ રહ્યું નથી. ડીકન્સ, થેકરે, સ્કોટ, સિંક્લેર, મેરી કોરેલી, મોપાસાં, અનેટોલ ફ્રાંસની કાદમ્બરીભાવના મહાકાવ્યની ભાવના નથી. બંગ સાહિત્યપુત્રો બંકિમ ને રવીન્દ્ર પણ મહાકાવ્યભાવનાના ઉપાસકો નથી, અર્વાચીન પાશ્ચિમાત્ય રસઆદનાને અનુસર્યા છે. 'સરસ્વતીચન્દ્ર'માં ગોવર્ધનભાઈ મહાભારતમાંની મહાકાવ્યભાવનાની રસોપાસનાને સેવે-ઉપાસે છે.

* * * *

'સરસ્વતીચન્દ્ર' વિશેની એક કિંવદન્તી હજી વિચારવાની બાકી રહે છે. કોઈક ટીકાકાર બોલે છે કે એ મહાકાદમ્બરીમાં હિન્દનું જ ચિત્રદર્શન ને વર્તમાન યુગનો જ વિચારવિસ્તાર છે, તેથી તે રસગ્રંથ દેશકાલાતીત નથી. એ ખરું છે કે સદ્ગ્રન્થોમાંના ઘણાખરા દાયકાના હોય છે, કેટલાક અમુક જમાનાના હોય છે, થોડાક સૈકાના હોય છે, અને કોઈક ચિરંજીવ નીવડે છે. ગુજરાતની, ભારતની કે વર્તમાનની જ સીમાઓમાં "સરસ્વતીચન્દ્ર" રહી જશે કે સ્થળકાળના સીમાડાઓ વટાવીને તેનો પ્રભાવપ્રતાપ માનવજાતિમાં અને હવે પછી પણ પ્રકાશશે? પ્રશ્ન ગમ્ભીર છે; અને દેશી-પરદેશી કિયા મહાગ્રન્થ વિશે એ ન પૂછાય? વસ્તુત: તેનો સાચો ઉત્તર આવતા દેશકાળ

આપી શકે. સરસ્વતીચન્દ્રમાં એ ખામી હોય તો પણ ભવિષ્યનું અધૂરાપણું વર્તમાનનો સવિશેષ શણગાર થાય. પણ એવું નથી. યુગયુગની સ્મૃતિ નિરનિરાળી, અને યુગનો અસ્ત થતાં યુગસ્મૃતિની સપ્રમાણતાયે અસ્ત પામે; છતાં સર્વ યુગમાં સર્વ સ્મૃતિઓના સત્યાંશ સજ્જનોને સદા ગ્રાહ્ય હોય છે. સ્મૃતિની કે પુરાણની સપ્રમાણતા "સરસ્વતીચન્દ્ર" પામ્યો નથી. તોય અન્ય પુરાણોના મહિમાયુગ પૂરા થયા તેમ ગોવર્ધનપુરાણનીયે માહાત્મ્યઅવધ ભલે વીતે; છતાં પુરાણોમાંના સદ્બોધ સૂકાયા નથી. ને 'સરસ્વતીચન્દ્ર' માંનાયે સત્યા-વેષણોની સિંહગર્જના ગાજન્તી વિરમવાની નથી. એ મહાકથામાંનાં સંસારદરબારનાં ઘૂંચવાતાં–ઉકેલાતાં લોકજાળાં: એમાંની અવિભક્ત કુટુંબની કુળપાઠશાળા; નિર્ગુણ બ્રહ્મ ને સગુણ યદુનન્દન–બ્રહ્માંડ પર અલખ અને બ્રહ્માંડભરપૂર લખની લીલાનો દ્વૈતાદ્વૈતવાદ; સત્તાવન અને એ પછી ઇંગ્રેજ અમલદારો તથા હિન્દી રાજાપ્રજામંડળના ગૂંચાતાઘડાતા સંબંધોનું યુગદર્શન; મહાભારતનું અવનવું ભાષ્ય, અને એ શબ્દપ્રાસાદના મૂર્તિરૂપ સરીખડું મલ્લ-મહાભવન; અન્તરનાં પડ ઉઘાડતાં પિતામહલોક પર્યન્તનાં અલૌકિક સ્વપ્નાં; શિખરવાસી સાધુસાધ્વીઓનાં પૃથ્વીઅનોખાં જીવનનાં પુણ્ય-જ્યોતિઓ; અને એ અક્ષરયજ્ઞની પૂર્ણાહુતિ વેળાના મહાઘોષ મન્ત્રોચ્ચાર સમી કલ્યાણગ્રામની યોજના; એ સહુમાં એ મહાકાદમ્બરીના દેશ-કાલાતીત અમર અમૃતઅંશો છે.

પણ કેવળ બુદ્ધિવિષયક સત્યાન્વેષણમાં રસગ્રન્થોનું ચિરંજીવપણું નથી વસતું. રસરાજવી કાલિદાસનાં રસ અને સૌન્દર્યમાં કાલિદાસના અક્ષરદેહનું આયુષ્યામૃત છે. પારિજાતક પુષ્પ સમી કુમુદની સુકુમારતા, રાજચંપાની ભભક સમો કુસુમનો ઉત્કટ પરાગ, ચન્દ્રકાન્તનો મિત્રસ્નેહ, પ્રકૃતિસરલા સૌભાગ્યદેવીનું સુભગ સૌભાગ્ય, ગુણસુન્દરીની સંસારપ્રાપ્ત ગુણસામગ્રી, અલકકિશોરીનો ઉન્મત્ત જાન્વલ્યપ્રભાવ, પુણ્યમૂર્તિ વિષ્ણુ-દાસ ને બલશરીર વિહારપુરી, સૂક્ષ્મરસચિકિત્સક ચન્દ્રાવલી ને તેનો સહિયરસમાજ, નિરંગી રાજ્બ્રજ સમા મહારાજ મલ્લરાજ, મણિરાજ

ને ભૂપસિંહ, તથા તેમના જરાશંકર, વિદ્યાચતુર, બુદ્ધિધન ને શઠરાય સમા મન્ત્રીશ્વરો; ભારતવર્ષના આર્યમંડળની એ સહુ ચરિત્રમાળા આર્યાવર્તની જગતચરણે અંજલિ છે. વાગીશ્વરીના મયૂરકલાપમાંની રંગરેખાઓ સમા એ ચરિત્રચિત્રાવલિમાંના વાકુરંગો ચિત્રકલાધીશ્વરને યે શોભારપદ છે. 'સરસ્વતીચંદ્ર'ના મીઠા મહેરામણમાં નાનકડી અમૃત-વીરડી સરીખડી કુમુદચન્દ્રની સ્નેહકથાનો વર્ણશૈલીનો પૂરવેગ રસપ્રવાહ; અર્ધેતિ ધપતી-ઊછળતી વહતી, મદોન્મત્તસુન્દરીના પાયનુપૂરના ઝણકાર સમી સદા ઝમઝમતી, ફિરકી જેવી નર્તતી, કલ્પના; અાડીઅવળી ઊડતી વિદ્યુલ્લતાના જેવા ચમકારા કરતા ભાવપ્રકાશ; અને સૌમાં સચ્ચિદાનન્દ સમી વ્યાપ્ત, ઓજસ્વી, ઉન્નતગામિની, સૌન્દર્યનિર્ઝરતી કવિતા: 'સરસ્વતીચન્દ્ર'નું એ ચિરંજીવ રસચેતન છે. હિન્દી મહાસાગરની પેઠે 'સરસ્વતીચન્દ્ર' આર્યાવર્તના ને વર્તમાનયુગના સમસ્ત કિનારાને ધુવે છે; તેનાં ગિરિમાળ જેવાં જળમોજ અન્ય દેશોના ને અન્ય યુગોના કાંઠાઓને ભીંજવતાં વહે છે. ભાવનગરના દેશી રાજ્યને બદલે હસ્તિનાપુરના જગતવિખ્યાત રાજપ્રાસાદોમાં "સરસ્વતીચન્દ્ર"ની વસ્તુભૂમિકા ગોવર્ધનરામભાઈએ સ્થાપી હોત તો એ કાદમ્બરીનો જગત્-મહિમા ઝીલતાં આટલો વિલંબ ન લાગત કે આટલી દલીલે અના-વશ્યક થાત. સ્વભાવસરલ દુનિયા તો સહેજે માની લે છે કે મોટાં મન્દિરોમાં મોટા દેવ વસે છે!

*　　　　*　　　　*

સાહિત્યરસિક શ્રોતૃજન હો! उर्विसार गुजरात એવી શંકર બારોટની ભુવનાદિત્યના રાજદરબારમાંની ગુણગર્જના છે. 'ગુર્જરદેશ ગરુવો ઘણો' એવું સામળભટ્ટનું ગૌરવ-વચન છે. 'ગુણ ગા, ગુણવન્તી ગુજરાત!' એવો ગુણવન્ત ઉદ્બોધનનો દલપતબોલ છે. 'જય જય ગરવી ગુજરાત' એવી નર્મદની જય-વંદના છે. 'દેશ ગુજરાત દુનિયામે જૈસો દીસે બાગ' બાપાકવિતા-ઉદ્‌ગાતા ગુર્જર કવીશ્વરનો એ ભાષાટહુકો છે. Park-like

land of Gujarat એવી આદિની ઇંગ્રેજપ્રશસ્તિ છે. એવા આપણા પૃથ્વીના સારરૂપ, ગરુવા, ગુણવન્તા, જગતઉદ્યાન સરીખડા ગુર્જર ઉપવનમાં ચારુતરની રમણીય કુંજો છે. હૈયાની સેરો સમી મહીં સુકુમાર સરિતાઓ વહે છે. વાદળી જેવડા વડલા ને મેઘાડમ્બર સમા આંબાવાડિયાંથી ઘેરાયેલા સરોવરોથી શોભતી એ કુંજમાં જટાના ઝુલ્ફાં જેવી એકએક વૃક્ષે લટકતી પખવાડિયાની તિથિઓ જેટલી વેલડલેરોથી ગૂંથાયેલા રસપલ્લવિત લીલમલીલા અનેક લતામંડપો છે. ડાકોરજીની ને વડતાલની ત્યાં હરિકુંજો છે. ચારુતરના એ ઉપવનમાં નવ સરોવરે સોહતું નડિયાદનું વ્રજ છે. ૧૯મી સદીની છેલ્લી પચ્ચીસીમાં નડિયાદનું વ્રજ ગુજરાતનું સાહિત્યતીર્થ હતું. એની દક્ષિણે દૂર દૂર પ્રેમાનંદનું વડોદરા ને દયારામનાં ચાંદોદકરનાળી છે; એની ઉત્તરે સમીપમાં સામળનું સિંહુજ ને એની પાછળ અખા દલપતનું અમદાવાદ છે. દયારામની રસિકતા, પ્રેમાનંદનો કવિતવૈભવ, સામળનો વાર્તાપ્રવાહ, અખાની ફિલસૂફી, ને દલપતનું સંસારદર્શન એ વ્રજમાં ઊતર્યાં છે, ને એ પચરંગી ગુણગૂંથણ નડિયાદની વ્રજસન્તતિમાં સુવિકાસેલાં છે. પચાશેક વર્ષ ઉપર નડિયાદનું વ્રજ પ્રકૃતિદેવીઅક્ષયા વનસ્પતિવૈભવથી છલકાતું એટલું પરબ્રહ્મલક્ષી બ્રહ્મલક્ષ્મીથી ઊભરાતું, શાકુન્તલ ને મનુસ્મૃતિના ભાષાન્તરકાર એ. ઝવેરીલાલ યાજ્ઞિક અને રાજધુરન્ધર કાર્યદક્ષ કર્તવ્યધર્મનિપુણ હરિદાસભાઈ–અને એમના અંગમાં સમાતો એમનો કુટુંબપરિવારઃ એ રાજકારભારીઓ એ વ્રજમાં વસતા. વેદાન્તઅભ્યાસી છતાં જગતવાર્તામાં કર્તવ્યધર્મનિપુણ, અસ્તોદયના સિદ્ધાંતઆલેખક, કચ્છસૌરાષ્ટ્રના Divan Maker, શ્રીયુત મનઃસુખરામભાઈ, તથા કુસુમાવલિ ને ઇન્દ્રજિતવધ કાવ્યમાં કાદમ્બરી ને રઘુવંશના અનુકરણકાર લુણાવાડાનરેશના રાજમંત્રી દોલતરામભાઈ–એમના પણ એ વ્રજમાં વાસ હતા. મછંદર સમા અબધૂત, મસ્તકવિ બાલાશંકર એ વ્રજમાં ગઝલો લલકારતા. નિબંધકાર, નવલકથાકાર, નાટકકાર, ભાષાન્તરકાર, ઇતિહાસમન્થનકાર એમ

અનેકપ્રવૃત્તિપરાયણ, વેદાન્ત, ઇતિહાસ ને કવિતાની રસઓમમાં સ્વચ્છન્દ વિહરતા, શાંકરવાદનો કેવલાદ્વૈતધ્વજ ફરકાવતા,-અને એને વૈષ્ણવી સુદર્શન કહેતા, બહુરંગી પ્રો. મણિલાલ એ વ્રજમાં ઝબકારા મારતા. ગીર્વાણની વાક્લક્ષ્મી સમી કાદમ્બરીને ગુજરાતીમાં ઉતારતા ને બાણભટ્ટને આપણા સાહિત્યમાંડવે નોતરતા છગનલાલ પંડ્યા એ વ્રજના વતની છે. એવું તેજસ્વી સપ્તર્ષિમંડળ નડિયાદના આકાશમાં પચ્ચાશેક વર્ષ ઉપર રમતું ઝૂમતું હતું. પણ એ સપ્તર્ષિઓના સારરૂપ, અને એથીયે અધિકેરો, જેની એ સપ્તર્ષિઓ પ્રદક્ષિણા કરે ને મુગટસ્થાને માને એવો ધ્રુવતારલો એ નભોમંડળમાં ત્યારે વિરાજતો. વૃદ્ધ ઋષિવરોમાં યૌવનઓજસ્વી શુકદેવસમો તે સપ્રભ શોભતો. નટપદનો એ ધ્રુવ તારલો તે જગતસાક્ષર ગોવર્ધનરામ. ઝવેરીલાલ ને હરિદાસ, મનઃસુખરામ ને દોલતરામ, બાળાશંકર, મણિલાલ ને છગનલાલ, અને ગોવર્ધનરામઃ એવી અકળાક અષ્ટસિદ્ધિવન્તા ત્યારના નડિયાદને માટે કારલાઇલના વીમર માટેના પ્રશસ્તિબોલ ઉચ્ચારી શકાય કે: Possessing such an eight, the small town of Nadiad, some fifty years ago, might challenge the proudest capital of the world to match it in intellectual wealth.

એ ખરું છે કે "સરસ્વતીચંદ્ર" તે નથી વેદ કે નથી ધમ્મપદ, નથી ઇંજિલ કે નથી કુરાન. ને ગોવર્ધનભાઈયે નથી વ્યાસ કે વાલ્મીકિ, નથી હોમર કે ફિરદૌસી. "સરસ્વતીચંદ્ર"નો રસગ્રંથ નથી ભાગવત કે ડિવાઇન કોમેડી. "સરસ્વતીચંદ્ર" શું નથી તે સૌને સુવિદિત છે. એનાથી નિરવધિ આત્મસંપત્તિવન્તા રસગ્રંથો સરસ્વતીના જગત્વાગ્મંડારે નથી એમ નથી. છતાં "સરસ્વતીચંદ્ર" જગતની ચિરંજીવ મહાકાદમ્બરી છે ને અમૃતલેખિનીશાળી ગોવર્ધનરામભાઈ જગતના એક મહાકાદમ્બરીકાર હતા. નડિયાદના વ્રજમાં એ મહાનુભાવ ઋષિજન વિરાજતા ને બ્રહ્મલીલાનાં વેદગાન

સમો એમનો કીર્તિધ્વનિ ત્યાં ગાજતો. કલાપી ત્યાં જતા, લલિતજી ત્યાં જતા, પ્રો. ગજ્જર, દિ. બ. કેશવ હર્ષદ ધ્રુવ ત્યાં જતા. સાક્ષરત્વને ગુજરાત ત્યારે ત્યાં શોધતું.

ગોઇથેનું વિલ્હેમ મિસ્ટર, અરબની રાત્રીઓ, હ્યુગોનું લે મિઝરેબલ, ને ગોવર્ધનભાઈનો "સરસ્વતીચંદ્ર": ચાર દિશાઓની દેવીઓ જેવી દિશાઓને સિંહાસને એ ચાર કાદમ્બરીઓ વિરાજે છે. એ સહુ ઉપર આકાશકેન્દ્રે, દેવલોકના ઝુમ્મર જેવી અનેકજ્યોત, પાંચમી બાણભટ્ટની કાદમ્બરી લળેઢળે ને લુમેઝુમે છે. છઠ્ઠી એવી મહાકાદમ્બરી લખાશે ત્યારે પૃથ્વી તેને તેટતેટલા ભાવે પૂજશે. દિશામંડળનો ખૂટતો ચોક આજે તો ગુજરાતે પૂર્યો છે.

સજ્જનો અને સન્નારીઓ! ઇતિહાસ કહે છે કે સરસ્વતીચંદ્ર છપાયો એ મહાતિથિએ આપણા અર્વાચીન ગુજરાતી સાહિત્યે જગત્સાહિત્યમાં પગ મૂક્યો.

*

ગોવર્ધનરામનો અક્ષરપ્રદેશ કોઈ ગિરિલીલામાં સમાતી વનલક્ષ્મી સમો છે. ગગનચૂમતાં શિખરો, પાતાળભેદતી ગુફાઓ, ઉજ્જડ પાષાણઅંકિત સાગરતટ, પડતાં પથરાતાં જળ, કે વેરાયેલાં તારા જેવાં લીલોતરી ઉપર રમતાં પુષ્પો અવલોકતાં હૃદયમાંથી જતા હૃદયના ભાવો ઊછળી રહે છે. વર્ષાઋતુમાં રજનીમુખે સૂર્યના વધતા તડકામાં નેયેલા મેઘધનુષ્યના જેવી તેમના સાહિત્યની અક્ષરરેખા છે. કવિતા, નવલકથા, નિબંધ અને વિવેચન જેવાં સાહિત્યનાં બહુરૂપી અંગોને તે વીંટળાયું છે. 'સરસ્વતીચંદ્ર' તેનો કીર્તિસ્તંભ છે, 'સ્નેહમુદ્રા' સ્મારક છે, 'સાક્ષરજીવન' અવશેષ છે.

—સુરેશ દીક્ષિત

## ગોવર્ધનરામની શૈલી

### લેખક: વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

['સરસ્વતીચન્દ્ર'ના સમર્થ અભ્યાસી શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'સરસ્વતીચન્દ્ર'કારના તરેહદાર ગદ્યની ઊંડી સૂઝભરી વિદ્વત્તાયુક્ત વિવેચના આ લેખમાં કરી છે. ગોવર્ધનરામનું ગદ્ય કેવી રીતે વિકસતું ગયું છે, તે કેટલું ઉન્નત અને પ્રભાવશાળી છે એ માર્મિક પૃથક્કરણ દ્વારા લેખક અહીં સ્ફુટ કરે છે. શ્રી. રામનારાયણ પાઠક ને શ્રી. વિષ્ણુપ્રસાદ બંને દર્શાવે છે તેમ નાનાલાલના અપદ્યાગદ્યની આગાહી કરતું, તેને મળતું ગદ્ય, ગોવર્ધનરામમાં પણ ક્વચિત્ દેખાય છે. આ વિવેચકના 'સરસ્વતીચન્દ્ર'કારને લગતા બીજા ત્રણ લેખો ('વિવેચના'માં) પણ ખૂબ મનનીય છે.]

### : ભૂમિકાઓ :

ઉત્તર વયનાં લખાણોમાં નર્મદાશંકરથી વિન્યસ્ત વાક્યોની કંડિકાઓ લખાઈ જતી પણ, કંડિકાઓ ઘાટદાર ભાગ્યે જ થતી. નર્મદાશંકરની પાકટ શૈલી અસ્થિર, લપલપાટવાળી, ટાંચણિયા, વાતચીતિયા, ભાષણિયા. "નર્મદની કલમ માટે મને ભગદ કે ઘોડાની ઉપમા નથી બેસતી, હરણીની જ ઉપમા બેસે છે. ખદ, રવાલ કે ડેકગતિ, કશામાં નર્મદની કલમ અર્ધો કલાક પણ એક સરખી ના ચાલે." (બલવંતરાય ક. ઠાકોર; 'કૌમુદી' એપ્રિલ ૧૯૩૬) તોય ગતિકાળા પરત્વે નર્મદની શૈલી ક્વચિત્ ક્વચિત્ ગોવર્ધનરામની આગાહી કરે છે.

પણ જોઈએ કે પ્રજા નિત્ય સુખમાં રહે તેવી બ્રિટિશ રાજનીતિ છે? ઇંગ્લંડના લોકે સ્વરાજ્યમાં, રાજા તથા પ્રજાના ટંટામાં, પ્રધાનમંડળ તથા પ્રજાસમાજના વાદવિવાદમાં, ન્યુસપેપરોની ચર્ચામાં, બીજા રાજ્યોના સંબંધમાં જે સ્વાર્થબુદ્ધિ દેખાડી છે અને આ દેશમાં વેપારી રૂપે ને રાજ્ય મેળવતાં ને પછી જે દેખાડી છે તે તો પ્રાણ ને પ્રકૃતિ સાથે જ એમ નિત્ય રહેવાની. બ્રિટિશ સરકારની નીતિ સંસ્થાનોમાં જ્ઞાતિલાના સંબંધમાં જે દેખાઈ છે ને દેખાય છે, જે પોતાના જતેલા એબિરિયોના સંબંધમાં દેખાતી આવી છે, (એઓ પાર્લામેન્ટમાં બેસે છે તો પણ) તે નીતિ આ દેશની કાળી પ્રજાના સંબંધમાં

રાજ્યધર્મથી કે સ્નેહથી કે દયાથી કે કીર્તિના કોડથી પ્રજાનું હિત કરનારી થાય નહિ. પ્રજા બહુ બોલશે ત્યારે ટેવ પડી છે કહી ટુકડા નાખશે ને થોડી વાર પછી નવી યોજનાએ એવું કરશે કે, આપેલાથી અધિકગણું પાછું લઈ લેશે. (નર્મદાશંકરઃ 'ધર્મવિચાર' પૃ. ૬૪).

નર્મદાશંકરની કંડિકા મૂકી દીધી છે ત્યાંથી આગળ વાંચીએ તો અણઘડ લાગશે, ઉતારેલા ભાગમાં પણ જોઈએ તેટલી સફાઈ નથી, પણ એ ઢાળામાં, લયમાં, ગોવર્ધનરામની શૈલીની આગાહી છે. "સરસ્વતીચંદ્ર"માં ઘણે ઠેકાણે આ જ ચઢ-ઊતરનું લપ્પાણ મળી આવશે.

ભાઈ, સરકારનો સ્વાર્થ તમને જીવાડવામાં છે એવો અનુભવ થયેલો સાંભળવામાં નથી. પણ માનો કે એમ છે. તમારા પ્રભાવથી જે વિદ્યા તમે મેળવવાના નથી તે વિદ્યા તમારા મગજમાં બળાત્કારે પ્રવેશ કરી તમારા અંધકારનો નાશ કરે અને રાજત્વને યોગ્ય બુદ્ધિવિકાસને તમે પામો એવું માનીયે તો પણ એટલું તો સત્ય ગણશો જ કે તમે એટલો પ્રવાસ કરશો એટલામાં ઇંગ્રેજ સરકાર તમારાથી પચાસગણો વધારે પ્રવાસ કરશે અને તમે પાછળના પાછળ રહેવાના; અને તમારા પગ થાકશે એટલે તમે એથી પણ વધારે પાછળ પડવાના ને ઇંગ્રેજને આળો દેવાના. ('સરસ્વતીચન્દ્ર' ભાગ ૪થો પૃ. ૬૭)

ગોવર્ધનરામનાં કેટલાંક પાત્રો દૃઢતાવાળાં અને નિશ્ચયબુદ્ધિ છે. તેમની વાણીમાં નર્મદાશંકરનો અગલ્ભ આત્મવિશ્વાસ અને આગ્રહ જણાય છે. આ ગુણો પછીના શૈલીકારોમાં બલવંતરાયમાં વિશેષ પ્રમાણમાં જણાય છે. આ ગુણો વિનાની નંદશંકરની શૈલી પ્રવાહિતામાં નર્મદ કરતાં તરત જુદી પડી આવે છે. ગોવર્ધનરામના પુરોગામીઓ અને સમકાલીનોમાં વિચાર-સમૃદ્ધિનો પ્રવાહી, સુસ્પષ્ટ અને સુરેખ શૈલી સાથે યોગ જેવો મણિલાલમાં છે તેવો કોઈમાં નથી, પણ લયવિલમ્બન (amplitude of rhythm) જે ગોવર્ધનરામની શૈલીનું વિશિષ્ટ લક્ષણ છે, તેમાં નંદશંકર ગોવર્ધનરામની વધારે નજીક છે. મેકોલેની શૈલીને નંદશંકરે પચાવી છે, પણ તેની મર્યાદા

એ નંદશંકરની પણ છે. વિશ્વનાથ ભટ્ટે 'માનસી'માં નંદશંકરની શૈલીના પ્રતિનિધિરૂપ નમૂના આપ્યા છે. ('માનસી' ૧૯૯૧, અંક ૨). વાક્યની પ્રલમ્બ રચના કેટલી બાલિશ, જડ અને બેહૂદી બને છે તેનો નમૂનો નવમો સારું ઉદાહરણ છે.

તે દહાડો તેની જિંદગીમાં સૌથી મોટો હતો; તે દહાડે તેની ઇચ્છા સફળ થવાની તે આશા રાખતી હતી; તે દહાડે તેના પ્રિયતમનું મ્હોં તેને જોવું હતું; તે દહાડાથી તેના સંસારનો આરંભ થવાનો હતો; અને તે દહાડો તેના કલ્પેલા સુખી વખતનો પહેલો જ હતો. માટે તે દહાડે તેને અતિ સુખની સાથે ઘણી ચિંતા મનમાં રહે તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

આની પડછે બીજો પરંતુ સુંદર નમૂનો મૂકીએ:

તેના જૂના મિત્ર, તેના સગા કહેવડાવનારા, તેના ઓળખાણમાં આબરૂ માનનારા, તેને બારણે રોજ જોડા ફાડનારા, તેને બાપજી બાપજી કહેનારા, એ સઘળામાંથી કોઈ ત્યાં ન હતું. જેમ પાણી સૂકાયા પછી માછલાં નાશી જાય છે, જુવાર કપાયા પછી હઈયા બીજે ઠેકાણે ઊડી જાય છે, જેમ ગળપણ ખસેડ્યા પછી તેના ઉપર બમણતી માખીઓ જતી રહે છે, તેમ તે લીલા વનના સૂડા, ઊગતા સૂરજને પૂજનારા, આવતાની બોલબાલા તથા જતાનું મ્હોં કાળું કહેનારા, આ વખતે કોઈ માધવને ઘેર ફરક્યા જ નહિ.

પ્રલમ્બ વાક્યરચના સર્વથા અસ્વાભાવિક છે, રસને હાનિકર છે, એમ માનનારાને ચરણે ઉપલી કંડિકા ધરું છું. માધવનો વૈભવ, તેની સત્તા, તેનો રુવાબ, ભિન્ન ભિન્ન ગરજાળુઓના, ઝડપથી, એક ઉપર એક આવતા ઉલ્લેખોથી જેમ અનુભવાય છે, તેમ તેમની પામરતા, પોકળતા અને નીચતા માખીઓ અને ગાછલાંના સ્મરણથી યુગપત્ ખડી થાય છે. વળી વળીને પાંખો ફફડાવી વેગ લઈ ઊડતું પક્ષી શિકાર તરફ વીજળી પેઠે ઊતરી જાય તેવી વાક્યની ચઢ ઊતર છે, તેથી 'માધવને ઘેર કોઈ ફરક્યા જ નહિ' તે મુખ્ય વક્તવ્યની છાપ મનમાં નિશ્ચિત અને સબળ પડે છે.

ગોવર્ધનરામની શૈલીની પ્રથમ ભૂમિકા આવી છે; વાક્યવિસ્તાર અસરકારક, પણ તેનું સંયોજન સંકુલ નહિ, સાદું–અંકોડામાં અંકોડો

નાખી ઊપજાવેલું. આવી રચનાને સંયોજન પણ ના કહેવાય, કરામત જ ગણાય, કેમ જે તેમાં સમાન વિભક્તિવાળાં પદો વા પદ-સમૂહો કે ગૌણ વાક્યો ગાડીના ડબ્બા જેમ સંકળાયેલાં હોય છે. તેમાં લયની છટા હોય છે કંઈક વક્તૃત્વને યોગ્ય; તેથી આકર્ષકતા આવે છે. વિગતપ્રચુર વર્ણનવિષયને સમમેવ રજૂ કરવામાં તેની સાર્થકતા છે.

જેમ મિત્રો એકબીજાની છાની વાતો જાણી ખરી મિત્રતા ધારી સમજે છે; જેમ શેઠના દ્રવ્ય અને વ્યાપારનો મંત્ર જાણી સદ્‌ગુણી મુનીમ પોતાને શેઠનો ખરો વિશ્વાસપાત્ર સમજે છે; જેમ રાજાના અત્યંત વિશ્વાસનું પાત્ર બનતાં સત્પ્રધાન પોતાની સદ્‌બુદ્ધિ વાપરવામાં સ્વતંત્ર બને છે અને રાજ્યસેવાનો ઉત્સાહી થાય છે; જેમ ધર્મિષ્ટ અને બુદ્ધિમાન રાજાના પાલનથી પ્રજા ખરેખરી રાજભક્ત થાય છે; જેમ શુદ્ધ અંતઃકરણ સાથે ઉચ્ચ સંસ્કારનો યોગ થતાં ભિન્ન ભિન્ન રૂપે પરમાનંદ ઉદ્દીપ્ત થાય છે; તેમ જ વિદ્યાચતુરનાં સુખદુઃખ સમજવાની ઇચ્છારૂપ બીજ વિકાસ પામતાં વધવા પામેલું ગુણસુંદરીનું સ્નેહી હૃદય પતિના હૃદયની સર્વે છાની વાતો જાણવા અને સમજવા પામ્યું. પોતે તેના પૂર્ણ વિશ્વાસનું પાત્ર છે તે અનુભવવા લાગ્યું. પોતાના અભિલાષ પુરવામાં સ્વતંત્ર અને પતિના સ્નેહનું ઉત્સાહી બન્યું, પતિ-ભક્ત થયું, અને શરીરવાસનાઓથી ભિન્ન રહેલા ઉચ્ચ અને માનસિક પ્રેમના આનંદના ચમકારાથી ચમકવા લાગ્યું. ('સરસ્વતીચંદ્ર' ભાગ ૨ જો. પૃ. ૨૯).

અલકકિશોરી ગમે તેવી પણ બાળક હતી; રંક અવસ્થા તેણે દીઠી ન હતી; પોતાનું ધાર્યું કર્યું જ સમજતી. પોતાને હમેશ ફાવેલી જ જોતી; હુકમ કર્યો જ સમજતી; મનમાન્યું અમલમાં આવ્યું જ જોતી; ચારે પાસથી વખાણ જ સાંભળતી; અમાત્યના ઉદય કરતાં તેનું વય ન્હોટું ન હતું; વયમાં, જ્ઞાનમાં, અનુભવમાં, નીતિમાં અને સુંદરતામાં, પોતાનાથી ચ્હડીયાતાં માણસોને પોતાનાથી દબાયલાં રહેતાં અનુભવતી; ખરું શું છે તે તેને કોઈ સંભળાવતું ન હતું; ખોટું શું છે તે તેની આગળ કહેવા કોઈની હિંમત ચાલતી નહોતી; હિત અહિત શામાં છે તે તેને કહેવાની કોઈને ગરજ ન હોતી; ભૂતકાળની વાત સંભળાવી તેને કંટાળો આપવો એ સઉના સ્વાર્થ વિરુદ્ધ હતું; ભવિષ્યકાળની સાચી વાતો ઉપર તેની આંખ દોડાવવી એ તેની કલ્પનાને શ્રમ આપવા જેવું અને તેના મનને ખેદ આપવા જેવું મનાતું;

આથી વર્તમાન રંગભૂમિ ઉપરનાં નાટકો ઉપર તેનું લક્ષ રહેતું અને પ્રત્યક્ષ પડદા આગળ તેની દષ્ટિસીમા આવી રહેતી. આ સઉનું ફળ એ હતું કે ભયંકર ગુમાન રૂપી સર્પ તેના કુમળા મગજમાં પેસી રહી, ધુંધવાઈ રહી, તેની ભમરો ઉપર ફણા માંડતો, આંખમાં ઘૂર્ણાયમાન થતો, જીભમાંથી ફુંફાડા મારતો, અને આખા શરીરમાં વિષમય ચંચળતા પ્રેરતો. આ સર્પનો પ્રતીકાર કરવા તેનામાં વિદ્યામૃત હતું નહીં અને સત્સંગતિના કલ્પવૃક્ષનો વાસ તેણે અનુભવ્યો પણ ન હતો; માત્ર અમાત્ય-કુટુંબના સહજ વિનયરૂપ પોલા રાફડાથી વિષમય ચેતન ઢંકાઈ રહ્યું હતું. (સરસ્વતીચંદ્ર ભા. ૧, પૃ. ૯).

વૃત્તાંતના બ્યાન કે સ્વભાવના આલેખનમાં–એમ જ કહીએ કે જ્યાં ભાવાવેશ કે કલ્પનોડ્ડયનથી શૈલીને વેગ કે રંગ ગળતો નથી ત્યાં–ઇતિહાસ અને ચિંતનના ગ્રંથોમાં જોવામાં આવતી મધ્યમ શૈલીની આવશ્યકતા રહે છે. ભિન્ન ભિન્ન રીતે લેખકો એ શૈલી સાધે છે. લેખવિષય ગમે તે હોય, લખાણ સુવાચ્ય અને વૈવિધ્યવાળું રાખવું જોઈએ. મધ્યમતા ના સધાય ત્યાં શૈલી કાં તો સપાટ થઈ જશે કે ઔચિત્યના, રસપુષ્ટતાના અભાવે પોકળ કે આડંબરી થઈ જશે. જ્યાં બાણભટ્ટનું કેવળ અનુકરણ છે ત્યાં ગોવર્ધનરામની શૈલી પણ આડંબરી થાય છે, પણ સામાન્ય રીતે આ પ્રથમ ભૂમિકામાં મધ્યમતા સધાય છે. બીજા નમૂનામાં પ્રધાન ઢાળો આ વાક્યમાંનો ગણીએ: "પોતાનું ધાર્યું કર્યું જ સમજતી." એ ઢબનાં પરસ્પર તોળાતાં વાક્યોની ચાલી જતી હાર એકવિધ થાય તે પહેલાં "વયમાં જ્ઞાનમાં, અનુભવમાં" આદિ વાક્યના પ્રત્યેક શબ્દના પહેલા વર્ણના ભારથી જોઈતું વૈવિધ્ય આવે છે. પછી લય મોહોલેમાં થાય છે તેમ ધીમે ધીમે પ્રલમ્બ થઈ "પેસી રહી", "ધુંધવાઈ રહી" વગેર પદ-સમૂહમાં ત્વરિત ગતિ થઈ, ઉપજાતિ, સ્રગ્ધરામાં વિરમે તેમ છેલ્લા પહોળા પટના વાક્યમાં વિલય પામે છે.

પણ ગોવર્ધનરામ માત્ર વાર્તાકાર નથી; કવિ છે; દ્રષ્ટા છે. તેમનું સંવેદન અતિ સૂક્ષ્મ છે; તેમનું દર્શન અતિ ઉત્સાહી છે; તેમનું, ભાવાલેખન મનોહર અને ચિન્તન કલ્પનારંગિત છે. તેમના માનસની આ કવિદ્રષ્ટાની સપાટીમાંથી તેમની શૈલીની બીજી બે ભૂમિકાઓ ઊતરે

છે. આમાંની એક યા બીજીમાં સમાવી શકાય એવી અપદ્યાગદ્ય શૈલી (નાનાલાલની ઢબે છાપેલી નહીં, પણ આરોહ અવરોહમાં તેમની લાક્ષણિક શૈલી જેવી) પણ ગોવર્ધનરામમાં જોવામાં આવે છે. 'વસન્તોત્સવ' વાંચવાથી આ શૈલીમાં ત્રિપાઠીથી લખાઈ ગયું એમ બનવા સંભવ નથી, કેમકે તેનો કંઈક ભાસ 'સરસ્વતીચંદ્ર' પહેલા ભાગમાં પણ થાય છે; આ શૈલી ચોથા ભાગમાં પણ ડોકિયાં જ કરે છે, પ્રવાહરૂપ બનતી નથી. વળી ગોવર્ધનરામમાંથી અપદ્યાગદ્યનો ઘાટ નાનાલાલે ઉપાડ્યો એમ પણ કહેવાનું તાત્પર્ય નથી, એમ કહી શકાય તેમ જ નથી: તેમનું, ગદ્યને મુકાબલે વધારે દઢ લક્ષણનું, અપદ્યાગદ્ય 'સરસ્વતીચંદ્રમાં' નથી. ખોટી કે ખરી સમજણથી 'બ્લૅન્ક વર્સ'ના પરિચયનું પરિણામ જ અપદ્યાગદ્ય છે એ નિઃશંક છે. 'બ્લૅન્ક વર્સ'ની અસર અંગ્રેજી ગદ્યશૈલી પર થઈ છે, તેવી અસર ગોવર્ધનરામની ગદ્યશૈલી પર પણ થઈ, અને તેથી અપાદ્યગદ્ય અને આમાં ક્વચિત્ સામ્ય સમજાય છે એમ કલ્પી શકાય.

'સરસ્વતીચંદ્ર' પહેલા ભાગમાંથી અપદ્યાગદ્યના આરોહઅવરોહવાળો ખંડક શ્રી. રામનારાયણ પાઠકે 'અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય'માં આપ્યો છે. ચોથા ભાગમાંથી એક એવો ફકરો હું ઉતારું છું. ('સરસ્વતીચંદ્ર' ભા. ૪, પૃ. ૫૭૧).

સર૦-કુમુદ, એમાં જોજે ને જોતી જોતી કહેજે. આજ યુરોપમાં જેવાં સંવનન અને પ્રીતિલગ્ન સ્થાય છે તેવાંજ આ આસપાસના આપણા દેશમાં થતાં નથી? ઉપર જે જ્ઞાતિયોના અનેક સ્તમ્ભ ને ચીરા જણાતા હતા તેને સ્થાને અહીં ચારે પાસ માત્ર એકજ પૃથ્વી જણાતી નથી? ત્યાગ, ઉદારતા, સાધુતા, દયા આદિ રંગની જ વૃષ્ટિ આ એકાકાર થયલી ધર્મભૂમિમાં થતી નથી? એ વૃષ્ટિનાં કલ્યાણફળથી લોક સમૃદ્ધ, તેજસ્વી, વીર્યવાન ને યશસ્વી થતા નથી? કુમુદ, સૂક્ષ્મદૃષ્ટિથી સ્નાંજલિ જોઈ લે અને ત્હારા પ્રેમાળ હૃદયના ઉદ્‌ગારથી વર્ણવ.

કુમુદ૦—હૃદયવલ્લભ! સર્વ ભારતવર્ષમાં એકજ—નહી મન્દ, નહી ઉગ્ર, એવો—રમણીય પ્રકાશ દેખું છું. ન્હાનાં ગામડામાં ને મ્હોટાં નગરોમાં આનન્દનાં

ગીત સાંભળું છું. અરણ્યોમાં, પર્વતો ઉપર, નદીતીરે ને સમુદ્રતીરે, સાધુજનોની નિર્ભય નિરંકુશ કલ્યાણચર્યા, જ્યાં જોઉં છું ત્યાં, હૃદયને પ્રફુલ્લ કરે છે. મનુષ્યસૃષ્ટિના સ્થૂલ દેહમાં આરોગ્ય, વીર્ય, સુન્દરતા ને સુઘડતા જોઉં છું. આજના આપણા જાગૃત લોક તો પ્રમાણમાં વામન, ક્ષીણ ને રોગી છે; બાળક જેવા ઉપરના રાફડાઓમાં જણાય છે; બુદ્ધિમાં, વિદ્યામાં, સાધુતામાં, પ્રીતિમાં અને સર્વ સદ્વસ્તુમાં પણ આ નીચેના પ્રતિબિમ્બિત લોકમાં ને આપણા હાલના લોકમાં એવા જ ફેર છે. સ્વામિનાથ! ખરી મહાયાત્રાઓ તો આ લોક જ કરે છે. દક્ષિણમાં લંકા, જાવા ને સુમાત્રા; ઉત્તરમાં ત્રિવિષ્ટપ, ચીન, કન્દહાર, તાતાર ને રોમ; પશ્ચિમમાં મિસરદેશ; પૂર્વમાં બ્રહ્મદેશ ને સીયામ; એ સર્વ દેશો સુધી પૃથ્વી ઉપર અને સમુદ્ર ઉપર ભારતવર્ષના પંડિતો અને વ્યાપારીઓ દોડાદોડ કરી રહ્યા છે. ને એમના રથ અને એમનાં વ્હાણ હું અહીંથી સંખ્યાબંધ જતાં આવતાં જોઉં છું. ઓ મ્હારા વ્હાલા! આ લોકની છાતીઓ કેવી ચાલે છે? અને એમને ઘેર તો કંઈક જુદી જ સૃષ્ટિ દેખાય છે. ચાંદીના હીંદોળા ઉપર સંવનનથી પરણેલાં દમ્પતી ગામે ગામ ને દેશે દેશ દેખાય છે. કામદેવના બાણના ટંકાર, કામદેવના જય અને પરાજય, વૈભવ, સુખ, સમૃદ્ધિ, ભોગ અને ત્યાગ: સર્વ દર્શન આ પ્રદેશમાં મનભર મનહર થાય છે.

આ આખો ખંડક અપદ્યાગદ્યમાં વાંચી શકાય તેમ નથી એ સ્પષ્ટ છે. નાનાલાલનું અપદ્યાપદ્ય કારીગરી (વાતચીતની ભાષાથી દૂર તેથી કારીગરી) લેખે પદ્યની ઘણી નજીક પહોંચી જાય છે; તેમ અહીં નથી. તો અપદ્યાગદ્યને સહજ કૃત્રિમતા પણ અહીં નથી. અપદ્યાગદ્યનો ઘાટ એવો છે કે વિચાર અને ભાવને બને તેટલી અસંકુલ સ્થિતિમાં જ તે રજૂ કરી શકે; તેની રચનામાં દરેક ભાવ, વિચાર કે ચિત્રને સાદા અને એક એકથી અલગ નિશ્ચિત આકારમાં મૂકવો પડે છે. અહીં ગોવર્ધનરામમાં કલ્પનાને ઉત્તેજતા ચિત્રસરઘસની અભિવ્યક્તિ અપદ્યાગદ્યના ઢાળામાં થઈ છે ત્યાં વેધક બની છે; પણ મંદગતિ, અનેક વિરામવાળું અપદ્યાગદ્ય "પંડિતો અને વ્યાપારીઓ"ની દોડાદોડ બતાવવા અસમર્થ થાત, કદાચ. આ કંડિકાને અપદ્યાગદ્યના નહીં, પણ કલ્પનારંગિત, ઉચ્ચ શૈલીના ઉદાહરણ તરીકે જ ગણવાની; જેમાં

પ્રસંગવશાત્ અપદ્યાગદ્યનું સૌંદર્ય, સાર્થકતા (કદાચિત્ મર્યાદા પણ) સમજી જવાશે.

ગોવર્ધનરામની ગદ્યશૈલીની બીજી ભૂમિકા ભાવમય, આવેશસ્પૃષ્ટ વાર્તાલાપ, પત્રાલાપ અને ઉદ્બોધક પ્રબોધોમાં દેખાય છે. (દા. ત. 'સર.' ભા. ૪, પ્રકરણ ચોથામાં છે તેવા વાર્તાલાપ, પ્રકરણ ૬માં છે તેવા પત્રાલાપ કે પ્રકરણ પાંત્રીસમામાં છે તેવા પ્રબોધોમાં). મલ્લરાજ, ચંદ્રકાંત, ચંદ્રાવલી, વીરરાવ, શંકરશર્મા, પ્રવીણદાસ, વિદ્યાચતુર, તરંગશંકર, ઉદ્ધતલાલ, દેશદેશનાં સત્ત્વો, ચિરંજીવો વગેરે પ્રસંગ વિષય અને ચારિત્ર્યાનુસાર સ્પષ્ટાસ્પષ્ટ ભેદક અંશોવાળાં પણ શૈલીના એક જ કુળનાં ભાષણ કરે છે. વિષ્ણુદાસના આવેશરહિત, શાંત, મધ્યમ પણ સુવાચ્ય શૈલીના પ્રવચનને ('સર.' ભા. ૪થો પૃ. ૪૨૦) પડછે ચંદ્રાવલીની વિજ્ઞપ્તિ ('સર.' ભા. ૪થો પૃ. ૪૦૨) મૂકવા જેવી છે.

નવીનચન્દ્રજી, તમે આવા સાધુજન છો, સાધુજનના આશય સમજો છો, મધુરીનું દુઃખ આ હૃદયથી જોવાતું નથી, હું પણ કંઈક વિરક્ત છું, તે મ્હારાં મતનો ત્યાગ કરી એ મધુરીને માટે આપની પાસે આવી છું અને એને માટે કહો કે મ્હારા પોતાના શમસુખને માટે કહો પણ આ શ્રેણુ હૃદયે આજીર્ણ મંદિર મુકાવી મને તમારી પાસે આણી છે. સમસ્ત સાધુમંડળનું માન રાખીને, કે મધુરીની દયા કરીને, કે આ મ્હારા હૃદયના ઉદ્ગાર સિદ્ધ માનીને, કે આપની ઉદાર દક્ષ બુદ્ધિની પ્રેરણાથી, મ્હારી રંક વિજ્ઞપ્તિ સ્વીકારો. વધારે કહેવાની મ્હારામાં શક્તિ નથી, સત્યનો બલવત્તર બોધ કરવા જેટલું મ્હારામાં જ્ઞાન નથી, ધર્મનું શુદ્ધતર તારતમ્ય કહાડવાની મ્હારામાં બુદ્ધિ નથી, રસરહસ્ય વધારે પ્રદીપ્ત કરવાનો આ હૃદયનો અભ્યાસ ઘણા કાળના વૈરાગ્યથી કટાઈ ગયો છે, અને મ્હારા હૃદયને ને મ્હારી પ્રવૃત્તિને આશ્રય આપી શકનાર વિહારપુરી આપનું અનુચરત્વ કરે છે તે આપની પાસે આવા વિષયમાં પ્રવૃત્ત થાય એવું ઇચ્છવાનો મને અધિકાર નથી. નવીનચન્દ્રજી, હું આપની પાસે હાથ જોડી ઉભી રહી છું અને સાધુજન પાસેથી આટલી ભિક્ષા માગતાં શરમાતી નથી.

આ ખણ્ડકમાં (કે. પૃ. ૬૭૭ પર પાઞ્ચાલીને કરેલા ઉદ્બોધનમાં "પાંચાલી ! હું હાલ તારી પાસે આવી શકતો નથી—મારો પ્રવાસ હજુ આટોપાયો નથી !—કામ બહુ છે ને વેળા ઓછી છે×××"

ત્યાંથી શરૂ થઈ પેરેગ્રાફના અંત સુધી) ર, મ, દ વર્ણોથી માર્દવ, તે વર્ણો તથા 'આ' સ્વરના અભ્યાસથી એકાકારતા નીપની છે; લયના સંવાદમાં પણ અનાયાસચારુતા આવી છે. વસ્તુસ્થિતિના નિવેદનમાં કે બનાવના બ્યાનમાં આવી શકે તેટલો ઘૂંટેલો વાક્પ્રવાહ અહીં અશક્ય છે, અને છતાં શૈલી ઉન્નમિત ( elevated ) છે. ચોથા ભાગમાં વાતાવરણ એટલું અલૌકિક છે, પાત્રોની સંસ્કારિતા અને વિદ્વત્તા એટલી પરિપુષ્ટ છે કે આ શૈલીમાં કૃત્રિમતા સહેજ પણ લાગતી નથી, ઊલટું વાતાવરણને વધારે અપરિચિત મનોહારિતાવાળું, અદ્ભુત બનાવવામાં તે સહાય કરે છે. કલાની સચ્ચાઈ, અકૃત્રિમતા તેના વાહનને અવલંબતી નથી; તે તો સદાય કૃત્રિમ છે જ; પણ કલાકૃતિના પરિશીલનથી થએલા અનુભવની સત્યતા ઉપર અવલંબે છે; એ અનુભવસમયે ઉપાદાન ભુલાઈ અનુભવ જ પ્રાપ્ત થાય છે કે કેમ તે ઉપર ટકે છે; એ અનુભવ આપણા સમગ્ર ચિત્તને કેટલો, અને બુદ્ધિ, લાગણી, વાસના પ્રત્યક્ષ આદિમાં કોને પ્રધાનતઃ અને કોને ગૌણતાએ જાગ્રત કરે છે, ભરે છે તેના ઉપર તેની મહત્તા છે. કેવળ અર્થથી જે અનુભવાતું નથી તે શૈલીથી (કવિતામાં કહો, છંદાદિથી) અનુભવાય છે, એટલે અર્થની અશક્તિમાંથી જ શૈલીનો કુદરતી જન્મ થયો છે એમ કહીએ તો પણ ચાલે. ધીર, ઉજ્જવલ, સંસ્કારસંપન્ન, લાગણીભરી અને વળી સ્ત્રી; પ્રતિભાસંપન્ન, વ્યગ્ર, ઉદાસીન ને વળી પુરુષ; અજાણી સ્ત્રી, અજાણ્યો પુરુષ અને રૂપે ભાવનાએ નવી જ દુનિયા: આ સ્થિતિમાં ચન્દ્રાવલીસરસ્વતીચંદ્રનો સંવાદ થાય તેવો આ છે, એમ કહેવા કરતાં તેમનો સંવાદ આ સ્થિતિનું તીવ્ર સંવેદન કરાવે છે એમ કહેવું યથાર્થ છે. ધર્મબુદ્ધિ જગાડવાની આ અપીલ એક રીતે એક સળંગ વાક્ય છે; તેના વિભાગોમાં દર્દને લીધે લેવાતો ટૂંકો શ્વાસ છે. શાન્તિથી પૂરો શ્વાસ લેઈને બોલતાં સરસ્વતીચંદ્ર ઉપર ધારી અસર ના પણ થાય, અથવા કથન ગુરુ-સૂત્ર ( formula ) રૂપે રજૂ થતાં અભિમાન અને તે દ્વારા મૂર્છિત

ધર્મબુદ્ધિ બરાબર જાગ્રત નહિ થાય. જાગતા અભિમાનને જાગતું રાખવું હોય, વધારે પ્રબુદ્ધ કરવું હોય તો આ પરિચ્છેદમાં છુપાએલી કલા સાધવી પડે, અને સર્વ સમર્થ પ્રજાનાયકો અને વક્તાઓ એ કલા અંશતઃ સાધે છે જ. ધીમે ધીમે ટૂંકાં વાક્યોથી સરસ્વતીચંદ્ર આર્દ્ર થયો કે તરત સુદીર્ઘ લયના વાક્યમાં શુદ્ધબુદ્ધિની આર્જવભરી અભ્યર્થના ભરી ચન્દ્રાવલી તેને પૂરેપૂરો જીતી લે છે.

ગોવર્ધનરામની શૈલીની ત્રીજી ભૂમિકામાં નર્યું કવિત્વ જ નીતરે છે. ગોવર્ધનરામ મહાન કવિ છે. કલ્પનાને જગાડી, ઉત્તેજી, પાંખો આપી ઉન્નત લાગણીનું પ્રબળ પૂર તે વહેવરાવે છે તેવું બીજા કોઈ ગુજરાતી કવિમાં નથી. આ કવિતા પદ્ય નથી તે માટે,—પણ એ ચર્ચામાં નહિ ઊતરીએ સરસ્વતીચંદ્રની અદ્ભુત કાવ્યમયતા, તેનું કાવ્યોચિત વાતાવરણ સૌ કોઈ સ્વીકારે છે. ત્રીજી અને ઉત્તમ ભૂમિકાના દાખલામાં મેં બે તત્ત્વોનું સુભગ મિશ્રણ જોયું છે: પ્રકૃતિચિત્ર કે પ્રકૃતિનું આલંબન અને ઉદાત્ત લાગણીનો આવેગ. બીજી અને વધારે સાચી રીતે કહીએ તો પ્રબળ લાગણીને વશ થયેલા પાત્રના પ્રકૃતિદર્શનમાં ગોવર્ધનરામની ગદ્યકલા અદ્ભુત સુંદર રૂપ ધરે છે.

બારી બારનો અતટ પચાસેક વામ ઊંડો હતો, સુરગ્રામથી આવવાના માર્ગના એક છેડાના દસ પંદર હાથ જેટલી જગાનું વળણ આ અતટને તળીયે આવતું હતું. ત્યાંથી એક પાસના ન્હડાવ વચ્ચે તેનું મ્હોં દેખાતું હતું, અને એ મ્હોં આગળ એ વળણ દિવસે પણ બારીએ ઉભેલાંની દૃષ્ટિએ અદૃશ્ય થતું હતું. આજે શુક્લપક્ષનો મધ્યભાગ હતો અને સધ્યા-કાળથી જ ચંદ્ર આકાશના મધ્યભાગમાં ઉદય પામતો હતો. અતટ આગળના ઉંડાં ઉંડાણમાં એનું શાંત તેજ ચમકતું હતું, અને કાળા કઠણ અંધકાર અને ખડકોના હૃદયની ઉંડામાં ઉંડી અને એકાંતમાં એકાન્ત ખોમાં ચંદ્રિકાની કોમળ સૂક્ષ્મ પ્રભા ચંદનના લેપ પેઠે લીંપાઈ જતી હતી, અને એ કઠિનતા અને કોમળતાનું સુંદર રસિક તેજસ્વી મિશ્રણ આ દેશકાળના દૃશ્યને તેમ દૃષ્ટિને પ્રશાંત ગંભીર કરી દેતું. સુરગ્રામ ગયેલા સરસ્વતીચંદ્રને પાછો આવતો આ ખોના તળીયાને માર્ગે શોધતી કુમુદની આંખ એ તળીયાના અંધકારમાં

પણ ફરકતી છાયાઓથી ચમકતી હતી; એ ચિત્તવૃત્તિ ચંદ્રિકાનું એ ભાગ ભણીનું જેવું આતુરતાથી લક્ષ્યમાં રાખતી હતીઃ અને તળીયામાં પવન ગુંચવાવાથી સુસવાટ આવતા કે ખડકોની બખોલોમાં ઉગેલાં પાંદડાંનો ખખડાટ અથવા તેમની વચ્ચે થઈ નીકળતા પવનનો ઘસારો સંભળાતાં એના કાન સહજ અને સાવધાન થઈ જતા હતા. (સર. ભા. ૪, પૃ. ૩૧૪).

યદુશૃંગ પર પરિવ્રાજિકા મઠમાં પાંદડા જેવી, આતુર હરિણી જેવી, 'ફરકતી છાયાઓથી ચમકતી' કુમુદનું આ ચિત્ર છે. "બારી બારનો દેખાવ શાંત અને ગંભીર છતાં કુમુદને ઉન્માદક હતો." શાંતિ–અશાંતિનું મિશ્રણ આતુરતા ભરેલું હતું. કુમુદના આ ભાવસંચાર અને પ્રકૃતિના આ રંગઢંગને પરિચ્છેદનો લય અનુકૂળ રહે છે. એમાં વેગ નથી પણ પ્રસાદ છે, લય મન્દ પણ સ્થિરગતિનો છે, નથી તેમાં વક્તાની છટા કે વિચારની સંકુલતા વા ઝીણવટ પ્રિયજન, નીચે એ રસ્તે થઈ આવશે; એવું દર્શન કુમુદનું હૃદય ઝંખે છે, કોઈ જાણી ના જાય ને થાય એમ ઇચ્છે છે, સાધ્વીઓની વાતમાં ધ્યાન ચુકાશે તો પ્રિયદર્શન ખોવું પડશે, નીચે હશો ખખડાટ થાય કે સરસ્વતીચંદ્ર જ હશે એમ ધારી તેનું ચિત્ત ફરકે છે. દર્શનાતુરાનું આ ચિત્ર વેધક છે. અંધકારની ગુહા અને ખડકો ને ચન્દ્રિકા, નૈરાશ્ય અને આપત્તિનું અંધ ભવિષ્ય, સાધ્વીઓ ને કુમુદ સામસામે તોળાય છે. ચન્દ્રિકા જેવાં પ્રેમકિરણ સિવાય આશાનું કશું આસ્પદ નથી, એવો ધ્વનિ નીકળે છે. શબ્દની શક્તિ એવી છે કે ચન્દ્રિકાની શાન્તિ અને પ્રકાશનું સૂચન કરે, ખડકોની કઠણાઈ અને ઉચ્ચાવચતા દાખવે, અને પાંદડાનો ખખડાટ અને પવનનો સુસવાટ સંભળાવે.

આ શાન્ત અને ગંભીર વર્ણનની જોડે ચોથા ભાગમાં પ્રકરણ ૩૧માને અંતે આવતું ભયાનક 'અંધકાર' અને વીજળી અને ગર્જનાઓનું વર્ણન મૂકવા જેવું છે. એ જ કલ્પના, એ જ કવિત્વ, એ જ અતીન્દ્રિય અનુભવ. આ ત્રીજી ભૂમિકામાં, સામાન્ય રીતે, લયનો સંયમ એ વિશિષ્ટતા છે; શૈલી છટાદાર કરવાના કે થઈ હોય તો તેને માણવાના

લોભમાં ગોવર્ધનરામ તણાતા નથી; કલામાં કલા છુપાઈ જાય છે; રસરૂપ એકાકાર થાય છે અને આપણે કુદરત દ્વારા પાત્ર નિહાળીએ છીએ કે મનુષ્ય મારફત પ્રકૃતિ અનુભવીએ છીએ તેની કશી ગમ પડતી નથી.

કલ્પનાનું બળ અને અનુભવની ઉત્કટતાએ કાવ્ય જેવી અને ગોવર્ધનરામની શૈલીનાં કેટલાંક લક્ષણો બરાબર દાખવતી એક અશાન્ત રસની કંડિકા જોઈએ :

જે ક્ષણે સરસ્વતીચન્દ્ર જડ જેવો, મૂર્ખ જેવો, શબ જેવો, સ્વપ્નસ્થ જેવો, સમાધિસ્થ જેવો, આ પ્રમાણે હતો તે પ્રસંગે રાત્રી પણ એના જેવી જ નિરંકુશ બની. સંસારનાં સુખદુઃખની ચેતના નષ્ટ કરી, નિશ્ચેતન જેવી પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી વ્યાપી રહી જડ જેવી હસી રહી:

કર્તવ્ય-અકર્તવ્યનું
યોગ્ય-અયોગ્યનું
ભાન નષ્ટ કરી,

મુકુટ ધારણ કરનારાઓને ઝીવશ કરી,
પંડિતોને બુદ્ધિહીન નિદ્રાવસ્થામાં નાખી,
બ્રહ્મચર્યા અને સંન્યાસના વ્રતસ્થ પુરુષોને સ્વપ્નસૃષ્ટિમાં રમાડી,
સ્થળે સ્થળે
મૂર્ખ ચેષ્ટા કરી રહી:

વસ્ત્રહીન પ્રકાશહીન ચેતનહીન થઈ ગયેલા સંસારરૂપ આ મહાશ્મશાનમાં નિશ્ચેષ્ટ શબરૂપે પડી, ઘુવડ અને શિયાળ જેવાં પોકેપોક મૂકી રોતાં સંબંધીયો વચ્ચે, કાળાગ્નિની ભડભડ બળતી અજરામર એકાંત અને ભયંકર ચિતાના મુખમાં ખવાવા લાગી; શૂન્ય જેવા દશે દિશ વ્યાપતા અંધકારના અદૃષ્ટ અવયવોમાં કલ્પનાની પેઠે ભરાઈ મચી રહેલા જંગલો, પર્વતો, નગરો અને પ્રાણીઓના અંતર્ગત દાહને આંખો મીંચી જોઈ રહેતી હોય, તે મહા-સ્વપ્નમાં જ સિંહ, વાઘ વગેરેની ભયંકર ગર્જનાઓને લવતી હોય, તેમ સુષુપ્તિ સમયે જાગૃત સંસ્કારોમાં પ્રવાહપતિત થઈ ગઈ; બાહ્ય સંસારના પ્રપંચોને અગોચર કરી ચારે પાસ અંધકાર ભરી સરસ્વતીચન્દ્રના મગજમાં કોઈ સર્વવ્યાપી એક

તત્ત્વનો લય કરી એ લયમાં જ સમાધિસ્થ થઈ ગઈ. ઘર છોડયું, લક્ષ્મી છોડી, પિતા છોડ્યા, મિત્ર છોડ્યો, કુમુદ છોડી અને સ્નેહ પણ છૂટી ગયો; એ સવ પટ સરી ગયા તેની સાથે જ એ ઉપાધિપટમાં ઢંકાયલું તત્ત્વ જાતે અપ્રયાસે દષ્ટિગોચર થયું હોય તેમ તે જોતો સરસ્વતીચન્દ્ર અત્યારે,

જંગલ વચ્ચે

અંધકાર વચ્ચે

ઉભો રહ્યો

અને ઉંડા વિચારમાં

વિચારશૂન્ય જેવો

લીન થઈ ગયો. (સર. ભા. ૨જો, પૃ. ૧૫૭).

રાત્રિનું આવું ભીષણ વર્ણન ગુજરાતી સાહિત્યમાં છે નહીં; ( નરસિંહરાવની કવિતામાં રાત્રિનાં કેટલાંક વર્ણન છે, સુંદર છે, પણ આ કોટિનાં નથી.) અંગ્રેજ સાહિત્યમાં કહીંક જ વાંચ્યું છે. રાત્રિનાં અવનવાં દશ્યોમાં, તેના ભાતભાતના નાટારંગમાં ગોવર્ધનરામ કવિની, ચિન્તકની, સાધકની તદ્રૂપતા સાધી શકે છે. સર્વ ભેદોનો સમાવતી તમિસ્રામાં દિવ્યતા, ઈશ્વરનું પ્રતીક, લોકક્ષયકૃત્ કાળનું પ્રતીક તે દેખે છે. તેના જેટલું ભવ્ય–રૌદ્ર કુદરતનું કોઈ દશ્ય નથી. સાગરને તીરે, ઉન્નત ગિરિની તળેટીમાં પામરતા અનુભવાય સ્વસ્થતા પણ સાચવી શકાય, પણ પોતાના પેટાળમાં દ્રષ્ટા અને દશ્યને સમાવતી રાત્રિ, આપણે આંખમિચામણાં ન કરીએ તો છળાવે એવી હોય છે. અહીં વાક્યકલાપનો લય અપરિચિત નથી, વર્ણનું સમગ્રતા આપતું સંયોજન પણ અજાણ્યું નથી, પણ તેના વિનિયોગે તેજસ્વી કલ્પનાએ કરેલું રોમાંચક રાત્રિવર્ણન, ભીષણ રાત્રિને તો ખડી કરી દે છે, સાથે સરસ્વતીચંદ્રની એકલતાનું તીવ્ર સંવેદન પણ કરાવે છે. શૈલીની આ ત્રીજી ભૂમિકા વસ્તુતાએ લયની અથવા પદોના પ્રવાહની ત્રીજી ભૂમિકા નથી, પણ એનો વિશેષ છે, જેમાં સિદ્ધ વાહનનો ઉચ્ચતમ રસવિષયમાં વિનિયોગ થાય છે. ( " વિવેચના " )

## સરસ્વતીચંદ્રની કરુણતા*

લેખક: રમણલાલ ક. યાજ્ઞિક

[ આચાર્ય આનંદશંકરે આ લેખને 'ઘણો સુંદર અને રસજ્ઞતાથી ભરેલો' કહી તેના છેલ્લા વાક્યની ચર્ચા ('કાવ્યતત્ત્વવિચાર', પૃ. ૧૪૧) પણ કરી છે. 'સરસ્વતીચંદ્ર'નું પાત્ર આ નવલમાં કરુણતાભરેલું તો છે, પણ એ કરુણતાના અંશો ક્યા ક્યાં રહેલા છે, એ કરુણતા કેવા પ્રકારની છે ને કઈ રીતે હૃદયસ્પર્શી છે, તે તુલનાત્મક નિરૂપણ દ્વારા દર્શાવવાનો લેખકે સ્તુત્ય પ્રયત્ન અહીં કર્યો છે ]

મારો આજનો વિષય–"સરસ્વતીચંદ્રની કરુણતા"–(The tragic elements in Sarasvatichandra) મેં પસંદ કર્યો છે ને એ શિષ્ટ નવલકથાનું જરા જુદી દૃષ્ટિથી અવલોકન કરવાનો હું પ્રયાસ કરીશ. એ નવલકથા ગુજરાતનુ એક અમૂલ્ય રત્ન છે એટલું જ નહિ પણ જગતની કાદમ્બરીઓમાં પણ એનું સ્થાન ઘણું ઊંચું અંકાયા વિના રહેવાનું નથી. જ્યારે વિવિધ દેશના ઉજ્જવલ સાહિત્ય સાથે ગુજરાતી સાહિત્યની તુલના થશે ત્યારે "સરસ્વતીચન્દ્ર"ને પણ જગતની શ્રેષ્ઠ કાદમ્બરીઓમાં અવશ્ય સ્થાન મળશે–એવા અર્થનું કવિશ્રી ન્હાનાલાલે, એક પ્રસંગે આ જ સ્થાનેથી કથન કર્યું હતું, અને તે વ્યાજબી છે. વિદેશી સાહિત્યોનો મોહ આપણને લાગે તેવી આપણી પરિસ્થિતિ છે, એ ખરું; પરંતુ સુજ્ઞ અભ્યાસીઓએ પોતાનાં સાહિત્યરત્નો વિસરી જવાનાં નથી. આવી આ અપૂર્વ નવલકથાની સંપૂર્ણ સુંદરતાનો સમર્થ ચિતાર આપવા સારુ તો કોઈ વિદ્વાન અને રસિક શાસ્ત્રીય ભાષ્યકારની અપેક્ષા રહે છે.

સ્વ. ગોવર્ધનરામભાઈની પ્રતિભા, વિદ્વત્તા, કૌશલ્ય, તત્ત્વશોધક દૃષ્ટિ, કલા, કવિતા વગેરે વિષે વિવેચન કરવાનો આજનો પ્રસંગ

---

* "ભાવનગર સાહિત્ય સભા"ના ઉપક્રમે ૧૯૨૧ના ઑક્ટોબરમાં શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટના પ્રમુખપદે આપેલું વ્યાખ્યાન.

નથી. તેમના સાક્ષરજીવન વિષે ગુજરાતને જાણવાનું હજુ ઘણું છે. તેમણે આપણા સાહિત્યમાં 'કલ્પનાનાં પૂર' વહેવડાવ્યાં છે. ઉપરાંત અનેક પ્રકારનાં પાત્રોનાં આલેખન તથા વિકાસ બહુ જ સૂક્ષ્મ સુંદરતાથી કર્યાં છે. રા. મુનશીએ મુંજાલ તથા મંજરી જેવાં પાત્રો ગુજરાતી સાહિત્યમાં રજૂ કર્યાં તે માટે તેમને ધન્યવાદ ઘટે છે; પરંતુ સ્વ. ગોવર્ધનરામભાઈ જેટલી સફળતાથી એક જ વિશાળ ચિત્રપટ ઉપર વિવિધ અનેકરંગી પાત્રોની જમાવટ કરવાનો પ્રયાસ હજી સુધી બીજા કોઈએ કર્યો નથી. ચારે ભાગનાં પાત્રોનું માનસિક વિહંગાવલોકન કરવાથી એ વાત સ્પષ્ટ થશે. શેક્સપિયરની સર્વોત્તમતાનું આ સર્વદેશીયતા જ એક મુખ્ય કારણ છે. એણે કયા પ્રકારના પાત્રની કલ્પના નથી કરી?

આજના વિષય ઉપર આવતાં, પ્રથમ પ્રશ્ન એ થાય છે કે "સરસ્વતીચંદ્રની કરુણતા" એ વિષય કેવી રીતે સાર્થક બને છે? કરુણરસ આપણને મનુષ્ય જીવનના અગાધ પ્રશ્નોમાં દુઃખથી ડુબાડી દે છે, અને ઘણી વાર અશ્રુ પણ સરાવે છે. શૃંગાર, હાસ્ય, વીર વગેરે વિવિધ રસો જુદી જુદી ક્ષણોએ તે પ્રકારનો આનંદ પ્રેરે છે; પરંતુ કરુણરસ મનુષ્ય-હૃદયની એક ઊંડી ભૂખને પોષે છે, જેથી કરીને એવા પ્રકારના સાહિત્યમાં ઘણાને ગંભીર પ્રશ્નોમાં ઊતરવાનું, વિચારવાનું તથા કરવાનું કામ મળે છે. સ્વાનુભવ-રસિક કરુણકાવ્યો આથી જ કેટલાકને અતિશય પ્રિય થાય છે. રાજકવિ કલાપીનાં કાવ્યોની લોકપ્રિયતા કોણ નથી જાણતું? આપણે ખ્યાલમાં રાખવાનું છે કે આ કરુણના વિવિધ પ્રકારે ઉત્પન્ન થઈ શકે છે. કાયરતા કે નબળાઈને લીધે ઉદ્ભવતી કરુણતા ઘણાને નિંદ્ય કે હાસ્યાસ્પદ લાગે છે; તેમ જ મુંજાલ જેવો કુશળ, અડગ તથા ક્વચિત્ નિર્દય પણ જણાતો મુત્સદ્દી જ્યારે અશ્રુ સારે સારે વજ્રશિલાની ગુફામાંથી બિંદુ ઝરતાં હોય તેવું લાગે છે. સરસ્વતીચંદ્રની કરુણતા આ બંનેથી વિશિષ્ટ છે, અને ઘણી રીતે શેક્સપિયરના "હેમ્લેટ"ને મળતી આવે છે. પ્રતિકૂળ

સંયોગો વચ્ચે એક વિદ્વાન, રસિક, ઉચ્ચાશયી નાયકનાં આત્મમન્થન અને આત્મબલિદાન જોતાં આપણે ઊંડા વિચારોના વમળમાં મુંઝાયાં કરીએ છીએ. આવી કરુણતામાં આત્મશુદ્ધિનું તથા લોકોદ્ધારના માર્ગસૂચનનું બળ બેશક રહેલું છે અને છતાં તે દર્દભરી (Tragical) તો લાગે જ છે.

હવે બીજો પ્રશ્ન એ થાય છે કે આ વિવિધ પ્રકારની કરુણતાને જગતનાં શિષ્ટ સાહિત્યોમાં કેવું સ્થાન મળ્યું છે? અને કેવા સંજોગોમાં એ અંગ પ્રબળ તથા ચિરંજીવ બને? એ તો સનાતન સત્ય છે કે જ્યારે કોઈ અસાધારણ વ્યક્તિના આત્માનાં ઊંડાણોનું મંથન થાય છે ત્યારે જે કરુણાજનક સ્થિતિ (Tragical situation) ઉત્પન્ન થાય છે તેમાં જ ઘણી વાર શિષ્ટ સાહિત્ય (Classical literature)નું બીજ રહેલું જોવામાં આવે છે. આવાં ગૂઢ તત્ત્વો વિના ઊંચો ચમત્કાર કે પ્રભાવ ભાગ્યે જ જોવામાં આવે છે. જગતનાં સર્વમાન્ય શિષ્ટસાહિત્યોનું આ દૃષ્ટિથી સૂક્ષ્મ અવલોકન કરતાં આ સત્યની પ્રતીતિ થશે. આપણા પુરાણા સંસ્કૃત સાહિત્યમાં મહાભારત કે રામાયણમાંથી આપણે કેટલાક પ્રસંગો લઈએ. મહાભારત યુદ્ધના પ્રસંગે, બંને જબરજસ્ત સેનાઓ બરાબર ગોઠવાઈ જતાં વચ્ચેના રથમાં વિરાજેલા આદર્શ યોદ્ધા અર્જુનને મહાવ્યથા થઈ હતી; તેના હૃદયમાં મંથન ચાલી રહ્યું હતું:—

"દેખી આ સ્વજનો મ્હારાં ઊભેલાં યુદ્ધ ઇચ્છતાં
ગળે છે ગાત્ર આ! મ્હારાં, ને મ્હોં સુકાઈ જાય છે"

—હાનાલાલ કવિ

આવા મંથનના સાત્ત્વિક ફલરૂપે શ્રીકૃષ્ણચંદ્રે શ્રીગીતાજીનો મંત્ર પ્રબોધ્યો. વળી, ઉત્તરા અને અભિમન્યુનો પ્રસંગ પણ મર્મચ્છેદક લાગ્યા વિના નહિ રહે. શ્રીરામાયણમાં દશરથ રાજાને કૈકેયીના કોડ પૂરતાં શ્રીરામચંદ્ર જેવા પુત્રના વિયોગનો પ્રસંગ આવતાં દેહ પડયો.

વનમાં, લક્ષ્મણજીને ધર્મસંકટ આવી પડ્યું હતું કે 'રામચંદ્રજીની આજ્ઞા અને સીતાજીનાં મર્મવચનો વચ્ચે મારી મૂંઝવણનો પાર નથી.' આપણે ગ્રીક સાહિત્ય તરફ નજર કરીશું તો આપણને લાગશે કે જ્યારે ઍગેમેમ્નૉન પિતાની આજ્ઞાથી ઑરિસ્ટિસે ક્લિટૅમ્નિસ્ટ્રા માતાનું ખૂન કર્યું, (પરશુરામની માફક), ત્યારે એ અસાધારણ તેજસ્વી પુત્રને આત્મમન્થન થયું હતું; અને એ મહાપાપનું અતિ દારુણ પ્રાયશ્ચિત્ત કરવાનો પ્રસંગ એ અદ્ભુત ગ્રીક નાટકનું વસ્તુ (Plot) છે. તેમ જ રોમના કવિ વર્જિલે કાર્થેજની વિધવા રાણી ડિડોના અંતસ્તાપનું ચિત્ર આબાદ આલેખ્યું છે ડિડોને ઇનિયસ સાથે અકસ્માત પ્રેમ થયો; પણ પ્રેમી પ્રેમ કરી તરછોડી ચાલ્યો ગયો એટલે ડિડોની અંતરવ્યથા વધી અને જીવતી બળી મરી!

આપણા કવિવર કાલિદાસ અને ભવભૂતિમાં આત્મમન્થનનો પ્રસંગ અને કવિત્વનો વિકાસ બે સાથે ઘણે ઠેકાણે જોવામાં આવશે. કણ્વમુનિ જેવાને પણ પુત્રીપ્રેમ તપોવનમાં સતાવે છે. દુષ્યંત જેવો રાજા શકુન્તલા જેવા પ્રેમપાત્રનો અનાદર કરે છે, ત્યાર પછીનો નાટકનો વિકાસ કેવો લાગે છે? વિપ્રલંભશૃંગાર પણ આમ તો કરુણાત્મક જ છે; કવિવરે પોતાનું ઊંડું હૃદય વાદળીને કહ્યું! અજરાજાએ અદ્ભુત સુંદર પણ અતિ-કરુણ વિલાપ ઇન્દુમતી માટે કર્યો! તેમ જ સીતાદેવીનો ત્યાગ કરતાં રામ જેવા ધર્મી તથા પ્રેમીને શું થયું અને છેવટે સીતાજીને કેવી અસહ્ય વેદનામાં વસુંધરા માતામાં સમાઈ જવાનો માર્ગ શોધવો પડ્યો તેનો વિચાર ભવભૂતિએ કર્યો. શેક્સપિયરની કરણ કથાઓ માટે ઘણું કહી શકાય. હૅમ્લેટ જેવા સંસ્કારી, વિદ્વાન તથા વિચારશીલ રાજપુત્રને આખા જીવનમાં ચૂરેચૂરા થઈ જતાં શું શું થયું હશે? એનું મંથન અતિ હૃદયદ્રાવક લાગે છે.–

"The Time is out of joint; O cursed spite,
That ever I was born to set it right!"

આ જ પ્રમાણે વિચાર કરતાં ઑથેલોની જીવલેણ મૂંઝવણ તથા

લીઅરના દુ:ખના સમુદ્રનો પૂરો ખ્યાલ આવી જશે. આવું વિશુદ્ધ આત્મમંથન ચિરંજીવ શિષ્ટ સાહિત્યમાં ઘણું નજરે પડે છે. ડેન્ટેને બિએટ્રિસ મૃગતૃષ્ણિકા જેવી થઈ ગઈ! એના પરિણામે રુધિરની કલમે એના મહાકાવ્યનો કેટલોક ભાગ લખાયો નથી લાગતો ?

આપણી નાનકડી પણ સુંદર ગુર્જરસાહિત્યવાડીમાં દૃષ્ટિ કરતાં આપણને આ સત્ય વધારે સમજાશે. આપણાં ભક્તિકાવ્યો મોટે ભાગે ભક્તહૃદયમાં બળતી પ્રભુવિયોગની હોળીનું પ્રદર્શન છે! આમ હોવાથી જ સંયોગ કરતાં વિયોગની કવિતા સર્વત્ર વધારે ઉન્નત શિખરે જોવામાં આવશે. દાખલા તરીકે, પ્રેમાનન્દના "નળાખ્યાન"માં માતા અને બાળકોના વિયોગનો પ્રસંગ તથા નળ અને દમયન્તીના આત્મમંથનના પ્રસંગો કોણ નથી જાણતું ? મહાકાવ્યો માટે જ આ સત્ય છે એમ કંઈ નથી; ઘણી વાર નાનકડાં સંગીતકલ્પ કાવ્યોમાં (Lyrics) પણ ઊંડાણોની ઝાંખી થતાં નવી જ મોહિની તથા આકર્ષણ થાય છે: દાખલા તરીકે રા. નરસિંહરાવભાઈનું કાવ્ય:–"મંગલ મંદિર ખોલો, દયામય ! "

આ સનાતન સાહિત્ય-સત્યનો દૃષ્ટાંત-વિસ્તાર ઘણો થઇ ગયો. હવે, આપણે સરસ્વતીચન્દ્રના હૃદયમંથનનો ક્રમશ: વિકાસ તપાસવો યોગ્ય છે. પ્રથમ એ સમજવું આવશ્યક છે કે પ્રાકૃત અથવા સાધારણ માણસને બહુ મંથન થતું લાગતું નથી; અને થાય તો તેમાં બધી દુનિયાને બહુ રસ પડતો નથી. પરંતુ જ્યારે કોઈ અદ્ભુત પ્રભાવશાળી તથા અમીરી વ્યક્તિને, ખાસ કરીને લક્ષ્મી અને સત્તાવાળા કુટુમ્બની વ્યક્તિને જ્યારે અસાધારણ સંજોગો અતિશય મૂંઝવી નાખે અને ઊંચા પ્રકારનું આત્મમંથન જાગે અને કોઈ કવિ એને કલાથી આલેખે તો તે લોકભોગ્ય થયા વિના રહેતું નથી. આવી જ આપણા નાયકની સ્થિતિ છે. સરસ્વતીચન્દ્રની કરુણતા મને એના ત્રણ પ્રકારના સંબંધમાં લાગે છે. (૧) પોતાના વ્યક્તિગત સંબંધોમાં ઉદ્ભવતી કરુણતા, (૨) લોકકલ્યાણ તથા ઉચ્ચ ભાવનાઓના સંબંધમાં ઉપસ્થિત

થતી કરુણતા. આ બંને પ્રકાર જગતને સમજાય તેવી બાહ્ય કરુણતા ( tragedy without )ના છે. પરંતુ (૩) ત્રીજા પ્રકારની કરુણતા ઘણી સૂક્ષ્મ દૃષ્ટિથી જ સમજી શકાય તેવી છે; અને તે પોતાના આત્માનાં ઊંડાણોમાં થતી એક પ્રકારની અકથ્ય આંતરવ્યથા ( tragedy within ) છે. આપણે આ ત્રણેનું કંઈક વિગતથી વિવેચન કરીએઃ–

(૧) **વ્યક્તિગત સંબંધોમાં** કરુણતાઃ—આમાં, કરુણમાં કરુણ સંબંધ કુમુદસુંદરી સાથેનો છે. સરસ્વતીચન્દ્રમાં જન્મથી જ એક પ્રકારની ઉચ્ચ વિરાગભાવના લાગે છે; પરંતુ વિધિવશાત્ કુમુદ જેવી સુંદર, રસિક તથા પ્રેમાળ કન્યા સાથે સંબંધ બંધાય છે. પ્રેમપત્રો, તેથીય વધુ રમણીય પ્રેમકલ્પનાઓ અને એક સ્વપ્ન સમું આછું મીઠું વિદ્યાચતુરને ઘેર મિલન વગેરે આશાનો ઊજમાળો સૂર્ય ઊગવા પહેલાંની ઉષા જેવાં સુરમ્ય-મોહક લાગે છે. પરંતુ આશા અનંત હોવા છતાં કરુણ અંતવાળી બની ગઈ! અને—

'પ્રિયદર્શનની ઊગી ઉષા અને ન થયાં સ્હવાર જેમનાં,' એ સ્થિતિ એમની થઈ! પોતાની માતા ચન્દ્રલક્ષ્મી સાથે કુટુમ્બસુખ પરવાર્યું! અને અપર મા તથા પિતાના જીવનનો માર્ગ સરળ કરવાની કામનામાં કુમુદનો યજ્ઞ પોતે કર્યો! પોતાના એક પ્રકારના સુખનો અસ્ત કર્યો. એણે ધાર્યું કે કુમુદ મને ભૂલી જશે અને બીજે સ્થાને વધારે સુખી થશે; અને કદાચ એનો પ્રેમ દૃઢ હશે તો પોતે વહાણમાં રત્નનગરી મુંબઈથી જઈ શકશે. પરંતુ વિધિ બલવાન છે. દરિયામાં તોફાનો થયાં. તેમાં સાલસ બિચારી કુમુદ હંમેશને માટે 'બિચારી' બની ગઈ! માતપિતાની બુદ્ધિ બહેર મારતાં, કુમુદ સાસરે ગઈ ત્યાં પ્રમાદધન જેવા મૂર્ખ, વ્યસની પતિ સાથે માનસસરોવરમાં ઉછરેલી હંસીને દિવસ ગાળવાનો વખત આવ્યો! કેવલ કુંકુમતિલકથી કુમુદ સૌભાગ્યવતી થઈ શકી નહિ. નવીનચંદના વેશમાં સરસ્વતીચંદ્રને કુમુદના જીવનની અતિ કરુણતા (tragedy)

જોવાનો વિધિલેખ સિદ્ધ થયો! ત્યારેજ પોતાની ભૂલ પૂરેપૂરી સમજાવા લાગી! કુમુદની દુઃખી દશા જોતાં અાંતરતાપ વાધ્યો; સંન્યાસ તેને જ્વાલામુખી જેવો બાળવા લાગ્યો. આ પરિસ્થિતિમાં, ત્યાગમાં શાંતિ હોઈ જ શકે નહિ એ સત્ય સ્પષ્ટ થવા લાગ્યું. મીઠા જળની માછલી ખારા જળમાં જીવી શકતી નથી એ પ્રત્યક્ષ થતાં એનું હૃદય ભડકે બળવા લાગ્યું. જો એક કુમુદને જ પોતે પોતાના વિના સુખી જોઈ શક્યો હત તો એને સંન્યાસમાં ક્લેશ ના થાત; પણ કુદરત અને કળા બંનેનો નિયમ છે કે અવિચારીપણાના પાપ માટે એણે ઉગ્ર પ્રાયશ્ચિત્ત કરવું જ જોઈએ. આથી 'ભભૂત લગાયો! અલખ જગાયો!! ખલક કિયો સબ ખારો વે!!!'

આ સંબંધમાં, 'રાત્રિસંસાર : જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' (ભાગ ૧) તથા 'હૃદયની વાસનાનાં ગાન' (ભાગ ૪) એ બે પ્રકરણનો સૂક્ષ્મ અભ્યાસ કરવાની આવશ્યકતા રહે છે. બંનેમાં ચિરાઈ જતાં હૃદયોનો સાક્ષાત્કાર થાય છે; પણ બીજા પ્રકરણમાં તો કલાસૌન્દર્યની તથા કરુણતાની અવધિ જ આવે છે. બંને પ્રકરણમાંથી થોડી સૂચક પંક્તિઓ જ ટાંકું છું. અને કલ્પનાથી રંગો પૂરવાથી ઊંડાણોનું મ થન કરતું ચિત્ર આલેખાશે.

કુમુદ:—"પણ ઊંચા નભના સંચારી પક્ષિરાજ! તું આવ્યો આ,
ધરતી પર ત્યાથી ઊડ પાછો; પક્ષહીનનો દેશ જ આ.

* * * *

નહિ ઊડાયે પોતાથી—પણ પ્રિયની વિમાનગતિ જોઈ,
રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ! નીકર રહીશું રોઈ."

સરસ્વતીચંદ્ર—"હતી લક્ષ્મી! હતા તાત! હતી વ્હાલી! હતો ભ્રાત!
નહિ!—ત્યારે—નહિ કાંઈ! ન લેવું સાથ કંઈ સાહી.

× × ×

ઊંડો જ્વાળામુખી જેવો,—હવે સંન્યાસ આ તેવો!

× × ×

સ્ફુરે પોતે, ન દેખાય,કુમુદની ગન્ધ ગ્રહી વાય,
અરણ્યે એકલો વાયુ ! જીવન એ ભાવિ છે મારૂં."

કુમુદ (ભાગ ૪):—"મને એવો મળ્યો એક જોગી,
પ્રીતિ ખોટી જાણી ખરી ભોગી.
× × ×
પ્રેમી અબળાને પ્રેમે ભુલાવી,
ધીકધીકતા અગ્નિમાં ચલાવી.
શીતળ થવાને વનમાં આવી,
નિરાશા છે લલાટે લખાવી !"

સરસ્વતીચંદ્ર:—"અહો લોભાવતી વેલી !
હતી તું મ્હાલવી સહેલી.
કલાપી હવે હું ઉડુ પાસે !
નમાવુ ન બેસીને ડાળે !
× × ×
વિશુદ્ધ જ સાધુનો પન્થા !
ધરીએ આપણે કન્થા."
× × ×

આ અતિ હૃદયદ્રાવક સંબંધને આપણે આટલેથી જ સંકેલી લઈએ. હવે, કુસુમસુંદરી સાથેનો સંબંધ ટૂંકામાં તપાસીએ. કુસુમ એટલે માનસિક તેજ અને ઉત્સાહનાં પૂર ! સ્વાતંત્ર્ય પ્રેમ અને કોડની મૂર્તિ ! નાનપણથી જ નિર્દોષ ગમ્મત તોફાનનો અનંત ઝરો ! કોઈને નમ્યું આપે નહિ અને સર્વને નમાવવાનો ડોળ, એવી કુસુમ લગ્નની વિરુદ્ધ સ્વાભાવિક હતી; ત્યાં કુમુદનું દુઃખ જોઈ નિશ્ચય દૃઢ થયો. એનો સરસ્વતીચંદ્ર તરફ પક્ષપાત છે તેનું કારણ વિદ્વત્તા, સંસ્કાર અને રસિકતાનું સામ્ય. ઘરમાં લગ્નની વાતો થતી ત્યારે છેડાયલી વાઘણ માફક એ ઘુરકિયાં કરતી. સરસ્વતીચંદ્ર જેવા ઉચ્ચ કોટિના રસિકને કુસુમ માટે સ્નેહ થાય તે સમજી શકાય.

અનેક પ્રકારનાં મંથનો પછી સ્વ. ગોવર્ધનરામભાઈ ને આ બન્નેનાં લગ્ન કરવાં છેવટે ઉચિત લાગ્યાં છે. દેશકલ્યાણની ભાવના સિદ્ધ કરવા માટે, જનસમાજમાં, પુરુષ અને સ્ત્રીવર્ગમાં, કામ કરવા સારુ સદ્ભાવ સંપાદન કરવા અને સહાય મેળવવા ધર્મપત્નીની જરૂર રહે છે. વળી સ્ત્રીનો પતિ વિના પૂરો ઉદ્ધાર નથી; આવાં કારણોથી લગ્નહેતુ સ્પષ્ટ કર્યો છે. છતાં આ લગ્ન "સ્નેહલગ્ન" તો નથી જ; અને ઉન્નત ભાવનાથી થયેલા લગ્નમાં કંઈ નૈતિક બ્રહ્મચર્યનું સૂચન થયેલું છે. 'ગંગા-યમુના'નો મહા પરાણે સંયોગ થયો અને સમુદ્રમાં બન્ને સરિતાઓ જુદી જુદી રીતે મળે છે પણ આપણને હૃદયનો સંતોષ થતો નથી. આપણે જાણીએ છીએ કે કુસુમ અનિચ્છાએ પિંજરામાં પૂરાય છે; એના હૃદયનાં ઊંડાણોમાં લગ્નોત્સવ છે જ કયાં ? અને સરસ્વતીચંદ્ર માટે તો—

> પીળાં પર્ણો ફરી નથી થતાં કોઈ કાળે જ લીલાં,
> ભાંગ્યાં હૈયાં ફરી નથી થતાં કોઈ કાળે રસીલાં."

રમણભાઈ નીલકંઠ

ચન્દ્રકાન્ત સાથેનો સંબંધ મિત્રપ્રેમની પરાકાષ્ઠા સૂચવનારો છે. ગાઢ મૈત્રી હોવા છતાં સસ પોતાના મિત્રથી પણ છુપાવ્યું. અને 'અંતર્વ્યથા અંતર મધ્ય રોકી,' સરસ્વતીચંદ્ર પછવાડે ચન્દ્રકાન્તે તપોની પરંપરા આદરી મિત્રતાનું રહસ્ય છતી સિદ્ધ કર્યું. એની ઉપરના પત્રોની પોટલી વદુશૃંગ ઉપર મળી ત્યારે સરસ્વતીચંદ્રની આંખો ઊઘડી. હિન્દુસંસારની અનેક દુઃખમય પ્રશ્નાવલિ ઊભી થઈ. પોતાની સાહસભરી મૂર્ખાઈ માટે વળી પશ્ચાત્તાપ થયો. આ સંબંધમાં 'મિત્રના મર્મપ્રહારનું' પ્રકરણ સંભાળથી વાંચવા જેવું છે. ચન્દ્રકાન્ત છેવટે કરુણ નિરાશાથી કહે છે:—

" મધુરી મૈયા ! તમે ક્ષમા કરજો ! મારા મિત્રે કરેલો અપરાધ આ ઉપરના આકાશ પેઠે હદ વિનાનો છે; અને મીઠા જાણેલા એના હૃદયમાં સાગર જેવી ખારાશ જ ઊંડી ભરાઈ છે અને સર્વ પાસ

ઉભરાઈ છે તેને મીઠી કરવા હું અશક્ત નીવડયો.'' બન્ને બાજુ કેવી કરુણતા લાગે છે ! × × પિતા લક્ષ્મીનન્દન અથવા વિદ્યાચતુર સાથેનો સંબંધ લેતાં અને વિચારતાં સરસ્વતીચંદ્રના જીવનવ્યવહારની કરુણતા આપણા ઉપર ઊંડી અસર કરે છે પુત્ર–વિયોગથી પિતા ગાંડા જેવા થતાં પાછળથી પુત્રના પ્રેમી હૃદયમાં કેવો દાવાનળ સળગ્યો હશે !

## ૨. લોકકલ્યાણ તથા ઉચ્ચ ભાવનાઓ સંબંધી કરુણતાઃ—

આ બીજા પ્રકારના જગત્ આગળ સાકાર થતી કરુણતા આપણને 'સરસ્વતીચંદ્રની અશ્રુધારા' (ભાગ ૪)ના પ્રકરણમાં સ્પષ્ટ ભાસે છે. આખી નવલકથાના વિકાસમાં કુમુદની સાથેના વ્યક્તિગત સંબંધથી માત્ર બીજે જ નંબરે આ બાજુ કરુણતા આપણું ધ્યાન ખેંચે છે. ઊંચા આશયોવાળો, પ્રભાવશાલી, કર્તવ્યનિષ્ઠ મહાત્મા ગંભીર ભૂલ કર્યા પછી, જીવન અને વ્યવહારનો વિશેષ અનુભવ કર્યા પછી પોતાની ઊંડી વિચારમાલાના મણકા અશ્રુ સાથે સારે છેઃ—

''નવરત્ન કંઈ મુજ દેશ વિષે<br>
બહુ આધિ વ્યાધિ ઉપાધિ સહે !<br>
નર રંકની ત્યાં કરવી શી કથા ?<br>
ધનરાશિ નિરર્થક મુજ પડ્યા !<br>
× × ×<br>
મુજ દેશ વિષે રસમાળી વિના<br>
ફલપુષ્પ ધરે નહિ નારીલતા !<br>
રસશોધનસેચન ના જ બને !<br>
ધનરાશિ અચેતન મુજ રહે.''

પિતાની અઢળક લક્ષ્મીનો ત્યાગ એક–વાર કરતાં તો કર્યો; પણ વ્યવહારનાં ભયંકર સત્યોનું ભાન થતાં, પોતાના રંક દેશનાં સ્ત્રીપુરુષોના ત્રિવિધ તાપનો પૂર્ણ ખ્યાલ આવતાં લક્ષ્મીની ઉપયોગિતા

બરાબર સમજાઈ અને લોકપ્રેમને લીધે પોતાને પરિતાપ થયો! આવા ઉન્નત સુંદર આત્માઓ પોતાના સુખનો ભાગ્યે જ વિચાર કરે છે, પરંતુ જનસમાજના ઉદ્ધાર માટે પોતાનાં સાધનો કે પુરુષાર્થની ન્યૂનતા લાગે ત્યારે તેમનાં દુઃખવારિધિનો પાર રહેતો જ નથી. વળી બીજે સ્થાને કહે છેઃ–"મૃગજલ જેવી લક્ષ્મી. તને મેં તજી! આ મૃગજલ જેવી રમણીય અને એના જેવી જ મારે મન થયેલી કુમુદ! તને પણ તજી–પણ–" આ ઉદ્‌ગારોમાં ઊંડું દર્દ એ રહેલું છે કે એ બંનેનો દેશકલ્યાણ કરવામાં, ઉન્નત ભાવનાઓ અનુભવી લોકમાં પોષવાને ઘણો જ ઉપયોગ હતો. તે ઉપરાંત કુમુદના લગ્નથી તો પ્રેમ અને ધર્મ બંને સચવાત તથા જીવનવાડીનાં પ્રત્યેક પુષ્પ સહસ્ર દલે પ્રફુલ્લત! × × છેવટે 'કલ્યાણગ્રામ'ની યોજના કેટલીક રીતે સિદ્ધ થતી હોય તેમ કવિશ્રીએ આપણને સૂચવી દીધું છે. પણ એ સફ્લો રૂપી પુષ્પોમાં સુવાસ કે રસ કે અંદરની મીઠાશ તમને લાગે છે?

૩. ઊંડાણોની અકથ્ય વ્યથાઃ (Tragedy within:)—

આ વ્યથાને માટે શબ્દો નથી; સરસ્વતીચંદ્રની અશ્રુધારાની પરંપરાથી પણ એ નિરંતર બળતો અગ્નિ શાન્ત થઈ શકવાનો નથી. ઉન્નતમાં ઉન્નત આદર્શો અને ભાવનાઓ પોતાની આગળથી સરી જતાં પોતે જોયાં! એક વાર પ્રેમરસ પીધો તે નિશો પૂરેપૂરો ઊતરી શક્યો? વિધિની ક્રૂરતાથી જે ગંભીર ભૂલ કરી તે ન થઈ થવાની હતી? સાલસ, મૃદુ કુમુદ, કન્યા ધારી ભલે ઉદારતાથી ક્ષમા આપ્યાં કરે; પણ એ ઊંડો કારી ઘા જીવ જતાં સુધી રૂઝાઈ શકતો હશે? અને ઊંડાણોમાં એક વાર પ્રેમની પ્રકટેલી હોળા કદી હોલાવાની હતી? સુંદર અને ભવ્ય પ્રથમાવસ્થા ગાળ્યા પછીનાં ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ તથા સંન્યાસનાં પ્રેમતત્ત્વો–ભર્યાં શમણાં કદી સિદ્ધ થવા સરજાયાં હતાં? પ્રેમની સાચી જ લગની લાગ્યા પછી એમાંથી કોણ છૂટી શક્યું? તેમાં વળી કુમુદનાં દુઃખો પ્રત્યક્ષ જોયાં, કુસુમ સાથે કૃત્રિમ લગ્ન કર્યું, એથી અગ્નિ વધ્યો

હશે કે શમ્યો હશે ? છેલ્લા પ્રકરણમાં સરસ્વતીચન્દ્રને કુમુદસુંદરીની મોડી જ્યાં આગળ કન્યા પહેરી ઊભો રહેતો અને કવચિત્ અશ્રુપાત કરતો જોતાં આ અકથ્ય વેદનાનું સૂચન નથી થતું? આત્મવિકાસ (Self-evolution), ઉન્નત કાર્યો, યોગ, સંપૂર્ણ જ્ઞાન વગેરે શું પ્રેમભાવ, સાત્ત્વિક શાંતિ તથા હૃદયના ઉલ્લાસ વિના શક્ય હશે ખરાં? એટલે બહુ સૂક્ષ્મ રીતે વિચારતાં લાગે છે કે એકંદરે વિધિબળથી, ના સધાઈ પ્રેમભાવના! ન અનુભવાયો શુદ્ધ આનન્દ! કે ન સધાયું સંપૂર્ણ સપ્રેમ લોકકલ્યાણ!

ગોવર્ધનરામભાઈએ આ શિષ્ટ નવલકથાને "ઘેલી મારી કુસુમ!" એ કુમુદના ઉદ્ગારથી એવી તો સંસ્કારી સુંદરતાથી સમાપ્ત કરી છે કે તેને રા. આનન્દશંકરભાઈ 'કલાની સંપૂર્ણતા,' (Perfection of Art') કહે છે. ખરું છે કે આ સફળ કલાથી આપણને ક્ષણિક સંતોષ થાય છે, પણ આ યશસ્વી મહાત્માના જીવનનો મનમૂંઝવતો કોયડો (problem) એથી ઊકલી શકતો નથી. સમગ્ર વિચાર કરતાં આપણને ઊંડાણમાં એ પાત્ર કરુણરસાત્મક (tragic) જ લાગે છે. પરંતુ, આમાં કથાકારનો દોષ નથી; કલાસ્વામી કથાકાર ઘણી વાર ઉગ્ર સત્યવાળું ચિત્ર (realistic picture) આલેખી ગંભીર પ્રશ્નોનું નિરાકરણ કરવાનું આપણને જ સોંપે છે.

*

પહેલા ભાગમાં એમણે પોતાની શક્તિ ઠાલવી નવલકથાનો રસ પહેલામાં ભરેલો છે. ચરિત્રચિત્રણ એના જેવું કયાંય નથી; બીજામાં હિંદુ સંસાર સરસ ચીતર્યો છે; ત્રીજામાં એમની કળા ઊડી ગઈ, અને ચોથામાં એમને થયું કે હવે મારે જગતને જેટલું આપવું છે તે આ પુસ્તકદ્વારા જ આપી દઉં તો કેવું સારું! —ગાંધીજી (મહાદેવભાઈની ડાયરી પુ. ૧લું.)

# ગોવર્ધનરામનું સંસ્કૃતિદર્શન

## લેખકઃ કેશવલાલ હિં. કામદાર

[ ઇતિહાસ, રાજકારણ અને અર્થશાસ્ત્રના અભ્યાસી લેખકના સ્વાધ્યાયનો પરિપાક એમના 'સરસ્વતીચંદ્ર'-વિષયક વિવિધ લેખોમાં વાચકને દેખાશે. 'સરસ્વતીચંદ્રનું રાજકારણ', 'ગોવર્ધનરામનું બ્રિટીશ યુગનું દર્શન', 'મલ્લમહાભવન અને મહાભારત', 'મહાભારતનું રૂપક', 'ગોવર્ધનરામે વિચારેલું રાજસ્થાનતંત્ર', 'ગોવર્ધનરામ અને ફેડરેશન', 'લોકકલ્યાણ અને કલ્યાણગ્રામની યોજના' વગેરે ('સ્વાધ્યાય' ખંડ ૧ લો) લેખોમાંથી અહીં તો 'ગોવર્ધનરામનું સંસ્કૃતિદર્શન' જ લીધો છે. એક સાચા અધ્યાપકનો અભ્યાસનિચોડ આ લેખમાં જોઈ શકાશે. ]

'સરસ્વતીચંદ્ર'ના રાજકારણનું પૃથક્કરણ કરતાં આટલા વિષયો વિચારી શકાયઃ

(૧) ગોવર્ધનરામે કરેલું હિંદના ઇતિહાસનું દર્શન. (૨) ગોવર્ધનરામે કરેલું હિંદના વર્તમાન રાજકારણનું દર્શન. (૩) આ રાજકારણની સિદ્ધિ માટે ગોવર્ધનરામે દર્શાવેલા માર્ગો. (૪) ગોવર્ધનરામનો આદર્શ સમાજઃ કલ્યાણગ્રામની યોજના. (૫) ગોવર્ધનરામના મતે રાજકારણ, અર્થસાધન, ધર્મસંસ્થા, સમાજસંસ્થા, શિક્ષણ અને કુટુંબવ્યવહાર, એમનો પરસ્પર સંબંધ (Social philosophy).

### : ઇતિહાસ અને સંસ્કૃતિદર્શન–પ્રાચીન સમય :

ગોવર્ધનરામે આપણા દેશના ઇતિહાસનું અને સંસ્કૃતિનું દર્શન અદ્‌ભુત રીતે કર્યું છે. તેમાં પ્રથમ હું આપણું પ્રાચીન રાજકારણ લઈશ. ગોવર્ધનરામ હિંદના ઇતિહાસના જેટલા અભ્યાસી હતા તે કરતાં તેના સાહિત્યના અને તેની ફિલસૂફીના વધારે મોટા અભ્યાસી હતા. આ બાબત જો યાદ રહે તો ગોવર્ધનરામના આપણા તમામ રાજકારણના દર્શનની સારીનરસી છાયાઓ આપણા માનસ ઉપર એકદમ તરી આવશે. સંસ્કૃતિનો અભ્યાસ હમેશાં દૃષ્ટિને વિશાળ બનાવે છે; ઇતિહાસનો અભ્યાસ દૃષ્ટિને એટલી બધી વિશાળ રાખી

શકતો નથી. સંસ્કૃતિનો અભ્યાસ તે દૃષ્ટિને ભાવનાપ્રધાન બનાવે છે. ઇતિહાસનો અભ્યાસ એટલી ભાવનાઓને પ્રેરતો નથી. આપણા દેશનો પુરાતન ઇતિહાસ ગોવર્ધનરામના વખતમાં બહુ છણાયો ન હોતો. તેની વિગતવાર તપાસ તો હમણાં જ થઈ છે. 'કૌટિલ્યનું અર્થશાસ્ત્ર' એ વખતે હાથ લાગ્યું ન હોતું એટલું જ કહેવાથી મારો વિચાર પરિપૂર્ણ સમજાઈ જશે. ભાસનાં નાટકો તે વખતે હાથ લાગ્યાં ન હોતાં. વૈદિક સાહિત્ય, મહાકાવ્યો, સાહિત્ય, પૌરાણિક સાહિત્ય, નાટ્યસાહિત્ય વગેરેનું ઐતિહાસિક એકીકરણ વીસમી સદીમાં વિશેષ થયું છે અને તક્ષશિલા, સારનાથ, મોહન જો દરો વગેરે બધાં આ સદીમાં જડ્યાં છે, જે માટે આપણે લોર્ડ કર્ઝનનો ઉપકાર માનવો જોઈએ. ગોવર્ધનરામને એ સામગ્રી અપરિચિત હતી છતાં તેમણે કરેલું આપણા પ્રાચીન રાજકારણનું વિવેચન એકદમ સૂક્ષ્મ હતું, પશ્ચિમ સંસ્કારોથી પૂરું રંગાએલું હતું, અને પૂરેપૂરી ન્યાયબુદ્ધિવાળું અને સમગ્ર હતું. એ દર્શન આપણને ચોથા વિભાગનાં ૩૧, ૩૪, ૩૫, ૩૯માં પ્રકરણોમાં મળે છે. તે પ્રકરણો આ પ્રમાણે છે. ૩૧મા પ્રકરણમાં 'પિતામહપુરમાં આર્ય સંસારનાં પ્રતિબિંબ અને નીતિની મણિમય સામગ્રીના સંપ્રસાદ', ૩૪મા પ્રકરણમાં 'અર્જુનના વાયુરથનો દાવાનળ', અને ૩૫ મા પ્રકરણમાં 'કુરુક્ષેત્રના ચિરંજીવો અને ભારતવર્ષનું ભવિષ્ય', અને ૩૯મા પ્રકરણમાં 'દેશપ્રીતિનું મનોરાજ્ય'–જેમાં પોંચાલીનું ભાષણ ખાસ ધ્યાન ખેંચે છે—વાંચવામાં આવે છે.

ગોવર્ધનરામે કરેલા આપણા ઇતિહાસના દર્શનમાં એક બાબત ખાસ નોંધવી જોઈએ. હમણાં જ કહ્યું તેમ તેઓ ઇતિહાસના બહુ નહીં, પણ સંસ્કૃતિના અભ્યાસી હતા. તેથી આપણા ઇતિહાસના દર્શનમાં તેઓ રાજ્યવ્યવસ્થા, નાયકોનાં ચરિત્રો, જુદી જુદી સંસ્થાઓ કે કાર્યકારણભાવ ઝીણવટથી તપાસતા નથી. પરિણામે આપણા ઇતિહાસના જે વિભાગમાં હજુ પણ આપણને વિગતવાર હકીકતો મળી શકી નથી કે કદી મળનાર પણ નથી ત્યાં તેમનું

દર્શન વિશાળ અને માર્ગદર્શક થઈ શક્યું છે, તો જે વિભાગમાં પૂરી હકીકતો હતી, પણ જે હકીકતો તેઓ બરાબર જોઈ શક્યા ન હોતા કે વિચારી શક્યા ન હોતા, તેમનું દર્શન એકમાર્ગી થઈ ગયું છે અને આપણને બહુ માર્ગદર્શક થઈ શક્યું નથી. ઉદાહરણમાં, આપણા પ્રાચીન ઈતિહાસનું દર્શન આપણે ઘણા કાળ માટે તો સંસ્કૃતિની દૃષ્ટિથી જ કરશું; ગોવર્ધનરામે પણ તે માર્ગ લીધો છે અને તેમનું વાચન એ પ્રયાસમાં ઘણું સફળ નીવડ્યું છે. પણ જ્યારે તેઓ પ્રાચીન કાળ વટાવી જાય છે અને તે પછીના યુગમાં પ્રવેશ કરે છે ત્યારે તેઓ માર્ગ ભૂલી જાય છે અને માત્ર કલ્પનાના ઘોડાઓ જ્યાં ત્યાં દોડાવે છે. તેઓ આપણો બહુ પુરાતન ઇતિહાસ કલ્પનાથી સમજાવે છે, અને તે જ પ્રમાણે આપણો હમણાંનો ઇતિહાસ તેટલી જ કલ્પનાથી સમજાવે છે. પ્રથમ માટે કલ્પના ઉપકારક થાય છે જ્યારે બીજા માટે તે કલ્પના દૃષ્ટિને કલુષિત કરે છે. આપણી પુરાતન સંસ્કૃતિના સમર્થનમાં તેઓ વર્તમાન યુગનાં લક્ષણો જુએ છે અને મહાભારતને તેઓ તદ્દન નવીન દૃષ્ટિથી તપાસે છે.

ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'નું વસ્તું ગૂંથ્યું ત્યારે આર્યસમાજીઓ અને થિઓસોફિસ્ટો શ્રુતિઓ, સ્મૃતિઓ, કાવ્યો અને પુરાણોનો પોતાનાં મંતવ્યોને અને નવા જમાનાના વિચારોને બંધબેસતો અર્થ કરતા હતા. શ્રુતિઓનો તો યુગને અનુસરતો અર્થ દરેક વાર કરવામાં આવ્યો છે. બૌદ્ધોએ અને જૈનોએ પોતાનાં મંતવ્યો પ્રમાણે તેમનો અર્થ કરી ક્રિયાકાંડમાં માનતા ગૌતમ ઇંદ્રભૂતિ જેવા અને વૈદિક બ્રાહ્મણોનો અને વૈશ્યોનો ઉદ્ધાર કરેલો તેમના સાહિત્યમાં વાંચવામાં આવે છે. વૈશેષિકો, નૈયાયિકો, સાંખ્યો અને બાદરાયણો વગેરેએ એ પ્રથા ચાલુ રાખી; શંકર, મધ્વ, રામાનુજ, ચૈતન્ય, વલ્લભ વગેરે એ પ્રમાણે વર્ત્યા હતા. સાયણે શ્રુતિઓનો કાંઈક એવો જ અર્થ કરેલો. સત્તરમા અને અઢારમા સૈકાઓમાં ભક્તિસંપ્રદાયે કાંઈક એવી પ્રથા

ચાલુ રાખેલી. પણ તે સૈકાઓમાં મોગલ સામ્રાજ્યના પરિબળથી, અકબરે ચાલુ કરેલી નવી રાજ્યનીતિથી અને ચૈતન્ય, કબીર, નાનક, રામદાસ વગેરેના સંપ્રદાયોના પ્રચારથી હિંદુઓનું મન શ્રુતિઓ તરફ બહુ ઢળેલું ન હોતું. અઢારમા સૈકામાં મરાઠી સામ્રાજ્યના પ્રચાર સાથે વૈદિક સાહિત્યનું પરિશીલન વધારે થવા લાગ્યું. પછી આવ્યો ઓગણીસમો સૈકો. એ યુગમાં પશ્ચિમના સંસર્ગથી અને રૂઢિબંધનના કંટાળાથી પ્રાચીન આર્ય સંસ્કૃતિનો પુનરુદ્ધાર થવો શરૂ થયો. તેમાં થિઓસોફિસ્ટોએ તે સંસ્કૃતિના સાહિત્યને નવો ઓપ આપ્યો અને પશ્ચિમના સંગથી ધોવાઈ જતી તે સંસ્કૃતિને બચાવી લીધી. અનેક હિંદુઓ પારસીઓ, અને ખ્રિસ્તિઓ એની છાયા નીચે રહેવા કબૂલ થયા. થિઓસોફિસ્ટોએ વૈદિક સંસ્કૃતિને બચાવી લીધી એટલું જ નહીં પણ તેને બૌદ્ધ, જૈન, અને ખ્રિસ્તી સંસ્કૃતિ સાથે એકરસ કરી અને ઓગણીસમી સદીના વિજ્ઞાનના યુગના નિર્ણયોના સારને તેમાં ભેળવી દઈ તેને ભાવી જીવનને અનુકૂળ ઠરાવી દીધી. ગોવર્ધનરામ ઉપર થિઓસોફિસ્ટોનાં પરિશીલનોની ચોક્કસ છાયા જોવામાં આવે છે. થિઓસોફિસ્ટોએ કર્યું તેમ તેમણે મહાભારતનો, 'બ્રાહ્મણો'નો, સ્મૃતિઓનો, ફિલસૂફીનો, નાટકોના સાહિત્યનો, ભક્તિસંપ્રદાયના સિદ્ધાંતોનો અને બૌદ્ધ અને જૈન યુગનાં મુખ્ય લક્ષણોનો નવીન યુગનાં મંતવ્યો સાથે મેળ સાધ્યો અને હિંદની પ્રાચીન સંસ્કૃતિને તેમણે યુગપ્રધાન, પ્રગતિશીલ, અને લોકસંગ્રહ કે લોકકલ્યાણ જેનો મુખ્ય ભાવ છે તેવી સંસ્કૃતિ તરીકે વર્ણવી દીધી. આ પ્રયાસમાં તેમણે વિજ્ઞાનનો ઉપયોગ ન કર્યો તે તેમની વિચક્ષણતા સૂચવે છે; તેથી જ થિઓસોફિસ્ટોએ કરેલી ભૂલો તેમણે કરી નહીં. એ પ્રમાણે તેમણે આર્યસમાજીઓનો મંત્ર પોતાના કાર્યવાહમાં સ્વીકારી લીધો. આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદે શ્રુતિઓમાં સર્વ સંસ્કૃતિનું મૂળ છે એવું જાહેર કર્યું હતું, એટલે સુધી કે નવા જમાનાનું ખગોળશાસ્ત્ર પણ વેદમાં મળી શકે છે એમ હજુ ઘણા આર્યસમાજીઓ માનતા જોવામાં આવે

છે. ગોવર્ધનરામે નવા જમાનાનો પ્રગતિનો સિદ્ધાંત–લોકકલ્યાણનો સિદ્ધાંત આર્યસમાજીઓ માફક જૂના સાહિત્યમાં જોયો. દયાનંદ સરસ્વતીએ શ્રુતિઓના નવા અર્થો કર્યા તે સાથે ઓગણીસમી સદીના હિંદુ સમાજને બ્રહ્મચર્ય, વિદ્યાભ્યાસ, અસ્પર્શવાદ, જ્ઞાતિખંડન, સંન્યાસ, ગૃહસ્થાશ્રમ અને ગુરુકુળ એ નવા મંત્રો આપ્યા અને સાથે સાથે કહ્યું કે પ્રગતિ માટે હિંદુઓએ પશ્ચિમની વિદ્યા તરફ દૃષ્ટિ બહુ ન કરવી; ઉપરાંત તેમણે બૌદ્ધ, જૈન, પૌરાણિક, તથા મુસ્લિમ અને ખ્રિસ્તી યુગોને વિસારે પાડી દીધા. ગોવર્ધનરામે એવું કાંઈ ન કર્યું. તેમણે શ્રુતિઓમાં કર્મયુગ જોયો, મહાભારતમાં રાજધર્મ જોયો, બૌદ્ધ ઇતિહાસમાં હિંદની જાહોજલાલી જોઈ, જૈનોને બહુ મહત્ત્વ આપ્યું નહીં, તો તેમને તિરસ્કાર્યા તો નહીં, વેદાંતમાં લક્ષ્યાલક્ષ્ય જોયાં, માર્ગીપંથમાં કૌમારવ્રત જોયું, ભક્તિસંપ્રદાયમાં અલખનો એકાકાર જોયો, નાટકોનાં સાહિત્યોમાં પ્રેમલગ્નની સંસ્થા જોઈ, મુસ્લિમ યુગમાં અકબરને બરાબર ઓળખ્યો, મરાઠી ઇતિહાસમાં શિવાજીના વ્યક્તિત્વમાં યુગપ્રધાન સિદ્ધાન્ત જોયો, અને અંગ્રેજી ઇતિહાસમાં હિમાલયની પેલીપાર ગયેલા અર્જુનના રથનું પ્રતિનિવર્તન નિહાળ્યું; તેથી તેમનું દર્શન થિઓસોફિસ્ટોના અને આર્યસમાજીઓના દર્શનથી વિવિધ, દૂરદર્શી અને વધારે ગ્રાહ્ય બન્યુ અને કહેવાતા સનાતનીઓની અપેક્ષાએ ખરું સનાતન બન્યું.

આટલું કહ્યા પછી આ રસિક ઇતિહાસ-દર્શનની વિગતો તપાસીએ. ઐતરેય બ્રાહ્મણમાં ઇંદ્રે કરેલો ઉપદેશ ગોવર્ધનરામ સમજાવે છે. એ ઉપદેશના શ્લોકો અર્થસહિત ચોથા ભાગમાં આપવામાં આવ્યા છે.[1] તેનો સાર એ છે કે:

"સૂઈ રહેનાર કલિયુગ થાય છે; બેસનાર દ્વાપર થાય છે;

૧. ચોથો ભાગ, પૃ. ૧૬૪.

ઊંઘનાર ત્રેતા થાય છે; અને ફરનાર ચાલનાર ઉદ્યોગી લોક કૃતયુગ ને સત્યયુગ-કૃતયુગરૂપ થાય છે."

આ સમર્થનમાં હું બે હકીકતો જોઈ શકું છું. પ્રથમ તો આપણી પ્રાચીન સંસ્કૃતિ, જેને મુખ્યત્વે આપણે સત્યયુગ કે કૃતયુગ કહીએ છીએ તેને ગોવર્ધનરામ પ્રગતિનો યુગ કહેવરાવવા ઇચ્છે છે. બીજું, જે પ્રજા પ્રગતિ કરે છે તે પ્રજા ઉદ્યોગશીલ હોય છે અને તેનો ઉદ્યોગ સર્વગામી હોય છે, એટલે કે ધર્મ કે સાંપ્રદાયિક વિષયમાં, ઉદ્યમમાં, વેપારમાં, ફિલસૂફીમાં, સમાજની ઘટનામાં, અને માનવ-વ્યવહારમાં એ પ્રજામાં 'યુગે યુગે નવો આચાર' એવું તત્ત્વ રહેલું હોય છે. મારે કહેવું જોઈએ કે પ્રથમ સમર્થન બરાબર નથી, જ્યારે બીજું સમર્થન બરાબર છે. મહાભારતના યુગને, બ્રાહ્મણ સાહિત્યના યુગને કે બૌદ્ધ સમય પહેલાંના સમયને પ્રગતિનો સમય કહેવો કે બદલાતા યુગને અનુકૂળ પડે તેવા તત્ત્વવાળો યુગ કહેવો તે આર્યસમાજીઓ માનશે, સનાતનીઓ માનશે, અત્રે બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો માનશે, પણ તે મત અભ્યાસીઓ બહુધા સ્વીકારશે નહીં. આપણી એ વખતની સંસ્કૃતિ સંકુચિત હતી અને તેમાં પ્રગતિનાં ઘણાં મૂળતત્ત્વો ન હોતાં એ આપણે સ્વીકારી લેવું જોઈએ. અલબત્ત, કોઈ પણ સંસ્કૃતિમાં પ્રગતિનાં બધાં મૂળતત્ત્વો તો ન જ હોય છતાં જૈન અને બૌદ્ધ સંપ્રદાયોના સિદ્ધાંતોથી જો એ પુરાતન સંસ્કૃતિ સાફ ન થઈ હોત તો તે સંસ્કૃતિ અત્યાર સુધી જીવંત દશામાં રહી ન હોત એ ચોક્કસ બાબત છે. ગોવર્ધનરામ એ બાબત ભૂલી ગયા છે એમ નથી, પણ તેઓ ભીષ્મપિતામહના રાજમાર્ગના અક્ષરદેહથી એટલા બધા મુગ્ધ બની ગયા હતા અને જેમ દયાનંદ સરસ્વતી અને તેમના શિષ્યો વેદના પાઠોને વર્તમાન સ્વરૂપ દેવા મથતા હતા તેમ ગોવર્ધનરામ મહાભારતનાં પાત્રોને અને પાઠોને વર્તમાન યુગના લક્ષણોનાં સ્વરૂપો આપવામાં એટલા બધા મુગ્ધ બની ગયા હતા કે મહાભારતના યુગના સમયના આચારોમાં, વ્યવહારોમાં અને વિચારોમાં તેમણે પરિપૂર્ણતાઓ જોઈ અને બીજો વિરુદ્ધ વિભાગ જોયો જ નહીં.

ગોવર્ધનરામનું બૌદ્ધ સંસ્કૃતિનું દર્શન તેમને માટે અભિનંદનપાત્ર કહેવાય. જો આપણે યાદ કરીએ કે ગોવર્ધનરામ સુસ્ત વેદાંતી હતા, જ્ઞાતિએ નાગર બ્રાહ્મણ હતા તથા શુદ્ધ સનાતની હતા તો આપણે તે દર્શનમાં તેમનું નિષ્પક્ષપાતીપણું અનુભવશું એટલું જ નહિ, પણ તે વખતની ઇતિહાસના અભ્યાસની પરિસ્થિતિ જોતાં આપણે તેથી આશ્ચર્ય પણ અનુભવશું. હજુ પણ ઘણા અભ્યાસીઓ જૈન અને બૌદ્ધ સંપ્રદાયોના અહિંસાધર્મની રાષ્ટ્રજીવનમાં ઉપયોગિતાના ઉપદેશને ખાસ અવગુણકારક લેખે છે. અને તેની અવગતિ માટે તે સંસ્કૃતિ-શ્રમણ સંસ્કૃતિ-ને વગોવે છે; ત્યારે ગોવર્ધનરામ તેને નવી સંસ્કૃતિ તરીકે વખાણે છે અને તે સમયને ભારતના ઇતિહાસનો સુવર્ણયુગ કલ્પે છે. ગોવર્ધનરામ સાચા છે અને બૌદ્ધ અને જૈન સંસ્કૃતિઓના વિરોધીઓ ખોટા છે. હિંદનો એક રાષ્ટ્રભાવ, હિંદની દેશાવરમાં અતિખ્યાતિ, ચીન, જાપાન, તિબેટ, જાવા, સુમાત્રા, બ્રહ્મદેશ, લંકા, ઈરાન, ગ્રીસ, અને હવે સાબિત થયું છે તેમ, મધ્ય એશિયા, એ દેશોએ તે વખતે હિંદુસ્તાનને ગુરુપદે સ્થાપ્યું હતું તે, અને સાહિત્ય, ફિલસૂફી, કળા, વેપારઉદ્યોગ, લશ્કરી બળ, સેવાભાવ, મતલબ કે બ્રાહ્મણધર્મ, ક્ષાત્રધર્મ, વૈશ્યધર્મ, અને શૂદ્રધર્મ, એ બધું એ યુગમાં સંસ્કૃતિના મંદિરના સુવર્ણકળશના સ્થાને પહોંચ્યું હતું. આપણી સંસ્કૃતિનો ઉદાત્ત વિકાસ, આંતરરાષ્ટ્રીય પરિપાક બૌદ્ધોએ અને જૈનોએ કરેલા વૈદિક સંસ્કૃતિ-શ્રુતિધર્મ તથા વર્ણધર્મ-ના સંકોચના વિરોધનો પરિણામી હતો અને માનવધર્મનું રહસ્ય માનવદષ્ટિથી વિચારવું, બીજી દષ્ટિથી નહીં, એ તે વખતના અનેક દ્રષ્ટાઓની પૂરેપૂરી પ્રતીતિનું ફળ હતું એ ગોવર્ધનરામ બરાબર સમજી શકયા હતા. તેથી તેમના અભિપ્રાયે અશોક મહારાજા હિન્દદેશનો મોટામાં મોટો, સમર્થમાં સમર્થ, સાધુમાં સાધુ મહારાજા હતો, અને આપણો ઉગ્ર મધ્યાહ્નકાળ એ મહારાજાના રાજ્યમાં હતો. તેમને અભિપ્રાયે તે વખતે આપણા દેશમાં સંવનનો અને પ્રીતિલગ્નો થતાં હતાં અને જ્ઞાતિઓના

ચીરાઓને બદલે હિન્દદેશ તે વખતે એકપૃથ્વી, એકરાષ્ટ્ર હતો. હિન્દદેશમાં તે વખતે ધર્મનો એક આકાર હતો; ત્યાગ, દયા, સાધુતા, ઉદારતા, પરાક્રમ, તેજસ્વિતા, વીર્ય, સ્વતંત્રતા, નિરંકુશ કલ્યાણચર્યા, સુઘડતા, સુંદરતા, વિદ્યા, સદ્બુદ્ધિ વગેરે ભવ્ય ગુણો હતા અને બધે સ્થળોએ, અરણ્યમાં, સમુદ્રતીરે, નદીકાંઠે, નગરોમાં, ગામડાંમાં, તે ગુણો જોવામાં આવતા હતા. ખરી મહાયાત્રાઓ તો તે વખતના હિન્દલોકો કરતા હતા; તેમનાં ઘરો આદર્શ કુટુંબો હતાં. ટૂંકામાં વૈદિક ઋષિઓની આશ્રમની સંસ્કૃતિ તક્ષશિલા જેવાં શહેરોની જેવી રાષ્ટ્રીય અને સર્વરાષ્ટ્રીય થઈ જાય છે.

જૈન અને બૌદ્ધ યુગોનાં દર્શનનું માહાત્મ્ય ઉત્તમ વાણીમાં ગોવર્ધનરામે દર્શાવ્યું અને ઘણા ઇતિહાસકારો અને અભ્યાસીઓ તે માહાત્મ્યને યથારૂપ સમજવાનું કે સમજાવવાનું અજ્ઞાનપણે ચૂકી ગયા તેમ ગોવર્ધનરામ ચૂકી ગયા નહીં; પણ બૌદ્ધ અને જૈન દર્શનોથી પ્રગતિરૂપ તેજના અંબારવાળી આપણી સંસ્કૃતિ પાછી જડ થઈ ગઈ અને ભારતવર્ષનો સમાજ નિર્બળ, નિસ્તેજ, સંકુચિત, પરસ્પર કલહ કરનારો અને બહારની સંસ્કૃતિને ઝીલવાની કે આત્મમય કરી લેવાની શક્તિ વગરનો થઈ ગયો. ગોવર્ધનરામ આ છેલ્લી વસ્તુસ્થિતિને યથાયોગ્ય ન્યાય આપે છે; પણ તેનું કારણ સ્પષ્ટ અને સૂક્ષ્મ રીતે બતાવી શકતા નથી.

એ અવનતિનાં કારણોમાં તેઓ બૌદ્ધ દર્શનનો વિપર્યાસ, તેથી નીપજેલી હિન્દી સંસારની વિકૃતિ, અને તે વિકૃતિને મિટાવી દેવા સ્મૃતિકારોએ કરાવેલા નવા આચારો, એટલું જણાવે છે અને વાચકને તેટલો બોધ પમાડી એકદમ શાંત થઈ જાય છે. નાગલોકોનો સરદાર સરસ્વતીચંદ્રને અને કુમુદસુંદરીને સ્વપ્નદશામાં એ જ પ્રમાણે કહે છે.[1] તેઓ ખોટા જ્ઞાતિધર્મને તે માટે જવાબદાર ગણે છે. ગોવર્ધનરામ આ વિનિપાત માટે નામધારી બ્રાહ્મણ અશ્વત્થામારૂપ સનાતન સંપ્રદાયને

1 ભાગ ચોથો, ૫૬૨; ૫૭૪–૭૫; ૬૪૯–૫૦; ૫૬૬–૬૭.

જવાબદાર ગણે છે. પણ તેનું સમર્થન કરવા જતાં રજપૂત સમય, શાંકર મત, જૈન દર્શન, બૌદ્ધ દર્શન, તેમનો પરસ્પર કલહ, મધ્વ, રામાનુજ અને વલ્લભ, એમના સંપ્રદાયોનો ઉદય, તેમનો પરસ્પર કલહ, બંગાલના અને બિહારના બૌદ્ધોનું હિંદુ સમાજથી બહિષ્કરણ, રાજપુત્રોની ક્ષત્રિય ધર્મની ઊંધી સમજ, ભાટચારણની સંસ્થાએ રાજપૂતોને આપેલું રાજકારણનું જુદું રૂપ, તાંત્રિક આચારવિચારની ભ્રષ્ટતા, નવા સ્મૃતિકારોએ ભારતવર્ષની સંસ્કૃતિનો દુનિયાના બીજા સમાજોની સંસ્કૃતિથી કરાવેલો વિયોગ, રજપૂત રાજ્યોનું યુદ્ધકળાનું અજ્ઞાન, તેમનો પરરાજ્યો સાથેના સંબંધનો સંકોચ, નવી-મુસ્લિમ સંસ્કૃતિના રાજકારણને સમજવાની સ્મૃતિકારોની અને હિંદુ સમાજના આગેવાનોની અશક્તિ, એ બધી બાબતો ગોવર્ધનરામ સમજાવી શકતા નથી અને પ્રાંતોનાં રાજ્યોને, પ્રાંતોની ભાષાઓને અને પ્રાંતોના નવા સમાજોને વિસારે પાડી દે છે. કારણ સ્પષ્ટ છે. ગોવર્ધનરામ હિંદની તમામ સંસ્કૃતિને મહાભારતનાં પાત્રો મારફત રૂપકરૂપે સમજાવવાનો પ્રયાસ કરે છે. તેથી તેઓ આવી ઘણી વિગતોને તપાસવી મૂકી દે છે. અને તેને માટે માત્ર મહાભારતના 'અશ્વત્થામા'ને આગળ ધરી દે છે. તે મત પ્રમાણે ભીષ્મપિતાનો બોધેલો રાજમાર્ગ અને પ્રજાધર્મ લોકો સમજી શક્યા નહીં તેથી તેમની દુઃસહ અને નિરુપાય અધોગતિ થઈ ગઈ.

બૌદ્ધ અને જૈન યુગોથી પરિવર્તન પામેલી ભારતીય સંસ્કૃતિના અધઃપાત માટે આટલું દર્શન પૂરું ગણાય નહીં. એ અવનતિનાં બીજ માત્ર નવા યુગનું–નવા જમાનાનું સ્વતંત્ર વ્યક્તિત્વ, તંત્રવિદ્યા અને ચારિત્રની ભ્રષ્ટતા, એ ન હોતાં. તે માટે આપણી સંસ્કૃતિનું પુરાતન બીજ જવાબદાર હતું. વ્યક્તિને વ્યક્તિની દૃષ્ટિથી નહીં પણ અમુક સમાજના અંગભૂત તરીકે જોવાથી જડ દશા ઉત્પન્ન થવા પામી હતી. જે ભાવના હજુ હિંદની બહાર દૃષ્ટિ કરવા હિંદુપુત્રોને અટકાવે છે તે જ ભાવનાએ તે વખતે આપણને મુસ્લિમ સંસ્કૃતિ સામે બળ અજમાવતા, તેને પરાસ્ત કરતા કે તેનો એકમેળ કરતા અટકાવ્યા. યૂરોપનો ખ્રિસ્તી સમાજ તે

પ્રયાસમાં વિજયી નીવડ્યો, કારણ કે તે સમાજ એ વખતે પરદેશગામી થયો હતો, અંતરાત્માની શક્તિને તપાસનારો થયો હતો, બાઈબલની અને પોપની સત્તાને ઉડાવી દેવા તૈયાર થયો હતો, અને ખરો વીરધર્મ યુગે યુગે નવા આચારનું રહસ્ય સમજતો થયો હતો. આ બાબત વિષે એટલું યાદ રાખવું જોઈએ કે હિંદુ, મુસ્લિમ, અને ખ્રિસ્તી, બધી સંસ્કૃતિઓની પૂર્વપીઠિકા શ્રુતિધર્મમાં હતી. આશ્રમની સંસ્કૃતિમાં ચાતુર્વર્ણ્યની ઉદાત્ત ભાવનાનો ઉદ્રેક થયો, તો બૌદ્ધો અને જૈનો, એ બંનેની સંસ્કૃતિમાં અહિંસાધર્મનો ઉદ્રેક થયો. આ બંને બનાવો આપણા કમભાગ્યે એક સાથે બન્યા. તેથી આપણી તે વખતની સંસ્કૃતિ મહમુદ ગઝનીની રાજ્યઘટના આગળ શિથિલ થઈ ગઈ. શિહાબુદ્દીન અને કુત્બુદ્દીનની રાજ્યઘટના પાસે નમી પડી, અને ગ્રીક, શક, હૂણ રાજ્યઘટના સામે વિજયી થઈ શકી હતી, તેમ ન થતાં ઉદ્રેક પામેલા ચાતુર્વર્ણ્યના અને અનેક જ્ઞાતિઓના પોલા અને સ્થૂળ દેહોમાં છુપાવા માંડી, સંકોડાવા લાગી, વિલય પામવા લાગી. અને ઘડીકમાં રાજસ્થાનોના નાના મોટા દરબારોમાં, ઘડીકમાં કાશી, વિક્રમશીલા વગેરે શહેરોની પાઠશાળાઓમાં, અને ઘડીકમાં જૈનોના અપાસરાઓમાં અને ભંડારોમાં, ઘડીકમાં ઊંચા અભેદ્ય કિલ્લાઓમાં, ઘડીકમાં જોહર કરી બળી મરવા તૈયાર રહેલી રજપૂતાણીઓના ખોળામાં રમતા ભમતા રાજપૂતોની તરવારોમાં કે શ્રાવકોની કોથળીઓનાં પડમાં, ઘડીક દક્ષિણ હિંદમાં સ્વામીઓનાં, રામેશ્વરનાં, ગુરુ-વાયુરનાં, જગન્નાથનાં, ગોમટેશ્વરોનાં અને મીનાક્ષીનાં મંદિરોમાં, ઘડીક વિજયનગરના મહારાજાઓના, મહારાણીઓના અને મંડળેશ્વરોના મહેલોમાં, તો ઘડીકમાં રાયગઢ, સતારા, છત્રી, પૂના, તાંજોર, વગેરે શહેરોમાં, ભવાનીનાં મંદિરોમાં કે બાવાઓના અને સ્વામીઓના બ્રહ્મ–ક્ષાત્ર ધર્મ પ્રકટાવતા મઠોમાં અને સમાધિઓમાં, કોઈ વાર ચંડિકા, કાલિકા, વાઘેશ્વરી, અંબાજી વગેરે માતાઓનાં મંદિરોમાં રક્ષણ માટે ભરાવા માંડી અને તે નાસભાગમાં પંજાબમાં, હિંદુસ્તાનમાં, ગુજરાતમાં, સિંધમાં નવી સંસ્કૃતિ સાથે બહેનઆતે રહેવા, કબીરરૂપે,

નાનકરૂપે, સુલતાનરૂપે, પીરરૂપે કે સૂરીરૂપે આકર્ષણ લેવા દેવા માંડી. પરદેશીઓની સંસ્કૃતિ કંઈ 'અમરપટ્ટો' લખાવી લાવી ન હોતી; પણ તે માટે હિંદમાં ન હોતી એરિસ્ટોટલની ફિલસૂફી, ન હોતું લ્યૂથરનું સમયબળ, ન હોતી કોલંબસની વિજયવાસના, કે ન હોતી મુદ્રકળાની કે છાપવાની શોધ. યાદ રહે કે આ નવો ઉત્પાત કરનારા મુસ્લિમો હિંદુઓથી અનેક રીતે ઊતરતા હતા અને જેમ હિંદુઓની વ્યવસ્થા શ્રુતિધર્મ ઉપર ફરતી જતી હતી તેમ તેમની વ્યવસ્થા પણ શ્રુતિધર્મ ઉપર ફરી ગઈ હતી; માત્ર તે વ્યવસ્થામાં રાષ્ટ્રવિકાસના ગુણો હતા, જ્યારે હિંદની સંસ્કૃતિમાં રાષ્ટ્રસંગોપનના ગુણો બાકી રહ્યા હતા, રાષ્ટ્રવિકાસના નહીં.

ધર્મભાવનાની અને પ્રગતિધર્મની આ સંક્રાન્તિ ગોવર્ધનરામ ચોથા ભાગમાં[1] યુધિષ્ઠિર દ્વારા વર્ણવે છે. તે પ્રમાણે પ્રગતિ અને ધર્મભાવના હિન્દમાંથી ઈરાનમાં અને સિરિયામાં ગયાં, ને ત્યાંથી તે અરબ સામ્રાજ્યમાં ગયાં; અને પછી તે યૂરોપ-અમેરિકા ગયાં. પણ એ સંસ્કૃતિ અહંતા અને મમતાથી ભરેલી હતી. તે ભાવનાઓ હવે વીસમી સદીમાં હિન્દમાં ફરી આવશે. ('સ્વાધ્યાય' ભા. ૧ લો)

૧. ચોથો ભાગ, ૯૭૭–૭૮.

*

'સરસ્વતીચંદ્ર' એ ગુજરાતી સાહિત્યની ઉત્તમ કૃતિઓમાંની એક-અને પહેલી: ગુજરાતની રસભાવનાનું એ પહેલું ગગનગામી મોજું; ગોવર્ધનરામના સમયના ગુજરાતી જીવનનું એ તાદૃશ ચિત્ર. એમાં ગુર્જર જીવનની વાસ્તવિકતા realism–પણ છે, અને ગુર્જર જીવનના આશા–અભિલાષ–Ideals પણ છે. એનું સુરેખ પાત્રાલેખન, સપાટી ઉપર શાન્ત દેખાતા ગુર્જર જીવન-સાગરનાં તોફાનો, મંથનો, દર્દની કરુણ કથની–Tragedy, તેમાં સમાયલી વિહંગદૃષ્ટિ અને ભાવિ નિરીક્ષણ તથા તેમાં ઊભરાતી હાસ્ય ક્રાંતિની રસિકતા, 'સરસ્વતીચંદ્ર'ને ગુર્જર સાહિત્યના એક ઉત્તમ ગ્રંથ તરીકે સ્થાન અપાવે છે.

—રમણલાલ દેસાઈ

(જીવન અને સાહિત્ય પૃ. ૩૯)

# પંડિતયુગનું મહાકાવ્ય

લેખકઃ વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

[વિદ્વાન વિવેચકે આ લેખદ્વારા આજના સંદર્ભમાં 'સરસ્વતીચંદ્ર'નું નવેસરથી મૂલ્યાંકન કરી તેની મહત્તા અને ઉપયોગિતા ઘણે અંશે સિદ્ધ કરી આપી છે. 'સરસ્વતીચંદ્ર'માં કર્તાનું પ્રયોજન, ચારે ભાગોનું સંવિધાન-કૌશલ, ચિંતક અને સર્જક તરીકેની ગોવર્ધનરામની મેધા અને પ્રતિભા, ગુજરાતી નવલકથાસાહિત્યમાં 'સરસ્વતીચંદ્ર'નો ફાળો, વગેરે ઘણા મહત્ત્વના મુદ્દાઓ પર લેખકે અનેક પ્રમાણો, ઉદાહરણો ને અવતરણો આપીને ખૂબ જ અભ્યાસપૂર્ણ વિવેચના કરી છે. આ અતિવિસ્તૃત લેખનો મુદ્દાસર સંક્ષેપ લેખકે પોતે જ કરી આપ્યો છે, એટલે આ સંક્ષેપ પણ મૂલ્યવાન બની રહે છે.]

આજના વાર્ષિક વ્યાખ્યાનનું આપના તરફથી નિમન્ત્રણ મળ્યું તે પછી થોડા દિવસે એક મુરબ્બી સાક્ષરને કામપ્રસંગે મળવાનું થતાં આ વ્યાખ્યાનની વાત નીકળી, એટલે એમણે પૂછ્યું કે 'વ્યાખ્યાન માટે શો વિષય રાખશો?' એ વખતે હું હજુ અન્તિમ નિશ્ચય પર નહોતો આવી શક્યો, પણ ઘણા દિવસથી આજના વિષય પર કંઈક બોલવા લખવાનું મન રહ્યાં કરતું હતું, એટલે એ જ ક્ષણે કંઈક નિશ્ચય કરતાં કરતાં મેં ઉત્તર આપ્યો કે '"સરસ્વતીચંદ્ર".' એ સાંભળીને એમણે સલાહ આપી કે 'એ નહિ, બીજો કોઈ વિષય લ્યો. "સરસ્વતીચંદ્ર" પર અત્યારે કોઈ નહિ સાંભળે, કેમકે લોકોને એમાં એટલો રસ હવે રહ્યો નથી.' એ મુરબ્બીએ આપેલી સલાહ મને ખોટી નથી લાગી. એમણે દર્શાવેલી દહેશતમાં પણ મને વજૂદ રહેલું જણાય છે. છતાં આજે આપની સમક્ષ બોલવા ઊભો થયો છું તે તો મારી મૂળ ધારણા પ્રમાણે 'સરસ્વતીચંદ્ર' ઉપર જ. એનું કારણ એ કે 'સરસ્વતીચન્દ્ર' વિશે આજે આપણે ત્યાં જો ખરેખર એટલી બધી ઉદાસીનતા આવી ગઈ હોય કે એને વિશે કોઈ બોલવા ઊભો થાય તો લોકો તે સાંભળે પણ નહિ, તો એ ઉપરથી એમાંથી એક વાત આપોઆપ સાબિત થાય છેઃ ગમે તો (૧) 'સરસ્વતીચંદ્ર'માં

રસ પડે એવું કોઈ ચિરકાલીન તત્ત્વ મૂળે એમાં હતું જ નહિ, અને એને જે કીર્તિ મળેલી તે કેવળ આકસ્મિક અને તાત્કાલિક પરિસ્થિતિજન્ય જ હતી, અથવા તો (૨) 'સરસ્વતીચંદ્ર'નો રસસાગર તો આજે પણ એ એવો ને એવો ઊછળી રહ્યો, પણ કંઈક દૂરતાને લીધે, કંઈક યુગપરિવર્તનને અંગે અનિવાર્ય એવા રુચિપરિવર્તનને લીધે, તેમ કંઈક આળસ, જડતા, અને વિચારમાંદ્યને લીધે 'સરસ્વતીચંદ્ર' પ્રત્યે લોકોમાં અઘટિત ઉદાસીનતા આવતી જાય છે. આ બેમાંથી ગમે તે વાત સાચી હોય તોપણ એ સંજોગોમાં વિવેચનની ફરજ તો સ્પષ્ટ જ છે. 'સરસ્વતીચંદ્ર'માં રસ પડે એવું ચિરકાલીન તત્ત્વ જો ન જ હોય તો ખાલી ખેંચતાણ કે દંભ કર્યા વગર એ હકીકત એણે ખુલ્લેખુલ્લી સ્વીકારી લેવી જોઈએ, કે જેથી એ બાબત હંમેશને માટે ચોખવટ થઈ જાય, અને સાહિત્યરસિકોના માર્ગમાં નડતરરૂપ થઈ પડતું એક ઝાંખરું ઓછું થાય. અથવા એમાં જો કોઈ ચિરકાલીન રસતત્ત્વ હોય તો તેના તરફ પ્રજાનું નવેસરથી લક્ષ દોરવું અને તેના પ્રત્યે અભિરુચિ ઉત્પન્ન કરવામાં તેમ સાહિત્યમાં તેનું યથોચિત સ્થાન નિશ્ચિત કરવામાં પોતાથી બને તેટલો ફાળો આપવો. એટલે આજે જો 'સરસ્વતીચંદ્ર' તરફ કંઈ ઉદાસીનતા આવવા લાગી હોય તો તે યોગ્ય છે કે કેમ તેની તપાસ કરવી, અને અયોગ્ય હોય તો તે દૂર કરવા પ્રયત્ન કરી જોવો એ વિવેચનમાં પડેલાનું પવિત્ર કર્તવ્ય છે એમ સમજીને આજના વિષયની પસંદગી કરી છે.

'સરસ્વતીચંદ્ર' પ્રત્યે આજે કંઈ ઉદાસીનતા આવવા લાગી હોય તો તેમાં આશ્ચર્ય જેવું કશું નથી. આ જ સંસ્થાના વાર્ષિક વ્યાખ્યાનને પ્રસંગે રા. બલવંતરાય ઠાકોરે ત્રણ વરસ પર જૂના નવા જમાના વચ્ચે સતત રીતે ચાલ્યાં કરતી જે 'સોરાબરુસ્તમી'નું ધ્યાન કરેલું તેનું જ એ પરિણામ છે. એમના જ શબ્દો ટાંકીએ તો 'અનુભવી વૃદ્ધોથી અજાણ્યું રહેતું નથી કે પોતાને અને પોતાના

ગત જીવનને સૌથી ઓછું જાણે-સમજે છે. પોતાનાં પુત્રપુત્રીઓ ઇતિહાસો વધારે વ્યાપક રૂપે સાક્ષી પૂરે છે કે કોઈ પણ ઝમાન ઓછું જ્ઞાન તેના આગલા જ ઝમાના વિષે હોય છે. પુત્રઝમાનો દા લગીના ઝમાનાને વત્તોઓછો સમજે ખરો, સૌથી ઓછો સમજે પોતાના જનકઝમાનાને.' પિતા-પુત્રના જમાનાઓ વચ્ચે નિરન્ત ચાલ્યાં કરતી આ 'સોરાબરુસ્તમી'નાં જે કારણો દેખાય છે તે એક તો માનવહૃદયની નિત્યનૂતનતાની પ્યાસ છે. **क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः** આ કલામાત્રનું સૂ છે, અને તેની રમણીયતાની સિદ્ધિ અર્થે દરેક યુગે નવા નવા પ્રયોગો કરવા પડે છે, નવી નવી આયોજનપદ્ધતિઓ અજમાવવી પ છે, અને નવી નવી રચનાશૈલીઓ દાખલ કરવી પડે છે. આથી જ ઇતિહાસમાં આપણે જોઈએ છીએ કે જીવન તેમ સાહિત્ય ઉભયમાં જુદી જુદી ભાવનાઓ, રૂઢિઓ, પ્રણાલિકાઓ આદિના જમાનાઓ પ્રવર્તે છે. એક જમાનામાં અમુક ભાવના, રૂઢિ, કે પ્રણાલિકા એકચક્રે રાજ્ય કરે છે અને તેનાથી ભિન્ન પ્રકારને મા તલપૂર પણ અવકાશ મળતો નથી, પણ જેવો એ જમાનો પૂરો થયો કે તરત નિત્યનૂતનતાની રસિયણ એવી માનવપ્રકૃતિ એ ભાવના, રૂઢિ, કે પ્રણાલિકાથી કંટાળી જાય છે, એટલે પ્રારંભમાં એની સામે આછાં અણગમાના સૂર નીકળવા લાગે છે, અને પછી તે ક્રમેક્રમે વધતા વધતા ખુલ્લા વિરોધ કે ક્વચિત્ બંડનું વ્યાપક સ્વરૂપ પકડે છે. પછી એક આખા જમાના દરમિયાન એક અવાજે વખણાએલા અને જેની સામે વિરોધનું તો શું પણ નાપસંદગીનું પણ વેણ સરખું કાઢવું એ મૂર્ખતાની નિશાની જેવું ગણાતું એવી જીવન-ભાવનાઓ તેમ સાહિત્યપ્રણાલિકાઓ સામે ખુલ્લો પડકાર ને પોકાર શરૂ થાય છે, અને એ સંક્રમણકાળમાં આખરે એવો વખત આવે છે કે આગલા જમાનામાં જે જીવનભાવનાઓ તેમ સાહિત્ય-પ્રણાલિકાઓ અમર્યાદિત અહોભાવપૂર્વક વખણાતી તે જ હવે

અમર્યાદિત તુચ્છભાવપૂર્વક વખોડાય છે. જૂના નવા જમાના વચ્ચેની 'સોરાબરુસ્તમી'નું એક કારણ આ પ્રમાણે માનવહૃદયની નિસર્ગલીનતાની પ્યાસ છે, તો બીજું કારણ વાર્ધક્ય અને યૌવન વચ્ચેની અધિકાર-પ્રાપ્તિ અર્થેની ખેંચાખેંચી છે. જૂના નવા વચ્ચેનો સંબન્ધ પ્રારંભમાં જોકે પિતાપુત્ર અને ગુરુશિષ્ય જેવો હોય છે, પણ વખત જતાં ઘણીવાર એ સાસુવહુના જેવો થઈ જાય છે. એટલે નવો જમાનો જાણે જૂના જમાનાને કહે છે કે 'હવે તમે ઘરડાં થયાં એટલે તમારો રાજ્યકાળ હવે પૂરો થયો, માટે તમે હવે કોરે ખસો અને મને તમારું પદ લેવા દો.' પ્રતિષ્ઠાની ગાદી મૂળ એક રહી, ને એ ગાદી પર જૂની જીવનભાવના કે સાહિત્યપ્રણાલિકા બેઠી હોય ત્યાં સુધી પોતાનો કોઈ ભાવ પૂછે એવું હોતું નથી, એટલે સ્વાર્થને કારણે પણ નવી જીવનભાવના તેમ સાહિત્યપ્રણાલિકા જૂનીની સામે મેદાને પડીને તેને બળપૂર્વક પ્રતિષ્ઠાની ગાદી પરથી ઉઠાડી મૂકવા મથે છે, અને તેમાં જૂનીની સામે નવીના અઘટિત પ્રહારો પણ ઘણી વાર થાય છે. 'વીણાવેલી' નાટકમાં ડાહ્યાભાઈની બે જાણીતી પંક્તિઓ છે કે:

'પીપળપાન ખરંત, હસતી કૂંપળિયાં,
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપલિયાં.'

દરેક જૂનો યુગ એ આ પીપળાના ખરતા પાન જેવો છે, અને દરેક નવો યુગ તેની હસતી કૂંપળો જેવો છે. પોતે જે નવી પદ્ધતિઓ, પ્રણાલિકાઓ, શૈલીઓ આદિ દાખલ કરેલ હોય તે જ જાણે અન્તિમ, શાશ્વત, અને સત્ય એમ માની લઈ ને એ નવી કૂંપળો જૂનાં ખરતાં પાનને હસે છે. પણ એ ભૂલી જાય છે કે જૂનાં ખરતાં પાને પણ પ્રારંભમાં હસતી કૂંપળોની અવસ્થા ભોગવી છે, ને જગતને કંઈક નવીન રસની લહાણી એ વખતે કરાવી છે, અને આજની હસતી કૂંપળો પણ આવતી કાલે ખરતાં પાનની અવસ્થાને પામવાની છે અને તેનું સ્થાન પાછી બીજી નવી હસતી કૂંપળો લેવાની છે.

પ્રતિષ્ઠાની ખેંચાખેંચીમાં પડેલા સર્જકો[1] એ વાત ભૂલી જાય એ સ્વાભાવિક પણ છે, પણ આપણે તટસ્થ પ્રેક્ષકોએ એ વાત ભૂલવાની નથી, અને જૂની નવી એકે સાહિત્યપ્રણાલિકાને અન્તિમ ન ગણતાં વિકાસક્રમની જુદી જુદી ભૂમિકાઓરૂપે સમજીને બન્નેની ઘટતી કદર કરવા પ્રયત્ન કરવાનો છે.

ત્યારે, જૂના જમાના વચ્ચે ચાલી રહેલી આ 'સોરાબરુસ્તમી' ઉપરથી શું ફલિત થાય છે? પહેલું તો એ કે ભૂતકાળની કોઈ પણ સાહિત્યકૃતિને વર્તમાનને ગજે ન મપાય, પણ એ જે યુગમાં જન્મી હોય

---

1. પ્રતિષ્ઠાની આ ખેંચાખેંચીનું એક સારું ઉદાહરણ રા. મુનશીએ એમના 'Gujarata & Its Literature'માં 'સરસ્વતીચન્દ્ર'નું જે વિવેચન કરેલું છે, તેમાંથી મળી રહે છે. નવો સાહિત્યકાર પોતાનું સાહિત્યજીવન શરૂ કરે ત્યારે જૂનો યુગ પ્રવર્તતો હોય છે, એટલે એની પ્રારંભની કૃતિઓને એ જૂના યુગની સાહિત્યભાવનાની કસોટીમાંથી પસાર થવું પડે છે. પણ એણે આદરેલો નવો પ્રયોગ એ જૂની કસોટીએ કસદાર ભાગ્યે જ નીવડે છે. એટલે પ્રારંભમાં એને વરસો સુધી ઓછોવત્તો અનાદર વેઠવો પડે છે. આ અનાદરનો દુઃખ ઘણાના મનમાં પાછળથી રહી જાય છે, એટલે એ જૂનો યુગ જ્યારે પૂરેપૂરો આથમી જાય છે ત્યારે એના જે જૂના આદર્શોને કારણે પોતાને વેઠવું પડેલું હોય છે તેના પ્રત્યે એનો રોષ પ્રકટી નીકળે છે. રા. મુનશીના એ ઇતિહાસમાં 'સરસ્વતીચન્દ્ર' પ્રત્યેનો આવો રોષ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. વહુ સાસુ થાય ને સાસુ પર જેમ દાઝ કાઢે તેવી ઊંડી દાઝ-ક્વચિત્ ઢાંકી તો ક્વચિત્ ઉઘાડી એવી દાઝ-રા. મુનશીના એ વિવેચનમાં તેમ એ ગ્રન્થમાં અન્યત્ર જ્યાં જ્યાં ગોવર્ધનરામ વિશે ઉલ્લેખ છે ત્યાં ત્યાં બધે નજરે પડે છે. તેમાંથી નમૂના તરીકે અહીં તો એક જ વાક્ય ટાંકીશું:-'But, being the only gifted novelist of his age, his failures became invested with prestige; were copied as models by smaller men; and continued to hamper the growth and appreciation of higher art.' (p. 203) આ વાક્યને અન્તે 'higher art' જેવા જે શબ્દો છે તે પોતાની વાર્તાકલાને અનુલક્ષીને વપરાયા છે, એ ધ્યાનમાં રાખવાનું છે.

તેની દૃષ્ટિએ જ એનું સ્વરૂપ તપાસાય અને મૂલ્ય નક્કી કરાય. વસ્તુતઃ આ કોઈ નિતાન્તનવીન એવો સિદ્ધાંત નથી, જીવનનાં ઇતર ક્ષેત્રોમાં આપણે એનું સદા યે અનાયાસે ને સહજબુદ્ધિપૂર્વક (instinctively) અનુસરણ કરીએ જ છીએ. આથી જ દ્રૌપદી પાંચ પતિને પરણેલી છતાં આપણે એને નિન્દતા નથી, પ્રાચીનકાળના ઋષિઓ માંસાહાર કરતા છતાં આપણે એને માન આપીએ છીએ, ન્યૂટનની કેટલીક શોધોને આઇન્સ્ટાઇનની સાપેક્ષવાદની શોધ અમુક અંશે ઉથલાવી નાખે છે છતાં ન્યૂટન પ્રત્યેની આપણી આદરબુદ્ધિ એવી જ રહી છે, અને આજનું વરાળયન્ત્ર તેમ વીજળીબત્તી એના આદ્યશોધક સ્ટીવન્સન તથા એડિસનની રચના કરતાં અનેકગણાં આગળ વધી ગએલ છે છતાં એ બન્નેનાં યશને આપણે અક્ષત ગણીએ છીએ. પણ જીવનનાં ઇતર ક્ષેત્રોમાં આ સિદ્ધાન્ત આમ સહજમાન્ય હોવા છતાં સાહિત્યકલાના ક્ષેત્રમાં જૂના નવાની 'સોરાબરુસ્તમી'ને લીધે સર્જક વિવેચકોની આંખો ઉપર એવાં પડળો બંધાઈ જાય છે કે પ્રતિષ્ઠાની ખેંચાખેંચીમાં અથવા પુરોગામી કે પ્રતિસ્પર્ધીને ઉથલાવી પાડવાની લગનીમાં ઘણીવાર એનું વિસ્મરણ થઈ જાય છે, એટલે આંહીં તેનું સ્પષ્ટ શબ્દોમાં પ્રતિપાદન કરવાની જરૂર પડી છે. જૂના નવાની સાઠમારીમાંથી ફલિત થતો પહેલો સિદ્ધાન્ત આ, તો એની જ સાથે સંકળાએલો એવો બીજો સિદ્ધાન્ત એ કે કોઈપણ સાહિત્યકૃતિની અન્તિમ મૂલવણીમાં એની આયોજનકલા, રચનાપદ્ધતિ, કે નિરૂપણશૈલીને આપણે ગૌણ જ ગણવી જોઈએ, અને મુખ્ય વિચાર તો એ બધી પ્રણાલિકા વાટે જે તાત્ત્વિક પ્રતિભા અને સાચું સર્જનસામર્થ્ય વ્યક્ત થઈ રહેલ હોય તેનો જ કરવો જોઈએ, કેમકે સાહિત્યમાં આયોજનકલા જીવનની અંદરની વસ્ત્રાલંકારાદિની ફેશનોની પેઠે યુગે યુગે બદલાયાં જ કરે છે અને વસ્ત્રાલંકારાદિની જૂની ફેશનોમાં તાત્ત્વિક દોષ જેવું કશું નહિ હોવા છતાં જેમ આજે એ આપણી પ્રચલિત ફેશનોની સાથે સરખાવતાં અણઘડ લાગે છે, તેમ સાહિત્યમાં પણ જૂની આયોજનકલામાં તાત્ત્વિક

દોષ જેવું કશું ન હોય છતાં આજની દૃષ્ટિને એ ઘણીવાર અણઘડ લાગે છે. વસ્તુતઃ આયોજનકલા એ સર્ગશક્તિને પ્રકટ થવાનું સાધન અને વાહનમાત્ર છે, અને એમાં કેવળ યુગે યુગે જ નહિ પણ દેશે દેશે ને સાહિત્યના પ્રકારે પ્રકારે તેમ પ્રયોજને પ્રયોજને પણ ફેરફાર થયાં કરે છે, એટલે કોઈ પણ સાહિત્યકૃતિની અન્તિમ મૂલવણીમાં એની આયોજન-કલામાત્રને નિર્ણાયક ન ગણતાં એ આયોજનકલા પાછળ કામ કરી રહેલી એકંદર સર્જકશક્તિને જ આપણે પ્રાધાન્ય આપવું જોઈએ. 'સરસ્વતીચન્દ્ર'ની અન્તિમ મૂલવણી તો આજનો જમાનો પણ કદાચ નહિ કરી શકે, એ કામ ઘણું કરીને આવતા જમાનાને માટે જ રહેવા દેવું પડશે, પણ આજે 'સરસ્વતીચન્દ્ર'ની પૂર્ણાહુતિને પૂરાં ચાળીશ વરસ થઈ ગયાં છે, અને એ ગાળામાં એનાથી સર્વથા જુદા જ પ્રકારની વાર્તાપ્રણાલિકા આપણે ત્યાં દાખલ પણ થઈ ગઈ છે, એટલે એના સ્વરૂપની સમીક્ષાને માટે સમય તો પાકી ગયો છે. તો એ સમીક્ષામાં પ્રાથમિક તૈયારીરૂપે થોડીઘણી સામગ્રી રજૂ કરી શકાય તોપણ તે લેખે ગણાશે એમ માનીને, ઉપર આપણે તારવેલા સિદ્ધાન્તોને અનુસરીને તેની તપાસ શરૂ કરીએ.

૨

એમાંના પ્રથમ સિદ્ધાન્ત પ્રમાણે ઇતિહાસદૃષ્ટિએ જોઈએ તો 'સરસ્વતીચન્દ્ર'ના સંબન્ધમાં સૌથી પહેલું લક્ષ ખેંચે એવી હકીકત તો એ માલૂમ પડે છે કે એ વાર્તાએ પ્રકટ થતાંની સાથે પહેલે જ સપાટે એ જમાનાની આખી ગુજરાતી વાચકઆલમને મન્ત્રમુગ્ધ બનાવી દીધી–ઉત્તમલાલ ત્રિવેદીનો શબ્દ વાપરીએ તો 'ઘેલી કરી મૂકી'. રા. ન્હાનાલાલ કવિ યૂરોપીય સાહિત્યજગતમાંથી દૃષ્ટાન્ત આપીને કહે છે તેમ 'ગોઇથેના Sorrows of Werterનો ચમકાર યુરોપમાં ચમકી ઊઠ્યો હતો એવો સરસ્વતીચન્દ્રની વાર્તાનો ગુજરાતમાં ચમકાર' હતો. આમ 'સરસ્વતીચન્દ્રે' પ્રસિદ્ધ થતાં ને

વાર જ આપણા વાંચકવર્ગને સર કરી લીધો એટલું જ નહિ, પણ તે પછી લગભગ પંદર વરસે તે પૂરી થઈ ત્યાં સુધી જ નહિ, પણ ત્યાર પછી પણ ઓછામાં ઓછાં વીસ વરસ સુધી એણે ગુજરાતી પ્રજા અને સાહિત્ય પર એકચક્રે રાજ્ય કર્યું. એટલે આજની વાતને સંદિગ્ધ ગણીએ તોપણ છેક ગઈ કાલ સુધી તો આપણે ત્યાં એ સાહિત્યકૃતિનું શાસન અપ્રતિહત હતું. કીર્તિ અને માન તો એના કર્તાને એટલાં બધાં મળેલાં કે આજે એની હરીફાઈ કરવા જનારો કોઈ પણ કીર્તિલોભી એના ખ્યાલમાત્રથી બળી જાય. કેવળ સાહિત્યક્ષેત્રનો વિચાર કરીએ તો ગોવર્ધનરામે પોતાના જ આયુષ્યકાળમાં જેટલી નિષ્કંટક અને અવિચળ કીર્તિ ભોગવી છે તેટલી આજ સુધીમાં આખા ગુજરાતમાં બીજા કોઈએ ભાગ્યે જ ભોગવી હશે. સ્વ. નરસિંહરાવની 'કુસુમમાળા' વાંચીને મણિશંકર, રમણભાઈ, આનન્દશંકર આદિ આપણા વિદ્યાપીઠવિનીત નવયુવકોનો વર્ગ જેમ નાચી ઊઠેલો, તેમ કવિતા કરતાં નવલકથા વિશેષ લોકભોગ્ય સાહિત્યપ્રકાર હોવાથી, 'સરસ્વતીચન્દ્રે' ગુજરાતના સમસ્ત શિક્ષિત વર્ગને ઘેલો કરી મૂકેલો, તે એટલે સુધી કે એના નવા નવા ભાગો ક્યારે બહાર પડે છે અને તેમાં નાયકનાયિકાનું આગળ શું થાય છે એ જાણવાને સૌ સતત રીતે અસન્ત આતુરતા સેવતાં અને આગગાડીમાં મુસાફરી કરતાં 'સરસ્વતીચન્દ્ર'નો કોઈ નવો ભાગ પ્રકટ થયાના તાજા સમાચાર સાંભળે તો તરત પૃછાપૃછ શરૂ થાય કે 'એમાં આગળ શું આવે છે? કુમુદનું પછી શું થયું? સરસ્વતીચન્દ્રને પછી લેખક ક્યાં લઈ ગયા?' આમ આખી વાચકઆલમના કૌતુકનો, ચિન્તાનો, અને પૃચ્છાનો વિષય બની જાય એવું પ્રભુત્વ ગુજરાતમાં બીજી એક પણ વાર્તાએ મેળવ્યું નથી. આજે એના અનુગામીઓમાંથી રા. મુનશી પોતાની વાર્તાકલાને એનાથી ચડિયાતા વર્ગની ગણે છે, અને રા. રમણલાલ દેસાઈ તો સારી પેઠે લોકપ્રિય પણ છે, છતાં સમસ્ત પ્રજાહૃદય

ઉપર આટલું પ્રભુત્વ અને સમસ્ત સાક્ષરવર્ગ પર આટલી સત્તા તો એ બેમાંથી એકે જણ આજ સુધીમાં પણ મેળવી શકેલ નથી. ગોવર્ધનરામને જીવનમાં આવું અસાધારણ માન મળ્યું તેનું કારણ શું? કારણ એક નહિ પણ અનેક છે; તેમાં પહેલું તો એ કે પ્રજાના વિશાળ સમૂહને પોતાના મિષ્ટ મોદક વાર્તારસથી આકર્ષી શકે એવી આના જેવી પ્રચંડ પ્રતિભાથી રચાએલી એક પણ નવલકથા ગુજરાતને ત્યાં સુધી મળી નહોતી. એની પહેલાંની નવલકથાઓ લઈએ તો તેમાં 'કરણઘેલો' મુખ્ય, અને આપણી આદિ નવલકથા તરીકે એની છે તેવી સિદ્ધિ ખરેખર માનપાત્ર છે, પણ સમગ્ર દૃષ્ટિએ જોઈએ તો એમાં અનેક ખામીઓ છે એ ચોક્કસ છે. એનું વસ્તુ છેક જ સાદું અને પાંખું છે. ખરેખર જીવન્ત કહી શકાય અને વાચકહૃદયમાં સદાને માટે વસી જાય એવું એક પણ પાત્ર એમાં નથી, સંવાદનું તત્ત્વ એમાં નામનું જ છે, અને એકંદરે એનો વાર્તારસ ખૂબ પાતળો છે તેમ એની સર્ગશક્તિ ખૂબ મર્યાદિત છે. આ રીતે 'કરણઘેલો' ગુજરાતી નવલકથાની મંગળ મનોરમ છતાં આછી બીજલેખા જ છે, ત્યારે 'સરસ્વતીચન્દ્ર'ના પ્રકાશનથી તો ગુજરાતના સાહિત્યગગનમાં નવલકથાનો 'પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ' ઊગે છે. એની સાથે સરખાવતાં 'કરણઘેલો' નવલકથા નહિ પણ નવલકથાનું ખોખું કે હાડપિંજર જ લાગે છે. એ હાડપિંજરમાં સુરેખ સજીવ પાત્રો ને સંક્ષિપ્ત સંવાદો આદિ કેટલાંક અગત્યનાં અંગો ઉમેરીને એને સુશ્લિષ્ટ શરીરની ભરાવદાર આકૃતિ આપી તે તો ગોવર્ધનરામે જ. સંવાદની બાબતમાં આજના વાર્તાકારોની સાથે સરખાવતાં ગોવર્ધનરામની સંવાદકલા કદાચ કોઈને ફીકી કે ઊણી લાગતી હશે, પણ ખરી રીતે ગોવર્ધનરામ બહુ સમર્થ સંવાદલેખક છે, ગુજરાતી નવલકથાને સંવાદનું અંગ જ એમણે આપ્યું છે, અને એમની આખી વાર્તા લક્ષપૂર્વક તપાસનારને એમાં કુશળ રીતે ગૂંથેલા ટૂંકા, પાત્રોચિત, સચોટ, રસાળ સંવાદોની સંખ્યા નાનીસૂની નહિ માલૂમ પડે. આમ

વસ્તુ, પાત્ર, સંવાદ, વર્ણન, શૈલી અને જીવનદર્શન એમ સર્વાંગે સંપૂર્ણ નવલકથા ગુજરાતને ગોવર્ધનરામે જ સૌથી પહેલી આપી છે. આજની નવીન વાર્તાપ્રણાલિકાની તુલનાએ 'સરસ્વતીચન્દ્ર'માં ભલેને ગમે તેટલા દોષો દેખાય, પણ એના યુગની દૃષ્ટિએ તો એ સૌથી પહેલી સર્વાંગસિદ્ધ ઉત્કૃષ્ટ નવલકથા હતી, અને એવી નવલકથા ગોવર્ધનરામે જ સૌથી પહેલી આપી હતી, એ વાત આપણે ભૂલવાની નથી. 'સરસ્વતીચન્દ્ર' પ્રકટ થતાંને વાર આખી ગુજરાતી વાચકઆલમને સર કરી લીધી તેનું આ જ કારણ, અને ગોવર્ધનરામના આયુષપર્યન્ત એમની હરીફાઈ તો શું કરે, પણ એમનાથી બીજી ત્રીજી હારમાં બેસી શકે એવો પણ એકે નવલકથાકાર નીપજેલો નહિ, એટલે જીવનપર્યન્ત એમનો યશસૂર્ય અનસ્ત જ રહેલો.

'સરસ્વતીચન્દ્ર'ની અસાધારણ કીર્તિનું બીજું મુખ્ય કારણ એ કે એ એના યુગની સર્વોત્કૃષ્ટ વાર્તા જ માત્ર નથી પણ વિશેષમાં એ યુગની સર્વાંગી જીવનસમીક્ષા પણ છે. ગુજરાતી પ્રજાજીવનનું સર્વદેશીય દર્શન જેવું 'સરસ્વતીચન્દ્ર'માં છે તેવું આખા ગુજરાતી સાહિત્યની એક પણ નવલકથામાં નથી. ગૃહ, સમાજ, રાજ્ય, અને ધર્મ એમ મુખ્ય મુખ્ય સર્વ અંગોનું કેવળ હવાઈ કે આસમાની નહિ પણ આપણે આપણી આસપાસની નિત્યની દુનિયામાં જોઈએ છીએ તેવું વાસ્તવદર્શી અને છતાં દરેક વિષયમાં ઉચ્ચતર જીવનની ઝાંખી કરાવે એવી ભાવનાભીની કલાએ આલેખાએલું ચિત્ર જેવું ગોવર્ધનરામની નવલકથાએ આપ્યું છે તેવું એક જ વાર્તાકૃતિમાં તો બીજા એક પણ ગુજરાતી લેખકે નથી આપ્યું. વિવિધ વિષયોમાં પ્રજાહૃદયને મથી રહેલા મહાપ્રશ્નોનું પર્યેષણ એણે જેવી વ્યાપક છતાં વેધક અને સાથે ઊર્ધ્વગામી પ્રેરક દૃષ્ટિથી કર્યું છે તેટલું અન્ય કોઈ પણ વાર્તાગ્રન્થે નથી કર્યું. એ યુગના વાચકો એનાથી એકે સપાટે મુગ્ધ થઈ ગયા અને વરસો સુધી એવા ને એવા મુગ્ધ રહ્યા તે વાર્તાના રસિક આકારમાં ગૂંથેલી એની આ સર્વતોમુખી જીવનમીમાંસાને જ લીધે. આજે યુગવિવર્તને

કારણે થએલા રુચિભેદને લીધે 'સરસ્વતીચન્દ્ર'માંનું આ મીમાંસાનું તત્ત્વ આપણને ભલેને ગમે તેટલું અળખામણું લાગે અને એ બદલ આપણે એની ભલેને ગમે તેટલી ટીકા કરીએ, પણ આજની ઘડી સુધીની એ ગુજરાતની સર્વોત્તમ ચિન્તનાત્મક નવલકથા છે એની તો કોઈથી પણ ના પાડી શકાય એમ નથી. અને 'સરસ્વતીચન્દ્ર'ની આ વિશિષ્ટતા એની વાર્તાના તેમ એના યુગના શીલનું સીધું જ પરિણામ હતું. પોતાના દેશબાંધવોના ભૂત વર્તમાન જીવનમાં સર્વ પ્રસંગોનું બધી બાજૂથી અધ્યયન કરવું, અને એ અધ્યયનનું ફલ એમને ઉચ્ચતર જીવન ગાળવાની પ્રેરણા આપે એવા રૂપમાં રજૂ કરી દેશોદ્ધારમાં પોતાથી બને તેટલો ફાળો આપવો એ જ ગોવર્ધનરામે પોતાનાં આયુષના આરંભથી સ્વીકારી લીધેલું અને અન્ત સુધી અખંડ રીતે પાળેલું જીવનવ્રત હતું. અને એ જીવનવ્રતનું ચિરંજીવ ફલ તે એમની ચિન્તન-ભારથી લચી પડતી આ નવલકથા છે. એ ચિન્તનભારથી આજના વાચકો ભડકીને ભાગે છે, પણ એ વખતે તો એને અસાધારણ આદરપાત્ર બનાવનારું મુખ્ય તત્ત્વ જ એની આ ચિન્તનસામગ્રી હતી. એનું કારણ એ કે એ યુગની સાહિત્યભાવના આપણા આજના યુગ કરતાં તદ્દન જુદી જાતની હતી. આજે આપણે સાહિત્યમાં 'કલાને ખાતર કલા'ના જેવી માન્યતા ધરાવીએ છીએ, એટલે આનન્દ આપવો કે રસાસ્વાદ કરાવવો એટલું જ સાહિત્યનું કર્તવ્ય સમજીએ છીએ. પણ એ પંડિતયુગમાં એકલા રસમાં કોઈને પર્યાપ્તિ નહોતી લાગતી. રસની સાથે જ્ઞાન પણ આપવું, આનન્દની સાથે ઉચ્ચતર જીવનનાં આન્દોલનો પણ જગાડવાં, અને એમાં કવચિત્ રસ કે આનન્દનો ઓછોવત્તો ભોગ આપવો પડે તો ભલે, પણ જ્ઞાનનીતિનો ઉદ્દેશ તો અખંડ સચવાવો જ જોઈએ એ જાતની એ પંડિતયુગની સાહિત્ય-ભાવના હતી. અને એ એકલા ગુજરાતમાં જ નહિ પણ સર્વત્ર. આથી જ એ યુગની છાયામાં ઊછરેલા અન્યપ્રાન્તવાસી રા. કાલેલકર જેવા ચિન્તક આપણે ત્યાં લલિત વાઙ્મયને આટલું બધું જે મહત્ત્વનું

પદ આપવામાં આવે છે તે આજે પણ સમજી કે સ્વીકારી શકતા નથી. 'સરસ્વતીચન્દ્ર'ના પહેલા ભાગની પ્રસ્તાવનામાં ગોવર્ધનરામ જે કહે છે કે ' સુન્દર થવું એ સ્ત્રીનું તેમ નવલકથાનું લક્ષ્ય છે, પરન્તુ એ લક્ષ્યની સંપત્તિ તે માત્ર કોઈ બીજા ગુરુતર લક્ષ્ય પામવાનું પગથિયું છે—એ પગથિયે ચ્હડીને પછી ત્યાં અટકવાથી તે ચ્હડવું નકામું થાય છે—હાનિકારક પણ થાય છે,' એ શબ્દોમાં આ જ સાહિત્યભાવના પ્રતિબિમ્બિત થએલી છે. આમ એ જમાનો જ એવો હતો કે એમાં સર્વથા ચિન્તનતત્ત્વરહિત કેવળ રંજક વાર્તા કોઈ પણ લેખક રચી શકે જ નહિ, અને કોઈ અદ્ભુત ચમત્કારથી એવી વાર્તા જો કદાચ રચાઈ તો તે શિષ્ટવર્ગમાં પ્રતિષ્ઠા મેળવી શકે જ નહિ. પ્રતિષ્ઠા મેળવવી હોય તો એને રંજક ઉપરાંત ચિન્તક, બોધક, ને પ્રેરક બનવાની પણ અનિવાર્ય અગત્ય હતી. એટલે આજે આપણે 'સરસ્વતીચન્દ્ર'થી ભિન્ન પ્રણાલિકાની ર. મુનશી આદિની વાર્તાઓને ભલેને ગમે તેટલી વખાણીએ, પણ એ પંડિતયુગમાં તો શિષ્ટ સમાજમાંથી કોઈએ એનો ભાવ પણ પૂછ્યો ન હોત, અને બહુ બહુ તો 'બહુરૂપી બજાર' કે 'તિલિસ્માતી ભેદ' જેવી ઉટંગ વાર્તાઓની પેઠે છેક પ્રાકૃત વાચકોનું જ એ ધ્યાન ખેંચી શકી હોત ર. મુનશીની વાર્તાઓને ર. ન્હાનાલાલે Armchair Literature કહી છે તે પણ આ જ કારણે. ગોવર્ધનરામના શબ્દોનો વિનિયોગ કરીને કહીએ તો એ યુગને સાહિત્યમાં કેવળ 'મનહર' થવાથી સન્તોષ નહોતો. થતો પણ સાથે 'મનભર' પણ થવું જોઈએ એવી એની માન્યતા[૨] હતી. 'સરસ્વતીચન્દ્ર' એના પ્રતિભાશાળી

૨. ગોવર્ધનરામની અને ર. મુનશી આદિની આધુનિક નવલકથાઓ વચ્ચેનો મુખ્ય ભેદ જ આ છે. ગોવર્ધનરામની નવલકથામાં રંજક સર્જન અને ગંભીર ચિન્તન બન્ને છે, અત્યારના ર. મુનશી આદિ લેખકોની નવલકથાઓમાં કેવળ રંજક સર્જન જ છે. આજના લેખકોની નવલકથાઓ કેવળ સુન્દર થઈને જ અટકી જાય છે, ત્યારે ગોવર્ધનરામની નવલકથા સુન્દરતાને સાધનરૂપે વાપરીને પ્રેરક ગંભીરતાની ઊર્ધ્વારોહી સીડીએ ચડે છે. ગુજરાતી નવલ-

સર્જનથી મનહર થવા ઉપરાંત એની સર્વાંગી જીવનસમીક્ષાથી મનસર થઈ શકેલ એ જ એની અસાધારણ કીર્તિનું મુખ્ય કારણ છે.

અને આમાં જ ગોવર્ધનરામની વિશેષતા રહેલી છે. અન્ય સામાન્ય વાર્તાકારો કેવળ સર્જક હોય છે, ત્યારે ગોવર્ધનરામ સમર્થ સર્જકની સાથે વિદ્વાન ચિન્તક પણ છે, અને એમના 'સરસ્વતીચન્દ્ર'માં પ્રતિભાપૂર્ણ સર્જનની સાથે પાંડિત્યપૂર્ણ પર્યેષણ પણ પૂરબહારમાં ખીલી નીકળ્યું છે. પણ પ્રજાનું રુચિતન્ત્ર દેશી રજવાડાના રાજ્યતન્ત્ર જેવું હોય છે. દેશી રજવાડામાં જેમ એક રાજા ગુજરી જાય એટલે ઘણી વાર આખું અધિકારીમંડળ

---

કથા–સાહિત્યમાં રા. મુનશીઆદિની કૃતિઓ કરતાં ગોવર્ધનરામની કૃતિઓ વધારે ચિરંજીવ બનવાની તે પણ એમાંના આ ચિન્તનઅંશને જ લીધે. ગોવર્ધનરામ પોતે આ વાત જોઈ શક્યા હતા તે પહેલા ભાગની એમની પ્રસ્તાવનાનો પ્રારંભભાગ જ બતાવી આપે છે. આજના વાર્તાકારોની પેઠે ક્ષણિક રંજન કરીને પછી લુપ્ત થઈ જાય એવી સાધારણ વાર્તા એમને નહોતી લખવી, પણ તાત્ત્વિક વિચારણાની સંગીન ઉપયોગિતાને લીધે કંઈક દીર્ઘાયુ નીવડે એવી વાર્તા રચવાનો એમનો આશય હતો એ વાત એમની પ્રસ્તાવનામાંથી સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. એમાં એ કહે છે કે 'નવલકથાકારને જુદા જુદા વર્ગના વાચકોને તૃપ્ત કરવાના છે, અને એ વર્ગમાં પ્રાકૃત વાચકોની સાથે વિદ્વાન વાચકો પણ હોવાના એ ભૂલવાનું નથી. એ વિદ્વાનવર્ગ નાનો હોય છતાં સમસ્ત વાચકવર્ગમાં એ મુકુટમણિને સ્થાને છે.' એટલે ગોવર્ધનરામની નજર એ વર્ગ ઉપર પણ રહી છે અને એમણે પોતાની વાર્તાનું સ્વરૂપ એ દૃષ્ટિએ ઘડ્યું છે. આ રીતે રા. મુનશીઆદિ વાર્તાકારો કેવળ પ્રાકૃત વર્ગને જ દૃષ્ટિ સમક્ષ રાખે છે, ત્યારે ગોવર્ધનરામ વિદ્વાન તેમ પ્રાકૃત ઉભય વર્ગને લક્ષમાં રાખે છે, અને તેમાં પ્રાકૃત કરતાં વિદ્વાનવર્ગને સંતોષવાનો વિશેષ હક્ક માને છે. એટલે ગોવર્ધનરામની કૃતિમાં વિદ્વદ્ભોગ્ય તેમ લોકભોગ્ય ઉભય અંશોનું સંયોજન છે, ત્યારે રા. મુનશીની વાર્તાઓ મોટે ભાગે લોકભોગ્ય જ છે, એટલે બાલમાનસવાળા પ્રાકૃત વાચકોને એ ભલે ગમે તેટલી આકર્ષે, પણ કંઈક બુદ્ધિશાળી, વિચારશીલ, વિદ્વાન વાચકને તો એ ત્રીજે ચોથે વાચને ફીકી જ લાગે છે.

બદલાઈ જાય છે, અને જે અધિકારીઓ આગલા રાજ્યકાળમાં માનીતા હોય તે બીજા કોઈ નહિ પણ આગલા રાજાના માનીતા હોવાને જ કારણે અળખામણા થઈ પડતાં એમને જેમ અધિકાર-ભ્રષ્ટ કરવામાં આવે છે, તેમ સાહિત્યમાં પણ જ્યારે રુચિપરિવર્તન થાય છે ત્યારે એક યુગની જે વિશેષતા હોય છે તે જ એના અનુગામી યુગની દૃષ્ટિએ એની મર્યાદા કે ન્યૂનતા થઈ પડે છે, અને એક વાર જે એનું પરમ ભૂષણ મનાતું તે જ હવે એનું પરમ દૂષણ ગણાય છે. 'સરસ્વતીચન્દ્ર'માંના પાંડિત્યપૂર્ણ પર્યેષણનું પણ આજે એમ જ થયું છે. એના જમાનામાં જે તત્ત્વોને કારણે એ ખૂબ આદરપાત્ર બની ગએલી તે જ તત્ત્વોને કારણે આજે એ અવગણના પામી રહી છે. પણ એ તો જગતની આચાર-વિચારની તેમ ફેશનોની ઘટમાળનો એક સામાન્ય નિયમ છે, એટલે **धीरस्तत्र न मुह्यति** એ સંબન્ધમાં આપણે જે ખાસ સ્મરણમાં રાખવાનું છે તે એ કે તે આજની ઘાટીની નહિ પણ પંડિતયુગની ઘાટીની વાર્તા છે. 'સરસ્વતીચન્દ્ર'ની સઘળી ખૂબીઓ તેમ જ ખામીઓ-આજે આપણને ગમતું અણગમતું જેવું છે તેવું એનું વિદ્યમાન સ્વરૂપ-સમજવાની જો કોઈ સાચી ચાવી હોય તો તે આ એક જ કે તે પંડિતયુગની નવલકથા છે. પંડિતયુગ ઊભો થઈને નવલકથા લખવા બેસે તો તે 'સરસ્વતીચન્દ્ર' જેવી જ થાય, જેમ એ નાટક લખવા બેસે તો તે 'રાઈનો પર્વત' અને 'જયા જયન્ત' જેવાં જ બને. આપણને આજે એ ગમે કે ન ગમે, પણ એમાં બીજા કશા મીનમેખને માટે અવકાશ જ નથી. પછી એનો નાયક 'સરસ્વતીચન્દ્ર' જેવો દેશહિતચિન્તક સેવાભિલાષી ભાવનાવિહારી પણ વ્યવહારશૂન્ય philosophic vagabond જ હોય, એના દેશોદ્ધારની સર્વોત્તમ યોજના 'કલ્યાણગ્રામ' જેવી સાક્ષર-ગણની સંસ્થા જ હોય, એની ભાષા સંસ્કૃતમય જ હોય, એની શૈલીમાં ઓછોવત્તો આડંબર પણ હોય, એના પૃષ્ઠે પૃષ્ઠે અંગ્રેજી

સંસ્કૃત અવતરણો ઊભરાતાં હોય, એનાં પ્રકરણો પાંડિત્યપૂર્ણ ચર્ચાથી ભરેલાં હોય, પાનાંનાં પાનાં સુધી એનું નવલકથાનું સ્વરૂપ લુપ્ત થઈને એ પાંડિત્યપુરાણ કે નિબન્ધમાળા જેવી બની જાય, મલ્લમહાભવન કે પિતામહપુર જેવી રૂપકસૃષ્ટિ એના વાર્તાપ્રવાહને વારંવાર સ્ખલિત કર્યા કરે, એનાં પાત્રો એકલાં બેઠાં બેઠાં લાંબા લાંબા પરિચ્છેદો ભરાય એવાં આત્મસંભાષણો અંગ્રેજીમાં કર્યા કરે, એટલું જ નહિ પણ ધર્મ અને અર્જુન તો ઠીક પણ કુન્તી જેવું પ્રાચીન સ્ત્રીપાત્ર પણ અંગ્રેજીમાં વાર્તાલાપ ચલાવે, ને કર્તાને પોતાના ઉદ્દેશો આદિનું નિવેદન કરવું હોય, તે પણ આજની પેઠે ગુજરાતી નહિ પણ ગમે તો ગુજરાતી તેમ અંગ્રેજી બંને અથવા ચોથા ભાગમાં તો એકલી અંગ્રેજી પ્રસ્તાવનામાં કરે! આમાંનું ઘણું આજે આપણને ખૂંચે એવું છે, ઘણું અજુગતું, વિચિત્ર કે હાસ્યાસ્પદ પણ લાગે એવું છે, અને કેવળ કલાદૃષ્ટિએ જોઈએ તો ઘણું રસક્ષતિરૂપ જ ગણવું પડે એવું છે એમાં શંકા નથી, છતાં એ યુગનું સ્વરૂપ લક્ષમાં લેનાર કોઈ પણ તટસ્થ પરીક્ષકને એ બધું અપરિહાર્ય લાગ્યા વિના રહેતું નથી. પંડિતયુગની પ્રતિનિધિરૂપ કૃતિ, પછી ભલેને તે નવલકથા હોય તોપણ, એના લાક્ષણિક પાંડિત્યના પાસથી મુક્ત રહી જ શી રીતે શકે? પણ આ ઉપરથી 'સરસ્વતીચન્દ્ર'માં પાંડિત્ય છે માટે પ્રતિભા જ નથી, ચિન્તન છે માટે સર્જન જ નથી, સમીક્ષા છે માટે કલા જ નથી, અને ઉચ્ચતર ઉદ્દેશને ખાતર એના કર્તા એના વાર્તાસ્વરૂપને સ્થળે સ્થળે શિથિલ થવા દે છે માટે એને વાર્તા જ રચનાં આવડતી નથી, અને તેથી એને નવલકથાકાર ગણી જ ન શકાય એવા એવા નિર્ણય પર એકદમ જેઓ આવી જાય છે તેઓ તો ખાંડ જ ખાય છે. કેમકે વસ્તુતઃ ગોવર્ધનરામ સર્જન અને ચિન્તન ઉભયના એકસરખા સ્વામી છે, એમના માનસબંધારણમાં સર્જન અને ચિન્તન બંનેના કોશ એકસરખા સમૃદ્ધ છે, એટલે

એમાંથી જ્યારે જે સામગ્રી જોઈએ ત્યારે તે સામગ્રી અનાયાસે એમની સેવામાં ખડી થઈ જાય છે. 'સરસ્વતીચન્દ્ર'માં સળંગ રીતે આમ જ બન્યાં કરે છે એમાં સર્જન ને ચિન્તન બંને એક એકપે બળિયા મહારથીઓની પેઠે અવિરત કુસ્તી કર્યા કરે છે અને એ કુસ્તીમાં કોઈ કોઈથી ગાંજ્યું જતું નથી. એ વાર્તા વાંચતાં ઘડીમાં આપણને લાગે છે કે 'હાં, હવે તો સર્જનમલ્લ જીતવાનો, આ વખતે તો ચિન્તન જ ચિત થઈ જવાનો અને સર્જનનો જ જયજયકાર બોલવાનો,' પણ ત્યાં તો કોણ જાણે કેવો ય દાવપેચ રમીને ચિન્તનમલ્લ છટકી જાય છે અને પ્રકરણોનાં પ્રકરણો સુધી પાછી એની કુસ્તી જામે છે. અને જ્યાં વાચક પ્રેક્ષકને એમ થાય કે 'હાય ભાઈ, આ તો ચિન્તનમલ્લે ભારે ટક્કર ઝીલી, હવે તો થાક્યા એની કુસ્તીથી', ત્યાં તો પાછો સર્જનમલ્લ જોરમાં આવીને એને હંફાવી દેવાનો. આમાંથી ચિન્તનમલ્લનો પરચો તો આપણે સૌએ સારી પેઠે જોયો છે. એટલે એના પુરાવામાં કશું કહેવાની જરૂર નથી, પણ સર્જનમલ્લના સામર્થ્ય વિશે સઘળાને પૂરતી પ્રતીતિ નથી, માટે એની જ વાત કરીએ. ગોવર્ધનરામ પરમ સમર્થ સર્જક અને સિદ્ધહસ્ત વાર્તાકાર હતા એની સાબિતી જોઈતી હોય તેને માટે એનો પહેલો ભાગ જ પૂરતો છે. આખા 'સરસ્વતીચંદ્ર' સામે ભલે ગમે તેટલી ટીકા કરવામાં આવે પણ એના આ પહેલા ભાગની સર્જશક્તિ કે વાર્તાકલા સામે તો આજે પણ એક અક્ષર સરખો ઉચ્ચારી શકાય એમ નથી. એમાં બુદ્ધિધને કરેલા વેરની વસૂલાત એવા અદ્‌ભુત કલ્પનાપ્રભાવથી, એવી અનુપમ વાર્તાકલાથી, અને એવા અચૂક સર્જનસામર્થ્યથી આલેખી છે કે એ પહેલો ભાગ તો શુદ્ધ નવલકથાની દૃષ્ટિએ પણ ગુજરાતી ભાષાનો ઉત્તમ વાર્તાગ્રન્થ ઠરવાનો એમાં શંકા નથી. એના બારમા પ્રકરણમાં બુદ્ધિધનનું વેર પૂરેપૂરું વસૂલ થયા પછી સૌ દરબારમાંથી પાછા ફરે છે એ સમયની મનોદશાનું વર્ણન કરતાં ગોવર્ધનરામ લખે છે કે 'રામાયણ

કે મહાભારત વાંચી ઉઠયા હોય અને વિચારલીન થયા હોય તેમ સર્વ ભાસવા લાગ્યા. આખા મંડળના મુખ ઉપર ગંભીરતાની ગંભીર છાપ પડી'. (પૃ. ૧૬૯). આ વર્ણન એકલા એ બારમા પ્રકરણને જ નહિ પણ રા. બલવન્તરાય ઠાકોર યોગ્ય રીતે કહે છે તેમ પહેલા ભાગના આખા વસ્તુને લાગુ પડે છે. 'સરસ્વતીચંદ્ર'માંથી એની જ કળાને માટે વાપરી શકાય એવું એક વાકય આમ રા. ઠાકોરે આપણને આપ્યું છે, તો એવું જ એક બીજું નવું વાકય આપણે પણ આપી શકીએ એમ છીએ. આગળ 'જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' એ ઓગણીસમા પ્રકરણમાં કુમુદ સરસ્વતીચન્દ્રના ખંડમાં જઈ તેને મુંબઈ પાછા જવાનું કહે છે તે વખતનું વર્ણન કરતાં ગોવર્ધનરામ લખે છે કે 'કોઈ મન્દિરમાં સ્થાપેલી મૂર્તિ બોલી ઊઠતી હોય; રૂપાની ઘંટડીઓ અચિંતી વાગવા માંડતી હોય; કોમળતા, સુન્દરતા, મધુરતા, પવિત્રતા, અને ગંભીરતા એ સર્વ એકરૂપ બની મૂર્તિમન્ત થઈ ઉપદેશ કરવા આવી હોય; તેમ કુમુદ-સુન્દરી અપૂર્વ તેજ ધારી બોલવા લાગી.' (પૃ. ૩૩૯-૪૦). અને આ શબ્દો એકલી કુમુદની જ વાણીને માટે નહિ પણ એ પહેલા ભાગની ગોવર્ધનરામની સમસ્ત વાર્તાકલાને માટે પણ યોજી શકાય એમ છે. એમની વાર્તાકલા પણ આ ભાગમાં 'કોમળતા, સુન્દરતા, મધુરતા, પવિત્રતા, અને ગંભીરતા એ સર્વ એકરૂપ બની મૂર્તિમન્ત થઈ ઉપદેશ આપવા આવી હોય' એવી રીતે ખીલી નીકળી છે. એટલે બીજા બધા ભાગોને હાલ તરત બાજૂ પર રાખો તોપણ એક આ પહેલા ભાગને આધારે પણ ગોવર્ધનરામને ગુજરાતી ભાષાના ઉત્તમ નવલકથાકારનું પદ આપોઆપ મળી ચૂકયું છે. એ પહેલો ભાગ પૂરો થયો એટલે પછી ગોવર્ધનરામનું સંન્યાસી હૃદય સળવળી ઊઠયું, અને એને થયું કે 'આપણે કયાં એકલી રંજક વાર્તા લખવા બેઠા છીએ? ધારીએ તો ઉત્તમ કોટિની વાર્તા રચી શકીએ એ તો આ પહેલા ભાગમાં બનાવી દીધું, માટે ચાલો, હવે વાર્તાતત્ત્વને

ક્રમે ક્રમે કમી કરી આપણો મૂળ ઉદ્દેશ જે આજના સંક્રાન્તિકાળના મહાપ્રશ્નોની પર્યેષણા તે ઉપાડી લઈએ.' એટલે સુન્દર વાર્તા રચવાની અશક્તિને લીધે નહિ પણ ટોલ્સ્ટોયના જેવી, સ્વ. રવિબાબુએ 'પ્રાચીન સાહિત્ય'ના 'કાદમ્બરીચિત્ર' નામે લેખમાં બતાવ્યું છે તેમ ભારતવાસીને સહજ એવી અનાસક્તિથી એમણે બીજા ભાગથી જાણીબૂઝીને વાર્તાઅંગ મન્દ કરી નાખી ચિન્તનનું અંગ ધીમેધીમે આગળ પાડવા માંડયું. બીજા ભાગમાં જોકે વાર્તાકલા કંઈક મન્દ પડી છે, પણ ચિન્તનનું તત્ત્વ જોર પર આવ્યું તે તો ત્રીજા ભાગથી જ. એ ભાગથી પછી ઉપર કહી ગયા તેમ સર્જન અને ચિન્તન વચ્ચે અખંડ કુસ્તી જામે છે, એટલે એનું સ્વરૂપ પછી બદલાઈ જાય છે, છતાં ગોવર્ધનરામની સર્જનકલા તો ઠેઠ સુધી સાબૂત જ રહી છે, તેથી યોગ્ય પ્રસંગ આવતાં તે પાછી એના અસલ સ્વરૂપમાં ઝળકી ઊઠે છે, એટલે એકંદરે ચારે ભાગો સાથે લઈએ તોપણ એ સામાન્ય રંજક વર્ગની નહિ પણ વિશિષ્ટ ચિન્તક વર્ગની ઉચ્ચ કોટિની નવલકથા તો નિઃશંક બની જ છે. અલબત્ત, એ પંડિતયુગની ચિન્તનપ્રધાન નવલકથા છે, ભારતવાસીને સહજ એવી લહેરાતી લહેરાતી ધીર મન્દ ગતિએ ચાલે છે, એટલે એને યૂરોપીય વાર્તાઓને ધોરણે કસવા બેસીએ તો પૂરતો સંતોષ ન જ આપી શકે. પણ બધી જાતની વાર્તાઓ કંઈ 'પાટણની પ્રભુતા' કે 'ગુજરાતનો નાથ' જેવી અદ્ભુત-કથા (રોમાન્સ)ના જ બીબામાં ન રચી શકાય, જેમ એ જ લેખકની વિચારપ્રધાન 'સ્વપ્નદ્રષ્ટા' પણ નથી રચાઈ, એટલે સૌને એક જ લાકડીએ હાંકવાનું ને એક જ ગજે માપવાનું આજનું ધોરણ ભૂલભરેલું જ છે. ભારતીય વાર્તાપ્રણાલીને અનુસરતી પંડિત-યુગની આ ચિન્તનપ્રધાન નવલકથાને ફ્રાન્સ કે ઇંગ્લંડની ધમપછાડા અને દોડાદોડમાં રાચતી અદ્ભુતકથાને ધોરણે કસવી એ તો (Schlegel) શ્લેગલે ગટેની 'Wilhelm Meister'ના સંબન્ધમાં યોજેલા શબ્દોમાં કહીએ તો 'To judge of this book–new and peculiar

as it is, and only to be understood and learned from itself, by our common notion of the novel, a notion pieced together and produced out of custom and belief, out of accidental and arbitrary requisitions–is as if a child should grasp at the moon and stars, and *insist on packing them into* its toy–box' એના જેવું જ થાય. એટલે એવી ભૂલ ન કરતાં આપણે જો એને આપણા દેશની સ્વતન્ત્ર વાર્તાપદ્ધતિરૂપે જોઈશું અને એના પંડિતયુગની પરિસ્થિતિના પ્રકાશમાં તપાસીશું, તો એ યુગની તો એ સર્વોત્તમ સર્જનકૃતિ માલૂમ પડશે, એટલું જ નહિ પણ ગોવર્ધનરામ એમના યૌવનકાળમાં લખેલા Practical Asceticism નામે એક નિબન્ધને માટે '*The healthy issue of a most* auspicious union of my reason and imagination' એવા જે શબ્દો યોજે છે તેનું અનુકરણ કરીને એમના 'સરસ્વતીચન્દ્ર' સમસ્તને પણ આપણે કહી શકીશું કે તે પણ એમના બુદ્ધિપ્રભાવ અને કલ્પનાશક્તિના કોઈ ધન્ય ઘડીએ થએલા વિરલ સંયોગનું પરમ અનામય તેમ તેજસ્વી સન્તાન છે.

આ બધું આંહીં જે કહ્યું છે તે કોઈને 'સરસ્વતીચન્દ્ર'ની વકીલાત કે બચાવનામા જેવું લાગશે, પણ વસ્તુતઃ આ વ્યાખ્યાનનો આશય એની વકીલાત કે બચાવનામાનો નહિ, પણ શુદ્ધ સ્વરૂપદર્શનનો જ છે, કેમકે 'સરસ્વતીચન્દ્ર' જેવા ગ્રન્થમણિને કોઈના પણ બચાવનામાની જરૂર કદી હોય જ નહિ, એને જરૂર હોય ફક્ત પૂર્વગ્રહમુક્ત દર્શનની. એટલે આંહીં જે કહ્યું છે તે યુગપરિવર્તનને કારણે જે પૂર્વગ્રહો એની સામે ઊભા થયા છે, અને જે આવરણો એની આસપાસ વીંટળાઈ વળ્યાં છે તે દૂર કરી એનું સત્ય સ્વરૂપ પ્રકટ કરવા તેમ એના રસાસ્વાદનો માર્ગ એ રીતે સરળ કરવા જ કહ્યું છે. બાકી 'સરસ્વતીચન્દ્ર'નો પ્રતાપી ભાસ્કર તો એવા ને એવા જ પ્રખર તેજથી

આજે પણ પ્રકાશી રહ્યો છે, એટલે એની ચોમેર રાગદ્વેષનાં જે વાદળાં ફરી વળ્યાં છે અને દૂરતાનું જે ધુમ્મસ પથરાઈ રહ્યું છે તે વિખેરી નાખો કે તરત તમને સ્વયમેવ પ્રતીતિ થશે કે 'સરસ્વતીચન્દ્ર' આપણા સાહિત્યની અમોલી સર્જનકૃતિ છે, એટલું જ નહિ પણ એના પંડિતયુગનું તો એ મહાકાવ્ય છે. આપણે વરસોથી બૂમો પાડ્યાં કરીએ છીએ કે ગુજરાતે હજુ એકે મહાકાવ્ય સર્જ્યું નથી, પણ એ બૂમો તો કાખમાં છોકરું અને નગરમાં ઢૂંઢે એના જેવી છે, કેમકે આપણને ઓછામાં ઓછું એક મહાકાવ્ય તો આજથી ચાળીસ વરસ પર મળી ગયું છે, અને તે બીજું કોઈ નહિ પણ ગોવર્ધનરામકૃત 'સરસ્વતીચન્દ્ર'. પ્રચલિત સાહિત્યપરિભાષા પ્રમાણે એને મહાકાવ્ય કહેવું એ ઘણાને અબ્રહ્મણ્યમ્ જેવું લાગશે. પણ એમાં દોષ એ જૂનવાણી બની ગએલી સાહિત્યપરિભાષાનો જ છે. છેલ્લાં બે હજાર વર્ષથી જગતનું સાહિત્ય જાતજાતના પ્રયોગો કરી રહ્યું છે, નવા નવા પ્રકારો ખેડી રહ્યું છે, નવી નવી પ્રણાલિકાઓ પાડી રહ્યું છે, છતાં હજુ આપણે વળગી તો રહ્યા છીએ છેક ઍરિસ્ટોટલના જ સમયની પરિભાષાને. એ સમયે કવિતા બધી પદ્યમાં જ રચાતી તેથી આજે પણ આપણે એવા ભ્રમને સેવી રહ્યા છીએ કે પદ્ય સિવાય બીજે ક્યાંય કવિતા હોય જ નહિ. એ જમાનામાં મહાકાવ્યો છન્દોબદ્ધ રચાતાં, એટલે આજે પણ આપણે માની રહ્યા છીએ કે છન્દોબદ્ધ હોય એવી રચનાને જ મહાકાવ્ય કહી શકાય. પણ એ માન્યતા ખોટી છે. મોલ્ટન આદિ વિવેચકોએ સ્પષ્ટ રીતે બતાવ્યું છે તેમ પ્રાચીનકાળમાં કવિતા મોટે ભાગે પદ્યમાં રચાતી તેને બદલે અર્વાચીન કાળમાં તે હવે મોટે ભાગે ગદ્યમાં લખાવા લાગી છે. એટલે જેને આપણે ગદ્ય નવલકથા કહીએ છીએ તે ખરી રીતે પ્રાચીન પદ્ય મહાકાવ્યોનો જ અર્વાચીન અવતાર છે, અને તેથી એને મહાકાવ્ય એવું નામ આપવામાં જરા યે ભડકવાનું કારણ નથી. અને આ તો યુરોપીય વિવેચનની દૃષ્ટિએ વાત થઈ. આપણી સંસ્કૃત કાવ્યમીમાંસાએ તો કયા

આખ્યાયિકાને–એટલે કે આજની આપણી નવલકથા જેવી રચનાને–કાવ્યનું જ નામ આપ્યું છે. આથી જ બાણની ' કાદમ્બરી ' સંસ્કૃતમાં કાવ્ય જ ગણાય છે. આજે આપણે અફસોસ કરીએ છીએ કે આપણે ત્યાં મહાકાવ્યો હવે રચાતાં નથી, પણ એ અફસોસ ખોટો છે. કેમકે આજની નવલકથા એના ઉત્કૃષ્ટ રૂપમાં એ પ્રાચીન મહાકાવ્યનું રૂપાન્તર અને નામાન્તર જ છે. પ્રાચીનકાળમાં જે કામ મહાકાવ્ય કરતું તે જ કામ હાલ નવલકથા કરી રહી છે. એટલે આજના જમાનામાં મહાકાવ્યો નવલકથાના આકારમાં જ મોટે ભાગે રચાશે, ને કેવળ પદ્યરચનાને જ મહાકાવ્ય કહેવાનો આગ્રહ રાખીશું તો એવું મહાકાવ્ય તો સો બસો વર્ષે એકાદું ભાગ્યે જ રચાશે, અને છતાં પ્રાચીનકાળમાં પ્રજાહૃદય ઉપર એનું જે અનન્ય શાસન હતું તે તો હવે નવલકથાના હાથમાં ગએલું હોવાથી એને કદી મળવાનું જ નહિ. એટલે આપણી પ્રચલિત સાહિત્યપરિભાષામાં ઘણા લાંબા સમયથી આવશ્યક છે એવો સુધારો કરીને જરા પણ સંકોચ વગર આપણે બેધડક કહીશું કે ' સરસ્વતીચન્દ્ર ' એ પંડિતયુગનું મહાકાવ્ય છે. એક પદ્યાત્મકતાને અલગ રાખીને મહાકાવ્યની બીજી બધી કસોટીએ એને કસી જુઓ અને એમાં એ પાર ઊતરશે. મહાકાવ્ય એટલે કોઈ એક યુગમાં પ્રજાના ચિદાકાશમાં જે એષણાઓ ઊછળતી હોય, જે મન્થનો ઊભાં થતાં હોય, ને જે ભાવનાઓ ઘૂમતી હોય તે સઘળાંનું ચિરંજીવ પાત્રો અને પ્રસંગોદ્વારા ધીરગંભીર ગૌરવાન્વિત ઉદાત્ત શૈલી વડે વિરાટ ફલક પર કરેલું નવે રસથી નીગળતું ભવ્ય સાહિત્યસર્જન. ' સરસ્વતીચન્દ્ર 'માં પણ એમ જ છે. પંડિતયુગને નામે ઓળખાતા આપણા સંક્રાન્તિકાળની ગુજરાતી પ્રજાના ચિદાકાશમાં જે એષણાઓ ઊછળતી હતી, જે મન્થનો ઊભાં થતાં હતાં, ને જે ભાવનાઓ ઘૂમતી હતી તેનું એમાં સરસ્વતીચન્દ્ર, કુમુદ આદિ ચિરંજીવ પાત્રો અને નાયકના ગૃહત્યાગ તેમ સમાવર્તન આદિ પ્રસંગોદ્વારા પરમ સમર્થ ઉદાત્ત શૈલી વડે અઢારસો પાનાં અને ભૂત વર્તમાન ને ભાવિ

એમ ત્રિકાળવર્તી પાત્રપરિસ્થિતિઓના વિરાટ ફલક પર કરેલું વિવિધ રસોથી નીગળતું ભવ્ય સાહિત્યસર્જન છે. એવી ભવ્ય સાહિત્યકૃતિના સાચા વિવેચનને માટે કોઈ એકાદું વ્યાખ્યાન નહિ પણ લાંબી વ્યાખ્યાનમાળા કે વિસ્તૃત ગ્રન્થ જ જોઈએ, એટલે આજે તો એનું એક જ અંગ, અને તે પણ એનું સૌથી વધુ નિન્દાએલું એવું વાર્તા કે વસ્તુવિધાનનું જ અંગ લઈ ને બને તેટલા સંક્ષેપમાં અને ત્વરાથી તેનો થોડો વિચાર કરીએ.

૩

નવલકથાની આયોજનકલાના વિષયમાં ઘણીવાર એવું માની લેવામાં આવે છે કે વિશ્વની સઘળી જાતની નવલકથાઓની રચનાના નિયમો એકસરખા જ હોય છે. વાર્તા ભલે ચિન્તનપ્રધાન હોય કે કૌતુકપ્રધાન, એ ભલે સામાજિક હોય કે ઐતિહાસિક, છતાં એનું વસ્તુવિધાન અમુક એક જ પ્રકારના નિયમોને અનુસરીને થવું જોઈએ, અને અમુક એક જ બીબામાં ઢાળીને એનો વાર્તારસ મૂર્ત કરવો જોઈએ, એવું ઘણીવાર માની લેવામાં આવે છે. પણ આ ભૂલ છે. 'સરસ્વતીચન્દ્ર'ની આયોજનકલા સામે અત્યારે જે આક્ષેપો થઈ રહ્યા છે તે આ ભૂલભરેલી માન્યતાનું જ પરિણામ છે. પણ આપણે પ્રારંભમાં કહ્યું તેમ વાર્તાની આયોજનકલા તો દેશે દેશે ને કાળે કાળે તેમ પ્રકારે પ્રકારે ને પ્રયોજને પ્રયોજને પણ બદલાય છે. કૌતુકપ્રધાન અદ્‌ભુતકથાને માટે જે રચનાકલા ચાલે તે ચિન્તનપ્રધાન સામાજિક કથાને માટે ન જ ચાલે એ દેખીતું છે. એટલે જ દરેક મહાન નવલકથાની આયોજનકલા પરંપરાનુસારી નહિ પણ સ્વકીય અને વિશિષ્ટ પ્રકારની જ હોય છે. અને તેથી અમુક નવલકથા અમુક નિયમોને અનુસરતી નથી કે એનો ઘાટ અમુક નવલકથાના જેવો નથી માટે એ કલાવિહીન છે એવો જે નિર્ણય કેટલીક વાર કરવામાં આવે છે તે ખોટો છે. વસ્તુતઃ વિવેચનનું કામ કોઈ બહારથી આણેલા સિદ્ધાન્તો એવી નવલના પર બળાત્કારે ઠોકી બેસાડવાનું નથી, પણ પોતાના ચિત્તને

પૂર્વગ્રહમુક્ત રાખીને એ નવલકથા કયા નિયમોને અનુસરીને રચાઈ છે, અને એ નિયમો એ નવલના પ્રકાર તેમ પ્રયોજનની સિદ્ધિને માટે સમુચિત છે કે કેમ તેનો જ વિચાર કરવાનું છે. 'સરસ્વતીચન્દ્ર'ના વસ્તુનો એ દૃષ્ટિએ વિચાર કરીશું તો એની સામેની ઘણી ફરિયાદો કોગટની માલૂમ પડશે.

વાર્તાનું વસ્તુ હંમેશાં એના કર્તાના પ્રયોજન ઉપરથી નક્કી થાય છે. તો 'સરસ્વતીચન્દ્ર'ના સર્જકનું પ્રયોજન શું હતું? નવરાં માણસોને વિદ્યુદ્વેગી કાર્યપરંપરાદ્વારા કાળગળામણ આપી એના ચિત્તનું રંજન કરવું એ જ? નહિ જ. આ વાર્તારચનામાં ગોવર્ધનરામનું પ્રયોજન એથી ગુરુતર હતું, અને તે એ કે અંગ્રેજોના આગમનથી આપણે ત્યાં જે સંસ્કૃતિસંઘર્ષણ જામ્યું છે, પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ, અને અર્વાચીન પશ્ચિમ એ ત્રણેની એકબીજાથી સર્વથા ભિન્ન એવી જીવનપ્રણાલિકાઓથી આપણે ત્યાં જે અથડામણો જાગી છે, અને એ ત્રિવેણીસંગમથી જીવનનાં ગૃહ, રાજ્ય ને ધર્મ આદિ વિવિધ ક્ષેત્રોમાં જે વમળો પેદા થયાં છે, જે આંટીઓ ઊભી થઈ છે, ને જે મહાપ્રશ્નો મૂંઝવવા લાગ્યા છે તેનું કળાના આકારમાં સ્વરૂપ સમજાવે અને એ વિશે ચિન્તન પ્રેરી એ મહાપ્રશ્નોનો સ્વયં નિર્ણય કરવાની સામગ્રી, ઉત્તેજના, ને શક્તિ આપે એ પ્રકારની વાર્તા રચવી. એટલે દેખીતું જ છે કે એવી વાર્તા વિચારપ્રધાન જ બને, અને એમાં ડૂમા કે મુનશીની વાર્તાઓના જેવી કાર્યત્વરા, ધડાકાભડાકા, અથવા તરવાર કે બુદ્ધિની ઝપાઝપી, (જોકે બુદ્ધિની શેતરંજની બાજીમાં ચાલે તેવી શાન્ત વ્યવસ્થિત કુસ્તી તો પહેલા ભાગમાં સારી પેઠે આવે છે.) એ બધાંને માટે અવકાશ ન જ હોય. વાર્તાના પ્રયોજન ઉપરથી આ પ્રમાણે એક વાત એ સિદ્ધ થઈ કે એ ચિન્તનપ્રધાન અને પાંડિત્યપૂર્ણ જ બને, તો બીજી એ થઈ કે સંસ્કૃતિઓના ત્રિવેણીસંગમથી જીવનનાં સર્વ ક્ષેત્રોમાં જે ઊથલપાથલ થઈ રહી છે તેનો ઘેરોઘણો પણ સચોટ ખ્યાલ આપે એવું ચિત્ર દોરવું હોય તો એ વાર્તાનો પટ ખૂબ વિશાળ કરવો જોઈએ,

ને જીવનનાં મુખ્ય ક્ષેત્રો ગૃહ, રાજ્ય, અને ધર્મ એ ત્રણ, તો એ ત્રણે ક્ષેત્રોનું દર્શન કરાવવા માટે પહેલા પ્રવેશક ઉપરાંત બીજા ત્રણ ભાગ ઓછામાં ઓછા યોજવા જોઈએ. આ રીતે પહેલા ભાગમાં આખી વાર્તાનો બીજનિક્ષેપ અને પાત્રપ્રસંગાદિના પરિચયરૂપી પીઠિકા, બીજામાં ગૃહસંસારનું ચિત્ર, ત્રીજામાં રાજ્યસંસારનું ચિત્ર, અને ચોથામાં ધર્મસંસ્કૃતિનું ચિત્ર ગોવર્ધનરામે આપણને આપ્યું છે. વાર્તાનું વિચારપ્રાધાન્ય અને અઢારસો પાનાંના ચાર ગ્રન્થો રૂપી વિશાળપટવ્યાપી અતિકાય સ્વરૂપ આ પ્રમાણે આપણા ગુજરાતી હિન્દુ જીવનની સર્વાંગી સમીક્ષા કરવાના એના ઉદ્દેશમાંથી જન્મ્યું છે. હવે વાર્તાના આ પ્રયોજનનું બીજું પાસું તપાસો. એનું પ્રયોજન નવયુગના આગમનથી આપણા સમગ્ર જીવનમાં જે સંક્રાન્તિ થઈ રહી હતી તેનું ચિત્ર આપવાનું હતું. અને સંક્રાન્તિ એટલે એક જમાનાનું બીજામાં સંક્રમણ, એટલે એમાં એક જમાનો અસ્ત પામી રહ્યો હોય તો બીજો ઉદય પામી રહ્યો હોય, અને પ્રજાની સંસ્કૃતિ ભૂતકાળની પ્રણાલિકાઓ તજી ધીમે ધીમે ભવિષ્યની નવી પ્રણાલિકાઓ ધારણ કરી રહી હોય. એટલે સંક્રાન્તિકાળનું ચિત્ર આપવાનો ઉદ્દેશ રાખનારી વાર્તામાં ભૂત, વર્તમાન, અને ભવિષ્ય એમ ત્રણ કાળનું આલેખન જોઈએ, અને તેથી તેમાં ગૃહ, રાજ્ય, અને ધર્મ એ ત્રણ ક્ષેત્રનાં ભૂત, વર્તમાન, અને ભાવિ. એમ ત્રિકાળદર્શી પાત્રો અને પ્રસંગો આપવા પડે. એને માટે ગોવર્ધનરામે એવી યોજના કરી છે કે સરસ્વતીચન્દ્ર અને કુમુદ એ નાયક નાયિકાને કેન્દ્રમાં રાખી એ બન્નેનાં કુટુમ્બોની–નાયક નાયિકા એ પાત્રો જોકે બે, પણ નાયિકા પરણેલી અન્યત્ર તેથી એનું એક જ નહિ પણ પિયર અને સાસરાનું મળીને બે કુટુમ્બો, તેમાં નાયકનું એક ઉમેરાય એટલે એકંદર[3] બે નહિ પણ ત્રણ કુટુમ્બોની–તેમ

[3] જુઓ એમના શબ્દો: (ક) 'વાર્તાનો સમય છેક સમાપનો અને ઓરા આપણી ગુર્જર વસ્તીનો રખેલો છે, એટલે હજુ સુધી આપણા કાનમાં વાગતા ભૂતદશાના ભણકારા, વર્તમાનદશાનો પ્રત્યક્ષ પડદો અને ભવિષ્યકાળમાં

એ કુટુમ્બો સાથે સંકળાએલા એના આશ્રયદાતા રાજાઓ વગેરેની ત્રણ પેઢીઓનાં પાત્રોનું નિરૂપણ કરવું. આમાં પણ એમનો આશય પાછો દ્વિવિધ હતો: એક તો જગતનું એ છે તેવું ચિત્ર આલેખે એવાં વાસ્તવદર્શી પાત્રો આપવાં અને સાથે એ વાસ્તવ સ્થિતિમાંથી ક્રમે ક્રમે ઉચ્ચતર સ્થિતિ ભણી પ્રેરે એવાં તે તે વિષયનાં જ પાછાં ભાવનાદર્શી પાત્રો પણ આપવાં. એટલે પરિણામ શું આવ્યું ? ગૃહ, રાજ્ય, અને ધર્મ એ ત્રણ મુખ્ય ક્ષેત્રો, એ દરેક ક્ષેત્રની ભૂત, વર્તમાન, અને ભાવિ એ ત્રણ પેઢીઓ, અને એ ત્રણે પેઢીઓનાં પણ પાછાં વાસ્તવદર્શી અને ભાવનાદર્શી એમ ઉભય વર્ગનાં પાત્રોનું આલેખન. ઉદાહરણ તરીકે, ગૃહક્ષેત્રમાં લક્ષ્મીનન્દનની માતા, બુદ્ધિધનની માતા, અને વિદ્યાચતુરની માતા એ ત્રણે ભૂતકાળનાં પાત્રો, ગુમાન અને સૌભાગ્યદેવી એ વર્તમાનનાં સારાંમાઠાં વાસ્તવદર્શી પાત્રો, તો ગુણસુન્દરી વર્તમાનનું ભાવનાદર્શી પાત્ર, અને કુમુદકુસુમ વર્તમાનમાંથી ભવિષ્યમાં સંક્રમણ દર્શાવનારાં ભાવનાદર્શી પાત્રો. પછી રાજ્યક્ષેત્ર લ્યો તો એમાં જરાસિંહ ભૂતકાળનું વાસ્તવદર્શી તો નાગરાજ અને તેનો પુત્ર હસ્તિદન્ત એનાં ભાવનાદર્શી પાત્ર, ભૂપસિંહ વર્તમાનનું વાસ્તવદર્શી તો મલ્લરાજ એનું ભાવનાદર્શી પાત્ર, અને મણિરાજ ભવિષ્યનું ભાવનાદર્શી પાત્ર. એ જ રીતે પ્રધાનો જુઓ તો શઠરાય ભૂતકાળનું વાસ્તવદર્શી પાત્ર, બુદ્ધિધન વર્તમાનનું વાસ્તવદર્શી તો જરાશંકર એનું ભાવનાદર્શી પાત્ર, અને વિદ્યાચતુર ભવિષ્યનું ભાવનાદર્શી પાત્ર. ઘણાંને આપણે ટીકા કરતાં સાંભળીએ છીએ કે એક

---

વિદ્યાથી થનાર અવસ્થાની આજથી આપણી કલ્પના પર પડતી પ્રતિચ્છાયા–એ સર્વનું મિશ્રણ કરવાથી રાજ્ઞીય દેશોદ્ધારકોને કાંઈ સૂચના મળશે એવી કલ્પના છે'–પહેલા ભાગની પ્રસ્તાવના, પૃ. ૯. (ખ) 'આપણી પ્રજા, આપણો દેશ, આપણો કાળ, આપણા વિચાર–આચાર અને આપણાં આધિકપાધિઃ આ-સર્વ વર્તમાન ચિત્ર વચ્ચે ઊભાં રહીને, આપણી ભાવી પ્રજાનું એ જ વિષયોના રંગોથી ભરેલું કલ્પિત ચિત્ર આલેખવું એ આ કથાનો એક વિશિષ્ટ ઉદ્દેશ છે.' ત્રીજા ભાગની પ્રસ્તાવના, પૃ. ૫–૬.

સરસ્વતીચન્દ્ર અને કુમુદની કથા કહેવાની હતી તેમાં એમનાં કુટુમ્બીઓ, એ કુટુમ્બીઓના આશ્રયદાતાઓ, અને એમાં પણ એ બન્નેના પિતાઓ તેમ પિતામહો એ બધાનું લશ્કર આ વાર્તામાં શું કામ ખડું કર્યું ? વાત તો માંડી છે સરસ્વતીચન્દ્રની ને એમાં બુદ્ધિધનનો કારભાર, ગુણસુન્દરીનું કુટુમ્બજાળ, અને રત્નનગરીનું રાજ્યતન્ત્ર એવી એવી આડકથાઓ આખા ભાગોના ભાગો રોકીને વચ્ચે કેમ પડી છે ? પણ લેખકના પ્રયોજન પ્રમાણે આમાં નાયક નાયિકા તો નિમિત્તમાત્ર હતાં, એમને સાધન બનાવીને આપણા આર્યજીવનના સંક્રાન્તિસમયના ત્રિવેણીસંગમની વાર્તા એમને લખવી હતી, 'જુઓ, જુઓ, આપણો ભૂતકાળ આવો હતો, એમાં જાળવવા જેવું ઘણું હતું, તે આપણા દેખતાં જુઓ આ ચાલ્યું જાય છે, અને આપણો વર્તમાન આવો છે, તેમાં સુધારવા જેવું અને ભવિષ્યમાં ઉચ્ચતર સ્વરૂપ આપવા જેવું જુઓ આ રહ્યું,' એમ વાર્તાદ્વારા એમને બતાવવું હતું, અને તેથી એ નાયકનાયિકાનાં કુટુમ્બીઓ તથા આશ્રયદાતાઓની ત્રણ પેઢીઓ અને એમની જીવનપ્રવૃત્તિરૂપ બુદ્ધિધનનો કારભાર, ગુણસુન્દરીનું કુટુમ્બજાળ, અને રત્નનગરીનું રાજ્યતન્ત્ર એ ત્રણ 'આડકથાઓ' એમાં આવશ્યક જ નહિ પણ અનિવાર્ય હતી. એ ત્રણે પેઢીઓ અને એ ત્રણ 'આડકથાઓ'-દ્વારા જ કર્તા પોતાનું વાર્તાપ્રયોજન સિદ્ધ કરી શકે એમ હતું, એટલે સામાન્ય વાચકની દૃષ્ટિએ બિનજરૂરી લાગતી એ પાત્રપેઢીઓ અને એ 'આડકથાઓ' નવલકથાના વસ્તુવિધાનની ખામીઓ નહિ પણ ખૂબીઓ ગણવાની છે. એ જ રીતે ઉપલક દૃષ્ટિએ જોનારને ચોથા ભાગમાં મલ્લમહાભવન અને પિતામહપુર જેવાં રૂપકો નિરર્થક અને નીરસ લાગે છે, પણ વાર્તાકારનું પ્રયોજન લક્ષમાં લ્યો, એને પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ, અને અર્વાચીન પશ્ચિમ એમ ત્રણેની સંસ્કૃતિનું ચિત્ર આપવાનું હતું એ ધ્યાનમાં રાખો, તો એ બધું સાર્થક અને રસિક લાગશે, કેમકે અર્વાચીન પશ્ચિમની સંસ્કૃતિથી જે અસર આપણા જીવન ઉપર થવા માંડી છે તેનું ચિત્ર સરસ્વતીચન્દ્ર, ચન્દ્રકાન્ત, વિદ્યાચતુર,

કુમુદ, કુસુમ આદિ પાત્રો દ્વારા આપી શકાય, તેમ અર્વાચીન પૂર્વની સંસ્કૃતિનાં ચિત્રો પણ ધર્મલક્ષ્મી, માનચતુર, સૌભાગ્યદેવી, બુદ્ધિધન આદિ પાત્રો દ્વારા આપી શકાય, પણ સૈકાઓ પહેલાંના પ્રાચીન પૂર્વનું શું? જે વિશુદ્ધ પ્રાચીન પૂર્વમાંથી આજનું વિકૃત પૂર્વ ઊભું થયું છે એનું ચિત્ર શી રીતે આપવું? એ તો અત્યન્ત દૂરના ભૂતકાળની સંસ્કૃતિ, એટલે કોઈ પણ વાર્તાકાર એનો ખ્યાલ વાર્તાની પ્રત્યક્ષ રંગભૂમિ ઉપરનાં પાત્રો દ્વારા તો ન જ આપી શકે તેથી લેખક પાસે એક જ રસ્તો રહ્યો, અને તે એ કે એણે રૂપકો, સ્વપ્નદર્શનો, અને ભાવનાલોક (Utopia) આદિ સાધનોનો આશ્રય લેવો. આ રીતે મલ્લમહાભવન જેવાં રૂપકો, પિતામહપુર જેવાં સ્વપ્નદર્શનો, અને આખા ચોથા ભાગમાં વર્ણવેલ સુન્દરગિરિ પરનો વિષ્ણુદાસનો મઠ એ પ્રાચીન પૂર્વનું દર્શન કરાવવાને માટે અનિવાર્ય હતું માટે કર્તાએ તેમાં આપ્યું છે. પ્રાચીન પૂર્વની સંસ્કૃતિનું ઐતિહાસિક ચિત્ર તેમ એ વિશુદ્ધ પ્રાચીન પૂર્વમાંથી આજનું વિકૃત પૂર્વ કેવી રીતે ઉદ્ભવ્યું તેનું ભાન આપવા માટે જ ગોવર્ધનરામે પિતામહપુર આદિ સ્વપ્નસૃષ્ટિ યોજી છે એ લક્ષપૂર્વક વાંચનાર તરત જ જોઈ શકે એમ છે. આમ વાર્તાનું પ્રયોજન ધ્યાનમાં રાખીને શાન્તિથી, પૂર્વગ્રહમુક્ત ચિત્તે, સમભાવપૂર્વક વિચાર કરશો તો અહીં જે આછી આછી રૂપરેખા આપી છે તે ઉપરથી પણ પ્રતીતિ થશે કે કેવળ આયોજનકલાની દૃષ્ટિએ પણ 'સરસ્વતીચંદ્ર'ના વસ્તુની પસંદગીમાં તેમ ગૂંથણીમાં ગોવર્ધનરામે ખૂબ ઊંડી દૃષ્ટિ તેમ ઊંચા પ્રકારની સર્જનકલા દાખવી છે, અને સંક્રાન્તિકાળનું સર્વાંગી જીવનચિત્ર આપવા માટે તો 'સરસ્વતીચંદ્ર'માં છે તેથી વધુ સારું વસ્તુવિધાન ભાગ્યે જ કોઈ સર્જક કરી શકે એમ છે.

આ વસ્તુસંકલનાનો એક બીજો, એની પાછળ રહેલા ધ્વનિની, દૃષ્ટિએ પણ વિચાર કરવા જેવો છે. ગોવર્ધનરામ કેઈ સામાન્ય સર્જક નહોતા, પણ પોતાના સર્જનની નાની મોટી બાબતો તેમ એનાં પાત્રો અને સ્થળોનાં નામ તેમ પરિસ્થિતિ જેવી ઝીણી ઝીણી

વીગતોની યોજના પણ ખૂબ ઊંડા વિચારપૂર્વક કરવાની એમને ટેવ હતી. એટલે એમની વાર્તામાં 'more than meets the eye' એમ કહી શકાય એવું સૂક્ષ્મ રહસ્ય અનેક સ્થળે છુપાએલું શાન્તિથી વિચાર કરનારના જોવામાં આવે છે.[૪] તો એ દૃષ્ટિએ આ વાર્તાનું વસ્તુ અવલોકો. વાર્તા ક્યાંથી શરૂ થાય છે? સુવર્ણપુરમાંથી. એ સુવર્ણપુર ક્યાં આવ્યું હતું? 'એક ટેકરીના ઢોળાવ ઉપર'. અને એ પૂરી ક્યાં થાય છે? સુન્દરગિરિના શિખર ઉપર. એટલે કે ટેકરીની તળેટીમાંથી શરૂ થઈ પર્વતના શિખર ઉપર એ પૂરી થાય છે. આમાં કર્તાનો આશય માનવીને ક્રમે ક્રમે ઊંચે ચડાવીને ભાવનામય ઉદાત્ત જીવન ભણી લઈ જવાનો છે. સ્થળોનાં નામોનો વિચાર કરશો તો આ વાત વિશેષ સ્પષ્ટ થશે. બુદ્ધિધનના કારભારનો પહેલો ભાગ આરંભાય છે સુવર્ણપુરથી, પછી ગુણસુન્દરીના કુટુમ્બજાળની કથા સાથે વાર્તા મનોહરપુરીમાં આવે છે, રત્નનગરીના રાજ્યતન્ત્રના ત્રીજા ભાગમાં વાર્તા રત્નનગરીમાં પ્રવેશ કરે છે, અને સરસ્વતીના મનોરાજ્યનો ચોથો ભાગ વાર્તાને સુન્દરગિરિના ઉચ્ચ શિખર પર લઈ જાય છે. એટલે પહેલા ભાગના બુદ્ધિધન ભૂપસિંહના જીવનમાં સુવર્ણસૂચિત પ્રાકૃત જીવનની સ્થૂળ ભભક છે, બહારથી મોટા દેખાતા

---

૪. આનો એક સચોટ પુરાવો ગોવર્ધનરામના દયારામ ગિદુમલ સાથેના પત્રવ્યવહારમાંથી મળે છે. એમાં ગોવર્ધનરામે 'સરસ્વતીચન્દ્ર'ના ચોથા ભાગમાં 'આરાત્રિક અથવા આરતી' નામે છેલ્લા પ્રકરણમાં સરસ્વતીચન્દ્ર ગાઢ નિદ્રામાં પડ્યો હતો તે વખતે કુસુમ તેની આરતી ઉતારી તેના પર મુગ્ધ બની તેને ચુમ્બન કરે છે, અને કુમુદ દૂરથી તે જોઈ 'ઘેલી મારી કુસુમ!' એટલું બોલીને ત્યાંથી ખસી જાય છે એ પ્રસંગનો રહસ્યસ્ફોટ આ પ્રમાણે કર્યો છેઃ—
'the scene of his being in *sound sleep* at Kusum's Arti was introduced to typify his mental condition of the days as being equally *blind* to Kusum's love as to Kumud's situation.'

—'સમાલોચક' ૧૫, ૭૧.

માણસોના જીવનમાં હોય તેવો વૈભવ અને બાહ્ય સુખ પુષ્કળ છે, પણ મનનું હરણ કરે એવું ઉચ્ચતર પ્રકારનું આધ્યાત્મિક તેજ–એવો ભાવનાનો પ્રકાશ–એ સ્થૂળ પ્રાકૃત સુવર્ણપુરની સૃષ્ટિમાં અલ્પ જ છે. મનનું હરણ કરે એવું એ આધ્યાત્મિક તેજ–એ ભાવનાનો પ્રકાશ–તો મનોહરપુરી અને રત્નનગરીમાં વીતેલા ગુણસુન્દરીના ગૃહસંસારમાં છે. એ ગૃહસંસારની કથા મનોરિયા જેવા ક્ષુદ્ર ગામડા સાથે સાંકળી એમાં પણ કર્તાનું વક્તવ્ય એ છે કે સુવર્ણપુરના રજવાડી જીવનની સાથે સરખાવતાં આ ગૃહસંસારમાં ક્ષુલ્લક લાગે એવું ઘણું છે, સુવર્ણપુરનું જગત રજવાડી દબદબાથી ભરપૂર છે, ત્યારે મનોરિયાની વાતો તો છેક જ ઘરકુથલી જેવી ક્ષુદ્ર છે, છતાં એમાં મનનું હરણ કરે એવો ભાવનાનો પ્રકાશ ચોક્કસ વિશેષ છે. અને સુવર્ણથી ચડિયાતું રત્ન, એટલે રત્નનગરીના રાજ્યતન્ત્રના ત્રીજા ભાગમાં રાજકીય વૈભવ પહેલા જેટલો જ છે, પણ સુવર્ણમાં ન મળે એવું ઉચ્ચતર જીવનનું આધ્યાત્મિક તેજ મલ્લરાજના રાજજીવનમાં છે તે આ રત્ન શબ્દથી કર્તા સૂચવવા માગે છે. છેલ્લો ભાગ સુન્દરગિરિ પર. આ સુંદરગિરિ પર રૂપિયા આનાપાઈની દૃષ્ટિએ હિસાબ કરે એવી દુન્યવી નજરને મૂલ્યવાન લાગે એવું કંઈ જ નથી, પણ સરસ્વતીની–વિદ્યાની–જ્ઞાનની દૃષ્ટિએ વિચાર કરે તેને પહેલા ત્રણે ભાગની સૃષ્ટિ કરતાં વિશેષ મૂલ્યવાન લાગે એવી ભાવનામય જીવનની સુન્દરતા ચરાચર વ્યાપી રહી છે, એટલે એનું સુન્દરગિરિ એવું નામ રાખ્યું છે. વળી આ ચોથો ભાગ આર્ય સંસ્કૃતિની સર્વતોમુખી સમીક્ષાને માટે યોજ્યો છે. અને એવી સમીક્ષા પ્રત્યક્ષ જીવનના રાગદ્વેષથી પર બનીને કોઈ ગિરિશિખર જેવા ઉચ્ચ સ્થળે–એવી તટસ્થ અને કૂટસ્થ મનોદશામાં–જ થઈ શકે છે એ બતાવવા માટે ગોવર્ધનરામે આ ચોથા ભાગની પ્રવૃત્તિ સુન્દરગિરિ પર વર્ણવી છે. 'સરસ્વતીચન્દ્ર'નો પહેલો ભાગ જુઓ તો તેમાં આપણી આસપાસ નિત્યનિરન્તર નિહાળીએ છીએ એવાં પામર પ્રાકૃત જનોની વાસ્તવિક દુનિયા જ એ દેખાય છે. પછી

બીજા ભાગના ગુણસુન્દરીના ગૃહસંસારમાં પણ વાસ્તવિકતા તો છે, પણ એના ટકા ઘટયા છે. માનચતુરના એ પરિવારમાં જોકે પ્રાકૃતતા તો છલોછલ ભરેલી છે, છતાં તે સુવર્ણપુરના રજવાડાની અને શઠરાયનાં કુટુમ્બીજનોની પામરતા કરતાં તો નિ:શંક ઉચ્ચતર વર્ગમાં મુકાય એવી છે, અને એમાં ગુણસુન્દરીની જીવનચર્યા તો એ પ્રાકૃત સૃષ્ટિને અખંડ રીતે અજવાળી રહેલી મનોહર ભાવનાદીપિકા જેવી જ છે. એટલે એકંદરે પહેલા કરતાં બીજો ભાગ વાસ્તવિકતાની અધમતામાંથી થોડાં પગથિયાં ઊંચે ચડે છે. બીજામાંથી ત્રીજા ભાગમાં આવીએ છીએ ત્યારે મલ્લરાજ અને વિષ્ણુદાસની એ સૃષ્ટિમાં વાસ્તવલોકથી ઘણે ઊંચે આપણે ચડીએ છીએ, અને છેવટ સુન્દરગિરિના જીવન સાથે તો આપણે માનવઆત્માને ભાવનાના ઉચ્ચતમ શિખર ઉપર પહોંચી ગએલો નિહાળીએ છીએ અર્થાત્ પહેલા ભાગમાં ત્રિગુણાત્મક માયાનું પૂર્ણ ચિત્ર છે, તળેટીમાં વસતા માનવીઓનું વાસ્તવિકતા-પ્રધાન આલેખન છે, બીજા ત્રીજા ભાગોમાં એ ત્રિગુણાત્મક માયાના રજસ અને તમસ એ નિકૃષ્ટ ગુણોનું પ્રમાણ ઓછું થતું ગયું છે, ને વાસ્તવિકતાને સ્થાને ભાવનાના અંશો વધતા ગયા છે, અને ચોથામાં માનવપ્રકૃતિના ઉત્તમોત્તમ સત્ત્વગુણી નમૂનાઓ કર્તાએ આપણી સમક્ષ રજૂ કર્યા છે. એટલે સુવર્ણપુરના સ્થૂળ ભૂલોકથી માંડીને કર્તા વાર્તાને રત્નનગરીના ભુવર્લોકમાં અને ત્યાંથી સુન્દર-ગિરિના સ્વર્લોકમાં લઈ જાય છે. આમ પોતાની વાર્તાના વસ્તુવિધાનમાં ગોવર્ધનરામે વિચારપૂર્વક માનવઆત્માનું સ્થૂળમાંથી સૂક્ષ્મ, પ્રાકૃતમાંથી સંસ્કૃત, અને પામરમાંથી સમર્થ એવા જીવન ભણીનું ક્રમિક ઊર્ધ્વારોહણ જ લક્ષમાં રાખ્યું છે. ગોવર્ધનરામ ઉપર એક આક્ષેપ એવો કરવામાં આવે છે કે એમની કલ્પના અશ્લીલતામાં બહુ રાચતી અને તેથી 'સરસ્વતીચન્દ્ર'માં ઠેર ઠેર ગંદાં ચિત્રો એમને હાથે આલેખાયાં છે. પણ આંહીં જે ક્રમિક ઊર્ધ્વારોહણની યોજના એમના વસ્તુવિધાનમાં આપણે જોઈ તે દૃષ્ટિએ વિચાર કરશો તો વાર્તાના પ્રસંગો પૂરતો

તો એ આક્ષેપ પાયા વગરનો જણાશે, અને જ્યાં જ્યાં મલિન ચિત્રો એમની કલમે દોર્યાં છે ત્યાં ત્યાં અશ્લીલતાના શોખને કારણે નહિ પણ પોતાની વાર્તામાં જે ચડઊતર ભૂમિકાઓ એમણે સૂચવવા ધારેલી તેના હેતુની સિદ્ધિને અર્થે જ એ મલિન ચિત્રો દાખલ કરેલાં છે એમ ખાતરી થશે. 'સરસ્વતીચન્દ્ર'ના ચારે ભાગોનું સાવધાન ચિત્તે નિરીક્ષણ કરી જશો તો માલૂમ પડશે કે આવાં મલિન ચિત્રોનું પ્રાધાન્ય એકલા પહેલા ભાગમાં જ છે. એમાં રમા અને ભૂપસિંહ, રાજબા અને બુદ્ધિધન, અલક અને જમાલ, અલક અને નવીનચન્દ્ર, પ્રમાદધન અને પદ્મા, પ્રમાદધન અને કૃષ્ણકલિકા, ખલકનન્દા અને જમાલ, રૂપાળી અને ગેરૂલો, ગરબડ અને રૂપાળી, મ્હાવો અને રઘી, રઘી અને રણજિત, ભૂપસિંહ અને કલાવતી, કલાવતી અને દુષ્ટરાય એ સૌ વચ્ચેના ગણાવતાં પાર ન આવે એટલા બધા લાંપટ્યપ્રસંગો કે ઉલ્લેખો ઉપરાઉપરી આવે છે. પછી બીજો ભાગ જુઓ તો તેમાં એવા પ્રસંગો બહુ જ ઓછા થઈ જાય છે. ફક્ત ત્રણચાર સંબન્ધોમાં આવી વાતો ત્યાં આવે છેઃ એક માનચતુરના પૂર્વજીવનના વૃત્તાન્તમાં, બીજી માનચતુર અને સુન્દર વચ્ચેના પ્રસંગમાં, ત્રીજી ચંડિકાની પુત્રવધૂ મનોહરીના કજોડાના બળાપાઓમાં, અને ચોથી બહારવટિયા પ્રતાપની કુમુદ માટેની લાલસામાં. આ રીતે પહેલા કરતાં બીજા ભાગમાં એ લાંપટ્યનું પ્રમાણ અત્યન્ત ઘટી ગયું છે. ત્યારે ત્રીજા ભાગમાં એવો એક જ પ્રસંગ યાદ આવે છે, ને તે સામન્તપુત્ર ભૃગુ ગુણસુન્દરી પર કુદૃષ્ટિ કરે છે એ. અને આવડા મોટા ચોથા ભાગ આખામાં તો લાંપટ્યનું નામનિશાન પણ નથી. (નિમ્ન પ્રદેશમાંથી નવા જ આવેલા શંકાપુરીની નજર બિન્દુપર ચોટેલી છે એ વાતનો આછો ઇશારો એક બે ઠેકાણે છે ને જ એમાં અપવાદ જેવો પ્રસંગ કહેવો હોય તો કહેવાય.) એટલે આ સંબન્ધમાં પણ ચારે ભાગોને એકીસાથે જોઈએ તો એમ બેધડક કહી શકાય કે મલિન ચિત્રો જ્યાં જ્યાં આપ્યાં છે ત્યાં ત્યાં તે કર્તાની કોઈ માનસવિકૃતિને કારણે નહિ પણ ક્રૂર, મધુર અને સ્વર્ Hell, Purgatory અને Heaven

એ ત્રિપુટીઓનું સ્મરણ કરાવે એવાં કંઈક ક્રમમાં ઊંચે ઊંચે ચડતા જતા જીવનનું ચિત્ર આપવાની એમની જે પૂર્વસ્વીકૃત યોજના હતી તેને જ અંગે એ આવ્યાં છે. પહેલો ભાગ એટલે અમુક અંશે Hell જેવી દુનિયા, આપણી આસપાસની ગંદકીમાં સબડતી વાસ્તવિક ત્રિગુણાત્મક સૃષ્ટિ, અને તેથી એમાં અશ્લીલ ચિત્રો આટલા મોટા પ્રમાણમાં આવે એ સ્વાભાવિક જ નહિ પણ એના નારકીપણા કે અધમતાની છાપ પાડવાને માટે અનિવાર્ય પણ છે. છેવટે, આ ક્રમિક યોજનાદ્વારા કર્તાએ વાર્તાનાયકનો પાંચેક મહીનાના જ ટૂંકા ગાળામાં જે માનસ-વિકાસ બતાવ્યો છે અને એના ચારિત્ર્યની જે ન્યૂનતાપૂર્તિ કરી છે તે પણ લક્ષમાં લેવા જેવું છે. પંડિતજીવનની મોટામાં મોટી મુશ્કેલી એ છે કે એને જીવન અને જગતનો જાતઅનુભવ બહુ ઓછો હોય છે. પંડિતનું જીવન મોટે ભાગે ગ્રન્થોમાં અને ભાવનાની જ સૃષ્ટિમાં વ્યતીત થયું હોય, એટલે વ્યવહારની વાસ્તવિક દુનિયાનો એને નામનો જ ખ્યાલ હોય છે. એ હંમેશાં વિચાર અને ભાવનાના જ જગતમાં વસતો હોય, એટલે એના બધા હિસાબ, એની સઘળી ગણતરીઓ વાસ્તવિક દુનિયાના ભાન વગર કેવળ ભાવનાના જ આંકડામાં હોય છે, અને તેથી વાસ્તવિક જગત સાથે એને સંઘર્ષણનો પ્રસંગ આવે છે ત્યારે ઘણીવાર એની ગણતરીઓ ઊંધી પડે છે અને એના જીવનમાં જબર ઊથલપાથલ થઈ જાય છે. પંડિતજીવનની આ ન્યૂનતા દૂર કરવાનો એક જ ઉપાય, અને તે એ કે તેને વાસ્તવિક દુનિયામાં ખૂબ ફેરવવો ને એ રીતે તેને જગતની બને તેટલી વિશેષ બાજૂઓ તેમ જીવનનાં શક્ય હોય તેટલાં વિશેષ ક્ષેત્રોનો પ્રત્યક્ષ અનુભવ કરાવવો. ગોવર્ધનરામે પોતાના વસ્તુવિધાનમાં વાર્તાના પંડિત નાયકને વાસ્તવિક દુનિયાનો આવો પ્રત્યક્ષ અનુભવ કરાવવાનો પણ ઉદ્દેશ રાખ્યો છે. સંક્રાન્તિકાળના સંસ્કૃતિસંઘર્ષણનું ચિત્ર આલેખવાના આશયથી રચાએલ આ વાર્તા યોગ્ય રીતે જ પિતા અને પુત્ર એટલે કે જૂના અને નવા જમાના વચ્ચેની 'સૌરાબરુસ્તમી'થી શરૂ થાય છે. એ 'સૌરાબરુસ્તમી'થી વિષાદ પામી

પંડિતયુગનો ભાવનાશીલ પણ અનુભવહીન અને તેથી વ્યવહારશૂન્ય પ્રતિનિધિ ગૃહત્યાગ કરીને ચાલી નીકળે છે. પ્રવાસમાં અથડાતાંકૂટાતાં ત્રણેક મહીને માઘમાસમાં એ સુવર્ણપુર પહોંચે છે. ત્યાં પોતાની અનાસક્ત ભાવનામૂલક ભૂલથી એક નિર્દોષ બાળાનું જીવન કેવું વિષમય બની ગયું છે તે એક જ મહીનાના નિવાસ દરમિયાન પૂરેપૂરું જોઈ લે છે, તેમ અલક સાથેના પ્રસંગને પરિણામે પોતાના મનોબળનું માપ પણ કાઢી શકે છે, તથા રજવાડી ખટપટોનો જાતઅનુભવ પણ એને વાસ્તવિક જગતનું દર્શન કરાવવામાં ખૂબ મદદગાર થઈ પડે છે. સુવર્ણપુરથી સુન્દરગિરિ પર આવ્યા પછી ચન્દ્રકાન્તના પત્રસમૂહદ્વારા એને દેશનાં દુઃખદારિદ્રયનું સાચું અને સચોટ ભાન થાય છે, એ દુઃખદારિદ્ર દૂર કરવા માટે દ્રવ્ય અને સહચરીની કેટલી બધી જરૂર છે તેની પણ એને સમજ પડે છે તેમ જ વિષ્ણુદાસના ઉપદેશને લીધે તથા એણે સમાધિ દ્વારા તેના સૂક્ષ્મ શરીરની સંસિદ્ધિની જે સાધના કરી તેને પરિણામે એના હૃદયની સઘળી ગ્રન્થિઓનો છેદ થઈ જાય છે. દેશસેવાને માટે જોઈતા અનુભવની એનામાં જે ન્યૂનતા હતી તે આ રીતે દૂર કરીને તથા એના અન્ય ભ્રમોનું નિરસન કરીને કર્તા એને સમર્થ લોકસેવક થવાની પૂર્ણ લાયકાત સાથે એનું સમાવર્તન કરાવી એના અસલ વતનમાં પાછો લાવે છે અને ત્યાં વાર્તાની પૂર્ણાહુતિ કરે છે. સરસ્વતીચન્દ્રના આ સુન્દરગિરિપરના નિવાસ ઉપરથી અને ત્યાંના અલ્પ નિવાસ પછી મુંબઈમાં આગમન ઉપરથી કર્તા જે સત્યનું સૂચન કરવા માગે છે તે એ છે કે માનવ-આત્મા ભાવનામય જીવનની સાધના અર્થે અલ્પકાળ ભલે સાંસારિક પરિસ્થિતિથી મુક્ત એવા કોઈ ઉચ્ચતર પ્રદેશમાં નિવાસ કરે, પણ એ સાધના પૂરી થયા પછી એણે પાછા આવવાનું તો છે એના લૌકિક જીવનરૂપી નિમ્ન પ્રદેશમાં જ અને એ લૌકિક જીવનરૂપી અસલ વતનમાં જ એણે પોતાના ભાવનામય જીવનની તાલીમને આચારમાં મૂર્ત કરવાની છે. સરસ્વતીચન્દ્રના વસ્તુવિધાનની ઝીણી ઝીણી વીગતોની અંદર પણ ગોવર્ધનરામે આ પ્રમાણે જે ઊંડું રહસ્ય મૂક્યું છે તેને કારણે પણ

એ સામાન્ય નવલકથા કરતાં મહાકાવ્ય એવા નામને વિશેષ પાત્ર કરે છે. તળેટીમાંથી ગિરિશિખર, ગંદા ભૂલોકમાંથી વિશુદ્ધતમ સ્વર્લોક, અને સંઘર્ષણમાંથી સંવાદ અને સમાધાન, એમ ક્રમિક ઉત્ક્રાંતિનું ચિત્ર આપવા માટે આવી ઊંડી સમજથી કરવામાં આવેલું સૂક્ષ્મ વ્યંજનાયુક્ત અને ધ્વનિસમૃદ્ધ વસ્તુવિધાન આખા ગુજરાતી નવલકથાસાહિત્યની બીજી એક પણ કૃતિમાં આપણે નહિ બતાવી શકીએ.

આંહીં સુધી આપણે સરસ્વતીચન્દ્રના વસ્તુની બાહ્ય રૂપરેખાનો જ વિચાર કર્યો. હવે એ બાહ્યરેખામાં સામાન્યમાં સામાન્ય વાર્તાવાચકનો પણ રસ સતત રીતે જળવાઈ રહે એને માટે કર્તાએ કેવી યોજના કરી છે તેનો જરા વીગતમાં ઊતરીને વિચાર કરો. વાર્તા ચિન્તનપ્રધાન અને પાંડિત્યપૂર્ણ બનવાની એ તો પહેલેથી જ નક્કી હતું, પણ એ અનિવાર્ય સ્વરૂપ એકવાર સ્વીકારી લીધા પછી એમાંના ચિન્તન અને પાંડિત્યના અંશોને બને તેટલો વાર્તાનો આકાર આપીને તેને શક્ય હોય તેટલું આકર્ષક રૂપ આપવાને કર્તાએ વસ્તુસંકલનામાં શી ગોઠવણ કરી, ને વાચક એકવાર પહેલો ભાગ વાંચવા લીધો તો પછી એને આગળના ચારે ભાગ વાંચવાનું કુતૂહલ જાગ્રત રહે તેને માટે એમણે કેવી ચાતુરી યોજી તે હવે આપણે જોવાનું છે. ગોવર્ધનરામ જોકે એક બાજૂથી પરમ ભાવનાશીલ પુરુષ હતા, છતાં બીજી બાજુથી સાત ગળણે ગળીને પાણી પીએ એવા પક્કા વ્યવહારકુશળ પુરુષ પણ હતા. એટલે એ લોકોની રગ બરાબર સમજતા હતા. એમણે જોયું કે પોતાને ગૃહ, રાજ્ય, ધર્મ આદિ જીવનક્ષેત્રો પર જે જ્ઞાનપ્રકાશ ફેંકવો છે તે લોકો ત્યારે જ ઝીલશે કે જ્યારે એકવાર તેઓ પોતાની વાર્તાકલામાં મુગ્ધ બની જશે અને પોતાની મુરલી સાથે નાચશે. એટલે એમણે નક્કી કર્યું કે પહેલા ભાગમાં તો આપણે લોકોને 'સુકયાની મદિરા પાઈને' સહુ જ બનાવી દેવાં, કે જેથી આખી વાર્તા પૂરી થાય ત્યાંસુધી એ આપણી પાછળ પાછળ પરવશપણે ઘસડાયાં જ કરે. 'સુન્દર થવું એ સ્ત્રીનું તેમ જ નવલકથાનું' પહેલું કર્તવ્ય એ એમનું જ સૂત્ર હતું, અને તે એમણે

આ પહેલા ભાગમાં પૂરેપૂરી કાળજી રાખીને અક્ષરશઃ પાળ્યું. 'સરસ્વતીચન્દ્ર'માં એમને અનેક ખંડોપખંડોથી વીંટળાઈ વળેલો ચાર માળનો ભવ્ય પ્રાસાદ ઊભો કરવો હતો. પણ એવો ભવ્ય પ્રાસાદ તો ત્યારે જ ઊભો કરી શકાય કે જ્યારે પહેલાં જમીનમાં ખૂબ ઊંડા પાયો નાખવામાં આવે અને તેના પર સંગીન ઊભણી તૈયાર કરી પ્રથમ ભૂમિકા પર પરમ આકર્ષક મન્દિર રચવામાં આવે. એટલે ગોવર્ધનરામે પોતાનામાં સ્થપતિ, સર્જક, કલાકાર, કારીગર, ચિત્રકાર, સુશોભનકાર આદિ તરીકેની જે કાંઈ શક્તિ હતી તે સઘળીનો વિનિયોગ કરીને પહેલા ભાગમાં અત્યન્ત મનોરમ મન્દિર રચ્યું ગુજરાતી જીવનની સામાજિક વાર્તાને રંજક બનાવવી હોય તો એને માટે રાજખટપટ અને ગૃહખટપટ જેવા આકર્ષક વિષયો બીજા બહુ થોડા મળવાના, એટલે ગોવર્ધનરામે પહેલા ભાગને માટે એ જ વિષયો લીધા, અને એક બાજૂથી લાંબા વખતથી સ્પર્ધા કરી રહેલાં બે કુટુમ્બોની રાજ-ખટપટ તો બીજી બાજૂથી નવી વહુ પરણી આવેલા શ્રીમન્ત વેપારી પુરુષના ઘરની સાવકા ઓરમાયાની ગૃહખટપટ એ બેનું પૂર્વાર્ધ ઉત્તરાર્ધમાં એવી સમર્થ પીંછીથી આલેખન કર્યું કે એ આલેખન **भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधकम्** બની ગયું અને ગુજરાતના વિવિધ વર્ગોના બનેલા સમસ્ત વાચકવર્ગને એણે પહેલે જ સપાટે સર કરી લીધો. નીતિની દૃષ્ટિએ જોઈએ તો આપણે ઉપર હમણાં જ બતાવી ગયા તેમ પહેલા ભાગની ભૂમિકા કર્તાએ વિચારપૂર્વક નિકૃષ્ટ જ યોજી છે.[૫] પણ કલાની દૃષ્ટિએ જોઈએ તો એમાં ગોવર્ધનરામે

૫. પહેલા ભાગમાંનાં અશ્લીલ ચિત્રોનો ખુલાસો ઉપર નીતિની દૃષ્ટિએ આપ્યો છે. તેમાં પૂર્તિરૂપે આકર્ષણની દૃષ્ટિએ થોડો વિશેષ ખુલાસો કરવા જેવો છે. પહેલો ભાગ એમને સર્વગ્રાહ્ય બનાવવો હતો, અને આ સર્વમાં મદન અને સ્ત્રીની વાર્તાઓને વશ થયેલાં ચિત્તવાળા વાચકો પણ ખરા એ ગોવર્ધનરામ જાણતા હતા, એટલે એમની તૃપ્તિને ખાતર આવાં ચિત્રોનું પ્રમાણ ગોવર્ધનરામે જાણી જોઈને મોટું રાખ્યું હોય એ છેક અશક્ય નથી લાગતું.

પોતાની સર્જનશક્તિનો સુવર્ણરસ એટલી છૂટથી રેલાવ્યો છે કે સુવર્ણપુરની એ સૃષ્ટિ આપણા નવલકથાસાહિત્યની ખરેખરી સુવર્ણનગરી બની ગઈ છે. વસ્તુસંકલના, પાત્રાલેખન, માનસવિશ્લેષણ, પ્રસંગવર્ણન, કલાન્યાય, અને જીવનદર્શન આદિ વિવિધ અંગોની અંદર ગોવર્ધનરામે આંહીં એવી રસપ્રભુતા અને કલાનિપુણતા બતાવી છે કે આજે અર્ધી સદી પછી પણ એને એની પ્રતિષ્ઠાની ગાદી પરથી કોઈ ખસેડી શકે એમ નથી ગોવર્ધનરામ જ્યારે નવલકથાકાર થવા ધારે છે ત્યારે કેટલી ઉચ્ચકોટિનું અસંદિગ્ધ સામર્થ્ય બતાવે છે એનો આ પહેલો ભાગ ચિરંજીવ પુરાવો છે. એટલે જેઓ 'સરસ્વતીચન્દ્ર'ને 'પુરાણ' કહીને મશ્કરી કરવા આવે છે, અને એ ઉપરથી ગોવર્ધનરામની નવલકથાકાર તરીકેની નિષ્ફળતા સિદ્ધ કરવા બેસે છે, તેમને માટે તો બીજું કંઈ નહિ પણ એમના એ પ્રયત્ન પ્રત્યે નિઃશબ્દ તિરસ્કારપૂર્વક, એક આ પહેલા ભાગ ભણી દૂરથી આંગળી ચીંધવી એ જ બસ થઈ પડશે. અને પહેલા ભાગની આ શક્તિ તો એના વિરોધીઓને અત્યારે પણ સ્વીકારવી પડે છે. એટલે તેઓ પહેલો ભાગ જાણે લખાયો જ ન હોય એવી વિલક્ષણ વિસ્મરણશક્તિ કેળવીને બાકીના ત્રણ ભાગોની જ વાતો ને ટીકા કરવા મંડી પડે છે. પણ ગોવર્ધનરામ જો પહેલા ભાગમાં સાચા પ્રતિભાશાળી સર્જક હતા અને એ ભાગમાં તો એમણે જો ખરેખરી વાર્તાકલા અવશ્ય બતાવી છે, તો પછી એમના નિન્દકોને આપણે પૂછીએ કે, પાછળના ભાગમાં ગોવર્ધનરામને પછી થઈ શું ગયું? શુ એમની પ્રતિભા પછી એકાએક અદશ્ય થઈ ગઈ? એમની સર્જકશક્તિનો શું પછી સર્વથા હ્રાસ થઈ ગયો? અને એમની વાર્તાકલા શું પહેલા ભાગની સાથે જ કરમાઈ ગઈ? ના. એમની પ્રતિભા તો ચોથા ભાગનાં છેક છેલ્લાં પ્રકરણો સુધી એવી ને એવી નવનવોન્મેષશાલિની જ રહી છે, એમની સર્જનશક્તિએ તો પછીના ભાગોમાં પણ જ્યાં જ્યાં એમણે આજ્ઞા કરી ત્યાં ત્યાં પહેલા ભાગના જેટલી જ લીલામાત્રથી ધારી સૃષ્ટિ ખડી કરી દીધી છે, અને એમની વાર્તાકલા તો છેલ્લા

ભાગોમાં પણ એમણે જ્યાં જ્યાં છૂટથી વિહરવા દીધી છે ત્યાં ત્યાં એટલી જ પ્રફુલ્લ અને પ્રાણવતી માલૂમ પડે છે. પણ મુદ્દાની વાત એ છે કે ગોવર્ધનરામ કેવળ કલાભક્ત નહોતા અને કલા ખાતર કલા એ એમનું સૂત્ર નહોતું. એમનું સૂત્ર તો જીવનની ખાતર–ઉદાત્ત ભાવનાશીલ જીવનને ખાતર–સર્વ, કલા પણ એ ઉદાત્ત જીવનની સિદ્ધિનું એક સાધનમાત્ર, એવું હતું. પહેલા ભાગની પ્રસ્તાવનામાં એમણે કહ્યું છે તેમ કલાની સુન્દરતા એમને મન માયા હતી, અને એ ' માયાઅંડ ફૂટતાં તત્ત્વજીવ સ્ફુરવો જોઈએ' એવો એમનો સિદ્ધાંત હતો, એટલે બીજા ભાગથી એમણે વાર્તાની બાહ્ય સુન્દરતા રૂપી માયા જાણી જોઈને ઇરાદાપૂર્વક–આગળ કહ્યું તેમ અશક્તિથી નહિ પણ અનાસક્તિથી–કમી કરવા માંડી, અને ઉદાત્ત જીવનની આન્તર સુન્દરતા ભણી પ્રેરે એવા વિચાર અને ભાવનાતત્ત્વ ઉપર વિશેષ લક્ષ આપવા માંડ્યું. અલબત્ત, 'જિજ્ઞાસા રસને દ્રવતો કરી મિષ્ટ વાર્તા ભેગો ઉપદેશ પાઈ દેવો ' એ પહેલા ભાગની નીતિ તો એમણે અન્ત સુધી ચાલુ જ રાખી, એટલે એ ભાગથી જે વાચકવર્ગ આકર્ષાયો હતો તે આગળ પણ કાયમ રહે એવી પેરવી તો પહેલા ભાગના અન્તિમ પ્રકરણમાં એમણે કરી જ રાખી, અને તે એવી રીતે કે વાચકોની જિજ્ઞાસાના કેન્દ્રરૂપ બનેલા વાર્તાનાયકને એમણે વાર્તાને અન્તે સુવર્ણપુરમાંથી ચાલી નીકળતો બતાવ્યો, એટલે હવે એ ક્યાં જાય છે, એના મિત્ર ચન્દ્રકાન્તને મળે છે કે કેમ, એ તેને મુંબઈ પાછો લઈ જઈ શકશે કે નહિ, બહારવટિયા તો એને ક્યાંક ઉપાડી નહિ જાયને, એવા એવા કૌતુકપ્રેરક પ્રશ્નો પહેલા ભાગના છેલ્લા પ્રકરણને અન્તે જગાડી એમણે વાચકવર્ગની ઉત્કંઠાને અત્યન્ત ઉત્કટ બનાવી મૂકી, એટલે જેવો બીજો ભાગ હાથમાં આવે કે તરત વાંચ્યા વિના એને ચેન પડેજ નહિ. આ કૌતુકવૃત્તિનો લાભ લઈને ક્યાંએ પોતાનો ચિન્તનભંડાર પછી ખોલવા માંડ્યો. તેમાં જીવનનો સૌથી નિકટનો પ્રદેશ ગૃહ, માટે બીજા ભાગમાં એમણે આપણા ગૃહસંસારનું તાદૃશ ચિત્ર આપી

એ દ્વારા એની સારીમાઠી બાજૂઓ તેમ અવિભક્ત કુટુમ્બ આદિ એની ફૂટ સમસ્યાઓ વાર્તાના રસિક રૂપમાં રજૂ કરી. ગોવર્ધનરામની વાર્તાકલા આ ભાગમાં બીજી ભૂમિકામાં પ્રવેશ કરે છે, એમાં વાર્તા સ્પષ્ટ રીતે ઉદ્દેશલક્ષી બનવા છતાં કલાકારનું સામર્થ્ય એનું એ રહ્યું છે, ને ગુજરાતના ગૃહસંસારને વિશે ગોવર્ધનરામને જે કંઈ સૂચવવું હતું તે આંહીં જીવન્ત પાત્રો દ્વારા જ સૂચવેલું હોવાથી આ બીજો ભાગ ચિન્તનાત્મક બનવા છતાં એ સર્વથા વાર્તા અને કલાની મર્યાદામાં જ રહ્યો છે. આમાં એક ઠેકાણે કર્તા કહે છે કે 'ક્ષુદ્ર ઘર-સંસારમાં પણ પર્યેષક બુદ્ધિને જોઈએ તેટલા વિચાર જડી આવે છે' (પૃ. ૬). અને આ વાત એકલી 'પર્યેષક બુદ્ધિ'ને માટે નહિ પણ સાથે સર્જકશક્તિને માટે પણ એટલી જ સાચી છે તે એમણે પોતે આ ભાગમાં સિદ્ધ કરી આપ્યું છે. આ ભાગ પુરવાર કરે છે કે ગોવર્ધનરામ જેટલા સર્જનસામર્થ્ય અને કલાપ્રભુત્વથી ઉદાત્ત, ભવ્ય કે ભભકભર્યા પાત્રપ્રસંગોનું આલેખન કરી શકે છે તેટલા જ સર્જન-સામર્થ્ય અને કલાપ્રભુત્વથી છેક સાદા ઘરગથુ પાત્રપ્રસંગોનું પણ આલેખન કરી શકે છે. પહેલા ભાગના બારમા પ્રકરણમાં ભૂપસિંહના રાજદરબારનું દબદબાભર્યું ચિત્ર જે અનુપમ કલાથી દોર્યું છે તે જ અનુપમ કલાથી આ ભાગમાં ચોથા પ્રકરણમાં ગુણસુન્દરીના સુવાવડ-પ્રસંગનું તેમ તે પછીની એની ગેરહાજરીને પરિણામે એના ઘરમાં થએલ અવ્યવસ્થાનું અને કુથલીકલહનું ચિત્ર કર્તાએ દોર્યું છે. મહેલથી તે ઝૂંપડી સુધીના, અણુથી તે મહદ્ પર્યન્તના નાના મોટા સર્વ પદાર્થોનું આટલી આસાનીથી સર્જન આલેખન કરી શકે એવી રસસિદ્ધ કલમો ગુજરાતી સાહિત્યમાં આપણે કેટલી બતાવી શકીશું? આ બીજો ભાગ પૂરો કરતાં પણ કર્તાએ વાચકની કૌતુકવૃત્તિને તો એવી ને એવી જ જકડી રાખી છે, કેમકે સુવર્ણપુરથી નીકળેલો સરસ્વતીચન્દ્ર તો તરત પાછો બાવાઓના ખભા ઉપર ચડીને અદશ્ય થઈ જાય છે. એટલે એના પૂરતી વાચકની જિજ્ઞાસા એવી ને એવી અતૃપ્ત રહે છે, તેમાં

વળી કુમુદ પણ સુભદ્રામાં તણાઈ જાય છે, અને કર્તા કહે છે તેમ એના માર્ગ જુદા હતા પણ દિશા એક હતી, એટલે ભવિષ્યમાં એ બંનેનું શું થવાનું, સુન્દરગિરિ પર કે કયાંયે એ બંનેનો ફરીથી મેળાપ થવાનો કે કેમ વગેરે પ્રશ્નો ઊભા કરીને આ બીજો ભાગ પણ પહેલાના જેટલી જ ઉત્કટ ઉત્સુકતા વાચકમાં જગાડે એવી રીતે કર્તા પૂરો કરે છે. આ ઉત્સુકતા ચાલુ હોય છે ત્યાં જ ગોવર્ધનરામ આપણા જીવનનો ગૂઢ પછીનો રાજ્યનો પ્રદેશ ત્રીજા ભાગમા હાથમાં લે છે. આ ત્રીજો ભાગ એ ગોવર્ધનરામની એક પ્રકારની કાલ્પનિક ઐતિહાસિક નવલકથા છે, કેમકે એમાં પાત્રો બધાં કાલ્પનિક છે, પણ એની પાછળનું ઐતિહાસિક તત્ત્વ સાચું છે. ગુજરાતનો નકશો જોશો તો જણાશે કે રાજ્યવિષયમાં ગુજરાતનો મોટામાં મોટો પ્રશ્ન એનાં દેશી રજવાડાંનો પ્રશ્ન છે. એ દેશી રજવાડાં જો સુધરે તો ગુજરાતી પ્રજાના ઉત્કર્ષનો પ્રશ્ન અડધો તો ઊકલી જાય. એટલે ગોવર્ધનરામે આ ભાગમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું સાર્વભૌમત્વ ગુજરાતમાં શરૂ થયું એ સંક્રાન્તિકાળને કેન્દ્રમાં રાખી આપણાં દેશી રાજ્યોને સદાને માટે પ્રેરક પ્રબોધક બની રહે એવું રાજનીતિશાસ્ત્ર મલ્લરાજ, જરાશંકર, સામન્ત, સેના, મણિરાજ આદિ રત્નનગરીના રાજ્યતન્ત્રનાં સજીવ પાત્રો અને રસમય જીવનપ્રસંગોદ્વારા આપણને આપ્યું છે. 'મહાભારત'નું શાન્તિપર્વ જેમ સંસ્કૃતમાં રાજધર્મનો ઉત્તમ ગ્રન્થ છે, તેમ 'સરસ્વતીચન્દ્ર'નો આ ત્રીજો ભાગ ગુજરાતમાં રાજધર્મનો એવો જ ઉત્તમ ગ્રન્થ છે. અલબત્ત, આ ગ્રન્થથી ગોવર્ધનરામનું ચિન્તન એમના સર્જનથી છૂટું પડવા લાગ્યું છે, એટલે એમાંના કેટલાક ભાગો સામાન્ય વાચકને કંટાળો આપે તો તેમાં નવાઈ નથી. છતાં એકંદરે મણિરાજનું પ્રજાવાત્સલ્ય, મલ્લરાજનો ક્ષાત્રઉદ્રેક, સામન્તની રાજભક્તિ, સેનાની પતિભક્તિ, અને મણિરાજના બાલ્યકાળ તેમ યૌવન, સંવનન, લગ્ન, આદિના કેટલાક પ્રસંગો એવી કલામય રીતે કર્તાએ આમાં વચ્ચે વચ્ચે ગૂંથી દીધા છે કે વાર્તાનું પોત કંઈક પાંખું પડવા છતાં એનું વાર્તાતત્ત્વ તો આ ભાગમાં પણ ઠેઠ અન્ત સુધી જળવાઈ જ રહ્યું છે. ત્રીજા

ભાગને અન્તે પણ નાયકને જોકે આપણે સુન્દરગિરિ પર આવી ગએલો જોઈએ છીએ, છતાં નાયિકાની વાર્તા તો બીજા ભાગ વેળા હતી એવી જ અદ્દર આમાં પણ રહી છે, એટલે વાચકની જિજ્ઞાસાવૃત્તિ વાર્તાના ચોથા ભાગને માટે પણ એટલી જ જાગ્રત રહે છે. અને હવે એ ચોથો ભાગ જુઓ. આ ચોથા ભાગમાં કર્તાનો આશય આપણી સંસ્કૃતિનું સમગ્રાવલોકન કરવાનો હતો. આગલા ભાગોમાં ગૃહ, રાજ્ય, ધર્મ, સંસ્કૃતિ આદિના જે વાસ્તવિક વાર્તાપ્રસંગો આપેલા તેની પૂર્તિ તેમ પર્યાલોચન, ભાષ્ય, સમીક્ષા આદિરૂપમાં તાત્ત્વિક ચિન્તન આમાં એમને રજૂ કરવાનું હતું. એટલે આમાં વાર્તાતત્ત્વ દબાઈ જાય અને ચિન્તનતત્ત્વ ઉપર તરી આવે એ દેખીતું જ અનિવાર્ય છે. છતાં એની સામે જે ટીકા આજ સુધી થઈ રહી છે તેમાં પાર વગરની અત્યુક્તિ અને જાતે વિચાર્યા તપાસ્યા વગર એક વાર એક વસ્તુ ચેરાઈ ગઈ તે બસ સદાને માટે ચેરાઈ જ ગઈ એવી અન્ધપરંપરા જેવું ઘણું થયું છે, અને એને માટે 'પુરાણ' 'અનેકચર્ચાસંગ્રહ' વગેરે જે નામો આપણા વિવેચકોએ આપ્યાં છે તેનો અવળો અર્થ કરવામાં આવ્યો છે. બાકી જો નિર્લેપ અને સ્વસ્થ સ્વતંત્ર દૃષ્ટિએ તપાસ કરવામાં આવે તો માલૂમ પડશે કે આ બહુ વગોવાએલા ચોથા ભાગમાં આગલા ત્રણે ભાગોની સરખામણીમાં ચિન્તનતત્ત્વ જોકે સૌથી વધારે છે, છતાં આ એક જ ભાગમાં જો સર્જન અને ચિન્તનનું પ્રમાણ તપાસીએ તો એમાં ચિન્તન કે ચર્ચા કરતાં સર્જન કે વાર્તાનો ભાગ ઓછામાં ઓછા બમણો જોવામાં આવે છે. આ ભાગમાં ગોવર્ધનરામ જોકે પ્રધાન રીતે ચિન્તક અને શિક્ષક બન્યા છે, છતાં શિક્ષક તરીકે પણ એ માનસશાસ્ત્રના નિયમો સમજનાર કુશળ શિક્ષક હતા, એટલે ચિન્તનનો ભાર એકી સાથે અથવા એક જ આકારમાં એમણે વાચકના ચિત્ત પર કયાં યે લાદ્યો નથી, પણ પહેલાં ત્રણ પ્રકરણ વાર્તાનાં તો ચોથું એક ચિન્તનનું, વળી પાછાં ત્રણ ચાર પ્રકરણ બીજાં વાર્તાનાં ને એક ચિન્તનનું, એમ વાંચનારનું મગજ કંટાળે નહિ અને કંટાળ્યું હોય તો તરત પાછું

તાજું પ્રફુલ્લ બની જાય એવી યોજના સળંગ રીતે કરી છે. ઉદાહરણ તરીકે, આ ભાગનું સૌથી પહેલું ચિન્તનાત્મક પ્રકરણ 'દેશી રાજ્યોનો શો ખપ છે ? વગેરે'વાળું છે, તો એની પહેલાંનાં ત્રણ અને પછીનું એક શુદ્ધ સર્જનાત્મક પ્રકરણ છે. આથી એકંદરે ચાર રંજક પ્રકરણો વચ્ચે એક ચિન્તક પ્રકરણ આવ્યું છે. પછીનું બીજું ચિન્તનાત્મક પ્રકરણ 'સરસ્વતીચન્દ્રની અશ્રુધારા' એ છે. પણ તે યે આગળ એક ને પાછળ ચાર એમ પાંચ સર્જનાત્મક પ્રકરણોની વચ્ચે આવેલું છે. તે પછીનું ત્રીજું ચિન્તનાત્મક પ્રકરણ 'મલ્લમહાભવન'વાળું છે, પણ તે પણ આગળ ચાર અને પાછળ ૭ સર્જનાત્મક પ્રકરણોની બેવડ વચ્ચે કુશળતાપૂર્વક ગૂંથેલું છે. આમ ધ્યાનપૂર્વક જોશો તો સળંગ રીતે ચિન્તનની બંને બાજૂ સર્જનનું મોટું પ્રમાણ રાખીને એને બને તેટલું હળવું અને સુગ્રાહ્ય કરવાનો કર્તાએ સફળ પ્રયત્ન કર્યો છે. વળી ગોવર્ધનરામના ચિન્તનના આકાર વિશે પણ એક વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે. એમની પૂર્વેના આપણા આદ્ય નવલકથાકાર નન્દશંકર પણ એમના જમાનાના ચિન્તનપરાયણ જ્ઞાનરસિક પંડિત હતા, અને 'કરણઘેલો'માં એમણે ચિન્તનતત્ત્વ ઠેર ઠેર વેર્યું છે, પણ એ બધું ચિન્તન રજૂ કરવાને માટે એમને સીધા સાદા શુદ્ધ નિર્ભેળ નિબન્ધ સિવાય બીજો એકે આકાર જડ્યો નથી. ત્યારે ગોવર્ધનરામની ખૂબી એ છે કે એમણે એક પણ સ્થળે પોતાનું ચિન્તન ખુલ્લા નિબન્ધના આકારમાં મૂક્યું નથી. ચાલુ વાર્તાપ્રસંગમાં પોતાને કંઈ ચિન્તનકણિકા રજૂ કરવી હોય તોપણ મોટે ભાગે એ ગ્રન્થકારરૂપે સ્વમુખે રજૂ કરતા નથી, પણ આજૂબાજૂ જે કોઈ પાત્ર હોય તેના મન્તવ્ય કે વિચારરૂપે જ તે રજૂ કરે છે. એટલે કે આજે વાર્તા વચ્ચે દોઢડહાપણ કરવાની કે ડપકાં મૂકવાની જે છૂટ રા. રમણલાલ દેસાઈ અસહ્ય પ્રમાણમાં લઈ રહ્યા છે તે છૂટ પુરાણી તરીકે બહુ નિન્દાએલા ગોવર્ધનરામે ઓછામાં ઓછી લીધી છે. અને જ્યારે એમને કોઈ વિષય ઉપર

લાંબી વિચારમાળા આપવી હોય ત્યારે તેને નિર્મળ નિબન્ધનું રૂપ ન આપતાં એક વાર વ્યક્તિઓની સંવાદ તો બીજી વાર જુદાં જુદાં પાત્રો વચ્ચેની પત્રમાળા, ત્રીજીવાર વળી પૌરાણિક પાત્રો પર રચાએલું રૂપક, તો ચોથી વાર નાયક નાયિકાએ જોએલી સ્વપ્નસૃષ્ટિ અને પાંચમી વાર આચાર્યનું ધર્મપ્રવચન એમ વિવિધ વેશમાં–અને તે પણ નવલકથાને સૌથી નિકટના ગણાય એવા સંવાદ, પત્ર, રૂપક, સ્વપ્નદર્શન આદિ વાર્તાત્મક વેશમાં–રજૂ કરવાની ખાસ કાળજી રાખી છે. એટલે આ દૃષ્ટિએ જોશો તો ખાતરી થશે કે વાર્તાને ચિન્તનપ્રધાન બનાવવાની છે એ કર્તાનું પૂર્વનિર્ણીત પ્રયોજન એક વાર સ્વીકારી લ્યો તો પછી એને વાર્તાની મર્યાદાની અંદર રાખવાનો અને એમાંના ચિન્તનને પણ નિબન્ધ જેવા એકના એક નીરસ આકારમાં ઢાલવવાને બદલે પત્ર, રૂપક, સંવાદ, સ્વપ્નદર્શન આદિ વાર્તાત્મક સાહિત્યપ્રકારરૂપે રજૂ કરીને એ ચિન્તનને બને તેટલું રોચક રૂપ આપવાનો ગોવર્ધનરામે આમાં સળંગ રીતે પ્રયત્ન કર્યો છે, અને પ્રાકૃત વાર્તાવાચકને એ ચિન્તનાત્મક ભાગો ભલે નીરસ લાગે. પણ એના સાચા અધિકારી વાચકોની દૃષ્ટિએ તો એ પ્રયત્નમાં ગોવર્ધનરામ પૂરેપૂરા સફળ પણ થયા છે.

ગોવર્ધનરામે પોતાના ચિન્તનતત્ત્વને બને તેટલું રોચક અને સુયોગ્ય રૂપ આપવાને વસ્તુસંકલનામાં જે યોજના કુશળતાપૂર્વક કરી છે તે આ રીતે જોઈ ગયા પછી હવે આપણે જરા શાન્તિથી વિચાર કરીએ કે, 'સરસ્વતીચન્દ્ર'ના એ ચિન્તનતત્ત્વથી એટલા બધા ગભરાવાની કે એનો બચાવ કરવા બેસવાની જરૂર છે ખરી? આજે આપણે નવલકથામાં ચિન્તનઅંશથી ભલેને ગમે તેટલા ભડકીને ભાગીએ, પણ નવલકથામાંથી ચિન્તનનો સદન્તર વિલોપ કે બહિષ્કાર શું જગતમાં કદી પણ થઈ શકવાનો છે? આજની ગુજરાતી વાર્તાપ્રણાલી આગલા યુગની વાર્તાપ્રણાલી સામેના તીવ્ર પ્રત્યાઘાત રૂપે જન્મી છે, એટલે સ્વાભાવિક રીતે આજે એ ગંભીરતા અને ચિન્તનની

સામે મુખ મરડીને બેઠી છે, પણ આજની નવલકથાએ ગંભીરતા અને ચિન્તન સામે મુખ મરડ્યું માટે સદાકાળની નવલકથાએ પણ મરડ્યું એમ થોડું જ બનવાનું છે? આગલા યુગની સામે જેમ આજના યુગે પ્રત્યાઘાત કર્યો, તેમ આજના યુગ સામે પણ એવો જ પ્રત્યાઘાત કરનારી નવી વાર્તાપ્રણાલી ગુજરાતમાં પણ આવવાની જ છે. એ આજ આવે, પંદર વરસે આવે, કે પછી પચાસ વરસે આવે, એવું બંડ જગાવનારો ભાવી નવલકથાકાર આજે પાઠશાળામાં ભણી રહ્યો હોય, કે પારણામાં ઝૂલી રહ્યો હોય, અથવા પચીસ વરસ પછી જન્મવાનો પણ હોય, પણ જ્યારે આવશે ત્યારે એને બંડ તો આજની વાર્તાપ્રણાલીના કેવળ ધડાકાભડાકા, દોડાદોડ, અને મારામારને સર્વસ્વ માનતા છીછરાપણા સામે જ જગાવવું પડશે, અને પછી એ સમયની નવલકથા ભલે 'સરસ્વતીચન્દ્ર'ના જેવી આજે ઘણાને અતિગંભીર 'પુરાણ' જેવી લાગે છે તેવી ન બને, છતાં પાંડિત્ય, ચિન્તન, અને ગાંભીર્યના અંશો ભલે જુદા રૂપમાં અને જુદા પ્રમાણમાં પણ એનામાં અવશ્ય આવવાના જ છે એનું કારણ એ છે કે નવલકથા ગમે તેટલું કરે તોપણ ગંભીરતા અને ચિન્તનનું તત્ત્વ બહુ લાંબા કાળ માટે તો પોતામાંથી બાતલ રાખી શકે જ નહિ, કેમકે માનવજાતિને જમાને જમાને મથતા કરતા મહાપ્રશ્નોને સર્વભોગ્ય સર્જનકૃતિરૂપે મૂર્ત કરવાનું એ જ સબળામાં સબળ મુખ્ય સાધન છે. એટલે નવલકથામાંના નિબન્ધતત્ત્વને આજે આપણે ભલેને ગમે તેટલી ગાળો દઈએ, પણ નિબન્ધ સાથેની એની સગાઈ હંમેશને માટે કદી તૂટવાની જ નથી. નવલકથાની ઉત્પત્તિનો ઇતિહાસ તપાસો તોપણ નિબન્ધ સાથેનો એનો સંબન્ધ અવિયોજ્ય જણાશે. આ સાહિત્યપ્રકાર આજના રૂપમાં આપણે અંગ્રેજી પાસેથી શીખ્યા. એ અંગ્રેજીમાં નવલકથાનો જન્મ એડિસન આદિના રૉજર ડી કૉવર્લી (Roger de Coverley) જેવાં પાત્રોનાં રેખાચિત્રો આપનાર રસમય નિબન્ધોમાંથી જ થયો. એ રીતે અંગ્રેજી નવલકથાનો પૂર્વજ

પુરુષ નિબન્ધ જ છે. તે પછી રેસ્ટોરેશનયુગમાં પ્યૂરિટનો રંગભૂમિ સામે સુગાયા, એટલે નાટકનાં કેટલાંક તત્ત્વોનું તેમાં મિશ્રણ કરી આ નવલકથારૂપી સાહિત્યપ્રકારને વિકસાવવામાં આવ્યો. આ રીતે નવલકથાને એક બાજૂથી નિબન્ધ તો બીજી બાજૂથી નાટક સાથે બહુ જૂનો નાતો છે.[૧] આમાંથી યુગે યુગે જુદા જુદા સર્જકો પોતપોતાની પ્રકૃતિ અને પરિસ્થિતિ અનુસાર નિબન્ધ કે નાટકના અંશો વાર્તામાં ઓછાવત્તા ઉમેરીને નવલકથાઓ રચે છે. આપણા પુરોગામી પંડિતયુગનું સ્વરૂપ એવું હતું કે એ નવલકથામાં નાટક કરતાં નિબન્ધના અંશો વિશેષ સ્વીકારે. આજનો યુગ એની સામે પ્રત્યાઘાતરૂપે ઊભો થયો છે, એટલે નવીનતા ખાતર પણ એને જુદી જ દિશા પકડવી પડી છે, અને નિબન્ધને બદલે નાટકના અંશોનું પ્રાધાન્ય તેમાં એને રાખવું પડ્યું છે. પણ તેથી નવલકથાનો નિબન્ધ સાથેનો સંબન્ધ સદાકાળને માટે તૂટી ગયો એમ માનવાનું કારણ નથી ભવિષ્યની વાત કરવા શું કામ જવું? આજે પણ અંગ્રેજીમાં વેલ્સ જેવા વાર્તાકાર પોતાના વિચારોનો પ્રચાર કરવા માટે પોતાની નવલકથાઓમાં નિબન્ધનું તત્ત્વ કેટલું બધું મોટું રાખે છે? વેલ્સ જેવો વિચારક આજે ગુજરાત પાસે કોઈ નથી, એટલે આજે ગુજરાતમાં એકલો કૂદાકૂદમાં જ રાચતી અને ચાપલ્ય ચમકને જ સર્વસ્વ સમજતી રંજક વાર્તાઓનું પ્રાબલ્ય જામ્યું છે. પણ જેવો ગોવર્ધનરામ જેવો બીજો કોઈ વિચારક ગુજરાતમાં અવતરવાનો, અને પોતાના વિચારો જનતાના ઊંચાનીચા સર્વ થરોનાં નાનાંમોટાં સર્વ રંધ્રોમાં વ્યાપી વળે એવો અભિલાષ એને જાગવાનો, તેવો જ આજની વાર્તાપ્રણાલીમાં પલટો આવવાનો, અને ત્યારે ભલે જુદે રૂપે અને જુદી માત્રામાં પણ એમાં નિબન્ધ અને ચિન્તનનું તત્ત્વ ઓછુંવત્તું આવ્યા વિના નહિ જ રહેવાનું.

---

૧. ગણિતના સમીકરણના રૂપમાં કહીએ તો નવલકથા = વાર્તા + નિબન્ધ + નાટક.

એટલે એકલી આજની વાર્તાપ્રણાલી ઉપર ફિદા થઈને 'સરસ્વતીચન્દ્ર' પર તૂટી પડવાની જરૂર નથી. અને એની અન્તિમ મૂલવણી પણ એના સામે પ્રત્યાઘાતરૂપે જન્મેલી આજની વાર્તાપ્રણાલીના પૂર્વગ્રહોથી પર રહીને તટસ્થ અને સ્વસ્થ શાન્ત ચિત્તે જ કરવાની છે. એવી પૂર્વગ્રહમુક્ત તટસ્થ દૃષ્ટિએ જોનાર સૌને સ્વયમેવ પ્રતીતિ થશે કે 'સરસ્વતીચન્દ્ર' એના પંડિતયુગનું મહાકાવ્ય તો છે જ, પણ વિશેષમાં સમસ્ત ગુજરાતી નવલકથાસાહિત્યનો એ નગાધિરાજ છે. કેવળ આયોજનકલાને ધોરણે જુએ તેને એમાં ભલે ગમે તેટલા દોષો દેખાય, પણ નવલકથામાં કેવળ આયોજનકલા એ અન્તિમ નિર્ણયકારી તત્ત્વ છે જ નહિ, એ અન્તિમ નિર્ણયકારી તત્ત્વ તો જીવનનિર્માણની શક્તિ અને એ શક્તિનો કોઈ મહાભાવનાના નિરૂપણમાં વિનિયોગ એ જ છે. નવલકથાનું મુખ્ય કામ જ જીવનનું સર્જન કરવાનું છે. એ સર્જન તે જેટલી સાહજિકતાથી, જેટલા સામર્થ્યથી, જેટલી કળાથી, જેટલા વિશાળ ફલક પર, અને સાથે જેટલા ઉદાત્ત, ઉચ્ચગ્રાહી, ભાવનાપ્રેરક સ્વરૂપનું કરે તેટલા પ્રમાણમાં એ નવલકથા તરીકે ઊંચા વર્ગમાં સ્થાન પામે છે. આથી જ જગતના નવલકથાના ઇતિહાસમાં પ્રથમ પંક્તિનું સ્થાન એકલી વાર્તાની રંજકતા કે વસ્તુસંકલનાની સુશ્લિષ્ટતા પર આધાર રાખતા ડૂમા કે વિલ્કી કોલિન્સ જેવાને નહિ, પણ આકારમાં જાણે અણઘડ અને સંકલનામાં જાણે શિથિલ છતાં જેની એકંદર છાપ રા. ન્હાનાલાલના 'છલ્લા થાકીને વિરમે રે "વિરાટ" "વિરાટ" વદી' એ શબ્દોમાં જ વર્ણવી શકાય એવી સાગરોપમ વિશાળ ભૂમિ પર જીવનનું લીલામાત્રથી સર્જન કરતા ટોલ્સ્ટોય કે ડોસ્ટોયેવસ્કી જેવા બધી આયોજનકલાના નિયમોને નિરાંતે છાજલી પર ચડાવીને મનસ્વી નવલકથાઓ રચતા અકબંધ વાર્તાકારોને જ મળે છે. વસ્તુસંકલનાના વિષયમાં ગોવર્ધનરામ પણ એવા જ મનસ્વી અકબંધ વાર્તાકાર છે, પણ 'છલ્લા થાકીને વિરમે રે "વિરાટ" "વિરાટ" વદી' એ શબ્દો આખા ગુજરાતી સાહિત્યમાં જો

કોઈને પણ માટે વાપરી શકાય એમ હોય તો તે આ આપણા નવલકથાસાહિત્યના નગાધિરાજ 'સરસ્વતીચન્દ્ર'ને માટે જ છે. નગાધિરાજની પેઠે એમાં ચડતાં ચડતાં હાંફી જઈએ, ફરતાં ફરતાં થાકી જઈએ, અને જોતાં જોતાં ભડકી જઈએ એવી કરાડો, કોતરો, ખાઈઓ વગેરે પુષ્કળ છે. પણ એકંદરે એ ગુજરાતી સાહિત્યનો ગિરિરાજ છે. એની સાથે સરખાવતાં આજની એની અનુગામી વાર્તાઓ બધી નાની નાની ટેકરીઓ જેવી જ લાગે છે—નાજુક, નમણી, મનોરમ, મનરમાડાના ને કાળગળામણાના સાધન રૂપે આકર્ષક, પણ એકંદરે છેક જ વામણી અને અલ્પ. ચોથા ભાગમાં મધુરી અને નવીનચન્દ્રનું તારામૈત્રક થાય છે એ તરસ્થાન પર મોહનીમૈયા સરસ્વતીચન્દ્રને સૌથી પહેલી વાર જુએ છે અને એને જોઈ ને એના ગયા પછી એના સ્વરૂપ વિશે કહે છે કે 'ભવ્યતા અને સુન્દરતાનો સંયોગ પુરુષવર્ગમાં આજે જ પ્રત્યક્ષ કર્યો.' (પૃ. ૨૬૨) અને સરસ્વતીચન્દ્ર પુરુષની પેઠે 'સરસ્વતીચન્દ્ર' ગ્રન્થનું જો આપણે એક જ વાક્યમાં વર્ણન કરવું હોય તો આપણે પણ એમ જ કહીએ કે ગુજરાતી સાહિત્યમાં 'ભવ્યતા અને સુન્દરતાનો' આવો સંયોગ આજ સુધીમાં બીજી એક પણ કૃતિમાં થયો નથી. એટલે જ અહીં સુધીની ચર્ચાને અન્તે હવે આપણે બેધડક કહી શકીશું કે ગુજરાતી સર્જનસાહિત્ય રૂપી સુન્દરગિરિનું 'સરસ્વતીચન્દ્ર' એ ચિરંજીવ શૃંગ છે, અને એની સામે ભલે ગમે તેટલા પ્રહારો કરવામાં આવે તોપણ એ ચિરંજીવ જ રહેવાનું છે.[૭]

૭. અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના વાર્ષિક વ્યાખ્યાનરૂપે તા. ૨૮–૯–૪૧ના રોજ વાંચેલો નિબન્ધ, 'નિકષરેખા'માંથી સંક્ષિપ્ત. આમાં જુદે જુદે સ્થળે કરેલાં વિધાનોના પુરાવામાં પુષ્કળ અવતરણો મૂળ નિબન્ધમાં આપવામાં આવ્યાં છે, તે સંક્ષેપ ખાતર અહીં છોડી દેવાં પડયાં છે, તેથી જિજ્ઞાસુએ તે 'નિકષરેખા'માંથી વાંચી લેવાં.

# ગોવર્ધનરામની પ્રીતિમીમાંસા

લેખક : મનસુખલાલ ઝવેરી

[ 'સરસ્વતીચંદ્ર'ના અધિકારી વિવેચકોમાંના એક પ્રો. મનસુખલાલ ઝવેરી છે. 'સરસ્વતીચંદ્ર' પરના એમના અભ્યાસલેખોમાંથી અહીં તો બે જ લેખ લઈ શકાયા છે. એમના અધ્યયનની પરિપક્વતા આ બંને લેખોમાં દેખાશે. 'સરસ્વતીચંદ્ર'ના વિશેષ અભ્યાસ માટે 'થોડા વિવેચનલેખો' અને 'પર્યેષણા' ઉપયોગી ગણાય. ]

સમન્વય યુગના યુગપતિ ગોવર્ધનરામભાઈએ 'સરસ્વતીચંદ્ર'માં જીવનના અનેકવિધ પ્રશ્નોનું મંથન કર્યું છે. અને પશ્ચિમનાં ઉપાદેય તત્ત્વોને લાવીને ભારતના સંસ્કૃતિબાગને પુનરપિ સૌરભમય કરવાનું મહાકાર્ય કર્યું છે. દામ્પત્ય અને પ્રેમ, એ બે તે યુગના ચિંતકો અને સર્જકોના મનને મથી રહેલા પ્રશ્નો હતા: ગોવર્ધનરામભાઈની પર્યેષક દૃષ્ટિ એ પ્રશ્નોથી અસ્પૃષ્ટ કેમ રહે? તેમણે પણ, યુગના બીજા સમર્થ ચિંતક કવિ નાનાલાલની માફક, દામ્પત્ય અને પ્રેમના પ્રશ્નની ચર્ચા કરી છે.

ગોવર્ધનરામભાઈ માને છે કે કામ દુર્જય છે; એટલું જ નહિ, પણ જગતની સ્થિતિ માટે એ કલ્યાણસાધન છે. મનુષ્યજાતિમાં સ્ત્રીજનનું સંરક્ષણ તો એ જ કરે છે. કારણ કે સ્ત્રીજનને જો મન્મથ સહાય ન થાય તો કાં (પુરુષ કેવળજ્ઞાની થઈ જતાં) અશરણ થાય; અને કાં (પુરુષ અજ્ઞાની હોય તો) દુષ્ટશરણ થાય. કામ, આ રીતે, મનુષ્યજાતિની વ્યવસ્થા માટે આવશ્યક તત્ત્વ છે, એટલું જ નહિ પણ સ્ત્રીજન માટે તો એ અનિવાર્ય મહત્ત્વનું તત્ત્વ છે એમ ગોવર્ધનરામભાઈ સ્વીકારે છે.

એમણે ગણાવેલા ચાર પ્રકારના કામ–પાશવ, જાર, પરિશીલક અને પુત્રાયિત કામ તથા ચતુર્વિધ પ્રીતિ—વિષયાત્મિકા, સંપ્રત્યયાત્મિકા, આભિમાનિકી અને આભ્યાસિકી પ્રીતિમાંથી ગોવર્ધનરામભાઈ પરિ-

શીલક અને પુત્રાયિત, એ બે પ્રકારના કામને જ ઇષ્ટ ગણે છે. કારણ કે ધર્મની મુદ્રા એ કામને જ મળેલી છે. અને પ્રીતિમાં પણ આભિમાનિકી અને આભ્યાસિકી પ્રીતિ જ, એમની દૃષ્ટિએ, ઉત્તમ છે; કારણ કે એ પ્રીતિ સ્વયંભૂ મન્મથના ઉત્કટ બોધના બળથી અને કર્મના પુનઃ પુનઃ અનુષ્ઠાનથી જામેલી હોય છે.

કામ, ભોગ અને પ્રીતિ જ્યારે સ્થૂલ શરીરને પોતાનો વિષય કરે છે ત્યારે સ્થૂલ હોય છે, સૂક્ષ્મ શરીરને વિષય બનાવે છે ત્યારે સૂક્ષ્મ અથવા અધ્યાત્મ હોય છે. અને એ સૂક્ષ્મ અથવા સ્થૂલસૂક્ષ્મ કામ ભોગ અને પ્રીતિ, ધર્મ ભક્તિ અને જ્ઞાનના જેટલાં જ, મોક્ષનાં સાધન બને છે. એટલે જ ગોવર્ધનરામમાર્ગના સાધુજનો કેવળ સ્થૂલ કામાદિને સંગ્રહતા નથી, પણ સૂક્ષ્મ કામાદિનો નિરોધ કરતા નથી.

અલબત્ત, સાધુજનોમાં કોણે એકલાં, અવિવાહિત જીવન ગાળવું અને કોણે ત્રસરેણુકાદિ સંયુક્ત રૂપ પામવાં એ વ્યવસ્થા શ્રીયદુનંદનની છે, મનુષ્યની નથી. પણ બે હૃદયો એક બીજા પ્રત્યે આકર્ષાય, એ બન્ને હૃદયકમલ પરસ્પરનું સંબોધન અને અભિજ્ઞાન કરે એટલે એ સંયોગ કરવા શ્રીયદુનંદન ઇચ્છે છે કે નહિ તે જાણવા માટે પુરુષ સાધુ-સાધ્વી જનનું સંવનન કરે છે અને સાધુ અને સાધ્વી પોતપોતાના મન્મથને પરિશીલક કરે છે. આ પરિશીલન અને સંવનન નિર્વિઘ્ને સમાપ્ત થાય અને ઉભયની સંયોગવાસના પૂર્વવત્ તીવ્ર રહે તો ઉભયનો વિવાહ થઈ ગયો છે એમ સમજાય.

આ રીતે સ્ત્રીપુરુષ ઉભયનાં મન અને ચક્ષુનો પરસ્પર નિબંધ ભગવાન્ મન્મથ જાતે રચે છે. તે પછી સંવનન-કાળે અને પરિશીલન દશામાં સ્ત્રીપુરુષ આ મન્મથના મન્થનથી તપ તપે છે. અને તે તપમાં સિદ્ધ થાય ત્યારે પરસ્પર સંકલ્પની પરિપાકદશા થતાં જે પ્રતિજ્ઞાઓ થાય તે ગાંધર્વવિવાહ.

હૃદયનો વિવાહ તો પરિશીલનની મગળ સમાપ્તિ થઈ કે થઈ ચૂક્યો જ ગણાય. પણ એ અલખ વિવાહમાં લખ શરીરનો ભાગ

છે માટે સાધુજનો લક્ષ પ્રતિજ્ઞાઓ વડે લક્ષ ગાંધર્વવિવાહને ઉચિત ગણે છે.

ગાંધર્વવિવાહને સંસારીઓ અપ્રશસ્ત ગણે છે એ ખરું; પણ ખરું જોતાં એ એક જ વિવાહ એવો છે કે જેના મૂળમાં દંપતીનો પરસ્પર અનુરાગ રહ્યો હોય. વિવાહજીવનમાં દંપતીનો પરસ્પર અનુરાગ એ સાર્વભૌમ વસ્તુ છે. એટલે સાધુજનો તો એ એક જ વિવાહને ઇષ્ટ અને પ્રશસ્ત ગણે છે.

સ્ત્રીપુરુષના હૃદયનો પરસ્પર વિવાહ થઈ ચૂકે એટલે વિવાહસિદ્ધિ થઈ ચૂકી એમ સમજવું જોઈએ. કારણ કે વિવાહ વિધાનમાં નથી, પણ સંકલ્પની પ્રતિજ્ઞામાં છે. અને વરણવિધાનને પ્રશસ્ત ગણવામાં આવે તો પણ વરણવિધાન થયું એટલા માટે પરિશીલનની અને સંવનનની આવશ્યકતા મટી જતી નથી.

વિવાહ આમ પરિશીલન અને સંવનનની મંગળ સમાપ્તિમાં રહ્યો હોવાથી, ભ્રષ્ટ માતાપિતાએ કન્યાદાનનો અધિકાર વાપરીને કરી નાખેલા વિવાહનામધારી અવિવાહને સાધુજનો અસુન્દર અને અધર્મ્ય ગણે છે. એવા વિવાહથી રચાયેલી સંપ્રસયાત્મિકા પ્રીતિની જાળ તૂટી જાય અને કન્યા 'અલખ મદનને વશ થઈ પવિત્ર પરિશીલન કરી અલખ પ્રીતિનો માર્ગ શોધે' તો તે યોજના સુન્દર અને ધર્મ્ય છે.

ગોવર્ધનરામભાઈ જેને સંપ્રસયાત્મિકા પ્રીતિ કહે છે તેને કવિ નાનાલાલ દેહલગ્ન કહે છે. અને ગોવર્ધનરામભાઈ જેને 'સ્વયંભૂ મન્મથના ઉત્કટ બોધના બળથી જન્મેલી, આભિમાનિકી અને આભ્યાસિક પ્રીતિ' કહે છે તેને કવિ નાનાલાલ સ્નેહલગ્ન એવું નામ આપે છે. દેહલગ્ન અને સ્નેહલગ્નના વૈધર્મ્યનો ઉકેલ પણ ગો. મા. ત્રિ. અને નાનાલાલ એક સરખો જ આપે છે. સંપ્રસયાત્મિકા પ્રીતિની જાળ તૂટતાં કન્યા (એવાં સંસારી લગ્નનું બલિદાન બનેલી સ્ત્રીને માટે ગો. મા. ત્રિ. 'કન્યા' શબ્દ વાપરે છે તે નોંધપાત્ર છે.) અલખ પ્રીતિનો માર્ગ શોધે એને ગો. મા. ત્રિ. ઇષ્ટ ગણે છે. એ જ પ્રમાણે કવિ નાનાલાલ પણ 'વસંતોત્સવ'માં કહે છે કે:

પ્રેમલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી,
દેહલગ્નની વિધવાને પ્રેમલગ્ન સમી મુક્તિ નથી.

પણ "પ્રેમલગ્ન સમી મુક્તિ" તો મળે વૈધવ્ય આવે ત્યારે; અથવા ગો. મા. ત્રિ. કહે છે તે પ્રમાણે સંપ્રસયાત્મિકા પ્રીતિની જાળ 'અલક્ષ્ય ભગવાનની કૃપાથી તુટી જાય' ત્યારે. ત્યાં સુધી સંપ્રસયાત્મિકા પ્રીતિનો ભોગ બનેલી સ્ત્રીએ શું કરવું? કવિ નાનાલાલ તો એવી રીતે દેહલગ્નનો ભોગ બનેલાં દંપતીઓના પ્રશ્નનો ઉકેલ પોતાની રીતે લાવે છે.

'ઇંદુકુમાર'માં એ કહે છે કે—

"દેહલગ્નનાં તપોવનનાં તપસ્વીઓ
સંયમ સાધી, શીલ પાળી,
આત્માને ઇંદ્રિયોમાં ન વહી જવા દે,
પણ ઇંદ્રિયોને આત્મામાં પરોવી રાખે,
તે પુણ્યકર્મીઓ પ્રભુતામાં જ છે સદા."

પણ ગોવર્ધનરામભાઈ એવો કશો ઉકેલ સૂચવતા નથી; કારણ કે એમની દૃષ્ટિએ દેહલગ્નનો પતિ તે પતિ જ નથી, જાર છે. અને દેહલગ્નનું દામ્પત્ય કેવળ જારકર્મ જ છે. એટલે કવિ નાનાલાલ એને જે રીતે તપશ્ચર્યા ગણાવવા માગે છે તે રીતે ગો. મા. ત્રિ. ગણાવી શકે તેમ નથી. અને બીજી તરફ દેહલગ્નનો પતિ હયાત હોય ત્યાંસુધી, આધ્યાત્મિકી અને આભિમાનિકી પ્રીતિ ઉત્કટ રીતે પ્રેરે તો પણ સ્ત્રીથી કશું જ થઈ શકે નહીં. સરસ્વતીચંદ્ર પોતે જ કહે છે તે પ્રમાણે, My associations cannot accept this reasoning, even though ethically the lady has an unanswerable case for truth in the argument that all Hindu marriages are null and void! The law, however, is not with her. The construction of our vast society and the hard facts

of life in it, make it only vastly and extremely perilous to admit her argument in practice'.

આમ સંપ્રસયાત્મિકા પ્રીતિની જાળ તૂટતાં સ્ત્રી અલખ પ્રીતિનો માર્ગ શોધે તેમાં નૈતિક દૃષ્ટિએ કંઈજ ખોટું ન ગણતા હોવા છતાં ગોવર્ધનરામભાઈ કાયદાની અને વ્યવહારની દૃષ્ટિએ એ વસ્તુનું સમર્થન કરી શકતા નથી. અને લગ્નવિચ્છેદમાં તો એમને કે કવિ નાનાલાલને કે એમના યુગના કોઈ પણ ચિંતકને મુદ્દલ શ્રદ્ધા નથી. એટલે પોતાની પ્રીતિમીમાંસામાં ગોવર્ધનરામભાઈ આ મુદ્દાને સ્પર્શ જ કરતા નથી. વ્યવહારમાં તો અલબત્ત, એ 'પડ્યું પાનું નભાવી' લેવાનો બોધ કુમુદનાં વચનો અને વર્તન દ્વારા આપે છે; પણ તત્ત્વચર્ચામાં આ પ્રશ્નની જટિલતાને અણછીકલી રહેવા દે છે.

મન્મથનો અવતાર મનુષ્યજાતિમાં સ્ત્રીજનને સવિશેષ સહાયક હોવાથી, ગોવર્ધનરામભાઈ સૂક્ષ્મ કામની સંસિદ્ધિનો સઘળો ભાર સ્ત્રીજન પર જ નાખે છે. તેઓ માને છે કે "સ્થૂલ વિષયમાંથી સૂક્ષ્મ શરીર, સૂક્ષ્મ કામ અને સૂક્ષ્મ પ્રીતિ એ ત્રણ અલખ ભાગને લખ કરવા અને તેમાંથી અંતે પરાભક્તિના અલખ અદ્વૈતને લખ કરવું અને અનુભવવું એ મહાકળા રસજ્ઞ, દક્ષ સ્ત્રીના સૂક્ષ્મ દેહને સહજ છે." (અર્થાત્ સ્ત્રી રસજ્ઞ હોય અને ચતુર હોય તો પરાભક્તિનું અદ્વૈત-સમાનતાનું અદ્વૈત નહિ, પણ પરાભક્તિનું અદ્વૈત-સ્વાભાવિક રીતે જ પામી શકે છે.)

સૂક્ષ્મ દેહ સ્થૂલ દેહથી જુદો નહિ, પણ સ્થૂલ દેહમાં જ અન્તર્ગત થઈને રહે છે. સ્થૂલ દેહ જેમ અન્નપાનાદિથી પોષણ પામે છે તેમ સૂક્ષ્મ દેહ વિદ્યા, ભક્તિ આદિ સંસ્કારોથી દૃઢ બંધાય છે. એ સૂક્ષ્મની વાસનાઓ અને દેહના પોષણને માટે લખ પદાર્થોના-સ્થૂલ દેહના-અલખ ( સૂક્ષ્મ, ગૂઢ ) ધર્મોનું જ્ઞાન મેળવવું એ આવશ્યક છે.

લખ પદાર્થોના સૂક્ષ્મ જ્ઞાનથી એ વાસનાઓનું દીપન વગેરે થાય એ ખરું; પણ એ વાસનાઓ પ્રકટ તો ત્યારે જ થાય જ્યારે

સ્ત્રી અને પુરુષ સ્થૂલ મદનના પ્રભાવથી વ્યતિષક્ત થયાં હોય અને તેમનામાં જ્યારે સૂક્ષ્મ દેહ વિદ્યા, ભક્તિ આદિ સંસ્કારોથી દૃઢ બંધાયેલો હોય. અર્થાત્ :—

(૧) દંપતી સ્થૂલ મદનના પ્રભાવથી વ્યતિષક્ત (પરસ્પર સંતુષ્ટ અને ઐક્યભાવવાળાં) થયાં હોવાં જોઈએ.

(૨) એ દંપતી વિદ્યા, ભક્તિ આદિ સંસ્કારોથી સંપન્ન હોવાં જોઈએ. એવાં સંસ્કારી દંપતીઓ જ સૂક્ષ્મ દેહોના અદ્વૈતની વાસના રાખી શકે.

(૩) એવાં દંપતીમાં દેહની પ્રચ્છન્ન શક્તિઓના અને ગૂઢ ધર્મોના જ્ઞાનને લીધે, સૂક્ષ્મ દેહોનું અદ્વૈત સાધવાની વાસના પ્રદીપ્ત થાય.

દંપતીમાં સૂક્ષ્મ દેહોનું અદ્વૈત સાધવાની વાસનાઓ પ્રકટ થાય ત્યારે પુરુષની બુદ્ધિ જે દાન કરે તે સ્ત્રીની વૃત્તિથી પોષણ પામે. એટલે કે સ્થૂલ મદનના પ્રભાવથી વ્યતિષક્ત થયેલાં અને વિદ્યા ભક્તિ આદિ સંસ્કારોથી દૃઢ બંધાયેલા સૂક્ષ્મ દેહવાળાં દંપતીઓમાં પુરુષની બુદ્ધિ અને સ્ત્રીની વૃત્તિ—existence અથવા attitude—જીવનસમગ્ર અથવા મનનું વલણ–પોષણ કરે છે માત્ર એક અદ્વૈતભાવનું જ. આવાં દંપતીઓમાં પણ પુરુષ દાન આપનાર active વ્યક્તિ રહે છે અને સ્ત્રી એ દાનને સ્વીકારી, પોતાના જીવનથી એને પોષનાર passive agent રહે છે અર્થાત્ આવાં દંપતીઓમાં સ્ત્રી માત્ર વચન અને કર્મથી જ નહિ, પણ મનથી પણ પતિનું પ્રસન્નતાથી અનુસરણ કરે છે. સરખાવો: **भर्तुर्विप्रकृतापि रोषणतया मा स्म प्रतीपं गमः ॥**

આમ થાય ત્યારે જ સ્ત્રીપુરુષનાં સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ કામથી રસાવિષ્ટ થાય.

'સૂક્ષ્મ શરીરની આ વાસનાઓ અજર અને અમર હોય છે. સૂક્ષ્મ પ્રીતિ ધરનાર દંપતીના સૂક્ષ્મ ભોગને સ્પર્ધાનું ભય નથી, ને વ્યભિચારની અશક્યતા છે. આ સૂક્ષ્મ ભોગાન્તે શ્રાન્તિ નહિ 'પણ

શાન્તિ પ્રકટે છે. આ સહચારનો આનન્દ શ્રીઅલખના પરમ આનન્દને મળતો આવે છે. સૂક્ષ્મ પ્રીતિનો સહચાર જો સિદ્ધ કરતાં આવડી જાય તો, શ્રીઅલખનો પરાનંદ લેવાનું સ્થાન પ્રાપ્ત થતાં જ એ આનન્દનો અનુભવ લેવાની કળા દંપતીઓને સ્વાભાવિક રીતે સિદ્ધ થઈ જાય છે. અને આ સૂક્ષ્મ પ્રીતિને સ્થૂલની અપેક્ષા ન હોવાથી, વિયોગ અને મરણ તેને માટે શોકનાં કારણ થઈ પડતાં નથી.'

પોતાની પ્રીતિમીમાંસામાં ગોવર્ધનરામભાઈ આ રીતે, મન્મથના દુર્જય બળનો સ્વીકાર કરે છે; અને તેની અપ્રતિહત શક્તિ માનવને શુદ્ધ, સૂક્ષ્મ પ્રેમના અને લોકકલ્યાણના પ્રદેશમાં લઈ જનારી કઈ રીતે બની શકે તેનું ચિન્તન કરે છે. ગો. મા. ત્રિ.ની દૃષ્ટિએ અલખ સત્ય-સત્ય છે એ ખરું; પણ લખ-જગત-પણ એટલું જ સત્ય છે, મિથ્યા નથી; એટલું જ નહિ પણ અલખનું દર્શન કરાવનાર તે એકમાત્ર સાધન છે. જગત-સંસાર-આમ સત્ય હોવાથી અને દામ્પત્ય એ સંસારનું અધિષ્ઠાન હોવાથી દામ્પત્યની વિશુદ્ધિને અને તજ્જન્ય પ્રીતિરસાયણને એ જીવનનું પ્રાણભૂત તત્ત્વ ગણે છે. અને હિંદુસ્તાનમાં અને વિશેષે કરીને ગુજરાતમાં એ પ્રાણપ્રવાહ શી રીતે વહી શકે તેનો એ વિચાર કરે છે.

એમના યુગમાં માત્ર પૂર્વ અને પશ્ચિમ, એ બેની જ નહિ, પણ પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને અર્વાચીન પશ્ચિમ એ ત્રણેની સંસ્કૃતિઓનો ત્રિવેણીસંગમ થયો હતો. એ યુગનાં માનવીઓના હૃદયમાં એક તરફ પરાપૂર્વથી ચાલતી આવેલી પ્રાચીન પૂર્વની આધ્યાત્મિક આર્યભાવનાના સંસ્કારો ગૂઢનિગૂઢ રીતે પણ સજીવ રહ્યા હતા. બીજી તરફ પશ્ચિમની આધિભૌતિક જ્યાં જીવનલક્ષી સંસ્કૃતિનો આકર્ષક પ્રવાહ વહી રહ્યો હતો. આમ, અર્વાચીન પૂર્વની પાસે જીવનનું નવું પર્વ ઊઘડ્યું હતું. કેવળ પ્રાચીન પૂર્વની જ કે કેવળ અર્વાચીન પશ્ચિમની જ દામ્પત્યભાવના એ નૂતન જીવનપર્વને અનુકૂળ બની શકે તેમ ન હોતી. પ્રાચીન પૂર્વની એકપત્નીવ્રત અને એકપતિવ્રતની

ભાવનાઓ, દંપતીનો યાવજ્જીવ ધર્મસહચાર, આત્મવિલોપન અને સ્વાર્પણના આદર્શો: આ બધાં એક પક્ષે જેમ આકર્ષક હતાં તેમ બીજે પક્ષે બાળલગ્નો, વિવાહનામધારી અવિવાહો, કજોડાં અને વૈધવ્ય તેના સાજ્ય અંશો હતા. અર્વાચીન પશ્ચિમના ચક્ષુરાગ, પ્રીતિસ્વાતંત્ર્ય, પ્રેમલગ્ન આદિ તત્ત્વો સત્કારપાત્ર હતાં તો લગ્નવિચ્છેદ, સ્ત્રીસ્વાતંત્ર્ય અને સ્ત્રીપુરુષની સમાનતાની ભાવનાનો અતિરેક થતાં તેમાંથી જન્મતી જીવનની વિરૂપતા, આ બધાં તત્ત્વો અનિષ્ટ હતાં. એટલે એ બન્નેમાંથી માત્ર ઇષ્ટ અને ઉપાદેય અંશોનો સ્વીકાર કરીને અને તે અંશોનો સમન્વય કરીને નવી, ધર્માભિલક્ષી તેમજ જીવનાભિલક્ષી દામ્પત્યભાવના રચવાની જરૂર હતી. એટલું જ નહિ, પણ એ નૂતન દામ્પત્યભાવના પ્રાચીન પૂર્વની ભાવનાઓ સાથે સર્વથા સુસંગત છે એમ પણ સિદ્ધ કરી બતાવવાનું આવશ્યક હતું એટલે જ ગોવર્ધનરામભાઈ અલખના કામતંત્રની ચર્ચા પ્રાચીન કામશાસ્ત્રોની પરિભાષામાં કરે છે. મોહનીમૈયાના શબ્દોમાં કહીએ તો, 'જેમ સંસારીઓ અન્નપાન અને વિહારનું ફળ શારીરિક પોષણ અને આનન્દમાં શોધે છે તેમ અમે તે સર્વનું ફળ લખરૂપના પોષણમાં અને અલખ આનન્દના બોધનમાં શોધીએ છીએ, અને તેટલા પ્રયોજનોને ઉદ્દેશી અમારા રહસ્યસિદ્ધાંતીઓએ, કામશાસ્ત્રકારોના આશય લઈ શ્રીકૃષ્ણપુત્ર કામદેવનું માહાત્મ્ય સમજી, તેને અંગે અમારા મદનપ્રરોહની વ્યવસ્થા કરેલી છે. આથી કામશાસ્ત્રની પરિભાષામાં અલખપ્રીતિના અર્થનો ગુમ્ફ ગૂંથી એના જ શબ્દોમાં જુદું પારિભાષિક સમજીએ છીએ.'

પ્રણય એ દામ્પત્યભાવનાનું રસાયણ હોવાથી અને એ પ્રણય સ્વયંભૂ અને સર્વથા સ્વતંત્ર હોવાથી ગોવર્ધનરામભાઈની પ્રીતિમીમાંસામાં એનો પુરસ્કાર સૌથી પ્રથમ થયો છે. **आन्तरः कोऽपि हेतुः** ને લીધે બે હૃદયો જોડાતાં હોવાથી જ્ઞાતિ કે વર્ણના ભેદને તેમાં સ્થાન હોતું નથી. એ સ્વયંભૂ નૈસર્ગિક પ્રણય અને સંવનનની આવશ્યકતાનાં તત્ત્વો ગો. મા. ત્રિ. પશ્ચિમની દામ્પત્ય-

ભાવનામાંથી સ્વીકારે છે. પણ સંવનન કેવળ અનુરંજન-લક્ષણાત્મક હોવાથી એ પ્રણય હૃદયનો શુદ્ધ ભાવ છે કે માત્ર દેહલાલસા, તેનો નિર્ણય તેના પરથી કરી શકાય નહિ. એટલે એ પ્રણયની વિશુદ્ધિ અને ઉત્કટતાના બલાબલની પરીક્ષા કરવા માટે ગોવર્ધનરામભાઈ પરિશીલનના લાંબા અને દુસ્તર વિધિની યોજના કરે છે. પ્રેમીઓ જો એ વિધિને નિર્વિઘ્ને તરી જઈ શકે તો લગ્નગ્રંથિથી જોડાય છે. આમ ગો. મા. ત્રિ. પાશ્ચાત્ય લગ્નપ્રથાના તત્ત્વનો સ્વીકાર કરે છે ખરા, પણ તેમાં પરિશીલનનું તત્ત્વ ઉમેરી લે છે.

અને એમની સમસ્ત દામ્પત્યભાવનાના મૂળમાં તો પ્રાચીન પૂર્વના જ સંસ્કારો સિંચાયા છે. પશ્ચિમની સ્ત્રીપુરુષની સમાનતાની ભાવનામાં રહેલાં ભયસ્થાનો—આત્મવિલોપન નહિ, પણ self-assertion, પરસ્પર વિસંવાદને લીધે જન્મતી જીવનની વિરૂપતા, સ્ત્રીજનની તન્નિમિત્ત શરણહીન અવસ્થા, સંતાનો પ્રત્યે દુર્લક્ષ, ક્યારેક દેખાતી વિલાસૈકપ્રિયતા કે જવાબદારીનો અભાવ: આવાં ભયસ્થાનોની ગો. મા. ત્રિ.ને ખબર છે. આર્યસંસારનાં આત્મવિલોપન અને પરકલ્યાણના આદર્શો તેમને પ્રિય છે. એટલું જ નહિ, પણ આર્ય સ્ત્રી પોતાની આર્થિક પરાધીનતાને લીધે સ્વતંત્રજીવન ગાળી શકે તેમ નથી તેની તેમને ખબર છે. અને કદાચ ગાળી શકે તેમ હોય તો પણ પ્રસન્ન દામ્પત્યમાંથી અને સંતુષ્ટ જીવન-કુટુમ્બજીવન-માંથી નિર્ઝરતી મીઠાશ બીજી કોઈ રીતે મળી શકે તેમ નથી એવી એમની માન્યતા છે. એટલે તેમણે પોતાની દામ્પત્યભાવનામાં પતિવ્રતનો પ્રાચીન આદર્શ મૂર્ત કર્યો છે. લગ્નવિચ્છેદ તેમને માન્ય નથી; અને પુનર્લગ્નને પણ તે માન્ય રાખે છે માત્ર નરછોપાય તરીકે જ. બાકી વિવાહની તેમની વ્યાખ્યા જ, 'સંસારમાં બે જણે એક કાર્ય—એક જીવન-રથી તેનું વહન કરવું તે વિવાહ' એવી છે. અને એ વિવાહ તેમની દૃષ્ટિએ કેવળ સ્થૂલ વિલાસનું સાધન નથી, પણ આજીવન સાધના છે. ("થોડા વિવેચનલેખો")

(૨)

# ગોવર્ધનરામની યજ્ઞમીમાંસા

'સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગમાં ગોવર્ધનરામભાઈ એ "સાધુજનોના પંચમહાયજ્ઞો"ની મીમાંસા કરી છે. તેમાં પ્રાચીન યજ્ઞોની પરિભાષામાં તેમણે માનવકર્તવ્યનું સમર્થ વિવરણ કર્યું છે તત્કાલીન યુગપલટાનાં પ્રવાહબળોનું પરીક્ષણ કરીને તેમણે સર્વ દેશકાલના સનાતન ધર્મનાં લક્ષણો તારવી લીધાં છે અને આપણને સુલભ કરી આપ્યાં છે.

પરિવ્રાજક નહિ પણ નિષ્કામ લોકકલ્યાણના ઉદાર આદર્શવાળો મનુષ્ય, ગોવર્ધનરામભાઈની દૃષ્ટિએ, સાધુજન છે; અને ઘૃતકાષ્ઠાદિ સામગ્રીથી રચાતા યજ્ઞો યજ્ઞકાર્ય નહિ, પણ નિષ્કામ લોકસેવાની પ્રવૃત્તિ એ યજ્ઞકાર્ય છે. એ યજ્ઞકાર્ય દ્વારા જ મનુષ્ય અદ્વૈતનો અનુભવ લઈ શકે છે અને ત્યારે જ એના જીવનની સંસિદ્ધિ થાય છે.

ગોવર્ધનરામભાઈ માને છે કે આખું લક્ષ્યસ્વરૂપ-વિશ્વ-પરમ પુરુષ વિષ્ણુનો યજ્ઞ છે. એમાં પરમ પુરુષ જાતે જ યજ્ઞરૂપે પ્રજ્વલમાન થાય છે, જાતે જ પશુરૂપે હોમાય છે. વસન્તનું નવજીવન, ગ્રીષ્મનો દાહ અને શરદની શસ્યશ્યામલા ભૂમિ: આ બધાંથી એ યજ્ઞ ચાલુ રહે છે. પરમ પુરુષ પોતે જ આ વિશ્વની સ્થિતિ માટે આ યજ્ઞરૂપ ધારણ કરી રહ્યો છે. આપણે પણ જ્યારે એ યજ્ઞમાં ભળીએ—જાતે જ યજ્ઞરૂપ બની જઈએ—ત્યારે એ પરમ પુરુષની સાથે આપણે અદ્વૈત પામી શકીએ. એ યજ્ઞ નિષ્કામ ભાવનાથી અને બ્રહ્માર્પણ-બુદ્ધિથી થવો જોઈએ. એ યજ્ઞને પરિણામે વ્યષ્ટિ અને સમષ્ટિની પ્રવૃત્તિઓનો અભેદ થાય છે, અનીશ ઈશ સમાન બને છે. અને એ દ્વારા બ્રહ્મ ઈશ અને જીવ, અથવા પરમ અલક્ષ્ય, પરમ લક્ષ્ય પુરુષ અને જીવસ્ફુલિંગ એ ત્રણનો ત્રિયોગ-એ ત્રણનું કર્મયોગ અને જ્ઞાનયોગ, એ બંને યોગ વડે અદ્વૈત સાધવું તે-સધાય છે. આ ત્રિયોગ સધાય ત્યારે જ કર્મને પોતાની યોનિ

લક્ષ્યબ્રહ્મનો અને લક્ષ્યબ્રહ્મને સ્વયોનિ અલક્ષ્ય અક્ષરબ્રહ્મનો લાભ થાય છે.

ત્રિયોગસિદ્ધિ દ્વારા અદ્વૈતનો અનુભવ જ્યારે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ અથવા વાસનાશરીરની શાન્તિ થાય ત્યારે જ મળે છે. એ ત્રણ શરીરોની શાન્તિ થાય છે, જ્યારે કર્મવિપાકની પૂર્ણાહુતિ થાય છે ત્યારે; અને કર્મવિપાકની પૂર્ણાહુતિ થાય છે, જ્યારે કર્મજન્ય સંપત્તિવિપત્તિઓનો તેમના યોનિસ્વરૂપમાં હોમ કરવામાં આવે ત્યારે.

કર્મમાત્રનો યોનિ લક્ષ્યબ્રહ્મ છે; અને લક્ષ્યબ્રહ્મનો યોનિ અલક્ષ્ય અક્ષરબ્રહ્મ છે અર્થાત્ આપણાં શરીર અને કર્મો આપણને લક્ષ્યરૂપમાંથી–વિશ્વમાંથી–મળ્યાં છે. એ શરીર અને કર્મોને હોમ કરીને જ્યારે એ લક્ષ્યરૂપને–વિશ્વને સોંપી દેવામાં આવે ત્યારે જ કર્મજાળ શાંત થાય છે.

એટલે જ, પોતાનાં સ્થૂલ અને સૂક્ષ્મ અને કારણશરીરોની, કર્મવિપાક દ્વારા શાન્તિ થાય અને તેને પરિણામે અદ્વૈતનો અનુભવ થાય તે માટે સાધુજનો જગત્કલ્યાણ કરવાની પ્રવૃત્તિને પોતાનો ધર્મ ગણે છે.

'ભૂતમાત્રરૂપ યજ્ઞમાં સ્થૂલ સૂક્ષ્મ શરીરોનો તેમની પ્રવૃત્તિઓ સાથે હોમ થાય એ જ અલખનો લખયજ્ઞ છે.'

અને તેથી જ સાધુઓ પરમ અલખના લખસ્વરૂપની જગત્કલ્યાણકર ઇચ્છામાં પોતાની ઇચ્છાઓનો અને પ્રવૃત્તિઓનો હોમ કરે છે અને પોતાની સ્થૂલ સૂક્ષ્મ સમૃદ્ધિઓને સ્થૂલ સૂક્ષ્મ ભૂતસંગ્રહમાં વેરી દે છે. ભગવાન યદુનંદન–વિષ્ણુ–સાધુજનોના ઇષ્ટદેવ છે. જગતની ઉત્પત્તિ કે લય નહિ, પણ સ્થિતિ અને પોષણ સાધુઓનું સર્વોત્તમ અભીષ્ટ છે. ભગવાન વિષ્ણુ પોતે જ જગતની સ્થિતિ માટે અને પોષણ માટે યજ્ઞરૂપ બન્યા છે. વસન્તમાં જગતનું નવસર્જન થાય છે; ગ્રીષ્મમાં દાહનો અનુભવ થાય છે; શરદમાં પૃથ્વી શસ્યશ્યામલા બને છે. આમ ઋતુએ ઋતુએ જગતની સ્થિતિ અને જગતનું પોષણ થતું આવે છે. અને પરમપુરુષ વિષ્ણુ એ માટે રાત્રિદિવસ

પ્રવૃત્તિ કર્યાં કરે છે. સાધુજનો પોતાની ઇચ્છાને પરમપુરુષની એ જગતકલ્યાણકર ઇચ્છા સાથે મેળવે છે;

ઈશ ઇચ્છા સંગમાં
ભેળું ઇચ્છા માહરી.
એ બે પ્રવાહો એકઠા
થાતાં મધુરતા છે ખરી.

પરંતુ સાધુઓ માત્ર જગતકલ્યાણની ઇચ્છા રાખીને જ, એની ભાવનાઓ સેવીને જ બેસી નથી રહેતા. તેઓ તો એ ઇચ્છાને અનુરૂપ એવી પ્રવૃત્તિ પણ કરવાનો પોતાનો ધર્મ સમજે છે. અને પોતાની સ્થૂલ તેમ જ બધી શક્તિસમૃદ્ધિને પ્રાણિમાત્રમાં સંક્રાન્ત કરી દે છે.

વ્યષ્ટિ તેમજ સમષ્ટિની પ્રવૃત્તિઓનો અભેદ રચીને પોતાની કર્મજ્વાળને શાંત કરવા માટે, તેમ જ પરમ પુરુષે આદરેલા યજ્ઞમાં ભળી જઈ ને અનીશનું ઈશની સાથે સામ્ય સાધવા માટે સાધુજનો પંચમહાયજ્ઞ આરંભે છે.

સાધુજનોના યજ્ઞોમાં સ્થૂલ શરીર વેદી છે; સૂક્ષ્મ અને કારણ-શરીર-સહવર્તમાન જીવાત્મા યજ્ઞપશુ છે.

એ વેદી અને પશુનો સંયોગ, સ્થૂલ શરીરનો જન્મ થતાં જ રચાય છે. સ્થૂલ શરીરની સાથે જ સૂક્ષ્મ શરીર જન્મે છે દિને દિને એ સૂક્ષ્મ શરીર સાહજિક શક્તિથી, કેળવણીથી, સહવાસ સંસ્કારથી અને અનુભવ વગેરેથી સંપૂર્ણ અથવા ન્યૂનાધિક કલાને પામે છે. સાધુજનોનો પ્રથમ ધર્મ આ સૂક્ષ્મ શરીરને-ઉચ્ચ ભાવનાઓ, મંગળ આદર્શો, જીવાત્માની સદ્વૃત્તિઓને પોષણ આપવામાં સાધનભૂત થવું તે છે.

જેવી રીતે પશુનું સંવર્ધન કરવું-સૂક્ષ્મ શરીરને પુષ્ટ કરવું એ સાધુજનોનો ધર્મ છે, તેવી જ રીતે પશુનો દિવસે દિવસે વધનો

ભાર ઝીલવાને તેમ ચિરંજીવ અગ્નિનો સતત તાપ વેઠવાને માટે યજ્ઞની વેદીને સમર્થ કરવી એ પણ તેમનો ધર્મ છે. અર્થાત્ સાધુજનોએ સ્થૂલશરીરને કલ્યાણસાધન ગણીને સ્વસ્થ અને સમર્થ રાખવું જોઈએ. કારણ કે જગતકલ્યાણની એમની ભાવનાઓ અને સ્વપ્નો સિદ્ધ કરવાનું એકમાત્ર સાધન એમનો પોતાનો દેહ છે. એ ભાવનાઓ અને સ્વપ્નોને સિદ્ધ કરવાની નિરંતર ક્રિયાને સહી શકે અને મંથનોને જીરવી શકે એવો દૃઢ, શ્રમસહિષ્ણુ, પરિપુષ્ટ અને સ્વાસ્થ્યભરપૂર એમનો દેહ હોવો જોઈએ. દેહ પ્રત્યેની આ કાળજી, અલબત્ત, એ દેહ છે એટલા માટે ન હોવી જોઈએ પણ **शरीरमाद्यं खलु धर्मसाधनं** છે એટલા માટે હોવી જોઈએ.

પૃથ્વી માતાના ઉદરમાં ઐહિક સંપત્તિઓ અપાર પડી છે. સ્થૂલ સૂક્ષ્મ શરીરની કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો દ્વારા તેમજ સૂક્ષ્મ શરીરની વાચન, મનન, નિદિધ્યાસન આદિ પ્રવૃત્તિઓ દ્વારા સ્થૂલ સૂક્ષ્મ શરીરોનું પરિપોષણ થાય છે; અને વેદી તેમજ પશુ આ યજ્ઞસંભારથી-સુંદરતા, રસ, પ્રીતિ, ભક્તિ આદિ ગુણો અને ભિક્ષાદિને માટે જોઈતા સંગ્રહથી સંભૃત અને ભૂષિત બને છે.

પશુ અને વેદી, સૂક્ષ્મશરીર અને સ્થૂલશરીર બન્ને, આમ જ્યારે સુસમૃદ્ધ થાય ત્યારે યજ્ઞનો પૂર્વવિધિ સમાપ્ત થયો ગણાય. હોમાદિ-જગતકલ્યાણ માટેની અહોરાત્ર પ્રવૃત્તિ-એ ઉત્તર વિધિ છે. એ ઉત્તર વિધિ શરૂ થાય તેની પહેલાં પૂર્વવિધિ સમાપ્ત થઈ ગયો હોવો જોઈએ. અર્થાત્ સાધુજન જગતકલ્યાણ માટેની પ્રવૃત્તિ શરૂ કરે તેની પહેલાં નીરોગી અને સ્વસ્થ દેહ, ' ભિક્ષાદિને માટે જોઈતો સંગ્રહ'-યોગક્ષેમ ચાલી શકે એટલો સંચય અને સુન્દરતા, રસ, પ્રીતિ, ભક્તિ આદિ સદ્ગુણો: આ બધું તેણે સિદ્ધ કરી લેવું જોઈએ. આટલી પૂર્વ તૈયારી પછી જ હોમાદિનો આરંભ કરી શકાય.

સાધુજનોના આ યજ્ઞો સંસારીઓના યજ્ઞો કરતાં જુદા પ્રકારના છે. અલબત્ત, સાધુજનોના મુખ્ય ધર્મ પણ, સંસારીઓના મુખ્ય

ધર્મની માફક પંચમહાયજ્ઞમાં સમાપ્ત થાય છે. પણ સાધુજનોની યજ્ઞસામગ્રી સૂક્ષ્મ હોય છે. સંસારના યજ્ઞ ઘણુંખરું સકામ હોય છે; અને નિષ્કામ હોય છે ત્યારે પણ પોતાના કલ્યાણની કામનાથી થયેલા હોય છે. એ યજ્ઞો કાં તો પોતાના દેહના કલ્યાણને માટે હોય છે અને કાં તો પોતાના જીવના કલ્યાણને માટે હોય છે. લોકનું કલ્યાણ એ તો માત્ર આ આત્મકલ્યાણનું જ સાધન હોય છે. સાધુજનોના યજ્ઞોનું તેવું નથી. તેમને તો આત્મા કે અનાત્મા, કોઈને માટે કશો કામ નથી. એમના ધર્મ તો કેવળ નિષ્કામ લોકકલ્યાણાર્થે યજ્ઞરૂપ જ છે. 'ધર્મ જગતનું ધારણ કરે છે, અને ધર્મનું ધારણ પરમાત્મા અલક્ષ્યનું લક્ષ્યસ્વરૂપ પોતે કરે છે, માટે જ એ લક્ષ્યસ્વરૂપ, લક્ષ્યપુરુષરૂપના ધારેલા ધર્મયજ્ઞની અંશભૂત જ્વાલાઓ જેવા યજ્ઞોને સાધુઓના જીવસ્ફુલિંગ રચે છે.'

અને સાધુજનોના યજ્ઞોના, સંસારીઓના યજ્ઞોની માફક પાંચ વિભાગો કરીને, ગોવર્ધનરામભાઈ એ યજ્ઞોની નીચે પ્રમાણે વ્યવસ્થા કરે છે:—



૧. પિતૃયજ્ઞ:— પિતૃયજ્ઞ સાધુઓમાં માન્ય નથી; કારણ કે (૧) માતાપિતા આયુષ્યમાન હોય તે કાળે તેમની તૃપ્તિને માટે પુત્ર આ યજ્ઞ કરે તો માતાપિતાનો લોભ વધતો જ જાય અને એ પોતે જ પુત્ર પાસેથી યજ્ઞ કરાવવામાં એટલાં બધાં લુબ્ધ થઈ જાય કે એમના પોતાના યજ્ઞો અધૂરા રહી જાય. પુત્ર પણ એ એક જ યજ્ઞની અંદર એવો અટવાઈ જાય કે તેનાથી બીજા ચાર યજ્ઞોનું આચરણ થઈ શકે નહિ. પરિણામે પરમ પુરુષના પાંચે યજ્ઞો જ્વલમાન રહેવા જોઈએ, નહિ તો તેની સમતા પ્રચવાય નહિ. (૨) માતાપિતાના મૃત્યુ પછી શ્રાદ્ધાદિ ક્રિયાથી પિતૃયજ્ઞ કરવાની જરૂર નથી. કારણ કે મૃત્યુ પછી જીવાત્માઓનો સંબંધ નષ્ટ થાય છે. બધા જ જીવાત્માઓ એક સરખા, એક જ અલક્ષ્યના સ્ફુલિંગો હોય તેમાં પિતા કોણ? ને પુત્ર કોણ? એટલે મૃત્યુ પછી શ્રાદ્ધ વગેરે કરવાની જરૂર નથી. પિતૃલોકનો ઉદ્ધાર તો પુત્રના સંન્યાસથી કે સાધુતાથી થઈ જાય છે. એટલે પિતા માતા આદિના મૃત્યુ બાદ સાધુજને એમની તૃપ્તિ કે શાંતિ અર્થે બીજા કોઈ ખાસ યજ્ઞો કરવાની જરૂર નથી. એને બદલે સાધુજનોએ મહયજ્ઞ કરવાનો છે.

૨. મનુષ્યયજ્ઞ:—ગોવર્ધનરામભાઈ મનુષ્યયજ્ઞને પ્રીતિયજ્ઞ અને અતિથિયજ્ઞ, એવા બે વિભાગોમાં વહેંચી નાખે છે. **अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते ।** સંબંધ-કાળથી અતિથિ જીવનમાં કે મરણકાળે છૂટાં પડવાનો સંકલ્પ રાખે છે માટે જ તે અતિથિ છે.

અતિથિયજ્ઞને ગોવર્ધનરામભાઈ ત્રણ વિભાગમાં વહેંચી નાખે છે: (૧) આકારક અતિથિ, (૨) આમંત્રિત અતિથિ, (૩) આગન્તુક અતિથિ. (અ) આકારક અતિથિ:—**आकुरुते स्वार्थे इत्याकारकः।** પોતાના અર્થને માટે યજમાનને બોલાવે અને પોતે અતિથિ થાય તે આકારક-આમંત્રણ કરનાર. સંસારીઓનાં માતાપિતા આવાં અતિથિ છે. જ્યાં સુધી આપણી બાલ્યાવસ્થામાં આપણે યજ્ઞ કરવાને

સમર્થ નથી થતા ત્યાં સુધી આપણે માતાપિતાનાં અતિથિ થઈએ છીએ. અને યાગશક્તિ આવતાં અતિથિ મટી યજમાન થઈએ છીએ; અને તેમને અતિથિતુલ્ય ગણવાનો કૃતજ્ઞધર્મ આપણને પ્રાપ્ત થાય છે. જેવી રીતે માતાપિતા આકારક અતિથિ છે તેવી રીતે જ્ઞાતિ, માતૃભૂમિ અને સર્વ વસુન્ધરામાં જે જે મનુષ્યસંઘ વસે છે તે સર્વ સાધુજનોનાં આકારક અતિથિ છે; અને માતાપિતા જેવાં જ પિતૃયજ્ઞનાં અધિકારી છે.

(આ) આમંત્રિત અતિથિ—આવાં અતિથિઓને આપણે જાતે જ આમંત્રણ કર્યું હોય છે. પુત્રપુત્રીઓ આવાં અતિથિ છે; સંસારી જનોમાં પરિશીલનસંવ નનરહિત લગ્નદ્વારા પ્રાપ્ત થયેલાં પતિ કે પત્ની પણ આવાં આમંત્રિત અતિથિ છે.

(ઇ) આગન્તુક અતિથિ—આવાં અતિથિઓ જાતે જ આવેલાં હોય છે. આગન્તુક અતિથિ આમ તો વસુન્ધરામાં વસતા મનુષ્ય-સંઘનું જ અંગ છે; એટલે એનો સમાવેશ આકારક અતિથિમાં થઈ જાય. પણ આકારક અતિથિયજ્ઞ જ્યારે સામુદાયિક કલ્યાણને કે તૃપ્તિને પોતાનું લક્ષ્ય રાખે છે ત્યારે આગન્તુક અતિથિયજ્ઞમાં ભિન્ન ભિન્ન સ્થળ, પ્રસંગ, નિમિત્ત વિશેષે મળતી વ્યક્તિઓની તૃપ્તિનો સમાવેશ થાય છે. સામુદાયિક કલ્યાણના યજ્ઞકાર્યમાંથી કદી પણ નિવૃત્ત ન થવાય એ ખરું; પણ વ્યક્તિગત તૃપ્તિના યજ્ઞનો અતિથિની પોતાની યોગ્યાયોગ્યતા પર, પાત્રાપાત્રતા પર ઘણો આધાર છે. આ જાતના વ્યક્તિગત તૃપ્તિ માટેના યજ્ઞ માટે ગોવર્ધનરામભાઈ માને છે કે સામુદાયિક કલ્યાણ અને તૃપ્તિ એ સાધુજનનું સર્વોચ્ચ ધ્યેય હોવા છતાં સર્વ મનુષ્યોને સર્વ પ્રકારે તૃપ્તિ આપવાનું કાર્ય અશક્ય જ છે. એટલે આવા પ્રસંગોમાં Greatest good of greatest number સાધવાનો પ્રયત્ન કરવો એ જ ઇષ્ટ છે, અને આ પ્રયત્ન કરતી વેળા પણ પાત્રાપાત્રવિવેક જાળવવાનું અનિવાર્ય છે. જે અતિથિમાં પોતામાં પંચયજ્ઞ સાધવાની શક્તિ કે વૃત્તિ હોય તે જ સાધુજનના આતિથ્યને પાત્ર છે, બીજો નહિ. એવા પાત્ર અતિથિનું આતિથ્ય કરવાથી જ

યજ્ઞવિભૂતિ વધે છે અને લોકકલ્યાણ સંવૃદ્ધ થાય છે. ગોવર્ધનરામભાઈની આ માન્યતા મહાભારતના નીચેના શ્લોક જેવી છે:—

अपूज्यपूजनाच्चैव पूज्यानां चाप्यपूजनात्।
नृघातकसमं पापं शश्वत् प्राप्नोति मानवः॥

અપૂજ્યનું પૂજન કરવાથી અને પૂજ્ય પુરુષોનું પૂજન ન કરવાથી મનુષ્યને નરહત્યાનું પાપ ચિરકાળ લાગે છે. અલબત્ત, એ જ મહાભારતમાં

पात्रमित्येव दातव्यं सर्वस्मै धर्मकांक्षिभिः।
आगमिष्यति यत्पात्रं तत्पात्रं तारयिष्यति॥

'ધર્મની ઇચ્છાવાળા પુરુષે પાત્ર ધારીને જ સર્વને દાન આપવું જોઈએ. એમાં અચાનક કોઈ પાત્ર આવી ચડે છે અને તેને આપવાથી તરી જવાય છે'—એવા વિચારનું પ્રતિપાદન કરતા શ્લોકો પણ છે. પણ એકંદર રીતે વિચાર કરતાં 'વધારેમાં વધારે માણસોનું વધારેમાં વધારે કલ્યાણ' કરવાનો હેતુ અને યજ્ઞકાર્યમાં પણ પાત્રાપાત્રવિવેક જાળવવાનો ગોવર્ધનરામભાઈનો મત વધારે યોગ્ય લાગે છે.

ગોવર્ધનરામભાઈ માતાપિતાનો, સંસારક્રમનાં પતિપત્નીનો, પુત્રપૌત્રાદિકનો, કુટુંબનો અને સમસ્ત માનવસમાજનો તેમ જ આપણા હંમેશના પરિચયમાં આવનાર જુદા જુદા માણસોનો અતિથિ તરીકે ઉલ્લેખ કરે છે. આ બધાં અતિથિ છે, કારણ કે એ બધાં સંબંધકાળથી અતિથિ થયાં હોય છે અને જીવનમાં કે મરણકાળે છૂટા પડવાનો સંકલ્પ રાખતાં હોય છે.

અતિથિયજ્ઞમાં પાત્રાપાત્રવિવેક જાળવવો એ ધર્મ ખરું; પણ એ વિવેક માત્ર આગન્તુક અતિથિઓના સંબંધમાં જ જાળવવાનું ગોવર્ધનરામભાઈ કહે છે. પુત્રાદિક આમંત્રિત અતિથિઓના સંબંધમાં યોગ્યાયોગ્યતાનો વિચાર પ્રાપ્ત થતો હોય તો પણ તે આમંત્રણ કરતા પહેલાં કરવાનો હોય છે, આમંત્રણ કરી લીધા પછી કરવાનો નથી. અને માતાપિતા આદિ આકારક અતિથિઓ

માટે તો એટલો વિચાર પણ પ્રાપ્ત થતો નથી. આમ યૌન સંબંધવાળાં મનુષ્યોની તૃપ્તિ એ તો સાધુજનોનું આવશ્યક કર્તવ્ય થઈ પડે છે: ઇતર જનોની તૃપ્તિ અતિથિની પોતાની યોગ્યાયોગ્યતા પર મર્યાદિત હોય છે.

સાધુજનોને પોતાને તો પિતા આદિ સાથે વિશિષ્ટ સંબંધ હોતો નથી, એટલે જ સાધુજનો પિતૃયજ્ઞ કરતા નથી, પણ તેને બદલે મહયજ્ઞ કરે છે. અને પિતામાતા આદિનો આકારક અતિથિવર્ગમાં સમાવેશ કરે છે પણ એ આકારક અતિથિવર્ગમાં પણ સૌથી વિશેષ પ્રમાણમાં અપરિહાર્ય આતિથેય કરવાનું હોય છે જગતના મનુષ્યસંઘનું. લોકકલ્યાણના કાર્યમાંથી સાધુજનથી કદી પણ નિવૃત્ત થવાતું નથી.

આમંત્રિત અતિથિવર્ગમાં સાધુજનો સંસારલગ્નનાં પતિપત્નીનો સમાવેશ કરે છે. એમના પોતાના લગ્નસંબંધીની દૃષ્ટિએ તો સ્ત્રી કે પુરુષ કોઈ કોઈનું અતિથિ નથી; કારણ કે 'સાધુજનોમાં નક્ષત્રયોગના બળથી, પરસ્પર નાડીચક્રના વેગથી, અને મન્મથાવતારના ઉદયથી, આકર્ષાઈ દંપતી અયસ્કાન્ત અને અયોધાતુ પેઠે પરસ્પર જોડે ત્રસરેણુક અદ્વૈત પામે છે. એવા અદ્વૈતમાં અતિથિભાવ આવતો નથી.' સાધુજનો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ પુરુષાર્થોને સિદ્ધ કરવામાં માનતા નથી; પણ માત્ર પંચમહાયજ્ઞને જ પોતાનો સર્વોત્તમ ધર્મ ગણે છે. ગોવર્ધનરામભાઈના જ શબ્દોમાં કહીએ તો 'તેમનામાં દંપતીભાવ તો આ યજ્ઞને માટે જ અદ્વૈત છે. અદ્વૈતસહચારી દંપતી પરસ્પર સામર્થ્યથી, પરસ્પર સાહાય્યથી, પરસ્પર અભિલાષથી અને પરસ્પર પ્રવૃત્તિથી, સર્વાંગી સૂક્ષ્મ અદ્વૈતયોગ વડે, પાંચે યજ્ઞોને માટે એક જ સમારંભ માંડે છે. હૃદયનું અદ્વૈત, પ્રીતિની સૂક્ષ્મતા, અને ધર્મસહચારની સંપૂર્ણતા- એ ત્રણના સાધનથી દંપતી પરસ્પર આપ્યાયન-પરસ્પરનું પોષણ, તર્પણ-તે માટે જે યજ્ઞ રચે છે તે પ્રીતિયજ્ઞ કહેવાય છે. અને પ્રીતિયજ્ઞ

સિવાયના બીજા સર્વ મનુષ્યયજ્ઞો અતિથિયજ્ઞ કહેવાય છે.'

એટલે સાધુદંપતીઓ પરસ્પરને આકારક કે આમંત્રિત અતિથિ ગણતાં નથી. એવો અતિથિધર્મ તો સંસારીઓને જ પ્રાપ્ત થાય છે. અને સંસારીઓમાં પણ, 'પ્રારબ્ધ કર્મને યોગે સૂક્ષ્મ પ્રીતિ અને અદ્વૈત-સંકલ્પ ઉભય પક્ષમાં થાય ને તે પ્રમાણે અદ્વૈત થાય તો આતિથેયધર્મ સમાપ્ત થાય ને પ્રીતિયજ્ઞ જ બાકી રહે' એમ ગોવર્ધનરામભાઈ માને છે.

આ પ્રમાણે મનુષ્યયજ્ઞના મુખ્ય બે વિભાગ પડે છે: (૧) પ્રીતિયજ્ઞ અને (૨) અતિથિયજ્ઞ. અને અતિથિયજ્ઞના આકારક, આમંત્રિત અને આગંતુક, એવા ત્રણ વિભાગો પડે છે. એ અતિથિઓમાંથી માત્ર પતિપત્નીને જ પ્રીતિયજ્ઞના વિભાગમાં જવાનો અધિકાર છે; બીજા કોઇને પણ નહિ. જીવનમાં સ્ત્રીનો આમ વિશિષ્ટ અને અનન્ય અધિકાર ગોવર્ધનરામભાઇ સ્વીકારે છે.

૩. ભૂતયજ્ઞ :—અતિથિયજ્ઞનાં અનધિકારી મનુષ્યોનો સહચાર મનુષ્યયજ્ઞમાં નથી; પણ આ ભૂતયજ્ઞમાં-શ્વાનવાયસાદિ જંતુઓની તૃપ્તિ માટેના યજ્ઞમાં-છે. તેમની તૃપ્તિ, તેમનાથી દૂર રહી, આ જંતુઓની પેઠે ભૂતયજ્ઞથી જ કરવાની છે.

ગોવર્ધનરામભાઈ ભૂતમાત્ર તરફ નિરતિશય દયા રાખવી જોઈએ એમ માનતા નથી.

મનુષ્ય શ્વાનવાયસાદિ જન્તુસૃષ્ટિનો અને માનવનામધારી જન્તુઓનો ઉદ્ધાર કરવાને નિમાર્યો છે. અને જન્તુઓનો ઉદ્ધાર કરી શકાય તેમ હોય તેના પ્રત્યે જ તેણે દયા રાખવી જોઈએ. જો એ જન્તુસૃષ્ટિ એટલી બધી અધમ થઈ ગઈ હોય કે એના તરફ દયા બતાવવા જતાં, સાધુજનનું શરીર જોખમમાં આવી પડે કે ચિત્ત ભ્રષ્ટ થાય તો એનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન સાધુજને કરવો જોઈએ નહિ. દયાને ખાતર જ દયા કરવી તેને સાધુજનો ધર્મ ગણતા નથી. આમ, અહીં પણ ગોવર્ધનરામભાઈ **सर्वभूतानुकम्पा**

—ના સામાન્ય સિદ્ધાંતને માન્ય ગણતા હોવા છતાં, આગન્તુક અતિથિઓની માફક ભૂતોમાં પણ અધિકારની, પાત્રત્વની અપેક્ષા રાખે છે. અને ભૂતયજ્ઞના આ પ્રકારને દયાયજ્ઞ—એવું નામ આપે છે.

ભૂતયજ્ઞનો બીજો પ્રકાર વ્યવહારયજ્ઞ છે. નિષ્કામ લોકકલ્યાણ કરવા માટે પણ મનુષ્યને યોગક્ષેમનાં સાધનો જોઈએ છે. એ મેળવવા માટે એણે પોતાના સ્થૂલ સૂક્ષ્મ શરીરની કેટલીક શક્તિઓનો વ્યય કરવો પડે છે. એ વ્યય જો બીજો કોઈ યજ્ઞ કરી શકાય તે માટે કરવામાં આવતો હોય તો વ્યય નથી રહેતો, પણ યજ્ઞ બની જાય છે. પણ એ યજ્ઞ દ્વારા અમુક સાધનો મેળવવાનાં હોવાથી, એ સકામયજ્ઞ અથવા વ્યવહારયજ્ઞ કહેવાય છે. એ યજ્ઞમાં જડ ચેતન બધાં ભૂતોની સાથે વ્યવહાર થતો હોવાથી, એ ભૂતયજ્ઞનો વિભાગ બને છે.

ભૂતયજ્ઞનો એક ત્રીજો પ્રકાર છે, તેનું નામ વિદ્યાયજ્ઞ છે. પ્રાણિમાત્રમાં, મનુષ્યની બુદ્ધિમાં અને અન્તઃકરણમાં પણ જડતા અને ચૈતન્ય બન્ને હોય છે. તેમાં જડતાનું લક્ષણ શું છે, એનાં ગુણશક્તિઓ શાં છે, વિશ્વયોજનામાં એનો સંબંધ શો છે, એ બધું જાણવાથી ચૈતન્યની પ્રવૃત્તિ સરળ અને નિર્વિઘ્ન બને છે. આમ, સાધુજનની ચૈતન્યશક્તિ જડતાનો અભ્યાસ કરે છે. જડતામાં—સત્‌વાંશમાં ચિદંશનાં કિરણ પડે છે તેથી અસ્તિત્વનો મર્મ સમજાય છે. અને આ રીતે જડ અસ્તિત્વવત્ અંશને પણ લોકકલ્યાણના મહાયજ્ઞમાં ઉપયોગી બનાવી શકાય છે. આમ અસ્તિત્વવત્ અંશનો યજ્ઞરૂપે ઉદ્ધાર થાય છે. આ યજ્ઞનું નામ વિદ્યાયજ્ઞ. વિદ્યાયજ્ઞ અનન્ત છે; એ યાવજ્જીવન ચાલુ રહેવો જોઈએ. એને કશી સીમા નથી. એ યજ્ઞ, ચિદંશ વિનાના અસ્તિત્વવત્ અંશના ઉદ્ધાર અર્થે થતો હોવાથી-જડતાને દૂર કરવાના હેતુથી થતો હોવાથી—તેમ જ એમાં પણ ભૂતપ્રાણિમાત્ર સાથે વ્યવહાર રાખવાનો હોવાથી, ભૂતયજ્ઞ કહેવાય છે.

આમ દયાયજ્ઞ, વ્યવહારયજ્ઞ, અને વિદ્યાયજ્ઞ આ ત્રણ યજ્ઞોનો

સમાવેશ ગોવર્ધનરામભાઈ ભૂતયજ્ઞમાં કરે છે. એમાં દયાયજ્ઞની મર્યાદા ચેતનભૂતોના ઉદ્ધારની છે, વ્યવહારયજ્ઞની મર્યાદા યજ્ઞાર્થે પ્રવૃત્તિ કે વ્યય કરવાની છે, વિદ્યાયજ્ઞની મર્યાદા મનુષ્યયજ્ઞની સમૃદ્ધિ છે. અર્થાત્ ચેતનભૂતોના સંસર્ગથી સાધુજનનું શરીર કે મન નષ્ટ કે ભ્રષ્ટ ન થાય એટલી હદ સુધી જ દયાયજ્ઞ કરવાનો હોય છે; પોતાના સ્થૂલસૂક્ષ્મ શરીરની પ્રવૃત્તિ કે શક્તિનો વ્યય બીજા કોઈ નિષ્કામ યજ્ઞકાર્યમાં મહાયભૂત બને તેટલી હદ સુધી જ સાધુજને વ્યવહારયજ્ઞ કરવાનો હોય છે; અને વિદ્યાયજ્ઞ પણ, એ યજ્ઞ મનુષ્યયજ્ઞના કાર્યમાં વિઘ્નરૂપ ન બને તેટલી હદ સુધી જ કરવાનો હોય છે.

આ મહયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞ, એ ત્રણ લક્ષ્યયજ્ઞો કહેવાય છે. એમાં સૌથી વધારે અનિવાર્ય મહયજ્ઞ છે. 'સાધુજનોમાં મહયજ્ઞને અર્થે સર્વ ઇતર યજ્ઞોનો ત્યાગ આવશ્યક હોય તો તે ધર્મ્ય ગણાય છે; કારણ મહ વગર સાધુજનો જ નષ્ટ થાય.'

ત્રણ લક્ષ્યયજ્ઞમાં પરસ્પર વિરોધ આવે તો બીજા બધા યજ્ઞોનો ત્યાગ કરીને પણ સાધુજને મહયજ્ઞ કરવો જોઈએ, એમ ગોવર્ધનરામભાઈ સ્પષ્ટ રીતે કહે છે. તેમ જ મહયજ્ઞ કરતાં શેષ રહે એટલા સમયમાં મનુષ્યયજ્ઞ અને મનુષ્યયજ્ઞ અવિક્ષિપ્ત રહે એટલે અંશે દયાયજ્ઞ કરવા જોઈએ એમ પણ એ પ્રતિપાદિત કરે છે.

પણ મનુષ્યયજ્ઞના ચાર વિભાગોમાં કોઈ એક યજ્ઞવિધિ સાથે અન્ય યજ્ઞવિધિનો વિરોધ આવે તો શું કરવું?

પ્રીતિયજ્ઞમાં તો, અલબત્ત, બીજા કોઈ યજ્ઞ સાથે વિરોધ આવતો નથી; કારણ કે એ યજ્ઞમાં તો દંપતી અદ્વૈતભાવે ધર્મસહચાર કરે છે; અર્થાત્ દંપતી જે કંઈ યજ્ઞકાર્ય કરે છે તે ઉભયની સંયુક્ત ઇચ્છાથી કરે છે. એટલે પ્રીતિયજ્ઞમાં તો પતિ અને પત્ની વચ્ચે મતભેદ થવાનો પ્રસંગ જ ઊભો થતો નથી.

પણ ખરેખરું ધર્મસંઘટ્ટન આવે છે અતિથિયજ્ઞમાં. એમાં પાત્રતા કે અપાત્રતા જોવાની હોય તો માત્ર આગન્તુક અતિથિની

આકારક કે આમંત્રિત અતિથિઓની નહિ.

આકારક અતિથિઓમાં માતાપિતા અશરણ હોય નહિ અને પિતૃયજ્ઞ અન્ય યજ્ઞોને પ્રતિકૂળ થતો હોય તો પુત્ર યજમાનના મંદિરનો ત્યાગ કરી શકે છે. અલબત્ત, આ ત્યાગ બીજા કોઈ યજ્ઞને માટે જ થયો હોવો જોઈએ.

માતાપિતાનો ત્યાગ તો આમ, અમુક વિશિષ્ટ પ્રસંગોમાં હજી કરી શકાય. પણ પતિ કે પત્ની જે કોઈ આકારક અતિથિ હોય તેને મંદિરમાં રહેવા દઈ, યજમાન જાતે ચાલ્યો જઈ શકે નહિ. એ યજ્ઞમાંથી નિવૃત્ત ત્યારે જ થવાય, જ્યારે આવાં આકારક અતિથિને સુસંભૃત દશામાં મુકાય અથવા તો તેમ કરવાની યજમાનની શક્તિ ક્ષીણ થાય.

પુત્ર અને યોગ્ય વયવાળા વરની પત્ની એ આમંત્રિત અતિથિઓ છે. એ આમંત્રિત અતિથિઓની યોગ્યતા કે અયોગ્યતા જોવાય જ નહિ. આમંત્રિત અતિથિને તો નભાવ્યે જ છૂટકો. તેમાં પણ પુત્ર ઉંમરલાયક બને ત્યાર પછી એની યોગ્યાયોગ્યતાનો વિચાર હજી કરી શકાય; પણ આમંત્રિત પત્નીનું આતિથ્ય તો તેની સંમતિ વિના બંધ ન જ થાય. 'આકારક અને આગન્તુક અતિથિનો સત્કાર કરવા માટે આમંત્રિત અતિથિના સત્કારમાં ન્યૂનતા રાખવી એ મહાન અધર્મ છે; તેનો તો નિર્વાહમાં જ ધર્મ છે.'

આ રીતે ગોવર્ધનરામભાઈ માને છે કેઃ—

અ. માતાપિતા અશરણ અવસ્થામાં હોય તો પુત્રથી એનો ત્યાગ કરી શકાય નહિ. માતાપિતા અશરણ ન હોય અને બીજા યજ્ઞકાર્યમાં પ્રતિકૂળ હોય તો જ પુત્ર એનો ત્યાગ કરી શકે.

આ. પત્નીનો નિર્વાહ કર્યે જ છૂટકો. યોગ્ય વયનો પતિ હોય તો તેનાથી, તેની પત્ની સંમતિ આપે તો જ, પત્નીનું આતિથ્ય બંધ કરી શકાય. અજ્ઞાનદશાવાળો પતિ હોય તો પત્નીને સુસંભૃત દશામાં મૂક્યા બાદ જ આતિથ્ય બંધ કરી શકાય. બાકી માતાપિતા કે બીજા કોઈને ખાતર પત્નીના સત્કારમાં ન્યૂનતા રાખી શકાય જ નહિ.

૬. પુત્ર ઉંમરલાયક ન થાય ત્યાંસુધી તેનો પણ નિર્વાહ કરવો જ જોઈએ. પુત્રનાં પશુવેદી યજ્ઞસમર્થ થાય અને એ આગન્તુક અતિથિ બને ત્યાર બાદ એની યોગ્યાયોગ્યતાનો વિચાર કરવો હોય તો કરી શકાય.

૪. દૈવયજ્ઞ અથવા ઋતયજ્ઞ :- દૈવયજ્ઞ એટલે બુદ્ધિયજ્ઞ–બુદ્ધિની તૃપ્તિ કરવા માટેનો યજ્ઞ. એ યજ્ઞમાં યજમાન પોતાની બુદ્ધિને તૃપ્ત કરવા માટે વિશ્વવ્યવસ્થાનું નિરીક્ષણ કરે છે અને .એ સમગ્ર વ્યવસ્થામાં અન્તર્હિત રહેલા ત્રિકાલાબાધિત નિયમોને શોધી કાઢે છે.

બુદ્ધિ પોતે પ્રકાશસ્વભાવ છે અને સર્વાર્થદર્શનસમર્થ છે. પણ તેના પર તમસનું આવરણ વિંટાયું હોય છે. જેટલે અંશે રજસને લીધે તમસનું આવરણ ઊઘડે તેટલે અંશે બુદ્ધિનો પ્રકાશ ફેલાય અને જે જે પ્રદેશ પર એ પ્રકાશ ફેલાય તે તે પ્રદેશ મનુષ્યને પ્રત્યક્ષ થાય. સાત્ત્વિક અંશને લીધે એ રજસ પણ નાશ પામે; બુદ્ધિસત્ત્વ પરનું આવરણ દૂર થઈ જાય; એનો પ્રકાશ સર્વત્ર વ્યાપી રહે; અને એને સર્વ ભૂતાર્થ પ્રત્યક્ષ થઈ જાય. અર્થાત્ એને ભૂતમાત્રના ઉત્પત્તિ, વિકાસ અને લયનો સનાતન મર્મ સમજાઈ જાય આ મર્મ સમજાતાં સંસારનું સત્યનામધારી સત્ય નહિ, પણ શાસ્ત્રનું સનાતન સત્ય તેને અધિગત થાય છે અને આવી ઋતંભરા પ્રજ્ઞાવાળો યોગી લક્ષ્યપુરુષની કૃતિનો ભેદ–વિશ્વયોજનાનું રહસ્ય—પામી શકે છે. ઋત—અણુથી વિભુ સુધીનાં ઐહિક સત્ત્વોના સંબંધ અને તેમના ગતિયંત્રના સ્વરૂપના દર્શનથી પ્રત્યક્ષ થયેલા મર્મ—ના પ્રકાશનથી આ યોગી સંસારના ઉદ્ધારના અને સંસારના કલ્યાણના માર્ગ જાણી શકે છે, અને સર્વ લક્ષ્યયજ્ઞોના વિધિની શુદ્ધતા ઋતયજ્ઞથી પ્રાપ્ત કરી શકે છે.

આ દૈવયજ્ઞ અથવા ઋતયજ્ઞ અને વિદ્યાયજ્ઞની વચ્ચે અમુક પ્રકારનું સામ્ય છે વિદ્યાયજ્ઞના યજમાનો—વિદ્વાનો, શાસ્ત્રીઓ, દર્શનદ્રષ્ટાઓ અને કવિજનો–પણ તર્ક અને અનુમાનથી આ ઋતિ—આ ઉત્પત્તિ સ્થિતિ અને લયવાળા અસંખ્ય પદાર્થોનું અનન્ત સંઘાત અને તેમના ગતિચક્રની સમષ્ટિ તે જ ઋતપદાર્થોની ઋતિ—ના અંશોને શોધી કાઢે છે. પણ તેમનું દર્શન અંશદર્શન હોય છે; ઋતયજ્ઞના યજમાનનું દર્શન

સમગ્રદર્શન હોય છે. વિદ્યાયજ્ઞના યજમાનો આ એકસમષ્ટિના કોઈ કોઈ એકદેશીય અવયવોને જ પ્રત્યક્ષ કરી શકે છે. ઋતયજ્ઞનો યજમાન સકલ અને સંપૂર્ણ ઋતનું દિક્કાલથી અનવચ્છિન્ન સમસ્ત પ્રજ્ઞાલોકનું, એક ક્રમે, સાથે લાગું, સર્વાંગદર્શન કરી શકે છે.

૫. બ્રહ્મયજ્ઞ અથવા સત્યયજ્ઞઃ-બ્રહ્મયજ્ઞ એટલે પરમ અલક્ષ્ય પરમાત્માનું નિત્ય, સ્થાણુ, નિરવયવ સ્વરૂપ જાણવાનો અને અનુભવવાનો યજ્ઞ. એ નિરવયવ સ્વરૂપ એ જ એક પરમ સત્ય છે. ઋતના દર્શનથી પ્રત્યક્ષ થયેલું સત્ય એ સત્ય હોતું નથી એમ નહિ; પણ બ્રહ્મયજ્ઞ દ્વારા પ્રત્યક્ષ થતા પરમ સત્યથી એ વિલક્ષણ હોય છે. વિદ્યાયજ્ઞમાં ઋતનો માત્ર અંશ જ પ્રત્યક્ષ થાય છે, ઋતયજ્ઞમાં ઋતનું સંપૂર્ણ અને સકલ સ્વરૂપ પ્રત્યક્ષ થતું હોય છે; પણ એ ઋતસ્વરૂપ સાવયવ હોય છે. ત્યારે આ સત્યયજ્ઞ અથવા બ્રહ્મયજ્ઞથી પ્રત્યક્ષ થતું સત્યસ્વરૂપ નિરવયવ અને નિત્ય હોય છે. ઋતિ પોતે નિત્ય હોય છે એ ખરું, પણ ઋતિવિષયભૂત અવયવોનો સંબંધ નિત્ય નથી. આમ ઋતયજ્ઞમાં સાવયવ ઋતસ્વરૂપ પ્રત્યક્ષ થતું હોવાથી એને કેવળ સત્ય ગણી શકાય નહિ. એ કેવળ સત્યનું દર્શન થાય છે બ્રહ્મયજ્ઞ અથવા સત્યયજ્ઞ દ્વારા.

'જેમ ઋતંભરનો પ્રજ્ઞાલોક ભૂતાર્થવિષય છે તેમ આ સત્ય-દૃષ્ટિ આત્મવિષય છે.' અર્થાત્ ઋતનું સ્વરૂપ ભૂતાર્થોના-બાહ્ય પદાર્થોના-સંપૂર્ણ અને સકલ દર્શન દ્વારા પ્રત્યક્ષ થાય છે, અને સત્યનું સ્વરૂપ ભૂતાર્થના નહિ, પણ પોતાના આત્માના સંપૂર્ણ અને સકલ દર્શન દ્વારા પ્રત્યક્ષ થાય છે. આમ દેવયજ્ઞ અથવા ઋતયજ્ઞ જ્ઞાન-યોગ દ્વારા સિદ્ધ થાય છે; તો બ્રહ્મયજ્ઞ અથવા સત્યયજ્ઞ ધ્યાનયોગ-દ્વારા સિદ્ધ થાય છે. 'મહાત્માઓ પ્રથમ સર્વે લક્ષ્યયજ્ઞોની કર્મ-સાધના કરી એ મહાતપને અંતે ધ્યાનયોગ અને જ્ઞાનયોગનાં તપ કરે છે તેને અંતે તે તપ પૂર્ણકલાથી થઈ રહેતાં તેમાંથી ઋત સત્યનો ઉદય સાથે લાગો પ્રત્યક્ષ થાય છે.' અને 'વૃક્ષ-શાખામાં જેમ બબ્બે પાંદડાં સાથે સાથે ને સામસામી ફૂટે છે અને તેની વચ્ચે ફલપુષ્પસમૃદ્ધિ આવે છે, તેમ તપોવૃક્ષની શાખામાં ઋત

અને સત્ય સાથે સાથે ને સામાં સામાં ઊભાં રહે છે ને ફલપુષ્પને સ્થાને ધર્મ ઉદય પામે છે.'

આ દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ બે અલક્ષ્યયજ્ઞો છે. કારણ કે, 'દેવયજ્ઞમાં અલક્ષ્ય અને લક્ષ્ય પરમાત્માના અદ્વૈતનો યજ્ઞ થાય છે.' મહયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞ, એ ત્રણ લક્ષ્યપુરુષના મહાયજ્ઞ છે. અર્થાત્ એ ત્રણ યજ્ઞોમાં લક્ષ્ય સંસારના કલ્યાણની જ ક્રિયા કરવામાં આવે છે. દેવયજ્ઞમાં લક્ષ્ય સંસાર-બ્રહ્માંડ-ના ભૂતાર્થોના રહસ્યને-વિશ્વકર્મને-સાત્ત્વિક બુદ્ધિના પ્રભાવથી પ્રત્યક્ષ કરવામાં આવે છે; અને લક્ષ્ય, અનિત્ય, ભૂતાર્થો અને તેમના અલક્ષ્ય, નિત્ય નિયામક તત્ત્વના અદ્વૈતનો અનુભવ કરવામાં આવે છે. બ્રહ્મયજ્ઞમાં એથી પણ આગળ વધીને, કેવળ અલક્ષ્ય, નિત્ય, સ્થાણુ, નિરવયવ બ્રહ્મનો જ અનુભવ કરવામાં આવે છે.

ગોવર્ધનરામભાઈની આ યજ્ઞમીમાંસામાં, આ રીતે, લક્ષ્યયજ્ઞોના કર્મયોગનો અને અલક્ષ્યયજ્ઞોના જ્ઞાન અને ધ્યાનયોગનો સમન્વય કરવામાં આવ્યો છે. લોકકલ્યાણ એકલા કર્મયોગથી નહિ, એકલા જ્ઞાનયોગથી નહિ કે એકલા ધ્યાનયોગથી પણ નહિ, પણ એ ત્રણેના સમન્વયથી જ સિદ્ધ થાય છે એમ ગોવર્ધનરામભાઈ સ્પષ્ટ રીતે પ્રતિપાદિત કરે છે.

ઉપરાંત આ યજ્ઞકાર્યમાં અધિકારની અપેક્ષા ગોવર્ધનરામભાઈ પદે પદે સ્વીકારતા જાય છે. સુસમૃદ્ધ તનમનની શક્તિઓવાળા યજમાનને યજ્ઞ કરવાનો અધિકાર છે, બીજાને નહિ. યજ્ઞમાં લોકકલ્યાણ એ યજમાનનું એકમાત્ર ધ્યેય છે એ ખરું; પણ કલ્યાણને પાત્ર લોકો-આગન્તુક અતિથિઓ-નો પણ એ માટે અધિકાર હોવો જોઈએ. અને આપુજનનું ધ્યેય બધા લોકોને સદાસર્વદા તૃપ્ત કરવાનું નહિ, પણ અધિકારી મનુષ્યોનું વધારેમાં વધારે કલ્યાણ થાય એવી પ્રવૃત્તિ કરવાનું હોવું જોઈએ.

ગોવર્ધનરામભાઈનો, આપુજન આ રીતે, તનમનની સમૃદ્ધિથી સુસંપન્ન હોય છે. એ પોતાને વિશ્વનું કેન્દ્ર નહિ, પણ અંગ સમજે

હોવાથી માનવકલ્યાણના મહાધર્મની ઉપાસના કરે છે. પરંતુ પોતાની એ ઉપાસના આડે તે પોતાનાં માતાપિતાને કે સ્ત્રીપુત્રાદિ કુટુંબને વિસરતો નથી. પણ તેની તૃપ્તિને એ પોતાની પ્રથમ અને અનિવાર્ય ફરજ સમજે છે. માતાપિતા અને સ્ત્રીપુત્રાદિક પ્રત્યેના ધર્મોમાં વિરોધ આવે ત્યારે, અલબત્ત, તે સ્ત્રીપુત્રાદિક–જે તેનાં આમંત્રિત અતિથિ છે તે—ના સત્કારને પોતાનો મુખ્ય ધર્મ ગણે છે.

માતાપિતા અને સ્ત્રીપુત્રાદિ કુટુંબ પ્રત્યે આમ એના વિશિષ્ટ ધર્મો છે. પણ વસુન્ધરામાં વસતો સમસ્ત મનુષ્યસંઘ પણ એનો આકારક અતિથિ છે. એટલે એના કલ્યાણના કાર્યમાંથી એ યાવદાયુષ્ય નિવૃત્ત થઈ શકતો નથી. અલબત્ત, એ બરાબર સમજે છે કે કોઈ પણ એક માણસ બધા જ માણસોને સર્વદા અને સર્વથા તૃપ્તિ આપી શકે તેમ નથી. એટલે એ વધારેમાં વધારે માણસોનું વધારેમાં વધારે કલ્યાણ જે રીતે થાય તે રીતે જ વર્તે છે, અને માનવતાને–પંચમહાયજ્ઞ કરવાની શક્તિ કે વૃત્તિને–જ એ મનુષ્યનું વ્યાવર્તક લક્ષણ ગણે છે.

એ વ્યાવર્તક લક્ષણ જેનામાં ન હોય તેવાં માનવનામધારીઓનો એ મનુષ્યેતર ચેતનભૂતોમાં–જન્તુસૃષ્ટિમાં–સમાવેશ કરે છે. એ ચેતનભૂતો પ્રત્યે તે દયા રાખે છે. તેમનો ઉદ્ધાર થાય તે માટે દયા, એની દૃષ્ટિએ સાધ્ય નથી, પણ સાધન જ છે.

મનુષ્ય અને મનુષ્યેતર ચેતનભૂતો, એ બેના કલ્યાણમાં એ વધારે મહત્ત્વનું ગણે છે મનુષ્યકલ્યાણને.

પોતે મનુષ્યકલ્યાણ કરી શકે એટલા માટે પણ એ પોતાના યોગક્ષેમનો ભાર મનુષ્યસંઘ પર નથી નાખતો. એ તો વ્યવહારયજ્ઞ અથવા સકામયજ્ઞ દ્વારા પોતાનાં સાધનો મેળવી લે છે; અને આ રીતે કેવળ નિષ્કામભાવનાથી લોકકલ્યાણનું કાર્ય કર્યે જાય છે.

સાથોસાથ, એ વિદ્વાન, શાસ્ત્રી, દર્શનદ્રષ્ટા કે કવિજન બનીને જડભૂતો, જન્તુઓ, મનુષ્યો, અને તેમની બુદ્ધિ અને અન્તઃકરણમાં

રહેલી જડતા પર દષ્ટિ નાખે છે, તેનાં અવલોકન અને પ્રયોગો કરે છે, તેનાં ગુણશક્તિ શોધે છે, તેનું શાસ્ત્ર બાંધે છે અને સર્વ સૃષ્ટિ સાથેનો તેનો સંબંધ જાણી લે છે. આ રીતે, ભૂતમાત્રમાં રહેલા જડ અસ્તિત્વવત્ અંશને તે લોકકલ્યાણના મહાયજ્ઞમાં ઉપયોગી બનાવે છે. કલાની કે વિજ્ઞાનની પોતાની આ ઉપાસનાને તે, અલબત્ત, પોતાના માનવકલ્યાણના કર્મયોગમાં વિઘ્નકર બનવા દેતો નથી. એ આ વિદ્યાયજ્ઞનો યજમાન હોય છે એ ખરું; પણ મુખ્યત્વે અને સમગ્રે પોતે કર્મયોગી જ છે એ હકીકત એ ક્ષણભર પણ ભૂલતો નથી.

કલા અને વિજ્ઞાનની આ ઉપાસના ઉપરાંત તે આ બ્રહ્માંડનાં અણુથી વિભુ સુધીનાં સત્ત્વોના સંધની ઉત્પત્તિ, સ્થિતિ અને લય પાછળ ગૂઢ અને નિત્ય રીતે રહેલા અટલ વિશ્વકર્મનું-ઋતનું-દર્શન કરવા માટે જ્ઞાનયોગી પણ બને છે.

અને બ્રહ્માંડના બાહ્ય ભૂતાર્થોના ગતિચક્રમાં અન્તર્ગૂઢ વહી રહેલા અલક્ષ્ય, નિત્ય, નિયામકતત્ત્વનું દર્શન કરતાં કરતાં એ અન્તર્મુખ બને છે અને પોતાના આત્માના અલક્ષ્ય, નિત્ય, સ્થાણુ, નિરવયવ બ્રહ્મસ્વરૂપનું દર્શન કરવા માટે ધ્યાનયોગ આચરે છે.

એ સાધુજન સંસારી હોય તો પણ, આ તત્ત્વોને પોતાનું જીવનકર્તવ્ય ગણે છે, અને સંસારથી વિરક્ત થઈ ગયો હોય તો કોઈ મઠમાં–આશ્રમમાં, સેવાસંઘમાં કે Missionary Societyમાં રહીને એ યાવજ્જીવન આ પ્રવૃત્તિ કરે છે; તેનું સર્વોચ્ચ કર્તવ્ય 'મહાયજ્ઞ' કરવાનું હોય છે. સંસારમાંથી સંન્યસ્ત લેનાર સાધુની પ્રવૃત્તિ મુખ્યત્વે કેન્દ્રિત થવી જોઈએ પોતાના ગંડના કલ્યાણ પર. એકલાં અને યથેચ્છ રીતે કરેલું લોકકલ્યાણનું કાર્ય નહિ, પણ સંઘબળથી અને સુવ્યવસ્થિત રીતે કરેલું કાર્ય જ વધારે સફળ નીવડે છે.

મહાયજ્ઞ, દૈવયજ્ઞ (જ્ઞાનયોગ) અને બ્રહ્મયજ્ઞ (ધ્યાનયોગ), અલબત્ત, અંતબદીક્ષા પછી જ–સંન્યાસ લીધા પછી જ–ઉત્તમ રીતે સધાય છે' એ ખરું; પણ સંન્યાસી કે સંસારી, કોઈનું

પણ એકમાત્ર ધ્યેય હોવું જોઈએ લોકકલ્યાણ. એટલે જ ગોવર્ધનરામભાઈ કહે છે કે, મનુષ્યયજ્ઞના કોઈ મહાન્ સમારંભને માટે આવશ્યક હોય તો સાધુજન સંસારીઓમાં સંસારીવત્ એટલો કાળ આચરણ કરે અને કન્યાદિની ઉપેક્ષા કરે તો પણ ધર્મ છે. કારણ કે મુખ્ય વસ્તુ ધર્મ છે, ધર્મનું બાહ્ય ચિહ્ન નહિ.

મંડયજ્ઞ કરવાનો—અલખદીક્ષા લઈ સંસારમાંથી સંન્યસ્ત લેવાનો—અધિકાર આકારક અતિથિયજ્ઞ, આમંત્રિત અતિથિયજ્ઞ અને ભૂતયજ્ઞ, એ ત્રણનાં ઋણમાંથી મુક્ત થયા પછી જ મળે છે. અર્થાત્ માતાપિતા, સ્ત્રીપુત્રાદિક, યોગક્ષેમ, વિદ્યા અને પોતાની સાથે સંબંધ રાખનાર ચેતનભૂતો, આ બધાંની સંપૂર્ણ સંતોષકારક વ્યવસ્થા કર્યા પછી જ મનુષ્યથી સંસારનો ત્યાગ કરી શકાય. પિતા, પતિ કે પત્ની માટે કોઈક મહત્ત્વની ફરજ બજાવવાની રહી ગઈ હોય ત્યાંસુધી સંસારત્યાગ કરી શકાય નહિ. તેમજ સ્ત્રીપુરુષ બંને 'મઠમાં સહચાર કરવાની વાસનાવાળાં ન હોય' તોપણ બેમાંનું એક સંસારનો ત્યાગ કરી શકે નહિ. 'આમંત્રિત અતિથિના આતિથ્યની પૂર્ણાહુતિ તો સંસારી સંસારમાં જ રહીને કરી શકે અને તેની પૂર્ણાહુતિ સુધી એ ઋણમાંથી મુક્ત થવાતું નથી.'

લોકકલ્યાણનો ધર્મ—સેવાધર્મ—આમ, ગોવર્ધનરામભાઈની દૃષ્ટિએ, ખરેખર ગહન છે અને એટલો જ **योगिनामप्यगम्यः** છે. એમાં જેટલી જરૂર ઉત્સાહપ્રચુર, અવિશ્રાન્ત કર્મયોગની છે તેટલી જ જરૂર નિર્મળ જ્ઞાનયોગની અને પ્રસન્ન ધ્યાનયોગની છે. કુટુંબ અને મનુષ્યસંઘ, મનુષ્યસંઘમાં પણ માનવતાપૂર્ણ માનવીસમુદાય અને **पुच्छविषाणहीनाः** માનવનામધારીઓ, માનવેતર ચેતનભૂતો અને ચેતનમાત્રમાં વસી રહેલો અસ્તિત્વવત્ જડતાનો અંશ, આ બધાંની તૃપ્તિ કે ઉદ્ધાર માટેના યજ્ઞવિધિઓનો પરસ્પર વિરોધ શમી જાય અને પાંચે યજ્ઞો સમાન રીતે જ્વલમાન રહે તે માટે ઋત અને સત્યની સનાતન અધ્યાત્મદૃષ્ટિનો દર્શ અને કુશાગ્ર વ્યવહારદૃષ્ટિની સાથે સમન્વય થવો જ જોઈએ.

ઉપરાંત, આ બધા યજ્ઞકાર્યમાં નિરહંકાર, નિર્મમતા અને સ્વભાવસાધુતાનાં લક્ષણોથી પ્રાપ્ત થતા અધિકારની પદે પદે આવશ્યકતા હોય છે. લોકકલ્યાણનું પુણ્યક્ષેત્ર માત્ર અધિકારી, ભાવનાશીલ અને કર્મરત સાધુહૃદયો માટે છે, બીજાં માટે નહિ. અને એ સાધુહૃદયોએ પણ પોતાની શક્તિનો અને મર્યાદાનો પ્રતિપળ વિચાર કરીને જ એ ક્ષેત્રમાં પ્રવૃત્તિ કરવાની છે. સ્વૈર અને વિવેકહીન પ્રવૃત્તિ, ઉષર ભૂમિમાં વરસતી વાદળીની માફક, નિષ્ફળ જવા નિર્માઈ હોય છે. પરમ પુરુષના મહાયજ્ઞની જ્વાલાઓ જ્વલમાન રહે છે માત્ર અધિકારી જનોની સુવ્યવસ્થિત અને સવિવેક આહુતિઓ દ્વારા.

ગોવર્ધનરામભાઈની યજ્ઞમીમાંસા, આ રીતે નથી કેવળ વ્યવહારનો બોધ કરતી, નથી કેવળ અધ્યાત્મભાવનાનું દર્શન કરાવતી; નથી એ સંસારને જ પોતાનું સર્વસ્વ ગણતી, કે નથી એ સંસારથી વિમુખ એવી વિરક્તિને સ્વીકારતી. માનવી કુટુંબ અને સંસાર પ્રત્યેના પોતાના ધર્મનું યથાયોગ્ય પરિપાલન કરતાં કરતાં, વિશ્વના ઋતનું અને સત્તનું દર્શન કરે એ જ ગોવર્ધનરામભાઈની દષ્ટિએ સાચો, સનાતન અને સર્વદેશકાલ માટેનો ધર્મ છે. અધિકાર અને વિવેક, કર્મ, જ્ઞાન અને ધ્યાન, એનાં મહત્ત્વનાં અંગો છે એ ધર્મ માત્ર નૈમિત્તિક પ્રવૃત્તિ નથી, પણ નિત્ય અને યાવદાયુષ્ય કર્તવ્યપાલન છે. 'એમાં દેશકાળની તો શું પણ વેદવિધિની પણ મર્યાદા રાખી નથી' ધર્મવિચારક જો જાતે વિદ્વાન અને રાગદ્વેષ રહિત સાધુજન હોય તો 'આવા આચારને પોતાના હૃદયની અનુજ્ઞા છે કે નહિ એટલું જ પૂછવાનું તેને રહે છે, અને તે અનુજ્ઞા મળે તો પછી ડરવાની અપેક્ષા નથી.'

ગોવર્ધનરામભાઈની આ વ્યવહારલક્ષી તેટલી જ અધ્યાત્મભાવનાપ્રધાન કર્મ જ્ઞાન અને ધ્યાનના ત્રિવેણીતીર્થસમી યજ્ઞમીમાંસામાં પ્રાચીન પરિભાષામાં નૂતન જીવનભાવનાનું મંજુળ અને મનોહર, આસ્તિક અને સમર્થ નિરૂપણ થયું છે. ('થોડાં વિવેચનલેખો')

# ગુજરાતી નવલકથા–સાહિત્યમાં 'સરસ્વતીચંદ્ર'

લેખક: યશવંત શુક્લ

[ગુજરાતી નવલકથા–સાહિત્યમાં 'સરસ્વતીચંદ્ર'નું શું સ્થાન છે, નવલકથાનાં કયાં અંગો કે અંશો પૂરતો એનો ફાળો વિશિષ્ટ કે ઉત્કૃષ્ટ ગણી શકાય તેની સાધાર ચર્ચા–વિવેચના સાથે ગોવર્ધનરામની સર્જકતા, એમની ભાવસમૃદ્ધિ વગેરે વિશે પણ આ વિવેચકે મનનીય વિચારો રજૂ કર્યાં છે.]

૧

'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ ૧૮૮૭માં બહાર પડ્યો હતો અને ચોથો ભાગ ૧૯૦૧માં બહાર પડ્યો હતો, એટલે કે એ મહાનવલ પૂરી રચાઈ રહેતાં પંદર વર્ષનો ગાળો વીત્યો હતો. એ રીતે જોઈએ તો ગુજરાતી નવલકથાના વિકાસના આ બયાનમાં જે ક્રમે જુદાજુદા ભાગો પ્રસિદ્ધ થયા હોય તે ક્રમે જ તેમને વિચારવા શું ખોટા, એવો પ્રશ્ન ઉપજાવી શકાય એમ છે. ચારે ભાગોનો ક્રમપ્રાપ્ત રીતે વિચાર કરવામાં રહેલી અગવડ તો સ્પષ્ટ છે. પણ આ પ્રકરણમાં ચારે ભાગોનો એક સામટો ખ્યાલ લીધો છે તેમાં અગવડ ઉપરાંત બીજી પણ એક દૃષ્ટિ રહેલી છે. તે એ કે 'સરસ્વતીચંદ્ર'–કારની કલ્પનામાં એ ચારે ભાગો એક અખંડ યોજનારૂપે પ્રથમથી જ સિદ્ધ થઈ ચૂક્યા હતા. યોજના કરી હોય કંઈક અને પરિણામ આવે કંઈક એવું ઘણા લેખકોની બાબતમાં બને છે, પણ પ્રસ્તુત મહાનવલની રચના પહેલેથી જ સુનિયોજિત રહી છે. કયા ભાગમાં શું મૂકવું છે ને શું કહેવું છે, વાર્તાતત્ત્વનું પ્રમાણ કેટલું રાખવું છે અને તત્ત્વચર્ચાનું પ્રમાણ કેવું રાખવું છે, ગો. મા. ત્રિ.ના શબ્દોમાં કહીએ તો actualનું પ્રમાણ કેટલું રાખવું ને idealનું પ્રમાણ કેટલું રાખવું, એ બધું પહેલેથી જ નક્કી કરી મૂક્યું છે. આખા ગ્રંથસ્વરૂપનો ખ્યાલ

રાખ્યા વિના ગો. મા. ત્રિ.એ પહેલા ભાગની પ્રસ્તાવનામાં એમ ન જ કહ્યું હોત કે, "આ ગ્રંથમાં એકથી વધારે કથાઓની ફૂલ-ગૂંથણી છે." ત્રીજા ભાગની અંગ્રેજી પ્રસ્તાવનાનું તો પહેલું વાક્ય જ આ છે કે, "With the third volume this narrative enters upon a different phase of its career." એટલે કે આખી career નો ખ્યાલ કર્તાના મનમાં પ્રથમથી જ સ્પષ્ટ છે. આગળ કહે છે: "It still continues to be a mosaic or even blending of the actual and the ideal aspect of our life in these days, but latter, henceforth, begin to acquire a distinct predominance over the former." એમ પણ કહી રાખે છે કે, "This and the succeeding volume will bring this tale to a close." આ બધું બેશ વિચારતાં, અને પુસ્તકની છાપ્યા-સાલ કે રચ્યા-સાલ કરતાં ય કલ્પ્યા કે યોજ્યા-સાલ શાસ્ત્રીય આનુપૂર્વી નક્કી કરવામાં વધારે મહત્ત્વની હોવાથી ચારે ભ.ગોનો એકી સાથે ખ્યાલ બાંધવો એ વધારે પ્રસ્તુત થશે.

પૂર્વે થઈ ગયેલા કોઈ પણ વાર્તાકાર કે ગ્રંથકારમાં ન હોતી તેવી અસાધારણ સર્ગશક્તિ 'સરસ્વતીચંદ્ર'કારને વરેલી હતી; એ એક જ હકીકત ઘણી બાબતોમાં ઘણો મોટો ફેર પાડી દે છે, એમ કહેવું તે કશું ન કહ્યા બરાબર છે. અને છતાં વિસ્મયકર બાબત તો એ છે કે 'સરસ્વતીચંદ્ર'નું અવતરણ થયું ત્યાં સુધીમાં વાર્તાસર્જનનાં સિદ્ધ થઈ ચૂકેલાં રૂપો અને વલણોનો પૂરપૂરો ઉપયોગ ગો. મા. ત્રિ.એ કરી લીધો છે. એમની વિશેષતા એ છે કે એ સર્વે રૂપો અને વલણોને તુચ્છતાના બંધનમાંથી મુક્ત કરી એમણે અપૂર્વતા અર્પી છે. હોય એટલી બધી આવડ વાર્તામાં ઠાલવવી, કથામાં ઉપકથાઓ નાખવી, વાર્તા-પ્રવાહને વિચારચર્ચાઓથી ખાળી રાખવો, નં બો. દી.ની રીતે કહીએ તો ફિલસૂફીની પાંડિત્યયુક્ત ચર્ચા કરવા

જેવા વાતનિ અપ્રસ્તુત બુદ્ધિખેલને માટે નવરાશ કાઢવી, રૂપકો પ્રયોજવાં, લાંબાં વર્ણનો, લાંબાં સંભાષણો આદિ આજે કૃત્રિમ અસ્વાભાવિક અને નીરસ લાગે તેવાં તત્ત્વો દાખલ કરવાં, બોધતત્ત્વ –કથાને પોતાના વક્તવ્યનું અતિસ્થૂળ સાધન બનાવવું, ટૂંકમાં રસતત્ત્વની ઉપેક્ષા કરી બોધતત્ત્વ ઉપર ધ્યાન એકાગ્ર કરવું, એ વાર્તા રચવાની ચાલી આવતી પરંપરા હતી. ગો. મા. ત્રિ.એ આ પરંપરા તોડી છે એવું સહેજે નહીં કહી શકાય. ઉપર ગણાવ્યાં તે વાર્તારસને બાધક સઘળાં તત્ત્વો 'સરસ્વતીચંદ્ર'માં વિપુલ પ્રમાણમાં દેખાશે. છતાં એના સ્રષ્ટાની અપૂર્વ ભેદક દૃષ્ટિના પ્રકાશથી ઊજળાં બનેલાં એ વિક્ષેપકર તત્ત્વો–બ. ક. ઠા. કહે છે તેમ 'કિશતીમાંના પથરા'– ઝાઝાં વિક્ષેપકર રહેતાં નથી. 'સરસ્વતીચંદ્ર' કારના હાથમાં એ તત્ત્વો રમતાં બની ગયાં છે, એમના હેતુને અનુકૂળ જ નહીં, અનુરૂપ બની સાર્થક થયાં છે. ગોવર્ધનરામ તરફથી આપણી નવલકથાના વિકાસ–ક્રમમાં જે બે વાનાં નવાં ઉમેરાયાં તેના વિના આ પરિણામ ભાગ્યે જ સધાયું હોત. એક તે ગો. મા. ત્રિ.ની જીવન વિશેની ઊંડી સમજ. જીવન વિશેની ઊંડી સમજ, એટલે સમાજ અને વ્યક્તિ બંનેની શક્યતા અને મર્યાદા વિશેની, બંનેના સંબંધ વિશેની, તેમના વ્યવહારની, લોકયાત્રાને અનુકૂળ બંનેના ધર્મની, આ દેશની સાંસ્કૃતિક પરંપરાઓની, એમના ગુણદોષોની, દેશકાલની વર્તમાન અવસ્થાની, કર્તવ્યોની અને ભાવિની, સૂક્ષ્મ ચિન્તનના પરિપાકરૂપ જેટલી વ્યાપક તેટલી જ ઊંડી સમજ. જીવનનાં સ્તરોનું ધીર અવલોકન આટલી સમર્થ રીતે ગો. મા. ત્રિ.ની પૂર્વે (અને પછી પણ) કોઈ એ કર્યું નથી. આ પ્રશ્ન રચનાના રૂપનો નથી, તેટલો તત્ત્વગ્રહણનો છે. એ જ સ્વયં રૂપનો નિર્માતા છે.

પોતાના જીવન–દર્શનને જ અગ્રપદ આપવાની ગો. મા. ત્રિ.ની ઇચ્છા એમનાં આ વચનોમાં સ્પષ્ટ અંકિત થઈ છે: "વાર્તાનો સમય છેક સમીપનો અને પ્રદેશ ગુર્જર વસ્તીનો રાખેલો છે. એટલે, હજી

સુધી આપણા કાનમાં વાગતા ભૂતદશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રલક્ષ પડદો, અને ભવિષ્યકાળમાં વિચાર્યો થનાર અવસ્થાની, આજથી આપણી કલ્પના પર પડતી પ્રતિચ્છાયા—એ સર્વેનું મિશ્રણ કરવાથી શાસ્ત્રીય દેશોદ્ધારકોને કાંઈ સૂચના મળશે એવી કલ્પના છે."

પણ 'શાસ્ત્રીય' દેશોદ્ધારકો જ એમની નજરમાં વસ્યા ન હોતા. સામાન્ય જનસમાજને પણ એ વિચારતો કરી મૂકવા માગતા હતા. 'શાસ્ત્રીય' દેશોદ્ધારકો માટે એ નિબંધો લખત તો ચાલત. અને જીવનપ્રવાહની અને જીવનનાં કર્તવ્યોની પોતાની સૂઝને પ્રથમ નિબંધરૂપમાં વ્યકત કરવાની જ એમની ઇચ્છા હતી. એમણે જ કહ્યું છે કે, "When he (લેખક) first desired to give an objective existence to all that was sketched in mind's book, he intended to give the form of essays." પણ પાછળથી વિચાર કરતાં એમને લાગ્યું કે ગુજરાતના વાચકવર્ગને એ રીતે સુગમ નહીં પડે. એની ગ્રહણશક્તિની દયા ખાઈને એમણે વાર્તારૂપે પોતાનું વક્તવ્ય કહેવાનું રાખ્યું. એમની ખાનગી નોંધપોથીમાંનાં નીચેનાં વચનો પણ આના અનુસંધાનમાં વિચારવા જેવાં છે: "To create a new and living force among my Countrymen by training them unto a higher life in this way, is the mission of my life, so long and so far as I may be able to live it." આ સ્વીકૃત જીવનધર્મ કેવળ શિક્ષિતને સ્પર્શી કૃતાર્થ થવા નિર્માયો ન હોતો. અલ્પજ્ઞોને માટે પણ એમાં ઉદાર વ્યવસ્થા હતી.

પણ ગોવર્ધનરામ જો સિદ્ધ વાર્તાકાર ન હોત તો આ રીતે પોતાનો હેતુ ભાગ્યે જ સાધી શકયા હોત. એ જે લખત તેને નિબંધરૂપની જ મર્યાદા રહેત. એ સિદ્ધ વાર્તાકાર હતા છતાં જો રહી છે, તો ન હોત તો તો ઘણી જ રહેત પણ એ વાર્તાકાર હતા, દ્રષ્ટા ઉપરાંત સ્રષ્ટા પણ હતા, તેથી ઘણો મોટો ફરક પડી ગયો છે.

અને વાર્તાકલાના વિકાસને એમનું જે બીજું મહત્ત્વનું અર્પણ છે તે વાર્તાકાર તરીકેનું જ છે. એમણે પહેલી જ વાર સજીવ પાત્રપરંપરા, નાટ્યાત્મક પરિસ્થિતિઓ, અને ચમકદાર સંવાદોની વિપુલ પ્રમાણમાં ભેટ ધરી. નાનામાં નાના પાત્રથી લઈ ને મોટામાં મોટા પાત્ર સુધીની તમામ પાત્રકોટિઓનું એમાં સજીવ આલેખન થયું છે. અને કેટલાં બધાં પાત્રો આ મહાનવલમાં છે ? જાણે આખી માનવસૃષ્ટિ ચિત્રિત કરી હોય એટલા બધા પાત્રપ્રકારો એમાં આવી જાય છે. જીવનદર્શન અને આ પાત્રવિધાન બંનેને ભેગાં વિચારીએ તો "ઇશ્વર-લીલાનું સ્પષ્ટાર્થ ચિત્ર આપવાનો આ પ્રયાસ છે" એમ ગો. મા. ત્રિ.એ પોતાના ગ્રંથ વિશે કહ્યું છે તે અક્ષરશઃ સાચું પડયું છે.

૨

કથાને પોતાના વક્તવ્યનું સાધન બનાવીને પોતાના દેશવાસીઓને કર્તવ્યને માર્ગે ચઢાવવાનું ગો. મા. ત્રિ.એ સ્વીકાર્યું હતું. અર્થાત્ વાર્તાકારે લોકશિક્ષકનો ધર્મ અંગીકાર્યો હતો એ આપણે જોયું. પરંતુ એ કર્તવ્યના કોઈ સ્થૂલ રૂપને પ્રત્યક્ષ કરી લોકો મૂઢપણે એને અનુસરે એમ ગો. મા. ત્રિ.એ ઇચ્છયું ન હોતું. જીવનના વૈવિધ્યને સૌ વિલોકે, એના પર વિચાર કરે, સ્થૂલ વ્યવહારબુદ્ધિથી નહીં પરંતુ સૂક્ષ્મ વિવેકબુદ્ધિથી વિચારને પણ પરિષ્કૃત કરે, એવું એ ઇચ્છતા હતા. એટલે એમણે જીવન એના પૂર્ણ વૈવિધ્યમાં, એની જટિલતાઓમાં, એની સ્થૂલસૂક્ષ્મ અને ઉત્તરોત્તર સૂક્ષ્માતિસૂક્ષ્મ છાયાઓમાં ચીતર્યું, એટલું જ નહીં, પોતે જે ચીતર્યું તે પાછું સમજાવ્યું. પોતાના એક પાત્રનું મનોગત, તેના મુખ્ય સ્વભાવ સાથે તેના અમુક એક ભાવની અસંગતિ સમજાવતાં ગો. મા. ત્રિ. લખે છે: 'મનુષ્યનું જીવન એ અનેક સૂત્રની રજ્જુ (દોરી) છે; અનેક આમળાની એક ગાંઠ છે. તે સૂત્રોની—તે આમળાની—પોતપોતાની નિરનિરાળી સ્થિતિ—જાતિ છે, અને તેઓમાં ઘણી વખત પરસ્પર-

વિરોધ આવી જાય છે. આ સૂત્રો અને આમળાઓ, તેમની ઘટના, અને તેમના વિરોધ અધિકતર બુદ્ધિથી, અધિકતર વિદ્યાથી, અને અધિકતર રસજ્ઞાનથી વધારે વધારે સૂક્ષ્મ અને વિચિત્ર બને છે અને તેની સંખ્યા પણ વધે છે.' જીવનને આ સ્વરૂપે સમજીને આલેખનાર ગો. મા. ત્રિ. પહેલા વાર્તાકાર હતા. તમામ પ્રકારની રુચિઓને સંતોષ આપવાની 'સરસ્વતીચંદ્ર'ની શક્તિ એને આભારી છે.

પણ ગોવર્ધનરામ માત્ર ચિત્ર પાડીને અટકતા નથી. ચિત્રને એ સમજાવે પણ છે. એ કેવળ પરિણામ નથી આપી છૂટતા, પણ પ્રક્રિયાનુંય નિરાંતે વિવરણ કરે છે. અમૂર્ત ભાવને કેવળ મૂર્ત રૂપ આપીને બાકીનું ભાવકની ગ્રહણશક્તિ અને કલ્પના પર છોડવાનું એમણે ઇષ્ટ નથી માન્યું. ભાવકના સહકારની એમને અપેક્ષા જ નથી એમ તો કેમ કહેવાય? સહકાર આપવાની ભાવકની શક્તિમાં એમને વિશ્વાસ નહીં હોય એમ માનવું વધારે યુક્ત ગણાશે. દા. ત., 'જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' એ કરુણભવ્ય પ્રકરણમાં, સમસ્ત ગુજરાતી સાહિત્યમાં પૂર્વે કદી નહીં આલેખાયેલી એવી અત્યંત વિચિત્ર પરિસ્થિતિમાં, વાચકોના શ્વાસ જ્યારે અદ્ધર રહી ગયા હોય છે ત્યારે વિગતે વિગતનું કેવી નિરાંતથી, કેવા નિરર્થક લંબાણથી ગો. મા. ત્રિ.એ વિવરણ કર્યું છે? અને કસમયે કેટલાં ગીતો એમાં નાખ્યાં છે? એ તો નિર્વિવાદ છે કે ભાવ અને રૂપનું, અમૂર્ત અને મૂર્તનું જોઈએ તેવું કલાત્મક રસાયણ 'સરસ્વતીચંદ્ર'માં થયું નથી. એને ગો. મા. ત્રિ.ની સર્ગશક્તિની ન્યૂનતા ગણવી કે રચનાના ઉદ્દેશનું આક્રમણ ગણવું એનો નિર્ણય કરવો પડે એમ છે. પણ એક વસ્તુ નક્કી છે કે પોતાને જે ઉદ્દિષ્ટ છે તે સમજાવવાનું ગો. મા. ત્રિ. ચૂકતા નથી. દા. ત., કુમુદસુંદરીને સરસ્વતીચંદ્ર વિશે વિકાર જાગ્યો, એથી રખેને વાચક કુમુદ પ્રત્યેની સહાનુભૂતિ ખોઈ બેસે, એ બીકે શાથી કુમુદનું એ વર્તન ક્ષંતવ્ય બને છે એ ગો. મા. ત્રિ. લંબાણથી સમજાવવા

બેસે છે; એવી પરિસ્થિતિમાં પોતાને મૂકી જોવા વાચકને એ અનુરોધ કરે છે। પોતે સહાનુભૂતિ પ્રેરી શકશે એવો આત્મવિશ્વાસ નહીં હોવાથી એમને એ માગવી પડે છે. એમના સમયના વાચકસમાજની નીતિભાવના, કલાભાવના અને ગ્રહણશક્તિ વગેરેની સ્થિતિ ધ્યાનમાં રાખીને જ, કદાચ, જે અસ્ફુટ કે અર્ધસ્ફુટ રહીને વિશેષ કાર્યસાધક બનત તેને એમણે અતિસ્ફુટ બનાવ્યું છે.

પણ ગુણદોષની સમાલોચના અત્રે પ્રસ્તુત નથી. એટલે આપણે એમ જ કહીશું કે વાર્તારસ અને બોધ બંને દ્વારા *જીવનની સમજ વધારવી તે એક ક્રમપ્રાપ્ત આવશ્યકતા હતી.* પૂર્વેના વાર્તાલેખકો કરતાં ગો. મા. ત્રિ.એ અધિકતમ માત્રામાં એ પરિપૂર્ણ કરી.

ગોવર્ધનરામની વિશેષતા એ છે કે એમણે આમ કરીને ઘણા નવા ઉદાર ભાવો પ્રજા સમક્ષ મૂકયા અને સમજાવ્યા. એ ભાવોની મર્યાદાઓ પણ સમજાવી. જેમકે, લગ્નમાં પ્રણય. ભાવ તરીકે પ્રણયભાવ કંઈ નવો ન હતો. સ્ત્રીપુરુષપ્રેમના અનેક ઐતિહાસિક અને કલ્પિત પ્રસંગો સાહિત્યમાં સચવાયા પણ છે. તથાપિ એ પ્રેમ એટલે મૈત્રી, સખ્ય, સમાનતા, *અન્યોન્યપૂરકતા, એ સમજનો સંપ્રજ્ઞાત*-ભાવે આવિષ્કાર 'સરસ્વતીચંદ્ર'માં પ્રથમ વાર જ થાય છે. કુમુદ *અને સરસ્વતીચંદ્રનું શરીરલગ્ન થઈ શક્યું હોત તો એ સ્નેહલગ્નનો*, પરણનારાંની પરસ્પર પસંદગીના લગ્નનો એક પ્રકાર બનત, ભલે બેઉનાં વડીલોએ એ ગોઠવ્યું હતું તો પણ. કુમુદ સરસ્વતીચંદ્રને પત્ર લખવાની પહેલ કરે, સરસ્વતીચંદ્ર એનો અવળો અર્થ ન ઘટાવતાં પત્રવ્યવહાર ચાલુ કરે, કુમુદનાં માતાપિતા એની સાથે વાંધો ન લે, નિમિત્ત કાઢી સરસ્વતીચંદ્ર લગ્ન પહેલાં શ્વસુરગૃહે જાય, ત્યાં એના એકાંતખંડમાં કુમુદ 'અનિવાર્ય સ્નેહની પ્રેરી પોતાની ગેજે' આવે, માતાની રજા વિના આવે, રજા લેવા વિચાર પણ ન કરે ને આવે, એ વસ્તુ સરસ્વતીચંદ્રકારના જમાનાને નવો જ અનુભવ કરાવે એવી

હતી. આ કોઈ દૂર કે નજીકના ભૂતકાળની વાર્તા ન હોતી, શુદ્ધ સમકાલીન સામાજિક વાર્તા હતી, તત્કાલીન સમાજની નીતિબુદ્ધિ અને વ્યવહારબુદ્ધિને એની સાથે સીધો સંબંધ હતો, એ પણ ભૂલવું ન જોઈએ. કુમુદ આવે તો આવે, પણ બંને એકમેકને નીરખીને અસ્વસ્થ—ભાનભૂલાં બને—"ઉભયમાંથી એક જણે પણ શબ્દ ઉચ્ચાર્યો નહીં, આંખ પલકારી નહીં, અને સામી આંખ વિના બીજા કોઈ ને અને જગતને તો શું પણ પોતાને પણ સ્મરણમાં રાખી શકાયું નહીં. આટલા બધા ઉમળકાવાળાને બોલવાનો વિષય તો શું જડે, બોલવાનું સૂઝ્યું પણ નહીં." એ પ્રેમાનુભવનું વર્ણન, અને આવી પરિસ્થિતિનું આલેખન બંને આપણે ત્યાં નવાં હતાં. સ્ત્રીપુરુષપ્રણય-સંબંધના નિરૂપણની ગોવર્ધનરામે એક નવી દિશા જ ઉઘાડી આપી એમ યથાર્થપણે કહી શકાય. આમ પ્રેમના નૂતન પ્રગલ્ભ સ્વરૂપનો પ્રથમ શિષ્ટ આવિષ્કાર 'સરસ્વતીચંદ્ર'માં થયો.

પરિસ્થિતિનું આલેખન પણ એવું જ નવું. હિંદુસમાજની રૂઢિવશતા પર નવા ભણતરે કેળવવા માંડેલા નવા ભાવોનો આઘાત—એ આઘાતપ્રત્યાઘાતની વસ્તુસ્થિતિનો જ ઉપયોગ કરી લઈ ગો. મા. ત્રિ.એ કુમુદના હૃદયને અને શરીરને સરસ્વતીચંદ્ર અને પ્રમાદધન વચ્ચે વહેંચી આપીને, ઉપરાંત કુમુદ અને સરસ્વતીચંદ્રનાં જીવનને સમાજનીતિની પાળોમાં વહેવડાવીને કેવી વિષમ, હૃદયભેદક, અપૂર્વ અને અસાધારણ પરિસ્થિતિ સરજી છે?

પાત્રવિધાન કોને કહેવાય એનું પણ ગો. મા. ત્રિ.એ જ પહેલવહેલું ભાન કરાવ્યું. વાર્તાકારની યોજના મુજબ નાચતાં ગુણઅવગુણનાં પૂતળાં મટીને પહેલી જ વાર પાત્રોએ 'સરસ્વતીચંદ્ર'માં જીવંત મનુષ્યની છટાઓ પ્રકટ કરી. મનુષ્યની ઉચ્ચાવચ કેટલી બધી અવસ્થાઓ 'સરસ્વતીચંદ્ર'માં ચિત્રિત થઈ છે? મનુષ્યરૂપે વિચરતાં પશુઓથી માંડીને સદ્અસદ્‌નાં વિચિત્ર મિશ્રણો સમાં પાત્રો ગો. મા. ત્રિ.એ ઘડયાં છે. મનુષ્ય જીવનની ઉચ્ચતમ અવસ્થાઓ પણ ગો. મા.

ત્રિ.એ ચિત્રિત કરી છે અને છતાં મનુષ્યસહજ મર્યાદાઓ એમને પણ વળગાડી છે. ગુણી પાત્રોના ગુણોની પણ મર્યાદા એમણે દર્શાવી છે. વિદ્યાચતુર અને ગુણસુંદરી અનેક બાબતોમાં શ્લાઘ્ય અને અનુકરણીય છે, તો પણ પહેલા ભાગમાં સરસ્વતીચંદ્ર વિશે ચંદ્રકાંત આગળ ટીકા કરતાં એની લઘુતા પ્રત્યક્ષ થાય છે અને ચોથા ભાગમાં કુસુમને વશ રાખવાની—છોકરી માણસને વધારે પડતી બહેકવા નહીં દેવાની એ જ્યારે વિદ્યાચતુરને ભલામણ કરે છે ત્યારે એના ગુણવિકાસની મર્યાદા પણ પ્રતીત થાય છે.

પાત્રેપાત્રોનું નોખાપણું, પાત્રેપાત્રની મનુષ્યસહજ મર્યાદા, સરસ્વતીચંદ્ર અને કુમુદ જેવાં પાત્રોનો એ મર્યાદાઓમાંથી ક્રમે ક્રમે છૂટવાનો પુરુષાર્થ, વિકાસનાં પણ અનેક સોપાનો, સાધનાની મુશ્કેલીઓ, અને પ્રણયની જ નહીં પણ માનવતાની પણ પરમોચ્ચ સ્થિતિ—આત્યંતિક ધર્મ અને આત્યંતિક સ્થિતિ—એ સર્વનું દર્શન એ આપણી પહેલી સફળ નવલકથાની અસાધારણ સિદ્ધિ છે. 'સરસ્વતીચંદ્ર' એ પૂર્ણ પુરુષના આલેખનનો, પૂર્ણ પુરુષ કેવો હોય, એ કેમ બોલે, કેમ વર્તે, શું આચરે, એના આલેખનનો એક પ્રચંડ પુરુષાર્થ છે. છેલ્લી સ્થિતિઓ કલ્પનાસૃષ્ટ છે. એ આપણને ભાવે કે ન ભાવે, રુચે કે ન રુચે, પણ નીચલી અને વચલી સ્થિતિઓ અનુભવસૃષ્ટ છે, અને આપણા અનુભવ સાથે મળતી આવતાં અત્યંત રસપ્રદ બને છે.

નૂતન ભાવોનું ઉદાર સ્વાગત એ પણ ગો. મા. ત્રિ નું એક વિશિષ્ટ અર્પણ છે. એ નૂતન ભાવોનો આપણી સાંસ્કૃતિક પરંપરા સાથે મેળ મેળવવાનો પણ એમણે પુષ્કળ યત્ન કીધો છે. આપણી પરંપરાને એ ભાવો વિહિત છે, નિષિદ્ધ નથી, એવું જ લગભગ એમનું પ્રતિપાદન છે. સંસ્કૃત અને અંગ્રેજીમાંથી આટલાં બધાં અવતરણો એમણે પાંડિત્યદર્શન માટે આપ્યાં હશે એમ માનવા કરતાં પોતાના મતના પ્રતિપાદન અર્થે આપ્યાં હશે, એમ માનવું વધારે યુક્તિસંગત છે. આ ભાવોની મર્યાદાઓ પણ એ બતાવ્યા વિના રહ્યા નથી. વિદ્યા-

ચતુર એવું કારણ પણ ચંદ્રકાંત આગળ દર્શાવે છે: "આપણી ઇંગ્રેજી વિદ્યામાં એક જાતનો દોષ છે અને તે એ કે માણસની વિચારશક્તિને તે ઉદ્ધત બનાવી મૂકે છે. આ ગુણ આખી પાશ્ચાત્ય વિદ્યાનો છે એમ કહીએ તો ચાલે. અસંતુષ્ટ વૃત્તિ સર્વે પાશ્ચાત્ય પ્રવૃત્તિનું મૂળ છે…આ વૃત્તિવાળાં મન સટોરિયા જેવી પ્રકૃતિવાળાં થઈ જાય છે; ભૂતકાળનો અનુભવ શોધ્યા વિના, વર્તમાન સ્થિતિ જોયા વિના, આતુર મન ભવિષ્ય શોધવા નીકળે છે અને સાધન વિના ફળ ઇચ્છે છે!" આગળ કહે છે: "આજકાલના જુવાનો સહનશીલતાને દાસત્વ ગણે છે, પર-વિચારને વશ થવામાં શૌર્યહીનતા ગણે છે, પોતાના તરંગ પ્રમાણે જ ચાલવાની સ્વતંત્રતા શોધે છે, મનની વાત બહાર કાઢવામાં અને સાકાર કરવામાં વીરત્વ માને છે, અનુભવને હસે છે, નિવૃત્તિને ધિક્કારે છે, અને વૃદ્ધાચારને ક્ષુદ્ર કલ્પે છે."

પાત્રમુખે બોલાવેલી ઉક્તિમાં પરિસ્થિતિનું એકાંગી દર્શન થાય એ મર્યાદામાંથી આ વચનો મુક્ત નથી. પણ આ પરિસ્થિતિનું પણ ગો. મા. ત્રિ. તો સ્વાગત જ કરે છે, એની મર્યાદા જાણવા છતાં. કેમકે એ પરિસ્થિતિનું સ્વાગત એ ચેતનનું સ્વાગત છે. પણ યૌવનસુલભ ચૈતન્ય ધ્યેયથી અવળી દિશામાં માણસને ઘસડી ન જાય તે માટે અનેક પ્રસંગે અને નિમિત્તે કર્તવ્યઅકર્તવ્યની ઉચ્ચ કક્ષાની વિચાર-ચર્ચાઓ પણ ગો મા. ત્રિ.એ પાત્રો પાસે કરાવી છે. પર્યેષક બુદ્ધિથી જીવનની આવી સર્વાંગી સમીક્ષા સંવાદોની નાટ્યાત્મકતા મહદંશે જાળવીને થઈ હોય તો તે 'સરસ્વતીચંદ્ર'માં જ પ્રથમ વાર થઈ છે. ત્રીજા અને ચોથા ભાગમાં પાનાંનાં પાનાં ભરીને એકનું એક પાત્ર બોલ્યે જાય છે અને પહેલા અને બીજા ભાગમાં પણ એનો છેક અભાવ નથી, એ પ્રમાણ્યા પછી પણ આટલું પ્રમાણવું શેષ રહે છે જ. સંસાર વિરુદ્ધ વૈરાગ્ય અને લગ્ન વિશેની ચંદ્રકાંત અને સરસ્વતીચંદ્રની પહેલા ભાગમાંની ચર્ચા કે સુન્દરકાકી અને કુસુમની ચોથા ભાગમાંની સંવાદાત્મક ચર્ચાઓમાં કેટલી બધી સ્વાભાવિકતા અને નાટ્યાત્મકતા

છે તેનો દૃષ્ટાન્તરૂપે અત્ર ઉલ્લેખ કરીશ. અને જ્યાં ગો. મા. ત્રિ.એ કેવળ વ્યવહારના અનુભવો આલેખ્યા છે ત્યાં તો ભાગ્યે જ કશી ન્યૂનતા રહે છે. સ્વભાવધર્મને અનુરૂપ પાત્રની ઉક્તિ એ ગો. મા. ત્રિ. ની કલાની વિશિષ્ટ સિદ્ધિ છે. શેઠને ભંભેરવા માટે ગુમાન કેવી વ્યવહારવાણીનો આશ્રય લે છે એ એક જ દૃષ્ટાન્ત આને માટે પૂરતું થશે. લોકવાણી અને લોકવ્યવહારનો ગો. મા. ત્રિ.એ સર્વત્ર ઉપયોગ કર્યો છે અને તેમાં પણ લોકોના જુદાજુદા સ્તરોનું વાસ્તવ-દર્શન કરાવ્યું છે. પાત્રસ્વભાવવર્ણન, વ્યવહારવર્ણન, અને અનુભવની સૃષ્ટિને તાદૃશ કરનારું વર્ણન ગો. મા. ત્રિ.એ કાળજીથી કર્યું છે. એમણે અતિરેક કર્યો છે, પણ ઓછું નથી આપ્યું.

સ્વદેશ અને કર્તવ્યદેશની જ ભૂગોળ ભણાવીને ગો. મા. ત્રિ. અટક્યા નથી. એમણે ગુજરાત દેશની ભૂગોળ પણ પશ્ચાદ્ભૂમિમાં રાખી છે. ગુજરાતને આવડો મોટો સાગરકાંઠો છે એ હકીકતનો સાહિત્યમાં કેટલો ઉપયોગ થયો ? 'સરસ્વતીચંદ્ર 'ની તો શરૂઆત જ એ હકીકતને પ્રમાણવામાંથી થાય છે. ગુજરાતી સંસાર આખો આ મહાનવલમાં પ્રત્યક્ષ થાય છે.

ગોવર્ધનરામ વિદ્વાન હતા, પંડિત હતા; દ્રષ્ટા હતા, સ્વદેશનો ઉદ્ધાર ઝંખતા હતા, અને સાથે નીતિ અને વિવેકનો આગ્રહ રાખતા હતા; વળી મૂર્ત કરતાં અમૂર્તનો વધારે આદર કરનારા હતા, એ હકીકતોમાંથી એમના સર્જનની અનેક મર્યાદાઓ રચાઈ છે; રસની એમની સમજ અપક્વ લાગે એટલા બધા દોષો એમાં આવ્યા છે. ગીતો, ઉતારાઓ, અપ્રસ્તુત લાંબી ચર્ચાઓ, ઉપમારૂપકોના લાંબા પ્રપંચો, એ સર્વ એને આભારી છે. પણ ઉપર વર્ણવી તે એની સિદ્ધિઓથી જ ગુજરાતી નવલકથાનો વિકાસમાર્ગ મોકળો થયો છે એ ઘણી મહત્ત્વની હકીકત છે.

( "રેખા"માંથી )

# મનભર નવલકથા

## લેખક: કાન્તિલાલ બ. વ્યાસ

[ 'સરસ્વતીચંદ્ર' ભા. ૧લાની આ રસમય સમીક્ષા અભ્યાસીઓ સમક્ષ કોઈ કોઈ નવાં દૃષ્ટિબિંદુ પણ રજૂ કરી જાય છે. અહીં તો એ સમીક્ષાનો માત્ર બીજો ખંડ જ લીધો છે.]

મહાકાવ્યની માફક 'સરસ્વતીચંદ્ર'નો આરંભ વસ્તુસંકલનાથી થાય છે: **आशीर्नमस्क्रिया वस्तुनिर्देशो वापि तन्मुखम्।** 'સરસ્વતીચંદ્ર'નું પહેલું જ વાક્ય જુઓ:—" સુવર્ણપુર, પશ્ચિમ સાગરની સાથે ભદ્રા નદી સંગમ પામે છે ત્યાં આગળ આવેલું છે."[૧] અહીં ભદ્ર કે કલ્યાણકારક અને નદી સમી સતતવાહિની ભારતીય સંસ્કૃતિનો સાગર સમી પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથે જે સંગમ થાય છે તેનું વર્ણન આ ગ્રંથમાં આવશે એવો ધ્વનિ છે. આ મહાન નવલનો નાયક સરસ્વતીચંદ્ર છે, તો સરસ્વતીચંદ્ર સુવર્ણપુર પહોંચ્યો એ પ્રસંગથી જ ગ્રંથનો આરંભ થાય છે. સુવર્ણપુરમાં એ રાજેશ્વર મહાદેવમાં પહોંચ્યો. ત્યાં એનો જીર્ણોદ્ધાર કરાવનાર અમાત્ય બુદ્ધિધનની પુત્રી અને પુત્રવધૂ દર્શન માટે આવ્યાં હતાં. એ બંનેનું વર્ણન કરતાં ગોવર્ધનરામે નાયિકા કુમુદસુંદરીનો પરિચય કરાવી દીધો.[૨] પછી કુમુદસુંદરીની સાથે સંકળાયેલી, એની પૂર્વભૂમિકા સમી, વિદ્યાચતુર-ગુણસુંદરીની કથા અછડતી કહી દે છે;[૩] જે બીજા ભાગની પૂર્વપીઠિકા બની રહે છે. ગુણસુંદરી પાસેથી કુમુદ-સુંદરીને કેવું શિક્ષણ અને સંસ્કાર મળ્યા એ કહેવાને બહાને નાયિકા કુમુદસુંદરીના વ્યક્તિત્વનું સુરેખ વર્ણન કરાવ્યું છે.[૪] કુમુદસુંદરીની સાથે જ એના પતિ વિષે જાણવાનું કુતૂહલ થાય એટલે પ્રમાદધનનું ટૂંકામાં આલેખન કર્યું છે અને કુમુદના પિયેર અને સાસરા

---

૧. સર. ભા. ૧, પૃ. ૩. ૨. પૃ. ૧૦-૧૧; ૩. પૃ. ૧૨-૧૪; ૪. પૃ. ૧૫.

વચ્ચેનો મહાન સંસ્કારભેદ પ્રગટ કર્યો છે. હવે અહીંથી બુદ્ધિધનની કથા શરૂ થાય છે અને એ કેટલું સમુચિત છે! એમાંય વાંચનારને બુદ્ધિધનની જે અવસ્થાનું-વર્તમાન અવસ્થાનું-પ્રથમ દર્શન થયું છે એ કાલબિન્દુથી જ—એની અમાત્ય તરીકેની કારકિર્દીથી જ—કર્તા કથા આરંભે છે.[૫] એ યથાસ્થિત વર્ણવીને એના ભૂતકાળમાં અવગાહન કરે છે અને કરાવે છે.[૬] એમાં એ યુગના મુત્સદ્દી વર્ગનું શિક્ષણ કેવું અને કેટલું હતું, એમાંથી કેવું જીવનપાથેય એ બાંધતા અને એ સમયની રાજ્યવ્યવસ્થામાં એનાં કેવાં દૂરગામી પરિણામો નીપજતાં એ સર્વેનું આલેખન કર્તાને ઇષ્ટ છે તે સહજ જ થઈ જાય છે. એ ઉપરાંત અતિ સામાન્ય મધ્યમવર્ગનું જીવન-દર્શન-લગ્ન, મરણ, માંદગી જેવા જીવનના મહત્ત્વના પ્રસંગોમાં મધ્યમવર્ગની સ્થિતિનું આબેહૂબ દર્શન પણ કર્તા કરાવી લે છે. આ નિરૂપણમાં સૌભાગ્યદેવીનું અને બુદ્ધિધનનાં માતુશ્રીનું જે અપમાન દુષ્ટરાય તરફથી થયું તેમાં જ આ વસ્તુના વિકાસનાં બીજ છે. માત્ર મહત્ત્વાકાંક્ષાને કારણે બુદ્ધિધન શઠરાયને પરાસ્ત કરવા કટિબદ્ધ થતો નથી; એને પોતાનાં પ્રિયજનોનાં અપમાનનું વેર પણ વસૂલ કરવાનું છે, અને એ જ કદાચ સૌથી મહત્ત્વનું પ્રેરક બળ છે. સંસારશાળાના અનુભવી બુદ્ધિધનને ભૂપસિંહનો પરિચય થાય છે; અને બંને વચ્ચે સમાનશત્રુની સામે બાથ ભીડવાના હેતુથી મૈત્રી થાય છે તે પ્રસંગથી[૭] કથામાં વેગ આવે છે અને પ્રસંગપરંપરા ઉત્કૃષ્ટરૂપે આગળ ધસે છે. હવેથી આ પ્રથમ ભાગનું વસ્તુ કોઈ ભેદી સાહસકથાના જેવું ત્વરિત, વેગપૂર્ણ અને રોમાંચક બને છે. બુદ્ધિધન ભૂપસિંહ સાથે લીલાપુર જઈને રહે છે અને ત્યાં પ્રથમ વકીલ, પછી એજન્ટ સાહેબનો શિરસ્તેદાર, અને અનુકૂલ ઈશ્વર-યોજનાને પરિણામે ભૂપસિંહને સુવર્ણપુરની ગાદી મળતાં રાણાનો અમાત્ય બને છે, એ પ્રસંગપરંપરા દર્શાવી છે. અહીં ભૂતકાળમાં

૫. પૃ. ૨૦-૨૨; ૬. પૃ. ૨૨-૪૦. ૭. પૃ. ૪૩-૪૪.

લટાર પૂરી થાય છે, અને કર્તા વર્તમાનમાં-રાજેશ્વરના મહાદેવમાં આણીને થંભે છે.[૮] અહીં એક કથાનું વર્તુલ પૂરું થયું; હવે બુદ્ધિધનની બીજી ફલંગ શરૂ થાય છે. અહીંથી હવે જે પ્રસંગો બનવાના છે તેનું સરસ્વતીચંદ્ર સાક્ષિત્વ કરનાર છે. રાજેશ્વરમાં મળેલા રાણા અને બુદ્ધિધનની કથા નિમિષમાં જાણે સ્વપ્ન આવ્યું હોય તે રીતે એનો પૂર્વ ઇતિહાસ આપી દઈને, ફરી પાછી વર્તમાનમાં લાવી મૂકે છે, અને એમનાં મંત્રણાકાર્યાદિક આગળ ચલાવે છે,[૯] એમાં નવલકથાકારના વસ્તુસંવિધાનની ખૂબી રહેલી છે. અહીંથી હવે કથા બે પ્રવાહે વહે છે—બુદ્ધિધનના કુટુંબજીવનની કથા અને શઠરાય-બુદ્ધિધન વચ્ચે કારભારીપણા માટેનો ગજગ્રાહ; અને એ બંને પ્રવાહો વચ્ચે વચ્ચે મળી જાય છે. વાડામાં પુરાયેલું અલકકિશોરી કુમુદસુંદરીવાળું મંડળ નવીનચંદ્ર નામધારી સરસ્વતીચંદ્રને મળે છે અને સરસ્વતીચંદ્ર કુમુદની દૃષ્ટોદૃષ્ટ મળે છે[૧૦]ત્યાંથી પહેલો પ્રવાહ આરંભાય છે. અહીંથી વિધિ વડે સંકળાયેલાં નાયકનાયિકા ઠેઠ ચોથા ભાગના પર્યવસાન સુધી સંકલિત રહે છે અને કથાના મુખ્ય મુખ્ય અંશો એમને જ કેન્દ્રસ્થાને રાખીને બને છે. નવીનચંદ્ર ધીમે ધીમે અમાત્યના ઘરના માણસ જેવો બની જાય છે. એનું જ્ઞાન, શીલ, સૌજન્ય સૌને આકર્ષે છે એમાં એક પ્રસંગ એવો બને છે કે જે નવીનચંદ્રને અમાત્ય કુટુંબમાં અત્યંત ઘનિષ્ઠ સ્થાનનો અધિકારી બનાવે છે અને સાથે સાથે જ અકલ્પ્ય મનોમંથનો પણ લેતો આવે છે. એ છે બુદ્ધિધનના ઘરમાં નિશ્ચિતપણે સૂતેલી અલકકિશોરી ઉપર જમાલે કરેલો નીચ હુમલો.[૧૧] નવીનચન્દ્ર અનાથ કિશોરીને જમાલના પાશમાંથી છોડાવે છે અને એમ કરતાં પોતે ઘવાય છે. આ પ્રસંગે વિવેચકોની પુષ્કળ ટીકા વહોરી લીધી છે. એને ટાળ્યો હોત તો સારું એમ

૮. પૃ. ૬૨; ૯. પૃ. ૬૩-૬૮; ૧૦. પૃ. ૭૫. ૧૧. પૃ. ૯૨-૧૦૧.

પણ કહેવાયું છે. પણ સૂક્ષ્મ રીતે વિચારીએ તો આ પ્રસંગ બે રીતે અત્યાવશ્યક છે. પ્રથમ તો બુદ્ધિધનની સમગ્ર પ્રવૃત્તિ સૌભાગ્યદેવીના અપમાનમાંથી ઉદ્ભવી હતી. પણ શઠરાયે દાખવેલી નમ્રતાના વલણથી એ અગ્નિ ક્રમળતો જતો હતો. શઠરાય ઉપર સીધો હુમલો કરતાં વ્યવહારદૃષ્ટિથી તેમ જ અન્ય કારણોથી બુદ્ધિધન અચકાતો હતો. માતુશ્રી અને સૌભાગ્યદેવીની પવિત્રતાને મળેલા અપમાનથી ઉત્પન્ન થયેલો વૈરનો તણખો હોલાઈ ગયો ન હતો અને શઠરાયની ખટપટે તેને જાગૃત રાખ્યો હતો. અલકકિશોરીએ ખમેલા અસહ્ય અપમાનથી આ અંગારા ઉપર ઘી હોમાયું અને ભડકો થયો. શઠરાયના કુટુંબ અને કારભારની આસપાસ બુદ્ધિધનની બુદ્ધિરૂપી વાયુ આ ભડકાને ફેલાવી દેતો હતો.[12] આ છે આ પ્રસંગની કલ્પનાનો એક હેતુ. ઘવાયેલો સરસ્વતીચંદ્ર કિશોરીની સારવાર નીચે આવે અને કિશોરી એના તરફ લોભાતાં અને પોતાના તરફથી એને અનુમોદન મળતાં વૈરાગ્યશીલ જ્ઞાની સરસ્વતીચન્દ્રને શરીરના ધર્મોનું બળ સમજાય એ છે બીજો હેતુ. શઠરાયે રાણાને કલાવતીમાં લદ્દુ બનાવી એની દ્વારા રાજ્યા વિષે રાણાને બુદ્ધિધન ઉપર વહેમ આવે તેવો પ્રસંગ ઊભો કર્યો તો એના ઉત્તરમાં બુદ્ધિધને રાણાને અજ્ઞાત એવા મહેલના ભોંયરામાં જમાલને પૂરી, બરાબર ખરે ટાંકણે એ ભોંયરું તૂટી પડી ખુલ્લું થાય એવી યોજના કરી, શઠરાય પર ગુસ્સે થયેલા રાણા પાસે એનો ભેદ શઠરાયના જ માણસો દ્વારા ખુલ્લો થાય અને ઘણા વખત પૂર્વે ગત થયેલી રાણાની સ્ત્રી રાજબાના બનાવટી કાગળો ઊભા કરનાર શઠરાયને રાણાની હાલની રાણી સાથે અયોગ્ય સંબંધ હોવાની સબળ શંકા ઉપસ્થિત થાય એવી પ્રસંગમાળા ઊભી કરીને શઠરાયને સંપૂર્ણ મહાત કરી દીધો. આ બુદ્ધિધનના બુદ્ધિવૈભવની કથા વાંચનારનો શ્વાસ થંભાવી દે એવી રોમાંચકારી છે. ભોંયરાનો શો ભેદ છે એવો પ્રશ્ન વાંચનારને ઉપસ્થિત થાય કે તરત મેરુલાનું

12. પૃ. ૧૦૩.

દરબારમાં આગમન કેટલું વખતસરનું અને સમુચિત છે![13] એના જ અનુસંધાનમાં દુષ્ટરાયના ધવાવાનો પ્રસંગ વર્ણવી દીધો છે, જે દરબાર ભરાવાની સાથે જ બની જાય છે; છતાં પ્રધાન એવી દરબારના કારભાર-પરિવર્તનની કથા અટકાવીને કહી શકાય તેમ નથી. અલકકિશોરી અને નવીનચન્દ્રનો પ્રસંગ આગળ બની જાય છે. એનું વર્ણન કરવાનો, પૂર્ણિમાના સાગરની માફક હેલે ચઢેલી વાર્તાની ભરતીમાં નવલકથાકારને અવસર મળ્યો નથી. છતાં એનું મહત્ત્વ નાયકના જીવનના મૂલ્યપરિવર્તનની દૃષ્ટિએ ખૂબ છે, કારણ કે ત્યારે જ 'बलवान् इन्द्रियग्रामो विद्वांसमपि कर्षति' એ ગીતા-વચનનું તાત્પર્ય સરસ્વતીચન્દ્રને સમજાય છે. આ પ્રસંગને સરસ્વતી-ચન્દ્રના સંસ્મરણ રૂપે વર્ણવવામાં અદ્ભુત ઔચિત્ય અને સમર્થ કલાદૃષ્ટિ લેખકે દર્શાવ્યાં છે.[14] બુદ્ધિધનની કથાનું સુયોગ્ય ફળ હજી આવવાનું બાકી છે એટલે કવિ અહીં એ કથાનું અનુસંધાન મેળવી લે છે અને દરબારની સાંજે રાણાએ બુદ્ધિધનનો કેવો આદર કર્યો અને એને કારભાર આપવાનો અને એના અન્ય સહાયકોને લાભ આપવાનો શો વિચાર કર્યો તેનું વર્ણન કર્યું છે. શઠરાયનું મકાન જપ્ત થયું, ખલકનંદા નાઠી, અને એના આગળના દુશ્ચરિત્રે ખિન્નાયેલા લોકો એના પાછળ પડ્યા એ બુદ્ધિધનના ઉત્કર્ષની આવશ્યક પશ્ચાદ્ભૂમિ છે જેના વિના એ ચિત્રનો ઉઠાવ અધૂરો જ રહેત.[15] બુદ્ધિધનની કથા સંપૂર્ણ થઈ, એટલે સરસ્વતીચન્દ્રનું પૂર્વજીવન, એનું બચપણ, યૌવન, અભ્યાસ, કુમુદસુંદરી સાથેનો સંબંધ અને છેવટે ગૃહત્યાગ કર્તા વર્ણવે છે. સરસ્વતીચન્દ્રની કથા તો હજી બરાબર આરંભના બિંદુથી ખાસ આગળ વધી નથી એટલે એની પૂર્વભૂમિકા તરીકે એ બરાબર બંધબેસતી આવી રહે છે. એ કથા આગળ મૂકતાં કથામાં વાંચનારના મનને જકડી રાખતું બુદ્ધિધન શઠરાયના બુદ્ધિ-

---

૧૩. પૃ. ૧૫૪. ૧૪. પૃ. ૧૬૬–૧૮૫: ૧૫. પૃ. ૧૮૬–૨૦૦.

યુદ્ધથી તંગ બનતું કથાતત્ત્વ જામત નહીં. વળી બીજી દૃષ્ટિએ જોતાં તો, બુદ્ધિધનની કથા એક પ્રકારની પૂર્વપીઠિકા છે, જ્યારે સરસ્વતીચન્દ્રની કથા મુખ્ય છે જે એ પૂર્વપીઠિકા પછી ધીમેધીમે ચારે ભાગમાં પથરાઈ રહે છે. આ રીતની અત્યંત મનોહર વસ્તુ-સંકલના ગોવર્ધનરામે પહેલા ભાગમાં યોજી છે.

સરસ્વતીચન્દ્રની કથાનો પટ જેટલો વિશાળ છે તેટલી જ વિશાળ અને વૈવિધ્યભરી એની પાત્રસૃષ્ટિ છે કર્તાને ઈશ્વરલીલારૂપ આ સંસારનું ચિત્ર રજૂ કરવું હતું એથી જ એમણે આટલાં બધાં અને વિવિધ ભૂમિકાનાં પાત્રોને કથામાં સ્થાન આપ્યું છે. વ્યોમમંડળમાં ચન્દ્રની આસપાસ તારાઓ અને નક્ષત્રો શોભે તેમ નાયક સરસ્વતી-ચન્દ્રની આસપાસ આ પાત્રમંડળ સોહે છે. એમણે ભૂતકાળનાં, વર્તમાનનાં અને ભવિષ્યનાં વાસ્તવિક તેમ જ આદર્શ પાત્રો નિરૂપ્યાં છે. નાયકનાયિકાનાં મનોમંથનો, એમના આંતરજીવનનું દર્શન, એમનો મનોવિકાસ એ ગોવર્ધનરામના પાત્રનિરૂપણની એક અનોખી સિદ્ધિ છે.

ગોવર્ધનરામની શૈલી એ જાણે કાદંબરીકાર બાણની શૈલીનો ગુજરાતીમાં અવતાર છે. એનાં લાંબાં વાક્યો ધીમે ધીમે ભરતી પામતા સમુદ્રનાં મોજાંની જેમ ક્રમશઃ ગતિ ધરતાં જાય છે. બરાબર જાણે સંગેમરમરમાંથી કંડારેલી પ્રતિમાનાં સપ્રમાણ અંગો હોય એવા એના વાક્યખંડો ખૂબ સમપ્રમાણ હોઈ અપૂર્વ સંવાદિતાનો અનુભવ કરાવે છે. આ સમપ્રમાણતા ( symmetry ), ક્રમશઃ વધતો વેગ અને સમૃદ્ધતા આપણને અચૂક બાણભટ્ટનું સ્મરણ કરાવે છે. નીચેનાં ઉદાહરણો જુઓ :

"નાનપણમાં ન દેખાડેલો અંકુશ હવે દેખાડવા કાંઈની શક્તિ ન હોવાને લીધે, વ્યવહારમાં ગૂંચવાઈ રહેના બુદ્ધિધનને ઘરખટલા ઉપર ધ્યાન આપવા અવકાશ ન હોવાથી તથા કોઈ પણ માથે

લઈ લે એવા માણસને એ કામ કરવા દેવાની જરૂર હોવાથી, સૌભાગ્યદેવીને દીકરીનું કરેલું બધું કામ પસંદ જ આવતું એવું ન હતું, તો પણ ભાર તાણવામાં તેની વૃત્તિ શિથિલ હોવાથી, તથા મૂળસ્વભાવે જ શાંત હતી અને તેમાં વળી આવી સઉ-માનીતી દીકરી ઉપર મતસરી જાણી જોઈને ન હોવાથી, અને ઉપર કહેલા અલક-કિશોરીના પોતાના જ ગુણોને લીધે સઉપર સ્વાર થવાની પોતાની તાકાત હોવાને લીધે, એ ઉન્મત્ત કિશોરી બુદ્ધિધનના ઘરમાં, કુટુંબમાં, પરિવારમાં, બહારના માણસો સાથે જરૂર પડતા વ્યવહારમાં, અને માથું મારી શકે ત્યાં રાજકાર્યમાં પણ નિષ્કંટક રાજ્ય ચલાવતી હતી. તેને પૂછ્યા વિના ઘરમાંનું કાંઈ કામ થતું નહીં. તેનો દોષ કોઈ કાઢી શકતું નહીં. તેની ગતિ કોઈ રોકી શકતું નહીં. બહારનાં માણસો આખા અમાત્યકુટુંબનો જીવ તેમાં જ દેખતાં, અમાત્ય ઉપર સત્તા તેની મારફત જ ચલાવવા જતાં, માન અને ખુશામત તેની ઉપર જ ઢોળી દેતાં, અને કેટલાકનું ધારવું એમ પણ હતું કે એ સાસરે જાય તો અમાત્યના ઘરમાં અંધારું જ વળી જાય."[16]

"ગૃહસંપત્તિનો સૂર્ય ઊગતો જોઈ બુદ્ધિધનની ગંભીરતા ખસી નહીં અને તેના મનના ઉદ્યોગને ઉત્સાહને ઊભરે ઢાંકી દેવાયો નહીં. તે મોહમાં પડ્યો નહીં, અને આંધળો બન્યો નહીં. સંપત્તિના સૂર્યને વગર ઝાંઝને, વણ અંજાયે, સ્થિરવૃત્તિથી જોવા લાગ્યો."[17]

"કન્યાવય ગયા છતાં પણ ઘાટડીચણિયો પહેરનારી કાઠિયાવાડની કદાવર સ્ત્રીના જેવો રાજમહેલનો દેખાવ હતો. ફરતી મોટી ભીંત કાળા પટાવાળા પીળા ચણિયાના ઘેર જેવી લાગતી હતી. રાતી ભાતવાળી, કરચલીવાળી, લીલીછમ ઘાટડી શરીર ઢાંકી નેફા ઉપર વેરાઈ રહે તેમ ભીંતના કાંગરા પર ઝાડો દેખાતાં હતાં, અને તેમનાં શિખર ઉપર લીલો ગોળાકાર રચતી શાખાઓ લીલી ઘાટડીમાં ઢંકાયલા રતન-મંજળનો આભાસ ઉત્પન્ન કરતી હતી. સઉને માથે માયાની પેઠે મહેલના

૧૬. પૃ ૮-૯; ૧૭. પૃ. ૬૧.

માળ દેખાતા હતા, અને તીવ્ર કટાક્ષ મારતી ચળકતી આંખોની પેઠે કાચગ્રહ તેજ મારતું હતું. એ નારીની સેંથીના આગલા છેડા પર બોર મૂક્યું હોય તેમ કાચગ્રહ ઉપર અગ્રભાગે ઊડતો ઊડતો એક પોપટ આવી બેઠો હતો. રંગીન કાચ મોં પરતાં ફૂંદણાં-ત્રાજવાં જેવાં લાગતાં હતાં.''૧૮

"પશ્ચિમમુખે ઊભેલા વાદળાના લિસોટા જેવા ઓઠને મોંમાં સારી પેઠે ભરેલા પાનના બીડાના રસથી રાતાચોળ કરતી, ઉજાસવાળી સંધ્યા (સંધ્યાકાળ) જેવી કલાવતી ઠમકા કરતી આવી અને દીવાનખાનાની દુનિયાના મધ્યભાગમાં સપરિવાર બેઠી. નિદ્રા સમીપ આવતી હોય તેમ સર્વેની આંખો ઘૂર્ણાયમાન થવા માંડી. સુવાનો સમય આવ્યો હોય અને વિષયવાસના ચારેપાસ પ્રબળ બનતી ઊડતી હોય તેમ સર્વેનાં ચિત્ત નિર્લજ્જ થવાં લાગ્યાં. સર્વેની વચ્ચે ખાલી રહેલી જગા પથારી જેવી હોય અને તેમાં બેઠેલી કલાવતી સજ્જિત નાયિકા જ હોય તેમ તેના ઉપર સર્વ પુરુષવર્ગની આંખ જવા લાગી-ગઈ.'' ૧૯

"મોટા ઊડતા ઘેરવાળો ભૂરા રેશમનો ઝીણી કસબી કોરનો રાતી કસુંબલ ભાતવાળો ઘાઘરો પહેર્યો હતો. તેના ઉપર ઓરણાથી કોઈ કોઈ ઠેકાણે ઢંકાયલો નેફો ભાંગ્યા તૂટ્યા મેઘચાપ જેવો શોભતો હતો. સમુદ્ર જેવા કરચલીવાળા ઘાઘરાની-કિનારા પર જતાં ફીણવાળાં મોજાં જેવી ચળકતી-કોર તળેનાં ઘૂંટણ નીચે કમાન બની ટળકતાં ઝંઝીરાં માછલીઓ પેઠે ચળકતાં હતાં; અને પગની નાજુક આંગળીઓ પર પહેરેલી વીંટીઓ, માછલીઓ વગેરે ઝીણા અલંકાર અને નૃત્ય સમયે ઊછળતા સુંદર નાના નખ; એ સર્વથી સમુદ્રના જોરથી કિનારે ઊછળી પડતા શંખલા અને છીપોનું ભાન થતું હતું...જગતને શિરે કાળાં વાદળાં પર પડી ક્ષિતિજરૂપી કેડે પ્રસરતી ચંદ્રિકા (ચાંદની)ની પેઠે કાળા વાળ પર ઓઢેલી ઓઢણી શરીર ઓઢુંવત્તું ઢાંકી કેડ પર પથરાઈ હતી. કોરે અને હાથે

૧૮. પૃ ૧૨૭; ૧૯. પૃ.૧૩૨-૧૩૩.

સોના અને હીરામોતીના અલંકારથી, તારા ભરેલા આકાશ પેઠે, નાયિકા હળવે હળવે ચમકારા કરવા લાગી."[20]

આ સર્વમાં બાણની અસર સુસ્પષ્ટ છે. છતાં શંકા હોય તો નીચેનું, પૂજામાં બેઠેલી સૌભાગ્યદેવીનું વર્ણન જુઓ:

"સૌભાગ્યદેવી પણ નાહી અને કપાળે ભસ્મની ત્રિરેખા તથા મધ્યભાગે કંકુનો ચાંલ્લો કરી સૂર્યોદય પહેલાં શિવપૂજા કરવા મંડી ગઈ. રૂપાનાં વાસણ પાસે રાખ્યાં છે, ઘીના બે દીવા બે પાસ દીવીઓમાં બળી રહ્યા છે, અગરબત્તીનો ધૂપ આખો ખંડ સુવાસિત કરે છે, અને પલાંઠી વાળી તકિયાવાળા પાટલા ઉપર બનાતની વિવિધરંગી આસની પર સ્વચ્છ વસ્ત્ર ધારી યોગીશ્વરી જેવી બેઠેલી સુઘડ પતિવ્રતા સૌભાગ્યદેવીને જોઈ નવીનચંદ્રને કાદમ્બરીમાંની મહાશ્વેતા સ્મરણમાં આવી...'[21]

માત્ર સુંદર વર્ણનોમાં જ બાણની શક્તિની સીમા આવી રહેતી નથી; બાણ અસુન્દરનું – વિરૂપનું વર્ણન પણ એટલી જ છટાથી અસરકારક રીતે કરી શકે છે. એણે ચંડિકાયતનના જરદ્દ્રવિડનું વર્ણન કર્યું છે એ વિરૂપવર્ણનનો એક અદ્ભુત નમૂનો છે. ગોવર્ધનરામ પણ પ્રસંગે પ્રસંગે વાસ્તવિક અને કોઈ વાર વિરૂપનું વર્ણન ખૂબ છટાથી કરી શકે છે. નીચેનાં ઉદાહરણો જુઓ:—

"ઓસરી બધેથી લીંપેલી હતી. પણ વટેમાર્ગુઓને ધર્મશાળાના ઉપયોગમાં આવતી, તેથી ઘણે ઠેકાણેથી લીંપણ ઊખડી ગયેલું તેના ઉપર થીંગડાં દીધાં હતાં. ઓસરીની ભીંતો ઉપર વટેમાર્ગુઓએ પોતાનાં નામ અમર રાખવા અથવા પ્રસિદ્ધ કરવાના હેતુથી, અથવા માત્ર અટકચાળાપણાથી, ખડી ઈંટાળા, કોયલા વગેરેથી લખેલાં હતાં અને કોઈ કોઈ ઠેકાણે તો ખીલા વગેરેથી કોતરેલાં હતાં. આ આલેખોમાં ગામડિયા કવિતા, શુદ્ધ અશુદ્ધ શ્લોક, કહેવતો, અશ્લીલ ગાળો, ધર્મશાળાના ધણીને આશીર્વાદો, સૂચનાઓ, ધમકીઓ, કંઈ કંઈ બનાવોની તિથિઓ, દેવ વગેરેનાં સારાંનરસાં

૨૦. પૃ. ૧૪૦-૧૪૧; ૨૧. પૃ. ૧૧૮.

ચિત્રો ઇત્યાદિ ડગલે ડગલે જોવામાં આવતાં."૨૨

આ કેટલું વાસ્તવિક વર્ણન છે ! એવું જ બુદ્ધિધનની માંદગી-પ્રસંગે એને જોવા આવનાર લોકોનું વર્ણન છે. એમાં આપણી રૂઢિ ઉપર સબળ ટીકા છે.

"ઘણા લોક જોવા આવતા અને ભીડ કરી, માંદા માણસને કંટાળો આપી, ઘરમાં પુરુષ ન હોવાને લીધે આદરસત્કારમાં ખામીઓ કહાડી, ઘરની સ્થિતિ ઉપર અને માણસ ઉપર ટીકા કરી મોંએ અને કદીક મનમાં લૂખી દયા આણી, કોઈક વાર ઘરમાંની સ્ત્રીઓ માંદા માણસની પથારી પાસે બેસતી તેના ઉપર કુદૃષ્ટિભરી નજર નાખી અને કંઈ કંઈ તર્કવિતર્ક કરી, કોઈ કોઈ વાર હાથ આવ્યું ચોરી લઈ, શોરબકોર કરી, આખર સહુ પોતપોતાને ઘેર, રજા માગી, અથવા માગ્યા વગર ખરુંખોટું બહાનું કાઢી જતાં રહેતાં. સૌભાગ્યદેવી અને તેની સાસુ મૂળ તો દુખિયારાં થઈ ગયાં હતાં તેમાં આ ગરબડાટથી કાયર થઈ ગયાં."૨૩

પ્રમાદધનના ખુશામતખોરોના મંડળનું વર્ણન પણ આવું જ સચોટ અને માર્મિક હાસ્યવાળું છે:

"પ્રમાદધન સૌની વચમાં એક આરામ-ખુરશી પર પડ્યો હતો. બધા બેઠા હતા તેમાંથી એક જણે એની પાઘડી લેઈ ખૂંટીએ મૂકી અને બીજાએ અંગરખું મૂક્યું. ત્રીજાએ એની બંડી કાઢતાં મદદ કરી. ચોથો એનાં વખાણ કરવામાં રોકાયો હતો. પાંચમો તેમાં હાજીહા ભણતો હતો અને છઠ્ઠો એના શત્રુઓ અથવા પ્રતિસ્પર્ધિઓ શોધી કાઢી તેમની નિંદા કરતો હતો."૨૪

નીચેનાં બે અવતરણોમાં વિરૂપવર્ણનથી લેખક કેવી રીતે વક્તવ્યને અત્યંત મર્મગ્રાહી બનાવ્યું છે તે જુઓ:

"કારભારીઓ, ન્યાયધીશો અને વહીવટદારોના સિપાઈઓના પાઘવાળો પટ રસ્તામાં હાલતો હાલતો કરચલીઓવાળો થતો થતો

૨૨ પૃ. ૪-૫; ૨૩ પૃ. ૩૨; ૨૪. પૃ. ૮૦.

પ્રસરતો હતો, તેની વચ્ચે માખીની પેઠે ભમતો ભમતો નરભેરામ ભરાઈ ગયો.''૨૫

''સલામોનો વર્ષાદ વર્ષવા લાગ્યો. અગણિત કપાળક્ષેત્રો પર તીડની પેઠે હાથ ઊભરાવા લાગ્યા ઊંચાનીચા થવા લાગ્યા.''૨૬

આવા ગંભીર લેખકમાં રમૂજવૃત્તિ હોવા વિશે કોઈને પણ શંકા આવે. છતાં ગોવર્ધનરામમાં કોઈ કોઈ વાર ખૂબ મજેની નર્મવૃત્તિ ડોકિયાં કરી જાય છે અને ગંભીર વક્તવ્યના ભારને હળવો કરતી જાય છે. નીચેનાં અવતરણો એની પ્રતીતિ કરાવશેઃ

''પાર્વતી પાસે મહાદેવના ગણોમાંથી ભૂત ઊભું હોય તેમ આ લલનાઓ પાસે ઊભો ઊભો મૂર્ખદત્ત વાતો કરે છે.''૨૭

''મડમસાહેબ સાહેબને લાયક છે.''૨૮

''હું જૂઠું બોલતો હઉં તો તમારી તલવાર ને મારું માથું' કહી, એક આંખે જોનાર તાકીને જોઈ રહ્યો.''૨૯

પણ સામાન્ય રીતે 'સરસ્વતીચંદ્ર'માં ગોવર્ધનરામની અતિ ગંભીર અને પર્યેષક વૃત્તિ નજરે પડે છે. અન્ય સંદર્ભમાં તેઓ પોતે જ કહે છે તેમ 'સરસ્વતીચન્દ્ર' વાંચીને ''મન ઉપર ગંભીરતાની છાપ પડે છે.''

કવિવર રવીન્દ્રનાથની નવલકથાઓની માફક 'સરસ્વતીચન્દ્ર'માં પણ કવિતા સુમનોહર ગદ્યખંડો રૂપે, કાવ્યપંક્તિઓ રૂપે, કે અતિ સમુચિત કાવ્ય–અવતરણો રૂપે રેલાઈ રહે છે. એ 'સરસ્વતીચંદ્ર'ની એક ધ્યાન ખેંચતી વિશિષ્ટતા લેખાય. નીચેનાં અલકકિશોરી અને કુમુદસુંદરીનાં વર્ણનો જુઓઃ

''તડાકાભડાકા કરતી અને આખા અંધકારને સળગાવી મૂકતી ચમકતી વીજળીની પાછળ મેઘ વેરાઈ જતાં કોમળ અને મનહર મંદ ચંદ્રિકા પ્રકાશે તેમ અલકકિશોરી પાછળ સૌમ્ય કાન્તિવાળી અર્ધ વિકસેલા સ્મિતભરી કુમુદસુંદરી શરમાતી શરમાતી પોતાના પ્રફુલ્લ વદનનો

૨૫. પૃ. ૧૧૮; ૨૬ પૃ. ૧૩૪; ૨૭. પૃ. ૧૯; ૨૮. પૃ. ૫૩; ૨૯ પૃ. ૧૩૬.

સ્થિર આભાસ આખા મંદિરમાં પ્રકટાવતી હતી."૩૦

"શરદ્‌ઋતુના નાના વાદળા ઉપર ચંદ્રલેખા જણાય તેમ એનાં વસ્ત્ર ઉપર તેનું ખરું આછા સ્મિતવાળું મુખ દેખાતું. તે બોલતી થોડું, પણ બોલે તે વખત રૂપાની નાની ઘંટડીના જેવો સ્વર નીકળતો, અને સૌ કોઈને એનાં વચન મધુર લાગતાં…સૌ એકસરખાં શાંત ચંદ્રિકામાં નહાતાં હોય, અમૃતસરોવરમાં ડૂબકી મારતાં હોય, શીતળ આનંદની વૃષ્ટિમાં ફરતાં હોય—એવા નિર્દોષ રસિકવૃત્તિનો અનુભવ કરતાં."૩૧

"ચાંદીની ઘુઘરીઓવાળા નૂપુરમાંથી રણત્કાર ઝીણો ઝીણો નીકળે, મૂર્છના સમયે સારંગીના તાર સ્વર કરી રહે તેમ શુદ્ધ મોતી જેવા–હીરા જેવા–દાંતની બેવડી તેજ મારતી શ્રેણિ વચ્ચે થઈને અધ્ધર ટપકતા આ મધુર મિતાક્ષર સરસ્વતીચંદ્રના કાનમાં પેઠા અને તેના હૃદય-પુટમાં સ્નેહ-સ્વાતિનાં મોતી પેઠે અદૃશ્ય રીતે ભરાઈ ગયા. આ મંગળ સમયે તેના આખા મસ્તિકમાં આનંદ-તરંગતી છોળો અથડાવા લાગી. ઘૂર્ણાયમાન થતી તેની વિકસતી આંખો અધ્ધર ઊડતા ચકોરની પેઠે લલનાના વદનચંદ્ર ઉપર જ ઠરી."૩૨

એ જ રીતે સરસ્વતીચંદ્રમાં અત્રતત્ર વેરાયેલી કાવ્ય-કણિકાઓ મોંઘાંમૂલાં રત્નો છે. "અવની પરથી નભ ચડ્યું વારિ" એ કુમુદના પત્રમાંની કવિતા, કે સરસ્વતીચંદ્રની "દીધાં છોડી પિતા, તજી વ્હાલી ગુણી દારા" એ પ્રસિદ્ધ કરુણ ગઝલ કે સરસ્વતીચંદ્રે કુમુદને પાઠવેલો અંતિમ શ્લોક કવિ ગોવર્ધનરામની શ્રેષ્ઠ પ્રસાદી છે. 'શશી જતાં પ્રિય, રમ્ય વિભાવરી' એ ધ્વનિપૂર્ણ વિદાય-સંદેશમાં કારુણ્યની અવધિ છે એનાં 'પ્રિય' 'રમ્ય' એ દ્વિગુણિત વિશેષણો 'શશી'–સરસ્વતીચંદ્રની 'વિભાવરી' સમી કુમુદસુંદરી માટેનો નિરવધિ સુકુમાર પ્રેમ સૂચવે છે. 'સુભગા' શબ્દ એને

---

૩૦. પૃ. ૭; ૩૧. પૃ. ૧૫; ૩૨. પૃ. ૨૧૨

સૌભાગ્યવતી બનવાની શુભેચ્છા પ્રેરે છે, અને 'શશી' કરતાં પણ ઉત્કૃષ્ટ એવા 'પ્રભાકર'ના કર ગ્રહણ કરવાની સૂચના કરે છે. પણ શશી વીસરી જાય છે કે વિભાવરી તો જન્મજન્માન્તરોથી શશીની જ પ્રિયતમા છે, એ સંયોગ કે વિયોગે શશીની જ રહેવાની; પ્રભાકરની બની શકવાની જ નહીં. સમગ્ર શ્લોકમાંથી સરસ્વતીચંદ્રનો સુદીર્ઘ નિઃશ્વાસ જાણે સંભળાય છે. ભવભૂતિ કે કાલિદાસની અમર પંક્તિઓ સમી આ શ્લોકપંક્તિ ચિરંજીવ રહેશે.

'સરસ્વતીચન્દ્ર'ની આ કવિતાનાં ઝરણો કવિની બહુશ્રુતતા અને પર્યેષણવૃત્તિમાંથી નીકળે છે. કવિએ સંસ્કૃત કાવ્યસાહિત્ય, ધર્મશાસ્ત્રો પુરાણોમાં ઊંડું અવગાહન કર્યું છે. એવો જ સૂક્ષ્મ અને વ્યાપક એમનો અંગ્રેજી સાહિત્ય અને ઇતિહાસનો અભ્યાસ છે. આ શિષ્ટગ્રંથોનાં અવતરણો કોઈ પવિત્ર દેવાલયમાં ગંધમાલ્ય અને ધૂપની માફક ગ્રંથમાં પવિત્રતાની સુરભિ પ્રસારે છે. એમની બહુશ્રુતતાનો ખ્યાલ તો 'સરસ્વતીચન્દ્ર'નાં પૃષ્ઠે પૃષ્ઠે મળશે. નીચેનું અવતરણ જુઓ:

"ઊંચાં એકાંત ઝાડ, ઊંચો એકલો મહેલ, સર્વને ઢાંકતું તપતું ત્રાંબા-પિત્તળ જેવું થતું આકાશ, અને સર્વની વચ્ચે ક્ષુદ્ર જંતુ જેવો ડૂબેલો પોતે: એ જોઈ નવીનચન્દ્રનું મન દીનવૃત્તિ અનુભવવા લાગ્યું. દુષ્યન્તે તપોવનમાં અનુભવેલા વિકાર સમજાયા. સમળીની ઊંડી લાંબી ચીસ સાંભળી કાલિદાસે કરેલું વર્ણન સ્મરણમાં આવ્યું. પોતાની સાથનાં ધીમેધીમે શાંત દેખાતાં ચાલતાં મનુષ્યો પણ આ જડસૃષ્ટિમાં ભળતાં જણાયાં. પોતે એકલો પડ્યો લાગ્યો અને ઘર તથા મુંબઈમાં રહેલાં માતાપિતા નવીનચન્દ્રના મન આગળ આવતાં કોઈ સાંભળે નહિ એમ મનમાં મોટે સાદે ગાવા લાગ્યો:

> ઘર લાજ ભર્યું હું દૂર સ્વજન-હીન, ઉર ભરાઈ આવે,
> નહીં ચરણ ઊપડે હૃદ્યી શોકને માર્યે'!

ધીમીધીમી રૅલ્ટ વહી જતી, ભટકતી પો નહી છંદે,
ભમી ભમી મૂકયા નિઃશ્વાસ ત્યાં જ મન મન્દે."૩૩

અહીં એક સાથે કાલિદાસ, કાઉપર અને ગોલ્ડસ્મિથમાંથી સમાન વર્ણને કવિને સ્ફુરી આવ્યાં છે. આવી સર્વતોમુખી વ્યુત્પત્તિ આજે ગુજરાતી સાહિત્યકારોમાં કેટલાની કહી શકાય? છૂટાછૂટા, નીચેના જેવા બાણ વગેરે સંસ્કૃત કવિઓની રચનાઓનું ઉદ્બોધન કરાવતા ખંડોનો તો સુમાર નથી:

"પશ્ચિમમુખે ઊભેલા વાદળના શિસોટા જેવા ઓઠને મોંમાં સારી પેઠે ભરેલા પાનના બીડાના રસથી રાતાચોળ કરતી, ઉજાસવાળી સંધ્યા (સંધ્યાકાળ) જેવી કલાવતી ઠમકા કરતી કરતી આવી અને દીવાનખાનાની દુનિયાના મધ્યભાગમાં સપરિવાર બેઠી. નિદ્રા સમીપ આવતી હોય તેમ સર્વની આંખો ઘૂર્ણાયમાન થવા માંડી. સૂવાનો સમય આવ્યો હોય અને વિષયવાસના ચારેપાસ પ્રબળ બનતી ઊડતી હોય તેમ સર્વનાં ચિત્ત નિર્લજ્જ થવાં લાગ્યાં."૩૪

"સ્વચ્છ વસ્ત્ર ધારી યોગીશ્વરી જેવી બેઠેલી સુભદ્ર, પતિવ્રતા સૌભાગ્યદેવીને જોઈ નવીનચન્દ્રને કાદમ્બરીમાંની મહાશ્વેતા સ્મરણમાં આવી."૩૫

"માત્ર મંગળ આભૂષણ અને આછાં પણ સુંદર ચિત્રવાળાં વસ્ત્ર પહેરતી."૩૬

આ અવતરણો અને ઉદ્બોધનનો ઉદ્ગમ ગોવર્ધનરામની પર્યેષણવૃત્તિમાંથી છે. લોકકલ્યાણકામી સ્મૃતિકારસમા આ લેખકે આપણા વર્તમાન જીવનની સમીક્ષા અર્થે આ કથા રચી છે. સમગ્ર કૃતિનો ભિન્નભિન્ન વળાંકવળોટ લેતો કથાપ્રવાહ અને સુંદરગિરિ ઉપર એનો સુંદર મધુર અંત લેખકનું દર્શન વ્યક્ત કરે છે, પણ એ સાથે વચ્ચે વચ્ચે પ્રસંગે પ્રસંગે લેખક પોતે સ્વતઃ કે નાયક સરસ્વતીચંદ્રની ઉક્તિ દ્વારા ભિન્નભિન્ન સંસારરંગોની તટસ્થ અને ઊંડી સમીક્ષા કરે

૩૩. પૃ. ૧૨૮-૯; ૩૪. પૃ. ૧૩૨-૩; ૩૫. પૃ. ૧૧૮; ૩૬. પૃ. ૧૫.

છે. પ્રકરણે પ્રકરણે એવાં સ્થાનો વાંચનારને લાધે છે. ઉપલક દૃષ્ટિએ વાંચતાં સહજ જ આવાં જે સ્થાનો નજરે પડ્યાં તેમાં પ્રકટ થતું લેખકનું દર્શન અને જીવનસમીક્ષા નીચે દર્શાવ્યાં છે.

'સરસ્વતીચંદ્ર'નો પ્રથમ ભાગ દેશી રાજ્યના કારભારની સમીક્ષા કરે છે. તેથી તેમાં દેશી રાજ્યોની વ્યવસ્થા, કારભાર ઇત્યાદિનું વિશેષ પર્યેષણ નજરે પડે છે. કારભાર પ્રત્યે ગોવર્ધનરામને વિરક્તિ છે. એ સંબંધે સૌભાગ્યદેવી અને સરસ્વતીચંદ્રની ઉક્તિઓ જુઓ:

"હવે તમે કારભારી થવાના–એટલે અમારા મટવાના. આમ ને આમ રાતરેડા જવાના અને અમારી સાથે વાતોચીતોનું તો બાઢમ્. નાના હતા ત્યારે તો બાર બાર વાગતાં સુધી વાતો કરતા અને હવે તો તમે અને તમારો કારભાર. મારે વગર શોકચે શોકચ."[37]

"અરરર! આ કારભાર! આ ખૂન શાં? આ ખટપટ? આ સઉ શાને માટે? આ ભાર માણસનું મગજ કેમ ખમતું હશે? આ તો બહાર 'વ્હાઇટવૉશ' અને અંદર કચરો!...મોટાઈનો પાછલો ઇતિહાસ જ ન પૂછવો–કંઈ કંઈ ઓપાળાં નીકળે. ભણેલાઓને અસંતોષ રહે છે કે આટલી આટલી મહેનત કરતાં કાંઈ પ્રમાણમાં દ્રવ્ય મળતું નથી અને કારભારીઓ અને બીજાઓ અમસ્તા દ્રવ્યમાં લોટે છે. પણ એ વિચાર ખોટો છે. આ ચિંતા, આ ખટપટ, આવા નીચ રસ્તા, આવાં અઘોર કર્મ અને આ 'વ્હાઇટવૉશ' એ બધાની કિંમતમાં આટલી નામની–ન ખવાય ન પીવાય એવી મોટાઈ–આવું દ્રવ્ય મળે છે તે મળો! કારભારીઓ તમારું સુખ તમને જ હજો!"[38]

દુષ્ટ અમલદારો કેવા હોય એનું સચોટ અને દુઃખદ દર્શન શાળાના માસ્તરની ઉક્તિ દ્વારા કરાવ્યું છે:

"આ એમની સાથે બેઠા છે તે દુષ્ટરાયના સસરા. દીકરીથી એમનું ઘર ઉજળું થયું છે. કન્યાદાનના બદલામાં નોકરી લેવી

૩૭ પૃ. ૮૫; ૩૮. પૃ. ૮૯–૯૦.

એ અન્ને યોગ્ય ગણાય છે. સઉના કરતાં એમની લાગવગ વધારે છે. પાંસે પૈસો પણ ઠીક છે. જમાઈની ચાકરી ઠીક ઉઠાવી છે. બુદ્ધિની જરૂર ઈશ્વરે રાખી નથી. એમને હાલ વસુલ ખાતાના ઉપરીની જગા છે."૩૯

એથીયે વધારે જલદ અને ઘૃણાપાત્ર સર્વગ્રાહી દર્શન તર્કપ્રસાદે કરાવ્યું છે :

"આ બધા જે ભારેખમ, ડાવકા, લાલચોળ પાઘડીઓ પહેરી બેઠા છે અને ઇન્દ્રસભાના દેવો જેવા દેખાવમાં છે તે બધાનાં કૃત્યનો ઇતિહાસ જાણ્યો હોય તો દ્રવ્યના દંડની શિક્ષાથી તે દેહાંત દંડની શિક્ષાયોગ્ય જે જે અપરાધો છે તેમનાં ઉદાહરણો આ સાહેબોનાં કૃત્યોમાંથી મળે એવાં છે! લાંચખાઉ, ચોર, વ્યભિચારી, વિશ્વાસઘાતી, ખૂની, અને એવા એવા યોગ્યતાવાળા આ ગૃહસ્થો સારાં કપડાંમાં દંકાઈ અધિકારે ચઢ્યા છે અને નિર્દોષ અને પવિત્ર પ્રજાનું રક્ષણ–ભક્ષણ કરનારા એ લોક જગતની આંખમાં ધૂળ નાખે છે, દુષ્ટ મુત્સદ્દી-પણાથી સાહેબોને ઠગી અધિકાર જાળવી રાખે છે, અને દ્રવ્યની સત્તાથી સર્વ ઇચ્છાઓમાં ફાવી જાય છે. થોડું બોલ્યે ઘણું કરી માનજો."૪૦

દેશીરાજ્યની જે પ્રજા ઉપર આ અમલદારો અમલ ચલાવે છે એ બિચારી કેવળ મૂંગી, દીન અને અનાથ હોય છે :

"રાજસત્તાએ જેને નમસ્કાર કરવા જોઈએ–જેને પૂજનીય ગણવી જોઈએ એ પી–રાજા અને કારભારીઓની કામધેનુ–પ્રજા ક્ષુદ્ર અધિકાર આગળ પોતાનું ગૌરવ ભૂલી જઈને દીનતા ધરતી ઉત્સાહ માનવા લાગી."૪૧

સરસ્વતીચન્દ્ર આવેશથી કહે છે તેમ કોઈને એની સંભાળ લેવાની જરૂર લાગતી નથી. "અંધકાર! અંધકાર! સુવર્ણપુરની દીન પ્રજા! ચાર ચાર કલાકની વાર્તામાં તારે સારુ પા કલાકનો પણ અવસર ન મળ્યો."૪૨

૩૯. પૃ. ૧૩૮–૯; ૪૦. પૃ. ૧૪૦; ૪૧. પૃ. ૧૩૨; ૪૨. પૃ. ૨૮૧.

એક સ્થળે પોલિટિકલ ખાતાના અંગ્રેજ સાહેબનું વર્ણન આવે છે. સામાન્ય રીતે એમ ધારી લેવામાં આવે છે કે ગોવર્ધનરામ અંગ્રેજોના પ્રશંસક છે, પણ વસ્તુતઃ તો એમના ગુણની સાથે એમના દોષ પણ એટલી જ સ્પષ્ટતાથી તેઓ જુએ છે અને સચોટતાથી બતાવે છે. એમણે પોલિટિકલ એજન્ટ કર્નલ બરિકનનું વર્ણન કર્યું છે તે કેવું વાસ્તવિક અને સચોટ છે તે જુઓ :

"સાહેબ જાતે લશ્કરી માણસ હોવાથી આનંદી મિજાજના હતા, શીઘ્ર વિચાર પસંદ કરતા, અને હુકમનો અમલ થતાં ક્ષણ ઢીલ થતી અથવા સામું કારણ કોઈ બતાવે તો અધીરા થઈ જતા અને તપી જતા. સીધો રસ્તો લેવાની જાતે ટેવ રાખતા, સામું માણસ આડે રસ્તે જાય છે એમ હંમેશ વહેમાતા, અને તેવા માણસ સામે સર્વ જાતના ઉપાય લેવામાં ન્યાયબુદ્ધિ નિરુપયોગી ગણતા. જાતે કામ કરવું હોય ત્યારે સ્વાભાવિક ડહાપણ ભરેલા અને દૂરદર્શી વિચાર કરી શકતા. પરંતુ ઘણુંખરું કામ શિરસ્તેદાર મારફત લેતા. શિરસ્તેદારને ઘણી બાબતમાં સામા માણસના સારા-નરસાપણા વિશે પૂછતા અને તેનો તથા પોતાનો મત મળ્યે ખુશ થતા અને શિરસ્તેદારને હોશિયાર તથા સારા માણસમાં ગણવા લાગ્યા હતા."[૪૩]

વર્તમાનપત્રોનાં વર્ણનોમાં પણ કેટલું તથ્યાતથ્ય હોય છે તે એમણે અન્ય સ્થળે દર્શાવ્યું છે, એ વ્યવહારની એમની ઊંડી સમજણ દર્શાવે છે :

"મુંબઈનાં ઇંગ્રેજી અને દેશી સૌ પત્રોમાં રાણા ભૂપસિંહના રાજ્યાભિષેકની લાંબી લાંબી અને છટાદાર હકીકત આવી, તેની બુદ્ધિ વગેરેનાં વખાણનાં બણગાં ફુંકાયાં અને જગતના ઘણા ભાગે સઉ ખરું જ માન્યું."[૪૪]

પર્યેષક ગોવર્ધનરામનું સાચું દર્શન આર્યસંસારના સમાજ

૪૩. પૃ. ૪૪-૪૫; ૪૪. પૃ. ૬૨.

અને ધર્મની તેઓ સમીક્ષા કરે છે ત્યાં જ થાય છે. એમનો નાયક બુદ્ધિધન બીજાં દરબારી પાત્રો કરતાં વધારે મહાન એની ધર્મશ્રદ્ધાને કારણે છે. ઉઘાડા પડેલા કટ્ટર દુશ્મનોની સામે પગલાં લેતી વેળા પણ જાણે એ ઈશ્વરની રજા માગે છે :

"મંદિરનાં પગથિયાં પર ઊભો રહી, દાઢીએ હાથ મૂકી, વિચારમાં પડી, બોલ્યો : 'ઈશ્વર ! હું કાંઈ કરતો નથી. આ સઘિ તું જ કરે છે.'"૪૫

એની પત્ની સૌભાગ્યદેવી ગાયત્રી સમી પવિત્ર અને યોગીશ્વરી સમી પૂજનીય છે. એની સહનશીલતા અને દુશ્મનો પ્રત્યે દયા અસાધારણ છે. એમના શુદ્ધ જીવન ઉપરથી તર્કપ્રસાદે 'સિદ્ધાંત કરી મૂક્યો હતો કે જતે દિવસે ધર્મે જય અને પાપે ક્ષય થશે-શઠરાય નાશ પામશે અને બુદ્ધિધનનો ઉદય થશે.' તર્કપ્રસાદનો આ સિદ્ધાંત વસ્તુતઃ ગોવર્ધનરામનો સિદ્ધાંત છે—એ જ મહાભારતની માફક આ ગ્રંથમાં ગૂઢ રહેલો મંત્ર છે.

સમાજચિંતન પણ 'સરસ્વતીચન્દ્ર'નું પ્રધાન અંગ છે. પ્રસંગે પ્રસંગે લેખક વિગતે અને વિસ્તારથી વર્તમાન અને ભૂતકાલીન સામાજિક પરિસ્થિતિની તાત્ત્વિક સમીક્ષા કરી છે.

ભારતીય આર્યા માટે એમને અત્યંત આદર છે—એને જ એ સમાજની સુસ્થિતિ અને સંસ્કારિતાનો પાયો ગણે છે.

"કુલીનતાની મૂર્તિ પવિત્ર સૌભાગ્યદેવી ! આહા ! શુદ્ધ આર્યા—આર્યલોકનાં જ અંતઃકરણોમાં વસેલી આર્યા ! જૂનાં વર્ણનો જ વાંચ્યાથી તારો પવિત્ર મોહક પ્રતાપ હું કદી પણ સમજ્યો ન હતો. વિલાયતમાં જાઓ, કે અમેરિકામાં ભમો, કે ઈરાનના દ્રાક્ષના વેલાઓની વાડીમાં જઈને ઊભા રહો કે આર્મીનિયામાં આથડો—પણ કોઈ ઠેકાણે, આર્યદેશની આર્યા તું જડવાની નથી."૪૬

શિક્ષણને તેઓ અત્યાવશ્યક ગણે છે. ઘણાં કારણોથી એમના

૪૫. પૃ. ૯૮; ૪૬. પૃ. ૧૮૪.

યુગના ભારતમાં હિંદુ સ્ત્રીઓ ભણી શકતી ન હોતી[૪૭] એનો એમને અફસોસ છે. વિદ્યા એમને મન જીવનનું એક મહાન ધારક બળ છે. સરસ્વતીચન્દ્ર કહે છે :

"પણ મારામાં અને પ્રમાદધનમાં શો ફેર? વિદ્યા અને અવિદ્યામાં શો ફેર? એ આચારમાં દૂષિત થયો છે, હું વિચારમાં દૂષિત થયો. પણ મારો દોષ જન્મતાં મુવો—એના દોષનો પ્રવાહ હજી અવિચ્છિન્ન છે અને કદાચિત્ વધશે-વિદ્યા અને અવિદ્યામાં આ એક ફેર નહિ?"[૪૮] એ વિદ્યા અને અવિદ્યા વચ્ચેનો ફેર સર્વથા સત્ય છે. અવિદ્યાને કારણે અલકકિશોરીના મનમાં વિકારનો અગ્નિ સળગી ઊઠ્યો,[૪૯] અને વિદ્યાને પ્રભાવે સબળ કારણો છતાં કુમુદ મનોમંથનોના અગ્નિમાં તવાઈ શુદ્ધતર બની,[૫૦] એ ગોવર્ધનરામે વિગતે દર્શાવ્યું છે. જ્યાં પવિત્રતા નથી અને વિદ્યા નથી, જ્યાં કુટુંબમાં વડીલવર્ગ સડેલો હોય ત્યાં સર્વ સડેલું હોય છે.[૫૧] શઠરાયના દૃષ્ટાંતથી લેખક એ સમજાવ્યું છે.

શુદ્ધ તત્ત્વચિંતનની કણિકાઓ પણ 'સરસ્વતીચન્દ્ર'માં અહીંતહીં યથાસ્થાન વેરાયેલી છે :

"સમય !—એ જ રચે છ બળાબળ :
શરીરીને કહી એવું મધુરતા
શરદમાં ધરતા સ્વર હંસના
ભરી જ દે પિકકંઠ કઠોરતા !"[૫૨]

"સૌભાગ્યદેવી આંસુભરી આંખે સૌની પાછળ બારણાં ભણી વળી અને વળતાં વળતાં કુમુદસુંદરીનો હાથ ઝાલી બોલી: કુમુદસુંદરી, જોયા વારાફેરા? શો એનો દિવસ હતો અને શો દિવસ આવ્યો છે! પ્રભુ કરે તે ખરું!"[૫૩]

---

૪૭. પૃ. ૧૪; ૪૮. પૃ. ૧૮૯; ૪૯. પૃ. ૧૭૦; ૫૦. પૃ. ૩૦૦-૩૧૦; ૫૧. પૃ. ૧૧૬; ૫૨ પૃ. ૧૬૪. ૫૩. પ્ર. ૨૦૦ વળી જુઓ, "જે રાજાના મહેલમાં આવી...શઠરાયની આંખમાં આંસુનું બિંદુ આવ્યું." (પૃ. ૧૬૨-૬૩).

એવું જ મૃત્યુ વિશેનું ગહન ગંભીર ચિંતન સુયોગ્ય રીતે સરસ્વતીચંદ્રના મુખમાં મૂક્યું છે :

"મારા વિયોગનો શોક કરીશ નહિ. મૃત્યુની પાછળના અંધકારમાં એકલાં પ્રવાસ કરવા પ્રાણીમાત્ર નિર્માયલાં છે. મૃત્યુ પહેલાં જ અંધકારમાં ફરવું એ મૃત્યુને માટે સજ્જ થવા જેવું છે. માયાનો જૂઠો પ્રકાશ મૂકી આવા નિમિત્તે હું આ અંધકારને શોધું છું, તે રજ પણ શોચનીય નથી."[૫૪] આ સર્વ ચિંતન નવલકથાના (સર. ભાગ ૧) પાત્રપ્રસંગના પ્રવાહમાં એવું તો એક-રસ થઈને તદ્રૂપ થઈ ગયું છે કે વાર્તાના વાચનમાં એ ક્યાંયે અતિ ઉત્કટ કે વિક્ષેપકર બનતું નથી, એમાં જ 'સરસ્વતીચંદ્ર'ની મહત્તા છે. પણ લેખકે પોતે જ સ્વીકાર્યું છે તેમ ત્રીજા ભાગથી "The narrative continues to be a mosaic of the actual and ideal aspects of our life in these days, but the latter begins to acquire a distinct predominance over the former." ત્રીજા અને ચોથા ભાગમાં કળાકારે નવલકથાનો અંચળો ફગાવી દીધો છે અને સામાજિક અને ધાર્મિક દર્શનને અબાધિત રૂપે અચકાયા વિના રજૂ કર્યું છે. એમાં નવલકથાની કલા નથી એ ખરું, તો એથી જુદું પણ અતિ વિશેષ દીપ્તિમંત સૌંદર્ય-સતત જ્વલંત સૌંદર્ય, ભવભૂતિના 'ઉત્તરરામચરિત' જેવું કે વાલ્મીકિના અમર ગાન સમું, પ્રકટ થાય છે. સમગ્ર ગ્રંથ વાંચ્યા પછી "રામાયણ કે મહાભારત વાંચી ઊઠ્યા હોઈએ અને વિચારલીન થઈએ, તેવી ગભીરતાની ગંભીર છાપ"[૫૫] વાંચનારના માનસ ઉપર પડે છે, અને એમાં જ આ કથાની કૃતાર્થતા છે.

[ 'સંસ્કૃતિ' ફેબ્રુ. '૫૫ ]

૫૪. પૃ. ૨૩૬; ૫૫. સરખાવો. પૃ. ૧૬૩.

# મહર્ષિ ગોવર્ધનરામ

## લેખક: વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

[ કોઈને 'મહર્ષિ' શબ્દ ભડકાવનારો, અત્યુક્તિમય઼ લાગે, પણ આ લેખકે તેનો પ્રયોગ પૂરી ગંભીરતાથી કર્યો છે. ભારતીય સંસ્કૃતિના નવવિધાયક ગોવર્ધનરામ એમના યુગના એક સમર્થ દ્રષ્ટા હતા, મહાન ચિંતક હતા. તે આ લેખમાં દર્શાવીને લેખક તેમને ભાવભરી અંજલિ આપે છે. ]

ગુજરાતી વિચારણાના ઘણા પ્રવાહ ગોવર્ધનરામમાં એકત્રિત થાય છે અને નવા પ્રકારના સંગમાં અવનવાં રૂપ ધારણ કરે છે. ગાંધીજી પહેલાં કોઈ ગુજરાતી વ્યક્તિએ ગુજરાતી સમાજને પર્યેષણ-લક્ષિત સ્નિગ્ધમૌન્દર્ય દ્વારા સંસ્કારવામાં અનન્યસાધારણ અર્પણ કર્યું હોય તો તે મહર્ષિ ગોવર્ધનરામે વર્તમાનની ત્રુટિઓ, ભૂતકાળની ભવ્યતા, ભવિષ્યની ઉજ્જ્વલ આશા; આપણા જીવનનાં પરસ્પર સંઘર્ષક બળો; તેના નીતિ અને સંસ્કારિતાની માત્રાની વિવિધતાથી પડતા અનેક સ્તરો; કલેશ, અન્યાય, પાપ અને જડના વચ્ચે ટકી રહેલું, પ્રીતિ, સમભાવ, મર્મગામી કલ્પના અને સર્વસ્પર્શી વિદ્વત્તા જ જોઈ શકે એવું સૌન્દર્ય; એ સર્વ દાખવવામાં ગોવર્ધનરામના જેટલી સમગ્રતા કે તલસ્પર્શિતા ગુજરાતના કોઈ સાહિત્યકારે બતાવ્યાં નથી. કુટુંબ અને સમાજ, પ્રીતિ અને નીતિ, રાષ્ટ્ર, સ્વદેશવાત્સલ્ય ને રાજકારણ, સાધુતા, ભક્તિ ને યોગ, પરમતત્ત્વમીમાંસા ને ધર્મ; જીવનનાં એ બધાં અંગો ઉપર અનેક રીતે ગોવર્ધનરામે પ્રકાશ પાથર્યો છે અને સામાજિક વૃત્તિને સૌન્દર્યવિમર્શ દ્વારા ઇષ્ટ પુરુષાર્થની અભિમુખ કરી છે. તેમણે લોકની સદ્વૃત્તિઓનાં યોગ્ય ભાજન શોધી આપ્યાં, તથા લાગણીને સંવેદનપટુ કરી ઉચિત માર્ગે વાળી.

પ્રજાના હૃદયને સુકોમળ અને ભાવનાપરાયણ કરવાનું ભગીરથ કાર્ય ગોવર્ધનરામે કર્યું. તે કાર્યને કલાપી, ખબરદાર, ઠાકોર અને સૌથી વિશેષ કવિવર નાનાલાલે પુષ્ટિ આપી. ગુજરાતી ભૂમિની

રતિ સાથે તેમણે લોકની ભારતીય દૃષ્ટિ ખોલવી. દેશસમગ્રનો વિચાર કરીએ તો જે કાર્ય બંકિમચંદ્ર, વિવેકાનંદ, ટાગોર, રાનડે આદિએ કર્યું તે ગુજરાતમાં આ સાક્ષરોએ કર્યું. અને તે યત્નના ગરવા ઋષિ તે ગોવર્ધનરામ.

"સરસ્વતીચંદ્ર" પૂર્વ પશ્ચિમના મિલનનું, પ્રબોધકાળની સંધ્યાનું 'મહાકાવ્ય' છે તેની મહાનાયિકા હિંદી સંસ્કૃતિ છે અને નાયક છે પંડિતબુદ્ધિ પર્યેષક યુગસત્ત્વ. એ ભવ્યોજ્જ્વલ દેહમાં ભારતની નાડીનો ધમકાર છે. તેની વાસનાઓનાં મૂલ સરસ્વતીને ઓળંગતા ઋષિઓ ને અટવી વીંધતા રામ અને અર્જુનમાં છે. એના પરાક્રમનાં પગલાં સોમનાથથી હસ્તિનાપુર ને હરિદ્વારથી કન્યાકુમારી સુધી પડેલાં છે. એની દૃષ્ટિમાં યાજ્ઞવલ્ક્યથી વલ્લભાચાર્યનાં કિરણો છે. હજારો ઓથારોમાં પણ એ ગુપ્તયુગનું સુવર્ણસ્વપ્ન ભૂલે એમ નથી. સંસ્કૃતિનું ચક્રવર્તિત્વ એમ જાગ્રત સ્વપ્ન છે. કઈ જડતા આ પુરાણ પુરુષ ઓગાળે એમ નથી? એની જ સમૃદ્ધિ જગતમાં ઢોળાઈ છે ત્યાં એને નાનમ કે દૈન્ય કશું? આવી સ્થિરવૃત્તિના શિખર પર આ 'મહાકાવ્ય' ગુજરાતી માનસને મૂકી આપે છે.

વાસ્તવિક અને ભાવનામય જીવનની વ્યવસ્થા ગોવર્ધનરામની કલ્પનામાં અને તેમના ઉદ્દેશમાં કેવી છે—જે સમજ્યે જ આપણે સુવર્ણપુરનું જીવન અને સુંદરગિરિનું જીવન તથા પહેલા ભાગની અને ચોથા ભાગની સમગ્ર કલા સમજી શકીએ—તે એમણે પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં જણાવી દીધું છે. "રસના—પ્રસક્ષ માયાથી અંતસ્તત્ત્વ સ્વાદિષ્ટ બની માનવીના અંતરમાં વધારે પચે છે; માયાની સુંદરતા ચિત્તની રસજ્ઞતાને અતિસૂક્ષ્મ, ઉચ્ચાભિલાષી અને વેગવાળી કરી મૂકે છે; અને તેથી નવો અવતાર ધરતા મનુષ્યના જીવનનો અને અન્ય પ્રાણીઓનો ભેદ વધારે સ્પષ્ટ થતો જાય છે. પરંતુ માયાનો ક્ષય તત્ત્વમાં થઈ જાય છે—માયા એ માત્ર તત્ત્વની

સાધક છે–માયાનો લક્ષ્ય અંત તે જ તત્ત્વનો આરંભ હોવો જોઈએ–માયાનું અંતર્ધાન - ચતાં તત્ત્વનો આવિર્ભાવ થવો જોઈએ." "પરવશ થતાં જ સુમાર્ગે ચાલે એવાં પુરુષત્વહીન ચિત્તોને સન્મૂર્તિઓની ઉચ્ચ સુંદરતાના મોહપાશમાં નાખી સદ્‌વૃત્તના ઘેનમાં ગતિમાન થવાનો અવકાશ આપવો."

સંસારી પુરુષ, ભલેને ઉદાત્ત હોય છતાં, બદ્ધમુક્ત પ્રોમીથિયસ જેવો છે, પ્રકૃતિ અને પ્રારબ્ધને અધીન છે, મોહથી ન કરવાનું કરી બેસે છે, અને આખું જીવન નબળાઈ ને ભૂલ ને મંથનની એક ઘડી જેવું કરી ગાળે છે. પ્રકાશ એને મળતો નથી પણ તેની સસતામાં તેને શ્રદ્ધા છે અને એને હરઘડી ઝંખે છે. આ ઝંખના, આ મંથન, આ આંતર યુદ્ધ–એટલે કે સાચા માનવનો પુરુષાર્થ–કલાકારને આકર્ષતો ભવ્ય પદાર્થ છે. સ્ત્રી બાહ્ય દષ્ટિએ કોમલ અને મનોહર છે, તેટલી અંતરમાં સુકોમલ અને રમણીય બને એમાં એની વિધાતાએ નિર્મેલી ધ્યેયસિદ્ધિ છે. સખી, પત્ની, માતા ને કુટુમ્બિની આપીઆપીને સમૃદ્ધ થાય, ત્યાગમાં જ ખરી તૃપ્તિ અનુભવે, પ્રેમનો પરાગ પ્રાપ્ત સંસારમાં ફેલાવે, અને એમ સદ્‌વૃત્તિ, પરાક્રમ અને સંસિદ્ધિની પ્રેરણા બની રહે. કુમુદ, ગુણસુંદરી અને ચંદ્રાવલીના જીવનની કૃતાર્થતા આવી જ છે. એનાથી વિભિન્ન કલ્પવી એ સામાજિક વસ્તુસ્થિતિની વિરોધી જ નહિ, ગોવર્ધનરામની ભાવનાના વિપર્યાસરૂપ થાય. સામાજિક સ્વસ્થતા અને રૂઢિપ્રપંચ, રાષ્ટ્રોત્થાન ને દેશી રાજ્ય, પરલોકનિષ્ઠા અને ઐહસુખવાદ, વેદાન્ત સિદ્ધાંત અને કર્મ ઉપાસના ને યોગની વ્યવસ્થા, એ સર્વને સમ્યક્ દૃષ્ટિએ જોવાં; અલક્ષ્ય આદર્શોની વ્યક્ત સંસ્થાઓ કે રૂઢિઓને જડતાથી વળગવું કે જડતાથી ઉખેડવા ઉદ્યુક્ત થવું નહિ, પરંતુ સમાધાન. આઘાત પહોંચાડ્યા વિના યોગ્ય વસ્તુનો સ્વીકાર, અને સમન્વયનો વ્યાપારનિયમ શોધી કાઢી અજમાવવો. સ્મૃતિકારોએ અને પુરાણકારોએ સ્થાપેલી, ચક્રોપચક્રથી વધુ ને વધુ--જડ અને દૂષિત થતી પ્રત્યક્ષ સમાજ-

વ્યવસ્થામાં ગોવર્ધનરામ ભદ્ર અંશ જ નહિ, સદ્‌અંશ પણ જુએ છે. પુરાણકારનાં પ્રતિબિંબરૂપ નાગલોક ઉદ્‌ઘોષ કરી મૂકે છે કે સાત્ત્વિકવૃત્તિ મનુષ્યમાં વિરલ છે, અને સમાજવ્યવસ્થાએ દૃઢ અને સ્વસ્થ રહેવું હોય તો સંસારના ગળા સુધી ભરેલી રાજસી અને તામસી વૃત્તિનો પણ હિસાબ રાખવો પડે. કેવળ સાત્ત્વિક, કે કેવળ તામસી દૃષ્ટિ પરિણામની ગણનાએ અદૃષ્ટિ જ છે.[1] સામાજિક રાફડાઓને તોડવાના ઉદ્યમી સુધારકો અને સ્વદેશવત્સલ સદાગ્રહીઓને ગોવર્ધનરામ અનુરોધ કરે છે: "Martyrs of Truth, Righteousness and Purity! It is resultless and needlessly dangerous to delve these hollow crumbling all-absorbing hillocks. Follow rather the lights that have created them, × × Bring but rich chemicals that will melt and not destroy these sandy piles."[2]

ગોવર્ધનરામ આપણા રાષ્ટ્રીય પ્રશ્નોને કલાની તટસ્થ દૃષ્ટિએ નિરૂપે છે. જ્યાં ઉપદેશક કે પ્રચારક પ્રશ્નને ઐકાન્તિક રૂપે જુએ ત્યાં કલાકાર એને અનેક પ્રશ્નો સાથે ગૂંચવાયેલો જુએ છે; જ્યાં વિચારક તેને અટપટો લેખે છે ત્યાં જીવનના સ્વાભાવિક સંદર્ભમાં મૂકી તેને સરળ ને સુસ્પષ્ટ બનાવે છે. ભાવના નિરીક્ષણ અને તટસ્થતા વડે, જડતા અને ક્રાન્તિથી નિરાળી ઉત્ક્રાંતિ અને સંવાદિતાના ઇતિહાસસમર્થિત અને સ્વભાવાનુકૂલ ઘાટ ચિત્તમાં તે રચી આપે છે. વિવર્તશીલ પદાર્થોનાં સનાતન તત્ત્વો જોઈ શકનાર અને એની શક્તિમાં શ્રદ્ધા રાખનાર વાદોના, ધર્મોના, સંસ્કૃતિઓના તુમુલ સંઘર્ષોમાં પણ નિરાશ નહિ થાય; વિરુદ્ધ વસ્તુઓનાં વિરોધશામક અને સમન્વયસાધક બળોને પિછાણી દેશના ઉન્નત ભાવિમાં તે આસ્થા રાખશે. વ્યક્તિ, સમાજ, ધર્મ અને રાજ્ય આવાં બળોથી સચેતન અને વેગવંત બનશે અને રાષ્ટ્રનો નવો અવતાર થશે

1. 'સર૦' ભા. ૪થો, પૃ. ૫૧૭; ૨. 'સર૦' ભા. ૪થો, પૃ. ૫૮૨.

વાસ્તવની એક કક્ષાનો વિલય અને ઉચ્ચતરનો ઉદય કેવો થાય છે, વ્યક્તિ, કુટુંબ અને રાજ્ય પ્રત્યક્ષ જીવનસંદર્ભમાં નવા તત્ત્વના આવિર્ભાવ સારુ કેમ સહકારી થાય છે, તેનું બુદ્ધિધનના જીવનની પરાકાષ્ઠામાં સરસ નિદર્શન છે. બુદ્ધિધન પોતાને જ ઉદ્બોધે છે: "પ્રભુ, તેં મારું અભિમાન મુકાવ્યું. માતુશ્રીનું અપમાન–દેવીનું અપમાન–દુષ્ટરાયને હાથે થયેલું–એ અપમાનથી સળગેલા વૈરાગ્નિથી આજ શઠરાયનું કુટુંબ ભસ્મ થઈ ગયું–તે વૈરાગ્નિના પ્રચંડ તાપ અને તેજના અહંકારમાં હું મારી રંક જાત ભૂલી ગયો હતો અને એ અગ્નિના બળને મારું પોતાનું બળ માનતો હતો. તે અગ્નિ હવે શાંત થઈ ગયો……

દુષ્ટરાય! શઠરાય! તમારા કારભારરૂપ કારણના કાર્યરૂપ બંધાયલા દેહવાળો મારો કારભાર–તમારા જેવો મારો કારભાર–કાલ પ્રાત:કાળે પૂરો થશે; તમારા જેવો હું છું તે કાલથી મટીશ. કાલથી મારા કારભારનું કારણ એક જ રહેશે. એ કારણ ઈશ્વરની સેવા, લોકની સેવા, મહારાણો શુદ્ધ હશે તેટલી તેની સેવા–આ કારણથી મારા પ્રધાનપદનો દેહ કાલથી બંધાશે; બાકી હું તો હતો તેવો રંક–તરસુ પૃથ્વી સત્વા જોઈએ ને કાંગિયો અન્ન ખાવા જોઈએ–તેનો અધિકારી…"[3] શુદ્ધ બુદ્ધિનો ઉદય થતાં લોકકલ્યાણની વાસના બુદ્ધિધનમાં જાગે છે અને પ્રમાદધનનો ત્યાગ કરવા તે તત્પર થાય છે. શુદ્ધ પણ માથે અપવાદવાળી કુમુદને કુટુંબનો આશ્રય અને આશ્વાસન આપવા વિદ્યાચતુર તત્પર થાય છે. વિધવા કુમુદ "સરસ્વતીચંદ્રના આશ્રયથી જ સુખી થવા ઇચ્છતી હોય તો તેમાં વિઘ્ન નાખવું નહિ પણ સાહાય્ય આપવું એ આપણો ધર્મ છે" એમ વિદ્યાચતુર માને છે ને ગુણિયલને તે કાર્યમાં સાથ આપવા સૂચવે છે. વિદ્યાચતુર આવા કાર્યનાં સામાજિક પરિણામ બરાબર જાણે છે. "આપણા લોકનું બીજી રીતે કલ્યાણ કરવાને આપણે આ કાર્યને લીધે અશક્ત

૩. 'સ૦ચં૦' ભા. ૩જો, પૃ. ૮૫.

થઈશું."[૪] એ ધર્મ બજાવતાં એ પ્રધાનપદનો ત્યાગ પરમ સંતોષથી કરશે, પોતાને અધિકારથી દૂર કરવા સ્વયમેવ મહારાજને વીનવશે.

ત્યાગવૃત્તિમાં દઢતા એ મલ્લરાજનો પણ પ્રતાપી ગુણ છે. પુત્ર ન હોતો ત્યારે ખુદ સામંત તરફથી ફરી લગ્ન કરવાની સૂચના થઈ તેનો ઇનકાર કરવાનું પરાક્રમ એ કરી શકે છે. સામંત પોતે રાજ્યને યોગ્ય છે એવો અભિપ્રાય ચળે નહિ ત્યાં સુધી "પુનર્લગ્ન કરી મારું ક્ષત્રિયપણું, મારું રાજ-અભિમાન અને મારી રાણી પરની મારી પ્રીતિ—એ સર્વને કલંક બેસે એવું કામ મલ્લરાજ દેહમાં પ્રાણ છતાં કદી કરનાર નથી."[૫] અવસાન સમયે આ પ્રજાવત્સલ રાજા પ્રજાને વિશિષ્ટ રીતે સંભારે છે. "આ રંક પ્રજાના કલ્યાણનો વિચાર કરજો–હોં. પ્રજા રંક છે–બોલતી નથી–પણ મેં એને સારુ કંઈ કર્યું નથી–તમે ભૂલશો નહિ–પ્રજા...મણિરાજ, અન્નપાન અને શરીર સટે પ્રજાને જાળવજો."[૬] ત્યાગ અને તપમાં જ આ સ્ત્રીપુરુષોનાં સૌંદર્ય અને સિદ્ધિ છે. સૌભાગ્યદેવી અને ધર્મલક્ષ્મીનાં સત્ત્વો એ જ વાણી ઉચ્ચારે છે. ગુણસુંદરી અને કુમુદસુંદરીનો એ જ જીવનબોલ છે. સરસ્વતીચંદ્રમાં તો મોટામાં મોટી વાસના લોકકલ્યાણની જ છે. એની યોગ્ય રીતિ અને આયોજના શોધવા તે લગ્નનો ત્યાગ કરી ભટકે છે, અને પ્રીતિ અને લગ્ન સ્વીકારી પાછો આવે છે. પણ એના જીવનનું પરમ પ્રેરક બળ લોકકલ્યાણની સદ્‌વૃત્તિ જ છે. ચિત્તની એ બલિષ્ઠ મુદ્રા એના નિદ્રામાંના ઉદ્‌ગારોમાં પૂરી પ્રકાશે છે: "ઓ મારા આર્યદેશ, તારી ભયંકર અનાથતા જોઈ હું કંપું છું. હું શું કરું ? કુમુદસુંદરી, તમારો ત્યાગ મેં ન કર્યો હત તો તમારા અદ્વૈત સહચારમાં રહી દેશની આ સ્થિતિ સુધારવા હું મથત. કુમારો પુરુષ આ દેશમાં સ્ત્રીઓમાંથી બહિષ્કાર પામે છે, અને સ્ત્રીવર્ગનું કલ્યાણ તમારા જેવી સ્ત્રીના સાધન વિના

૪. 'સરo' ભા. ૪થો, પૃ. ૭૫૩; ૫. 'સરo' ભા. ૩જો, પૃ. ૧૯૯; ૬. 'સરo' ભા. ૩જો, પૃ. ૩૧૮.

અશક્ય છે-પણ હવે કોમવનનાં વાઘવરુ તમારા સહચારના માર્ગ વચ્ચે ઊભાં રહે છે ને મને કંપાવે છે."[૭]

સરસ્વતીચંદ્ર સમજ્યો હતો કે સુંદરગિરિના સાધુઓ પણ સંસારનો ત્યાગ કરતા છતાં લોકકલ્યાણમાં પ્રવૃત્ત હતા. કોઈ ને કોઈ રીતે લોકની સેવા કરનાર યોગીઓ જીવનની અને જગતની ઉપેક્ષા કરે છે એમ કેમ કહેવાય? કવિતા અને દર્શનથી જેઓ જગતને ભીંજવે છે, તેનો નાશ કરતા નથી પણ સાચી રીતે જીવંત અને ગતિમય કરે છે, તેઓ મિથ્યા જીવન ગાળે છે એમ કેમ કહેવાય?[૮] બાપે દીધા ઘરમાં કે કુટુંબમાં પુરાઈ રહે તે જ જીવનધર્મી ગણવામાં મોટો દોષ છે. આ જ સાધુઓ પાસેથી કલ્યાણયજ્ઞનો વિધિ સરસ્વતીચંદ્રને મળી રહે છે. તેઓ સંસારમાં રક્ત નથી, સંસારથી વિરક્ત નથી, અરક્ત છે. જગતનો નાશ કરી લક્ષ્યનાશ તેઓ કરતા નથી, પણ વ્યવહારમાં પણ મહાન કાર્ય સાધવામાં કેટલોક ઉચ્છેદ આવશ્યક થાય છે તેમ અલખ જગાવવા તેઓ કરે છે. દરેક લક્ષ્યરૂપમાં-જીવ આદિ, રૂઢિ આદિ, ધર્મ આદિ, સંસ્થા આદિમાં-અલક્ષ્ય અનુસ્યૂત ભાવના, આત્મા પ્રકટાવવો તેનું નામ અલખ જગાવવો છે. જીવઈશ્વરનું ઐક્ય ભક્તિથી, ગાર્હસ્થ્યધર્મ, રાજધર્મ, શ્રેણધર્મ આદિ જન્માદિથી પ્રાપ્ત ધર્મનું પાલન કરીને, જ્ઞાનથી ને સમાધિયોગથી સાધી શકાય છે. જીવઈશ્વરના ઐક્ય વિના અલક્ષ્ય બ્રહ્મસ્વરૂપ પામવાની કલ્પના મિથ્યા છે. "જીવઅંગ ઈશઅંગરૂપ સ્વયોનિમાં પ્રાપ્ત થઈ તે દ્વારા જ અલક્ષ્ય પરાવરરૂપ પરમ યોનિમાં પ્રાપ્ત થાય છે. પરમ લક્ષ્યાત્મા ઈશને પ્રાપ્ત કરવાનો આ એક જ માર્ગ છે-તે માર્ગ નિષ્કામ મહાયજ્ઞવિધિ વિના અન્ય સમજશો નહિ. તમને મુદિત આશય પામવાની દીક્ષા છે તે લોકમુદિત આશયની નહિ પણ ઈશમુદિત આશયની સમજજો. લોક અજ્ઞાની છે, તેમના મોદ કે અનુમોદ સાથે સાધુજનોને સંબંધ નથી, પણ તેમના કલ્યાણ

૭. 'સર૦' ભા. ૪થો, પૃ. ૧૪૧; ૮. 'સર૦' ભા. ૩જો પૃ. ૧૦૫

સાથે ઉત્તમાધિકારીઓ સંધાય છે."[૯] વિષ્ણુદાસ દ્વારા ગોવર્ધનરામ જ સરસ્વતીચંદ્રને સંસારમાં પાછો વળાવતાં તેને તેમ જ નવા યુગના વિધાયકો અને મહાવીરોને નીતિસંદેશ આપી જાય છે. "સંસારના કોલાહલથી ભડકશો મા, પામર અને જીવોની કરેલી સ્તુતિથી કે નિન્દાથી ડગાશો મા, એકદેશીય એકકાલીન અનુભવ અને વિદ્યાથી તેમ એકમાર્ગી બુદ્ધિથી જ સંભૂત થયેલા જીવોના–પવન જેવા–ઝપાટાથી તણાશો મા, સર્વ વસ્તુનો યોગ્ય આદર કરનારી સર્વાસ્તિકતા વિનાની શ્રદ્ધાથી બધાશો મા...સર્વથા અધ્યાત્મબળમાં અચળ રહી, તમારા મહાયજ્ઞના વિધિમાં અખંડ સજ્જતાથી પ્રવૃત્ત રહી, એ યજ્ઞના અતિથિમાત્રનું કલ્યાણ સાધ્ય કરી, એ યજ્ઞમાં તમારા આયુષ્યના સર્વ અંશને હોમી દેજો !"[૧૦]

આ દીક્ષામાં દુર્ગારામથી મણિલાલ સુધીના સર્વ જીવનવિધાયક-પ્રવાહ એકત્રિત થતા જણાય છે–બુદ્ધિએ પૃથક્કૃત વિચારરૂપે નહિ પણ સૌંદર્યસર્જનરૂપે, કલ્પનાએ રચેલા નવજીવનરૂપે; એટલું જ નહિ, એમાં ઋષિની કલ્પનામાં શક્ય હોય તેટલી નવા યુગની દીપ્તિમય આગાહી છે

[ 'અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય'ની પ્રસ્તાવનામાંથી ]

૯. 'સ૨૦' ભા. ૪થો, પૃ ૮૦૨; ૧૦. 'સ૨૦' ભા. ૪થો પૃ. ૮૦૩.

*

લયદીર્ઘતા બલવંતરાય અને નાનાલાલમાં છે, પણ ગોવર્ધનરામના સ્વરાવરોહ તેમનાથી વિલક્ષણ છે. આ લયદીર્ઘતા અને લાક્ષણિક આરોહ-અવરોહોથી ગુજરાતી ભાષા ઉન્નતતમ તાન સિદ્ધ કરે છે, અને ક્વચિત્ તો એવી રચના આવે છે કે સમસ્ત જગતના ભવ્ય ગદ્યસાહિત્યમાં પણ એની જોડ હશે કે કેમ એવી શંકા ઊભી કરે છે.

—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ('વિવેચના,' પૃ. ૧૮)

# બાણ અને ગોવર્ધનરામ

## લેખક : રામપ્રસાદ બક્ષી

[ 'સરસ્વતીચંદ્ર' ભા. ૧લો પ્રકટ થયો તેની ત્રણ વર્ષ પહેલાં–ઈ. ૧૮૮૪–માં 'કાદંબરી 'નું ગોવર્ધનરામના બનેવી શ્રી. છગનલાલ હરિલાલ પંડ્યા–કૃત ભાષાંતર પ્રકટ થયેલું. આ ભાષાંતર ગોવર્ધનરામે એકથી વધુ વાર ઉત્સાહથી વાંચેલું ને વખાણેલું. વળી ગોવર્ધનરામ સંસ્કૃતના જબરા શોખીન હતા, બાણના પ્રશંસક હતા. બાણની અસર 'સરસ્વતીચંદ્ર 'કારના ગદ્યમાં છે જ; છતાં એ અન્ધ અનુકરણ નથી; ગોવર્ધનરામનું વિશિષ્ટ વ્યક્તિત્વ એમના ગદ્ય ને અલંકારોમાં અણછતું રહેતું નથી, તે સંસ્કૃતના વ્યુત્પન્ન વિદ્વાન અહીં દર્શાવે છે. ]

શ્રીયુત ગોવર્ધનરામ ત્રિપાઠીની, 'સરસ્વતીચંદ્ર'માં એમણે વાપરેલી, ભાષાશૈલી વિશે જે અનેક અને વિવિધ અભિપ્રાયો દર્શાવવામાં આવે છે તેમાં એક સાધારણ રીતે પ્રચલિત બની ગયેલો અભિપ્રાય એવો છે કે એમની શૈલી બાણ કાદમ્બરીકાર જેવી છે. આ સામ્યદર્શન કેંક અંશે લાંબાં વિગ્રહઘન વાક્યો પૂરતું અને અધિક અંશે ઉત્પ્રેક્ષા અલંકારના પ્રયોગના માની લીધેલા સમાન અંશને આધારે પ્રચલિત બનવા પામ્યું છે; તેથી શ્રી. ગોવર્ધનરામની વાણીની લાક્ષણિકતાને અંશતઃ અન્યાય થાય છે.

એ સામ્યદર્શન સામાન્યવાચકની અનિપુણદર્શી–દૃષ્ટિને અનુરૂપ કદાચ આપણે ગણી લઈએ પણ બારીકીથી, કાળજીથી જોઈને એ બે લેખકોની શૈલીની તુલના કરીશું તો એ માની લીધેલું સરખાપણું સંપૂર્ણ રીતે પુરવાર થતું નથી એમ જણાય છે, અને શ્રી. ગોવર્ધનરામની સ્વકીય શૈલીવિશિષ્ટતાની પ્રતીતિ થાય છે.

બાણની મહાવાક્યરચના અને એની ઉત્પ્રેક્ષા એ બંને શૈલી–વિશિષ્ટતાઓ એકબીજાને આશ્રયે રહેલાં છે. લાંબાં લાંબાં વાક્યો રચવાથી ઉદ્દેશ્ય અને વિધેય વચ્ચે અંતર પડી જાય છે. તેથી વક્તવ્યમાં અર્થભાન દ્વારા–વયથી દુઃસાધ્ય બને છે. જે વિધાન કરવાનું છે, જે વિધાન કથાવસ્તુનો આવશ્યક અંશ હોઈ અવશ્ય કરવું પડે તેવું હોય છે,

એ વિધાન અલંકારભૂષાના આડંબરમાં દબાઈ જાય છે. આમ થવાનું કારણ બાણની અનેક ઉત્પ્રેક્ષામાં વિહરતી કલ્પના છે. એની એ ઉત્પ્રેક્ષાઓ કાઢી નાખીએ તો વાક્ય સહજ રીતે ટૂંકાં બની જાય. અને લાંબાં વાક્યમાં સમાવી શકાતી અર્થસમૃદ્ધિનો આગ્રહ બાણને ન હોય, દૂરાન્વયને એ સર્વથા વર્જ્ય ગણે તો ઉત્પ્રેક્ષાપરંપરા લંબાવવાને બાણ લલચાય નહિ. આ પ્રમાણે વાક્યદીર્ઘતા અને ઉત્પ્રેક્ષા વચ્ચે અન્યોન્યાશ્રય છે. આ કથનના સમર્થનમાં બાણરચિત કાદંબરીમાંથી ઉદાહરણો અહીં ટાંકવાની જરૂર નથી–કારણ કે જેઓ એ કથાના અભિજ્ઞ છે તેઓને ઉદાહરણની જરૂર નહિ રહે અને જેમને એ સંસ્કૃત રચનામાં રસ નથી તેમને એ વાક્યમહોદ્યાનમાં પ્રવેશ કરવો તે ભૂલભૂલામણીમાં દાખલ થવા જેવું કંટાળાનું કારણ બને. પરંતુ બાણની એ શૈલીનો સર્વથા સર્વત્ર દોષ જ જોવામાં આવે છે એ લક્ષમાં રાખીને એનો ગુણપક્ષ સંક્ષેપમાં દર્શાવવો યોગ્ય છે. કાદમ્બરીની ભાષાને અતિ પરિશ્રમ વિના સમજી શકે એવાને જ ઉદ્દેશીને કહેવું પ્રાપ્ત થાય છે; જેમને એટલો સંસ્કૃતનો ગ્રહણ-વેગ સાંપડ્યો નથી એમને તો એ બધું દુર્બોધ રહે એ સમજાય તેવું છે. કાદંબરી એવા માટે નથી: છતાં એવાં સુકુમાર બુદ્ધિવાળાં અથવા તો પક્વ ભાષાજ્ઞાન વગરનાં તરુણ તરુણીઓને શિરે પરીક્ષા પાસ કરવા ખાતર એ ગ્રંથનો અમુક ભાગ વાંચવો પડે છે એ વસ્તુસ્થિતિ એ પરીક્ષાર્થીઓને મોટી વિપત્તિ છે, પાઠ્યપુસ્તક નિયત કરનારાઓની બાણ માટેની અતિભક્તિની તેમ જ શીખનારની અશક્તિની ઉપેક્ષાની, નિશાની છે, અને કાદમ્બરીકાર મહાકવિ બાણની મંદભાગ્યતા છે. એ વાચકવર્ગની દૃષ્ટિએ બાણને જોવાય નહિ અને મૂલવાય નહિ. એમાં તો भवति योजयितुर्वचनीयता. વસ્તુસ્થિતિના આટલા નિરૂપણ પછી હવે બાણની શૈલીનો ગુણપક્ષ લક્ષમાં લઈ શકાશે.

બાણની ઉત્પ્રેક્ષાની લાંબી વીથિમાં પ્રવેશ કરનારને, બુદ્ધિને પ્રદીપ્ત કરે અને રસવૃત્તિને તૃપ્ત કરે એવાં વિવિધ સૌન્દર્યદર્શનનો લાભ

મળે છે અને એ રીતે લાંબી મજલનો એને સારો બદલો મળી રહે છે. હા; એવી પણ ઉત્પ્રેક્ષાઓ બાણુ યોજે છે જ્યાં ચાલુ વિષય અને એમાં બાણે આપેલા ઉપમાન, એ બે વચ્ચે સાધર્મ્ય કેવળ કલ્પિત હોય, અથવા કલ્પનાસાધ્ય પણ ન હોય એવું માત્ર શબ્દના શ્લેષથી થતા એ અર્થોને આધારે રહેલું વાસ્તવિક સાધર્મ્ય વિનાનું શબ્દાર્થગત સાધર્મ્ય હોય. આવી ઉત્પ્રેક્ષાઓનો બચાવ કરવો મુશ્કેલ છે: માત્ર એટલું એના બચાવમાં કહેવું હોય તો કહેવાય કે વાચકની બુદ્ધિ એ સરાણ ઉપર ચડીને તીવ્રતાનો ગુણ પ્રાપ્ત કરે છે. એનો બચાવ કરીએ કે ન કરીએ, બાણની શ્રેણિબદ્ધ ઉત્પ્રેક્ષાઓ એક વિશિષ્ટ પ્રકારનો આનંદ આપે છે, કે क्लेशः फलेन हि पुनर्नवतां विधत्ते એ ન્યાયે ફલપ્રાપ્તિની ધન્યતા ઉપજાવે છે, અને પરિશ્રમનું વિસ્મરણ થતાં અવશેષરૂપે આત્મસંતોષનો અનુભવ કરાવે છે.

ગુણપક્ષમાં બીજું એ કહેવાનું છે કે આ ઉત્પ્રેક્ષા અને વાક્યદીર્ઘતા સંસ્કૃતની સમાસરચના ઉપર અવલંબે છે; અને બાણની સમાસરચના એવા પ્રકારની છે કે અધિકારી વાચકને વાચનમાત્રથી જ, એ અતિકાય સમાસોમાં અંગભૂત પદો સ્વયમેવ છૂટા પડી જતાં જણાવાથી, અર્થબોધ ઉપજે. બાણની સમાસરચનાનો આ ગુણ બરાબર સમજવો હોય તો દશકુમારચરિતની કે ઉત્તરકાલીન ચંપૂઓની સમાસરચના સાથે તુલના કરી જોવી.

બાણનાં મહાવાક્યોથી ત્રાસીને નાસતા વાચકો એને બોદન જેવી, એથી પણ સુંદરતર, સુશ્લિષ્ટતર, લાઘવભરી વાક્યશૈલી સુસાધ્ય છે તે જોવા રોકાતા નથી.

બાણની શૈલીના દોષદર્શનની સામે આટલું ગુણદર્શન આવશ્યક હતું. હવે બાણની અને ગોવર્ધનરામની શૈલીની લાંબાં વાક્ય પરત્વે અને ઉત્પ્રેક્ષા પરત્વે સરખામણી કરીએ.

બાણનાં વાક્યો લાંબાં થાય છે તેનું કારણ ઉત્પ્રેક્ષા છે. ઉત્પ્રેક્ષા અલંકાર પ્રસ્તુત વિષયનું અપ્રસ્તુત અન્ય વસ્તુ જોડે સાધર્મ્ય કલ્પવાથી

નીપજે છે. અર્થાત્ પ્રસ્તુતવિષયને અપ્રસ્તુત એવા અન્ય વિષયનું આક્રમણ અને એ એમાં સામ્ય હોવાની સંભાવના અથવા કલ્પના એ બંને ઉત્પ્રેક્ષાનાં આવશ્યક તત્ત્વો છે; આનો અર્થ એ થયો કે ઉત્પ્રેક્ષા યોજનારે પ્રસ્તુત વિષયની પડખે અપ્રસ્તુત વિષય મૂકવો પડે અને પ્રસ્તુતમાં અપ્રસ્તુત જેવો હોવાની સંભાવના કરવી પડે. આ પ્રસ્તુત તે Relevant ખરો વિષય, અને અપ્રસ્તુત તે સર્વથા Irrelevant એમ તો ન જ કહી શકાય. એવી અસંબદ્ધતા માનવી એ ખોટું છે. કારણ કે ઉત્પ્રેક્ષા ખાતર આણેલો અપ્રસ્તુત વિષય પ્રસ્તુત વિષયના બોધમાં, સૌંદર્યદર્શનમાં ઉપકારક છે. ઉત્પ્રેક્ષા એ ખરેખર ભાષાનું અલંકરણ છે, આભૂષણ છે, છતાં એ નરી હકીકતમાં ઉપયોગી નહિ એવી નવી બાબત ખેંચી આણવામાં આવે છે, એમ કોઈ કહે તો એ વાતનો સ્વીકાર કરવામાં આપણો કે બાણનો દોષ ઉત્પન્ન થતો નથી. કેમકે અલંકાર એ વસ્તુ નથી, વસ્તુનું અલંકરણ છે એ તો નિર્વિવાદ છે. ભલે અલંકાર ખાતર પણ સાદા સીધા વક્તવ્ય અર્થ ઉપર અન્ય વસ્તુનો ભાર પડે છે એની ના કહી શકાય નહિ. નરી હકીકતની, સાદી અને સીધી, સ્પષ્ટ અને સરળ રજૂઆતની, અપેક્ષા રાખનારાઓને એ ભાર અસહ્ય બને એમ સ્વીકારી લઈએ. પણ શ્રી. ગોવર્ધનરામની શૈલીમાં અલંકરણ ખાતર આણેલા એવાં મુલાયમ મનને ભારરૂપ બને તેવાં બાહ્ય તત્ત્વો નથી આવતાં; એમનાં મહાવાક્યોમાં પણ નથી આવતાં. કથનની પ્રત્યક્ષ પ્રતીતિ થાય તે માટે બે ઉદાહરણો અહીં ટાંકું છું : 'સરસ્વતીચંદ્ર' ભાગ પહેલાના પ્રકરણ બીજામાં પ્રમાદધનની અભ્યાસમાં અરુચિનું વર્ણન આ પ્રકારે કરાયેલું છે :–

"પ્રમાદધને શાળામાં વેઠિયાવાડથી અભ્યાસ કરેલો હતો; અને ઉમરમાં આવ્યે વિદ્યાવસ્થામાં પરતંત્રતા લાગવાથી, શાળામાં નાનમ લાગવાથી, અભ્યાસ કંટાળાભરેલા વૈતરા જેવો થવાથી,

વિદ્યામાં નિર્ધન પુરુષોની ઉપજીવિકાના સાધનપણા વગર બીજું ફલ ન દેખાવાથી, વિદ્યામાં બીજું કાંઈ ફલ હોય તો તે ફલ ભણેલાઓને નોકર રાખી તેમની પાસેથી લઈ શકાશે એવી સમજ હોવાથી, વિદ્યાના ભંડારના નમૂનામાં શાળાના માસ્તર નજર આગળ હતા તેને સઉ ખાલી માન આપતા પરંતુ રાજકાર્યમાં તેમની સલાહ લેવાની પણ કદી કોઈને જરૂર લાગતી ન હતી તે જોવાની ટેવ હોવાથી, અંગ્રેજી વિદ્યામાં માત્ર સ્વભાષા અને રાજભાષાનું જ મહત્ત્વ લાગવાથી, સંસ્કૃત ભાષા માત્ર પુરાણી જેવા પૂજનીય પણ ભિક્ષુક વર્ગને જ ઉપયોગી તથા શોભાવાળી દેખાવાથી, ગણિતવિદ્યા, તત્ત્વવિદ્યા, વેદાંત વગેરે તો નવરા માણસો, ઘરડાઓ, સંન્યાસીઓ, સાધનરહિત માણસો અને એવા બીજા માન આપવા યોગ્ય પણ ખરું જોતાં નકામા માણસોને જ ઉપયોગી છે એવું લાગવાથી, પિતાના તરફથી પણ આવા સર્વ વિચારોનું બીજ મળેલું અને તે પોતાના આળસુ વિચારરૂપ જળથી વૃદ્ધિ પામેલું હોવાથી, પિતાનો અને પોતાનો મતભેદ પડે તે પણ પુત્રધર્મથી વિરુદ્ધ છે એ રીતની આવા વિષયોમાં બુદ્ધિ રહેવાથી, આસપાસના મંડળની ખુશામત–અપ્રિય પણ સત્ય બોલનારની ખામી–અને અનિષ્ટ પરિણામોના અનુભવનો પ્રસંગ ના આવેલો–એ સઉ કારણથી, પોતાની બુદ્ધિને સારુ સામાન્ય રીતે સર્વને હોય છે તેમ ઉંચો અભિપ્રાય હોવાથી, પ્રમાદધન પ્રમાદમાં જ રહેતો." 'સરસ્વતીચંદ્ર' ગ્રંથની છાપેલી વીશ પંક્તિ જેટલા મોટા વિસ્તારમાં વિસ્તીર્ણ થયેલા આ વાક્યમાં એક પણ શબ્દ અપ્રસ્તુત–વિષયક નથી એ સ્પષ્ટ છે. શ્રી. ગોવર્ધનરામનાં લાંબા વાક્યો બાણની માફક ઉત્પ્રેક્ષા–પરંપરાથી લંબાતાં નથી; એમાં ઉત્પ્રેક્ષા જ ન હોઈને અપ્રસ્તુતના આક્રમણનો પ્રસંગ જ આવતો નથી. વસ્તુના વિષયનાં અનેક અંગઉપાંગો, અનેક કારણોની પરંપરા એ આ વાક્યના વિસ્તારનું કારણ છે. બાણની અને

ગોવર્ધનરામની આ શૈલીનો એક મહત્ત્વનો છે. બાણના ઉત્પ્રેક્ષા-પ્રચુર વાક્યવિસ્તારમાં અર્થની સમૃદ્ધિની સાથે સંકુલતા આવી જવાનો દોષાવકાશ રહે છે; ગોવર્ધનરામના આ લાંબા વાક્યમાં કેવળ કારણ-પરંપરારૂપે રજૂ થતી વિચાર-સમૃદ્ધિ છે, સંકુલતા નથી. અપ્રાસંગિક, અનાવશ્યક બાબત એમાં કંઈજ નથી. આજનો લેખક આમાં જે મુખ્યવક્તવ્ય રજૂ કરવામાં વિલંબ થાય છે તેને પસંદ નહિ કરે; કારણદર્શક 'થી'ની વણઝાર વાચકની ઉષ્માને થીજવી નાખે એ આજના લેખકને નહિ ગમે; એથી એ કારણદર્શક ઉપ-વાક્યોને પૂર્ણ વાક્યો બનાવીને આ રીતે લખશે.

"ઉમ્મરમાં આવ્યે વિદ્યાવસ્થામાં એને પરતંત્રતા લાગી; શાળામાં એને નાનમ લાગી..." ઇત્યાદિ. પણ એ ફેરફાર પણ મૂળ વાક્યમાં અપ્રાસંગિક અને અનપેક્ષિત તત્ત્વ કાંઈ નથી એવી જ ખાતરી કરાવનારો થશે.

એ જ પ્રકરણમાં આ પ્રકારનું પણ એથી પ્રમાણમાં ટૂંકું, કારણ-પરંપરાવાળું વાક્ય કુમુદસુંદરીની મનોદશાના વર્ણનમાં આવે છે:—

"આમ છતાં કાળના પ્રવાહનું બળ, નવીન સૃષ્ટિનો અનુભવ, બીજાં સઉના આનંદની ભરતીનો વેગ, પોતાના બાળક મનની સ્થિતિસ્થાપકતા, ઈશ્વરેચ્છાને શરણ થવાની આવશ્યકતાબુદ્ધિ, નિરુપાય વાતને નભાવી લેવાનો શાણો વિચાર, અને નવા પતિના સંબંધને લીધે હવે પરપુરુષ બની ગયેલાની કલ્પના પણ કરવી એ પતિવ્રતા-ધર્મની વિરુદ્ધ છે એવું જ્ઞાન: આ સઉને લીધે બળવાન બાળકીએ પોતાના મનને તંગ ખેંચી હળવે હળવે સ્વાધીન કરી લીધું હતું અને સમય-ધર્મને અનુસરવા લાગી હતી."

આ વાક્યમાં પણ કુમુદે પોતાના મનને ક્યાં ક્યાં કારણોને લીધે, ક્યાં ક્યાં સાધનોની મદદથી સ્વાધીન કરી લીધું હતું એ દર્શાવનારી સાધનોની પરંપરા પ્રાસંગિક છે. એમાં અપ્રાસંગિકતા

પણ નથી અને અપ્રસ્તુતની અપેક્ષા રાખતી બાણુ જેવી ઉત્પ્રેક્ષા પણ નથી. બાણની ઉત્પ્રેક્ષામાલા સંકુલતા ઉપજાવે છે એ સ્વીકાર્ય હોય કે ન હોય તો પણ ગોવર્ધનરામનાં આ વાક્યોમાં અર્થની, વિચારની સંપત્તિ છે, સંકુલતા લેશ પણ નથી એ આપણે કબૂલ કરવી પડે તેવી હકીકત છે.

ગોવર્ધનરામને બાણના જેવો ઉત્પ્રેક્ષાના પ્રયોગનો શોખ છે એવી પણ માન્યતા પ્રચલિત છે. 'સરસ્વતીચંદ્ર'ના પૂર્ણ પ્રાકટ્યને એકાવન વર્ષ થયાં એ પ્રસંગે યોજાયેલી એક સભામાં એક વિદ્વાન વક્તાએ આવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો. અલંકારમય શૈલીનો ગોવર્ધનરામ ઉપયોગ કરે છે; એમની કૃતિમાં ઉત્પ્રેક્ષાનો સદંતર અભાવ છે એવું અત્યારે હું પણ કહેતો નથી. ઉત્પ્રેક્ષા છે અને હોય ત્યાં ચમત્કારપૂર્ણ હોય છે. દાખલા તરીકે, આ ઉત્પ્રેક્ષા, કલાવતીના વર્ણનમાં એમણે યોજી છેઃ "તેનું કૃશોદર સર્વેના દષ્ટિપાતથી સગર્ભ થવા લાગતું–પ્રફુલ્લ થતું હોય તેમ સ્ફુરવા માંડ્યું." પણ જેટલી વિપુલતામાં ઉપમા અને રૂપકોનાં ઉદાહરણો 'સરસ્વતીચંદ્ર'માં મળી આવે છે તેટલી વિપુલતા ઉત્પ્રેક્ષાની એમાં નથી, એ તો નિઃસંશય વાત છે. ખરું કહીએ તો ઉપમા અને ઉપમા કરતાં પણ રૂપક એ ગોવર્ધનરામનો પ્રિય અલંકાર છે. તત્કાલ વર્ણ્યવિષયની જોડે સામ્ય ધરાવતા હોય એવા પોતે પૂર્વે અનુભવેલા, સ્મરણમાં સંસ્કારરૂપે સંગ્રહાયેલા અને પ્રસ્તુત તાત્કાલિક અનુભવના સામ્ય-બળે ચિત્તમાં તાજા થઈને ઉપસ્થિત થતા અપ્રસ્તુત વિષયો એ ઉપમા અને રૂપકની સામગ્રી છે. ઉપમામાં પ્રસ્તુત વિષય જે ઉપમેય, અને અપ્રસ્તુત વિષય જે ઉપમાન એ બંને સમાનરૂપે સમાન કક્ષાએ વર્ણ્ય વિષય બને છે; પણ રૂપકમાં તો જે પ્રસ્તુત ઉપમેય હોય તે સમાસમાં ગૌણ-પદ બને અને પ્રધાનપદવાચ્ય ઉપમાનને રૂપે વર્ણવાય છે. ગોવર્ધનરામની કવિદૃષ્ટિ તત્કાલ મંનિદિન વર્ણ્ય, અને સામ્યબળે એના ઉપર આરોપિત થતો અપ્રસ્તુત પૂર્વાનુભૂત વિષય, એ બેનો અભેદ

જુએ ત્યારે જ કૃતાર્થતા અનુભવતી જણાય છે. આ આના જેવું છે એવી ઉપમાથી એમને પૂર્ણ સંતોષ નથી. આજનાં અને અગાઉનાં બંને માનસચિત્રો એકરૂપ બને અને રૂપક નિષ્પન્ન થાય ત્યારે જ ગોવર્ધનરામને સંતોષ થાય છે. એમની આ કવિદૃષ્ટિનું અને સમર્પણ-રીતિનું પરિણામ એ આવે છે કે એમની કૃતિમાં ઉપમા કરતાં રૂપકાની સંખ્યા ઘણી વધારે છે. અને અભેદથી પણ આગળ વધીને ઉપમેયને ઉપમાનમાં ગળાવી નાખતી અતિશયોક્તિ પણ ઘણી છે. ઉપમાનું એક ઉદાહરણ લઈએ:—ભાગ ૧; પ્રકરણ ૧૨; રાજમહેલનું વર્ણન–

"કન્યાવય ગયા છતાં પણ ઘાટડીચણિયો પહેરનારી કાઠીઆવાડની કદાવર સ્ત્રીના જેવો રાજમહેલનો દેખાવ હતો. ફરતી મોટી ભીંત કાળા પટાવાળા ધોળા ચણિયાના ઘેર જેવી લાગતી હતી. રાતી ભાતવાળી, ફરચલીવાળી, લીલીછમ ઘાટડી શરીર ઢાંકી નેફા ઉપર વેરાઈ રહે તેમ ભીંતના કાંગરા પર ઝાડો દેખાતાં હતાં. અને તેમના શિખર પર લીલો ગોળાકાર રચતી શાખાઓ લીલી ઘાટડીમાં ઢંકાયેલો સ્તનમંડળનો આભાસ ઉત્પન્ન કરતી હતી. સઉને માથે માથાની પેઠે મહેલના માળ દેખાતા હતા અને તીવ્ર કટાક્ષ મારતી ચળકતી આંખોની પેઠે કાચગ્રહ તેજ મારતું હતું. એ નારીની સેંથીના આગલા છેડા પર બોર મૂક્યું હોય તેમ કાચગ્રહ ઉપર અગ્રભાગે ઊડતો ઊડતો એક પોપટ આવી બેઠો હતો. રંગીન કાચ મોં પરનાં છૂંદણાં ત્રાજવાં જેવા લાગતા હતા.'

રાજમહેલને કાઠીઆવાડી કદાવર નારીની ઉપમા આપવામાં અને એ ઉપમાને બંને પક્ષે સર્વાંગસંપૂર્ણ બનાવવામાં ગોવર્ધનરામે સારો શ્રમ ઉઠાવ્યો છે. સેંથીના બોરના ઉપમાનને યોગ્ય બીજો કોઈ રાજ-મહેલનો ભાગ ન મળવાથી ઊડતો ઊડતો આવી બેસનારો પોપટ પણ તેમાં આણવો પડ્યો છે. આ ઉપમામાં એમને સ્વાભાવિક સુભગતા પૂરી નથી સાંપડી. પણ રાજમહેલના એમના માનસમાં દૃઢ થયેલા

ચિત્રને સ્પષ્ટરેખ કરવામાં સામ્યબળે સ્મરણમાં આવેલી કે આણેલી કાઠીઆવાડી નારી ઉપકારક નથી બનતી એવું સાવ નથી.

ઉપમામાં પણ એઓ સ્વાભાવિક મનોહરતા આણી શકે છે એનું ઉદાહરણ નર્તકિ કલાવતીના વર્ણનમાં મળે છેઃ

"સમુદ્ર જેવા કરચલીવાળા ઘાઘરાની–કિનારા પર જતાં ફીણવાળાં મોજાં જેવી ચળકતી-કોર તળેનાં ઘૂંટણ નીચે કમાન બની ઢળકતાં ઝંઝીરાં માછલીઓ પેઠે ચળકતાં હતાં; અને પગની નાજુક આંગળીઓ પર પહેરેલી વીંટીઓ, માછલીઓ વગેરે ઝીણા અલંકાર અને નૃત્યસમયે ઊછળતા સુંદર નાના નખ; એ સર્વથી સમુદ્રના જોરથી કિનારે ઊછળી પડતા શંખલા અને છીપોનું સ્મરણ થતું હતું"

આ ઉપમા અને સ્મરણાલંકારવાળા વર્ણનમાં આકૃતિની તાદશતા અને વર્ણની–રંગની–વિવિધ સુંદરતા ઉપમાનની મદદથી સવિશેષ પ્રતીતિવિષય અધિકતર ચમત્કારક બને છે. મુખ્ય ઉપમાન સમુદ્ર છે, અને મોજાં, માછલીઓ, છીપો એ એનાં પ્રાસંગિક અંગો છે.

આવી આવી ઉપમાઓ સુંદર છે પરંતુ એમાં વર્ણ્યવિષય અને ઉપમાન ઉભય વિશાળ વિસ્તારમાં પથરાય છે. ઉપમેય અને ઉપમાન બંનેનાં પ્રથમ અલગઅલગ પણ વર્ણનસમયે નિકટતર બનતાં માનસ-ચિત્રો નિકટવર્તી હોવાં છતાં ભિન્નરૂપ છે; તેથી બંનેનાં અંગઉપાંગોને આલેખવાનો લેખકને અવસર મળે છે, અથવા સર્વાંગે સંપૂર્ણ ઉપમા ઘડવા માટે એમ કરવાની એમને આવશ્યકતા ઊભી થાય છે. રૂપકમાં ગોવર્ધનરામના માનસપટની આવી સ્થિતિ હોય છે. બંને ચિત્રોને સંનિહિત રાખે અને સ્વતંત્ર અંગઉપાંગોને નિરાંતે અવલોકે, સરખાવે એવી સ્થિતિ હોય છે. જ્યારે રૂપકનાં ઉપમેય અને ઉપમાન અભેદ સાધીને એકરૂપ બને છે ત્યારે એમના વર્ણનમાં પણ સઘનતા અને અર્થઘનતા આપણને ચકિત અને મુગ્ધ બનાવે એવી ઉત્પન્ન થાય છે. સરસ્વતીચંદ્ર ઘોર અરણ્યમાં, અંધારી રજનીમાં શબવત્ પડ્યો છે ત્યારે

ગોવર્ધનરામ રૂપક દ્વારા અત્યંત વૈચિત્ર્યયુક્ત ચમત્કારજનક વર્ણન આપે છેઃ જુઓ ભાગ ૨, પ્રકરણ ૭:—

"એને ધારણ કરનારી રાત્રિચિતામાં અંધકાર ભડભડ બળવા લાગ્યો."

અહીં રાત્રિને ચિતાનું રૂપક આપ્યું છે. રાત્રિ અને ચિતા અભિન્નરૂપ બન્યાં છે. અંધકારને અગ્નિનું રૂપક આપ્યું છે, એમ "બળવા લાગ્યો" એ ક્રિયાપદને આધારે આપણે કહીએ તો અંગ્રેજી ભાષાના અલંકાર-પ્રકાર પ્રમાણે ઉચિત ગણાશે; પરંતુ સંસ્કૃત અલંકારશાસ્ત્રનાં ધોરણો પ્રમાણે ઉચિત નહિ ગણાય. 'અંધકાર-અગ્નિ' કે 'અંધકારરૂપી અગ્નિ' એમ કહીને અગ્નિનો શબ્દનિર્દેશ કર્યો હોત તો રૂપક બનત. એનો નિર્દેશ નથી થયો, અગ્નિનું અંધકારમાં સંપૂર્ણ નિગરણ થઇ ગયું છે, એથી સંસ્કૃત અલંકારશાસ્ત્ર પ્રમાણે આ રચના અતિશયોક્તિની કક્ષામાં જઈ પહોંચે. એ બધું આપણે વિચારવાનું અને સમજવાનું છે; લેખક તો એક અલ્પ, સુસંહત, અર્થઘન વાક્યમાં પોતાનું વક્તવ્ય રજૂ કર્યું. આવી સઘનતા અને સંક્ષિપ્તતા, અને એમાં છૂપી રહેલી, ભરચક રહેલી, વાચક સ્વબુદ્ધિએ વિસ્તારી શકે, બહલાવી શકે, એવી અર્થઘનતા; એ ગોવર્ધનરામનાં રૂપકોનો વિશિષ્ટ ગુણ છે. એક બીજું ઉદાહરણ લઈએ-એ જ પ્રકરણમાંથી:

"આખા દિવસની ક્ષુધા વિચારમાત્રનું ભક્ષણ કરવા લાગી અને મસ્તક ખાલી પડ્યું: તૃષા કંઠને રોકી બેઠી અને સરસ્વતીનો પ્રવાહ નીકળવા માંડે તે પહેલાં તેનું આચમન કરવા લાગી."

અહીં પણ ઉપર જણાવેલાં કારણોને લીધે અતિશયોક્તિ અલંકાર છે. ભક્ષણ કરનાર માણસની ક્ષુધા એ ભક્ષણવ્યાપારનું કારણ હોય, અને પીનારની તૃષા એ જલપાનવ્યાપારનું કારણ હોય; તેને બદલે અહીં ભક્ષણ કરનાર અને પીનાર માનવદેહને દૂર કરીને, વિલુપ્ત કરીને, વ્યાપારની કારણભૂત ક્ષુધાને અને તૃષાને જ ખાવાનો તથા પીવાનો

વ્યાપાર કરનારી કહી છે, તેથી આ વાક્યમાં અનેરો અદ્ભુત ચમત્કાર આવે છે.

સુંદર રૂપકોનાં તો અનેકાનેક ઉદાહરણો 'સરસ્વતીચંદ્ર'માં મળી આવે છે. તેમાંથી એક ઉદાહરણ લઈને સંતોષ માનીશું. ભાગ ૧, પ્રકરણ ૨ માં આવતા અલકકિશોરીના વર્ણનમાંથી આ ઉદાહરણ લીધું છે:

"ભયંકર ગુમાનરૂપી સર્પ તેના કુમળા મગજમાં પેસી રહી, ધુંધવાઈ રહી, તેની ભ્રમરો ઉપર ફણા માંડતો, આંખમાં ઘૂર્ણાયમાન થતો, જીભમાંથી ફુંફાડા મારતો અને આખા શરીરમાં વિષમય ચંચળતા પ્રેરતો." ગોવર્ધનરામનાં રૂપકોની અર્થસમર્પણ શક્તિનું આ સુંદર ઉદાહરણ છે. અલકકિશોરીની નાચતી, ડોલતી ભ્રમરો; ઘૂમી રહેતી, 'ચકળ-વકળ' થતી, લોલ વિલોલ આંખો, ભયજનક અને પ્રાણના ઉદ્રેકવાળી, સુસવાટા કરતી એની વાણી; અને સળવળ સળવળ થતા એના દેહની તરલતા તથા ચંચળતા; આ ગુણો કે દોષો–સર્પના રૂપકથી સુંદર, સદ્યઃપ્રતીતિજનક, ચમત્કારક અને સહૃદયને આનંદદાયક રૂપે રજૂ કરવામાં આવ્યા છે.

રત્નમાં પણ લાંછન જોવું એ સારું તો નહિ, પણ આ રૂપક-યોજનામાં એક નાની ક્ષતિ છે તે હું બતાવું છું. 'શરીરમાં વિષમય ચંચળતા પ્રેરતો' એ વાક્યમાં 'પ્રેરતો' ક્રિયાપદ છે તે આ ક્ષતિનું મૂળ છે. બીજાં અંગોની જે ક્રિયા છે, ધર્મ છે, તે સાપની જ ક્રિયાને રૂપે, ધર્મને રૂપે વર્ણવ્યાં છે. અહીં ચચંળતારૂપી ધર્મ શરીરનો છે, સાપનો નહિ એવું ભાન 'પ્રેરતો' ક્રિયાપદથી ઊપજે છે ચંચળતા શરીરની છે. સર્પ એનો પ્રેરનારો છે. "પ્રેરતો"ને બદલે "ધારણ કરતો" કે એવું સાપને જ ચંચળતાનું સ્વયમેવ ધારણ કરનો બતાવે તેવું, ક્રિયાપદ હોત તો ચંચળતારૂપી ધર્મ શરીરનો તેમ જ સર્પનો ધર્મ બની રહેત અને ક્ષતિ દૂર રહેત. પણ એ ક્ષતિ બહુ નડે તેવી મહત્ત્વની નથી.

પ્રથમ ભાગના ત્રીજા પ્રકરણમાં કંઈક ગૂઢ રહેલા રૂપકની સાથોસાથ યથાસંખ્ય અલંકાર યોજેલો છે તેથી ચમત્કૃતિ વધે છે:

"અમલના ઘેનમાં, સ્વાર્થના જડપણામાં, ઉન્માદવિષના આવેગમાં, બાહ્યસૃષ્ટિની ભભકમાં અને રોજના લાગ્યા વ્યવહારની જાળમાં, ઘેરાઈ જતું, ઊંઘતું, મુર્ચ્છા પામતું, અંજાઈ જતું, અને લપટાઈ જતું–સર્વ મંડળ આ પ્રમાણે શૂન્યવત્ થતું હતું."

અહીં સપ્તમીવિભક્તિવાળા એકેક શબ્દ જોડે પછીથી આવતું વર્તમાનકૃદન્ત એકેકું અનુક્રમે લેવાનું છે: ઘેનમાં ઘેરાઈ જતું, જડપણામાં ઊંઘતું–ઇત્યાદિ. "ઉન્માદવિષના આવેગમાં" એમાં રૂપકનો પૂર્ણ આવિષ્કાર છે. 'વ્યવહારની જાળમાં' એટલે "વ્યવહારરૂપ જાળમાં" એવો અર્થ કરીએ તો રૂપક બને. "અમલના ઘેનમાં" એનો "અમલરૂપી નશાના ઘેનમાં" એવો અર્થ છે. અમલ એટલે સત્તા એવો જ અર્થ કરીએ તો અહીં રૂપકની સામગ્રીમાંથી અતિશયોક્તિ નીપજે છે–પણ 'અમલ' એ દ્વિઅર્થી શબ્દ છે તેથી એનો જ "નશો" એવો વ્યંગ્ય અર્થ થતો માનીએ તેમ પ્રસ્તુતના ઉલ્લેખમાંથી અપ્રસ્તુત સદૃશપદાર્થનો ધ્વનિ શ્લેષયોગે નીકળે છે. 'સ્વાર્થના જડપણામાં' એમાં અતિશયોક્તિ છે એમ સ્વીકારતાં "સ્વાર્થનિદ્રાના જડપણામાં" એવો અર્થવિસ્તાર પ્રાપ્ત થાય છે. "બાહ્યસૃષ્ટિની ભભકમાં" એમાં બાહ્યસૃષ્ટિનું ઉપમાન શું ધાર્યું હશે એ સ્પષ્ટ થતું નથી. કદાચ એમાં રૂપક નએ હોય, છતાં પ્રયત્ન કરતાં ઘટાવી શકાય ખરું.

આવી અર્થમીમાંસા કરવામાં હેતુ એટલો જ છે કે ગોવર્ધનરામનાં રૂપકોમાં અને એમની અતિશયોક્તિઓમાં કેટલી અર્થઘનતા રહી છે તે દર્શાવવું.

આ પ્રકારે ઉપમા અને એથી અધિકતર રૂપક અને અતિશયોક્તિ એ અલંકારો ગોવર્ધનરામને જેટલા પ્રિય છે, તેટલો ઉત્પ્રેક્ષાલંકાર પ્રિય નથી. આ કથન તુલનારૂપ છે, તારતમ્યદર્શક છે. ઉત્પ્રેક્ષાના અભાવનું

સૂચક નથી એ તો આગળ કરેલા વિધાનથી જ કહેવાઈ ગયું છે.

ગોવર્ધનરામની શૈલી બાણ જેવી છે એમ કહેવામાં કહેનારના મનમાં આક્ષેપનો આશય હોય તો એનો ઉત્તર એ છે કે બાણની પૃથગ્જનને સંકુલ લાગતી શૈલી પણ જાણકારને આહ્‌લાદકર બને છે, તેથી સરખામણીથી આક્ષેપનું મંડાણ થતું નથી. અને છતાં જો બાણમાં સંકુલતા હોય તો ગોવર્ધનરામમાં પણ માત્ર લાંબા વાક્ય પૂરતા સામ્યને લીધે સંકુલતા છે એમ કહેવું નિરાધાર છે, અને માત્ર કલ્પિત કે શ્લેષસાધિત સત્યને આધારે નિષ્પન્ન થતી બાણની ઉત્પ્રેક્ષા ગોવર્ધનરામે યોજી નથી. રૂપકમાં અને અતિશયોક્તિમાં ગોવર્ધનરામની સિદ્ધિ અપૂર્વ છે અને એ જ એમની શૈલીની વિશિષ્ટતા છે.

*

It was a landmark in the literature, the first great novel of real life in the language. Its prose, though a product *of the Sanskritic tendency advocated by Mansukhram*, was a rich medium for the new thoughts and feelings. Love, romance and adventure were artistically presented in a Gujarati form to the growing reading public for the first time, and so also fulldrawn portraits of real men and women. And Gujarata, which was swinging back to an appreciation of the old social order, saw it interpreted with great sympathy as a venerable structure *to be viewed with reverence* and *altered with caution.*

—K. M. Munshi ('Gujarat & its Literature.')

# 'સરસ્વતીચંદ્ર'માંની કેટલીક પ્રસંગઘટના

લેખક: ઉપેન્દ્ર છ. પંડ્યા

['સરસ્વતીચંદ્ર' ગુજરાતનો ગૌરવગ્રન્થ છે. તેનો અભ્યાસ કરતાં જુદી જુદી દૃષ્ટિથી ચર્ચવા વિચારવા જેવું ઘણું સાંપડી રહે તેમ છે. અહીં એવા કેટલાક પ્રસંગોને અનુલક્ષીને થોડી ચર્ચા કરી છે.]

'સરસ્વતીચંદ્ર' ગુજરાતનો ગૌરવગ્રંથ છે, ગુજરાતી સાહિત્યનું અનેરું આભાવન્તું આભૂષણ છે, તેની કોઈથી ના પડાય તેમ નથી. ગુજરાતી ગદ્યમાં આંગળીને વેઢે ગણાય તેટલાં થોડાં ઉત્તમ પુસ્તકોમાંય 'સરસ્વતીચંદ્ર' શેખરસ્થાનનો અધિકારી છે. જરી અમથી ગણના કરવા બેસીએ તોયે 'સરસ્વતીચંદ્ર' ને ગાંધીજીની 'આત્મકથા' તો ઝપ લઈને જીભે ચઢી આવે. પણ પછી જરા અટકીને ને લગાર સંકોચપૂર્વક 'ગુજરાતનો નાથ', 'મળેલા જીવ', 'માણસાઈના દીવા', 'સમૂળી ક્રાન્તિ' જેવા ગદ્યગ્રંથો ગણાવી શકાય. આ ગણત્રીમાં હજી બીજા થોડા ઉત્તમ ગ્રંથોનાં નામ પણ રુચિભેદે ઉમેરી શકાય. પણ એ યાદીયે થઈ થઈને કેટલી લાંબી થવાની હતી? અલબત્ત, કંઈ બધાં શિખરો પર માણેક હોતાં નથી, **मौक्तिकं न गजे गजे** ને **चंदनं न वने वने** એ ભૂલવાનું નથી.

પણ એનો અર્થ એવો નથી કે જે ગ્રંથોને આપણે ઉત્તમ ગણ્યા તેને 'ગન્ધાક્ષતં સમર્પયામિ'ના મંત્રોચ્ચારથી અર્ચી–પૂજીને એવા ઉંચે સાતમા આસમાને ચઢાવી દેવા કે પછી તેની સામે જોવા વારો જ ના આવે. શ્રીમંતોનું ઘર શોભાવતાં વાસણો દીવાળી જેવા પર્વપ્રસંગે જ જેમ નીચે ઊતરે છે ને ફરી પાછાં ચકચકતાં થઈ ઊંચે અટ્ટી કટાયા કરે છે, તેનું અસ્તિત્વ પણ વિસરાઈ જાય છે, તેવું આપણા ગૌરવગ્રંથોનુંય બને તો તે હરખાવા કરતાં શરમાવા જેવું જ વધુ ગણાય. આપણે ફૂલો ચઢાવવાનો ઉત્સાહ બહુ દાખવીએ

છીએ, પણ ફૂલો કબર પર તો ચઢાવતા નથીને, ગ્રંથને છવાડીએ છીએ કે મારીએ છીએ, એયે વિચારવું ઘટે.

આજે 'સરસ્વતીચંદ્ર' નું એવું કંઈક થવા બેઠું છે, એમ કહેવામાં અસત્ય જેવું ભાગ્યે જ હોય. એની સાચીખોટી, જુગતીઅજુગતી પ્રશસ્તિને કારણે એની સામે ખુલ્લો વિરોધ કરનારો એક વર્ગ પણ આજે ઊભો થતો આવે છે. 'સરસ્વતીચંદ્ર'ના સન્નિષ્ઠાભર્યા અભ્યાસને અંતે એના વિરોધમાં કે તરફેણમાં અભ્યાસીઓ જે કહે તે અવશ્ય વિચારણીય નીવડે. પરંતુ તે માટે આંખો મીંચીને 'સરસ્વતીચંદ્ર'ની આંધળી ઉપેક્ષા કરવી નવા જમાનાને જેમ પાલવે નહિ, તેમ જ 'સરસ્વતીચંદ્ર' પ્રત્યે કેવળ અહોભાવ ધરાવીને તેનો દોષો કે ક્ષતિઓને પણ ગમે તેમ ઘટાવીને, ખામીઓનેય ખૂબીઓ ગણવાની વૃત્તિ તો નર્યા કૂલણછવેડામાં જ ખપે. 'સરસ્વતીચંદ્ર' આ બધાથી પર છે, એમ કહેવાની જરૂર હોય ખરી? અલબત્ત, દૂરથી રમણીય લાગતો પર્વત પાસેથી ધીંગો, ખરબચડો, અપરૂપ લાગે, સોહામણો અને ભવ્ય ઓછો લાગે; પરંતુ તેથી તેનું સાચું સૌંદર્ય કે મહત્ત્વ થોડું જ લુપ્ત થાય છે?

સદ્‌ભાગ્યે 'સરસ્વતીચંદ્ર' વિશે આ રીતે વિવેકપૂર્વક સમર્થ મીમાંસા આપણા વિદ્વાન વિવેચકોએ કરી પણ છે. પ્રો. બ. ક. ઠાકોર અને પ્રો. શ્રી. રામનારાયણ પાઠકે 'સરસ્વતીચંદ્ર'માં વિગત કે હકીકતના દોષો, અસંગતિઓ વગેરે તારવી બતાવ્યાં છે.

અહીં એવી જ કંઈક દૃષ્ટિથી કેટલાક પ્રસંગો વિશે ચર્ચા કરવી ધારી છે.

*

'સરસ્વતીચંદ્ર' ભા. ૧લામાં વિવિધ પાત્રોનાં મૃત્યુનું નિરૂપણ કરવામાં ગોવર્ધનરામ ઘણે અંશે સફળ થયા નથી. પહેલા ભાગમાં જ્યાં જ્યાં જે જે મૃત્યુ થયાં છે તે તેમણે કેવળ અકસ્માતથી થયેલાં બતાવ્યાં છે. અકસ્માત ન બને એમ નહિ, પણ તે અણધાર્યો અદ્ધર આવી પડતો હોય એવો, અસ્વાભાવિક ના લાગવો જોઈએ. લેખકે

તે તે પાત્રોનાં મૃત્યુનું માંડીને નિરૂપણ કરવું જોઈતું હતું એમ કહેવાનો મુદ્દલ આશય નથી. પરંતુ 'સરસ્વતીચંદ્ર' ભાગ ૧લામાં અનેક પાત્રો અને અનેક પ્રસંગોની ભેળસેળરી ઝડપી આગેકૂચને લીધે, તે તે પાત્રોનો અંત આણી દેવા માટે, ગોવર્ધનરામે બહુ ત્વરાથી બાજી સમેટી લીધી છે એમ લાગે છે. તે તે સ્થળે મૃત્યુની આગાહીરૂપ પુરોભૂમિકા, આગામી ઘટનાનું બીજરૂપે સૂચન કે અણસાર, રજૂ ન થયાં હોવાથી, મૃત્યુના બધા જ નહિ પણ ઘણાખરા પ્રસંગો સમગ્રપણે વિચારી જોતાં અંશતઃ અપ્રતીતિકર કે કૃત્રિમ-સ્વ. નવલરામનો શબ્દ વાપરું તો-તાલમેલિયા લાગે છે.

'સરસ્વતીચંદ્ર' ભા. ૧લામાં આ રીતે એવાં પાંચ મૃત્યુ થતાં નિરૂપાયાં છે. રાજબા (૫૪)[1], બુદ્ધિધનની માતા (૫૫)[2], જડસિંહ (૬૦)[3], ચંદ્રલક્ષ્મી (૨૦૩)[4], ને ઇશ્વરકોર (૨૨૬)-[5]એ પાંચનાં.

મૃત્યુ વસ્તુસંકલનાને આગળ ધપાવવામાં આવશ્યક ગણીને ગોવર્ધનરામ તેનો આશરો લેતા લાગે છે-જે પાત્રોનું પાછળથી કશું

---

૧. "આખરે ગરાસિયણે જય મેળવ્યો અને એનાથી કાયર થઈ ગરાસિયો ઉદાસીન (?) બની બુદ્ધિધન પાસે પાછો જવા આવવા લાગ્યો. એવામાં કાંઈક રોગથી રાજબા અચિન્તી એકાએક ગુજરી ગઈ, એટલે બુદ્ધિધન પણ ભૂપસિંહને ઘેર નિર્ભય બની જવા લાગ્યો." (પૃ. ૫૪-આવૃત્તિ ૧૦ મી, ઈ. સ. ૧૯૪૯).

૨. "બુદ્ધિધનને શિરસ્તેદારની જગા મળી જોઈ માને સંતોષ થયો અને પોતાને ભાગ્યશાળી ગણતી ડોસી પૌત્ર અને વહુની નજર આગળ ગુજરી ગઈ......" (પૃ. ૫૫).

૩. "નવો કુંવર કરવાનો વખત આવતાં પહેલાં કોણ જાણે કાંઈ ખટપટથી કે કોણ જાણે કાંઈ રોગથી જડસિંહ અચિન્ત્યો ગુજરી ગયો." (પૃ. ૬૦).

૪. "પણ પુત્ર ચારપાંચ વર્ષનો થયો એટલામાં ચંદ્રલક્ષ્મી ગુજરી ગઈ." (પૃ. ૨૦૩).

૫. "એટલામાં ભાગ્યશાળી ડોશી કાંઈ આકસ્મિક કારણથી માળા જપતાં જપતાં બગાસું આવ્યાથી પંચત્વ પામ્યાં." (પૃ. ૨૨૬).

મહત્ત્વ નથી તેમને નાહકનાં શીંકે લટકાવી રાખવાં શાં સારુ ? ઝટપટ તેમને તો પતાવી દેવાં જ ઠીક-એમ માની ગોવર્ધનરામ આ બધાં પાત્રોને દુઃખસદ આપતા લાગે છે. 'સરસ્વતીચંદ્ર'ના બીજા ભાગમાં પણ ગોવર્ધનરામ આવી જ તરકીબ રચે છે, ને તેથી જ ગુણસુંદરીના સંયુક્ત કુટુંબની વિભક્તાવસ્થા-સ્વતંત્રાવસ્થા નિરૂપતાં લખે છે-"કેટલેક વર્ષે એવાં વર્ષ આવ્યાં કે કુટુંબમાંથી એક પછી એક સૌ માણસ ગત થવાં લાગ્યાં. પ્રથમ ધર્મલક્ષ્મી, પછી ચંચળ, પછી ચંચળનાં સર્વ છોકરાં, તે પછી દુઃખબા, તે પછી ગાનચતુર અને આખરે ચંડિકા." (૧૧૫). વસ્તુતઃ ગોવર્ધનરામ જ દર્શાવે છે તેમ આ બધાં એકીસાથે નહિ પણ સમયના ઠીક ઠીક અંતરે ગુજરી ગયાં છે. કુટુંબનાં આટલાં બધાં માણસો મરી ગયાની હકીકત એકીસાથે રજૂ કર્યાથી, તેમાં વૃદ્ધ, પ્રૌઢ, જુવાન ને બાળકવર્ગ-ચંચળનાં છોકરાં પણ બધાં જ-નો સમાવેશ થવાથી, ને તે માટે કોઈ સ્વાભાવિક વજૂદવાળું કારણ નહિ હોવાથી, આ નિરૂપણ કેવળ સગવડિયું લાગે છે. સંકટસમયે સાંકળ ખેંચવાની કળામાં પૂરા પાવરધા ગોવર્ધનરામ એકીસાથે આટલાં બધાં માણસોને વિદાય આપી દે છે, એમાં હકીકતકથનનો દોષ અલ્પ ગણીએ તોયે પ્રસંગનિરૂપણનો દોષ તો છે જ.

એવો જ અપ્રતીતિકર પ્રસંગ જમાલમિયાંવાળો છે. એના નિરૂપણમાં રંગો ઘણા ઘેરા થઈ ગયા છે તે તો અલગ વાત, પણ બુદ્ધિધન અમાત્યપદે હોય, વળી એ જાણતોય હોય કે શઠરાયે પોતાની સામે ભારે મોટા મોરચા માંડ્યા છે, પેઢી-દર-પેઢીનું વેર સડસડાટ સળગી ઊઠ્યું છે, છતાં અલકિશોરીને રાતે સાસરે પાછી મૂકવા જવા માટેય કોઈ માણસ નહિ ? અલક મોડું થતાં ન ગઈ તે જુદી વાત. છતાં એયે સમજ્યા, પણ આવા ઉચ્ચ-પદાધિકારીના ઘરમાં કે ઘરની બહાર પણ કોઈ રક્ષક કે ચોકીદાર નહિ ?* અને

* પ્રકરણ ૧૯મામાં ('સરસ્વતીચંદ્ર' ભા. ૧લો) ' જવનિકાનું છેદન.

ગોવર્ધનરામ નિરૂપે છે તેમ અમાલના ઘર આગળ "રાત્રિના આઠ નવ વાગ્યાથી બેચાર માણસો ફર્યા કરતાં હતાં" એ શું બની શકે? આવા લેભાગુઓ અમાલના ઘર આગળ રખડતા હોય તે છતાં કોઈનું પણ ધ્યાન ન જાય? તે ઉપરાંત જે રીતે જમાલ ઘરમાં ઘૂસી જાય છે-પરસાળ પરની મેડીની બારી ઉઘાડી રહી ગઈ હતી તેમાંથી-એમાંય નિરૂપણની કચાશ તો છે જ. આ આખી ઘટનાના અંકોડા મજબૂતપણે બંધાયા નથી લાગતા પણ શિથિલસંબદ્ધ જ છે એમ જણાય છે.

આ જ પ્રમાણે શઠરાય મહાત થાય છે, હારે છે ને બેઠિા પડે છે, તે વેળા એના ઘરમાં રૂપાળી ને અલકનંદા જે વર્તાવ કરે છે, તે નર્યો નાટકી ને અવાસ્તવિક, ઘણે અંશે સંભવાતીત ગણાય તેવો છે. આવા ઉચ્ચ નાગર કુટુંબમાં આજથી પૂરાં પોણાસો વર્ષ ઉપર, નરી નિર્લજ્જતાથી નાગર સ્ત્રી ધોળે દહાડે મિયાં-બીબીનો વેશ સજી, હાથમાં તરવાર લઈ, પતિનો સામનો કરતી પરપુરુષને લાં-ને તે પણ મેરુલા જેવા બે બદામના ચાકરને ઘેર-જવા નીકળી પડે, એ આખું ચિત્ર જૂનવાણી જમાનામાં બંધબેસતું ભાગ્યે ગણી શકાય.

'સરસ્વતીચંદ્ર' ભા. રજામાં આવતું નિરૂપણ, જો તે મુદ્રણ-દોષ ન હોય તો ગોવર્ધનરામના સ્મૃતિદોષ જેવું જ જણાય છે.×

અને વિશુદ્ધિનું શોધન'માં ગોવર્ધનરામ યોગ્ય રીતે દર્શાવે છે: "બુદ્ધિધન હજી ઘેર આવ્યો ન હતો અને તેના દ્વાર આગળ ઓટલા પર બેસી સિપાઈઓ વાતો કરતા અને અંતે થાકી એક જણ ગાવા લાગ્યો તે સાંભળતા હતા:

'મોરા બીલમાં કબુ ઘર આવે.'

તો આ જ પ્રમાણે જમાલવાળા પ્રસંગે શું રોન ફરનાર કોઈ જ સિપાઈ ન હોતો?

× 'સરસ્વતીચંદ્ર' ભાગ રજા માટે ઈ. સ. ૧૯૪૮ની દસમી આવૃત્તિ સુલભ હોવાથી તેનો જ ઉપયોગ અહીં કરેલો છે.

જેમ ગોવર્ધનરામથી શરતચૂકને કારણે 'સરસ્વતીચંદ્ર'માં 'પિક'નો અર્થ મોર અપાયો છે, કોઈ કોઈ શ્લોકનું ભાષાંતર અશુદ્ધ થયું છે, તેમ અહીં બનવાનો કદાચિત્ સંભવ છે. વળી એ પણ સંભવિત છે કે લેખક વાર્તાપ્રવાહમાં કે કથનપદ્ધતિમાં એવા તન્મય બન્યા હોય કે પૂર્વાપર વિધાનની સંગતિ લાંબા સમયગાળામાં રચાયલી આ કૃતિમાં કદાચ નજર બહાર રહી ગઈ હોય. ગોવર્ધનરામ 'સરસ્વતીચંદ્ર' ભા. ૨જામાં ગુણસુંદરીના કુટુંબનો પરિચય આપતાં લખે છે: "ચંચળબાનું નિત્ય અપમાન થવા લાગ્યું અને આખરે થાકીને દેરાણીનાં મહેણાં ન ખમાતાં ભાભીની બોલાવી ભાઈને ત્યાં રહેવા આવી. એને પંદરેક વર્ષનો યશપ્રસાદ નામનો દીકરો હતો." (પૃ. ૪૬). જ્યારે તે પછી જુદે જુદે સ્થળે આવતા ઉલ્લેખમાં ગોવર્ધનરામ સર્વત્ર એમ જ દર્શાવે છે કે ચંચળને પંદરેક વર્ષનો એક દીકરો માત્ર યશપ્રસાદ નહિ, પણ બીજાંયે છોકરાં હતાં. જેમકે આગળ પૃ. ૫૫ ઉપર લખે છે: "...ચંચળ નણંદ ભાભીનું ઘણું કામ ઓછું કરી દેતી હતી, તોપણ પોતાનાં છોકરાંને ખાવા-પીવામાં વસ્ત્રાલંકારમાં ખામી આવે એટલે..."

આ ઉપરાંત જુઓ નીચેના ઉલ્લેખો:—

(૧) હવે આપણું બાળક હોડશે, પહેરશે ને ચંચળબ્હેનનાં છોકરાં વગર ઘરેણે ફરશે એ સારું દેખાય તો તમે જાણો. (૯૦).

(૨) હજી તો ચંચળનાં પણ છોકરાં પરણવાનાં બાકી હતાં. (૧૯૨).

(૩) માનચતુર ધર્મલક્ષ્મીને તથા ચંચળને એના વિસ્તાર સાથે લઈ...(૧૫૫).

(૪) પ્રથમ ધર્મલક્ષ્મી પછી ચંચળ, પછી ચંચળનાં સર્વ છોકરાં, તે પછી દુઃખબા...(૧૫૫).

આમ હોઈને ગોવર્ધનરામ શરતચૂકથી 'ચંચળનાં છોકરાં'નો ઉલ્લેખ કરવો કુટુંબ-પરિચય-વેળાએ વીસરી ગયા હોય, અથવા તો આટલો વાક્યખંડ મુદ્રણમાંથી ઊડી ગયો હોય એમ માનવું

સ્વાભાવિક લાગે છે. 'સરસ્વતીચંદ્ર'ની જુદી જુદી આવૃત્તિઓના પાઠો પરથી આનો વિશેષ સ્પષ્ટ ને નિર્ણાયક ખ્યાલ આવે.

ઉપરના વિરોધનું શમન આ રીતે શક્ય છે. પણ એવો જ એક બીજો પૂર્વાપર વિરોધ પહેલા અને ત્રીજા ભાગમાં દેખાય છે. પ્રમાદધનના કૃષ્ણકલિકા સાથેના દૂષિત વર્તનની જાણ કુમુદને પ્રકરણ ૧૭માંમાં પ્રત્યક્ષ પુરાવાથી થાય છે ને તેથી "ભણેલાએ પરણ્યા પહેલાં છોડી–વગરભણ્યાએ પરણીને છોડી!" એવા વિચારે તીવ્ર મનોમંથન અનુભવતી કુમુદ નિર્ઝર રુદન કરે છે ને મેડીમાંથી નાસતી વેળા કૃષ્ણકલિકા કેવડો અને સાંકળી મૂકીને ભાગેલી તે "કેવડો તથા સાંકળી બંને વાનાં રોષથી–જોરથી કૃષ્ણકલિકા ઉપર રસ્તામાં–"કુમુદ ફેંકે છે. આમ ગોવર્ધનરામ આ પ્રસંગ પહેલા ભાગમાં વર્ણવે છે.

હવે આગળ ત્રીજા ભાગમાં આ પ્રસંગનો ઉલ્લેખ જરા જુદી રીતે આ પ્રમાણે આવે છે. અલકકિશોરી રાંક ભાભીનો પક્ષ તાણીને પોતાના ભાઈ પ્રમાદધનનો બરોબર ઊધડો લે છે, ત્યારે પ્રમાદનું ચારિત્ર્ય શિથિલ હોવાનો આરોપ મૂકતી અલકને પડકારતાં પ્રમાદધન પુરાવો માગે છે. જવાબમાં અલક કહે છે:—

"પુરાવો ને બુરાવો–જોઈ લેજો ને કે બધુંયે નીકળશે! રાંડ તારી મેડીમાં આવી હતી ને આપે કેવડો ને સાંકળી એના પર રસ્તામાં ફેંક્યાં હતાં તે શાનું સાંભરે?" (ભાગ ૩ જો પૃ. ૭૪, આવૃત્તિ છઠ્ઠી, ઈ.સ. ૧૯૩૬).

—આમ અહીં કેવડો સાંકળી કુમુદે નહિ પણ પ્રમાદે રસ્તામાં ફેંક્યાં હોવાનું કહ્યું છે। આ વિરોધનો શો ખુલાસો? વસ્તુતઃ આ વિરોધ નથી, વિરોધાભાસ જ છે। પહેલા ભાગમાં જે કથન છે તે જ સાચું છે ને તે છતાં અલકનું કહેલું પણ ખોટું નથી! અલક કુમુદનું નામ ન દેતાં કેવડોસાંકળી નાખનાર તરીકે પ્રમાદનું નામ દે છે તેનું કારણ એ કે તેણે આ બનાવ પ્રત્યક્ષ જોયો નથી.

એણે જો પ્રત્યક્ષ આ બનાવ જોયો નથી, તો તેની જાણ કરનાર કોણ? પ્રમાદ તો ન જ હોય, તો શું કુમુદ? અશક્ય: ને તોયે આવું વિપરીત કથન? વસ્તુતઃ આ બનાવની જાણ સૌ પહેલી વનલીલાને થાય છે.

અલકકિશોરી આ વાત વનલીલા પાસેથી જાણે છે, તે તો ગોવર્ધનરામે ત્રીજા ભાગમાં પૃ. ૭૨ પર દર્શાવ્યું છે–"જે દિવસે કુમુદસુંદરી ગઈ તે જ દિવસે કૃષ્ણકલિકા અને પ્રમાદધનના સર્વ સંકેતની કથા વનલીલા અલકકિશોરી અને સૌભાગ્યદેવી પાસે કહી આવી." આમ તાળો મળી રહે છે ખરો; પરંતુ કહેવું જોઈએ કે જે પ્રસંગ પહેલા ભાગમાં ૧૭મા પ્રકરણમાં બનતો ગોવર્ધનરામે આલેખ્યો છે, તે અંગેનો જરૂરી ખુલાસો ત્યાં જ અપાવો જોઈતો હતો, તે નથી થયું. પહેલા ભાગમાં, પરંતુ ૧૭મા પ્રકરણને બદલે ૧૯મા પ્રકરણમાં, ગોવર્ધનરામ માત્ર આટલું જ લખે છે: "વનલીલાને કુમુદસુંદરીની માનસિક પ્રકૃતિમાં આજ કાંઈ ફેર લાગ્યો હતો. કૃષ્ણકલિકા પર માર્ગ પર ધરેલાં ફેંકાયાં એ ચર્ચાથી આ ફેરનો વહેમ વધ્યો હતો અને તેથી જ ચિંતાતુર વનલીલા સખી પાસે આવી હતી" આટલા પરથી જ આપણે માની લેવું રહે છે, ખાસ કરીને ત્રીજા ભાગમાં આવતા ઉલ્લેખ પરથી, કે બારીમાંથી કેવડાસાંકળી ફેંકાતી એણે જોયાં હશે અથવા લોકજીભે આ વાત ચડતાં જાણ્યું હશે. બારીમાંથી કેવડાસાંકળી પ્રમાદધને જ ફેંક્યાં હશે એમ વનલીલાએ માન્યું લાગે છે, કેમકે પ્રમાદનું ચારિત્ર્ય દૂષિત હોવાથી આવાં કૃત્ય-કારસ્તાન પ્રમાદધન જ કરે. આ આખી ઘટનાને પકડી પાડીને, રોષ અને નિરાશાથી અકળાઈને બારીએ જઈ આ ચીજો કુમુદ રસ્તામાં ફેંકે એવી તો વનલીલાને કલ્પનાયે ક્યાંથી આવે? એટલે વનલીલા આમ માને તે અજુગતું નથી. અથવા એવું બને કે વનલીલા પાસેથી અલકે જે સાંભળ્યું તેમાં આટલો સ્મૃતિદોષ અલકનો હોય! વસ્તુતઃ એ સંભવિત નથી.

વનલીલા ને અલક બન્ને પ્રમાદનું નામ દે છે, કુમુદનું નહિ, એમાં તો સૂક્ષ્મ કલાભરી માનવહૃદયની પિછાન રહેલી છે. જો કે તેમ છતાં દૂરાન્વયનો દોષ તો અહીં ખટકે છે જ…પણ ગોવર્ધનરામે સ્મરણદોષથી પ્રમાદનું કર્તૃત્વ અહીં આલેખ્યું છે એમ તો નથી જ. કેમકે ત્રીજા ભાગમાં પ્રમાદે કેવડોસાંકળી ફેંક્યાનું અલક કહે છે ને તેની એ ઉક્તિ પૂરી થાય છે, ત્યાં જ લેખક કહે છેઃ "કુમુદસુંદરીએ કૂટતી સ્ત્રીઓ વચ્ચે કૃષ્ણકલિકા પર ફેંકેલાં કેવડો અને સાંકળી સાંભર્યાં અને તે સાંભરતાં પ્રમાદધન નરમ થઈ ગયો."

તોયે અહીં એક વસ્તુ કહેવી જોઈએ. વનલીલાનું પાત્ર ગોવર્ધનરામે ઘણું રમણીય નિરૂપ્યું છે. પણ એને જે ઉપરની જેમ છાનગપતિમાં કરતી–સી. આઈ. ડી. વેડા કરતી બતાવી છે, તે એના સ્વભાવનો સ્વાભાવિક પ્રતિભાવ ગણીએ તોયે આવા નાજુક પ્રસંગો એકથી વધુ બનતા હોવાથી, વનલીલાનું આવું વર્તન અસ્વાભાવિક કે કરામતી જ બહુ અંશે લાગે છે. ગોવર્ધનરામના જ શબ્દોમાં કહીએ તો 'પરચેષ્ટા જોવાની રસિયણ વનલીલા,' નવીનચંદ્ર અને અલકના પેલા નાજુક પ્રસંગની વાત કુમુદને કરે છે તે તો સંભવિત લાગે છે. પરંતુ સરસ્વતીચંદ્ર આવ્યો જતાં ને પોતાનું ચારિત્ર્ય હીન હોવાનો આરોપ પ્રમાદધન દ્વારા મુકાતાં, સાસરે ગૂંગળાતી તરફડતી કુમુદ સુવર્ણપુરથી પિયર જવા નીકળે છે, ત્યારે કૃષ્ણકલિકા ને પ્રમાદધનની છૂપી ખટપટ કુમુદને જણાવનાર વનલીલા જ છે. ગોવર્ધનરામ એ પ્રસંગે આ પ્રમાણે 'સરસ્વતીચંદ્ર' ભા. ૨જામાં (પૃ. ૧૯૬, આવૃત્તિ '૪૮ની) લખે છેઃ—

"કુમુદસુંદરીએ ગામ છોડ્યું ત્યાર પહેલાં તેના રથને રોકનાર માત્ર વનલીલા મળી. કૃષ્ણકલિકાને પ્રમાદધન મળ્યો હતો અને તેમની બેની વચ્ચે વાત થઈ હતી તે સર્વ એણે અકસ્માત્ સંતાઈ રહી છાનીમાની સાંભળી હતી અને કુમુદસુંદરીને કહું તો નકામું દુઃખ થશે એમ જાણી તથા પ્રસંગ ન મળવાથી એણે એ વાત કહી

ન હતી, પરંતુ આખરે એ વાત પેટમાં રાખી શકી નહિ અને છેક મોડી રાત્રે વિચાર થયો કે હું જ્યારે કુમુદસુંદરીને નહિ કહું ત્યારે કોણ કહેશે? આથી એણે બધી વાત કાગળ પર ચીતરી કાઢી અને પાછલી રાતે પોતાના ઘરની બારીએ જાગતી ઊભી રહી, તે જ્યારે રથ અને સ્વાર આવતા દીઠા એટલે નીચે ઊતરી રથ ઊભો રખાવી માંહ્ય ચઢી, કુમુદસુંદરીના હાથમાં કાગળ આપી અજવાળું થાય ત્યારે વાંચવા કહ્યું." લોકબત્રીસીએ ચઢેલાં પ્રમાદ અને કૃષ્ણકલિકા શું જાહેર રસ્તામાં ખુલ્લામાં મળ્યાં હશે? વનલીલા ત્યાં કયાંથી આવી ચઢી હશે? ને શું પ્રમાદ અને કૃષ્ણકલિકા આવી ગુપ્ત વાત એટલે મોટેથી કરતાં હશે કે વનલીલા તે સાંભળી ગઈ હશે? તે પ્રસંગની જાણ થયા પછીયે વનલીલા જે રીતે પત્ર લખે છે, કુમુદને આપે છે, એ આખી ઘટનાની કૃત્રિમતા આવી નબળી કડીઓને લીધે સહેજે વરતાઈ આવે છે.

એ જ પ્રમાણે ગુણસુંદરીના સીમંત–પ્રસંગના ચિત્રણમાં પણ કંઈક અજુગતું લાગે છે. અજુગતું એ રીતે કે નાગર–કુટુંબમાં, આ પ્રસંગનું આલેખન થયું છે તે જમાનામાં તો ખાસ કરીને, સ્ત્રીની સુવાવડ સીમંત વખતે ને તે પછીયે સાસરે નહિ પણ પિયરમાં જ કરવાનો રિવાજ હતો. તો પછી ગુણસુંદરી પહેલી જ સુવાવડ વખતે પિયર ન જતાં સાસરે રહે તે કેમ બને? વળી ગોવર્ધનરામે બીજા ભાગમાં જ દર્શાવ્યું છે કે "ગુણસુંદરીનું પિયર આ જ ગામમાં* હતું. વિદ્યાચતુર તેનાથી માત્ર પાંચ સાત વર્ષ મોટો હતો અને મોસાળમાં ઊછર્યો હતો. તેનું મોસાળ અને ગુણસુંદરીનું પિયર ઉભય પાડોશમાં સાખેસાખ હતાં. ગુણસુંદરીની મા પોતાની દીકરીના જન્મ પહેલાં બાળક વિદ્યાચતુર ઉપર બહુ હેત રાખતી, તેને રમાડતી, તેનું માથું હોળતી, ખાવાનું આપતી અને લડાવતી. પોતાને પેટ દીકરી થતાં જોઈને પણ પૂજ્યાની

* અર્થાત્ મનોહરપુરીમાં.

વાટ ન જોતાં વિવાહ કરી દીધો."[1] જો આમ છે તો પછી ગુણસુંદરીનેય પિયર ન સાંભરે એમ કેમ બને? પતિ કે સાસુ કે કોઈ કરતાં કોઈ ન બોલે એટલું જ નહિ, પિયરથીય કોઈ સુવાવડ માટે ન બોલાવે, સુવાવડ વિશે પ્રસૂતિ પછીયે, ખબર પણ ન પુછાવે? ને બાળક (કુમુદ) જન્મ્યા પછીયે ગુણસુંદરી પણ પિયરિયાંને યાદ ન કરે? વસ્તુતઃ ગુણસુંદરીના પિયરની પ્રમાણમાં ઘણી ઓછી વિગત અહીં અપાઈ છે. કુમુદના જન્મ વખતે ગુણસુંદરીના પિયરમાં કોણ હતું તેનો ઉલ્લેખ મળતો નથી. પણ પિયરમાં કોઈ સગુંવહાલું ન હોય તો જ પિયર ઉપર છેક પડદો પડી જાય. જો કે અહીં તો પડદો પડતો કે ઊપડતોય દેખાતો નથી! (ગુણસુંદરી કેટલે વર્ષે, કુમુદને પરણાવ્યા પછી, મનોહરપુરી જાય છે, ત્યારેય એને પિયર નથી સાંભરતું!)

કદાચ કોઈ માને કે વિદ્યાચતુરે ઉપરવટ થઈને સુવાવડ સાસરે કરાવી હોય. પણ તેનોય કશો ઉલ્લેખ નથી! વળી જ્યાં ધર્મલક્ષ્મી જેવાં જૂનાં આચારવિચારનાં સાસુ બેઠાં હોય, તેમ જ ગુણસુંદરીની પ્રસૂતિની પીડા વેળા લેખક નિરૂપે છે તેમ "હિન્દુ-સંસારની રીત પ્રમાણે ગજાર આગળ જઈ, આ વખત પ્રિયાનું મુખ જોવાય-ખબર પુછાય-તે પણ મર્યાદાહીન થાય"[2] એમ જ્યાં વિદ્યાચતુર વિચારે છે ત્યાં તો લાજ-મલાજો કેટલો પળાતો હશે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી. તો આમ શાથી બન્યું?...ગુણસુંદરીના પિયરની ગોવર્ધનરામને આ પ્રસંગે વિસ્મૃતિ થઈ હોય, એમ જ માનવું રહે છે.

ગોવર્ધનરામ 'ગુણસુંદરીની કુટુંબજાળ'ના ચિત્રણનિરૂપણમાં તન્મય એવા થઈ ગયા કે આમ પિયરની કેટલીક જરૂરી હકીકત પણ ન આપી શકાઈ, એ જરા વિચિત્ર તો છે જ. પણ અહીં બીજે

---

૧ 'સર.' ભા. ૨જો, પૃ. ૩૬ (આવૃત્તિ દશમી). ૨ એજન, પૃ. ૬૬.

કશો ખુલાસો એ વિના શક્ય જણાતો નથી માટે જ આમ માનવું રહે છે.*

તે જ રીતે ગુણસુંદરી દિવસોના દિવસો સુધી વિદ્યાચતુર સાથે એક જ ઘરમાં વાત કરવાનો વખત પણ ન મેળવી શકે, પ્રસૂતિ વખતેય એને પત્ર લખવો પડે, નાટકી રુદન કરતે કરતે હૃદયની વ્યથા ઠાલવવી પડે, એ બધું અત્યુક્તિના અંશવાળું તો લાગે છે જ, પણ કેટલેક દરજ્જે અશક્ય જેવુંયે લાગે છે.

'સરસ્વતીચંદ્ર'માં કેટલાંક ચિંત્ય સ્થાનો જણાતાં અહીં કેવળ વિનીત ભાવે થોડીક ચર્ચા કરી છે. બાકી પ્રશાંત વનરાજિનું વિવિધવર્ણું સૌંદર્ય, ગિરિમાળા જેવી ભવ્યતા ને સાગરતરંગો જેવી ગંભીરતા ધરાવતો 'સરસ્વતીચંદ્ર' આજપર્યંત અજોડ છે એમ કહેવામાં ભાગ્યે જ અત્યુક્તિ થતી હોય. ('પ્રજાબંધુ'–૧૯૫૩).

*ગુણસુંદરીના પાત્રચિત્રણમાં ગોવર્ધનરામે બીજા ભાગમાં થોડું નાટકી Melodramatic તત્ત્વ અજાણ્યે પણ આણ્યું છે, એમ કેટલાક વાચકોને જણાશે.

*

મહત્તા અને સુરમતા, સામર્થ્ય અને સુકુમારતા, વાસ્તવિકતા અને કૌતુક (Romance), પર્જન્યની જેમ આકાશમાં ઊંચે તારાપથી જેવી ચઢી જતી ભાવના અને ભોંય ઉપર છાણના લોંદા જેવી નીચતા, ઉદાત્તતાનાં શિખર અને અધમતાની કરાડો, બુદ્ધિધન કે કુમુદ જેવાં સમુન્નત માનસિક મર્મના પણ મર્મનાં સૂક્ષ્મ પૃથક્કરણથી આંકીને મૂર્ખદત્ત જેવા વરણાગી સ્થૂલ મૂર્તિઓ, લોહીમાં વીંધી નાખે એવાં વાનાં તીરથી આંકીને અલંકારનાં આલીયા,—એમ વિરોધાભાસી વિધર્મી અન્યોન્યપૂરક વિરૂપતાઓ ઉચિતપણે સ્થાને પૂરેપૂરા ઔચિત્યથી ભલે કુદરતી રીતે ઉઠે છે, ખીલે છે, આવે છે, તેમની યાદી કરતાં પણ હારી જવાય છે.

—બ. ક. ઠાકોર (વિવિધ વ્યાખ્યાનો પૃ. ૩૩).

## ગોવર્ધનરામ ત્રિપાઠીનાં લખાણોની યાદી

(૧) ગ્રન્થો:

૧ સરસ્વતીચંદ્ર ભા. ૧ (૧૮૮૭)
૨ સરસ્વતીચંદ્ર ભા. ૨ (૧૮૯૨)
૩ સરસ્વતીચંદ્ર ભા. ૩ (૧૮૯૮)
૪ સરસ્વતીચંદ્ર ભા. ૪ (૧૯૦૧)
૫ સ્નેહમુદ્રા (૧૮૮૯)
૬ લીલાવતી-જીવનકલા (૧૯૦૫)
૭ દયારામનો અક્ષરદેહ (૧૯૦૮)
૮ સાક્ષર-જીવન (૧૯૧૯–'સમાલોચક'માં ૧૮૮૯–૧૯૦૩).
૯ Classical Poets of Gujarat and their Influence on Society and Morals. (૧૮૯૪)
૧૦ નવલરામ લક્ષ્મીરામની જીવનકથા (૧૮૯૧)
૧૧ ગુજરાતના પ્રાચીન સાહિત્યના ઇતિહાસનું દિગ્દર્શન-પુરુષોત્તમ વિશ્રામ સાહિત્યમાળા, અંક ૪. (પહેલી ગુ. સા. પ. ના પ્રમુખ તરીકેનું ભાષણ (૧૯૦૫)
૧૨ યૂરોપ, એશિયા વગેરે ખંડોમાંની મહાપ્રજાઓના જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાન્ત. (૧૮૯૩)
૧૩ માધવરામ-સ્મારિકા (૧૯૦૦)
૧૪ The Effects of the Custom of Early Marriages on the Educational Progress of the Natives of India. કરસનદાસ મૂળજી પારિતોષિક નિબંધ: (૧૮૭૬)
૧૫ Marriage Forms under Ancient Hindu law. (૧૯૦૬)
૧૬ Betrothal among the Vadnagara Nagar Brahmins of Nadiad. (૧૮૮૮)

૧૭ Conflicts of laws between Converts and Non converts. (૧૯૦૩)

૧૮ Higher Brahminism in Ancient India. (૧૯૦૩)

(૨) લેખો:

૧ કવિતા, કાવ્ય અને કવિ એ વિષયે મિતાક્ષર. (સમાલોચક–૧૮૯૬, અંક ૧ લો)

૨ આ કાળનાં આપણાં આદિનાટકો. (સમાલોચક–૧૮૯૬, અંક બીજો, ૧૮૯૭, અંક ત્રીજો)

૩ ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક. (સમાલોચક–૧૮૯૬, અંક ચોથો)

૪ ગુજરાતી લેખનપદ્ધતિ અને રા. નરસિંહરાવ ભોળાનાથ. (સમાલોચક–૧૮૯૭, અંક ચોથો, ૧૮૯૮, અંક ૧, ૨, ૩)

૫ પાશ્ચાત્ય હાસ્યરસ અને તેનું એતદ્દેશીય રૂપાંતર. (સમાલોચક–૧૯૦૪, અંક ૧ લો)

૬ મિ. કેખુશરો નવરોજજી કાબરાજીની ટૂંક પિછાન–(ગ્રન્થાવલોકન–સમાલોચક, ૧૯૦૪, અંક ૪થો)

૭ આપણી જીવનભાવનાનાં વ્યવહારમાં જણાતાં સ્વરૂપ. (ભાષણનું ભાષાંતર–વસંત, ભાદ્રપદ સં. ૧૯૫૮, કાર્તિક સં. ૧૯૫૯)

૮ પ્રાચીન હિન્દનો ઉચ્ચ બ્રાહ્મણધર્મ (વસંત, જ્યેષ્ઠ સં. ૧૯૫૯)

૯ ગુજરાતી ક્રિયાપદની વ્યુત્પત્તિના નિયમો (વસંત, ચૈત્ર સં. ૧૯૬૦)

૧૦ કર્મ, ધર્મ ને જ્ઞાન–તત્સંબંધે દેશકાલનો વિવેક. (ગુજરાતી તા. ૨૧ તથા તા. ૨૮–૧૦–૧૯૦૪)

૧૧ વેદ અને વેદાન્ત. (શેમાં છપાયો ?)

૧૨ Rules of Conduct (સમાલોચક–૧૯૦૯, અંક ૧–૨)

૧૩ Letters to Dayarm Gidumal Esq. ગુજરાતી ભાષાંતર સાથે–સમાલોચક–૧૯૦૯, અંક ૨, ૩, ૪; ૧૯૧૦, અંક ૧, ૨)

૧૪ Letters to Purushottam Vishram Mavji Esq. (સમાલોચક–ગોવર્ધનસ્મારક અંક, જુલાઈ ૧૯૦૭. ગુર્જરાતી સારાંશ એ જ અંકમાં, તેમ જ વસંત, ચૈત્ર સં. ૧૯૬૩માં)

૧૫ Chuni the Satee, (ઈસ્ટ એન્ડ વેસ્ટ–જુલાઈ, સપ્ટે., ઓક્ટો, નવેમ્બર, ૧૯૦૨)

૧૬ The Hindu Ideal of Poverty. (ઈસ્ટ એન્ડ વેસ્ટ–જુન જુલાઈ, ૧૯૦૩)

૧૭ The Keystone of the Economics of Hinduism (ઇસ્ટ એન્ડ વેસ્ટ–જાન્યુ. ફેબ્રુ.–૧૯૦૫)

૧૮ The Gulf between Englishmen and Indians. (ઈસ્ટ એન્ડ વેસ્ટ–જાન્યુ. ૧૯૦૬)

૧૯ The Hindu Sovereign as Parent of his People. (ઇન્ડિયન રિવ્યુ–જાન્યુ. ૧૯૦૩)

૨૦ Review of Mr. Mallik's "Problem of Existence". (ઇન્ડિયન રિવ્યુ–ઓક્ટો. ૧૯૦૪)

૨૧ The Hindu Ideal of Sovereignty and State. (ઇન્ડિયન રિવ્યુ. એપ્રિલ, ૧૯૦૫)

૨૨ Review of Mr. Manilal N. Dvivedi's "Monism or Advaitism". (ગુજરાતી–તા. ૧૬ તથા ૨૩-૨-૧૮૯૦)

૨૩ Review of Mr. Manassukharam's "Gokulji Jhala's Life". (શારતગોફતાર–તા. ૧-૬-૧૮૮૪)

(૩) કાવ્યો:

૧ કવિભોગ્ય કવિતા. (સમાલોચક–૧૯૦૪, અંક ૨)
૨ આધ્યાત્મિક કવિ અને તેની કવિતા. (યોજન)
૩ અનુપમ તિમિર. (સમાલોચક–૧૯૦૪, અંક ૩)
૪ અનુપમ તેજ (યોજન)
૫ પ્રણયપુરુષ. (સમાલોચક–૧૯૦૫, અંક ૧)

૬ કુરુક્ષેત્ર. (સમાલોચક-૧૯૦૫, અંક ૪)
૭ રસસુંદરી અનેન્તસ્વાનંદ સ્વામી. (વસંત-ફાલ્ગુન, વૈશાખ સં. ૧૯૬૧)
૮ સંસારપ્રતિબિંબકાવ્ય. (અરુણોદય-૧૮૯૩)

(૪) અપ્રકટ કૃતિઓ લેખો અને કાવ્યો:

૧ હૃદયરુહિતશતક. (સંસ્કૃતમાં-૧૮૭૫)
૨ વિધિકુંડિત. (એજન)
૩ ક્ષેમરાજ અને સાધ્વી. (નાટક-૧૯૦૧)
૪ ગુજરાતી કવિતાનું ભવિષ્ય. (ભાષણ-૧૮૯૯)
૫ જીવ, મૃત્યુ અને પછી. (કાવ્ય)
૬ Jiji the Mother of Shivaji. (કાવ્ય-૧૮૭૭)
૭ Is there any Creator of the Universe? (ભાષણ ૧૮૭૩)
૮ The State of Hindu Society in the Bombay Presidency (ભાષણ-૧૮૭૩)
૯ Scope of University Education. (ભાષણ-૧૮૭૫)
૧૦ A Rude outline of the general features of Practical Ascetcism in my sense of the Word. (ભાષણ-૧૮૭૭)
૧૧ Comparison between the characters of the Gujarati and Maratha Histories (ભાષણ-૧૮૭૭)
૧૨ Philoshophy and Science of Substantive Criminal Law. (ભાષણ-૧૮૮૪)
૧૩ *Some sidelights on Vedic Mythology.* (ભાષણ-૧૮૯૬)
૧૪ Vedic lecture-Notes.
૧૫ Notes on Education.

૧૭ An Englishman's and a Hindu's Entrance in Life. (ભાષણ-૧૯૦૦)
૧૮ Some Historical Aspects of our Social and Domestic Institutions. (ભાષણ-૧૯૦૦)
૧૮ Practical Aspects of our Ideals of Life. (ભાષણ-૧૯૦૧)
૧૯ The Aptitudes and Duties of the Leading Communities of Surat. (ભાષણ-૧૯૦૨).
૨૦ The Age of Consent Bill.

(૫) અપૂર્ણ કૃતિઓ, લેખો અને કાવ્યો:

૧ મનોહત. (સંસ્કૃતમાં-૧૮૭૩)
૨ ગિરનાર પર્વત. ( ,, )
૩ દમયન્તીદમનાન્ત. (નાટક)
૪ સરસ્વતી અને માયા (નાટક)
૫ જ્ઞાનશરીર. (કાવ્ય)
૬ ધર્મ અને વ્યવહાર.
૭ ટોડના 'રાજસ્થાન'નું ભાષાંતર. (૧૮૮૪)
૮ અધ્યાત્મજીવન. (૧૯૦૨-૩)
૯ Lectures-Notes on 'Talisman'.
૧૦ Poetico-Rationalism
૧૧ Index of the statement submitted to the University Commission. (૧૯૦૨)
૧૨ References from others, Industrial, Literary, Educational.
૧૩ Our Higher Education as a Political Factor.
૧૪ Primary Education.

૧૫ Rejected portion for Education Conference.
૧૬ The Character of Nana Fadnavis.
૧૭ Vaso Lecture-Notes-"Public Activity." (૧૯૦૩)
૧૮ Siddhapur Lecture-Notes.
૧૯ Notes on Religion.
૨૦ Notes on Vedic Religion.
૨૧ Hope of India.
૨૨ Fragment of a letter written to the Vice-Chancellor and the members of the Syndicate of the University of Bombay.
૨૩ Our Social Reforms.
૨૪ Ethical conclusions on the Duties of Married Life and a Husband's Duties.
૨૫ Notes on Hindus and Social Reform.
૨૬ Political Ethics for British India.
૨૭ Secular Side in Indian Religion. (૧૮૯૯)
૨૮ Notes on forms of Marriage in Ancient India.
૨૯ Notes on Mahabharata
૩૦ Patriotic Dreams of an unpatriotic Indian.
૩૧ Patriotism of Educated Natives.
૩૨ Physics in Ancient India. (૧૯૦૬)
૩૩ Notes on Yoga.

(૬) પ્રકટ થયેલી કૃતિઓના રદ કરેલા ભાગઃ

૧ 'સ્નેહમુદ્રા' માટે લખાયલી પ્રસ્તાવના, અર્પણપત્રિકાઓ, કેટલીક પંક્તિઓ ને પરિચ્છેદો.

૨ 'સરસ્વતીચંદ્ર'ના વસ્તુની યોજના.
૩ 'સરસ્વતીચંદ્ર'ના બીજા-ત્રીજા ભાગની પહેલાં લખેલી, પણ પાછળથી રદ કરેલી પ્રસ્તાવના.

કૉલેજના અભ્યાસ દરમિયાન પણ ગોવર્ધનરામે છૂટક છૂટક લેખો લખેલા–જેમાંના કેટલાક અપૂર્ણ છે. તેના વિષયો વિવિધ છે ને ગદ્ય-પદ્ય બંનેમાં રચનાઓ થઈ છે. ગોવર્ધનરામને સમજવામાં એ પણ ઉપયોગી થાય તેમ છે.

*

## "સરસ્વતીચંદ્ર"નું પ્રકાશન

| ભાગ | પ્રથમ આવૃત્તિ ને નકલો | છેલ્લી આવૃત્તિ ને નકલો | કુલ આવૃત્તિ | કુલ વેચાણ |
|---|---|---|---|---|
| ૧ | ૧૮૮૭ (૨૦૦૦) | ૧૯૫૦ (૩૦૦૦) | ૧૧ | ૩૪,૬૦૦ |
| ૨ | ૧૮૯૨ (૩૦૦૦) | ૧૯૪૮ (૪૨૦૦) | ૧૦ | ૩૧,૩૦૦ |
| ૩ | ૧૮૯૮ (૩૦૦૦) | ૧૯૫૦ (૨૦૦૦) | ૭ | ૨૦,૦૦૦ |
| ૪ | ૧૯૦૧ (૩૦૦૦) | ૧૯૪૯ (૨૫૦૦) | ૬ | ૧૭,૫૦૦ |

ચારે ભાગનું મળીને કુલ વેચાણ–૧,૦૩૪૦૦. નકલો

*

અમદાવાદ—તા. ૨-૧૧-૧૧ : ગુરુવાર: રમણભાઈએ સવારે એક અજાયબ વાત કરી. ગટુએ પાકે પાયે સાંભળ્યું છે કે "સરસ્વતીચંદ્ર"ના ૪થા ભાગમાં ગોવર્ધનભાઈએ પ્રથમ તો કુમુદ જોડે સરસ્વતીચંદ્રને પુનર્લગ્ન કરાવ્યાનું પરિણામ આણ્યું'તું; (અને કહે છે કે Ms. હજી હયાતીમાં છે!) પછી મનસુખરામે જોયું ને કહ્યું કે આ ઠીક નથી કર્યું" તેથી ગોવર્ધનભાઈએ બધું ફેરવી નાખ્યું.

[નરસિંહરાવની રોજનીશી : પૃ. ૨૭૫]

કુલ પૃષ્ઠ ૧૧૨ + ૪૭૨ + ૯ = ૫૯૩

## સૂચિ

### ખંડ પહેલો

સૂચિ